બૃહદ ગ્રન્થમાળા

ગ્રન્થ ૬ ઠ્ઠો.



# स्वामी रामतीर्थ

એમ. એ. એમના સદુપદેશ,

## ग्रन्थ १ लो.



અગાઉ નીકળેલા ભાગ ૧ થી ૫ નો સંગ્રહ.

ત્રીજીવાર પ્રત ૩૩૦૦. વિ. સં. ૧૯૭૪.


## सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા:—ભિક્ષુ—અખંડાનંદ.

કાલબાદેવી—મુંબઈ.


મૂલ્ય રૂ. ૧॥, પોસ્ટેજ જુદું.

બહારના વેચનાર પોસ્ટેજ જોગું વધુ લેશે.

# ग्रंथाऽर्पण

वर्त्तमान युगना आध्यात्मिक धन्वंतरी

**स्वामी रामतीर्थ**

एमनी

ચૈતન્યાનંદમયી અમ્મર વાણીરૂપ

**संजीविनी मात्रा**

કે જેને

તેમણે જીવનપર્યંત સ્વ તેમ પર ઉપર અજમાવીને

અનુભવ સિદ્ધ કરેલી છે

તે

તેના સદુપયોગવડે

આંતર્બાહ્ય વિકારોની આત્યંતિક નિવૃત્તિપૂર્વક

નિત્યના સર્વોત્તમ જ્ઞાનાનંદમય મોક્ષપદની

પ્રાપ્તિ કરવાની ભલામણ સહિત

તેવી

सत्य उन्नतिनां आतुर

**सर्व बंधु, भगिनीओना हाथमां**

તેમની તે આતુરતા બદલ અનેકાનેક હાર્દિક ધન્યવાદ પૂર્વક

**सस्नेह समर्पित.**

सर्वनो:—

देह भावेतु दासोऽस्मि, जीव भावेत्वदंशक:
आत्मभावे त्वमेवास्मि, इतिमे निश्चितामति:

अखंडानंद.

# સત્વર જોઇયે છે—સુધારકો.

બીજાઓને નહિ પણ પોતાની જાતનેજ સુધારવા માટે !

યુનિવર્સિટીની પદવી જીતનારા નહિ પણ પોતાના
મનનેજ જીતનારા !

અવસ્થાનું ધોરણ વર્ષપર નહિ પણ જિજ્ઞાસાની દિવ્યતા
અને આનંદના યૌવનપર !

પગાર—ઈશ્વર પ્રાપ્તિ !

અરજી—દીનયાચનાઓથી ભરેલી નહિ પણ
અધિકારયુક્ત આજ્ઞા અને નિશ્ચયને દર્શાવનારી !

તરતજ મોકલો—

**જગદીશ્વર-ત્હમારા પોતાનાજ આત્માપર.**

ઠે૦ સર્વ સ્થળે.

**મુ૦ ત્હમારા હૃદયમાંજ.**

ॐ ॐ ॐ

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી લોકહિતાર્થે અતિ સસ્તી કિંમતે નીકળતા ઉત્તમ ગ્રંથો.

# તૈયાર મ્હોટા ગ્રંથો



**શ્રી યોગવાસિષ્ઠ-મહારામાયણ** ભાગ ૧લો. આમાં પાંચ પ્રકરણ હોઇ પૃષ્ઠ ૯૪૦ છે. કાગળ ગ્લેજ જાડા ૭૦ રતલી, સોનેરી પૂઠું, **મૂલ્ય રૂ. ૩** પો. ૦॥=

**શ્રી યોગવાસિષ્ઠ-મહારામાયણ** ભાગ ૨ જો. આમાં નિર્વાણ પ્રકરણ હોઇ પૃષ્ઠ ૧૦૮૫ છે. કાગળ ગ્લેજ ૬૦ રતલી, સોનેરી પૂઠું, **રૂ. ૩** પો. ૦॥=

**શ્રી ભગવતી ભાગવત** અથવા દેવી ભાગવત-વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાન્તર, પૃષ્ઠ ૯૫૦, મજબૂત કાગળ, સોનેરી પૂઠું, **રૂ. ૨॥** પો. ૦॥=

**શ્રી શાન્તિપર્વ-મહાભારતનું**-રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ સંપૂર્ણ, પૃષ્ઠ ૮૪૦, રફ કાગળ, સાદું પૂઠું, **મૂલ્ય રૂ. ૨** પો. ૦॥=

**શ્રી દાસબોધ**-શ્રી શિવાજી મહારાજના સમર્થ ગુરૂ રામદાસ સ્વામીનો ઉપદેશ, પૃષ્ઠ ૪૦૦, કાગળ ૭૦ રતલી, મજબૂત કાપડી પૂઠું, **રૂ. ૧।** પો. ૦।–

**શ્રી શિવાજી છત્રપતિ**-દરેક ભારત સંતાને વાંચવા યોગ્ય ઉત્તમ ચરિત્ર, પૃષ્ઠ ૩૫૦, પાકું પૂઠું, **રૂ. ૧।**, **સાદું ૦॥** પો. ૦।–

**રાજસ્થાનનો ઇતિહાસ-ભાગ ૧ લો**-કર્નલ ટૉડ કૃત મહાન ગ્રંથ-મેવાડના રાજા-રાણાઓ ૬૦ નાં ચિત્રો અને ચરિત્ર સાથે, પૃષ્ઠ ૮૦૦, પાકું પૂઠું, **રૂ. ૨॥, સાદું ૨** પો. ૦॥

**સ્વામી રામતીર્થના સદુપદેશ.** ભાગ. ૧ થી ૫ નો એકત્ર ગ્રંથ, નવી આવૃત્તિ, પૃષ્ઠ ૪૦૦, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧॥ પોસ્ટેજ ૦।–

**વાલ્મીકીય રામાયણ**-આનું છાપવાનું કામ ઠંડું ચાલતું હોવાથી છપાયેથી ખબર અપાશે.

**મહાભારત-૭ ભાગમાં**-આ ગ્રંથ કહાડવાનું લડાઇ મટતાં સુધી મુલ્તવી રહેલું હોવાથી એનાં આદિ અને સભાપર્વ પણ હાલ બહાર પડનાર નથી.

# બીજા તૈયાર ગ્રંથો



**એકાદશ સ્કન્ધ** શ્રીમદ્ ભાગવતમાંનો ઉત્તમ ઉપદેશ, મૂળ શ્લોક સહિત સરલ ભાષાન્તર, પૃષ્ઠ૪૮૮, સોનેરી પૂઠું **રૂ. ૦॥, પાકું પૂઠું ૦ા=॥** પો. ૦)=

**મનહર પદ**-મનોહરદાસકૃત ગુજરાતી તથા હિન્દી ૧૫૦ પદ, પૃષ્ઠ ૧૮૦, **મૂલ્ય ૦)**=॥ પો. ૦)–

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**-મો. ક. ગાંધીકૃત ઉત્તમ ઉપદેશ, પૃષ્ઠ ૧૪૪, **મૂલ્ય ૦।** પો. ૦)–

**સદ્ગુણી બાળકો**-બાળકો માટે અસરકારક ખરાં બનેલાં ૮૧ દ્રષ્ટાંતો; કેળવણી ખાતાએ મંજુર કર્યું છે. પૃષ્ઠ ૧૯૨ **મૂલ્ય રૂ. ૦।** પો. ૦)–

**બાળકોની વાતો**-સાદી અને સહેલી ભાષામાં બાળકો. માટે બોધપ્રદ વાર્તાઓ, પૃષ્ઠ ૧૨૦, **૦)=** પો. ૦)॥

**બાળ સદ્બોધ**-ધર્મ, નીતિ ૬૦ ના બોધપ્રદ પાઠો દ્રષ્ટાંત સહિત, પૃષ્ઠ ૧૩૬, મૂલ્ય ૦)= પો. ૦)॥

**મૈત્રેયી...** ... પૃષ્ઠ ૮૦ મૂલ્ય ૦)– પો. ૦)॥

**ભાગવત, જ્ઞાનેશ્વરી, આર્યભિષક, ગીતાના ગુટકા, ભજનસાગર, સુબોધરત્નાકર,** આ પુસ્તકો થઇ રહેલાં હોવાથી હવે પછીથી તે છપાય અને જાહેર ખબર અપાય ત્યારેજ મંગાવવાં.

## ખાસ સૂચના:–

૧. બીજે મળતાં પુસ્તકો અહીંથી મોકલાશે નહિ.

૨. રૂ. ૫ અથવા તેથી વધુનાં પુસ્તકો હશે તો તે રેલ રસ્તે મંગાવવાથી ખર્ચ ઓછો આવશે.

૩. રેલ રસ્તે મંગાવનારે મૂલ્ય પ્રથમથીજ મોકલવું.

૪. રેલ કે ટપાલ રસ્તે મંગાવનારે અમદાવાદજ લખવું.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**– ઠે. કાલબાદેવી રોડ-હાથી બિલ્ડીંગ-મુંબઇ નં. ૨. સેશન કોર્ટ પાસે—અમદાવાદ.

# વિવિધ ગ્રંથમાળા

દર વર્ષે માત્ર રૂ. ૨ માં પૃષ્ઠ ૨૦૦૦ ના વિવિધ—ઉત્તમ પુસ્તકો મળે છે. પાકાં પૂઠાં સાથે રૂ. ૩, પો. માફ. વર્ષ પુરૂં થયેથી જુદું.

## સંવત ૧૯૭૪ નાં પુસ્તકો.

રામકૃષ્ણ કથામૃત ભાગ ૧ લો તૈયાર છે. બીજાં પુસ્તકો નીચલામાંથી તેમજ નવી પસંદગી થાય તેમાંથી નિકળશે. જેમકેઃ—ઉપનિષદ્‌નો ઉપદેશ, અમેરિકાનો પ્રવાસ ભા. ૨ જો, બંકીમકૃત ધર્મતત્વ, સામાજીક વાર્તાઓ, સત્ય નિબંધાવળી, સર રવિન્દ્રનાથ ટાગોરકૃત એક પુસ્તક, અખાની વાણી, અર્વાચીન શાસ્ત્ર અને શાસ્ત્રીય વિચાર, સોનેરી વચનો, વિવેકાનંદના સદુપદેશ ઇ૦. આગલા વર્ષમાં પૃષ્ઠ વધુ થવાથી આ વર્ષમાં પૃષ્ઠ ૧૮૦૦ થી ૧૯૦૦ અપાશે.

## આગલાં વર્ષોના સૅટ.

**સં. ૧૯૬૭ નાં પુસ્તકો**—હવે ખલાસ થયાં છે.

**સં. ૧૯૬૮ નાં પુસ્તકો**—નવસંહિતા, કાશ્મીરનો પ્રવાસ, વિવેકાનંદનાં પત્રો, નવા યુગની વાતો ભા. બીજો, રામતીર્થ ભાગ ચોથો, વીર દુર્ગાદાસ. કુલ પૃષ્ઠ ૧૫૦૦ છે. **મૂલ્ય રૂા. ૧।।, પાકાં પૂઠાં રૂ. ૩,** પો. જુદું.

**સં. ૧૯૬૯ નાં પુસ્તકો**—રામતીર્થ ભાગ ૫ મો, પદ્યાત્મક ગીતા, નવલકથાસંગ્રહ, ના. શહેનશાહ ઇ૦, છોટાલાલ પદબોધિની, વૈરાગ્યબોધકાવ્ય, દુઃખમાં વિદ્યાભ્યાસ, કથાગુચ્છ, ટુંકી વાર્તાઓ. કુલ પૃષ્ઠ ૧૫૦૦ છે. **મલ્ય રૂ. ૧।। પાકા પૂઠા રૂ. ૩,** પો. જુદું.

**સં. ૧૯૭૦ નાં પુસ્તકો**—રામતીર્થ ભાગ ૬ઠ્ઠો, સેવાના સન્માર્ગ, ટુંકી વાર્તાઓ ભાગ ૨ જો, રામતીર્થ ભાગ ૭ મો, નેપોલીયન બોનાપાર્ટ. કુલ પૃષ્ઠ ૧૫૦૦. **મૂલ્ય રૂ. ૧।।,** પાકાં પૂઠાં રૂા. **૩,** પો. જુદું.

**સં. ૧૯૭૧ ના પુસ્તકો**—વિવેકાનંદના સદુપદેશ ભાગ ૧ લો, અખાની વાણી, સાચું સ્વર્ગ, વિવેકાનંદ ભાગ ૨ જો, ટુંકી વાર્તાઓ ભાગ ૩ જો. કુલ પૃષ્ઠ ૨૦૦૦. **મૂલ્ય રૂ. ૨,** પાકાં પૂઠાં **રૂ. ૩,** પો. જુદું.

**સં. ૧૯૭૨ નાં પુસ્તકો**—રામતીર્થ ભાગ ૮–૯, આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, લઘુ લેખ સંગ્રહ ભાગ ૨ જો, પ્રભુમય જીવન, ટુંકી વાર્તાઓ ભાગ ૪ થો, હિંદી લેખમાલા. કુલ પૃષ્ઠ ૨૦૦૦ **મૂલ્ય રૂ. ૨,** પાકાં પૂઠાં રૂ. ૩ પો. જુદું.

**સં. ૧૯૭૩ નાં પુસ્તકો**—સ્વામી વિવેકાનંદ ભા. ૩ જો, અમેરિકાનો પ્રવાસ, સ્વામી વિવેકાનંદ ભા. ૪ થો, બંકીમ નિબંધમાળા, સસ્તું સાહિત્ય વ. કા. ની ઉત્પત્તિ, સ્થિતિ અને ભવિષ્ય. કુલ પૃષ્ઠ ૨૧૫૦, મૂલ્ય રૂ ૨ ) પાકાં પૂઠાં ૩ ) પો. જુદું.

# ચરિત્રમાળા

દેશ વિદેશનાં પ્રાચીન અર્વાચીન અનેક મહાન સ્ત્રી પુરૂષોનાં ઉત્તમ ચરિત્રોનો દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦ જેટલો મ્હોટો સંગ્રહ, વાર્ષિક માંત્ર રૂ. ૨, પાકા પૂઠાં સાથે ૩.

**સં. ૧૯૭૩ થી** આ માળા મુલ્તવી હોઇ લડાઇ પછી નિકળવા સંભવ છે.

## આગલા વર્ષોના સૅટ.

( આ દરેક સૅટમાં પૃષ્ઠ ૧૫૦૦ છે. દરેકનું મૂલ્ય રૂ. ૨, પાકા પૂઠાં સાથે રૂ. ૩, પો. જુદું છે.)

**સં. ૧૯૬૮ નાં પુસ્તકો**—હવે મળતાં નથી,

**સં. ૧૯૬૯ નાં પુસ્તકો**—ભારતના મહાન પુરૂષો—ભાગ ૧ લો, આનંદીબાઇ જોશી, ભારતના વીર પુરૂષો, ભારતના સંતપુરૂષો, જગવિખ્યાત પુરૂષો ભાગ ૧ લો.

**સં. ૧૯૭૦ નાં પુસ્તકો**—ભારતના સ્ત્રી રત્નો ગ્રંથ ૩ જો, બુકર ટી વોશીંગ્ટન, ભારતના મહાન પુરૂષો ભાગ ૨ જો, જગવિખ્યાત પુરૂષો ભાગ ૨ જો.

**સં. ૧૯૭૧ નાં પુસ્તકો**—જોન ઓફ આર્ક, ભારતની દેવીઓ, મહાન અલેકઝાંડર, મહાન શીખગુરૂઓ, થિયોડર પાર્કર.

**સં. ૧૯૭૨ નાં પુસ્તકો**—રાજા રામમોહનરાય, સમ્રાટ્ અકબર, જગવિખ્યાત પુરૂષો ભાગ ૩ જો—વોલેસ અને ડિમોસ્થનિશ, જગવિખ્યાત પુરૂષો ભાગ ૪ થો—પ્રિન્સ બિસમાર્ક અને ગ્લૅડસ્ટન.

## સ્વામી રામતીર્થ અને તેમના ઉપદેશો વિષે પત્રકારો ઇ૦ના

# અભિપ્રાય.

स्वामी रामतीर्थ, एम. ए. हालहीमें एक अच्छे विद्वान् महात्मा होगये है। (हिन्दुस्तानके ही नहीं किन्तु अमेरिका तकके विद्वान् आपसे परिचित है। अमेरिकामें तो आपके नामसे एक "राम सोसाइटी" नामकी सभा ही है। जो आपके सदुपदेशोंसे ही उपदेश करता है।)

पुस्तकमें जो गुण है वह हम पूरी तौरसे वर्णन नहीं करसक्ते। इसके वांचनसे देशहित, धर्महित, जातिहित, अपनाहित करनेका पूरा २ बोध होता है * *। -**श्रीकान्यकुब्जहितकारी,** मार्च सन १९०८.

महानुभावोंके जीवनचारित्रका पाठ ही मनुष्यके चरित्र सुधारनेका सर्वोत्तम उपाय है। (उक्त स्वामीजीका जीवनचरित्र पढनेसे और उनके उपदेशोंका मनन करनेसे चरित्रका बहुत कुछ सुधार हो सकता है।) हिन्दी जाननेवालोंको इस पुस्तकका अवश्य पाठ करना चाहिये और उनके उपदेशोंको ग्रहण करके अपने जीवनको सार्थक करना चाहिये। **भारतमित्र,** ता. २८-३-१९०८.

स्वामी रामतीर्थजीका नाम ऐसा कौन होगा जो न जानता हो, स्वामी रामतीर्थजीने हिन्दुस्तानके सिवाय अन्य अमेरिका आदि देशोंमें भी अपने व्याख्यान देकर सर्व साधारणको मोहित करदिया था। अमेरिकामें अब भी स्वामीजीके सैकडो शिष्य है * * * *। **ब्राह्मण सर्वस्व,** फरवरी १९०९.

* * *स्वामी रामतीर्थकी जीवनी बड़ी मनोरंजक और पुण्यदायिनी है। स्वामी रामतीर्थमें एक विलक्षण बात थी; जिसे हमने स्वयं उनके साथ रहकर जाना था। आप "सोऽहं" सम्प्रदायके अनुयायी होनेपर भी सच्चे प्रेमी और भगवद्भक्त थे। प्रत्येक हिन्दूको यह पुस्तक खरीदना चाहिये। -**श्री यादवेन्द्र,** मार्च १९०९.

स्वामीजी जिस कुलमें उत्पन्न हुये थे केवल उसको ही नहीं प्रशंसित कर गये किन्तु इस संक्षिप्त जीवनीके पढ़नेसे पता लगता है कि भारत मातामें इस हीनावस्थामें भी एक पुरुष रत्न उत्पन्न करदिया जिसकी ज्योतिको देख एक वार अहंकारी अमेरिकाकी भी आंखे चौंधिया गई। * * *

यदि इस पुस्तकका देशमें प्रचार हो तो यही नहीं कि हम लोग उनकी कीर्तिको चिरस्थायी रखनेमें कृतज्ञता प्रकाश करेंगे बल्कि अभ्युदयाकांक्षी भारत संतानके हाथमें मनोर्थपूर्तिका साधन दान करनेका पुण्य करेंगे।

**अभ्युदय,** ता. २ अप्रैल १९०९.

* * * * સ્વામી રામતીર્થ એમ. એ. એઓ એક અત્યંત પ્રભાવશાળી અને દિવ્ય વ્યક્તિ થઇ ગયા છે. પોતાના પવિત્ર અને વિરાગી જીવનથી અનુપમ દ્રષ્ટાંત આપેલ છે. તેઓશ્રી એક સાચા સંન્યાસી અને નમુનેદાર ઉપદેશક હતા. તેમણે ધર્મના વિષયમાં તથા દેશોદયના વિષયમાં ભાષણોદ્વારા તથા બીજી રીતે અમુલ્ય બોધ આપેલો છે. * * * * **ઇન્ડીઅન ઓપીનિયન** તા. ૨૭ જુલાઇ ૧૯૧૨.

* * * * મર્હુમ રામતીર્થના સદુપદેશથી હવે ભાગ્યે કોઇ ગુજરાતી વાંચનાર અને દુનિયાનું ખરૂં સુખ શોધનાર અજાણ્યો હશે. સ્વામી વિવેકાનંદ પછી તેમની યત્કિંચિત્ બાકી રહેલી પ્રવૃત્તિમાં ક્રમેરો કરી વેદાન્ત માર્ગને બતાવવામાં આ મહાન સંન્યાસીએ કાંઇ જેવી તેવી સેવા કરી નથી. * * * *

**જૈન.** તા. ૧૮ ઑગષ્ટ ૧૯૧૨.

* * * * આ પુસ્તકપર અવલોકન લખનાર હું ક્ષુદ્ર કોણુ? એ અદ્દભૂત યોગી ગુપ્તજ્ઞાનવાળા ચમત્કારી પુરૂષ...હિમાલયની બરફની સપાટીપર નગ્ન પોઢવામાં આનંદ માની શકનારા વજ્રના શરીરવાળા નવયુવાન...એમ એ. સુધીનું અંગ્રેજી, ફારસી અને વેદનું તારતમ્ય સહેલાઇથી સમજવા જેટલા સંસ્કૃતના ઉંચામાં ઉંચા જ્ઞાન સાથે પચીસ વર્ષની નાની વયમાં પ્રૉફેસર અને ફીલસુફર થનારા તે અપવાદ રૂપ રત્નના વિચારોની કિંમત આંકનાર હું કોણુ! હું તો (બહુ તો) એ રત્નના પ્રકાશથી અંજાઇ શકું, મનમાં રાજી થઇ શકું અને મુંગો પ્રેમ કરી શકું. વંદન હો, કળિયુગના **'રામ'**! તને વંદન હો,! ભાગ્યશાળી છે તે નરો કે જે ત્હારાં શિક્ષણોને વાંચી શકશે, વિચારી શકશે અને જીંદગીના 'રેકર્ડ'માં ઉતારી શકશે. * * * વગેરે

અતિ—અતિ—અતિ અમૂલ્ય વિષયોનો આ ચાર ભાગમાં સમાવેશ કર્યો છે, અને તેનું અવલોકન લખતાં આ પેપરના આખા ચાર અંક ઓછામાં ઓછા ભરાય તોજ કાંઇક ઇન્સાફ આપ્યો ગણાય. * * *

**જૈનસમાચાર.** તા. ૨ જી સપ્ટેંબર ૧૯૧૨.

* * * * મહાત્માશ્રી રામતીર્થ સ્વામીના શબ્દોપર અભિપ્રાય આપવો એ, અભેદ માર્ગ પ્રવાસીઓ સિવાયના બીજાઓ માટે ધીટતાજ કહેવાય. એ વિદ્યુત શક્તિની કિંમત સાધારણ માણસોથી આંકી શકાય તેમ નથી. **દુનીઆનું રાજ્ય ઘડીભર મને સોંપવામાં આવે તો પહેલામાં પહેલો ઢંઢેરો જે હું પીટાવું તે એજ કે, સ્વામી રામતીર્થના સર્વમાન્ય વિચારો વાંચો અને એ વાંચનવડે હૃદયમાં દીવ્યતા પ્રભૂતા પ્રગટાવો.** * * *

**'રામ'નાં વચનો જેના ઘરમાં ન હોય તેના ઘરમાં કામનું અને યમનું ધામ હોવું જોઇએ.**

**જૈન હિતેચ્છુ**—માર્ચ એપ્રીલ ૧૯૧૪.

* * * તેમની ઉપદેશ કરવાની રીત પણ ન્યારીજ હતી. તેમના લેખો અને વ્યાખ્યાનો એવાં પ્રભાવશાળી અને હૃદયગ્રાહી છે કે જેઓ તેને એકવાર વાંચે છે તેમના ચિત્તપર અપૂર્વ છાપ પડી જાય છે.

**હિંદી ગ્રંથમાંથી.**

"* * તેઓ ઉત્તમ વક્તા, ઉંડા અભ્યાસી અને સાચા સંન્યાસી હતા......તેમની ભાષા સત્વવાળી, જુસ્સાદાર અને સ્હેલી; સુંદર વર્ણનાત્મક સૂક્ષ્મબુદ્ધિથી ભરેલી અને ઉદાત્ત વિચારો તથા પવિત્ર લાગણીયુક્ત છે. તેઓ દૃઢ તપસ્વી અને જુસ્સાદાર કવિ હતા. **વેદાંતના આધુનિક ઉપદેશકોમાં તેમનો દરજ્જો ઘણો ઉંચો છે.** * * *

નિબંધોમાં સ્વામીજીનું આધુનિક પાશ્ચાત્ય સાહિત્યનું તથા પ્રાચીન હિંદી સાહિત્યનું વિશાળ જ્ઞાન, દૃષ્ટાંતો અને અવતરણો આપવાની તેમની કુશળતા, તેમની કલ્પનાશકિતનો ભંડાર, કાર્લાઇલની માફક જ્યાં જોઇએ ત્યાં ઘટતા શબ્દો ગોઠવી દેવાની તેમની સચોટતા અને તેમના વિચારોની ઉદારતા સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. * * * **મદ્રાસમાં પ્રકટ થએલા અંગ્રેજી ગ્રંથમાંથી.**

"સુવિચાર અને જ્ઞાનથી પરિપૂર્ણ એવા ઘણા લેખો પ્રકટ થાય છે, પરંતુ સ્વામી રામતીર્થના લેખોમાં તો કોઇ અજબ પ્રકારની સ્વતંત્રતા અને વિલક્ષણ તેજસ્વીતા દેખાઇ આવે છે......સ્વામી વિવેકાનંદની પેઠે વેદાંત સરખા ગહન વિષયને સહેલાઇથી સમજાવવાની હથોટી અને કાર્લાઇલ અથવા ઇમર્સનની પેઠે ભાષામાં સચોટ સુંદરતા આણવાની કળા એ બન્ને ગુણોના એમનામાં રહેલા યોગથી કોણ મોહિત ન થાય ? ......ઘટપટના તર્કમાંથી વેદાંતને છોડવી વ્યવહારમાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ ઉત્કર્ષની ખરી ચાવી સ્વામી રામતીર્થે સર્વ જણના હાથમાં આપી દીધી છે......ભાષાદ્વારા સ્વામીજીના ઉપદેશામૃતથી મતમતાંતરની તકરારનો અંત આવી લોકો ઐક્યથી અને સાત્વિક ભાવથી સ્વદેશોન્નતિ કરવાને ઉદ્યોગી થશે એવી આશા છે. **મનોરંજક મંડળીના મરાઠી ગ્રંથ ઉપરથી.**

* * રૂક્ષ વેદાન્તનો જેમને કંટાળો આવતો હોય અથવા જેમને તેનો ભય લાગતો હોય, એવા મનુષ્યોએ સ્વામી (રામતીર્થ)જીના મુખારવિંદમાંથી નીકળેલું આ ઉદ્બોધક **પરંતુ કલ્પમય** વેદાન્ત અવશ્ય વાંચવું; એવી પ્રત્યેક સાક્ષર બંધુને વિનતિ છે. **લોકમિત્ર (મરાઠી) ખાનાપુર.**

* * "ચટકદાર નવલકથા" અને "લલિતવાઙ્મય" એવા શુભ નામ નીચે પ્રકટ થતી મૂર્ખતા ભરી અને અશકય પ્રણયકથાઓના વાચનની અપેક્ષાએ પ્રસ્તુત ગ્રંથ સરખા તેજસ્વી અને પરિણામકારક ગ્રંથોના વાંચન પ્રત્યે અમારા તરૂણ વર્ગની પ્રવૃત્તિ વળવી જોઇયે. **સયાજીવિજય (મરાઠી)—મુંબઈ.**

* * "સ્વામીરામતીર્થ સરખા મહાન પુરૂષની આ વાણી છે" એટલું કહ્યું એટલે પછી આ ગ્રંથની બીજી વિશેષ તારીફ કરવાનું કારણ નથી. **જ્ઞાનાંજન મુંબઈ.**

* * સ્વામી (રામતીર્થ)નાં * વ્યાખ્યાનો * * * એટલાં સુંદર છે કે તે પુનઃ પુનઃ વાંચવા જરૂર પડે છે.



# નિવેદન—આ આવૃતિનું.

આગલી આવૃત્તિ બહુજ ઝડપથી ખપી જવા છતાં નવી આવૃત્તિ છપાવવાનું લડાઇ મટીને કાગળોની મોંઘારત દૂર થતાં સુધી મુલતવી રખાયલું; પરંતુ ગમે તે મૂલ્યથી પણ આ ગ્રંથ મેળવવાની પુષ્કળ માગણી થયા કરવાથી ગયા વર્ષમાં આ આવૃત્તિ છાપવા અપાઈ હતી.

આ આવૃત્તિનો તો હિસાબ કે જે આગળ પૃષ્ઠ ૧૮ મે આપેલો છે તે ઉપરથી જણાશે કે કાગળો તેમજ પૂંઠાંની મોંઘારતને લીધે આ આવૃતિની કિંમત આગલી આવૃત્તિ કરતાં આઠ આના વધુ રાખવી પડી છે. ગયા વર્ષમાં જો આ પુસ્તક માટેના કાગળો ન લેવાયલા હોત અને છપાય તેમજ લેવાતા હોત તો (પાછળથી જે મોંઘારત વધી છે તે જોતાં) આ કિંમત હજી પણ છએક આના વધુ આવી હોત.

સ્વામી રામતીર્થના ઉપદેશોના બીજા પણ ચાર ભાગ. વિવિધ ગ્રંથમાળાદ્વારા સં. ૧૯૭૦–૭૧ માં નિકળી ચૂક્યા છે; અને તે પણ તેટલાજ ઉત્તમ અને બોધપ્રદ છે. એ ભાગો વિવિધ ગ્રંથમાળાનાં ગ્રાહકો અને વાર્ષિક સૅટ પુરતાજ છપાયલા હોવાથી એ વર્ષોના આખા સૅટ લેનારનેજ અત્યાર સુધી મળી શકતા હતા; પરંતુ તેની છુટક માગણી વધુ હોવાને લીધે સૅટોમાંથી તેને છુટા પાડીને છાપેલી છુટક કિંમતે વેચવાનું હવેથી જારી કરાવવામાં આવ્યું છે.*

આ રીતે પણ આ ભાગોની પાંચસોક પ્રતજ પૂરી પાડી શકાય તેમ હોવાથી થોડાજ સમયમાં તે પ્રત ખપી જતાં આ ભાગો ફરીથી છપાવવાની જરૂર તો ઉભીજ રહેવાની. આ જરૂર પણ બનતી સગવડે પૂરી પાડવાનું લક્ષ્યમાંજ છે. ૐ **तत् सत्.**

વસંતપંચમી–સં. ૧૯૭૪
ફેબ્રુવારી ઈ. સ. ૧૯૧૮



ભિક્ષુ–અખંડાનંદ.
મંત્રી, સ. સા. વ. કા.

---

* સ્વામી રામતીર્થ ભાગ ૬–૭–૮–૯ નું એકંદરે કદ રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૦૫૦ નું છે, અને તે ભાગો ત્રણ પુસ્તકોમાં બાંધેલા છે. સાદાં પૂઠાં સાથે તેનું મૂલ્ય રૂ. ૨ાાા~ છે. અને પાકાં પૂઠાં સાથે રૂ. ૩ા છે; પરંતુ ૨ાા~ અને રૂ. ૨ા લેવાશે, અને ટપાલ ખર્ચ ૦ા~ જુદું. પ્રતો બહોળી નહિ હોવાથી મંગાવવા છતાં ન આવે ત્યારે સમજવું કે તે ખલાસ થઇ ગયેલી છે.

# નિવેદન—બીજી આવૃત્તિનું.

'બૃહદ્ ગ્રંથમાળા' નું આ છઠ્ઠું પુસ્તક છે. 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા સંવત્ ૧૯૬૭, ૬૮ અને ૬૯ માં થઇને '**સ્વામી રામતીર્થ**' એમના ઉપદેશના પાંચ ભાગ પ્રકટ થયા હતા, તેના સંગ્રહરૂપ આ પુનરાવૃત્તિ વાંચકવર્ગની અનેક આતુર માગણીઓને અનુસરી સાદર રજુ થાય છે.

સ્હામેનાં પૃષ્ઠોપર ટાંકેલા ભિન્ન ભિન્ન પત્રકારો અને વિદ્વાનોના અભિપ્રાયોના સારાંશ ઉપરથી સ્વામી રામતીર્થની અને તેમના ઉપદેશોની મહત્તા વિષેનો કેટલોક ખ્યાલ નવીન વાંચક બંધુઓને પણ મળ્યો હશેજ; ખરો ખ્યાલ તો આ ગ્રંથમાંના તેમના અલૌકિક ઉપદેશો અને સંક્ષિપ્ત જીવનના સાક્ષાત વાંચનથીજ આવશે.

અંગ્રેજી વાંચી શકતા બંધુઓને તો અમારી ઘણુંજ આગ્રહપૂર્વક ભલામણ છે કે સ્વામી રામતીર્થના ઉપદેશોના જે ચાર ભાગ દીલ્હીમાં પ્રકટ થયા છે તે તેમણે અવશ્ય વાંચવા. માનવ જીવનના વ્યવહારિક તેમજ પારમાર્થીક અનેક ગૃઢ વિષયોનું આમાંથી તેઓ જેવું સમાધાન પામી શકશે અને પોતાના જીવનમાં નવિન માર્ગ, નવિન ચૈતન્ય અને નવિન આનંદ આવવારૂપે જે ફેરફાર તેઓ અનુભવશે ત્યારે તેમને એમજ લાગશે કે આવા ગ્રંથોના વાંચનથી બેનશીબ રહેવું એ પોતાના આખા જીવનને દુર્ભાગ્યમય અંધકારમાંજ નાખી મૂકવા બરાબર છે.

ઉપલા અંગ્રેજી ગ્રંથોની શરૂઆતમાં સ્વામીજીના એક ખાસ સહવાસીએ આપેલી જાણવા જેવી પ્રસ્તાવનાનો અનુવાદ કે જે વિવિધ ગ્રંથમાળા દ્વારા ચાલુ સાલમાં નીકળેલઃ સ્વામી રામતીર્થના છઠ્ઠા ભાગમાં પ્રકટ થઇ ચૂકયો છે, તે પ્રસ્તુત ગ્રંથ માટે ઉપયોગી ધારીને રામસ્વામીના ચરિત્ર પછી આપવામાં આવ્યો છે.

× × × × × × ×

આ ઉપદેશોના વાંચનથી પોતાને ઉત્તમ લાભ થયાના અનેક પત્રો અનેક સજ્જનો તરફથી લખાઇ આવ્યા છે. આ ઉપદેશોની માગણી વિશેષ હોય એ તો દેખીતુંજ છે. 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા નીકળતાં પુસ્તકોની સંખ્યા તેનાં સ્થાયી ગ્રાહકો અને કેટલાક વાર્ષિક સૅટ પુરતીજ છપાવવાની યોજના હોવાથી, આ ઉપદેશોજ છુટક ખરીદવાની સર્વ માગણીઓ પૂરી પાડી શકાતી નહિ, જેથી તે લેવા ઇચ્છનારે કાંતો તે પુસ્તકવાળો આખો વાર્ષિક સૅટ ખરીદવો જોઇએ કે કાંતો બીજી આવૃત્તિ નીકળે ત્યાં સુધી પોતાની આતુરતાને રોકવી જોઇએ એવી સ્થિતિ હતી.

નાણાંની યોગ્ય સગવડને અભાવે તથા પ્રાપ્ત સગવડની અન્ય પુસ્તકો, સૅટો ઇ. માં થઇ ગયેલી રોકાણને લીધે તરતમાં બીજી આવૃત્તિ કહાડવાનું પણ બને તેમ નહોતું.

સ્વામી રામતીર્થના ઉપદેશોનો લાભ અનુભવી ચૂકેલા મુંબઈ નિવાસી એક સદ્ગૃહસ્થ કે જેમનું નામ* તેમની નિષ્કામતાને માન આપીને અત્રે પ્રસિદ્ધ કરવામાં આવતું નથી, તેમની જાણમાં ઉપલી સ્થિતિ આવતાં પત્રદ્વારા કેટલીક વધુ માહિતી મેળવ્યા પછી રૂ. એક હજારની રકમ માત્ર એટલીજ શરતે તેમણે બક્ષીસ આપી કે, તેનો સર્વથી પ્રથમ ઉપયોગ આ ગ્રંથ છપાવવામાં કરવો અને પછી તેના વેચાણમાંથી એ નાણાં વસુલ થતાં સંસ્થાના સામાન્ય ફંડમાં સહાય દાખલ ગણી સંસ્થાની દરેક વસ્તુની પેઠેજ તેની પણ વ્યવસ્થા અને ઉપયોગ કરવો.

---

* એ ગૃહસ્થનું શરીર છુટી ચૂકેલું હોવાથી હવે તેમનું નામ આપવું ઉચિત ગણાશે. તેમનું નામ શેઠ જયવંત જેઠાભાઇ હોઈને તેઓ જૈનધર્મના અનુયાયી હતા.

આ પ્રમાણે ઉક્ત ગૃહસ્થની ઉપલી સહાયતાજ આ પુસ્તક પ્રસિદ્ધ થવામાં અગત્યના નિમિત્તરૂપ થઇ પડેલી હોવાથી તે બદલ તેમની અનિચ્છા છતાં પણ અમે ધારીએ છીએ કે એ ગૃહસ્થને ધન્યવાદ આપવામાં અમારી સાથે પ્રત્યેક વાંચક બંધુ સામિલ થશેજ.

મુક્તિફોજના સ્થાપક મહાત્મા* જનરલ બૂથે એક સ્થળે એવી મતલબનું કહ્યું છે કે; **"હિંદીઓ ધામધૂમથી ખેંચાય છે અને તેથી ધામધૂમ કરીને અમે તેમને ખેંચીએ છીએ."** જે દેશ આ દશામાં હોય અને જ્યાંના લોક બહારની ધામધૂમનેજ આધિન થનારા હોય, ત્યાં ધામધુમ રહિત આવી સંસ્થા તેને સ્વતઃ ઇચ્છાથી આટલી રકમની સહાય કરનાર આવા એક પણ ગૃહસ્થ નીકળી આવે એ સંતોષનીજ વાત છે. નિષ્કામ સદ્કાર્યથી તે કરનારમાં આપો આપ ઉદ્‌ભવતી ઉચ્ચ વૃત્તિ અને તેની પરંપરાઓ, તેમજ **स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** એ ભગવદ્ વાકયમાં કહેલો કર્મનો મહાન આબાધ્ય નિયમ એવા કર્તાઓના સત્ય શ્રેયમાટે સંપૂર્ણ સમર્થ હોવાથી, પ્રથમ તો તેમને પોતાનેજ બહારની વાહવાહ અને નામનાની સ્પૃહા હોતી નથી. તેમાં વળી વિધાતા પણ આ લખનારના મગજમાં ખુશામતનું ખાનુંજ ગોઠવવાનું ભૂલી ગયા છે, જેથી ઉક્ત સજ્જન વિષે વિશેષ ન લખતાં અન્ય સજ્જનોના હિતાર્થે એટલુંજ કહીશું કે સ્વપરનું કલ્યાણ કરનારી આવી ઉચ્ચભાવનાનો ઉદ્‌ભવ થવો એ પરમ સૌભાગ્યનુંજ ચિહ્ન છે.

હવે આગલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ આપવાનો હોવાથી આ ઉલ્લેખ પરમાત્મદેવના સ્મરણપૂર્વક અહીંથીજ સમાપ્ત કરીશું. ૐ ૐ ૐ

સં. ૧૯૭૦ જયેષ્ટ શુકલ એકાદશી
જુન ૧૯૧૪.

ભિક્ષુ–અખંડાનંદ.
મંત્રી સ. સા. વ. કા.

---

* એક ક્રિશ્ચીયનને માટે મહાત્મા શબ્દ અહીં વપરાતો જોઈ કોઇએ ચમકવાનું નથી. ધર્મના ઉંડા સિદ્ધાંતો હિંદીઓના ગમે તેટલા વ્હડીયાતા હોય છતાં જેમ એકાદ મૂર્ખ પોતાને હાથે પડેલી લક્ષ્મીને ભોંયરામાંજ દાટી રાખીને પોતે તેમજ બીજાઓ ભૂખે મરતા હોવા છતાં પણ તેનો ઉપયોગ કરે નહિ, તેમ જે દેશમાં એવા ઉત્તમ ધર્મના આચાર્યો અને શ્રીમાન અનુયાયીઓ પોતાના ધર્મના ઉત્તમ સિદ્ધાંતોનો ખરો ઉપયોગ ન કરી જાણતાં તેને પુસ્તકોમાંજ સડાવ્યા કરતા હોય, અને ઉલટા લાખો કરોડોનો સંગ્રહ વધાર્યો જઇ પોતાનાજ દેશના લાખો કરોડો દીન હીન બંધુઓને સામાન્ય ધર્મ, નીતિ કે ધંધો શીખવવાનું તો કયાં રહ્યું પણ તેમને ભૂખે મરી જતા અટકાવવામાં ખરચવા જેટલી પણ અક્કલ વિનાના હોય, તેવા દેશમાં જે મનુષ્ય હજારો ગાઉ દૂરથી દીન દુઃખી જનોની વહારે દોડી આવી અસંખ્ય ગરીબ બાળકોને અને મનુષ્યોને ઉપલી બાબતોનું દાન આપે; તેને મહાત્મા ન કહેવો તો કોને કહેવો ? ગરીબોને ધર્મનાં ઉંડા રહસ્યો સાથે ખાસ કામ હોતું નથી; પણ ધર્મ, નીતિ, વ્યવહાર, લખવું, વાંચવું ઈ. સામાન્ય જ્ઞાન પણ તેમને પુરતું થઇ પડે છે. પછી તે જ્ઞાન વડે ક્રિશ્ચીયન ધર્મ ગુરૂઓ તેમને આપીને તે ધર્મના બનાવે તેની તેમને પરવા હોતી નથી—ને નજ હોવી જોઇયે. એવી પરવા રાખવાની જો કોઇને પણ માથે ફરજ હોય તો તે ઉપર જણાવેલા ધર્મ ગુરૂઓ અને તેમના મુખ્ય અનુયાયીઓને શીરજ હોવી જોઇયે. પરધર્મીઓને અહીંના ગરીબોની આટલી દયા આવે, ને તેમને ન આવે, તેની શરમ પણ તેમનેજ હોવી જોઇએ, અને શરમ ન હોય તો દુર્ભાગ્ય પણ તેમનુંજ સમજવાનું છે, કારણ કે એવા ગરીબો ઘડાઇ કેળવાઇને ભવિષ્યનું ભારત જ્યારે તેમની મુખ્યતાવાળું બનશે, ત્યારે તેમને શરમ ભરેલી રીતે બૉયકોટ થવું પડશે.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ.

## ૧–પાંચમા ભાગમાંની અનુવાદકની પ્રસ્તાવનામાંથી.

એ તો નિર્વિવાદ છે કે મૂળ ઇંગ્રેજીમાં ભાષણો થયાં છે તે ભાષાન્તર કરવા જતાં મૂળમાં જે જુસ્સો, જે ભવ્યતા રહેલી હોય તે કેટલેક અંશે નાબુદ થાય છે, પણ હેનાં બે કારણો છે. એક તો ભાષાન્તર કર્ત્તાની શક્તિ મૂળમાં જે ભવ્યતા, જે રહસ્ય, જે સુંદરતા રહેલાં છે તે સંપૂર્ણ લાવવાંને સમર્થ નથી, ને બીજું ઇંગ્રેજી ભાષા જેટલી ગુજરાતી ભાષા આગળ વધેલી નથી; ભાષાનું ક્ષેત્ર બહુ ટુંકું છે.

સ્વામી રામતીર્થજીના જીવનના કાંઇક હેવાલો અન્ય સ્થળે છપાઇ ગયા છે તેમજ કંઈ હેમના જીવનનું સ્વતંત્ર પુસ્તક સસ્તા સાહિત્ય તરફથી નીકળનાર છે તેમાં આવનાર છે તેથી અહીં તેની પુનરુક્તિ નહિ કરતાં માત્ર એટલુંજ કહીને સંતોષ પામીશું કે, સ્વામીજી **આ કલિયુગના બુદ્ધ થઇ ગયા,** ને ટુંક જીવન જોતાં કહેવા ઘો કે, **કલિયુગના શંકર સ્વામી હતા.** સ્વામીજીનું સંસ્કૃત, ફારશી, આરેબીક, ઇંગ્રેજી વિગેરે ભાષાઓનું જ્ઞાન ઘણું ઉચ્ચ હતું. જે ત્યાગ વિષેનાં ભાષણો સ્વામીજીએ આપ્યાં છે તે પ્રકારનો ત્યાગ એમણે જાતે બરોબર કરેલો હતો, તે વાત હેમના જીવનની બીનાઓથી સાબિત થયેલી છે.

કેટલાંકનું કહેવું એમ થાય છે કે સ્વામીજીએ હિંદુસ્તાનમાં રહી આ પ્રકારનો બોધ નહિ કરતાં અમેરિકા જેટલે દૂર જઇને ત્હાં ભાષણો આપ્યાં હેનું કારણ શું ?

પ્હેલું તો હિંદુસ્તાનમાં સ્વામીજીએ ભાષણો નથી આપ્યાં એમ છેજ નહિ. કેટલાંક હિંદુસ્તાનમાં પણ આપેલાં છે. હિંદુસ્તાનમાં કર્મ ને ભક્તિમાર્ગ વિષે આજકાલ્ય વખત છે, જ્ઞાનમાર્ગને પકડવા થોડાજ અધિકારી થયેલા છે ને સ્વામીજીના કહેવા મુજબ ભવિષ્યમાં જે વખતે એકજ ધર્મ (વેદાન્ત) પ્રવર્તશે ત્યહારે હિંદુસ્તાન પણ જ્ઞાનમાર્ગ લેવા ચૂકશે નહિ. હાલ હિંદુસ્તાન એટલું બધું આગળ વધેલું નથી.

બીજું યૂરોપાદિમાં ને મુખ્યત્વે કરીને અમેરિકામાં કર્મ ને ભક્તિ ઉપર જો ભાષણો આપવા કોઇ બેસે તો તે ઘણે ભાગે ત્હાં રૂચિકર ના થઇ પડે. વિજ્ઞાનશાસ્ત્ર ત્હાં એટલું બધું વધેલું છે કે કોઇ સમર્થ જ્ઞાની જ્ઞાનમાર્ગ દ્વારાએ કર્મ ને ભક્તિમાર્ગ સ્હમજાવે તોજ તે હેમને ગળે ઉતરે છે. (Scientific religion) શાસ્ત્રીય રીત્યે ધર્મની આવશ્યક્તા સ્હમજાવવાની અમેરિકામાં જરૂર છે, કારણ (Indifferentism) જ્યહાં ધર્મ તરફ સામાન્ય રીતે બેદરકારી હોય, પૈસો મ્હારો પરમેશ્વર જ્યહાં હોય, ત્યહાં કોઈ અવધૂત યોગી સિવાય બીજાનું ગજું નહિ કે તે બોધ આપી શકે. ખરી રીતે કહીએ તો જેમ શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે, **यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत** વિગેરે–તે સૂત્ર અન્વયે જ્યહાં ધર્મની ગ્લાનિ હતી ત્યહાં સ્વામી વિવેકાનન્દ ને સ્વામી રામતીર્થજી જેવા મહા પુરુષોના બોધની આવશ્યક્તા હતી; ને પ્રકૃતિથીજ તે દેશોમાં બોધ આપવાને તેઓનો જન્મ થયો હતો.

જેમ ભક્ત કવિ તુલસીદાસની કિંમત શરૂઆતમાં પોતાના ગામમાં ને દેશમાં નહોતી થઇ પણ પાછળથી લોકો હેની ખરી કિંમત સ્હમજતા થયા; તેમજ વળી જેમ ભક્ત કવિ નૃસિંહ મહેતાની કિંમત પોતાના વખતમાં, પોતાના ગામમાં ને નાત્યજાત્યમાં શરૂવાતમાં નહોતી થઇ, તેજ પ્રમાણે સ્વામી વિવેકાનન્દ ને સ્વામી રામતીર્થજીની કિંમત થોડા વખતમાં, તેમની હયાતી દરમ્યાન હિંદુસ્તાનમાં વખતે જોઇયે તેટલી નહિ થઈ હોય; પરંતુ સમય જતાં હેમના બોધનો ને જ્ઞાનનો પ્રચાર થતાં હેમની કીર્તિ ચારે દિશામાં પ્રસરી રહેશે.

જ્યહાં જ્હેનું ક્ષેત્ર ત્યહાંજ ત્હેની કીર્તિ ઝળકી ઉઠે છે. હીરાની કિંમત ઝવેરીને ત્યાંજ થાય છે તેમ સ્વામી રામતીર્થજીની કીર્તિ અમેરિકામાં કેટલી થયેલી છે તે સ્વામીજીને વિદાયગીરી આપતાં માનપત્રમાં નીચેની કડીયો ગવાઇ હતી તે ઉપરથી એ કીર્તિની સ્હેજ ઝાંખી થશેઃ—

Adieu! Sweet Rama, thy radiant Smile,
A soul in ades would be guile,
and though we way not meet again,
Upon this changing earthly plane,
We know to thee all good must be,
For thou'rt in God and God in thee."

સ્વામીજીનો બોધ દરેકને પ્રિય થઇ પડવાનું એક કારણ છે કે કઠિન વેદાન્તના જ્ઞાનનો ન્હાના બાળકને પણ સ્હમજણુ પડે તેવી શાસ્ત્રીય પદ્ધતિથી તેમણે પ્રચાર કર્યો છે, ને જેમ બુદ્ધ મહાત્માએ કહેલું છે તેમ, વેદાન્ત પણ ડંકો વગાડીને કહે છે કેઃ—

" કોઇએ કહ્યું હોય તે ઉપરથી, અથવા પ્રાચીનકાળથી ચાલી આવેલી દંતકથાઓ ઉપરથી, અથવા લોકોમાં ઉડતી વાતો ઉપરથી તેમજ ઋષિઓએ લેખો લખેલા છે માટે તે લેખો ઉપરથી, અથવા કોઇ દેવે પ્રેરણા કરી હોય એવા ભ્રમ ઉપરથી, અથવા ઉપમાને લીધે સરખું લાગતું હોય તે ઉપરથી, અથવા તો આપણા ગુરૂઓના કે શિક્ષકોના આપ્ત વાક્ય ઉપરથી, કોઇ પણ બાબતને માની લેતા નહિ; પરંતુ જ્યારે કોઇ લેખ, સિદ્ધાંત અથવા ઉપદેશ આપણી બુદ્ધિ તથા અંતઃકરણ કબૂલ કરે ત્યારેજ તે સત્ય તરીકે સ્વીકારવા. "

ઉપર પ્રમાણે સ્વામીજી પણ કહે છે કે મનુષ્ય વેદાન્ત માટે નથી ઘડાયો, પણ વેદાન્ત મનુષ્ય માટે છે. હું જે કહું છું તેજ સત્ય છે ને તેનેજ સ્વીકારો તેમ નથી કહેતો તેમજ કોઇ નવો પંથ કે મંડળી ઉભી કરવાને પણ નથી કહેતો. જે ત્હને ઠીક અને યોગ્ય લાગે, ત્હમારો અનુભવ, બુદ્ધિ ને અંતઃકરણ કબૂલ કરે તોજ મ્હારા કહેવા ઉપર, બોધ ઉપર, વિશ્વાસ મૂકજો. કૃષ્ણ, બુદ્ધ કે ક્રાઇસ્ટે કહ્યું માટે માનવુંજ જોઇએ એમ નથી; પરંતુ જે ત્હેમણે કહ્યું છે તે વિષે અનુભવ કરી ખાત્રી કરી પછીજ માનવું.

* * * * *

સ્વામીજીનો બોધ ને જ્ઞાન ગુજરાતી વાંચકવર્ગમાં પ્રસરી ગુજરાતની પ્રજા વેદાન્ત અનુસાર ઉન્નત વિચાર ને ઉન્નત જીવન ગાળે તો તેથી રળીયામણું બીજું કાંઇ નથી.

માણુભાઈ બાબારાવ.

## ૨–પ્રથમ ભાગમાંના મંત્રીના નિવેદનમાંથી.

પ્રિય વાંચક ! રામસ્વામી અને તેમના ઉપદેશોની આટલી મહત્તા જાણતાંજ પુસ્તકમાંના વિષયો વાંચવા મંડી પડવાની અધીરાઇ ત્હને ઉપજવાની; પણ ઉભો રહે. રામસ્વામીના ચરિત્ર સંબંધી આ લખનારના એકાદ બે અનુભવોરૂપ થોડીક વાનગી પણ ભેગાભેગી ચાખતો જા. નિરસ લેખિનીને લીધે કદાચ તે ત્હને નિઃસ્વાદ લાગશે છતાં તે પ્રેમયુક્ત અર્પવા હાથ લાંબો થવાથી ના તો નહિજ પડાય ! થોડોક લુખાપણાનો સ્વાદ લઇને પછી તુરતમાંજ પુસ્તકમાંનું મહા મિષ્ટાન્ન જમજે એટલે ત્હેની મઝા વધારે મળશે !

આ લખનારને હૃષીકેશના નિવાસ દરમ્યાન પાંચ છએક વર્ષપર રામસ્વામીની મહત્તા વિષે જાણ થતાં તેઓશ્રીનો સમાગમ સેવવા ઉત્કટ વૃત્તિ થઇ આવી. કોઇ પણ ગૃહસ્થ કે ત્યાગીને તેઓ સાથે રાખવાનું પસંદ કરતા નહિ, એમ સાંભળ્યા છતાં વૃત્તિનો વેગ શરીરને ત્હેમની પાસે લખનોમાં (ત્યારે

તેઓશ્રીનાં વ્યાખ્યાન ત્યાં ચાલુ હતાં.) ખેંચી ગયો, અને કેટલાક માસ પર્યંત કેટલાંક સ્થળોમાં રાત દિવસ ત્હેમના સહવાસ સેવનનું સુભાગ્ય પ્રાપ્ત થયું. રામસ્વામીની ઉન્નત જીવનદશાની અને પ્રભાવશાળી વચનામૃતની જે જે કળાઓ આ લખનારે એ સહવાસ દરમિયાન જોઇ, સાંભળી અને અનુભવી, તેમાંના એક બે અનુભવો રામસ્વામીની મહત્તા સમજવામાં વાંચકને ઉપયોગી થઈ પડે એમ ધારીને આ નીચે આપ્યા છે.

અલ્હાબાદ (પ્રયાગ) ના નિવાસ દરમ્યાન તેમને ત્યાંના રહીશ ભારતમાન્ય ઑનરેબલ પંડિત મદન-મોહન માલવિયજીએ ત્યાંથી કેટલાક માઇલ દૂર ગંગાકિનારે આવેલા રામબાગમાં ઉતારો આપ્યો હતો. જ્યાં તેઓ તેમજ બીજા અનેક પ્રતિષ્ઠિત અને સાધારણ આગેવાનો તથા મુમુક્ષુઓ તેઓશ્રીના દર્શન સમાગમ અર્થે વખતો વખત આવતા હતા.

એક દિવસે સ્હાંજે ગંગાસ્નાનાર્થે જવું થતાં કોપિનભેર અમે બેઉ ગયા. સ્વામીજી સાથે વાતો કરતા કરતા પંડિત માલવિયજી પણ ગંગાકિનારે આવ્યા. સ્નાનથી સત્વર પરવારી સ્વામીજીને બદલવાની કોપિન લઇ આ લખનાર પણ કિનારે ઉભો હતો. ગંગામાંથી સ્વામીજી બહાર નીકળ્યા એટલે કોપિન ત્હેમને આપી; પરંતુ તેઓશ્રીના પગે ચીકણો કાદવ ચોપડાયેલો હતો જે લુછવા કે ધોવાનું કશું સાધન તે વખતે હાજર નહોતું; જેથી ત્હેવે પગેજ તેઓ ઉપાન પહેરવા જતા હતા; પણ તેવામાં માલવિયજીએ તેમના ચરણ પાસે દોડી જઇ પોતાના ગળામાંના દુપટ્ટાવડે ચરણ સાફ કરવા માંડયા! હર્ષશોકાદિ દ્વંદ્વથી રહિતપણાના પ્રમાણમાંજ જીવનમુક્ત પુરૂષોની ભૂમિકાઓનું તારતમ્ય રહેલું પ્રસિદ્ધજ છે, તે આ પ્રસંગે પ્રત્યક્ષ જોવાની ઠીક તક મળી.

આ લખનાર તે સમયે એક અભ્યાસીની પેઠે તેમના મુખાર્વિંદના ભાવો કોઈ જાણે નહિ તેમ જોયા કરતો હતો. પ્રિય વાંચનાર! હિંદનો એક પ્રકાશિત હીરો આ પ્રમાણે ત્હેમના ચરણનો કાદવ પોતાના ઉત્તમ દુપટ્ટાથી લુછતો હતો, છતાં તે સમયે ત્હેમના મુખાર્વિંદપર અભિમાનનો કશોજ ભાવ જણાયો નહિ. તેમજ કોઇ જાતની આનાકાની કે વિવેકના શબ્દો પણ ન સંભળાયા કે ખસી જવાનો યત્ન પણ ન થયો! તે દિવ્ય મૂર્તિ તો પોતાની સ્વાભાવિક તત્ત્વપરાયણ સ્થિતિમાંજ કોમળ મધુર પવિત્ર મંદહાસ્ય કરતી ઉભી હતી!!

પણ 'એવા પ્રસંગો સઉ કોઇને આનંદકારીજ લાગે, શોકજન્ય પ્રસંગોજ ખરી કસોટી દર્શાવી આપે છે' એમ અહીં ઘણાકને લાગશે, જેથી એક તેવો પ્રસંગ પણ અહીં આપવામાં આવે છે જે ઉપલા પ્રસંગ પછી બે ચાર દિવસમાંજ બન્યો હતો.

સ્વામીજીને એક દિવસ એક અસાધારણ વક્તૃત્વશક્તિસંપન્ન પંડિતજીની સાથે મેળાપ થયો હતો, જે વખતે ઑન. મદનમોહન માલવિયજી, આ લખનાર તેમજ બીજા પણ એક બે જણા ત્યાં હતા. પેલા પંડિતજીની બોલીપરથી જણાતું હતું કે તેઓ પોતાના સાંસારિક લોલુપપણાને ઢાંકવાને ખાતર હરેક પ્રકારે સંન્યસ્તાશ્રમની વિરૂદ્ધમાં વાતો કરવાના સ્વભાવવાળા હતા. વાતચીત થઇ રહ્યા પછી છૂટા પડવા સમયે પેલા પંડિતજી "થોડીસી ચોટલી શું ભારે પડતી હતી?" એવા કંઇક શબ્દો એવી હલકી ઢબે સ્વામીજીપ્રત્યે બોલ્યા કે જેથી કોઇને પણ માઠું લાગી જાય. આ પ્રસંગે ત્હેને કાંઇક કહેવાનું આ લખ-નારને મન થઇ આવતાં સ્વામીજી તરફ સહજ જોવાઈ ગયું.

પ્રિય વાંચનાર! ત્યારે સ્વામીજીના ચ્હેરાપર શું ભાવો પ્રતીત થયા? જરા પણ શોક કે ગ્લાનિનો ભાવ તો લાવવોજ ક્યાંથી? પણ આગલા પ્રસંગે ગંગાકિનારે જે સ્વાભાવિક શાન્ત આનંદનો ભાવ વિલસતો હતો તેજ ભાવ તેવાજ મધુર સ્મિતયુક્ત અત્યારે પણ એ દિવ્ય મુખાર્વિંદપર ઝળકી રહીને તે અલૌકિક હૃદયની ઉન્નતત્તર દશાનો ધ્વજ ફરકાવતો હતો!! સ્વામીશ્રીએ આ લખનારનો ઉપર જણાવેલો મનોભાવ જાણી જઇને તેજ સમયે શાન્તિસૂચકનેત્રભાવયુક્ત જે ઉપદેશાત્મક હાસ્ય!—આહા એ અલૌકિકહાસ્યયુક્ત પૂજ્યમૂર્તિ! ત્હને અનેકાનેક પ્રણામ હો!—આ લખનાર તરફ કર્યું કે ત્હેની સાથેજ લજ્જા અને શાન્તિ!

सुहृन्मित्रार्युदासीन मध्यस्थ द्वेष्यबन्धुषु।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

ભગવદ્‌ગીતા અ. ૬ શ્લો. ૯

**અર્થ—સુહૃત્**, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય, બંધુ, સાધુ અને પાપીમાં પણ જે સમબુદ્ધિવાળો છે તે શ્રેષ્ઠ છે.

ઉપલું **ભગવદ્‌વાક્ય** સ્વામી **રામતીર્થજીના** સંબંધમાં કેટલું સાર્થક હતું તે ઉપલા બે બનાવોથી વાંચનારને અધિક સ્પષ્ટ થશે.

સ્વામીજીએ આ પ્રદેશ તરફ પણ પોતાના સદુપદેશોનો લાભ આપવા વિચરવાનું માન્ય કરેલું, પરંતુ અફસોસ! ત્રિકાળાબાધ્ય આત્માની સવિશેષ ચૈતન્ય કળાનો પ્રકાશ તે શરીરમાં અધિક સમય ચાલુ રહી શકયો નહિ! દુર્દશાવશ ભારત! ત્હારા અલ્પ પુણ્યને યોગે અલ્પ સમયને માટેજ એ શરીર સૃજાએલું હશે તે ૩૩ વર્ષના અલ્પ આયુષ્યને અંતે અલપાઇ ગયું! ભારતનો ભારે આશાભર્યો એ સૂર્ય મધ્યાકાશમાં આવી પોતાનાં પ્રખર કિર્ણોનો પૂર્ણ પ્રતાપ પ્રસારે તે પહેલાંજ દૈવની અકળિત ગતિથી ત્હેનો અસ્ત થયો! સ્થૂળ પદાર્થોમાં મોહિત જનોને સુખપૂર્વક તે રસ્તે જવાની સદ્‌બુદ્ધિ આપનાર, નિર્મોહી જનોને સત્ય જ્ઞાનની સરળ કુંચીઓથી સત્ય ઉન્નતિના સ્વરૂપને સમજાવનાર અને ઇચ્છા હોય ત્હેને માટે ઉન્નતતમ અવસ્થાના આદર્શરૂપ તે અલૌકિક શરીર સદાને માટે પંચત્વને પ્રાપ્ત થઇ ગયું! વાંચક બન્ધુ ઉંડા નિઃસ્વાસની સાથે એકાદ અશ્રુ પણ સરી આવતું હોય તો ખરી પડવા દે! એ અશ્રુ સ્વલ્પાંશે પણ ત્હારા ત્રિવિધ તાપનું શાન્ત્વન કરનારૂં અને તેના મૂળમાં રહેલાં પાપના પ્રાયશ્ચિત્તરૂપજ થઇ પડશે!

ભારતનું દુર્દૈવ આવી દિવ્ય વિભૂતિઓથી ત્હેને ક્યાં સુધી દૂર કર્યાં કરશે! પ્રભો! દીનાનાથ! આ દીન ભારત સંતાનોપર દયા કરો! દયા કરો! ગમે તેવાં તોપણ અમે આપની અવતારભૂમિનાં બાળકો છીએ. અનેક અવતારો ધરીને આપે અમને જે લૌકિક, પારલૌકિક અને અલૌકિક શાસ્ત્ર તેમજ સદ્‌વર્તનનો વારસો આપ્યો છે, ત્હેને ભુલ્યા હઇશું તોએ સંસ્કારભ્રષ્ટ તો નથીજ થયા. પદાર્થોનીજ અતિ આતુરતાવાળા અમે નથી. અમે તો આપે ઉપદેશેલા નિત્યસુખના જ વિશેષ ઉમેદવાર છીએ!

અમો કરોડો બાળકોને એવા નિત્ય સુખના માર્ગ સમજાવનાર, અમને તે માર્ગમાં દોરી જનાર અનેક મહાન માર્ગદર્શકો–હજારો રામતીર્થોની આવશ્યક્તા છે તે નિજસ્વરૂપમાંથી પ્રકટાવો! પોતે પ્રકટો! પ્રકટશોજ! આપના અંશાવતારોને ઓળખવાની અને અનુસરવાની શુદ્ધિ બુદ્ધિ હે કૃપાનાથ! અમને આપો!!

સ્વામીજી પાસે વિશેષ કરીને અંગ્રેજી કેળવણી પામેલો વર્ગ સમાગમઅર્થે વિશેષ આવતો અને વકીલ બૅરીસ્ટરો તેમજ ગ્રેજ્યુએટોની તો જાણે તેમના સન્મુખ વખતોવખત દરબારજ ભરેલી રહેતી, કંઇને કંઈ પ્રશ્નોત્તર જારીજ રહેતા. ઇંગ્રેજીમાં વાતો થતી તે તો આ લખનારની અજાણમાં જતી; પરંતુ હિંદીમાં પણ ઘણી ચર્ચા ચાલતી, જે શ્રવણ કરવાનો ઠીક લાભ મળતો. વળી રામસ્વામીના લખેલા લેખો પણ વિશેષ સમજણ મેળવવા અર્થે ઘણાઓ ત્હેમની સમક્ષ વાંચતા. તેમજ તેમનાં વ્યાખ્યાનો પણ ઘણે ભાગે હિંદીમાંજ થતાં. આ દરેક પ્રસંગે આ લખનારને સ્ફુરી આવતું કે આ ઉત્તમત્તર ઉપદેશો પુસ્તકરૂપે દેશની દરેક ભાષામાં બહાર પડે તો લાખો મનુષ્યોનું તેથી કેટલું હિત થાય?

સ્વામીજીના વિદેહમુક્ત થયા પછી ત્હેમના ઉપદેશોના સંગ્રહ ઉર્દુ, હિંદી, ઇંગ્રેજી અને મરાઠીમાં પ્રસિદ્ધ થયેલા જણાયા; જેથી ગુજરાતીમાં તે પ્રસિદ્ધ કરવાનાં સ્ફુરણો અધિક દૃઢતાથી સ્ફુરવા લાગ્યાં, જેના પરિણામે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી યથાસંયોગ ત્હેનું ગુજરાતી ભાષાંતર તૈયાર કરાવી આ પ્રથમ ભાગ ગુર્જર વાંચકવર્ગ સમક્ષ રજુ કરવામાં આવ્યો છે. મૂળની સર્વ છટા અને ભાવો તો આમાં આવવાં મુશ્કેલ જ છે. સકારણ કે અકારણ અનેક દોષો તેમાં જણાશે છતાં આશા છે કે ગુણગ્રાહી

સજ્જનો ક્ષમા દૃષ્ટિ રાખી તે સર્વ સુધારી લેશે અને યોગ્ય સૂચનાઓ લખી જણાવશે. જેથી ઉપકાર સાથે પુનઃ આવૃત્તિ પ્રસંગે સુધારણા કરવા બને. યથાસંયોગ પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકમાંથી થોડા વાંચકોને પણ કંઇક ઉચ્ચ સંસ્કારો પ્રાપ્ત થશે તો પુસ્તક પ્રકાશનનો આ સંસ્થાનો ઉદ્દેશ સફળજ છે.

* * * * *

વાંચક બન્ધુ! જે વાત કહેવા ત્હને રોકેલો તે ઉપરાંત આતો ક્યાંનું ક્યાં નીકળી જવાયું! ખેર! માફ કરજે, હવે રજા છે. જા, ઉન્નતિના આતુર બન્ધુ! જા, અને વચમાં ક્યાંય ન રોકાતાં પરભાર્યોજ રામસ્વામીના ચરિતામૃત અને ઉપદેશામૃતથી ભરેલા ગ્રંથ સરોવરમાંથી ત્હને ભાવે અને ફાવે તેટલું અમૃતપાન કર્યા કર! એ અમૃતનું દૈવી, પવિત્ર, મધુર આસ્વાદન જેટલી આતુરતાથી અને આવૃત્તિથી કરીશ તેટલો તું દૈવી, પાવત્ર અને મધુર બનીશ! જા, પૂજ્ય પ્રભુના પવિત્ર અંશ જા, અને એ દિવ્ય અમૃતનું દૈવી નીશો ઉપજાવનારૂં પાન કરીને અને ત્હારી રગેરગમાં અને વૃત્તિએ વૃત્તિમાં ત્હેને પ્રસરાવીને મસ્ત બનજે! ત્હારા અણુએ અણુને તે અલૌકિક અમૃતમાં ન્હવરાવજે! શા માટે? 'રામ' કહેતા કે તે ત્હારો કહેવાતો અણુએ અણુ ખરેખર રામનોજ છે. રામજ છે. રામની સ્વાભાવિક અનુપમ મહત્તાને આવૃત્ત કરનારા ક્ષુદ્ર વિકારો ગમે ત્યારથી અને ગમે તે કારણથી એ અણુઓપર ચ્હડી ગયા હશે તે એવા પુનઃ પુનઃ સ્નાનથી દૂર થઇ જશે અને રામની સર્વ મહત્તા તે ત્હારીજ હતી, છે અને રહેશે એવી સ્પષ્ટ પ્રતીતિ ત્હને થશે! રામના જેવો જ તું–રામ તેજ તું–બની જઇશ! **तत्वमसि**!!

| | |
|---|---|
| મુંબઇ સંવત્ ૧૯૬૭ના | અખંડાનંદ. |
| ફાલ્ગુન શુકલ પુર્ણિમા. | (મંત્રી) **સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.** |

## આભાર સ્મરણ.

સ્વામી રામતીર્થના જીવન અને ઉપદેશો સંબંધી જૂદી જૂદી ભાષામાં નીચેનાં સ્થળોએથી નીકળેલાં પુસ્તકો ઉપરથી આ ગ્રંથમાં આપેલા વિષયો અનુવાદિત થયેલા હોવાથી તેના યોજક અને પ્રકાશકોનો આ પ્રસંગે પણ આભાર માનવામાં આવે છે.

**મરાઠીમાં** લેખક–ગુણાજી અને કાલેલકર, પ્રકાશક–મનોરંજક ગ્રંથ પ્રસારક મંડળી, મુંબાઈ.

**હિંદીમાં** લેખક અને પ્રકાશક–પંડિત હરિપ્રસાદ ચતુર્વેદી, હેડકલાર્ક કલેકટરની ઑફીસ, કાનપુર.

**અંગ્રેજીમાં** પ્રકાશક–ગણેશ ઍન્ડ કંપની, મદ્રાસ.

**અંગ્રેજીમાં**–પ્રકાશક–લાલા અમીરચંદ, દીલ્હી.

આગલી આવૃત્તિના પાંચ ભાગો કે જેના સંગ્રહરૂપ આ નવિન આવૃત્તિ પ્રકટ થાય છે તે તેમાંનો પહેલો બીજો અને ત્રીજો ભાગ કે જેનો સમાવેશ આ આવૃત્તિમાં પૃષ્ઠ ૧ થી ૧૬૦ સુધીમાં છે તે આ સંસ્થાના કાર્યાલયમાંજ હસ્તો હસ્ત અનુવાદિત થયા હતા; ચોથો ભાગ કે જે આ ગ્રંથમાં પૃષ્ઠ ૧૬૧ થી ૨૪૫ સુધીમાં સમાએલો છે તે અમદાવાદ નિવાસી શ્રીયુત કૃપાશંકર બહેચરલાલ પંડિતને હસ્તે અનુવાદિત થયેલો છે; અને પાંચમો ભાગ કે જે બાકીનાં છેલ્લાં પૃષ્ઠોમાં સમાયો છે તે શ્રીયુત બાબુભાઇ બાબારાવને હસ્તે થયો છે. ઉક્ત સજ્જનો માટે પ્રથમાવૃત્તિ સમયે ઉલ્લેખ થઇ ચૂકયા છતાં આ પ્રસંગે પણ તે સર્વના શ્રમ અને ખંત માટે આભાર માનવામાં આવે છે.

# વિષયાનુક્રમ.

# આ સંસ્થાનાં પુસ્તકો મળવાનાં સ્થળ.

( મુંબઇ તથા અમદાવાદ સિવાયનાં સ્થળોમાં રસ્તા ખર્ચ જોગું મૂલ્ય વધુ લેવાશે. )

**મુંબઇ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** ઠે. કાલબાદેવીરોડ, ભાંગવાડીને નાકે, હાથીબિલ્ડીંગ, ત્રીજે માળે.

**અમદાવાદ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા** ઠે. ત્રણ દરવાજા બહાર નદીને રસ્તે.

**અમદાવાદ**—બુ. ઝવેરભાઈ ઉમેદભાઇ પટેલ તથા બીજા બુકસેલરો.

**સુરત**—પી. વી. મહેતાની કંપની ઠે. પારસી શેરી તથા બુ. કરસનદાસ નારણદાસ.

**વડોદરા**—બુ. મોહનલાલ મનસુખરામ ઠે. લહેરીપુરા. **રાજકોટ**—બુ. બહેચર મેઘજી ઠે. પરાબજાર.

**ભરૂચ**—બુ. દેશાઇ બ્રધર્સ ઠે. કતોપોર. **ડાકોર**—બુ. જેઠાલાલ મનસુખરામ.

**ભાવનગર**—બુ. અબદુલહુસેન આદમજી. **નડીયાદ**-ચુનીલાલ બોધાભાઇ ઠે. અમદાવાદીબજાર.

# આ આવૃત્તિનો ખર્ચ તથા મૂલ્ય.

૨૧૫૦) કુલ ફૉર્મ ૫૦ નો ખર્ચ. પ્રત ૩૦૦૦ બદલ દરેક ફૉર્મ પાછળ રૂ. ૪૩ મુજબ. તેની વિગત કે-કાગળ રીમ ૧।। તથા બિગાડ મળીને રૂ. ૩૩); છપાઇ તથા ફોલ્ડીંગ મળીને રૂ. ७ા; પુસ્તક છપાઇ બંધાઈ જતાં સુધીની વ્યવસ્થાનો, પ્રુફરીડીંગ, વીમો, દેખરેખ ઇ૦ નો ખર્ચ રૂ. ૨।। મળી કુલ રૂ. ૪૩.

૨૦) છબીઓ પાછળનો ખર્ચ.

૧૬૧। બિગાડ, ભેટ, ઘટ ઇત્યાદિ બદલ પ્રત ૨૦૦ તથા સંસ્થાના ફંડની સહાયતાર્થે પ્રત ૧૦૦) મળીને કુલ પ્રત ૩૦૦ વધુ છપાવવા માટે કાગળો રીમ ७ા ના.

૨૦૦) પેકીંગ ખર્ચ તથા કેટલાંક પુસ્તકો મુંબઇના કાર્યાલય ઇ૦ તરફ મોકલવાનું રેલવે ભાડું વગેરે ખર્ચ મળીને.

७०४) બાઇંડીંગ ખર્ચ, અસ્તર તથા કવર સાથે વગર સોનેરી પાકાં પૂઠાં બદલ દર સેંકડે રૂ ૨૨) ને હિસાબે.

---

૩૨૩૫। કુલ રૂા.

આ પુસ્તકની છાપેલી કિંમત રૂ. ૧।। છે. જેમાંથી ચાલુ ધોરણ મુજબ ખર્ચ, બુકસેલર કમીશન, જાહેર ખબર, અને વેચાણ વ્યવસ્થા તથા ખપી રહે ત્યાં સુધીનું મકાન ભાડું, વીમો, રક્ષણ વગેરે ખાતે મળીને કુલ ૩७ાા ટકાને હિસાબે દર પ્રતે નવ આના બાદ થતાં કિંમતની ચોખી આવક પંદર આના થઇ. આ હિસાબે ખૂટતી આવતી રકમનો આધાર કરકસર વગેરે ઉપર રહેશે.

# સ્વામી શ્રી રામતીર્થનું સંક્ષિપ્ત ચરિત્ર.

કોઇ પણ દેશની ઉન્નતિનો કાળ શરૂ થતાંજ વિદ્યા, કળા, તત્ત્વજ્ઞાન આદિ દ્વારા ચોમેરથી તેની ઉન્નતિ થવા લાગે છે; પરંતુ ખરેખરી ઉન્નતિ થવા માટે તો રાષ્ટ્રનું ચૈતન્ય જાગ્રત થવાની જરૂર છે. ખરી રાષ્ટ્રોન્નતિનો આધાર રાષ્ટ્રના સદ્‌ગુણ અને સત્ત્વની વૃદ્ધિ ઉપર છે. ક્ષુદ્ર સ્વાર્થનો ત્યાગ અને ઉચ્ચ પરમાર્થનો સ્વીકાર, એજ દરેક રાષ્ટ્રના સત્ય ગૌરવનાં મૂળ છે; અને તેથી એ સાત્વિક માર્ગવડે રાષ્ટ્રનું ચૈતન્ય જાગ્રત કરનાર મહાત્માઓજ વંદ્ય પુરૂષો ગણાય છે.

આપણા પવિત્ર ભારતવર્ષમાં ઈશ્વરકૃપાથી અને કુદરતના નિયમાનુસાર એવા મહાત્માઓ વારંવાર ઉત્પન્ન થયા છે, અને તેથી આપણું આ વિશાળ રાષ્ટ્ર—આપણું પવિત્ર ભારત—ભયાનક કાળચક્રમાં સપડાઇ ન જતાં અખિલ માનવન્નતિને આધ્યાત્મિક માર્ગ બતાવવાનું પવિત્ર કાર્ય આજ સુધી બજાવતું આવ્યું છે. પ્રસ્તુત પ્રસંગે ચોમેર પાશ્ચાત્ય સંસ્કારોનો પવન વાતો હોવાથી એ કામ ઘણે અંશે કઠિન થઇ પડયું છે. આધિભૌતિક ઉન્નતિ—ઐહિક સુખલાલસા માટે હિંદુસ્તાન કુદરતી રીતેજ ઉદાસીન હોઇ પાછળ છે; અને તેવાં ઐહિક સુખનાં સાધનો—મોજ શોખની વસ્તુઓ અને સગવડો આજ કાલ પાશ્ચાત્યોએ એટલી બધી વધારી મૂકી છે કે સંસારને અસાર કહેનાર મનુષ્યને **'असमर्थो भवेत् साधु'** જેવા દાંભિકના વર્ગમાં લગભગ ગણી કહાડવામાં આવે છે. પાશ્ચાત્ય સંસ્કારોએ—વિચારોએ—આર્ય વિચારોમાં જે ક્રાંતિ કરી નાખી તેનો સારાંશ નીચેની બે બાબતોમાં આપી શકાય.

(૧) કુદરતને વશ કરવાથી સુખવૃદ્ધિ થઇ શકે છે.

(૨) પોતાના સુખની વૃદ્ધિ એજ દરેક મનુષ્યનું અંતિમ સાધ્ય છે.

આ બે વિચારોની વિરૂદ્ધમાં કોઇ વિચારો પાશ્ચાત્ય સાહિત્યમાં નથીજ એમ નથી; પરંતુ આપણા પર ઉપરના વિચારોની છાપજ વધારે પડી હતી, અને તેથી અહીંની સમાજપદ્ધતિ પણ પાશ્ચાત્ય ઢબપર લઇ જવાના પ્રયત્નો શરૂ થયા હતા; પરંતુ જેમ જેમ પાશ્ચાત્ય સંસ્કારોનો પરિચય વધતો ગયો તેમ તેમ ત્યાંની સમાજ અને શાસનપદ્ધતિઓ સદોષ છે, એટલુંજ નહિ પણ તેઓ હજુ ઘણે અંશે કાચી જ છે એમ જણાઇ આવ્યું. તેમના સાહિત્યમાંનાં કેટલાંક સમાજ—વિધ્વંસક તત્ત્વો જોઇને તો પાશ્ચાત્ય સમાજને સ્થિર પાયોજ નથી, એ સમજાયું અને એ જ્ઞાન થતાંજ પ્રાચીન આર્યસંસ્કારોની યોગ્યતા અને સામર્થ્યને માટે આપણામાં દૃઢ આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો. 'પાશ્ચાત્યોનું કેવળ અનુકરણ કરવા સરજાએલા છીએ' એ વૃત્તિને બદલે 'આખા વિશ્વને શાંતિ આપનાર અમૃતવલ્લી આપણી પાસે છે, એવું એક જાતનું સ્વાભિમાન આપણામાં ઉત્પન્ન થયું; અને ઉપરના બે વિચારોનું સ્થાન નીચેના બે વિચારોએ લીધું.

(૧) કુદરતને તાબે કરવાનો પ્રયત્ન કરવા જતાં આપણેજ તેના દાસ બન્યા છીએ અને ખરૂં સુખ બાહ્યવસ્તુઓમાં નહિ પણ આપણી ભાવનાઓમાં—આપણામાંજ છે.

(૨) આપણું વ્યક્તિત્વ—અહંકાર—વિસરી જઇને વિશ્વભાવનામાં લીન થવું—આત્માનો વિકાસ કરવો—અને આત્માનુભૂતિનો રસ ચાખવો, એજ આપણા સુખની વૃદ્ધિનું ખરૂં સાધન છે.

આ વિચારોનો પ્રસાર કરનાર અને પાશ્ચાત્ય કેળવણીના સંસ્કાર અને ડીગ્રીઓ પામેલા લોકો ઉપર પણ એ વિચારોની છાપ પાડી તેમનાં હૃદય ઉપર અદ્‌ભુત અસર કરી તેમને મોહિત કરી નાખનાર આધુનિક સાધુ રામકૃષ્ણ પરમહંસ* હતા. તેમની કીર્તિ અને બોધામૃત હિંદુસ્તાનમાં તો શું પણ પશ્ચિમના દેશોમાં પણ જઇ પહોંચ્યાં છે, અને પરમ પૂજ્ય સ્વામી શ્રી વિવેકાનંદે તેમનાં એ તત્ત્વોનો પ્રસાર અમેરિકામાં પણ કર્યો છે. તેમના પછી જાપાન, ઇંગ્લંડ, અમેરિકા વગેરે દેશોને પોતાની ઉજ્વલ કીર્તિ અને દિવ્ય પ્રભાવથી આંજી નાંખનાર મહાત્મા આ ચરિત્રના નાયક પરમહંસ સ્વામી શ્રી રામતીર્થ થયા. વિશ્વવ્યાપી પ્રેમીથી આખું જગત તેમને પોતાનુંજ ભાસતું હતું; જગતમાં જે જે ભાગ્યવાન લોકોને સ્વામીશ્રીના સહવાસનો લાભ મળ્યો હતો તે સર્વને તેઓ તેમના પોતાનાજ જણાતા. આવા

* શ્રી રામકૃષ્ણ પરમહંસના સદ્‌બોધને લગતાં પુસ્તકો આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થવા માંડયાં છે. તેમાંનું પ્રથમ પુસ્તક 'શ્રીરામકૃષ્ણ કથામૃત—ભાગ ૧ લો' તો સં. ૧૯૭૪ ની વિવિધગ્રંથમાળામાં નીકળી ચૂકયું છે.

અદ્વિતીય મહાત્માનું ચરિત્ર અને ઉપદેશ ગુર્જરબંધુઓને ગ્રાહ્ય અને કલ્યાણકારક થવોજ જોઇએ, એવા દૃઢ વિશ્વાસથી અમે આ પ્રયત્ન કર્યો છે.

સાધુસંતનાં ચરિત્રોમાં અને વીર પુરૂષોનાં ચરિત્રોમાં ઘણો તફાવત હોય છે. ભયાનક રણવાર્તાઓ, ઘોર યુદ્ધપ્રસંગો, અદ્‌ભુત પરાક્રમો, અણુધાર્યા છુટકારાઓ વગેરે મનોવેધક બાબતોથી વીર પુરૂષોનાં ચરિત્રો આકર્ષક અને ચટકદાર બને છે; પરંતુ સાધુ કિંવા કવિના ચરિત્રમાં એવી અદ્‌ભુત બાબતોમાંનું કંઇ હોતું નથી. કવિનું ચારિત્ર્ય જેમ તેની કવિતામાં ઉભરાય છે, તેમ સાધુ પુરૂષોનાં ચરિત્ર તેમના ઉદાત્ત વિચારો અને તેથી પણ અધિક ઉદાત્ત આચરણદ્વારાજ અવલોકી શકાય છે; છતાં એવા મહાત્માઓના સાદા અને સરળ વ્યવહારમાં માલૂમ પડતી અદ્‌ભુતતાની ખોટને ઘણાક ચરિત્રકારો ચરિત્રનાયક સાધુ મહાત્માના 'ચમત્કારો'થી પૂરી દે છે, અને આ રીત ધીમે ધીમે એટલી સામાન્ય થતી જાય છે કે "જે સાધુ 'ચમત્કાર' ન કરી બતાવે તે સાધુ જ નહિ" એવી લોકમાન્યતા થવા લાગી છે; પરંતુ એ અનિષ્ટ છે. એકાદ સાધુએ બતાવેલા 'ચમત્કાર' ની હકીકત વાંચવાથી બહુ તો આપણામાં તેમના પ્રત્યેની અંધશ્રદ્ધા દૃઢ થશે; પરંતુ જગતને તે શું સંદેશો કહી ગયા છે, અને મનુષ્યોના વિચારોમાં કેવી ક્રાંતિ કરવાનો તેમણે વિચાર રાખ્યો હતો, તે આપણે તેવડે જાણી શકીશું નહિ. સાધુના ચરિત્રમાં તેમના જ ઉપદેશનું પ્રતિબિંબિત ચિત્ર જોવું એજ સચ્ચરિત્રનો ખરો ઉપયોગ છે. અસ્તુ.

સ્વામીજીનું સવિસ્તર જીવનચરિત્ર આ નાના સરખા નિબંધમાં આપી શકાય એમ નથી, માટે એમનું સંક્ષિપ્ત વૃત્તાંત આપવાનેજ ઉદ્યુક્ત થઇએ છીએ. સ્વામીજીનો જન્મ પંજાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાલા જીલ્લાના મરાલીવાલા નામના ગામમાં થયો હતો. એમનું કુટુંબ ગોસ્વામીના નામથી પ્રસિદ્ધ છે. એમનો જન્મ ઇ. સ. ૧૮૭૩ ના અકટોબરની ૮ મી તારીખે થયો હતો. જે પ્રખ્યાત કુટુંબમાં હિંદી રામાયણના કર્ત્તા જગદ્વિખ્યાત મહાત્મા શ્રી તુલસીદાસજીનો જન્મ થયો હતો, તેજ કુટુંબમાં સ્વામી શ્રી રામતીર્થજીનો પણ જન્મ થયો હતો; અર્થાત્ તેઓ તુલસીદાસજીના વંશજ હતા. આ કુટુંબ પ્રથમથી જ પોતાની કુળગૌરવતા અને પવિત્રતાને માટે પ્રસિદ્ધ હતું; પરંતુ સ્વામીશ્રી રામતીર્થજીએ એ કુટુંબમાં જન્મ લઇને તેની પ્રતિષ્ઠા ઓર વધારી દીધી છે! સ્વામીશ્રીના પિતાનું નામ ગોસ્વામી હીરાનંદજી છે. સ્વામીશ્રીનો જન્મ થયા પછી થોડા જ દિવસમાં એમનાં પરમ સુશીલ માતુશ્રીનો દેહાંત થવાથી એમની ફોઇએ એમનું લાલન પાલન કીધું. બચપણમાં માતાનું દૂધ નહિ મળવાથી એઓ બાલ્યાવસ્થામાં બહુજ દુર્બળ હતા; પરંતુ એજ શારીરિક શક્તિહીન બાળકે પાછળથી જેમ ઇચ્છાશક્તિ અને આત્મબળમાં પ્રબળતા મેળવી તેવી જ રીતે શારીરિક સ્વાસ્થ્ય અને પુષ્ટતા પણ પ્રાપ્ત કર્યાં. એક દિવસમાં ૫૦ માઇલ સુધી પહાડોપર ચાલવું, અથવા અમેરિકાના સિપાઇઓની સાથે ૨૦ માઇલ સુધી દોડી સૌથી આગળ નીકળી જવું, તેમજ સમુદ્રમાં ૨૦ માઇલ સુધી તરવું, આ ક્રિયાઓ એમણે પ્રત્યક્ષ કરી બતાવી હતી. આ પરથી સાબિત થાય છે કે શારીરિક કિંવા માનસિક કોઇ પણ પ્રકારની નિર્બળતા એવી નથી કે જે સુધારી શકાય નહિ.

"સર્વ પ્રકારની નિર્બળતાપર માણસ વિજય મેળવી શકે છે" એ સિદ્ધાંતનું જ્વલંત દૃષ્ટાંત જો કોઇને જોઇતું હોય તો તેમની આગળ સ્વામી શ્રી રામતીર્થજીનું જીવન દીપકની જ્યોત સમાન પ્રકાશી રહ્યું છે. એ જીવનનો લાભ લ્યો અને તમારી શારીરિક તથા માનસિક નિર્બળતાનો ત્વરિત નાશ કરો. તમારી શારીરિક નિર્બળતા તમારી ઉન્નતિના માર્ગમાં વિઘ્ન નાંખી શકે એમ નથી; કારણ કે તે દુર્બળતા અજીત નથી, પણ જીતી શકાય એવી છે. કોણ કહેશે કે નેપોલીઅનનું શરીર મજબૂતમાં મજબૂત હતું? કોણ કહેશે કે વૉશિંગ્ટન શરીરે અલમસ્ત હતો? દુનિયામાં જે જે મહાન પુરૂષો થયા છે તેઓમાં કોઇ ને કોઇ પ્રકારની નિર્બળતા—ન્યૂનતા તો હતી જ; છતાં તેમણે તે નિર્બળતાને ગણકારી નહોતી, તેઓ નિર્બળતાને જોઇ નિરાશ થઇ બેસી રહ્યા નહોતા, પણ તેમણે લોકોત્તર આત્મબળથી તેને છિન્નભિન્ન કરી નાખી હતી. એક લેખકે ઠીક કહ્યું છે કેઃ—"The wise and prudent conquer difficulties dy daring to attempt them. Sloth and folly shrink and shiver at the sight of toil and danger and make the impossibility they fear."

( ડાહ્યા અને બુદ્ધિશાળી મનુષ્યો તો હિંમતથી પ્રયત્ન કરીને વિઘ્નોને જીતીજ લે છે. માત્ર પ્રમાદી અને મૂર્ખાઓજ મહેનત તથા ભયથી ડરે-કંપે છે અને ડરના માર્યા જ્યાં 'અશક્યતા' નથી હોતી ત્યાં પણ પોતેજ તે 'અશક્યતા' બનાવી મૂકે છે. )

**નેપોલીઅનના** પેલા "The word 'impossible' might be found in the fool's dictionary" ( મૂર્ખાના શબ્દકોષમાંજ 'અસંભવિત' શબ્દ હોવો જોઇએ. ) એ વાક્યનો મર્મ જો આપણે બરાબર સમજીએ તો **સ્વામીશ્રી રામતીર્થજીએ** પોતાની શારીરિક નિર્બળતા કેવી રીતે દૂર કરી તે આપણા લક્ષમાં સહજ આવી શકશે. **સ્વામીશ્રીએ** પ્રાથમિક શાળાની છેલ્લી પરીક્ષા પોતાના ગામમાંજ પસાર કરી અને તે પછી તેઓ ગુજરાનવાલામાં આવ્યા. ગુજરાનવાલાની હાઇસ્કૂલમાં તેમણે 'એન્ટ્રન્સ' -પ્રવેશક પરીક્ષા સુધીનો અભ્યાસ પૂરો કર્યો અને એ પરીક્ષામાં તેઓ પાસ થયા.

આ શહેરમાં **ધનાભગત** નામના એક સજ્જન રહેતા હતા. એમણે **સ્વામીજીને** પ્રથમથીજ પોતાને ઘેર રાખ્યા. અભ્યાસ કરવા ઉપરાંત **સ્વામીજીને** જે સમય મળતો તે ઉપર્યુક્ત મહાપુરૂષના સત્સંગમાંજ વ્યતીત કરતા. જ્યારે ધનાભગત ઉપદેશ કરતા ત્યારે સ્વામીશ્રી તે ઉપદેશને અતિ લક્ષપૂર્વક સાંભળતા અને જ્યારે તેઓ ચૂપ થઇ જતા ત્યારે સ્વામીજી પોતાનું પુસ્તક વાંચવા મંડી જતા. તેઓ હમ્મેશાં પોતાનું એકાદ પુસ્તક પોતાની પાસે રાખતા હતા. **ધનાભગત સ્વામીશ્રીપર** અત્યંત પ્રેમ રાખતા હતા. પ્રવેશક પરીક્ષા પસાર કર્યા પછી **સ્વામીશ્રીના** પિતા એમનો અભ્યાસ બંધ કરાવવા ઇચ્છતા હતા, પરંતુ **ધનાભગતે** એમને **લાહોરની** મિશન કૉલેજમાં દાખલ કરી દીધા. આ કૉલેજમાં એમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. આ પરીક્ષામાં એઓ સમસ્ત પંજાબના વિશ્વવિદ્યાલયમાં પ્રથમ નંબરે આવ્યા. ગણિતવિદ્યામાં તો એઓ અતિ નિપૂણ હતા. બી. એ. માં પાસ થયા પછી એમણે **લાહોરની** સરકારી કૉલેજમાં બે વર્ષ સુધી અભ્યાસ કર્યો અને ગણિતનો વિષય લઇ એમ. એ. ની પરીક્ષા પસાર કીધી, આ વખતે **સ્વામીશ્રીની** ઉમ્મર ૨૧ વર્ષની હતી. આ અરસામાં **સ્વામીશ્રીએ ધનાભગતપર** જે પત્રો લખ્યા હતા તેમાંના બે પત્રોનો ઉલ્લેખ અત્રે કરવામાં આવે છે. પ્રથમ પત્રપરથી તેઓ પોતાનો સમય કેવી રીતે વ્યતીત કરતા અને તે પરથી વિદ્યાર્થીઓએ શું શીખામણ લેવી જોઇએ તે, અને બીજા-પરથી એમની ઇશ્વિરભક્તિ તથા ચિત્તવૃત્તિ કેવી હતી તે સમજાશે

**( પત્ર ૧ લો. )**

"૯ મી ફેબ્રુઆરી ૧૮૯૪
રાત્રિના ૧૧ વાગે.

આપનો એક બીજો પત્ર હમણાં મળ્યો. વાંચી આનંદ થયો. હું હાલમાં સવારના પાંચ વાગે જાગૃત થાઉં છું, અને સાત વાગ્યા સુધી અભ્યાસ કરૂં છું. પછી શૌચ આદિથી નિવૃત થઇ સ્નાન અને વ્યાયામ ( કસરત ) કરૂં છું. તત્પશ્ચાત્ પંડિતજીની પાસે જાઉં છું. રસ્તામાં પણ વાંચતો વાંચતો ચાલું છું. એક કલાક પછી ત્યાં ભોજન કરીને તેમની સાથે ગાડીમાં બેસી કૉલેજમાં જાઉં છું. કૉલેજથી મુકામ-પર આવતાં રસ્તામાં દૂધ પીઉં છું. મુકામપર થોડો વખત વિશ્રાંતિ લઇ નદી તરફ ફરવા જાઉં છું. નદીના કિનારાપર લગભગ અર્ધો કલાક સુધી હરફર કરૂં છું, ત્યાંથી પાછા આવતાં આખા શહેરના સુંદર બગીચાઓમાં ફરૂં છું, પછી મુકામપર આવીને અગાસીપર ફરૂં છું, એટલામાં અંધારૂં થઇ જાય છે. ( હું ફરૂં હરૂં છું ત્યારે પણ મારૂં વાંચન તો ચાલુજ હોય છે. ) અંધારૂં થતાં કસરત કરૂં છું અને દીવો કરી સાત વાગ્યા સુધી વાંચ્યા કરૂં છું. ત્યાર પછી વાળુ કરવા જાઉં છું. વાળુ કર્યા પછી પ્રેમજીની પાસે જાઉં છું. ત્યાંથી આવી ૧૦-૧૨ મીનીટ સુધી કસરત કરૂં છું. ત્યાર પછી લગભગ સાડાદશ વાગ્યા સુધી અભ્યાસ કરૂં છું. હું અનુભવથી સિદ્ધ કરી શકયો છું કે:-"**આપણે આપણા જઠર (પેટ) ને જો બરાબર સંભાળી ઉત્તમ સ્થિતિમાં રાખીએ તો આનંદ કિંવા સુખ, ચિત્તની એકાગ્રતા, ઈશ્વરનું સતત સ્મરણ, અને આત્મ-વિશુદ્ધિ આદિ આપણને સહજ પ્રાપ્ત થાય. બુદ્ધિ અને ગ્રહણ કરવાની શક્તિ તેથી સતેજ થાય છે.** પ્રથમ તો હું ખોરાકજ બહુ થોડો લઉં છું, અને વળી જે ખાઉં છું તેને બરાબર પચાવું છું."

'રામ.'

(પત્ર ૨ જો.)

"૫ મી જુલાઇ સને ૧૮૯૪.

મ્હારાજ!

પરમેશ્વર બહુ ચતુર છે. મને તે બહુ પ્યારો લાગે છે. આપણે એની સાથે મૈત્રી રાખીએ તો આપણું કલ્યાણ જ થાય છે. આપણી સાથે એ કોઇ કોઇ વખત સખ્ત થતો માલૂમ પડે છે પણ એતો ઠઠ્ઠાબાજી છે. તે આપણી સાથે હસી દીલ્લગી કરવાને હમ્મેશાં પ્રયત્ન કરે છે. આપણી ફરજ છે કે આપણે મજાક મશ્કરી કરનારપર ક્રોધ કરવો જોઇએ નહિ. કોઇ બીજા પત્રમાં હું તેના સંબંધી અન્ય વાતો આપની સેવામાં રજુ કરીશ. આ પત્ર હું ટેબલ પર મૂકીને લખું છું. આજે સવારે અહીંઆં થોડી ખાંડ પડી ગઇ હતી, એ ખાંડની આસપાસ ચાર પાંચ કીડીઓ એકઠી થઇને મ્હારી કલમ અને મ્હારા અક્ષરો તરફ જોઇ રહી છે અને માંહોમાંહે કાંઇ વાતચીત કરી રહી છે. મ્હેં એમની જે વાતો સાંભળી તે હું આપને લખી જણાવું છું. જો કે મ્હારો પત્ર બહુ ખરાબ છે તોપણ એ કીડીઓના મનથી તો તે ઇંદ્રપુરીના નકશા સમાન છે. જે કીડી પ્રથમ બોલી તે અતિ અજ્ઞાન હતી અને સૌથી નાની પણ હતી. તે બોલીઃ–"જો બ્હેન! આ કાગળપર પેલી લાકડાની કલમ કેવી ચીતરી રહી છે? તેણે કાઢેલી લીટીઓને લોકો પોતાની નજર સામે રાખે છે, અને ઘણા પ્રેમથી વાંચે છે. જે કાગળપર કલમ નિશાની કરે છે અર્થાત્ લખે છે, તે કાગળને લોકો પોતાના હાથમાં લઇને ફરે છે. આહાહા! કેવા સરસ અક્ષરો લખે છે! જાણે મોતીના દાણા! કોઇ કોઇ અક્ષરો તો આપણાં બાળક (કીડીઓ) ની તસ્વીર જેવા દેખાય છે. આહાહા! શું ખુબસુરતી છે? એ કલમમાં જીવ નથી, પણ આપણા જેવાં જીવતાં પ્રાણીઓને હજારો વખત તે પેદા કરી શકે છે;" આટલું બોલી પેલી કીડી તો ચૂપ થઇ ગઇ. ત્યાર પછી બીજી બોલવા તૈયાર થઇ. આ કીડી પહેલી કીડી કરતાં જરા મોટી હતી અને તેના કરતાં જરા દીર્ઘદૃષ્ટિ ધરાવતી હતી. તેની આંખો સતેજ હતી. તે બોલીઃ–"મ્હારી ભોળી બાઇ! તું જોતી નથી કે કલમ તો બિલકુલ મરેલું મુડદું છે, તે તો જરા પણ કામ કરી શકતી નથી, એ આંગળીઓ તેને ચલાવે છે, ત્યારે તે ચાલે છે, માટે સઘળો ધન્યવાદ આંગળીઓને ઘટે છે." ત્યાર પછી ત્રીજી કીડી કે જે ઉપર્યુક્ત બન્નેથી મોટી હતી તે બોલીઃ–"તમે બન્ને હજી અજ્ઞાન છો. આંગળીઓ તો પાતળી દોરી સમાન છે. તે બિચારી શું કરી શકે? જે કરે છે તે પોચું કરે છે." અંતે સૌથી મોટી કીડી બોલીઃ–"કલમ, આંગળીઓ, પોચું એ સર્વે ધડને આધારે કામ કરી રહ્યાં છે, માટે ખરો ધન્યવાદ તો ધડને ઘટે છે." આટલું બોલી તે કીડી પણ ચૂપ થઇ ગઇ, ત્યારે મ્હેં તે સર્વેને કહ્યુંઃ–"હે મ્હારાં અનન્ય સ્વરૂપો! આ ધડ પણ જડરૂપ છે, એને પણ એક બીજી ચીજનો આશ્રય છે, અને તે ચીજ પ્રાણ છે; માટે પ્રાણને સઘળો ધન્યવાદ ઘટે છે." હું આ શબ્દો બોલ્યો એટલે મને આપનાં વચનો યાદ આવ્યાં અને તે પણ મ્હેં તેમને કહી સંભળાવ્યાં. મ્હેં તેમને કહ્યું કેઃ–"મનુષ્યના આત્માની ઉપર પણ એક વસ્તુનો અધિકાર છે અને તે વસ્તુ પરમાત્મા છે, તે વસ્તુને આધારે અન્ય સઘળી વસ્તુઓ ચેષ્ટા કરી રહી છે. દુનિયામાં જે કાંઇ થાય છે તે તેની મરજીથી જ થાય છે. પુતળીઓ જાદુગર વિના નાચી શકતી નથી. વીણા પણ વગાડનાર વિના સ્વયં સૂર કાઢતી નથી. આ રીતે દુનિયાનાં સમસ્ત પ્રાણીઓ તેની આજ્ઞા વિના કાંઇ પણ કરી શકતાં નથી. ઘા કરવો એ તલવારનું કામ છે, પણ યોદ્ધા વિના તલવાર ઘા કરી શકતી નથી. તે જ પ્રમાણે કોઇ ગમે તેવો દુષ્ટ માણસ હોય પણ પરમેશ્વરની મરજી વગર કોઇ તેનો વાળ વાંકો કરી શકતું નથી. **જેવી રીતે બાદશાહની સાથે મૈત્રી કરવાથી આખો દેશ આપણી સાથે મિત્રતા બાંધે છે તે પ્રમાણે પરમાત્માને પ્રસન્ન કરવાથી અખિલ વિશ્વ આપણું પોતાનું થઈ જાય છે.**" વગેરે.

'રામ'

વનસ્પતિજી નામના એક માણસ સ્વામીશ્રીના સહાધ્યાયી હતા. તેમણે ૧૯૦૭ ના ફેબ્રુઆરી માસના 'જમાન અખબાર' માં એક લેખ લખીને સ્વામીશ્રીની વિદ્યાર્થીદશાની ઘણી હકીકત આપી છે. વનસ્પતિજી અને શ્રીરામતીર્થ ઘણા દિવસ સુધી એકજ જગ્યાએ રહ્યા હતા અને એકજ ઓરડીમાં રહેવું, સાથે ખાવું પીવું, ઉઠવું બેસવું વગેરેને લીધે બન્ને વચ્ચે ગાઢ મૈત્રી બંધાઇ હતી. શ્રી રામતીર્થ તેમની પાસે

હૃદય ખુલ્લું કરીને વાતો કરતા હતા. શ્રી રામતીર્થને પલંગ ઉપર સૂવું ગમતું નહિ. ભોંય ઉપર સૂવું તેમને બહુ ગમતું. તેઓ બહુ જ થોડું સૂતા. પ્રાતઃકાળે ૪-૫ વાગે ઉઠી વાંચવા બેસવાની તેમને ટેવ હતી.

તેમના પિતા કોઇ કોઇવાર તેમને મળવા માટે બૉર્ડીંગ હાઉસમાં આવતા; પરંતુ તેમના ગુરૂ તો વારંવાર આવતા. સ્વામીશ્રીના પિતાનો સ્વભાવ ઘણોજ ભોળો હતો. તેમને ફક્ત હિંદી અને સંસ્કૃત આવડતું હતું. સ્વામીશ્રી કહેતા કે મને જે કંઇ જ્ઞાન મળ્યું છે તે ધના ભગત પાસેથી જ મળ્યું છે, અને તેને જ તે ગુરૂ કહેતા. કૉલેજની રજાઓના દિવસોમાં શ્રી રામતીર્થ ઘેર જતા. જો કે હજી તેઓ ઘરબાર પ્રત્યે ઉદાસીનતા બતાવતા ન હતા, તોપણ તેમના સોબતીઓ સાથે થતી વાતચીતો ઉપરથી તેઓ ઘરબારનો જલદી જ ત્યાગ કરશે એમ સૌને લાગતું હતું. બી. એ. ની પરીક્ષામાં પ્રથમ નંબરે આવ્યાથી તેમને દર માસે ૬૦ રૂપિઆ વિદ્યાવેતન ( સ્કૉલરશીપ )ના મળતા. તેમાંના થોડાક પૈસા પોતાના ખર્ચને માટે રાખી બાકીની રકમ તેઓ ઘેર કિંવા ગુરૂજીના ખર્ચને માટે મોકલી આપતા. તેમનો ખોરાક મુખ્યત્વે કરીને દૂધનો જ હતો. કોઈ કોઇ દિવસે તેઓ જમતા, તોપણ બે પાતળી રોટલીઓ સિવાય બીજું કંઇ ખાતા તેમને કદિ કોઇએ જોયા નહિ હોય. તેઓ હમ્મેશાં બે વખત દૂધ પીને રહેતા. પોતાના જીવજાન મિત્રો અને નિકટ સ્નેહી સંબંધીઓનું સ્વાગત પણ તેઓ દૂધથી જ કરતા. ઔષધ ખાતાં તેમને કદિ કોઇએ જોયા નહિ હોય. તેઓ માંસાહારને મહત્પાપ ગણતા અને માદક પદાર્થોને હલાહલ ઝેર માનતા. તેમનો પોશાક બહુજ સાદો હતો. ગ્રીષ્મ ઋતુમાં એક ખાદીનું જાડું ધોતીયું અને એક પહેરણ એ જ એમનો પોશાક ! ગ્રીષ્મ ઋતુમાં પણ તેઓ માથું ઉઘાડું રાખતા, બહાર જતી વખતે મલમલનો ફેંટો બાંધતા, ટોપી કદિ વાપરતા નહિ. શીઆળામાં ધાબળીનો એક કોટ પહેરતા. કૉલેજનો અભ્યાસ પૂરો થયા પછી જ્યારે તેઓ સીઆલકોટની મિશન કૉલેજમાં પ્રૉફેસર હતા ત્યારે પણ આખા શીઆળામાં તેઓ ગરમ કપડાં તરીકે ધાબળી સિવાય બીજું કંઇ વાપરતા નહિ. સાંજ સવાર કૉલેજના વિદ્યાર્થીઓને તેઓ પોતાની સાથે ફરવા લઇ જતા અને આધ્યાત્મિક બાબતો ઉપર સંવાદ કરતા. પાટલુન વગેરે કદિ વાપરતા નહિ. તેમનું માનસિક ધૈર્ય અસાધારણ હતું. પોતાની મોટી બ્હેન (એ બ્હેને પણ નાનપણમાં તેમનું રક્ષણ કર્યું હતું ) ગુજરી ગયાનો પત્ર વાંચીને તેઓ રાવી નદી ઉપર ગયા અને ત્યાં એકાંતમાં ઈશ્વરને પ્રાર્થના કરી કેઃ-' પ્રભો ! આ દુઃખ સહન કરવાની મને શક્તિ આપ કે જેથી શોક ન થતાં મને નિરંતર ત્હારૂંજ સ્મરણ રહે અને મ્હારા અન્ય કર્ત્તવ્યમાં હાનિ ન પહોંચે.' એક દિવસ વનસ્પતિજીએ પૂછ્યું કે; "તમારા હૃદયમાં ખરી ઇચ્છા શી છે ? કૉલેજના છોકરાઓને ભણાવવાની કે બીજી કંઇ ?" તેમણે જવાબ આપ્યો કેઃ-"આ ભણાવવાનું કામ તો માત્ર થોડા દિવસનુંજ છે; સ્ત્રી પુત્રને માટે થોડો દ્રવ્ય-સંચય કર્યા પછી રાત્રિ દિવસ દેશાટન કરવું અને લોકોને ઉપદેશ કરવો એજ મારી અંતિમ ઇચ્છા છે. જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં વિદ્યાર્થીઓને શીખવીશ. બદલામાં થોડુંક દૂધ મળશે એટલે બસ. બીજા કશાની મને અપેક્ષા નથી. ઉપદેશ કરીને અવિદ્યા દૂર કરવી એજ મ્હારૂં કર્ત્તવ્ય છે."

સીઆલકોટ મિશન કૉલેજમાંથી લાહોરની ફોરમેન ક્રિશ્ચીયન કૉલેજમાં ગણિતના પ્રૉફેસર તરીકે તેમની બદલી થઇ અને ત્યાં તેમણે બે વર્ષ સુધી કામ કર્યું. ત્યાર પછી થોડો વખત લાહોરની ઓરીએન્ટલ કૉલેજમાં તેઓ રીડર હતા. સર્વે શિક્ષકોનો સ્વામીશ્રીના પર અત્યંત પ્રેમ હતો. તે વખતના સરકારી કૉલેજના પ્રિન્સિપાલ મી. ડબલ્યુ બેલ સ્વામીશ્રીની અસાધારણ બુદ્ધિને માટે ઘણુંજ અભિમાન ધરાવતા હતા. સ્વામીશ્રીએ પ્રોવીન્સ્યલ સીવિલ સર્વિસની પરીક્ષામાં બેસવું એવી તેની ઇચ્છા હતી; પરંતુ સ્વામીશ્રીની ઇચ્છા પોતાનો અત્યંત પ્રિય અને જેને માટે પોતે ઘણો શ્રમ લીધેલો એવો ગણિતનો વિષય શીખવાની હતી. સરકારી સ્કૉલરશીપ લઇને અને વિલાયત જઇને કેમ્બ્રીજની યુનીવર્સીટીની ગણિતની સૌથી મોટી સીનીયર રૅન્ગ્લરની પરીક્ષા આપવાની તેમને ઇચ્છા થઇ હતી; પરંતુ એવી લૌકિક પરીક્ષાઓ આપીને કેવળ આંકડા ગણનાર રૅન્ગ્લર થવા કરતાં અલૌકિક પુરૂષ થવું એવોજ કંઇક ઇશ્વરી સંકેત તેમને માટે હશે, તેથી કે કોણ જાણે શાથી પણ એમનામાં એ સ્કૉલરશીપ મેળવવાની પાત્રતા હોવા છતાં તે તેમને ન મળતાં એક મુસલમાન વિદ્યાર્થીને મળી.

કૉલેજમાં પ્રૉફેસર હતા ત્યારેજ એટલે ઇ. સ. ૧૮૯૭ના અકટોબરમાં દિવાળીને દિવસે તેમણે પોતાનો

આત્મા પરમેશ્વરને અર્પણ કર્યો, અર્થાત્ આત્મવિદ્યા પ્રાપ્ત કરી લેવાનો નિશ્ચય કર્યો. એ વખતે તેમની ઉમ્મર ૨૪ વર્ષની હતી. ૧૮૯૭ ના અક્ટોબરની ૨૫ મી તારીખે તેમણે પોતાના પિતાના પત્રના જવાબમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"ચરણવંદના. આપનો કૃપાપત્ર મળ્યો. અત્યંત આનંદ થયો. આપના પુત્રનું (રામતીર્થનું) શરીર હવે વેચાઈ ગયું છે. હવે 'રામ' ને મ્હારૂં એવો ભેદ રહ્યો નથી. આજે દિવાળીને દિવસે મ્હારૂં શરીર આપી દઇને ગુરૂજીને જીતી લીધા. હવે તમને જે કંઇ જોઇએ તે મ્હારા માલીક પાસેથી માગી લ્યો. તે તુરતજ તમને આપશે. એક વખત નિશ્ચય કરીને માગી તો જુઓ. આજ ૧૯-૨૦ દિવસ થયા મ્હારૂં બધું કામ તે પોતે ઘણી સંભાળથી કરે છે, તો પછી તમારૂં કેમ નહિ કરે ? ગભરાશો નહિ. તેમની જેમ આજ્ઞા થશે તેમ અમલ થતો રહેશે. આપણું-ગોસાંઇઓનું ધન ગુરૂ મહારાજજ છે. એ ખરૂં ધન છોડી દઇને સંસારના ખોટા ધનની પાછળ પડવું ઉચિત નથી અને એ ધન ન મળેલું જોઇને શોક કરવો એતો ઘણુંજ શરમ ભરેલું છે. આ અસલ માલ અથવા દોલત ( ગુરૂ મહારાજ ) ની મઝા એકવાર તો લઇ જુઓ !"

આ બનાવ પછી બે વર્ષે તેમને વૈરાગ્યની ઉત્તમ દશા પ્રાપ્ત થઇ અને કૉલેજની ગણિતના પ્રૉફેસરની જગ્યા તેમણે છોડી દીધી. ૧૮૯૯ ની આખરે તેઓ હિમાલય ભણી ચાલતા થયા. તે વખતે તેમને ૨૬ મું વર્ષ પૂરૂં થઇને ૨૭ મું વર્ષ બેઠું હતું. તેમને સંતતિમાં બે પુત્રો અને એક પુત્રી હતાં. મોટા છોકરાનું નામ મદનમોહન અને નાનાનું નામ બ્રહ્માનંદ હતું. હિમાલયમાં જઇને સ્વામીશ્રીએ કઠિન તપશ્ચર્યા કરી અને બ્રહ્મવિદ્યામાં નિપુણતા મેળવી. એક વર્ષની અંદરજ તેમણે સંન્યાસ લીધો. પછી થોડાજ દિવસમાં તેમને પૂર્ણત્વની-પૂર્ણ જ્ઞાનની-સ્થિતિ પ્રાપ્ત થઇ અને તેમનું યોગબળ વધ્યું. બે વર્ષ પછી ધર્મમહોત્સવ પ્રસંગે તેઓ મથુરાં આવ્યા હતા. સ્વામીશ્રીનો ઉપદેશ સાંભળવાને લોકો એટલા બધા આતુર હતા કે ટાઢ, તડકો, પવન, વખત, કવખત એ કશાને નહિ ગણતાં તેઓ તેમની પછવાડેજ લાગતા. તંબુ અથવા મંડપની જગ્યા પૂરી ન પડવાથી યમુનાના પટમાં તેમને વ્યાખ્યાનો આપવાં પડયાં હતાં.

ત્યાર પછી થોડે દિવસે એટલે સન ૧૯૦૨ માં સ્વામીશ્રી પ્રવાસે નીકળ્યા અને ત્રણ વર્ષમાં મિસર, અમેરિકા, જાપાન ઇત્યાદિ દેશોમાં જઇ આવ્યા. એ ત્રણ વર્ષમાં તેમણે લોકોને પુષ્કળ ધર્મોપદેશ કર્યો. તે છતાં તેમણે પોતાની આત્મિક ઉન્નતિની સાધના બંધ કરી નહતી, લક્ષ્મીની કંઇજ દરકાર રાખી નહતી; છતાં આખી દુનિયાનો પ્રવાસ કર્યો. સ્વામીશ્રી અમેરિકામાં હતા ત્યારે ત્યાંનાં સંયુક્ત સંસ્થાનો (યુનાઇટેડ સ્ટેટસ ) નો પ્રેસિડેન્ટ ખાસ સ્વામીશ્રીનાં દર્શન કરવાને માટે બે વખત તેમની પાસે આવ્યો હતો. 'આપને કંઇ જોઇએ છીએ ?' એમ તેમણે પૂછતાં સ્વામીજીએ તેને જે જવાબ આપ્યો તે ઉપરથી તેમનો ત્યાગ કેવો હતો તે જણાઇ આવે છે. સ્વામીશ્રીએ કહ્યું:-" 'રામ'ને કોઇ વસ્તુની ઇચ્છા નથી તો તે શું માગે ? આખી દુનિયાની દોલત અને બાદશાહોની બાદશાહી 'રામ'નીજ છે. 'રામ' બાદશાહ તો બેપરવા છે, અને બાદશાહોનો બાદશાહ છે. યાચના કરવાને શું 'રામે' સંન્યાસ લીધો છે ? ના." સ્વામીશ્રી વારંવાર કહેતા કે;

**" સારી ઝહાં કે બાદશાહ, મુહરે મેરી શતરંજ કે,**
**દિલ્લગી કી ચાલ હૈ, સબ રંગ સુલહ જંગકે. "**

અમેરિકાના લોકો 'રામ' ઉપર એટલા બધા મોહી પડયા હતા કે તેમની આત્મિક ક્ષુધા તૃપ્ત કરવાને 'રામ'ને એક દિવસમાં છ છ વખત વ્યાખ્યાનો આપવાં પડયાં હતાં. ત્યાંના પુષ્કળ લોકો 'રામ'ના ઉપદેશના ખરા ભોક્તા બન્યા હતા; એટલુંજ નહિ પણ ઘણાક તો તેમને પયગંબર અથવા ઇશ્વરનો અવતાર માનવા લાગ્યા; અને હરઘડી 'રામ'નુંજ સ્મરણ કરવા લાગ્યા. ત્યાં ઘણાઓનાં ઘરમાં હજુ 'રામ'ની છબી ઉચ્ચ સ્થાને લટકાવેલી નજરે પડશે. કૅલીફૉર્નીઆમાં આપેલા વ્યાખ્યાન સંબંધે ત્યાંના એક વર્તમાન પત્રમાં નીચેનું વર્ણન મળી આવે છે:—

"હિંદુસ્તાનમાં હિમાલય પર્વત ઉપર અતર્ક્ય જ્ઞાની-યોગીઓ રહે છે એમ અમે આજ સુધી સાંભળતા હતા; પરંતુ આજ તેમાંના એકને અમે પ્રત્યક્ષ નજરે જોઇએ છીએ. આ સ્વામીશ્રીનું અગાધ

જ્ઞાન જોઇને એમ લાગે છે કે નવા જગતના જ્ઞાનની અથવા સુધારાની દિશા ભૂલભરેલી છે. **આ તરફ એક પણ રામતીર્થ થયો નથી અને ભવિષ્યમાં થવાનાં ચિહ્નો પણ હજુ દેખાતાં નથી.”**

તેમણે અમેરિકામાં નીચે પ્રમાણે વ્યાખ્યાનો આપ્યાં હતાં.

૧ મનુષ્ય પ્રાણી એ ઇશ્વરની છાયા છે.

૨ જેનું આખા જગતની સાથે તાદાત્મ્ય થયું છે તેની ઇચ્છા પ્રમાણે આખું જગત ચાલવું જ જોઇએ.

૩ શરીરદ્વારા અવિશ્રાંત મહેનત કરવી અને મનને શાંત અને પ્રેમમય કરવું એ જીવન્મુક્તિ છે.

૪ સૌની સાથે પોતાનું ઐક્ય છે એવો પૂર્ણ સાક્ષાત્કાર થતાં જ ચિત્તની સમાનતા પ્રાપ્ત થાય છે.

૫ જેમ આપણે રસાયન શાસ્ત્રનો અભ્યાસ કરીએ છીએ તેમ જગતના સર્વ ધર્મગ્રંથોનો અભ્યાસ કરવો અને પ્રત્યક્ષ અનુભવને જ છેવટનું પ્રમાણ માનવું.

લગભગ બે વર્ષના ટુંક સમયમાં સ્વામીશ્રીએ અમેરિકામાં કેટલું બધું કામ કર્યું અને અમેરિકન લોકો ઉપર તેની શી અસર થઇ તે વિગતવાર કહી શકાય તેમ નથી.

સ્ટીમરમાં પ્રવાસ કરતી વખતે સ્ટીમરમાંના અમેરિકન લોકોને સ્વામીશ્રી અમેરિકન જ છે એમ લાગતું. અમેરિકા જતાં પહેલાં જાપાન જતી વખતે જે જાપાનીઓને સ્વામીશ્રીને મળવાનો અને વાતચીત કરવાનો લાભ મળ્યો હતો તેઓ પાછળથી કહેતા કે સ્વામીશ્રી હજુ અમારી ઓરડીમાંજ છે એમ અમને લાગે છે. તેમનું ઉચ્ચ અને ભવ્ય કપાળ અને ભગવો પોશાક જોઇ અમને અમારા બરફથી ઢંકાએલા પ્રિય ફુજીમા જવાળામુખી પર્વતનું સ્મરણ થાય છે. જાપાનમાં ટોકીઓ ઇમ્પીરીઅલ યુનિવર્સીટીની સંસ્કૃત પાઠશાળાના પ્રૉફેસર તાકાકુસુએ સ્વામીશ્રી વિષે ‘પૂર્ણત્વ પામેલા ખરા હિંદી તત્વવેત્તા મ્હેં એમનેજ જોયા’ એવા ઉદ્‌ગાર કહાડયા હતા. સ્વામીશ્રી ઈજીપ્તમાં ગયા ત્યારે ત્યાંના મુસલમાનોએ તેમનો ઉત્તમ સત્કાર કર્યો હતો. તે લોકોની ઇચ્છાથી તેમણે ત્યાંની એક મસ્જીદમાં ફારસી ભાષામાં વ્યાખ્યાન આપ્યું હતું અને તે એ લોકોને બહુજ ગમ્યું હતું.

અમેરિકામાં એક જણે સ્વામીજીને પૂછ્યું કે; ‘પૈસા વિના તમને કેમ ચાલશે?’ સ્વામીશ્રીએ જવાબ આપ્યો કે, “‘રામ’ને કશાનીએ જરૂર પડે ત્યારે તે વસ્તુ એની મેળેજ આવી મળે છે; કારણ કે ‘રામ’ આખી દુનિયાને ચાહે છે, એટલે આખી દુનિયા ‘રામ’ ને ચાહે છે, પછી જોઇએ તો ‘રામ’ અમેરિકામાં રહેતો હોય કે હિંદુસ્તાનમાં રહેતો હોય, પણ આખું જગત ‘રામ’નું ઘર છે.”

સ્વામીજી ૐ એ પ્રણવ મંત્રનો સદા ઉચ્ચાર કર્યા કરતા. ઉપદેશ કરતાં કરતાં વચ્ચે વચ્ચે પણ એકાએક જોરથી તેઓ પ્રણવોચ્ચાર કરતા. અમેરિકાના પર્વતમાં, ઝાડીઓમાં જ્યાં ‘રામ’ જઇને રહે ત્યાં ૐકારનો અવ્યાહત ધ્વનિ સંભળાયા કરતો અને તેથી આકાશ ગાજી રહેતું. મીસીસ વેલમન નામની એક અમેરિકન સ્ત્રી ‘રામ’ ની ભક્તિમાં એટલી બધી લીન થઈ ગઇ હતી કે આ જગતમાં પોતાનાં છોકરાંઓ ઉપર પણ એટલો પ્રેમ રાખનારી સ્ત્રી ભાગ્યેજ કોઈ મળે! તે બાઇ વૃદ્ધ હતી. હિંદુસ્તાનની ભાષા સમજી શકતી નહોતી, તોપણ એ અડચણોને ન ગણકારતાં તે ‘રામ’ ને મળવા માટે પંજાબમાં આવી હતી; અને કેટલાંક વર્ષ સુધી અહીં રહીને ‘રામ’ની સાથે પહાડો અને જંગલોમાં ફરીફરીને ‘રામ’ ના ઇશ્વિરી પ્રેમમાં લીન થઇ હતી. પાછી અમેરિકા જતા પહેલાં લાહોર, અમૃતસર અને ‘રામ’ની જન્મભૂમિ મરાલીવાલા, એ શહેરો તેણે જોયાં હતાં; એમનાબાદ રેલ્વે સ્ટેશનથી મરાલીવાલા જતાં જતાં રસ્તામાંનાં ખેતરો, મેદાનો, વૃક્ષો, રસ્તાઓ વગેરે ઘણા પ્રેમ અને સંતોષથી તે નિહાળતી હતી. આ રસ્તે થઇને ‘રામ’ ઘણીવાર આવ્યા ગયા હશે એમ તે વારંવાર કહેતી. જે ઓરડીમાં ‘રામ’નો જન્મ થયો તે ઓરડી, જે નિશાળમાં નાનપણમાં ‘રામ’ ભણ્યા હતા તે નિશાળ, જે ઘરમાં તે રમતા તે ઘર, જ્યાં બેસીને તે વાંચતા તે જગ્યા, એ સર્વ સ્થળો તેને બહુજ ગમતાં. ‘રામ’નાં છોકરાંઓ, ‘રામ’ની પત્ની, ‘રામ’ના ઘરનાં માણસો સૌના ઉપર તેને પ્રેમ હતો. તે સદા ૐ એ પ્રણવમંત્રનો જપ કરતી એટલું જ નહિ પણ પોતાના પોપટને પણ તેણે એ મંત્રોચ્ચાર કરતાં શીખવ્યું હતું. જે દેશમાં સ્વામીશ્રી જતા ત્યાંના લોકોની સ્થિતિ મીસીસ વેલમન જેવી જ થતી. અમેરિકા અને જાપાનમાં ભણવા જતા વિદ્યાર્થીઓને માટે તે દેશમાં સગવડ કરવાનો સ્વામીશ્રીએ ઘણો

પ્રયત્ન કર્યો અને તે ઘણે અંશે સફળ પણ થયો. અમેરિકામાં 'સ્વામી રામ સોસાઇટી' સ્થાપન થઇ છે અને વિદ્યાર્થીઓને તે ઘણી જ ઉપયોગી થઇ પડી છે.

આ પ્રમાણે પૃથ્વીયાત્રા કરીને સ્વામીશ્રી ૧૯૦૫ માં પાછા હિંદુસ્તાનમાં આવ્યા. તેઓ આવ્યા પછી મથુરામાં તેમના કેટલાક શિષ્યોએ સ્વામીશ્રીને નવી સંસ્થા સ્થાપવાનો આગ્રહ કર્યો. સ્વામીશ્રીએ એ વાતની ચોખ્ખી ના પાડી. "હિંદુસ્તાનમાં કામ કરતી બધી સંસ્થાઓ આપણી જ છે જેથી તેમના દ્વારા આપણે કામ કરવું" એવો તેમણે જવાબ આપ્યો. સ્વામીજીએ આનંદના ઉભરાથી નેત્રો બંધ કર્યા અને સૌને આલિંગન આપતા હોય તેમ હાથ પહોળા કર્યા, તેમના નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં અને તેઓએ નીચેના શબ્દો ઉચાર્યાઃ—

"ક્રિશ્ચિયન, હિંદુ, પારસી, આર્યસમાજી, શીખ, મુસલમાન કિંબહુના મ્હારા પ્રિય ઇષ્ટ દેવતાના–ભરતભૂમિના–અન્નપાણીથી જેમનાં અસ્થી, સ્નાયુ, રક્ત અને મસ્તિષ્ક બંધાયાં છે તે સર્વ માણસો મ્હારાં બંધુઓજ છે–અરે ! મ્હારા આત્માઓજ છે ! તેમને કહો કે હું તેમનો છું. હું સૌનો સ્વીકાર કરૂં છું. હું કોઇને દૂર રાખતો નથી. હું પ્રેમ છું. પ્રેમ એ પ્રકાશનાં કિરણોની પેઠે સર્વ વસ્તુઓને પોતાના તેજથી દીપાવે છે, ખરેખર હું પ્રેમનો સાગર છું. મ્હારો સૌ ઉપર સરખો પ્રેમ છે. જે કોઇ આ પ્રેમસાગરમાં ડુબકી મારશે તે નિઃસંશય પ્રેમમય બનશે. વધારે તો શું પણ જે કોઈ શત્રુભાવે આવશે તેને પણ હું પ્રેમથીજ આલિંગન આપીશ. મ્હારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે કે શત્રુતા તેમાં કયાંએ ડુબી જશે." સ્વામીજીનો વિશ્વવ્યાપી પ્રેમ અને નિશ્ચય આત્મશાંતિ કેવી હતી તે ઉપરના શબ્દોથી જણાઇ આવે છે.

ત્યાર પછી સ્વામીજી ઉત્તર હિંદુસ્તાનનાં કેટલાંક મુખ્ય શહેરોમાં ગયા, અને ઠેક ઠેકાણે વ્યાખ્યાનોદ્વારા ઉપદેશ કરીને પછી પર્વત ઉપર રહેવા ગયા. ૧૫ મી ઑગસ્ટ ૧૯૦૬ ને રોજ સ્વામીજીના પરમ ભક્ત હરિજી, પૂરણજી અને અમૃતસરના પંડિત જગતરામજી તેમના દર્શનાર્થે પર્વત ઉપર ગયા હતા. તેની હકીકત 'સદુપદેશ' માસિકમાં પ્રસિદ્ધ થઇ છે. એ ત્રણે ભક્તો લાહોરથી દેહરાડુન અને રાજપુર થઇ મંસૂરીના પહાડ ઉપર ચઢ્યા અને ત્યાંથી ૫૨ માઇલ ઉપર આવેલા તિહરી નામના સ્થળે આવી પહોંચ્યા. ધલૌડીથી આગળ જતાં એક ઘણું જ સુંદર વન આવ્યું. ત્યાં હજારો જાતનાં ફૂલો હતાં. "તેમનાં નામ અને શોભા અપૂર્વ હતાં, રૂપેરી પાણીથી ખળખળ વહેતા ઝરા, ઘોર અરણ્યો, બરફથી ઢંકાએલાં ગંગોત્રીનાં શિખર, વગેરે હું કદિ ભૂલી શકીશ નહિ" એમ હરિજી લખે છે. જરાક આગળ જતાં તેમને એક પહાડી માણસ મળ્યો. તેના કપાળ ઉપર તેજ અને નેત્રોમાં આનંદ ચમકતાં હતાં. અમને જોતાંજ તે દોડતો આવ્યો અને પૂરણજીના પગ ઉપર મસ્તક મૂકીને 'ૐ ૐ' એમ બોલવા લાગ્યો. 'રામ' બાદશાહનાં દર્શન કરવા નીકળ્યા છો કે ? એમ તેણે પૂછતાં અમે હા પાડી, તેથી તેણે હાથ જોડી વિનંતિ કરી કે, "મને પણ તમારી સાથે તેડી જાઓ. હું રસ્તામાં તમારી સેવા કરીશ. જેઓ રામ ભગવાનના દર્શને જાય છે તેમને રસ્તો બતાવીને તેમની સેવા–ચાકરી કરવાની મને આજ્ઞા છે." પૂરણજીએ પોતાના સાથીઓને કહ્યું કેઃ—"આનું નામ મસ્તરામ છે. 'રામ'ના સત્સંગમાં એણે કેટલાક દિવસ ગાળ્યા છે. 'રામ'ની કૃપાથી તે ઇશ્વિરભક્ત બન્યો છે; અને પ્રણવોચ્ચારનું ગાન કરતો જંગલમાં ફર્યા કરે છે." પછી મસ્તરામ સૌને લઇ ચાલ્યો અને થોડીવારે સૌ તિહરી આવી પહોંચ્યા. ત્યાં પૂરણજી, શેઠ મુરલીધરના બાગમાં રામાનંદ સ્વામીનાં દર્શન કરવા ગયા. એ રામાનંદસ્વામી રામતીર્થના શિષ્ય હતા. તેમનું પ્રથમનું નામ તુલારામ હતું. તેમણે ખબર આપી કે સ્વામીશ્રીનો પહાડ અહીંથી ૫૦ માઇલ દૂર છે. માર્ગ ઘણો જ વિકટ છે, અને ડગલે ડગલે જીવનું જોખમ છે. ચોમાસું હોવાથી નદી નાળાં પૂરથી ઉભરાય છે, પર્વત ઉપરથી મોટા મોટા પથ્થરો તૂટી પડે છે, કોઇ કોઇ જગ્યાએ તો રસ્તો માત્ર ચાર ચાર પાંચ પાંચ તસુજ પહોળો હશે. આ બધું સાંભળી પ્રથમ તો સૌ ઢીલા થઈ ગયા, પરંતુ વળી વિચાર કર્યો કે મરણ કંઇ છોડે તેમ નથી, ગમે ત્યારે પણ આવશેજ, તો પછી રામ ભગવાન પ્રિત્યર્થે બલિદાન કેમ ન આપવું ? તિહરીના મહારાજાએ તેમની સાથે ત્રણ નોકરો આપ્યા. પછી સૌ નીકળ્યા અને ધુંટી સ્થાનમાં જઇ મુકામ કર્યો. બીજે

દિવસે બ્રહ્મગંગાને કિનારે ૨૫ માઇલ સુધી ગયા. પછી એક સુંદર ઝરો આવ્યો. આગળ જતાં તો દશ દશ પંદર પંદર ડગલે જ ઝરા આવવા લાગ્યા. ત્યાર પછી તેઓ વસિષ્ઠગંગાને કિનારે કિનારે ચાલવા લાગ્યા. સ્વામીશ્રી રહેતા હતા તે પહાડમાંથીજ વસિષ્ઠગંગા નીકળી છે. તેમને બે દિવસ સુધી પર્વતના ભયંકર રસ્તાઓ ઉપર ચાલવું પડયું. ત્રીજે દિવસે સત્વ ગુણથી ભરાઇ ગએલી જમીન ઉપરજ જાણે ચાલ્યા જતા હોય તેમ સૌને લાગવા માંડયું. ઉપરજ 'રામ' ભગવાન રહેતા હતા ! અહાહા ! કેવો આનંદ ! જાણે પવિત્રતાનો વરસાદ ન વરસતો હોય ! એ પહાડ–એ આનંદભવનનું વર્ણન કરવાની કોની કલમમાં શક્તિ છે ? આખું જંગલ પહાડી ઝરાઓથી ભરેલું હતું. જરાક આગળ જતાં 'રામ' ભગવાનની પર્ણકુટી નજરે પડી. ભગવાં કપડાં સુચવતાં હતાં કે આખી દુનિયાનો બાદશાહ અહીંઆંજ છે. કોઇના મનમાં કશું દુઃખ રહ્યું નહિ. હરિજી તો દોડીને 'રામ' ભગવાનના ચરણમાં આળોટી પડયા. સ્વામીશ્રીએ તુરતજ તેને ઉઠાડીને હૃદયે ચાંપ્યા અને ખડખડ હસીને બોલ્યાઃ–" બેટા ! તું આવ્યો ? ઠીક થયું. ચાલ હું તને તખ્ત ઉપર બેસાડું છું." એમ કહીને સામે પડેલી ઉંચી શિલા ઉપર તેને બેસાડીને પોતે ઉભા રહ્યા અને બોલવા લાગ્યાઃ–" પ્યારા ભાઇ ! આ જો પર્વતોનો કેવો કિલ્લો બન્યો છે ! આ સુંદર પહાડી હવા, ચળકતો સૂર્ય, વાંકાચુંકા વહેતા ઝરા ત્હારાં યશોગાન કરે છે ! એ સૌમાં તુંજ છે. શોક શાનો ? ભય શાનો ? તું શુદ્ધ આત્મદેવ છે." હરિજી લખે છે કે,–" તે વખતની અમારી સ્થિતિ હું વર્ણવી શકતો નથી. 'રામ' ભગવાનની શોભા અવર્ણનીય હતી. જો વિશ્વમાં કયાંઇ ઇશ્વિર હોય તો તે અત્યારે આ શિલા ઉપરજ બેઠા છે એમ સૌને લાગતું હતું."

હરિજી આવી પહોંચ્યા પછી સ્વામીજીએ એક પહાડી છોકરાને બોલાવીને ચાર શેર દૂધ જલદી લાવી આપવા કહ્યું, ત્યાર પછી તેઓ બોલ્યા કેઃ–" બેટા ઉત્તર કાશી અહીંથી બે દિવસના રસ્તા ઉપર છે. પવાટી કાંટાનો પ્રસિદ્ધ પર્વત અહીંથી ૧૮—૨૦ માઇલ છે. કેદારનાથનો આશ્રમ પણ બે દિવસના રસ્તા ઉપર છે. એ સ્થળો તમને બતાવવાને માટે 'રામે' ચુંટી રાખ્યાં છે. મરજી થશે ત્યારે જઇશું. બીજે કોઇ સ્થળે ન જવાય તોપણ પવાટી કાંટાનો પર્વત જોવા તો અવસ્ય આવવું જ પડશે." એટલામાં પૂરણજી વગેરે આવી પહોંચ્યા અને સૌ મળી પર્ણકુટીમાં જઇ બેઠા. એક પર્વતના ઉંચા શિખર ઉપર લગભગ એક ફર્લાંગ જેટલું મેદાન છે. પર્વતની તળેટીમાં એક બાજુએ વસિષ્ઠગંગા વહે છે, બીજી બાજુએ માઇલોના માઇલો સુધી ઉંચા પર્વતોની હાર ભીંતની પેઠે આવી રહી છે. જ્યાં ત્યાં નિર્મળ પાણીના ઝરાઓ ખળખળ વહે છે. જમીન ઉપર વચ્ચે વચ્ચે સુંદર પુષ્પો પોતાની શોભા બતાવે છે. આ પર્વતો વચ્ચે બે માઇલ સુધી મોટા મોટા પહાડી પથ્થરાઓ પડેલા છે. તેમાંના એક ઉપર પાટીઆં ઉભાં કરેલાં જણાય છે, તેજ 'રામ'ની પર્ણકુટી છે. તેની લંબાઇ લગભગ ત્રણ અને પહોળાઇ બે ગજ હશે. અંદર શું છે ? પાંચ છ નાની નાની પેટીઓ અને તેમાં પુસ્તકો સિવાય બીજું કંઇ નહોતું. ચારે વેદ અને વેદાંતના આજ સુધી લખાએલા સંસ્કૃત ગ્રંથો હતા. મૌલાના રૂમ, શમ્સ તબ્રેજ વગેરે ફારસી અને એમર્સન, વોલ્ટ, મિલ્ટન વગેરે અંગ્રેજ ગ્રંથકારોનું 'રામ'ના દરબારમાં સારૂં માન હતું. પંજાબી બુલ્લાશાહ અને ગોપાળસિંહને પણ 'રામ'ના દરબારમાં સ્થાન મળ્યું હતું. એક પેટીમાં રામે પોતે લખેલા ગ્રંથો હતા, એક મોટો શંખ પણ રાખ્યો હતો. પહાડનાં ઉંચાં શિખરોએ પહોંચતાં જ એ શંખને જોરથી ફુંકવામાં આવતો. એક ખૂણામાં એક નાનું સરખું કરવત પણ હતું. એની વતી પાટીઆં વહેરીને સ્વામીશ્રી ઝરાઓ ઉપર પૂલ બાંધતા.

દૂધ આવતાં જ તે સૌને આપવામાં આવ્યું. બે ત્રણ પ્યાલા દૂધ પોતાના નાળીએરના (કાચલીના) પ્યાલામાં લઇને સ્વામીશ્રીએ પીધું. પછી ખડખડ હસી પડીને બોલ્યાઃ–" દુનિયામાં જ્યાં ત્યાં આનંદ આનંદ પ્રસરી રહ્યો છે, બધી ખટપટ જતી રહી, અહા ! કેવી શાંતિ છે ! આજ 'રામ' તમને ફરીથી કંઇક કહેવાનો છે." હરિજી તરફ જોઇને ફરી બોલ્યા કે; "આપણા ચારે વેદ અહીંઆ રાખ્યા છે. 'રામે' એ ગ્રંથો ઘણીવાર વાંચ્યા અને ખરૂં જોતાં છેવટે બ્રહ્મવિદ્યા સિવાય બીજું કંઇ 'રામ'ની નજરે પડતું નથી," એમ કહીને સ્મિત કરીને એક પેટીમાંથી એક ગ્રંથ કહાડીને સ્વામીશ્રી બુલ્લાશાહનાં વાક્યો સંભળાવવા લાગ્યા. તેમની જિહ્વામાં કેવું અદ્ભુત જાદુ હતું ! શબ્દો પણ કેમ નીકળતા હતા !

જાણે ઉત્તમોત્તમ મોતીઓની માળાનાં મોતી સરી ન પડતાં હોય! વૈરાગ્યપૂર્ણ વાક્યો સંભળાવતાં સંભળાવતાં સ્વામીજીનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ ચાલી રહી અને અન્ય સૌ ધ્યાનમાં લીન થઇ ગયા. પછી સ્વામીશ્રીએ વેદમાંથી કેટલાક મંત્રો ગાઇ બતાવ્યા. ગાયનવિદ્યામાં તેઓ અત્યંત કુશળ હતા. તે મંત્રોના અર્થ તેમણે ઉત્તમ રીતે કરી બતાવ્યા. એવા અર્થ હરિજીએ કોઈ વખત કર્યા નહોતા તેમ સાંભળ્યા પણ નહોતા. વેદમાં કેટલા સુંદર ભાવો ભર્યા છે તે સ્વામીજી જ્યારે ત્યારે બતાવતા.

બપોરે બે વાગે સ્વામીજીએ ફરમાવ્યું કે; "બહુ મોડું થઇ ગયું, હવે ભોજન કરો." સ્વામીશ્રીને થોડુંક ખાવાનો હરિજીએ બહુજ આગ્રહ કર્યો. સ્વામીજીએ કહ્યું કે; "ભોજન કરવું મૂકી દીધાને ઘણા દિવસ થઇ ગયા એ તને માલૂમ નથી? સાંજ સવાર થોડુંક દૂધજ પીને રહું છું." પૂરણજીએ પણ બહુ આગ્રહ કર્યો. સૌનો અત્યંત પ્રેમ જોઇને સ્વામીજી ઉઠયા અને "ઠીક ત્યારે ચાલો" એમ કહી ખીચડીના બે ત્રણ કોળીઆ ખાધા પછી ઉઠીને બોલ્યા કે; "તમારી મરજી પ્રમાણે મ્હેં ખાધું, હવે તમે શાંતિથી જમો."

એ આશ્રમથી ૬૦ માઇલ ઉપર નારાયણ સ્વામી રહે છે એમ સૌને માલૂમ પડતાં તેમને પણ બોલાવવાની સ્વામીજી પાસે આજ્ઞા માગી, અને તે મળતાંજ પૂરણજીએ એક માણસને પત્ર આપી તે તરફ મોકલ્યો, સાંજે સુમારે ચાર વાગે સ્વામીજીએ ફરીથી ઉપદેશ કરવાનો આરંભ કર્યો. 'ખરો આનંદ કિંવા સ્વતંત્રતા ફક્ત ઇશ્વરમાં–સત્યમાં, રામમાં રહેવાથીજ મળે છે.' એ ઉપદેશનો વિષય હતો. "ઇશ્વિર સિવાય બીજી કોઇ વસ્તુ સત્ય નથી, એ નિયમ ઉપર વિશ્વાસ રાખીને જે ચાલે છે તેને કંઇ દુઃખ થતું નથી. જ્યારે મનુષ્ય જગતની વસ્તુઓને સત્ય અને ઇશ્વિરને અસત્ય માનવા લાગે છે, ત્યારેજ તેને ક્લેશ–આપત્તિ આવી મળે છે." સ્વામીજીએ વળી કહ્યું કે; "જૂઓ, પૈસાનો સ્પર્શ પણ ન કરતાં 'રામ' આખી દુનિયાંની સફર કરી આવ્યો, એ આ મહાન કાયદા પ્રમાણે વર્તવાને લીધેજ. એ કાયદા પ્રમાણે ચાલનારની આગળ દોલત ગુલામ બની રહે છે, અને દૈવ (વિજય) તેનો ચાકર બને છે. સૂર્ય ચંદ્ર અને તારાઓ તેની ઇચ્છાનુસાર ચાલે છે; અને ઇંદ્ર, વરૂણ તથા કુબેર તેનો હુકમ ઉઠાવવાને તૈયાર રહે છે." ત્યાર પછી સ્વામીજીએ પોતાનું જીવનવૃત્તાંત કહીને એ કાયદો સિદ્ધ કરી બતાવ્યો. સાંજના ચારથી રાતના સાડાબાર વાગ્યા સુધી ઉપદેશ ચાલુ રહ્યો. અંતમાં સ્વામીજીએ કહ્યું કે:–"હવે ચાલો, સૂઈ જાઓ, પણ ધ્યાનમાં રાખજો કે સૂતી વખતે 'રામ' ને સાથે લઇને સૂજો. નિદ્રા તમને 'રામ'થી છૂટા પાડી શકવી ન જોઇએ." હરિજી મોટે પરોઢીએ ઉઠીને જુએ છે તો સ્વામીજી પ્રથમજ જાગ્રત થએલા છે. તેઓ બોલ્યાઃ–" હું સદા જાગતોજ છું. વિવેકનો તાપ લાગ્યો ત્યારથી મ્હારી આંખો મીંચાઇજ નથી."

પૂરણજી વગેરે સૌ ઉઠીને નિત્યવિધિ આટોપી સ્વામીજીની સેવામાં હાજર થયા. વિખ્યાત જર્મન તત્વવેત્તા શોપેનહોરના જીવનવૃત્તાંતની વાતો કહીને સ્વામીજીએ સૌને ખૂબ હસાવ્યા અને એમ સિદ્ધ કરી બતાવ્યું કે, શોપેનહોરને ક્લેશ થવાનું મુખ્ય કારણ તેણે આ મોટો કાયદો તોડયો એજ હતું.

બપોરે સ્વામીજીએ હરિજી પાસે કેટલાક લોકોને કાગળો લખાવ્યા. તેમાં એમ લખ્યું હતું કેઃ–"જો 'રામ' ને મળવાની ઇચ્છા હોય તો સપ્ટેમ્બરની અંદર આવી મળી જવું, નહિ તો પછી મળી શકાશે નહિ." "જાય છે" આ ભવિષ્યવાણી નહોતી, એમ કોણ કહી શકશે?

ઉપર કહેલી પર્ણકુટીમાં નિવાસ કરી તા. ૧૭ મી અકટોબર ૧૯૦૬ સંવત્ ૧૯૬૩ ના આશ્વિન વદ અમાવાસ્યાને બુધવારે એટલે દિવાળીને દિવસે ૩૩ વર્ષની ઉમ્મરે સ્વામીજીએ, જેને પોતે સદા ગંગી કહેતા અને જેની લહેરોમાં તે સદા આનંદી રહેતા તે ગંગાને, પોતાનો દેહ અર્પણ કર્યો. સ્વામીજીએ ગુરૂને આત્મસમર્પણ કર્યું તે દિવસ પણ દિવાળીનોજ હતો. એજ દિવસે સ્વામીજીએ પોતાનું કામ પૂરું કર્યું. અપૂર્ણ લેખ પૂરા કર્યા અને જલસમાધિ લેતાં પહેલાં થોડી મિનિટ ઉપર તેમની કલમમાંથી નીચેના શબ્દો નીકળ્યાઃ—

"બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર, ગંગા, ભારત, હે મૃત્યુ! મ્હારો આ એક દેહ બેશક લઇ જા; મ્હારે તેની દરકાર નથી; મ્હારે બીજા દેહોની ખોટ નથી; ચંદ્રનાં નિર્મળ કિરણોમાં રૂપેરી દેહ ધારણ કરીને હું આનંદથી વિહરીશ; જંગલ, નદી, નિર્ઝરાઓને વેષે હું ગાતો ફરીશ; સમુદ્રનાં મોજાંઓ રૂપે હું નાચીશ; આનંદ ભર્યો મંદ વાયુ અથવા શીતળ સુગંધી વાયુ હુંજ છું, આ બીજાં બધાં મ્હારાં ભિન્ન ભિન્ન સ્વરૂપોજ છે. આ રૂપે હું પર્વત નીચે ઉતર્યો, મૂએલાંને ઉઠાડયાં, ઉંઘતાંઓને જાગ્રત કર્યાં, કેટલાંક

દુઃખીનાં આંસુ લોહ્યાં, ગુલાબોને હસાવ્યાં, બુલબુલોને રડાવ્યાં, આને સ્પર્શ કર્યો, તેને અડક્યો, અહીંઆં ગયો, ત્યાં ગયો, સાથે કંઇજ રાખ્યું નહિ અને કોઇના હાથમાં આવ્યો નહિ."

આ લેખ લખીને લગભગ બપોરે **સ્વામીજી** ગંગા ઉપર ગયા અને ગંગાજીમાં જલસમાધિ લીધી.

તા. ૧૯ મી અકટોબરને દિવસે જ્યારે આ શોક સમાચાર લાહોર પહોંચ્યા ત્યારે **સ્વામીજી**ના વડા પુત્ર મદનમોહન તથા પૂરણજી અને **સ્વામીજી**ના સ્નેહીઓએ એ સમાચાર તેમને ગામ મરાલીવાલા પહોંચાડયા. **સ્વામીજી**નાં ધર્મપત્ની આ ખબર સાંભળીને મૂર્છિત થઇ ગયાં અને ઘણીવારે શુદ્ધિમાં આવ્યાં. **સ્વામીજી**ના પિતા અને તેમના વડા ભાઇએ પ્રથમ તો **સ્વામીજી**નો દેહ છૂટી જવાની વાત સાચી પણ માની નહિ.

તિહરીના મહારાજાએ આ ખબર સાંભળીને તરત જ પોતાના રાજ્યની સઘળી ઑફીસો બંધ કરાવી દીધી. **સ્વામીજી**ના મૃત્યુનો શોક પ્રદર્શિત કરવા માટે લાહોરની મિશન કૉલેજમાં એક જંગી સભા ભરાઇ. કૉલેજનો હૉલ (દીવાખાનું) જો કે ઘણો મોટો છે તોપણ લોકોની ભીડ એટલી બધી થઇ હતી કે બેસવાને પુરતી જગ્યા પણ મળતી નહોતી. કૉલેજના પ્રિન્સિપાલ ડૉ૦ જે૦ સી૦ આર૦ ઇર્વિંગ અધ્યક્ષસ્થાને વિરાજ્યા હતા. અધ્યક્ષ મહાશયે શોક પ્રદર્શિત કરતાં જણાવ્યું કે, "મને લાહોરમાં આવ્યાને ૧૮ વર્ષ થયાં છે. હું આવ્યો તે સમયે રામતીર્થજી કૉલેજના ફર્સ્ટ ઇયર કલાસમાં ભણતા હતા. તેમનાં ઉત્સુક નેત્રો અને તેમની સુંદર છબીએ મ્હારા મનપર બહુ સારી છાપ પાડી છે, તે વખતનું સ્મરણ મને હજી ગઈ કાલના જેવું તાજું જ છે. રામતીર્થ પાંચ વર્ષ સુધી આ કૉલેજમાં ભણ્યા. તેઓ સર્વથી ચતુર, હૃદયના શુદ્ધ અને દયાળુ હતા." ફોરમેન ક્રીશ્ચીઅન કૉલેજના અધ્યાપક ડૉક્ટર આર્વિંસને જણાવ્યું કે, "**સ્વામીજી**નાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. તેમણે મ્હારા હાથ નીચે અભ્યાસ કર્યો હતો અને તેઓ મ્હારાપર ઘણો પ્રેમ રાખતા હતા. **સ્વામીજી** એવા મહાપુરૂષ હતા કે બીજા માણસોની પ્રીતિ તેમનાપર બહુ જલદી થઇ જતી, એમનામાં કંઇક એવી વિલક્ષણતા હતી કે જેથી તેઓ બીજાં માણસોને બહુ પ્રિય લાગતા. એમણે પોતાના દેશને માટે જે જે કામો કર્યાં છે તે અનુકરણીય અને આદરણીય છે. અમેરિકા જવામાં એમનો ઉદ્દેશ પોતાના દેશની ઉન્નતિ કરવાનો જ હતો." બાબુ અવિનાશચંદ્ર મજમુન્દાર, પ્રોફેસર રાંચીરામ, લાલા ધર્મદાસ, પંડિત રામભજદત્ત વગેરે વિદ્વાનપુરૂષોએ **સ્વામીજી**ની શ્લાઘા કરતાં જણાવ્યું કેઃ–"**સ્વામીજી** એક સર્વગુણસંપન્ન અપૂર્વ મહાત્મા હતા." મિરત, ફૈઝાબાદ ઇત્યાદિ મોટાં શહેરોમાં તેમના મૃત્યુનો શોક પ્રકટ કરવાને માટે સભાઓ મળી હતી. વળી વિશેષ વાત તો એ છે કે માત્ર સનાતની હિંદુઓએજ નહિ, પણ આર્યસમાજી અને બીજા પંથના લોકોએ તેમજ અન્ય ધર્મના લોકોએ પણ સભા ભરી શોક પ્રદર્શિત કર્યો. અન્ય દેશોથી પણ શોક પ્રદર્શિત કરનારા પત્રો આવ્યા. અમેરિકાથી આવેલા પત્રોમાં એવું ચોખ્ખું લખાણ હતું કે, "**સ્વામીજી**એ અમેરિકામાં હિંદુસ્તાનને માટે જે કામ કીધું છે તેનો ખ્યાલ તેઓને જ આવી શકે કે જેઓ તે દેશમાં જઇને તે કામોને પોતાની નજરે જુએ." અમેરિકન એક પત્રના લેખક મહાશય જણાવે છે કે, "પોર્ટલૅંડના જજ મી. વેસ્ટર કે જેઓ 'પોર્ટલૅંડ રામ સોસાયટી' ના અધ્યક્ષ છે, તેમની સાથે મને વાતચીત થતાં તેમણે મને જણાવ્યું કે, જ્યારે **સ્વામીજી**ની સાથે કાંઇ પણ વાત થઇ નહોતી ત્યારે પણ **સ્વામીજી**ની ભવ્ય મુદ્રાનું દર્શન કરતાં મને એવો પ્રેમ ઉત્પન્ન થયો કે જેવો પ્રેમ મને બીજા કોઇ પણ માણસનો ચહેરો જોતાં થયો નથી. આ પ્રેમની અસર મને દેહાંત પર્યંત રહેશે." **સ્વામીજી** જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સર્વે લોકો એમનાપર એવા તો મોહિત થઇ જતા કે તેઓ પોતાના દેહનું ભાન ભૂલી જતા અને **સ્વામીજી**ને માટે પ્રાણ આપવાને તૈયાર થઇ જતા. અમેરિકાના લોકો કહે છે કે, **સ્વામીજી**ના અકાળ મૃત્યુથી ફક્ત હિંદુસ્તાનનેજ નહિ પણ આખી દુનિયાને મહા નુકશાન થયું છે.

**સ્વામીજી**ના શરીરની શોધ કરવામાં આવી; પરંતુ તે વખતે એ જડયું નહિ. **સ્વામીજી**ના પરમ શિષ્ય પૂરણજી જ્યારે લાહોરથી ત્યાં આવ્યા ત્યારે ગંગાપ્રવાહમાંની એક બખોલમાં તેમનું શરીર એની મેળે જ બહાર આવ્યું. બન્ને હાથ ઉપરાઉપરી છાતી ઉપર મૂકેલા હતા, અને પલાંઠી વાળેલી હતી. જાણે સમાધિસ્થ જ ન થયા હોય! આંખો મીંચેલી, ડોક સીધી અને વ્યાખ્યાનો આપતાં પ્રણ-

વોચ્ચાર કરતી વખતે જેમ મ્હોં ઉઘડતું હતું તેવી જ રીતે આબેહુબ તે ઉઘડેલું હતું. સાત દિવસ સુધી ગંગાએ જળચર પ્રાણીઓથી એ શરીરનું રક્ષણ કર્યું હતું. તેમનું શરીર એક પેટીમાં મૂકી ગંગાના પ્રેમીને તેના હૃદયમાં સાચવી મૂકવાને માટે ગંગામાં પધરાવવામાં આવ્યું.

કેટલાક કહે છે કે, "સ્વામીજી હમ્મેશાંની પેઠે ગંગાકિનારે નહાવા ગયા હતા પણ પાણીમાં ઉતરતાંજ એક અત્યંત ખેંચાણવાળા વમળમાં પડી ગયા અને કેમે કરીને તેમાંથી બહાર નીકળી શક્યા નહિ; તેથી શરીરવિયોગ થવાનો સમય આવી પહોંચ્યો છે એમ તેમને જણાવાથી તુરતજ સમાધિસ્થ થયા" વગેરે. ...પરંતુ સ્વામીજી તરવામાં એક્કા હતા. અમેરિકામાં વીસ વીસ માઇલ સુધી તરીને તેઓ સૌની આગળ નીકળી ગયા હતા. વળી ડુબકી મારવાનો તો તેમને ઘણો જ ઉત્તમ અભ્યાસ હતો, એ સર્વ ધ્યાનમાં લેતાં તેઓ પાણીના વમળમાંથી બહાર નીકળી શક્યા નહિ એ બાબત માની શકાય તેવી નથી. સિવાય બ્રહ્મશક્તિ પ્રાપ્ત થયેલા મહાત્માને કઇ જડ વસ્તુ ઇજા કરી શકે? ખરી વાત એવી છે કે સ્વામીજી આત્મિક ઉન્નતિની સાતમી ભૂમિકાએ જઇ પહોંચ્યા હતા કે જે સ્થિતિ પ્રાપ્ત થતાં શરીરનો આત્માની સાથે કંઇજ સંબંધ રહેતો નથી, સામાન્ય મનુષ્યને કાંટાનું ઝાંખરૂં વળગતાં જેમ તે વળગેલું ઝાંખરૂં કહાડીને ફેંકી દે છે તેમ એ અવસ્થામાં (સાતમી ભૂમિકામાં) શરીરનું પણ થાય છે. પૂર્ણ બ્રહ્મજ્ઞાની લોકો શરીરને ઝાંખરાં જેવું બાધક ગણીને તેનાથી છૂટા થવા ઇચ્છે છે! અસ્તુ! એવા વિદ્વાન, બ્રહ્મનિષ્ઠ, જીવન્મુક્ત મહાત્માના શરીરનો હિંદુસ્તાનને અકાળે વિયોગ થયો એ દેશનું દુર્દૈવ છે.

સ્વામી 'રામ'ની પેઠેજ સંસાર ત્યાગ કરીને તેમની પેઠે બ્રહ્મનિષ્ઠ થવા માટે સાધના કરતા અને તે પર્વત ઉપરજ રહેતા સ્વામીજીના શિષ્ય નારાયણસ્વામી આ બાબત વિષે એમ લખે છે કે; "આત્મવિદ્યાનો એક એવો નિયમ છે કે જ્યારે લોકો "**ब्रह्म सत्यं जगन्मिथ्या**" એ સિદ્ધાંત વિસરી જઇને સંસારના મોહપાશમાં ફસાઇ પડે છે, ત્યારે તેમને સેંકડો જાતની વિપત્તિઓ ઘેરી લે છે. જ્યારે માબાપ પોતાનાં છોકરાંઓ સાથેનો ઇશ્વિરી સબંધ વિસરી જઇને તેમના દેહ અને રક્ત ઉપરજ પ્રેમ રાખે છે, અને એ પ્રમાણે દૈવી દૃષ્ટિ ગુમાવે છે; ત્યારે તેઓ પોતાના છોકરાઓનું અકલ્યાણ કરે છે. ભવિષ્યમાં વિખ્યાત થનારા મહાત્માઓ લોપ થવાનું મુખ્ય કારણ એજ નાશકારક શારીરિક મોહ છે. એ મોહ વધતાં ગમે તેવો મોટા સુધારક મહાત્મા અથવા અવતારી પુરૂષ ત્યાં વધારે વખત રહી શકતો નથી. આપણો એવો ઉલટો પ્રેમ 'રામ'ના શરીર ઉપર જડાવા લાગ્યો તેથીજ આપણને તેમનો વિયોગ થયો. 'રામ' ભગવાનની સમાધિનું મુખ્ય કારણ એ છે કે લોકોનો 'રામ'ના શરીર ઉપર જેટલો પ્રેમ જડાયો હતો તેટલો તેમના આત્મા અથવા ઉપદેશ ઉપર જડાયો નહોતો; અર્થાત્ અસલ 'રામ'ને છોડી દઇને નકલી 'રામ' ઉપર એટલે તેમના શરીરની શોભા, મધ્યમ બાંધો, ચંદ્રના જેવું મુખ, અદ્ભુત ડહાપણ, એમ. એ. ની પદ્વી, બોલતાં ચાલતાં સુંદર નરમ હોઠનું સ્મિત, ઇત્યાદિ ઉપર લોકોનો પ્રેમ વધારે જડાયો હતો. હવે આપણે આપણો સર્વ પ્રેમ 'રામ'ના નકલી સ્વરૂપ ઉપરથી ખેંચી અસલ સ્વરૂપ ઉપર ઢાળવો જોઇએ; અને તેના ઉપદેશનું મનન કરવું જોઇએ." જલસમાધિ લીધા પહેલાં સ્વામીજીએ કહાડેલા ઉદ્દગારો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્વામીજી પોતાના સ્વરૂપમાં એટલા તો આનંદી રહેતા કે સંસારમાંના નામરૂપ સાથેનો તેમનો સંબંધ છેક શિથિલ થઇ ગયો હતો અને તેમને એવી દશા પ્રાપ્ત થઇ હતી કે શરીર જાય કે રહે, બળી જાય, ગળી જાય અથવા મૃત્યુ લઇ જાય, એ કશાની તેમને ભીતિ રહી નહોતી. શરીર સાથેનો તેમનો સંબંધ તૂટી ગયો હતો; અને આઠે પ્રહર તે પોતાના આત્મસ્વરૂપમાં લીન રહેતા હતા.

દરેક બ્રહ્મજ્ઞાનીનો એવો અનુભવ છે કે 'રામ' ભગવાન જેવા અવતારી મહાત્માઓનો કાળ તેમની આજ્ઞા સિવાય આવતો નથી. જ્યારે સ્વામીજી બહુ વિખ્યાત થયા નહોતા અને લોકો તેમના દેહ કરતાં તેમના ઉપદેશ ઉપર અધિક પ્રેમ રાખતા હતા ત્યારે તેઓની લેખિની અને જિહ્વામાંથી આવાં વાક્યો બહાર આવતાં—"હૂંજ મૃત્યુ છું. તે મને શી રીતે લઇ જશે?" જ્યાં સુધી લોકોના મનમાં બ્રહ્મવિદ્યાનો વાવટો ઉભો કરવામાં આવ્યો નથી ત્યાં સુધી "મ્હારો દેહ કદિ પડશે નહિ" એવા દૃઢ નિશ્ચયી વિચારોને લીધે તેમની આંખોમાં એવું અદ્ભુત તેજ હતું કે ઘોર અરણ્યમાં વાઘ, સિંહ ઇત્યાદિ હિંસક પશુઓ ગણ 'રામ'ને મળવા જતાં તેમને કંઇ ઇજા કરી શકતાં નહિ; એટલુંજ નહિ

પણ 'રામ'ની પર્ણકુટી પાસે થઇને એ પશુઓ સદા આવતાં જતાં અથવા આસપાસ ઉભેલાં નજરે પડતાં; પરંતુ 'રામ' સદા નિર્ભય રહેતા. કેટલાંક વર્ષ ઉપર એક વખત સ્વામીશ્રી પહાડી રસ્તાઓ વચ્ચે થઇને કેદારનાથ જતા હતા. એટલામાં છ જંગલી રીંછ તેમના ઉપર ધસી આવ્યાં; પરંતુ 'રામ'નો ૐ પ્રણુવો-ચ્ચાર સાંભળતાંજ તે દૂર નાસી ગયાં. પર્વત ઉપર 'રામ'ના આશ્રમ પાસેજ એક વાઘની ગુફા હતા. એ વાઘ કોઇ કોઇ વાર સવારે નજરે પડતો. સ્વામી દરરોજ બે ત્રણ માઇલ ફરી આવીને લગભગ ૯ વાગે પાછા સ્થાનકે આવતા ત્યારે કોઇ કોઇ વાર વાઘની ગર્જના સંભળાતી; પરંતુ એ ક્રૂર પ્રાણીઓ-માંના કોઇનામાં 'રામ'ને કોઇ પણ પ્રકારની ઇજા કરવાની શક્તિ નહોતી. એ ગુફાની પાસેજ એક ભયંકર અજગર રહેતો હતો, તેનો ફુંફાડો સેંકડો હાથની લંબાઇએ જતો. દરમાં પેસી રહેવાને તેને લગભગ અર્ધો કલાક લાગતો, પરંતુ એ બિચારો પણ 'રામ'ને કશી ઇજા કરી શક્યો નહોતો. એવાં ભયંકર પ્રાણીઓના પંઝામાં પણ દરેક વખતે સલામત રહ્યાથી એમ સિદ્ધ થાય છે કે સ્વામીજીનો સૌના ઉપર અધિકાર હતો, અને તેમને એવી પૂર્ણ ખાત્રી હતી કે જ્યાં સુધી મૃત્યુને આપેલો પહેલો હુકમ સ્વામીજી બદલશે નહિ ત્યાં સુધી હિંસક પશુઓનાં ટોળાંથી, જોરથી વહેતા જલપૂરથી અથવા બીજા કશાથીએ તેઓના શરીરનું મૃત્યુ થશે નહિ.

નજરે જોએલી બીજી પણ કેટલીક વાતો નારાયણ સ્વામી જણાવે છે. ૧૯૦૬ માં પોતે અને સ્વામી વસૌન પર્વત ઉપર હતા ત્યારે તેઓ "સહરૂતાલ" નાં બરફથી ઢંકાએલાં શિખરો જોવા ગયા હતા. તે વખતનું વર્ણન કરતાં તેઓ જણાવે છે કે, "ત્યાં સાત મોટાં પાણીનાં તળાવો જોવા જેવાં છે. એક તલાવનો વિસ્તાર તો બે માઇલ છે. ઉન્હાળાના દિવસોમાં તળાવ પાણીથી પૂર્ણ ભરેલાં હોય છે; અને ચોમાસામાં તો બધાં તળાવો એકઠાં થઇ જઇને એક મોટું સરોવરજ બની રહે છે. ત્યાંનો રસ્તો એટલો ભયંકર છે કે કેટલાક માઇલ સુધી બન્ને બાજુએ આવી રહેલી ઉંડી ખીણો વચ્ચે થઇને એક વાંકા અણીદાર પર્વતના શિખર ઉપરજ ચાલવું પડયું. જાણે તરવારની અણી ઉપર ચાલતા હોઇએ તેવી રીતે પર્વતોની ટોચ ઉપર ત્રણ માઇલ સુધી ચડવું પડયું. રસ્તાપર ફક્ત પગનો અંગુઠો મૂકવા જેટલીજ જગ્યા હતી. નીચેના ગામવાળાઓની પૂર્ણ ખાત્રી હતી કે અમારામાંનો એકાદ લથડીને અથવા પગ ખસવાથી ગબડી પડીને ચૂરેચૂરા થઇ જશે. ટાઢ એટલી બધી હતી કે હાથ પગ અને આખું શરીર કંપ્યા કરે, છતાં એવી સ્થિતિમાં પણ અમે તે શિખરે પહોંચ્યા અને તળાવમાં પડી નાહ્યા. ત્યાર પહેલાં કેટલાંક વર્ષ ઉપર અમે જ્યારે જમ્નોત્રી મંદિર પાસેની એક ગુફામાં રહેતા હતા ત્યારે જમ્નો-ત્રીના પર્વતનું સૌથી ઉંચું શિખર જોવા ગયા હતા. એ શિખરની ઉંચાઇ લગભગ ૨૯૦૦૦ ફીટ છે એમ સર જૉન ઇલીઅડ કહે છે. શિખર ઉપર પહોંચતાંજ બરફ પડવો શરૂ થયો. એક તો સખ્ત ટાઢનાજ દિવસો હતા અને તેમાં વળી બરફ પડવાથી તો જીવ જવાનો વખત આવ્યો. બરફ પડતો પડતો ઢીંચણ સુધી આવ્યો ત્યારે સૌ બૂમ પાડી ઉઠયા કે:—" 'રામ'! હવે તો તુંજ બચાવ, હવે અમને બચવાની આશા નથી." એ સાંભળતાંજ સ્વામીજી લાલચોળ થઇ બોલ્યા:—'Stop' (બંધથા.) એ હુકમ થતાંજ બરફ પડતો એકદમ બંધ થયો. જોતજોતામાં વાદળાંઓ એકદમ વિખરાઇ ગયાં અને સૂર્યનારાયણ ઉદય પામ્યા. એજ દિવસોમાં નીચેની સડકથી જવાને બદલે ઉપરના બરફવાળા સ્થાનના પહાડી રસ્તેથી અમે સૌ જમ્નોત્રીથી ગંગોત્રી આવ્યા હતા. ગયે વર્ષે બ્યાસ ઘાટ ઉપર રહેતા હતા ત્યારે સખ્ત ટાઢના દિવસોમાં વીલગંગા કરતાં વધારે પહોળી ભાગીરથી અને અલખનંદા નામની નદીઓ વચ્ચેનો પ્રવાહ તરીને અમે ઘણીવાર સામે કાંઠે ગયા હતા, ત્યારે પણ કંઇ થયું નહિ; તો પછી ગંગા નદી સ્વામીજીને તેમની ઇચ્છા સિવાય પોતાના તાબામાં શી રીતે લઇ શકે?"

સ્વામીજી બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ જવાથી આપણે અફસોસ શા માટે કરવો? આપણે આપણાજ પગ ઉપર ઉભા રહેતાં શીખવું જોઇએ અને રોમે રોમમાં 'રામ'નો ઉપદેશ ધારણ કરીને આખા જગતને હચમચાવી નાખવાની શક્તિ મેળવવી જોઇએ. સ્વામીજી ઉપર યત્કિંચિત્ પણ પ્રેમ રાખનારાઓએ તો તેમના અકાળ દેહાવસાનથી ભારતવર્ષને થએલી ખોટ પુરવાનો પ્રયત્ન કરવો એજ ઉચિત છે. જીવતાં પણ સ્વામી-જીની એવી ઇચ્છા હતી કે લોકોએ પોતાના અંતરમાંજ મ્હારૂં દર્શન કરવું. જો આપણે અંતર્યામી 'રામ'નું

દર્શન કરતાં શીખીશું તો તેનું દર્શન સર્વત્ર થવા જેવું છે. સ્વામીજી અમેરિકાથી પાછા આવ્યા ત્યારે તેમના પિતાશ્રીને તેમને મળવાની ઇચ્છા હોવાથી તેમણે પુરણજીદ્વારા 'મળવાની ઇચ્છા છે, ક્યાં આવીને મળવું?' એવો તાર કર્યો. સ્વામીજીએ જવાબ આપ્યો કે:–He must see me within himself. (તેણે તેના પોતાના આત્મામાંજ મને જોવો.) દરેક માણસે પોતાના આત્મામાંજ પોતાનું દર્શન કરવું એવી તેમની ઇચ્છા હતી.

**સ્વામી** **રામતીર્થના** પરલોકવાસથી ભારતભૂમિનું એક કિંમતી રત્ન ખોવાયું છે. અખિલ વિશ્વને માર્ગદર્શક થવાને લાયક ભરતખંડના સર્વ પ્રાચીન સાધુસંતોનું તેજ જાણે તેમનામાંજ એકત્ર થયું હોય તેમ તેમની દિવ્ય કાંતિ પ્રકાશતી હતી. તેમના જેવા પ્રતિભાસંપન્ન, આત્મસાક્ષાત્કારી મનુષ્યો હજુ ભારતમાં ઉત્પન્ન થાય છે એ જોઇને તેના ઉદયની આશા પ્રકટે છે. સ્વામીજીને મળવું એ એકાદ નવી હુન્નરકળા શીખી લેવા જેવું હતું. તેમનો સહવાસ થતાં જ સર્વ પ્રકારની ક્ષુદ્ર મનોવૃત્તિઓ એકદમ નષ્ટ થઇને આત્મા દિવ્ય ઈશ્વરી તત્ત્વમાં સંચાર કરવા લાગતો, નવા વિચારો અને નવી મનોવૃત્તિઓ હૃદયમાં ઉભરાવા લાગતી, લાગણી અને દયા વિસ્તૃત થતી, ઉદાત્ત અને પુણ્યશાળી વિચારોનો શીતળ વાયુ પ્રસરતો, ચિત્તની અસ્વસ્થતા ઓછી થતી અને સ્વર્ગીય સુખ, ચિરશાંતિ તથા અવર્ણનીય આનંદ પ્રાપ્ત થતાં; ઈશ્વર સંબંધી શંકાઓ, તર્કવિતર્કો વગેરે મનમાંથી નીકળી જઇને આત્માના અસ્તિત્વ વિષે અચળ શ્રદ્ધા અને દૃઢ વિશ્વાસ પ્રાપ્ત થતાં.

**સ્વામી**શ્રી સદા હસમુખા રહેતા; તેમની એ વૃત્તિ કદિ બદલાતી નહિ. **અમેરિકામાં** ગ્રેટપાસિફિકરેલરોડ કંપનીના **મેનેજરે** **સ્વામીજીને** સ્ટેશન ઉપર જોયા ત્યારે 'એમનું હાસ્ય અત્યંત મોહક અને અનિવાર્ય છે' એમ કહી તેણે **સ્વામીજીને** પોતાના હાથથી ગાડીનું બારણું ઉઘાડી આપ્યું. સેન્ટ લુઇના પ્રદર્શનને માટે થએલાં ધાર્મિક વ્યાખ્યાન સંબંધે લખતાં ત્યાંનાં વર્તમાનપત્રોએ **સ્વામીજી** સભાના મુખ્ય દીપક છે એમ જણાવી તેમની પ્રશંસા કરી હતી. **સ્વામીજી** સદા પ્રસન્ન ચિત્તે રહેતા. ખાનગી વાતચીતમાં ભલે ગમે તે સવાલ પૂછે, ગમે તેવી શંકાઓ કાઢે તોપણ જવાબમાં પ્રથમ તો તે થોડીક મિનિટ સુધી ખડખડ હસ્યાંજ કરતા. જાણે તેમની ઉત્સાહી અને પ્રસન્ન મુખમુદ્રાજ–મનુષ્ય કે ઈશ્વર કે કોઈ વસ્તુ સંબંધી સર્વ પ્રશ્નોના ઉત્તર રૂપેજ ન હોય એમ જણાતું. આ પ્રસન્નતા પ્રશ્નકર્ત્તાના હૃદયને વિજળીની પેઠે ઉઘાડી નાંખીને તેમાં પ્રકાશ ભરી દેતી. એમના સંબંધમાં ગોલ્ડ સ્મિથની નીચલી કડી બરાબર બંધ બેસતી આવે છે:—

"And fools who came to scoff remained to pray" (જે મૂર્ખાઓ મશ્કરી કરવાને આવતા તેઓજ ઉલટા પ્રાર્થના કરવા લાગતા) અને શત્રુ તરીકે સામે આવનાર મનુષ્યો પણ તેમના મિત્ર બની જતા. પ્રતિસ્પર્ધી તરીકે વાદ વિવાદ કરવા આવનારાઓ પણ તેમના ભક્ત બની જઈ સ્તુતિ કરવા માંડતા. સને ૧૯૦૨ ના ફેબ્રુઆરીમાં ફૈજાબાદમાં એક બડા મોલવી સાહેબ એક વિષય ઉપર **મહાજી**સ્વામી સાથે વાદવિવાદ કરવાને–અરે કહો કે વઢવાને–આવ્યા હતા; પરંતુ બે ચાર વખત બન્નેની દૃષ્ટિ એક થતાંજ મોલવી સાહેબનો લડવાનો જુસ્સો કોણ જાણે ક્યાં જતો રહ્યો અને તેમનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં! હાથ જોડીને તે બોલ્યા:–"હે 'રામ'! પહેલાં હું તમને આવા ધારતો નહોતો! હવે મ્હારો ગુન્હો માફ કરો." એમ કહી તે ઘણા વખત સુધી ત્યાં જ બેસી રહ્યા અને **સ્વામીજીનાં** પ્રેમભર્યાં વચનો સાંભળી આનંદિત થઇને ઘેર ગયા.

**સ્વામીજીનું** ઉપદેશામૃત ગ્રહણ કરીને લોકો રોમાંચિત થતા. લોકો તેમને "રામ બાદશાહ" કહેતા; કારણ કે તેમણે પોતાની સદાની આનંદી અને પ્રસન્નવૃત્તિથી પૃથ્વી ઉપરના રાજાઓનો વૈભવ તુચ્છ કરી નાખ્યો હતો. એક વાર **સ્વામીજીએ** લખ્યું હતું કે, "હું 'રામ' બાદશાહ છું અને તમારૂં અંતઃકરણ એ જ મ્હારૂં તખ્ત છે. જ્યારે મ્હેં વેદ શીખવ્યા; કુરૂક્ષેત્ર, મક્કા અને જેરૂસેલમમાં ધર્મોપદેશ કર્યો ત્યારે લોકો તેનો બરોબર અર્થ સમજી શક્યા નહિ. હવે મ્હેં ફરીથી મ્હારૂં કામ શરૂ કર્યું છે. મ્હારો શબ્દ તેજ તમારો શબ્દ છે. **તત્ત્વમસિ** જે કંઇ તમે જુઓ છો તે તમેજ છો. ખરૂં જોતાં તમે સ્વતંત્ર છો. તમારૂં એ સ્વાતંત્ર્ય ખુંચવી લેવાની આ જગત ઉપરના કોઇ રાજામાં શક્તિ નથી. સત્ય ત્રિકાલાબાધિત હોય છે. ગભરાઇ જઇ મૂર્ચ્છિત થઇ પડશો નહિ. મ્હારૂં મસ્તક તમારૂંજ મસ્તક છે. ગમે તો તે કાપો; પરંતુ ધ્યાનમાં રાખજો કે એ એક મસ્તક કાપવાથી તેની જગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે."

વર્તમાન તથા ભાવી માનવજાતિનાં વિશ્વ સંવેદનોમાં લીન થઇ જવાની એ મહાત્માની ઉત્કટ ઇચ્છા હતી. તેમણે કરેલી કેટલીક અંગ્રેજી કવિતાઓમાં તેમનો એ પ્રયત્ન દેખાઇ આવે છે. સ્વામીજીના અલ્પાયુષી જીવનનું એ સૌથી મહાન કાર્ય ગણાય. પૂર્ણ સાક્ષાત્કાર પ્રાપ્ત કરવાને તેમનો પ્રયત્ન અહોરાત્રિ ચાલુ રહેતો. જ્યાં જ્યાં દૃષ્ટિ પડતી ત્યાં ત્યાં તેમને ઈશ્વરનું દર્શન થતું. તેઓ ઉત્તમ જ્ઞાની અને ભક્ત હતા. તેમનું મન અને બુદ્ધિ સુસંસ્કૃત તથા તેમની મનોવૃત્તિઓ પૂર્ણ વિકાસ પામેલી હતી. રાવી નદીને તીરે ચિત્તની એકાગ્રતા, ધ્યાન કિંવા યોગની સાધના કરવામાં તેમણે ઘણી રાત્રિઓ ગાળી હતી. ઘણી વાર પ્રેમાશ્રુથી તેમની પથારીની ચાદર તદ્દન ભીની થઈ જતી. સનાતન ધર્મસભામાં "કૃષ્ણ" અથવા "ભક્તિ" ના વિષય ઉપર પૂર્વે વયમાં વ્યાખ્યાન આપતાં તેમનું હૃદય એટલું ભરાઇ આવતું કે તેમના હોઠમાંથી નીકળતા શબ્દો જાણે પ્રેમાશ્રુથી ભીંજાઇ જઇ નીકળતા હોય એમ લાગતું. આધ્યાત્મિક પરાકાષ્ઠાની એ અવસ્થામાં પોતાની આંખો તદ્દન ઉઘાડી હોવા છતાં અને બાકીની સર્વ ઇંદ્રિયો બરાબર વ્યયવસ્થિત હોવા છતાં, પોતાને ઘનસ્યામ શ્રીકૃષ્ણ, કાલી નાગની ફણા ઉપર નાચતા દેખાતા, એમ તેઓ કહેતા. ચિત્તની એકાગ્રતાની એ એક વિશેષ અવસ્થા છે; અને તેમાં માનસિક વિચારો અથવા ભાવનાઓના મૂર્ત સ્વરૂપ સિવાય બીજું કંઇ હોતું નથી, એવો સ્વામીજીએ એક વખત આ વિષયનો ખુલાસો પણ કર્યો હતો.

સ્વામીજી જન્મથી જ વિરક્ત હતા. ગરીબાઇને લીધે સ્વામીજીની વિદ્યાર્થી અવસ્થા કઠિન તપશ્ચર્યા રૂપેજ વ્યતીત થઇ એમ કહેવામાં હરકત નથી. તેમને અત્યંત મહેનત કરવી પડી હતી અને ઘણાં દુઃખો વેઠવાં પડયાં હતાં. કેટલીક વખત તો તેમને કેટલાક દિવસ ભૂખે જ કહાડવા પડયા હતા. પેટમાં પુરા અન્ન સિવાય અર્ધ રાત્રી સુધી તેઓ અભ્યાસ કરતા અને ઘણીવાર ગણિતના દાખલાઓ ગણવામાં એટલા બધા લીન થઈ જતા કે રાત્રિ વીતી જઇ પરોઢીઉં ક્યારે થયું તેની પણ તેમને ખબર પડતી નહિ. આ પ્રમાણે વિદ્યાર્થીદશામાંજ ભવિષ્યના ત્યાગી જીવનની તેમણે અજાણતાં તૈયારી કરી મૂકી હતી. વિદ્યાર્થી મટીને પ્રૉફેસર થયા પહેલાં જ તેમની શ્રદ્ધા અને ઇચ્છાશક્તિ ઘણી ખીલી હતી અને સંશયો જતા રહી ધર્મ સંબંધી વિચારો દૃઢ થઇ પુષ્કળ આત્મવિશ્વાસ—જેને તેઓ 'સમતોલ નિસ્પૃહતા' કહેતા એ સદ્દગુણ પ્રાપ્ત થયો હતો. ગણિતના વિષયથી તેમની બુદ્ધિ ઘણીજ તીક્ષ્ણ થએલી હતી, એટલે તેઓ ગમે તે બાબતનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તથા તેમાંનો મર્મ સમજી લઇને તે વિષયનો ખરો, સર્વ વ્યાપી અને સામાન્ય સિદ્ધાંત તેઓ સમજાવતા.

ગણિત એ સ્વામીજીનો પ્રિય વિષય હતો. તે વિષયનું એક પણ પુસ્તક વાંચ્યા વિના તેઓ રહ્યા નહોતા. એમના એ ઉત્તમ અભ્યાસને લીધે બીજા કોઇ પણ વિષયનો અભ્યાસ કરવો તેમને અઘરો પડતો નહિ. શરૂઆતમાં તેમને સૃષ્ટિશાસ્ત્રનો શોખ હતો. તે વખતે તેમણે જાતે રસાયનશાસ્ત્ર અને પ્રકટીકરણનો જૂદો અભ્યાસ કર્યો હતો. પૂર્વના અને પશ્ચિમના તત્ત્વવેત્તાઓના ગ્રંથોનું પોતાની હમ્મેશની રીત પ્રમાણે તેમણે ઉત્તમ પરિશીલન કર્યું હતું. શ્રીશંકરાચાર્ય, કણાદ, કપિલ, ગૌતમ, પતંજલિ, જૈમીનિ, વ્યાસ, શ્રીકૃષ્ણ તેમજ કેન્ટ, હેગેલ, ગેટી, ફિકથ, સ્પાયનોઝા, કોંટ, સ્પેન્સર, ડાર્વિન, હેકેલ, ટિંડાલ, હકસલી, સ્ટાર, જોર્ડન અને પ્રૉફેસર જેમ્સના ગ્રંથો તેમણે વાંચ્યા હતા. ફારસી, અંગ્રેજી, હિંદી, ઉર્દુ અને સંસ્કૃત એ ભાષાઓનું તેમને ઉત્તમ જ્ઞાન હતું. સન ૧૯૦૬ માં તેમણે ચાર વેદનો અભ્યાસ પૂરો કર્યો. વેદનો દરેક મંત્ર તેમને મ્હોડે હતો અને મંત્રના દરેક શબ્દનો અર્થ શાસ્ત્રવેત્તાની પેઠે ભૂલ વિના તેઓ કહેતા. તત્વજ્ઞાન અને અંગ્રેજી, ફારસી તથા સંસ્કૃત સાહિત્યમાં તેમણે પૂર્ણતા મેળવી હતી. ચાર વેદ, છ શાસ્ત્રો અને સઘળાં ઉપનિષદો તેમને જિવ્હાગ્રે હતાં. ભાષણ આપતી વખતે વચ્ચે કોઇ કોઇ વખત વેદસિંહતાઓના મંત્ર, કોઇ વખત મીરાંબાઈનાં ભજન, કોઇ વાર તુલસીદાસના દોહરાઓ, કોઇ વાર સૂરદાસનાં વચનો, કોઇ વાર ગુરૂ નાનક અથવા ગુરૂ ગોવિંદસિંહનાં વૈરાગ્યપૂર્ણ ભજનો, કોઇ વાર શમ્સ તબ્રેજ, મૌલાનારૂમ, હાફેજ, શેખ સાદી વગેરેના ગ્રંથોમાંના ઉતારા વગેરે તેમના મુખમાંથી વારંવાર નીકળતા. કુરાન અને બુદ્ધના ગ્રંથો સમજવાને માટે પાલી ભાષાનો અભ્યાસ પણ તેમણે કર્યો હતો. જર્મન ભાષામાં તેઓ વાતચીત કરી શકતા, ભાષણ કરી શકતા નહિ. અમેરિકામાં

ફક્ત બે વર્ષના ટુંક સમયમાં—બીજાં સાર્વજનિક કામો હોવા છતાં—ઘણું ખરૂં અમેરિકન સાહિત્ય તેમણે વાંચી નાખ્યું હતું. તેમને વિદ્યાનો બહુજ શોખ હતો. છેક અંતકાળના દિવસો સુધી તેમનો અભ્યાસ ચાલુ જ હતો. એ પ્રમાણે તેત્રીસ વર્ષની ટુંક અવધિમાં સ્વામીજી અગાધ જ્ઞાનનો ભંડાર થઇ ગયા. તેમની બુદ્ધિ વિશાળ હતી અને પોતાના આયુષ્યની એક પણ ક્ષણ તેમણે નકામી ગુમાવી નહોતી, તેથી જ કેવળ તેત્રીસ વર્ષની ઉંમરમાં તેમણે એટલું બધું જ્ઞાન મેળવ્યું. તેમના અકાળ વિયોગથી ભારતને તેમના એ જ્ઞાનનો પૂરેપુરો લાભ મળી શક્યો નહિ એ જોઇ અત્યંત ખેદ થાય છે.

સ્વામીજીએ જો કે ભરતખંડમાં જન્મ લીધો હતો, તોપણ સર્વ દેશ, સર્વ જાતિ અને બધા ધર્મના માણસો, એટલુંજ નહિ પણ સર્વ જીવ જંતુઓ અને જીવ માત્ર ઉપર તે પ્રેમ રાખતા. તેમના દ્વારા સૌના ઉપર સુખ અને ઉપકારની વૃષ્ટિ થતી. બીજા કોઇને કોઇ પણ જાતનું, યત્કિંચિત્ પણ દુઃખ દેવું તેમને ગમતું નહિ. તેમનો કોઈ શત્રુ નહોતો, તે સૌના મિત્ર હતા. તે અજાતશત્રુ ધર્મરાજ—યુધિષ્ઠિરજ હતા. અત્યંત પાપી, દુઃખદાયક અને કઠોર પ્રાણીઓ ઉપર પણ તેઓ પ્રેમ રાખતા, દયા કરતા અને પ્રેમભાવથી તે સૌને વશ કરી લેતા. તે આનંદ અને શાંતિની કેવળ મૂર્તિ હતા. અત્યંત દુઃખી અને ઉદાસ લોકોને ક્ષણવારમાં તે શાંત કરી દેતા. મેળાપ થતાંજ ગમે તે માણસને પોતાનાં ગુપ્ત રહસ્યો કહી દેવાની તેમને ઇચ્છા થતી. તેમને જોતાંજ દરેક મનુષ્યના અંતઃકરણમાં તેમના તરફથી પોતાને સહાય અથવા સુખ—સમાધાન—મળશે એવી આશા ઉત્પન્ન થતી, અને તેમના થોડા સહવાસથીજ તે આશા તૃપ્ત થઇને દરેકને અત્યંત આનંદ થતો. તેમની દૃષ્ટિમાં એક પ્રકારનું અદ્‌ભુત અમૃત હતું. નિર્જીવ અને રૂક્ષ અંતઃકરણોમાં પણ તે નવું જીવન અને નવો ઉત્સાહ ઉત્પન્ન કરતા. એકવાર સ્વામીજીને મળેલા મનુષ્યને તેમને છોડીને જવું ગમતું નહિ. ઉપદેશ કરતાં કરતાં તે પ્રેમમાં લીન થઇ જતા. અને તેમના મુખમાંથી ઉત્તમોત્તમ કવિતાઓ અને ભજનો જળપ્રવાહની પેઠે એની મેળે નીકળ્યાં જતાં. સ્વામીજીની સાદી પરંતુ તેજસ્વી મૂર્તિનું દર્શન કરવાનો અને તેમના મુખનાં પ્રેમભર્યાં વચનો સાંભળવાનો જેમને લાભ મળ્યો છે તે સૌને ઉપર પ્રમાણે અનુભવ થયો હતો.

તેમનો પ્રેમ તેમની શાંતિના જેટલોજ સ્વર્ગીય હતો. અત્યંત નીચ લોકોને માટે પણ તેમને ઘણુંજ માન હતું. પુસ્તક, કલમ, પેન્સીલ, ચપ્પુ, કરવત વગેરે વસ્તુઓની સાથે પણ તેઓ જીવતાં પ્રાણી પેઠે વાતો કરતા. એવી વસ્તુઓ ઉપર પ્રીતિ કરતા અને પ્રેમથી વાતો કરતા તેમને ઘણાઓએ જોયા હશે. તેમનાં ભાષણો અને વિચારોથી સૌની ઉન્નતિજ થતી. તેમની પાસે ઉચ્ચ—નીચ, સજીવ—નિર્જીવ, એવો ભેદ નહોતો. જે કંઇ ઉત્પન્ન થયું છે, તે દેખાય છે તેવું નહિ પણ ઇશ્વરરૂપજ છે, એમ તે માનતા. પોતાને ગમે તે મળે તોપણ પ્રથમ તેની અંદરની—અંતઃકરણ—ભૂમિકા ઉપર પોતાનું અંતઃકરણ લઇ જઇ તેની સાથે પોતાનું પૂર્ણ તાદાત્મ્ય કરતા અને એવી રીતે પ્રથમ તેનું હૃદય કબજે કરી લઇને કેટલીક પરોક્ષ સૂચનાઓદ્વારા તેનું મન મનાવી તેની પ્રવૃત્તિને સત્ય તરફ દોરતા. પોતાને અત્યંત પ્રિય એવી કેટલીક ઉર્દુ કવિતાઓ પોતાના ઉચ્ચ મધુર સ્વરે ગાવા માંડતાં તેમનું હૃદય આનંદથી ભરાઇ આવતું અને તેમના ગાલ ઉપરથી સતત્ અશ્રુધારાઓ વહેવા લાગતી. તે કવિતાઓ તે એટલા બધા પ્રેમ અને લાગણીથી ગાતા કે એ કવિતામાં 'રામ' તદન લીન બની ગયા છે એમ હરકોઇ સમજી શકતું. કોઇ કોઈવાર વ્યાખ્યાન આપતાંજ આપતાંજ વચ્ચે જોરથી 'ૐ ૐ' કહીને ડોલવા લાગે અને વ્યાખ્યાન વગેરે સર્વ કંઇ વિસરી જાય. આ પ્રમાણે એટલી બધીવાર બનતું કે 'રામ' ક્વચિતજ શુદ્ધિમાં હોય છે એમ તેમના કેટલાક અમેરિકન મિત્રો કહેતા.

સ્વામીશ્રી સદા બ્રહ્માનંદમાં લીન રહેતા. જેના આધ્યાત્મિક વિચારો આટલા ઉચ્ચ છે અને એજ વિચારમાં જે રાત્રિ દિવસ લીન રહે છે, અને જેને દેહભાન રહ્યું નથી, એવો પુરૂષ નશ્વર દેહ બંધનમાં ઝાઝા દિવસ રહેતો નથી અને તે આપણે સ્વામીશ્રી રામતીર્થના જીવનમાં જોયું છે. છેવટે ઇશ્વર પ્રત્યે અમારી એ પ્રાર્થના છે કે સ્વામીશ્રી રામતીર્થજીના જીવનપરથી વાંચકોને અગણિત લાભ મળો અને હિંદની ઉન્નતિ થાઓ. અસ્તુ !

---

# પ્રસ્તાવના.



**(સ્વામીજીનાં વ્યાખ્યાનો વગેરેની ગ્રંથમાળા અંગ્રેજીમાં પ્રસિદ્ધ થઇ છે તેમાં સ્વામીજીના શિષ્ય પુરનસિંહે આ પ્રસ્તાવના અંગ્રેજીમાં લખેલી છે.)**

આ ગ્રંથમાળામાં સ્વામી રામતીર્થનાં ઉત્તમ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે. સ્વામીજીના જીવનકાળમાં જે થોડા લેખો અને નિબંધોનો સંગ્રહ બહાર પડેલો હતો તેનો સંગ્રહ મદ્રાસની મેસર્સ ગણેશ અને કંપની તરફથી (અંગ્રેજી ભાષામાં) સુંદર આકારમાં ક્યારનોએ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે; પરંતુ તે ઉપરાંત તેમણે અમેરિકામાં કેટલાંક વ્યાખ્યાનો આપ્યાં હતાં તથા કેટલાંક ભાષણોની નોંધ તેમના મિત્રોએ કરી હતી, તેમજ બીજાં કેટલાંક લખાણો તેમના મૃત્યુ પછી તેમની પેટીમાંથી મળી આવ્યાં હતાં તે સર્વ હજી અપ્રસિદ્ધજ છે. સ્વામીજીની હયાતીમાં પ્રસિદ્ધ થએલાં લખાણોની પેઠે આ પાછળનાં લખાણોને સ્વામીજીના પુનરાવલોકનનો લાભ મળ્યો નથી, તેથી કરીને તેઓ તેમાંથી જે કેટલોક ભાગ કાઢી નાખત તે તેમાં કાયમ રહેલો છે, અને તેઓ જે ભાગ તેમાં ઉમેરત તે ભાગનો અભાવ રહી ગયો છે. તેઓ આ લખાણના મુદ્દાઓનો સઘળો કીંમતી ભાગ, બીજું કેટલુંક ઉમેરીને તદ્દન ફરીથી લખવાનો ઇરાદો રાખતા હતા—તેને તદ્દન નવું સ્વરૂપ આપવાની તેમની ઇચ્છા હતી. જો તેમની આ ઇચ્છા ફળીભૂત થઇ હોત, તો તેમનો ગ્રંથ વેદાન્તના વિષયો ઉપર એક નવીનજ પ્રકારનું પુસ્તક થઇ પડત; અને ભાવી પ્રજા વેદાન્તને વ્યક્તિના તેમજ સમાજના ધર્મ તરીકે સ્વીકારત; પણ તેમની ઇચ્છા ઘણે ભાગે બે કારણોને લીધે ફળીભૂત થઇ નહિ. તેમાંનું પ્રથમ કારણ એ છે કે તેમના જીવનકાળમાં છેલ્લાં બે વર્ષોમાં તેમણે સંસ્કૃત ભાષામાં મૂળ વેદનો સંપૂર્ણ અભ્યાસ કરવાનું કાર્ય અંતરની ખરી આતુરતાથી હાથ ધર્યું હતું; આ અભ્યાસ કરવામાં તેમનો ઉદ્દેશ એ હતો કે પોતાનું અન્તિમ કાર્ય દરેક રીતે ઉત્તમ અને ચિરસ્થાયી થાય; આથી તેઓ પોતાના લેખો પદ્ધતિસર લખવામાં જે કાળ ગાળી શકત તે કાળ વેદના અભ્યાસમાં ગળાયો. બીજું કારણ એ છે કે જીવનકાળના અન્તિમ ભાગમાં તેઓ જનસમાજના સંસર્ગમાં ન રહેતાં પોતાના પ્રિય હિમાલયમાં એકાંત વાસ કરીને રહેતા હતા અને દિન પ્રતિદિન અનાદ્યનંત બ્રહ્મમાંજ તેમનું ચિત્ત વધારે ને વધારે લીન થતું હતું. જો તેઓ જનસમૂહનો ત્યાગ કરીને બ્રહ્મમાંજ સર્વાંશે મગ્ન થઇ ગયા ન હોત, તો જનસમાજની ઇચ્છાઓ અને આશાઓ તેમને તેમનો ગ્રંથ સંપૂર્ણ કરવા માટે ઉત્તેજીત કરી શકત. જ્યારે છેલ્લા વખતમાં હું તેમની સાથે હતો ત્યારે તેઓ લગભગ બધો વખત શાંતજ રહેતા. તેમને વાંચવામાં કે લખવામાં રસ પડતો નહિ. તે વખતે જ્યારે તેમને પ્રશ્ન કરવામાં આવતો ત્યારે તેઓ આંતરજ્ઞાનની સ્થિતિનાં રહસ્યો અમને સમજાવતા, કે જે સ્થિતિને તેઓ તે સમયે જીવિત-મૃત્યુ કહેતા હતા. તેઓ અમને કહેતા કેઃ—"**એક માણસ જીવિતદશામાં મૃત્યુદશા જેમ જેમ વધારે ને વધારે અનુભવે છે, તેમ તેમ તે માણસ નૈસર્ગિક અને સ્વાભાવિક રીતે જનસમાજનું કલ્યાણ વધારે ને વધારેજ કરી શકે છે. કદાચ હું માથે ઉપાડેલું કામ પૂરું નથી કરી શકતો એમ જણાય, તોપણ મને દૃઢ પ્રતીતિ છે કે મ્હારા મૃત્યુ પછી તે કાર્ય વધારે સારી રીતે સિદ્ધ થશે. મ્હારા મનમાં જે વિચારો રમી રહ્યા છે, અને જે વિચારોએ મ્હારી જીવન નૌકાના સુકાન તરીકે કામ કર્યું છે, તે ધીમે ધીમે યોગ્ય સમય પ્રાપ્ત થતાં જનસમાજમાં સર્વત્ર પ્રવર્તશે, અને જ્યારે હું બધી યોજનાઓ, અભિલાષાઓ તથા ઇરાદાઓને વીસરી જઇ દિવ્યતામાંજમાત્ર લીન થઇ જઇશ, ત્યારેજ તે વિચારો જનસમાજનું વાસ્તવિક કલ્યાણ કરી શકશે.**" આ સિદ્ધાંત એમના મનમાં એટલો તો દૃઢ થઇ ગયો હતો કે પુસ્તકો લખવાની એમને ગમે તેટલી આજીજી કરવામાં આવે તોપણ તેમનાપર કાંઇ અસર થતી નહિ.

આવી રીતે જોકે તેઓ પોતાના ઉપદેશનો સંગ્રહ પુસ્તકના આકારમાં બરાબર વ્યવસ્થિત રીતે ગોઠવી શક્યા નથી, તોપણ આપણને એટલો તો સંતોષ છે કે તેમના છૂટા છવાયા વિચારો પણ

આપણને પ્રાપ્ત થયા છે. એવું નક્કી કરવામાં આવ્યું છે કે તેમનાં તાત્કાલિક કરવામાં આવેલાં ભાષણોમાં જે આત્મવિલાસના અનુભવ અને વિચારો છે તે, તેમજ તેમના નિબંધો અને નોટબુકો છે તે, જનસમાજ આગળ મૂળ જેવા સ્વરૂપમાં છે, તેવા સ્વરૂપમાં છાપીને રજુ કરવાં. જેમને 'રામ'નો અંગત અનુભવ છે, તેમને આ વ્યાખ્યાનો વાંચતાં એવીજ પ્રતીતિ થશે કે જાણે કે તેઓ તેમનાં સચોટ અને આકર્ષક વ્યાખ્યાનો હજી શ્રવણ કરી રહ્યા છે. વ્યાખ્યાનોના છપાયલા સ્વરૂપમાં જે ન્યૂનતા છે તે તેમના હૃદયમાં ઉપસ્થિત થએલી 'રામ'ની પ્રિય અને પૂજ્ય મૂર્તિદ્વારા પુરાઇ જશે. જેઓને સ્વામીજીનાં દર્શન કરવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું નથી તેઓ જો ધૈર્યથી અને બરાબર વિચારપૂર્વક આ વ્યાખ્યાનો વાંચી જશે તો તે વ્યાખ્યાનોની અંદર જે આત્મઉલ્લાસવાળી અને પરમ આનંદકારક સ્થિતિ છે તે અનુભવવાને ભાગ્યશાળી થશે. કદાચ વાંચકોને કોઇ ઠેકાણે સ્વામીજીના વિચારો શું છે તે બરાબર નહિ સમજાય, તો પણ બીજે ઠેકાણે તેઓને વધારે સ્પષ્ટપણે અને વધારે જોરથી તેના તેજ વિચારો પ્રદર્શિત થએલા જણાશે. ભિન્ન ભિન્ન વિચારના અને પ્રકૃતિના માણસોને આ વ્યાખ્યાનો વાંચતાં તેમના વિચાર અને પ્રકૃતિને અનુકૂળ થાય એવો ખોરાક મળશે અને કેટલાક વિચારો જાણે તેમના પોતાનાજ હોય તેમ તેમને લાગશે.

આ ગ્રંથમાળામાં સ્વામીજી કોઇ પણ પ્રકારે આપણી સમક્ષ સાહિત્યના ઉપાસક વિદ્વાન તરીકે ઉપસ્થિત થતા નથી, તેમજ તેમને વિદ્વાન ગ્રંથકાર તરીકે ગણાવાની ઇચ્છા પણ નહોતી. તેઓ આપણી સમક્ષ જીવનના આધ્યાત્મિક નિયમોના મહાન શિક્ષક તરીકેજ ઉપસ્થિત થાય છે. તેમનાં વ્યાખ્યાનોમાં એક વિશેષ ખૂબી તો એ છે કે તેઓ આપણને પોતાના અંતઃકરણથીજ સીધો ઉપદેશ કરે છે. તેઓ વેદાંત મતનું પ્રતિપાદન કરતી વખતે ભાષણકર્ત્તાના શાસ્ત્રીય નિયમો અને પંડિતાઇની પદ્ધતિને અનુસરતા નથી; તેનું કારણ કાંઇ એવું નથી કે તેઓ તેમ કરવાને અસમર્થ હતા. જેઓને તેમનો જાતિ અનુભવ છે, તેઓ સારી પેઠે જાણે છે કે સ્વામીજી જે જે વિષય હાથ ધરતા તેમાં તેઓ નિપૂણતાની પરમાવધિ બતાવતા હતા. છતાં તેઓ ભાષણ કરવામાં શાસ્ત્રીય નિયમોને તેમજ પંડિતાઇની પદ્ધતિને વળગી રહેતા નહિ, તેનું કારણ એજ હતું કે જે વિચારો તેમણે પોતાના જીવનમાં ઉતાર્યા છે, તેમજ જે વિચારો પોતાની માફક બીજાઓને પણ માહાત્મ્ય, સુખ અને વિજયના શિખરે લઇ જઇ શકે એમ તેમને જણાયું હતું, તેવા વિચારોજ જનસમૂહ આગળ રજુ કરવા એવો તેમનો સિદ્ધાંત હતો. આ હેતુથી તેઓ આપણી સમક્ષ પોતાની બુદ્ધિની બાજુ રજુ કરતા નથી; પરંતુ પોતાના અનુભવોજ દર્શાવવાનો પ્રયત્ન કરે છે, અને અમુક વિચારો જ્યારે કૃતિમાં મૂકવામાં આવે છે, ત્યારે તે કેવી અસર કરે છે તે વિષે તેઓ દૈવીબળથી સ્પષ્ટ રીતે બોલે છે. આ રીતે એમના વ્યાખ્યાનોમાં સત્યને શાબ્દિક વિદ્વતા અને સૂક્ષ્મ તર્કોથી અલંકૃત કરવામાં આવ્યું નથી; પરંતુ જે સત્યપર તેમને અચળ શ્રદ્ધા હતી તેનો અનુભવ કરાવવા માટે આપણને સૂચના અને સહાયતા આપવામાં આવી છે. ભારોભાર શુષ્ક પાંડિત્યના ભરપૂર ગ્રંથોથી શું આપણે ક્યારનાએ કંટાળી નથી ગયા ? ખરેખર દરરોજ વ્યવહારમાં આવતી સાદી, સ્પષ્ટ અને સામાન્ય ભાષામાં પોતાના વિચારો પ્રદર્શિત કરનાર આવા પૂર્ણ તત્વજ્ઞાની મહાત્મા આપણને પ્રાપ્ત થયા છે એ આપણે માટે પરમ આનંદજનક વાત છે. સ્વામીજી દલીલો રજુ કરવાને બદલે આપણી સમક્ષ દ્રષ્ટાંતની કથાઓ રજુ કરે છે, કારણ કે તેઓ અંતઃકરણપૂર્વક એવું માનતા હતા કે વાદવિવાદથી ઉભી કરેલી લૂખી ચર્ચારૂપી સૌંદર્યહિન ઇમારત કરતાં એક માણસની પોતાના વિચારો પ્રમાણે વર્તનમાં મૂકાયલી ખરી જીંદગી બીજા મનુષ્યની જીંદગીને વધારે બંધબેસતી આવે છે. સ્વતંત્રતા અને ઉલ્લાસ કે જે માત્ર કવિઓનીજ વાણીમાં દીઠામાં આવે છે, તે સ્વતંત્રતાનો ઉલ્લાસ સ્વામીજીના દરેકે દરેક શબ્દમાં પ્રત્યક્ષ થાય છે. તેઓ પોતે કવિ તેમજ તત્વજ્ઞાની એ ઉભયના ગુણો ધરાવતા હોવાથી તેમની વાણીમાં અને વિચારમાં જે અદ્દભૂત કળા છે તે આપણને અનંતતા તરફ વાળે છે. તેઓ જીવનના ઉંડા સંગીતતત્ત્વના જ્ઞાતા હતા, કે જે સંગીતતત્ત્વમાં જેઓ સંપૂર્ણ રીતે ઉંડાણમાં ઉતરે છે, તેઓજ તેને શ્રવણ કરી શકે છે.

'રામ' પોતાની પ્રત્યે તેમજ આપણી પ્રત્યે કેવા હતા, તેનો કંઇક ખ્યાલ આપવાને અત્રે થોડું વિવેચન કરવું અયોગ્ય નહિ જણાય. સ્વામી રામતીર્થજીએ પંજાબમાં એક ગરીબ બ્રાહ્મણ કુળમાં જન્મીને

પોતાની બાલ્યાવસ્થાથી માંડીને પૂર્ણ મનુષ્યત્વની ઇમારત બાંધવાનો ધૈર્યથી પ્રયત્ન કર્યો હતો. તેમણે પોતાની જીવન ઇમારત કકડે કકડે, ક્ષણે ક્ષણે અને દિવસે દિવસે કરીને ચણી હતી. કદાચ એમ પણ કહી શકાય કે પોતાના ભવિષ્યના જીવનના વર્તનની રૂપરેખા તેમણે ક્યારનીએ પોતાના મનમાં ગોઠવી રાખી હતી. બાલ્યાવસ્થામાંથીજ તેઓ ઘણા ગંભીરપણે, શાંતપણે અને સમજણપૂર્વક એક ચોક્કસ કાર્યને માટે પ્રયાસ કરતા જણાતા હતા. આ રંક બ્રહ્મબાળક કે જે કોઇ પણ આપત્તિમાં ચળ્યો નથી, તેમજ કોઇ પણ વિઘ્નથી ડગ્યો નથી, તેના વર્તનના પગલામાં પરિપક્વ મનનો નિશ્ચય જણાતો હતો. આ બ્રહ્મબાળકના સુકુમાર હાડપિંજરમાં, નમ્ર, આનંદી, શરમાળ અને મર્યાદાશિલ કુમારિકાની માફક લજ્જા તથા પવિત્રતાની નીચે કોઇ પણ વસ્તુથી ડગે નહિ એવી વજ્રમય ઇચ્છા શક્તિ છુપાઇ રહી હતી. એ એક એવો વિલક્ષણ વિદ્યાર્થી હતો કે જે આ ભૌતિક પદાર્થો પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી અભ્યાસ કરતો નહિ; પરંતુ દરરોજ જેમ નવો નવો સૂર્ય ઉગે તેમ નવી નવી પોતાની આત્મજાગૃતિના જ્ઞાન અર્થેજ–દરરોજ વધતી જતી તૃષાને તૃપ્ત કરવા અર્થેજ–તે અભ્યાસ કરતો હતો. તેનો દરરોજનો અભ્યાસ એ આવા હવનકુંડની અંદર હોમાતી પવિત્ર આહુતિઓના જેવો હતો. રાત્રિની વખતે પુસ્તકો વાંચવા માટે જે તેલ જોઇએ તેને માટે તેઓ એક બે કપડાં ઓછાં વાપરતા, અથવા એક બે વખત ભોજન નહિ લેતા, અને તે રીતે બચેલા પૈસા તેઓ તેલ ખરીદવામાં ખર્ચતા. તેઓ પોતાની વિદ્યાર્થી અવસ્થામાં હમ્મેશાં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી પોતાના અભ્યાસમાંજ મચ્યા રહેતા. તેમના હૃદયમાં તેમને જ્ઞાનપ્રાપ્તિ માટે એટલો બધો પ્રેમ હતો કે વિદ્યાર્થીજીવનમાં જોઇતી સાધારણ સગવડો અને સ્થૂલદેહ માટેની જરૂરી વસ્તુઓને તેઓ તદ્દન વિસરી જતા. તેમને જ્ઞાનપ્રાપ્તિની એટલી તો પિપાસા હતી કે ક્ષુધા અને તૃષા તથા ઉષ્ણતા અને શીતળતાની તેમને લેશ પણ અસર થતી નહિ. ગુજરાનવાલા અને લાહોરમાં તેમની વિદ્યાર્થી અવસ્થાની હકીકત જાણનારા કેટલાક ગૃહસ્થો હજી વિદ્યમાન છે, તેઓ કહે છે કે પવિત્ર હૃદયના આ સાધન રહિત ગોસ્વામીને રાત્રિ દિવસ અનિવાર્ય પરિશ્રમ ઉઠાવવો પડતો. તેઓને શસ્ત્રો સિવાયજ જીવનનું યુદ્ધ કરવું પડતું, અને તેઓને કેટલાક એવા પ્રસંગો યાદ છે કે–જ્યારે આ રંક બ્રાહ્મણ પુત્રે દયા અને દાન માટે ગર્વ ધરનારા આ દેશમાં ઘણા દિવસ સુધી નહિ જેવાં ખાવાનાં સાધનથી જેમ તેમ પોતાનો નિર્વાહ કર્યો છે, તેમજ કેટલીક વખતે તો તેમને અન્ન વગર સમૂળગા કડાકા પણ કરવા પડયા છે; આવી સ્થિતિ છતાં પણ તેમની મુખમુદ્રા સદા અચળ, આનંદી અને સંતોષી રહેતી હતી.

આ પરથી સાબીત થાય છે કે સ્વામીજીની પાછળની જીંદગીના ઉપદેશમાં જે જ્ઞાનભંડાર જણાય છે, તે મહાકષ્ટ અને તપશ્ચર્યાદ્વારા કણ કણ કરીને એકઠો કરેલો સંગ્રહ છે. સ્વામીજી અત્યંત સંકષ્ટમય અને વિઘ્નમય જીંદગીમાંથી એક કવિ, તત્ત્વજ્ઞાની, મહાન અભ્યાસી અને ગણિતવેત્તા તરીકે ખીલી નિકળવાને શક્તિમાન થયા હતા. આ પ્રસંગ જ્યારે આપણે સંભારીએ છીએ ત્યારે આપણું હૈયું કરૂણાથી ભરાઇ આવે છે. લાહોરની ગવર્નમેન્ટ કૉલેજના પ્રિન્સિપાલે જ્યારે પ્રાંતિક સિવિલ સર્વિસની પરીક્ષા માટે તેમનું નામ મોકલી આપવાની ઇચ્છા બતાવી, ત્યારે સ્વામીજીએ પોતાનું મસ્તક નમાવી અશ્રુભર્યા નેત્રે કહ્યું હતું કે; **"મ્હેં મ્હારો પાક વેચી દેવા માટે મહેનત કરી નથી, પણ તે વહેંચી દેવાને માટે મહેનત કરી છે. એક કારોબારી અમલદાર થવા કરતાં હું એક શિક્ષક થવાનું વધારે પસંદ કરૂં છું."** આટલો બધો એકાગ્ર ચિત્તવાળો અને જ્ઞાનના આટલા બધા શોખવાળો વિદ્યાર્થી, સ્વાભાવિક રીતેજ એક પવિત્ર અને નિખાલસ પુરૂષ થાય એમાં કાંઇ નવાઇ નથી.

'રામ' વિદ્યાર્થી અવસ્થામાંથીજ પોતાની આસપાસની ઉપાધિ અને સંસર્ગથી માનસિક રીતે અલગ રહી પુસ્તકોના વાંચનદ્વારા મહાન પુરૂષોનો સતસંગ કરી જીવન ગાળતા હતા. તેઓ પોતાની ડાબી કે જમણી બાજુ તરફ જોયા વગર સદા પોતાના ઉચ્ચ આશયમાંજ સંપૂર્ણપણે નિમગ્ન રહેતા હતા. નાની વયથીજ તેમણે પોતાના જીવનની અને ઉદ્દેશની એકતા સાધી હતી. વિદ્યાર્થી અવસ્થામાં જેઓ તેમને ઓળખતા હતા તેઓ બધા તેમનાં ચારિત્ર્યની પવિત્રતા અને ઉચ્ચ નૈતિક આશયનો પૂજ્યભાવે સ્વીકાર કરતા હતા. વિદ્યાર્થી અવસ્થામાંજ 'રામ'નો આંતર વિકાસ થતો હતો. તેઓ વારંવાર પોતાના

જીવનને ગાળી ગાળીને સંપૂર્ણતાના બીબામાં ઢાળતા હતા. પોતાના આદર્શમાં પ્રતિત થતી ન્યૂનતાઓને કાઢી નાંખવા માટે અને તેને સંપૂર્ણ સૌંદર્યવાન બનાવવાને માટે તેમાં કાપકુપ કરી ઘડવાનું કામ તેઓ રાત્રિ દિવસ કર્યાજ કરતા હતા. તેઓ દિન પ્રતિદિન ઉચ્ચને ઉચ્ચ થતા જતા હતા. જ્યારે તેઓ ગણિત શાસ્ત્રના પ્રૉફેસર થયા ત્યારે તેમણે પ્રથમ જે ચોપાનિયું કાઢયું તે ગણિતશાસ્ત્રનો અભ્યાસ કેમ કરવો, તે સંબંધી હતું. એ ચોપાનિયામાં તેમણે એવી સૂચના આપી છે કે, **જઠરમાં ચરબીવાળા અને ભારે ખોરાક ભરવાથી ઘણા હુશિયાર વિદ્યાર્થી પણ નાલાયક અને આળસુ બની જાય છે, અને હલકા તેમજ પાચન થાય એવા ખોરાકથી મગજ હમ્મેશાં હલકું અને વિકાસ પામતું રહે છે.** વિદ્યાર્થીએ પોતાની જીંદગી કેવી રીતે વિજયવાન બનાવવી તેનું આ રહસ્ય અને કુંચી છે. વળી તેમનું એવું કહેવું છે કે, પોતાના કાર્યમાં સંપૂર્ણપણે પોતાનું લક્ષ રહેવા માટે પોતાના મનની પવિત્રતા આવશ્યક છે. આ આવશ્યક તત્ત્વ વિના બીજી કોઇપણ પદ્ધતિ વિદ્યાર્થીના મનને યોગ્ય સ્થિતિમાં રાખી શકે તેમ નથી, આવી રીતે તેઓએ ઉપર જણાવેલા ચોપાન્યામાં વિદ્યાર્થી અવસ્થાના પોતાના જાતિ અનુભવો આવા સાદા ઉપદેશમાં સંક્ષિપ્ત રીતે જણાવ્યા હતા. તેઓ લખવાને ખાતર લખતા અને બોલવાને ખાતર બોલતા એમ નહિ; પરંતુ જ્યારે તેમને લાગતું કે અમુક વિચારો લોકોને આપવા યોગ્ય છે, ત્યારેજ તે પોતાની કલમ પોતાના હાથમાં ઝાલતા અને પોતાનું મુખ ઉઘાડતા. તેઓ કહેતા કે:-"**વસ્તુનું સત્ય સ્વરૂપ શું છે, તે જાણવાને માટે હું પ્રથમ પુરતો પરિશ્રમ કરૂં છું, અને જ્યારે વસ્તુનું સત્ય સ્વરૂપ મને સમજાય છે તથા જ્યારે તે સત્ય સ્વરૂપ મ્હારૂં થાય છે, ત્યાર પછીજ હું એકનિષ્ઠાના ખડક ઉપર ઉભો રહી મ્હારા સત્યનો સંદેશો સઘળી આલમને જાહેર કરૂં છું.**" પ્રથમ બોધ ગ્રહણ કરવાની અને પછીજ જનસમાજને બોધ આપવાની તેમની પદ્ધતિ હતી, તે જણાવવાને માટે ઉપરના શબ્દો અત્રે ટાંકવામાં આવ્યા છે. તેઓ પ્રથમ વસ્તુ અને વિચારોની અસર પોતાના મનપર કેવી થાય છે, તેનું નિરિક્ષણ કરતા. ત્યાર પછીજ પોતાનો સ્વતંત્ર અને નિષ્પક્ષપાત અભિપ્રાય બાંધતા. પોતાના અભિપ્રાયોને સત્ય અને અસત્ય માનવા અગાઉ વર્ષો સુધી તેઓ તેને પોતાની સખ્ત કસોટીપર ચઢાવતા હતા, અને જનસમાજના લાભને અર્થે જનસમાજ આગળ રજુ કરવા અગાઉ તેને બરાબર પરિપક્વ રીતે જાણવાને અર્થે એથી પણ વધારે વખત લેતા. ઉપર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે **જ્યાંસુધી તેઓ વિદ્યાર્થી તરીકે પરિપક્વ અભ્યાસ કરતા નહિ, ત્યાંસુધી તેઓ શિક્ષક તરીકે બહાર પડી બીજાઓને કદિપણ ઉપદેશ આપતા નહિ.** સ્વામીજીના જીવનની આ એક ગુપ્ત કુંચી છે. સંન્યાસી તરીકે તેઓ જગતમાં પોતાનું સત્ય જાહેર કરવાને બહાર પડયા, તે પૂર્વે, એટલે તેઓ વિદ્યાર્થીની અને શિક્ષાગુરૂની અવસ્થામાં હતા, ત્યારથીજ તેઓ સાહિત્ય અને વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) કરતાં કોઇ પરમ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ગુપ્ત પ્રયત્ન કર્યા કરતા હતા; અને ડાર્વિનની માફક જીવનના ઉચ્ચ નિયમોના સંબંધમાં પોતાના વિચારો અને સિદ્ધાંતો બાંધતા હતા. આપણે હમ્મેશાં તેમને મનુષ્યજાતિ પ્રત્યે પોતાના જીવનની મહાન નૈતિક જવાબદારીના પવિત્ર ભાનપૂર્વક કામ કરતા નિહાળીએ છીએ. પોતાના જીવનના ઉદ્દેશની જવાબદારીનું તેઓએ પોતાના અંતઃકરણમાં પુરતી રીતે તોલન કર્યું હતું; અને તે ઉદ્દેશ સફળ કરવાને માટેજ તેમણે કૅાલેજનો પરિત્યાગ કર્યો હતો, તથા સમસ્ત દુનિયાની વિદ્યમાન તેમજ ભવિષ્યની પ્રજાને પોતાનો ઉપદેશ ઉપયોગી કરવાને માટેજ તેઓ પ્રવાસી બની વ્યાખ્યાતા થયા હતા. પ્રેમ અને શ્રદ્ધાની પાંખો ધારણ કરીને તેઓ ધીમે ધીમે તેમજ દૃઢ નિશ્ચયથી ઉન્નતિના દિવ્ય ગગનમંડળમાં દિન પ્રતિદિન વધારે ને વધારે ચડતા ગયા હતા. અંતે બ્રહ્મ, ઈશ્વર અથવા જેને તેઓ આત્મદેવ કહેતા તેની અનંતતામાં મળી ગયા. તેમની આત્મપ્રાપ્તિની ઝંખના, આત્મિક પરિતાપ, માનસિક વિઘ્નો અને દુઃખો, આ સઘળાનો ઇતિહાસ આપણી દૃષ્ટિથી ગુપ્ત રહેશે. સંન્યાસી તરીકેના એમના ઉપદેશમાં આપણે એમની જીંદગીના સંકટમય ભાગના સખ્ત અનુભવોનું ફળ પ્રત્યક્ષ જોઇએ છીએ. ઘણી રાત્રીઓ એમણે અશ્રુપૂર્ણ નેત્રોએજ કાઢી છે. માત્ર તેમની દૈવી સંપત્તિવાળી પત્નીજ પ્રાતઃકાળમાં તેમના બીછાનાને આંસુથી ભીંજાએલું જોતી હતી. તેમને શું દુઃખ હતું અને શાથી તેઓ શોકમગ્ન થતા હતા તેનું ગમે તે કારણ હોય પણ એ પરમ પ્રેમ કે જેનાથી તેમના વિચારો આટલા બધા ફળદ્રુપ થયા છે તે પ્રેમની પ્રાપ્તિને

અર્થે તેમના આત્માની આંતરિક તાલાવેલીનાં આ અશ્રુ હતાં. નદીઓના તટ ઉપર અને નિર્જન જંગલના ઘોર એકાંતમાં કુદરતના ગતિમાન દેખાવો જોવામાં અને આત્માનું ધ્યાન કરવામાં તેમણે ઘણી રાત્રિઓ નિંદ્રા લીધા વિનાજ પસાર કરી હતી. તેએ કેટલીકવાર પોતાના સાથીથી છુટા પડેલા પંખીની માફક શોકાતુર અવાજે પોતાનાં રચેલાં પદો ગાતા, તેમજ કેટલીકવાર ભક્તિમાં તદ્રુપ બની જઇ સમાધિસ્થ થઇ જતા અને જ્યારે જાગ્રત થતા ત્યારે અશ્રુરૂપી પવિત્ર ગંગાના જળમાં પોતાના શરીરને સ્નાન કરેલું નિહાળતા. તેમના પ્રેમના પ્રકાર તો સદા ગુપ્તજ રહેશે; કારણકે તેમણે પોતાનું અંગત જીવન આપણાથી ગુપ્ત રાખવાનુંજ પસંદ કર્યું છે. તેમના આત્મજ્ઞાનનો વિકાસ કેવી રીતે થયો તેની સવિસ્તર હકિકત તેમના પોતાના સિવાય બીજું કોઇ જાણતું નથી અને જાણી પણ શકશે નહિ; પરંતુ આ વાત તો નિઃશંક છે કે કવિ અને ધર્મોપદેશક તરીકે બહાર પડવા પહેલાં તેઓ સાધુ-પુરૂષો, મહાત્માઓ અને કવિઓના મંડળમાં સત્સંગ કરતા હતા. તેઓ ઇરાનના સુફીઓના અને તેમાં ખાસ કરીને હાફીઝ, અત્તાર, મૌલાનારૂમ અને સમસ્તબ્રેઝના તો નિરંતરના સાથી હતા. કંઇક સદીઓના ધાર્મિક વિકાસવાળા સંતપુરૂષોએ તેમના આધ્યાત્મિક જીવનને જાગૃત કર્યું હતું. તુલસીદાસ અને સુરદાસ તો ખરેખર તેમના જીવનના પ્રેરક હતા. ચૈતન્યની પ્રેમ સમાધિ; તુકારામ અને નાનકની મધુરતા; કબિર, ફરીદ, હસન અને બુઅલીકલંદરની ધ્યાન નિમગ્નતા; ધ્રુવ અને પ્રહ્લાદની અચળ શ્રદ્ધા; મીરાંબાઇ, ગોપાળસિંહ અને બુલ્લાશાહની પરમ આધ્યાત્મિક શક્તિ; કૃષ્ણનું અકળીતપણું; શિવ અને શંકરનું આત્મજ્ઞાન; ઇમર્સન, કાન્ટ અને કાર્લાઇલના વિચારો; પૂર્વના કાલ્પનિક વેદાન્તનો ફરીથી પાઠ ભજવી બતાવનાર પશ્ચિમના વૉલ્ટવીટમેન અને થૉરોનું સ્વચ્છંદ સંગીત અને માણસના હૃદયને વિસ્તૃત બનાવનારી તથા સેંકડો વર્ષના માનસિક દાસત્વમાંથી મનુષ્યના મનને મુક્ત કરાવનારી કલીફર્ડ, હક્સ્લી, ટીન્ડોલ, મીલ, ડાર્વિન અને સ્પેન્સરની વૈજ્ઞાનિક સત્યતા અને સ્પષ્ટતા; આ બધી અને બીજી ઘણી અસરોએ છુટી રીતે તેમજ સામટી રીતે તેમના જીવનને વિચારબળ આપ્યું હતું. જ્યારે આપણે સ્વામીજીની સંન્યસ્ત દશાનું સ્મરણ કરીએ છીએ, ત્યારે આપણે એમને હમ્મેશાં પરમાત્મામાંજ લીન થએલા જોઇએ છીએ; અને તે વખતે આપણે તેમનામાં એક નમ્ર અને શરમાળ વિદ્યાર્થીનું સ્વરૂપ જોઇ શકતા નથી. તેમનો અવાજ પૂર્ણ બુલંદ, તેમનું ચારિત્ર્ય પ્રતિભા સંપન્ન, તેમની આત્માનુભૂતિ ઉત્તજક અને તેમનું સ્થૂલ શરીર વિદ્યુતના જેવું આકર્ષક હતું. તેમના અસ્તિત્વથી તેમની આસપાસનું વાતાવરણ પણ આકર્ષક બની જતું. તેમના સંસર્ગમાં આવનાર મનુષ્યના મનમાં સર્વ ઋતુની સુંદરતા પ્રત્યક્ષ થતી. ઘડીમાં તેમનાં લાગણી ભર્યાં વચનોથી શ્રોતાઓનાં હૃદયો દ્રવી જઇ તેમની આંખોમાંથી અશ્રુની ધારા ચાલતી, અને ઘડીકમાં સૌની મુખમુદ્રા ઉપર દૈવી આનંદ તરવરી રહેતો. કવિની માફક તેઓ આપણી નજરમાં એક સામાન્યમાં સામાન્ય પદાર્થને ઉચ્ચમાં ઉચ્ચ દૈવી અવતારને દરજ્જે ચઢાવી દેતા. કેટલાક લોકો તેમના સંસર્ગથી કાવ્યના રસિક થતા અને કેટલાક ચિત્રકારનો, કેટલાક અગમ્ય મહાત્માનો તથા કેટલાક યોદ્ધાનો અનુભવ કરતા. તેમના સંસર્ગથી કેટલાક સાધારણ બુદ્ધિના મનુષ્યો બમણે એટલે દરજ્જે ઉત્તેજીત થઇ જતા કે તેમની માનસિક શક્તિમાં પ્રત્યક્ષ વૃદ્ધિ થએલી પ્રતિત થતી.

આ લેખકને સ્વામીજીના એક અમેરિકન મિત્રે તેમના સ્થૂલ શરીરના અવસાન પ્રસંગે એક પત્ર લખ્યો હતો. સ્વામીજી આપણાં સર્વની સાથે જે પ્રમાણે વર્તતા હતા, તેનુંજ વર્ણુંકડું વર્ણન એ પત્રમાં હોવાથી તે અહીં ઉતારવો યોગ્ય ગણ્યો છે.

"જે વસ્તુ ભાષાના શુષ્ક સંકુચિત શબ્દોમાં પ્રદર્શિત કરવી ઘણી કઠિન છે, તે પ્રદર્શિત કરવાને હું જ્યારે પ્રયત્ન કરૂં છું ત્યારે હું નિષ્ફળજ નિવડું છું."

"'રામ'ની ભાષા તે નિર્દોષ મધુર પક્ષી, પુષ્પ, વહેતાં ઝરણાં, હાલતી વૃક્ષલતા, સુર્ય, ચંદ્ર અને નક્ષત્રોની ભાષા હતી; તેમની ભાષા તે સંસારના તેમજ સંસારી લોકોના બાહ્ય દેખાવોના આંતર પ્રદેશમાં વહન કરતી ભાષા હતી.'–

"મહાસાગરો, પૃથ્વીના ખંડો, ક્ષેત્રો અને ઘાસ તથા વૃક્ષોનાં મૂળોની અંદર, કુદરતમાં ઉંડું ને ઉંડું તેમનું જીવન વહન કરતું હતું; એટલુંજ નહિપણ એમનું જીવન એ કુદરતનું જીવન હતું. મનુ-

ષ્યોના અલ્પ વિચારો અને તરંગોને ભેદીને અંતિમ ઉંડાણુના પ્રદેશમાં તેમની ભાષા જતી હતી. એવા કેટલાક કાનો કે જેમણે એ અલૌકિક મધુર ગાનનું શ્રવણ કર્યું છે તેઓ ભાગ્યશાળીજ છે. 'રામ' સ્વામીએ તે રમ્ય ગાનનું આંતરિક શ્રવણ કર્યું છે; તેમજ તે રમ્ય ગાનમય જીવન પણ ગાળ્યું છે. તે દિવ્ય ગાનમયજ હતા, તેમનો શ્વાસોશ્વાસ પણ દિવ્યગાનમયજ હતો. તેમણે જનસમાજને ઉપદેશ પણ તે રમ્યગાનનોજ કર્યો છે. તેમનો અખંડ આત્મા તે રમ્યગાનમાંજ નિમગ્ન રહેતો હતો. તેઓ એક આનંદપૂર્ણ દેવદૂતજ હતા."

"હે વિમુક્તાત્મા ! જેણે પોતાના સ્થુલ દેહ સાથેનો સંબંધ પૂરો કર્યો છે એવા હે આત્મા ! હે દિવ્ય ગગનગામી આત્મા ! હે અનિર્વચનિય આનંદના ભંડાર ! હે હજારોના અંતરને ઉન્નતિના પંથમાં પ્રેરી રહેલા મહાન્ આત્મા ! તને મ્હારા નમસ્કાર હો......તેઓ એવા તો નમ્ર, સરળ, બાળકના જેવા સ્વભાવવાળા, પવિત્ર, ઉદાર, નિખાલસ, ઉત્સાહી અને આડંબર વગરના હતા કે જેઓ સત્યને જાણવા માટે આતુરતા પૂર્ણ હૃદયથી તેમના સંસર્ગમાં આવતા તેઓ અલભ્ય લાભ મેળવ્યા વિના રહેતા નહિ. ભાષણ કરી રહ્યા પછી અથવા શરૂ કરેલા વર્ગમાં શિક્ષણ આપી રહ્યા પછી જો કોઇ એમને પ્રશ્ન પૂછતા તે, તેઓ તે પ્રશ્નનું સમાધાન બહુજ સ્પષ્ટ રીતે, સંક્ષિપ્ત રીતે, મધુરતાથી અને પ્રેમથી કરતા હતા. તેઓ સદા આનંદ અને શાંતિમાં મગ્ન રહેતા. જ્યારે તેઓ વાંચવા, લખવા કે વાતચીત કરવામાં રોકાએલા ન હોય ત્યારે તેઓ નિરંતર પ્રણવનો ઉચ્ચાર કર્યા કરતા. તેઓ અખિલ બ્રહ્માંડમાં સર્વત્ર દિવ્યતાનુંજ દર્શન કરતા; અને પ્રત્યેક જણને તેઓ સુખરૂપ દિવ્ય સ્વરૂપના પદથી સંબોધતા હતા........'રામ' સદંતર સુખના ઉછળતા ઝરા સમાન હતા. તેઓ બ્રહ્મમાંજ રહેતા, તેઓ બ્રહ્મમાંજ વિચરતા અને બ્રહ્મમાંજ તેઓ પોતાનું જીવન ગાળતા; એટલુંજ નહિ પણ તેઓ બ્રહ્મ સ્વરૂપજ હતા. તેઓએ મને એક વખત લખ્યું હતું કે:-"જેઓને આનંદ ભોગવવાની ઇચ્છા છે, તેઓ નક્ષત્રોથી આચ્છાદિત થએલા ચળકતા આકાશમાંથી આનંદ ભોગવી શકે છે; તેઓ સ્મિત કરતાં અરણ્યો અને નૃત્ય કરતી નદીઓમાંથી પુષ્કળ આનંદ લઈ શકે છે; તેઓ પવનની ઠંડી લ્હેરો, ઉષ્ણ પ્રકાશ અને સુખદ ચંદ્રપ્રભામાંથી અખૂટ આનંદ મેળવી શકે છે; વળી આ બધી વસ્તુઓનું કંઇ મૂલ્ય પણ બેસતું નથી, એ વસ્તુઓ કુદરતે દરેકના ઉપભોગ માટે દરેકની સેવામાં હાજરજ કરેલી છે. **ખાસ બાહ્ય પરિસ્થિતિઓ ઉપરજ જેમના સુખનો આધાર છે, તેમને તો પોતાના આનંદનો દિવસ હમ્મેશાં તેમની પાસેથી દૂરનો દૂરજ નાસતો ફરતો જણાશે.** દુનિયાની કહેવાતી આરોગ્યતા તેમને માટે સુખના મૂળ સ્થાનરૂપ બનવાને બદલે ઉલટી કુદરતની અને સ્વર્ગની આડખીલીરૂપ થઇ પડે છે; એટલુંજ નહિ પણ જે જે દરેકે દરેકને જોવાની છુટ છે, એવા સૃષ્ટિ સૌંદર્યની અને તેમની વચ્ચે પણ તે કૃત્રિમ પડદારૂપ બની રહે છે."

"'રામ' (અમેરિકામાં) એક ટેકરીની બાજુમાં એક ઠોકેલા તંબુમાં રહેતા અને તેઓ "રાંચ હાઉસ"માં પોતાનું ભોજન લેતા. આ એક સુંદર રમણીય સ્થાન હતું, ચારે તરફ જંગલનો રમણીય દેખાવ આવી રહ્યો હતો, બે બાજુએ વૃક્ષોથી ભરપુર ઉંચા પર્વતો મનને આલ્હાદ આપી રહ્યા હતા. આ ખીણ નીચે સેક્રેમેન્ટો નામની નદી ખળખળ અવાજ કરતી વહેતી હતી. આ સ્થળે 'રામે' ઘણાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે, ઉદાત્ત વિચારથી ભરપુર કાવ્યો લખ્યાં છે, અને કલાકોના કલાકો સુધી સતત ધ્યાન કર્યું છે, તેઓ દિવસોના દિવસો અને અઠવાડિયાંનાં અઠવાડિયાં સુધી પુરજોસથી વહેતા નદીના પ્રવાહની વચમાં એક પ્રચંડપથ્થર ઉપર બેસી રહેતા; અને ફક્ત ભોજન કરતી વખતે ઘર તરફ આવતા કે જે વખતે તેઓ અમારી સાથે આનંદપ્રદ અને હૃદયગમ વાર્તાલાપ કરતા. શાષ્ટાસ્પ્રીંગ નામના સ્થળથી ઘણા મુસાફરો તેમનો મેળાપ કરવાને આવતા, અને તેઓ તેમનું અતિ આનંદથી સ્વાગત કરતા. તેમના ઉદાર વિચારોથી સાંભળનારના મગજ ઉપર ઘણી ઉંડી અને સ્થાયી છાપ પડતી. જેઓ કેવળ જિજ્ઞાસાની દૃષ્ટિથીજ તેમની પાસે આવતા તેઓ પણ સંપૂર્ણ રીતે સંતુષ્ટ થઇને જતા અને તેવે પ્રસંગે એક એવા સત્યનું બીજારોપણ તેમના હૃદયમાં થતું કે જે બીજથી તેઓ થોડો સમય અજ્ઞાત્ રહે તો પણ તે

અવશ્ય એક વખત પ્રચંડ વૃક્ષના રૂપમાં ખીલી ઉઠતું અને સર્વ જગતમાં બંધુભાવ રૂપે પોતાનાં ડાળાંને પ્રસારીને પ્રાણીમાત્ર પ્રત્યે દૈવી પ્રેમની ઘન છાયામાં એકત્ર કરતું. **સત્યનાં બીજ ઉગ્યા વિના રહેતાંજ નથી."**

" 'રામ' ઘણે દૂર સુધી પગે ચાલીને ફરવા જતા; જ્યારે તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે શાષ્ટાસ્પ્રીંગ નામના સ્થળમાં રહેતા, ત્યારે તેઓ સદા ઉદ્યોગી, સાદું, સ્વતંત્ર અને આનંદમય જીવન ગાળતા. તેઓ સદા સુખીજ રહેતા. ખડખડાટ કરતું હાસ્ય સ્વાભાવિક રીતેજ તેમના મુખમાંથી નીકળતું, અને તેઓ નદી કીનારે હસતા હોય તો તેમનું હાસ્ય છેટે આવેલા ગૃહમાં પણ સ્પષ્ટ રીતે સંભળાતું. તેઓ એક બાળક અથવા પરમહંસની માફક સ્વતંત્ર અને વિમુક્ત જીવન ગાળતા હતા. તેઓ દિવસોના દિવસો સુધી સમાધિમાંજ રહેતા હતા. સ્વદેશ પ્રત્યે તેમની અચળ ભક્તિ અને ઘન અંધકારમાં અથડાતાં ભારત સંતાનોને ઉન્નતિએ લઇ જવાની તેમની અભિલાષા, એ ખરેખર તેમનો સંપૂર્ણ આત્મ સંયમ બતાવી આપે છે......હું શાષ્ટાસ્પ્રીંગ છોડીને ગયો ત્યાર પછી મને સ્વામીજીનો એક પત્ર મળ્યો. મને પાછળથી મળેલી ખબર પ્રમાણે આ પત્ર સખ્ત બીમારીના પ્રસંગે લખાયલો હતો. તે પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું:–"એકાગ્રતા અને શુદ્ધ દૈવી લાગણી હમણાં હમણાંમાં આશ્ચર્યકારક રીતે આગળ વધી ગઇ છે; અને પ્રભુભાવ અલૌકિક રીતે સર્વત્ર પ્રસરી રહ્યો છે. આ સ્થૂલ શરીર ક્ષણિક તરંગો અને સતત પરિવર્તન-વાળું હોવાથી હું કદિ પણ આ મિથ્યા ધૂમાડાના બાચકા જેવી વસ્તુ તે હું છું, એમ માનીશ નહિ. માંદગીમાં એકાગ્રતા અને આંતર્ શાંતિ ઘણીજ અધિક રહે છે. જે પુરૂષ અથવા સ્ત્રી દેહરૂપી નિવાસ-સ્થાનમાં દૈવયોગે આવી પડતા વ્યાધિરૂપ અતિથિઓનો ઘટતો આદર–સત્કાર કરતા નથી તેઓને ખરેખર કંગાલ અને કૃપણજ ગણવા જોઇએ."

"સ્વામીજી હમ્મેશાં કહેતા હતા કે, **"સૂર્ય અને નક્ષત્રોની અંદર જે પરમ પ્રકાશક અને આકર્ષક શક્તિ રહેલી છે તેમજ તે સર્વના આધાર રૂપ અને તે સર્વને નિયમમાં રાખનાર તથા સત્તાસ્ફુર્તિ આપનાર જે પરથી પણ પર મહાન શક્તિ છે તે શક્ત હું છું—** અર્થાત્ તે શક્તિ તે તમેજ છો" એવી સર્વકાળ તમે આત્મ પ્રતીતિ કરો. આ તમારૂં સત્ય સ્વરૂપ છે, આવો અવર્ણનિય તમારો મહિમા છે, તેનો તમે સ્વીકાર કરો. **"તમારા આ અમર અનંત શક્તિ મય, અપાર મહિમા પૂર્ણ સત્યજીવનમાં તમે એકાગ્રતા પામો. તમારા આ સત્ય સૌંદર્યનુંજ તમે ધ્યાન ધરો. આ ક્ષુદ્ર શરીર અને તેની સાથે સંબંધ ધરાવતાં બંધનો કે જેની સાથે મ્હારે કોઇ પણ દિવસ કોઇ પણ જાતનો સંબંધજ નથી અને જે અસત્ય છતાં સત્ય હોય એવાં બહારથી જણાય છે એવાં છાયા જેવાં સ્વરૂપોને તમે તદ્દન ભૂલી જાઓ. આ વિશ્વમાં મૃત્યુ, વ્યાધિ કે શોક જેવું કશુંજ નથી. તમે પોતે સંપૂર્ણ સુખી, સંપૂર્ણ આનંદમય અને સંપૂર્ણ શાંતિથી ભરપુર છો, એ વાતને નિરંતર સ્મૃતિમાં રાખો અને ક્ષુદ્ર જીવન-પણાથી પર થાઓ."** આ પ્રમાણે તેઓ પ્રત્યેકને બોધ આપતા હતા......જે મનુષ્ય પોતાના ગજવામાં એક પાઇ પણ લીધા વિના પોતાના દેશની ખાતર યૂરોપાદિ વિદેશોમાં પ્રવાસ કરવાની હિંમત કરે, તે મનુષ્ય કેવો બહાદૂર, સત્યનિષ્ટાધારી અને અચળ આત્મશ્રદ્ધાવાળો હોવો જોઇએ?......'રામ' જેવા પવિત્ર મનુષ્યની સાથે મુલાકાત કરવાની, વાતચિત કરવાની, અને તેમને મદદ કરવાની તક મળે, એ વિચાર જ્યારે મ્હારા મનમાં આવે છે ત્યારે મને ઘણુંજ આશ્ચર્ય લાગ્યા વિના રહેતું નથી. તેઓ અરૂણ દેવતાના બાળક હતા. તેઓ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી પોતાનું સંગીત લલકારતા હતા. ઘડીઆળ ઉપ-રથી અથવા માણસોની દોડધામ ઉપરથી કેટલા વાગ્યા તે જાણવાની તેઓ દરકાર રાખતા નહિ. તેઓના સ્થિતિસ્થાપક અને જુસ્સાદાર વિચારો સૂર્યનારાયણની સાથેજ રહેતા અને તેથી કરીને આખો દિવસ તેમને પ્રાતઃકાળરૂપેજ લાગતો હતો. થૅારો કહે છે કે, " શારીરિક મહેનત કરવાને માટે લાખો મનુષ્યો જાગ્રત થાય છે; પરંતુ કવિતામય અને દિવ્ય જીવન ગાળવાને માટે કરોડોમાંથી માત્ર એકાદજ મનુષ્ય જાગ્રત થાય છે." પ્રસંગોપાતજ આ દુનિયામાં વિચરનારા એવા જે કોઈ કોઇ વિરલ મહાત્માઓ પૃથ્વીપર થઇ ગયા છે તેઓ પૈકી 'રામ' પણ એક વિરલજ મહાત્મા હતા."

કંઇક કહે છે સૂર્ય તે છે બ્રહ્મની છબિ અવનવી,
કંઇક કહે છે વિશ્વમાં આ મૂર્તિ તેની માનવી;
કંઇક કહે છે તારલામાં તેજ આ ચમકી રહ્યો,
કંઇક કહે છે મધુર પુષ્પે તેજ સ્મિત કરી રહ્યો.
કંઇક કહે છે તેજ આ બુલબુલ બની ગાઇ રહ્યો,
કંઇક કહે છે તેજ આ વાયુ બની દમ લઇ રહ્યો;
કંઇક કહે છે મેઘ થઇ જળ અશ્રુઓ પાડી રહ્યો,
કંઇક કહે છે તેજ શીતળ રાત્રિએ ઉંઘી રહ્યો.
કંઇક કહે છે વહી રહ્યો છે તેજ ખળખળ ઝરણમાં,
કંઇક કહે ઝુલી રહ્યો છે તેજ મેઘ ધનુષ્યમાં;
કંઇક કહે છે જ્યોતિના ઘન પુંજમાં તે ગતિ કરે,
પણ 'રામ' કહે એ સર્વમાં ને સર્વ રૂપે એહ છે.

આધ્યાત્મિક રીતે કહીએ તો સ્વામીજી ફક્ત એકજ વિચારના પુરૂપ હતા; તેમના સઘળા વ્યાખ્યાનોમાં જે મહાન વિચાર રમી રહ્યો છે તે એ છે કે **દેહાધ્યાસ (અહંકાર)નો ત્યાગ કરવો અને વિશ્વાત્મા એજ સ્વાત્મા છે એવો સ્વાનુભવ કરવો.** આ ઉચ્ચ જીવનનો સાક્ષાત્કાર થતાં સ્થૂલ અહંકારનો નાશ થઇ સમસ્ત વિશ્વ તે હું સ્વરૂપેજ ભાસે છે. **"તું જે જુએ છે તે સર્વ તે તુંજ છે."** મનુષ્યનું સ્વરૂપ દિવ્ય છે. બધા ભેદભાવ અને બંધનોનું મૂળ કારણ તે મિથ્યા અહંકાર છે. તે મિથ્યા અહંકારનો નાશ કરો એટલે મનુષ્યનો આત્મા સર્વત્ર અને સર્વ વસ્તુમાં વ્યાપી રહેલા વિશ્વાત્મારૂપેજ પ્રત્યક્ષ થશે. આ ઉચ્ચજીવનનો સાક્ષાત્કાર પ્રત્યેક મનુષ્યે કરવોજ જોઇએ, અને આવો સાક્ષાત્કાર કરવાનાં જે સાધનો છે તેનો ઉપયોગ કરવાની સર્વને સ્વતંત્રતા છે, એવું 'રામ' જણાવે છે. કંટકમય કે પુષ્પમય એ બે માર્ગમાંથી જે પણ માર્ગ આપણને આપણા આત્મસ્વરૂપની પ્રતિતિ કરાવે તે માર્ગ આપણે માટે આદરણિય અને સુખપ્રદ છે. સંપૂર્ણ આત્મસંયમ એ આ આત્મપ્રતિતિનુ પ્રથમ આવશ્યક પગથીયું છે, અને તેની પ્રાપ્તિ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ભિન્ન ભિન્ન માર્ગે કરી શકે છે. **અમુક પદ્ધતિ અને અમુક અંગત વિચાર અથવા માન્યતાઓ કે જે અમુક વ્યક્તિના જીવનવિકાસને માટે આવશ્યક સાધન હોઇ શકે તે સર્વને માટે આવશ્યક છે એવો આગ્રહ 'રામ' બીલકુલ કરતો નથી;** પરંતુ તેઓ પોતાના મુખ્ય સિદ્ધાંતોની સામાન્ય રૂપરેખાઓજ આપણી સમક્ષ રજુ કરે છે, અને જે પદ્ધતિઓ એમને પોતાને મદદ કરનારી નીવડી છે, તે આપણને તેઓ પ્રદર્શિત કરે છે. જ્યારે તેમના સિદ્ધાંતના સંબંધમાં પ્રશ્ન કરવામાં આવતો, ત્યારે પૂર્વ અને પશ્ચિમના અદ્વૈતવાદના ધોરણસર કરેલા પોતાના અભ્યાસદ્વારા તેઓ પુછનારની બુદ્ધિને સંતોષતા, અને પોતાના સત્ય આગળ તેની બુદ્ધિને નમાવતા, તેમની પાસે જેઓ ચર્ચા કરવા આવતા તેઓને તેઓ કહેતા કે, **"તત્ત્વજ્ઞાનનો ધોરણસર અભ્યાસ કરવાથીજ તેઓએ એ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. વાદવિવાદથી સત્ય કદિ પણ પ્રાપ્ત થતું નથી, ખરા આતુર અને ગંભીર વિચારથીજ તે પ્રાપ્ત થાય છે."**

જ્યારે હૃદય તેમના સિદ્ધાંતના સંબંધમાં શંકા ઉઠાવતું ત્યારે તેઓ ભિન્ન ભિન્ન લાગણીઓ-દ્વારા ઉચ્ચતમ કોટિના પ્રેમથી હૃદયને વ્યાપ્ત કરતા અને સર્વ વસ્તુ એકજ છે, પ્રેમને કદિ દ્વૈતભાવ સંભવતોજ નથી, એવો તેને અનુભવ કરાવતા. તેઓ બુદ્ધિને હૃદયયુક્ત અને હૃદયને બુદ્ધિયુક્ત બનાવતા અને તે છતાં તેઓ પોતાની આત્મ પ્રતિતિમાં તો બુદ્ધિ અને હૃદય, એ બન્નેથી પણ પરમસત્યનેજ શ્રેષ્ઠ સ્થાન આપતા. આ કોટિક્રમ તેમણે માત્ર પોતાનીજ બુદ્ધિ અને હૃદયની એકતા કરવાને અર્થે નહિ, પણ બીજાઓની બુદ્ધિ અને હૃદયની એકતા કરવાને અર્થેજ સ્વીકાર્યો હતો. કોઇ પણ માણસ જ્યારે બુદ્ધિવાદમાં પોતાના મતથી પ્રતિકૂળ મત ધરાવતો ત્યારે તેઓ તેના ઉપરના પોતાના પ્રેમને ખાતર તે ચર્ચા કરવી બંધ કરતા; અને આવી રીતે તેઓ તેની સાથે એકમત થતા-અદ્વૈત સાધતા. આવો એકમત-અદ્વૈત એ સત્યનું સ્વરૂપ છે એવું તેઓ માનતા અને આ સત્યનો તેઓ બીજી કોઇ પણ

વસ્તુને ખાતર ભોગ આપતા નહિ. જ્યારે કોઇ પણ માણસ હૃદયથી તેમની સાથે એક મત થતો નહિ, ત્યારે તેઓ તેના હૃદય ધર્મને અલગ રહેવા દઇને તેની બુદ્ધિના ધર્મની સાથે એક મત થતા. તેઓ અદ્વૈત સ્વરૂપ હોવાથી કોઇ પણ માણસ તેમને માટે અયોગ્ય મત ધરાવી શકેજ નહિ. કદાચ તેમના વિચારો તમારા હૃદયમાં અસર ન કરે તો જૂદી વાત છે; પરંતુ તેમની પવિત્રતા અને તેમનો પ્રેમ તો તમારાપર અસર કર્યા વિના રહે તેમજ નથી. તેમની સાથે તમે વાત ન કરો, તોપણ તેમના પ્રત્યે તમારો પ્રેમ ખેંચાયા વગર રહેશેજ નહિ. આ પ્રમાણે તેમની સમીપમાં સઘળા વાદવિવાદનો અંત આવી જતો. હું માનું છું કે આવા મનુષ્યના લેખો ઉપર હલકી જાતની ટીકા તો કોઇ પણ કરી શકેજ નહિ; કારણ કે વાસ્તવિક રીતે જોતાં ત્હમારા મતની સાથે એકમત થવાની અને ત્હમારી સાથે એકતા સાધવાની તેમની ઇચ્છા છે. તમે ગમે તે હો, છતાં જે બાબતમાં સ્વામીજી ત્હમને અનુકૂળ થાય એવું તમે વિચારતા હો, તે બાબતમાં તેઓ તમને અનુકૂળ થવાનાજ.

હવે ઉપસંહાર કરતી વખતે સ્વામીજીના લખાણમાં વારંવાર 'વેદાંત' એવો જે શબ્દ આવે છે તેનો શો અર્થ છે, તે સ્પષ્ટ કરવા હું ઇચ્છું છું. 'વેદાંત' શબ્દ કે જે સ્વામી રામતીર્થ અત્યંત પ્રેમથી વારંવાર વાપરે છે, તે બહુ વિસ્તૃત અર્થવાળો શબ્દ છે. તેઓ તત્વજ્ઞાન અથવા ધર્મની કોઈ પણ શાખા અથવા મતને અનુસરીને તેને સંકુચિત અર્થમાં વાપરતા નથી. બેશક આ શબ્દ તેમને ઘણોજ પ્રિય હતો અને જો કે તેઓ હમ્મેશાં ખુશીથી તે શબ્દનું નામ બદલતા હતા, તોપણ તે શબ્દનો જે અર્થ પોતે કરતા તે અર્થને તેઓ કદી પણ બદલતા નહિ. આ સત્યદર્શી મહાત્માને ગુલાબના નામ સાથે કાંઇ લેવા દેવા હતી નહિ, માત્ર તે ગુલાબ હોવું જોઇએ અને તેની સાથે તેની સુવાસ હોવી જોઇએ; એજ તેમનું લક્ષ હતું. તેમના ઉપદેશો સમજવાને અને એની કિંમત જાણવાને માટે આપણને આધ્યાત્મિક ગહનતાના ગુંચવાડાભર્યા માર્ગો ગ્રહણ કરવાની જરૂર પડે તેમ નથી; કારણ કે સ્વામી રામતીર્થ આપણી સાથે દિવસના શુભ્ર પ્રકાશમાં ચાલે છે, અને આપણને અરૂણોદય, ગુલાબનું સૌંદર્ય તથા મોતી જેવા ઝાકળના બિંદુઓપરથી વેદાંતનું શિક્ષણ આપીને આશ્ચર્યચકિત કરી નાખે છે. આપણે તેમની સાથે ચાલતા ચાલતા આનંદી પક્ષીઓના કલરવમાં, વરસાદનાં ઝાપટાંઓમાં અને મનુષ્ય તથા પશુ-પક્ષીઓના શ્વાસોચ્છ્વાસમાં તેમના ઉપદેશામૃતનો પ્રતિધ્વનિ સાંભળીએ છીએ. પ્રાતઃકાળના પુષ્પ વિકાસમાં તેઓ બાઇબલને ખુલ્લું થયેલું જુએ છે. સંધ્યાકાળે નક્ષત્રોના પ્રકાશમાં તેઓ વેદનો પ્રકાશ થયેલો નિહાળે છે. જીવનના વિવિધ રંગોથી રંગાયેલા સજીવન અક્ષરોમાં તેમનું કુરાન લખાયલું છે.

કાળ ને વિચાર તે મુજ હજુરના સર્વે અહો,<br>
કે જેમણે નિજ કાર્ય કીધું યોગ્ય રીતે તે જુઓ;<br>
ગ્રેનાઇટ, માટી, શંખલાવતી પૃથ્વીનાં પડ દઢ કર્યા,<br>
પછી પાણી લઇ બધું ત્યાં ભર્યું ને સાગરો ઉછળી રહ્યા.

મનુષ્યના હૃદયરૂપી કમળની પાંખડીઓમાં તેમના સત્યની પ્રતીતિ થતી. તેમની દૃષ્ટિએ પ્રત્યેક પુરૂષ અને સ્ત્રીના શરીરમાં વેદાંતના અર્થો સ્પષ્ટ રીતે જણાતા હતા. દરેક ઉન્નત થતી પ્રજામાં વેદાંતના સત્યનું વ્યાપકપણું તેઓ અનુભવતા, દરેક અધઃપતન પામતી પ્રજામાં વેદાંતનાં સત્યનો અભાવ તેઓ જોતા. પ્રત્યેક વીરપુરૂષ એ વેદાંતનો સાક્ષાત્ પ્રકાશ છે એમ તેઓ માનતા. દરેક સાધુ પુરૂષ એવું એજ વેદાન્ત વ્યક્ત કરે છે એવી તેમની દૃઢ માન્યતા હતી, દરેક કવિએ તેનાજ મહિમાનું આસ્વાદન કર્યું છે એવી એમની દૃઢ શ્રદ્ધા હતી. સુખી અને આનંદિત ચ્હેરો જોઇને રામ તેને વેદાંતી ચ્હેરો કહેતા અને એવા ચ્હેરામાં તેમને ભાવ ઉપજ્યા વિના રહેતો નહિ. કોઈ પણ વિજયી માણસને 'રામ' જોતા ત્યારે તેને તેઓ વ્યાવહારિક વેદાંતી કહેતા. જાપાનીઓની દિનચર્યાનું તેઓ અવલોકન કરતા અને તેઓ વેદાંતના અનુયાયી છે, એમ કહેતા. આલ્પ્સ અને બીજા મ્હોટા પર્વતો ચઢી જવામાં અને નાયગરાના ધોધના જોશથી વહેતા પ્રવાહને તરી જવામાં અમેરિકનો જે સાહસ અને પરાક્રમ બતાવતા તેઓમાં વેદાંતના સિદ્ધાંતનો આવિર્ભાવ છે, એમ રામ કહેતા. વૈજ્ઞાનિક શોધને માટે કેટલાક માણસો

પોતાના શરીરનું વિવિસેક્સન (કોઇક શારીરિક શોધને માટે પોતાના જીવન્ત શરીરને ચીરાવવું તે.) કરાવવા તૈયાર થયા છે એવી ખબર જ્યારે તેઓ વાંચતા ત્યારે તેઓ પોતાના તત્વજ્ઞાનનો પૂર્ણ સાક્ષાત્કાર થયેલો ગણતા. આવે પ્રસંગે તેઓનું મુખ કમળ પ્રફુલ્લિત થતું, તેમનાં નેત્રો અશ્રુથી પૂર્ણ થતાં, અને તેઓ કહેતા કે, "આ ખરેખર સત્યનીજ ઉપાસના છે." વાસ્તવિક પ્રજાસત્તાક રાજ્યના અને વાસ્તવિક સામાજિક તંત્રના આધુનિક સિદ્ધાંતોમાં રામ પૂર્વના વેદાંતનો અંતિમ વિજય અનુભવતા.

મનુષ્ય અને કુદરતના મૂળસ્વરૂપ આંતરઐક્યતાના સત્ય ખડક ઉપર ઉભા રહીને તેઓ કહે છે કે, જેઓ પ્રેમની સર્વ વ્યાપક એકતાનો સાક્ષાત્કાર કરે છે તેઓજ માત્ર જીવે છે. જેઓ કમળ પુષ્પોની નસોમાં વહેતા રસને પોતાના લોહી તરીકે ગણે છે તેઓજ માત્ર જીવનનો ખરો આનંદ અનુભવે છે. પોતાના આત્માની અંદર સર્વ ભૂત પ્રાણીઓને જોવા અને સર્વ ભૂત પ્રાણીઓની અંદર પોતાના આત્માને જોવો, એનું નામજ ખરૂં જોવું છે; જોવાની આવી દૃષ્ટિ પ્રાપ્ત થયા વિના અતિ ઉન્નત પ્રેમ અથવા આકર્ષણનો આવિર્ભાવ અને આનંદપ્રદ સૌંદર્યોની પ્રતીતિ થતી નથી. તેઓ પ્રશ્ન કરે છે કે એવા પ્રેમ અથવા આકર્ષણ વિના માનવજીવનની સાર્થકતાજ શું છે? આવી વાસ્તવિક દૃષ્ટિ ધરાવનાર કોઇ પણ મનુષ્યને આ સ્થૂળદેહ અને મનથી પર ભૂમિકામાં ઉંચે ચઢતો જ્યારે તેઓ જુવે છે, ત્યારે તેઓ જાણે આકાશમાં મેઘધનુષ્ય જોતા હોય તેવી રીતે આનંદ અને ઉલ્લાસમાં કુદે છે. **તેમની દૃષ્ટિએ વેદાન્ત એટલે માત્ર એક પ્રકારનો બુદ્ધિવાદ નથી; પરંતુ પ્રેમના પવિત્ર કુંડમાં અપાતું દેહનું અને મનનું ગંભીર તથા પુનિત બલિદાન છે.** તત્ત્વજ્ઞાન અને તર્કશાસ્ત્રના ગ્રંથો અને તેમાંના વચનો તથા વિદ્વતા તેમજ અલંકારશાસ્ત્ર એ સર્વથી બુદ્ધિ પોષાય છે અને વૃદ્ધિ પામે છે; પરંતુ આ સાધનથી કોઇને પણ રામના વેદાંતનો સાક્ષાત્કાર થઇ શકે એમ નથી. **શરીર અને મનનો ખરેખરો અને વ્યવહારિક ત્યાગ જ્યારે થઈ શકે છે ત્યારેજ આત્મામાં પ્રેમનો અગ્નિ પ્રજ્વલિત થાય છે.** શરીર અને તેના દરેક ભાગનો જ્યારે એ પ્રેમના યજ્ઞમાં ખરા મનથી ભોગ આપવામાં આવે છે અને જ્યારે એ **પ્રેમમય સેવાના કુંડમાં મનનો પણ બલિ આપવામાં આવે છે, ત્યારેજ મનુષ્યના આત્મામાં રહેલાં સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે.** એવી રીતે **શરીર અને મનને ભેદી નાખનાર પ્રેમમયતા દ્વારા પ્રાપ્ત થતી લોકોત્તર આત્મ જ્ઞાનની રમ્યશાંતિ એજ રામનું વેદાંત છે.** જ્યાં કોઇ પણ જાતનો ધ્વનિ નથી, જ્યાં સૂર્ય અને ચંદ્ર વિશિર્ણ થઇ જાય છે, જ્યાં સર્વ વિશ્વ સ્વપ્ન વિલાસ સમાનજ થઇ અનંત સ્વરૂપમાં મળી જાય છે, ત્યાંજ 'રામ'ના વેદાંતજીવનનો નિવાસ છે. એ ઉચ્ચસ્થાને રહીને તેઓ આપણને પોતાની પાસે લેવાને માટેની નિઃસરણી નીચે ઉતારે છે અને નીચે રહેલા જગતના દેખાવોને પોતાની પ્રેમમય-દયામય દૃષ્ટિથી નિહાળે છે. એ ઉચ્ચસ્થાનમાં અખૂટ શાંતી પ્રસરી રહેલી હોય છે. એ સ્થાનને પ્રાપ્ત થનાર મનુષ્ય બ્રહ્મમય-બ્રહ્મનાં લીન થઇ જાય છે. મનુષ્ય જ્યારે એ બ્રહ્મમયી અવસ્થામાંથી કંઇક ઉત્થાનની-કંઇક ઉતરતી દશામાં આવે છે ત્યારેજ માત્ર તે સઘળા વાદવિવાદોને પોતાની આસપાસ જુએ છે અને મંદ મંદ હસ્યા કરીને દૃશ્યમાન થતા પ્રાણી પદાર્થોને કહે છે કેઃ—'તું રમ્ય છે.' 'તું પવિત્ર છે.' '**તત્ત્વમસિ.**' (તું તે છે.)

જ્યાં સૂર્ય શશિ નથી ભાસતા, જ્યાં નાદ પ્રાણ સમી જતા,<br>
ત્યાં સર્વનું જીવન રહ્યું છે, મિશ્ર આત્મ સમાધિમાં;<br>
ત્યાં ઇશ નહિ, નહિ માનવી, ત્યાં વિશ્વ કે દ્રષ્ટા નહિ,<br>
ત્યાં દિવ્ય ઘન શાંતિ અને જ્યોત વિના બીજું નાહ.





# स्वामी रामतीर्थ

एमना सदुपदेश.

## ग्रंथ १ लो.

## १—आत्मकृपा.

### શ્રેયસ્ અને પ્રેયસ્.

‘શ્રેયસ્ અને પ્રેયસ્ જુદાં જુદાં છે’ એવું શ્રુતિવાક્ય છે. ફરજ એક ઉપદેશ કરે છે પણ ગરજ અથવા લાલસા પ્રાણીને બીજી બાજુએ ખેંચે છે. શ્રેયસ્–કર્ત્તવ્ય કહે છે કે ‘આપી દે–ત્યાગ કર’ પણ પ્રેયસ્ (જરૂર–લાલસા) કહે છે કે ‘લે, લઈ રાખ, એ તારો હક છે, ત્યાં તારો અધિકાર છે.’ જગત્માં **પોતાનો હક બજાવવો સહેલો છે; પરંતુ પોતાનો ધર્મ બજાવવો મુશ્કેલ** અને દુર્લભ છે. વસ્તુસ્થિતિનો બરાબર વિચાર કરીશું તો બીજનો વૃક્ષ સાથે જે સંબંધ છે, તે જ સંબંધ ધર્મ અને વાસના વચ્ચે છે. આશ્ચર્ય તો એ જ છે કે **સૌ ફળ ખાવાની વાસના રાખે છે; પરંતુ બીજ રોપવાને અથવા તેને પાણી પાઈ પોષવાને–ધર્મ બજાવવાને કોઈ તૈયાર હોતું નથી.** ઈશ્વરી નિયમ એવો છે કે **‘આપણે જો આપણા કર્ત્તવ્યને વળગી રહીશું તો આપણા હક અને અધિકાર એની મેળે આપણી પાસે આવશે;’ અને જો આપણે આપણા હકોને જ વળગી રહીએ તો બીજાના મોં સામું જોઈ બેસી રહેવાનું દુર્ભાગ્ય જ આપણને પ્રાપ્ત થાય છે,** અને આપણા હકો નાબુદ થાય છે.

### ત્રણ પ્રકારની કૃપા.

કર્ત્તવ્ય અથવા ધર્મ ચાર પ્રકારના છે. પ્રથમ કર્ત્તવ્ય ઈશ્વરસંબંધી, બીજું પ્રાણિમાત્ર-સંબંધી, ત્રીજું દેશસંબંધી અને ચોથું પોતાની જાતસંબંધી. એ ચારે કર્ત્તવ્યનો અંતે એક કર્ત્તવ્યમાં લય થાય છે. તે કર્ત્તવ્ય પોતાનું, પોતાની જાત પ્રત્યેનું જ છે. જેઓ પોતાની જાતનું ઋણ પૂરેપુરૂં પતાવે છે, તેનાં બાકીનાં ત્રણે ઋણ એની મેળે જ અદા થઈ જાય છે.

એમ કહેવાય છે કે કૃપા ત્રણ પ્રકારની છે. ૧ ઈશ્વરકૃપા, ૨ ગુરૂકૃપા અને ૩ આત્મકૃપા. જેના ઉપર ગુરૂકૃપા થાય છે, તેના જ ઉપર ઈશ્વરકૃપા થાય છે; અને જેના ઉપર આત્મકૃપા થાય છે, તેને જ ગુરૂકૃપાનો લાભ મળી શકે છે. દાખલા તરીકે, એક વિદ્યાર્થી નિશાળે જાય છે, પરંતુ તે પોતાનું કર્ત્તવ્ય બરાબર બજાવતો નથી, તો તેના ઉપર ગુરૂકૃપા કદી થતી નથી; પરંતુ જો તેજ છોકરો પોતાના પાઠ બરાબર તૈયાર કરે, તો ગુરૂકૃપા એની મેળે જ એના ઉપર થશે; અને ગુરૂકૃપા થતાં ઈશ્વરકૃપા પણ એની મેળે જ થશે.

## આત્મસેવા અને લોકસેવા.

**જેણે પ્રથમ આત્મસેવા કરી નથી તેનાથી દેશસેવા થઇ શકતી નથી.** જે પોતાની જાતના હક પણ મેળવી શકતો નથી તે દેશસેવામાં શું ઉકાળવાનો હતો ? જેણે એકાદ શાસ્ત્રનું પણ અધ્યયન કર્યું નથી, એકાદ કળાનું જેને ઉત્તમ જ્ઞાન નથી, જેણે કોઇપણ બાબતમાં પ્રવીણતા સંપાદન કરી નથી, કોઇ પણ હુન્નર ઉદ્યોગમાં જેણે નિપુણતા મેળવી નથી અને આખા દેશનો આગેવાન થવાની બડાઇ માત્ર મારે છે, તેનાથી દેશનું શું કલ્યાણ થઇ શકશે ? જેનામાં સત્ય ભરેલું છે તેણે કોઈ પણ બાબતમાં પ્રવીણતા મેળવી ન હોય તોપણ તે કંઈક ને કંઈક પણ દેશસેવા કરી શકશે એ વાત ખરી છે. કોલસા બળીને, લાકડાં કપાઇને અને વહાણો માણસોને પોતાના હૃદયપર ઉંચકી લઇ જઇને પણ દેશસેવા કરી શકે છે, તો શાસ્ત્રો ન ભણેલો અથવા હુન્નર કળા ન શીખેલો મનુષ્ય પોતાની સત્ય લાગણીના બળથી કેમ દેશ-સેવા ન કરી શકે ? પરંતુ ફરક માત્ર એટલો જ છે કે તેની સેવાની તુલના કોલસા અથવા લાકડાંની સેવા સાથે જ કરી શકાશે. વળી પ્રશ્ન એ ઉઠે છે કે પ્રમાણિક માણસને તદ્દન કળાહીન પણ શી રીતે કહી શકાય ? પ્રમાણિકપણું એ પણ એક પ્રકારની પ્રવીણતા જ છે. એકાદ મનુષ્યે જેટલા પ્રમાણમાં પોતાનું, પોતાની જાત પ્રત્યેનું કર્ત્તવ્ય બજાવેલું હશે અને જેટલા પ્રમાણમાં આધ્યાત્મિક અથવા માનસિક ( Intellectual ) યોગ્યતા વધારી હશે, ( દાખલા તરીકે એમ. એ. ની અથવા શાસ્ત્રીના દરજ્જાની યોગ્યતા મેળવી હશે ) તેટલા પ્રમાણમાંજ તે સમાજનું ગાડું ઉન્નતિને માર્ગે ઘસડી શકશે. એવો મનુષ્ય પોતાના સુધારાની બડાઇઓ ન હાંકે અથવા પોતાની દેશસેવાનું ઢોલ ન પીટાવે; તોપણ ફક્ત તેને જોઇને અથવા તેનું સ્મરણ કરીને જ લોકો ઉત્સાહિત બને છે, અને ' આપણે પણ એમ. એ. થઇએ '' આપણે પણ એવી યોગ્યતા મેળવીએ ' એવી લાગણી તેમને પણ થઇ આવે છે. **મનુષ્ય પોતાના આચરણથી જ લોકોને ઉપદેશ કરે છે અને દેશનું સામર્થ્ય વધારે છે.**

> દુષ્કર્મના કરનાર બુદ્ધિવાનવત્ વાતો કરે,
> તોપણ કદી તે લોકનાં ઉંડાં હૃદયમાં ના ઠરે;
> જન શુદ્ધ જો આચાર રાખી મૌનને ધારણ કરે,
> તોપણ સરવ જન બોધ લેવા તીવ્ર આતુરતા ધરે.

## સર ઐઝાક્ન્યૂટનનું અને ગંગોત્રી પહાડના બનાવનું દૃષ્ટાંત.

જગત ઉપર ઉપકાર કરવાનો સર ઐઝાક્ન્યૂટનના મનમાં ખ્યાલ પણ નહોતો; પરંતુ જેમ પતંગીયું દીવા તરફ ખેંચાઈ, દોડી જાય છે તેમ તે જ્ઞાનની પછવાડે પડયો હતો. તેણે પોતાને જ ખાતર પોતાનું કર્ત્તવ્ય યોગ્ય રીતે બજાવ્યું; આત્મકૃપા મેળવી અને એ જ રીતે તે જગતનો કલ્યાણકર્ત્તા થયો. સપાટ ભૂમિ ઉપર ઉભેલો મનુષ્ય થોડે દૂર સુધી જ જોઇ શકે છે અને તેનો અવાજ થોડા લોકો જ સાંભળી શકે છે; પરંતુ તે એકાદ ઉંચા મિનારા ઉપર

અથવા પહાડના શિખર ઉપર ઉભો રહે તો તેનો અવાજ ચોમેર ઘણે દૂર સુધી સંભળાય છે. એક વખત 'રામ'ની સાથે કેટલાક લોકો ગંગોત્રીના પર્વત ઉપર આવ્યા હતા. રસ્તો ભૂલી જવાથી આડ માર્ગે જતાં કાંટાવાળાં ઝાંખરાંથી તેમનાં શરીર સોરાયાં હતાં. એક જણુ બીજાને બોલાવે તો સંભળાય તેમ નહોતું. છેવટે ઘણી મહેનતે 'રામ' શિખર ઉપર પહોંચ્યો અને સર્વને બૂમ પાડી બોલાવ્યા ત્યારે સૌ આવ્યા. આ પ્રમાણે જ્યાં સુધી આપણે નીચે પડ્યા છીએ ત્યાં સુધી આપણી બૂમ કોઈ સાંભળી શકશે નહિ; પરંતુ ઉચ્ચ સ્થાને જઇ પહોંચીને આપણે બીજાઓને બોલાવીશું તો સર્વને–એકે એક જણુને તે સંભળાશે. આ સામેનું મેજ ખસેડવું હોય તો પેલી બાજુએથી કિંવા વચ્ચેથી હાથ ઘાલી જોર કરવાથી તે હાલશે નહિ; પરંતુ નજીકમાં નજીક બાજુએથી પકડીને તે સહેલાઇથી ખસેડી શકાશે. મનુષ્યનો જગતની સાથે એવો જ સંબંધ છે.

બની આદમ આજાય યક દિગરન્દ
કિદર આ ફરિનિશ જીયક જૌહરન્દ

'આદમના વંશજો (મનુષ્યો)એક બીજાના અવયવ છે; કારણ કે સર્વની ઉત્પત્તિનું મૂળ એક જ છે.'

## જગત્‌ને સુધારવાનો અને ચકિત કરી નાખવાનો ઉપાય.

**આખા જગતને ચકિત કરી નાખી તેને દોરવાની જો તમારી ઈચ્છા હોય તો જગતના સૌથી મોટા અને પાસેના ભાગ રૂપ આપણા આત્માને પ્રથમ ઢંઢોળીને જાગ્રત કરો. તમે તમારા આત્માને ઢંઢોળશો તો આખી દુનિયા ઢંઢોળાશે, ન ઢંઢોળાય તો હું જવાબદાર છું! જેટલે અંશે આપણે આપણી જાતને હલાવીએ એટલે અંશે આપણે જગતને ખળભળાવી શકીએ.** કેટલાક લોકો સુધારો કરવાને માટે રાત દિવસ હજારો યત્ન કર્યા કરે છે; પરંતુ તેમનાથી કંઇ જ થઇ શકતું નથી. બીજા કેટલાક એવા લોકો હોય છે કે તેઓના જીવતાં કે મૂઆ પછી તેમના સ્મરણાર્થે તેમના નામની લોકો પાઠશાળાઓ કહાડે છે, સંસ્થાઓ સ્થાપે છે અને હજારો સુધારાઓ અમલમાં મૂકે છે. દાખલા તરીકે બુદ્ધ, શંકરાચાર્ય, નાનક, સ્વામી દયાનંદ સરસ્વતી વગેરે. એનું કારણ શું? કારણ એ જ કે એ મહાત્માઓએ પોતાની જાતનો જ સુધારો કર્યો હતો.

ગ્રીસ દેશમાં આર્કિમીડીઝ કરીને એક મોટો ગણિતવેત્તા થઈ ગયો છે. તે એમ કહેતો કે, "થોડી શક્તિથી આખી પૃથ્વીને હું હલાવી શકીશ; પરંતુ ફક્ત પૃથ્વી બહાર ઉભા રહેવાને થોડીક સ્થિર જગ્યા અને મદદને માટે લાંબો સરખો એક દાંડો (lever) મને મળવાં જોઇએ." તે બિચારાને તો એવી સ્થિર જગ્યા મળી નહિ; પરંતુ રામ કહે છે કે **જના ઉપર ઉભા રહીને આખી પૃથ્વીને હલાવી શકાય એવું સ્થાન તમારો આત્મા જ છે! ત્યાં જઈને–પોતાના સ્વરૂપમાં સ્થિત થઇને–જે હીલચાલ આપણે કરીશું તે આખા જગતને હચમચાવી મૂકશે.**

જ્યારે એકાદ જગ્યાની હવા સૂર્યના તાપથી પાતળી થઇને ઉંચે ચઢે છે, ત્યારે તે ખાલી જગ્યા ભરી દેવાને માટે ચારે બાજુની હવા એની મેળેજ દોડી આવે છે અને એથી કોઈ કોઇ વખતે વાવાઝોડું પણ થાય છે. **એવીજ રીતે જ્યારે એક મનુષ્ય ઈશ્વરી પ્રકાશરૂપ ઉષ્ણતાથી તપ્ત થઈને ઉન્નત થાય છે ત્યારે તેની ઇચ્છા હોય કે ન હોય તો પણ તે જગતના લોકોની ઉન્નતિનું કારણ થઈ પડે છે.**

## એક મુસલમાન જિજ્ઞાસુનું દ્રષ્ટાન્ત.

આપણે આપણી જાત પ્રત્યેનું કર્ત્તવ્ય બજાવીએ છીએ એમાંજ ઈશ્વર પ્રત્યેનું કર્ત્તવ્ય આવી જાય છે. મુસલમાનોમાં એક દંતકથા છે કે એક મનુષ્ય ઇશ્વરની શોધ કરતો હતો; પરમેશ્વરને ખોળવાને તે અત્યંત પ્રેમથી ચોતરફ દોડતો હતો. આમ દોડવામાં તેનો ઉદ્દેશ એ હતો કે ઇશ્વિરકૃપાથી પોતાને કોઈ પૂર્ણ જ્ઞાની મળે અને તેના દર્શનથી અંતઃકરણની ઝંખના શાંત થઈ ચિત્ત સ્વસ્થ થાય, આમ શોધ કરતાં કરતાં આખરે નિરાશ થઈને તે એક જંગલમાં જઇને પડયો અને તેણે નિશ્ચય કર્યો કે હવે કાંઇ ખાવું પીવું નહિ અને મરી જવું.

બૈઠે હૈં તેરે [1]દરપે તો કુછ કરકે ઉઠેંગે;
યા [2]વસ્લ ભી હો જાયગા યા મરકે ઉઠેંગે.

ઉપલેજ પ્રસંગે જુનૈદ નામનો, તે સમયનો એક પ્રખ્યાત પૂર્ણ જ્ઞાની મહાત્મા પોતાના ઘોડાને પાણી પાવાને જતો હતો. ઘોડાએ હઠ કરવા માંડી અને તે કેમે કર્યો આગળ વધતો ન હતો. ઘોડાને આમ અટકતો અને પાછો ફરતો જોઈને જુનૈદે ધાર્યું કે આમાં પણ કંઈક હેતુ હોવો જોઈએ. જેથી છેવટે ઘોડાને જલાશય તરફ હાંકવાનો પ્રયત્ન છોડી દઇને તે બોલ્યો; “ જ્યાં જવું હોય ત્યાં ચાલ. **ચોતરફ મારાજ ઈશ્વરનો પ્રદેશ છે. મારો જ સર્વ દેશ છે.** ” ઘોડો એ પછી દોડતો દોડતો પેલા જંગલમાં જ્યાં પેલો બિચારો, ઇશ્વિરને શોધનારો મનુષ્ય ઇશ્વિરના ચિંતનમાં લીન થઈ પડયો હતો ત્યાં જઈ ચઢયો. જુનૈદે ઘોડા ઉપરથી ઉતરી તે માણુસ પાસે જઈ તેનો વૃત્તાન્ત પૂછયો અને આ અલ્પ સમયના સમાગમથી જ પેલો મુમુક્ષુ આનંદ પામ્યો. જ્યારે જુનૈદ ઉઠયો અને પાછો જવા લાગ્યો ત્યારે પેલા મુમુક્ષુને એણે કહ્યું કે, “જો હજી પણ કોઈ સમયે તને અડચણ આવે અને સદ્ગુરૂની જરૂર પડે તો બગદાદ શહેરમાં આવજે. મારૂં નામ જુનૈદ છે. ગમે તેને પૂછજે એટલે મારૂં ઘર બતાવશે.”

ઈશ્વરભક્તિથી મસ્ત થયેલો પેલો મુમુક્ષુ બોલ્યો, “ શું હું તને પૂછતો પૂછતો મળવા આવ્યો હતો ? હવે મને સર્વ ભેદ બરાબર સમજાયો છે, હવે તારી પાસે આવવાની મને કંઇ જરૂર રહી નથી; છતાં જો ભવિષ્યમાં જરૂર પડશે તો આજનીજ પેઠે તું અથવા બીજો ગમે તે, ઇશ્વિરેચ્છાથી અહીંયાં ખેંચાઇ આવીને હાજર થશે. ”

અસર જબ ઉલ્ફતમે હૈ તો, ખીંચકર આહી જાયેંગે;
હમે પરવા નહીં ઉસસેં, અગર વહ રૂસ બૈઠે હૈં.

(પ્રેમમાં જો આકર્ષણશક્તિ હશે તો ( ગુરૂ ) એની મેળેજ ખેંચાઇ આવશે. મારાથી તે રીસાઈને બેસશે તોપણ મને દરકાર નથી. )

આધ્યાત્મિક પ્રેમના જાદુ ! ધન્ય છે તને !

બેહૂદહ ચરા દરપયે ઉમ્રો ગરદી;
બિનશીં અગરઉ ખુદાસ્ત ખુદ મીઆયદ.

( તું ફોકટ એની પાછળ શા માટે ફરે છે ? શાંત બેસી રહે. જો એ ઈશ્વર હશે તો એની મેળેજ આવશે. )

ઇશ્ક અવ્વલ દર દિલે માશૂક પેદા મીશવદ;
તાન સોજદ શમઅ કે પર્વાનઃ શેદા મીશવદ.

---

[1] દ્વારપર. [2] દર્શન-મેળાપ.

( પ્રેમ પ્રથમ માશુકના અંતરમાં ઉત્પન્ન થાય છે. દીવો સળગ્યા સિવાય પતંગ શી રીતે તેના ઉપર મોહિત થાય ? )

**ગિર્દે ખુદગર્દ ગની ચન્દ કુની તીર્ફે હરમ;**
**રાહબરે નેસ્ત દરીં રહની અજી઼ં કિબલાનુમા.**

( હે ગની ! તું કેટલાં તીર્થ ફરીશ ? તારી **પોતાની આસપાસ ફર;** કારણ કે તારા **પોતાના આત્મા કરતાં માર્ગનો વધારે હુશીઆર બીજો કોઈ ભોમીઓ નથી.** )

આત્મકૃપાનું સામર્થ્ય એવું છે; છતાં 'એ મારા નસીબમાંજ નથી,' 'ઈશ્વરની મરજી,' 'આજકાલ ગુરૂ જ મળતા નથી,' 'સુસંગત મળતી નથી,' 'દુનિયા બડી ખરાબ છે,' ઇત્યાદિ ઉદ્દગારો આપણોજ પ્રમાદ દર્શાવે છે.

**કૈસે ગિલે રકીબકે કયા તઅન અકરૂબા;**
**તેરાહી દિલ ન ચાહે તો બાતેં હજાર હૈ.**

( પ્રતિસ્પર્ધી અથવા પાડોશી નિંદા કરે છે એવું શામાટે કહે છે ? તારાજ હૃદયમાં મારે માટે પ્રીતિ નથી તો બ્હાનાં હજારો છે. )

## નામદેવનું દ્રષ્ટાન્ત.

ધ્રુવ, પ્રહ્લાદ, અભિમન્યુ, ઇત્યાદિ નાના નાના છોકરાઓએ પણ ઈશ્વરપ્રાર્થના કરીને ભગવદ્દર્શન કર્યું તે તમે સાંભળ્યું જ હશે. નામદેવ નામના એક નાના છોકરાએ પોતાના બાપને વિઠ્ઠલની પૂજા કરતાં જોયો અને તેને પણ પૂજા કરવાનું મન થયું. તે ધીમે ધીમે 'વિઠ્ઠલ, વિઠ્ઠલ' એવો જપ કરવા લાગ્યો. તેના મનમાં તો શાલીગ્રામની પ્રતિમા એ ખરોજ વિઠ્ઠલ ( ઈશ્વર ) હતો. જ્યારે જ્યારે તેને લાગ મળે ત્યારે ત્યારે તે પૂજાની ઓરડીમાં પેસે અને શાલીગ્રામની મૂર્તિ પાસે જઈને પ્રેમથી અને આનંદથી કહે કે, " હું ! આજ ઠીક લાગમાં આવ્યા છો, વિઠોબા ! " પરંતુ તેનો બાપ વિઠ્ઠલની મૂર્તિને નવરાવીને તેની પૂજા કરવા દેતો નહોતો. એક દિવસ તેના બાપને પરગામ જવું પડયું અને આ તરફ આ ભાઈ હર્ષઘેલા થઈ ગયા. છોકરે બાપને કહ્યું, " તમે તો ગામ જાઓ છો. તમારી પાછળ વિઠોબાની પૂજા હું કરીશ. "

બાપ બોલ્યો, " ઠીક, પણ સવારમાં દાતણ પણ કર્યા પહેલાં તું ખાવા માગે છે. તારા જેવો નાદાન છોકરો તે દેવની પૂજા શું કરવાનો હતો ? પૂજા કરવાની હોંશ હોય તો દેવને જમાડીને પછી પોતે જમવું જોઈએ, " એમ કહી બાપ ગામ ગયો.

આ હર્ષઘેલા છોકરાને રાત્રે ઉંઘ પણ ન આવી. તે રાતમાં જ ઉઠી ઉઠીને પોતાની માને પૂછવા લાગ્યો કે, 'પરોઢીયું થયું ? સવાર ક્યારે પડશે મા ? હું વિઠોબાની પૂજા ક્યારે કરૂં ?' વહાણું વાતાંજ છોકરો નદીએ જઇ સ્નાન કરી આવ્યો; એટલે તેની માએ દેવને નીચે ઉતારી આપ્યા. છોકરે દેવની મૂર્તિ કહાડીને તરભાણાના પાણીમાં ડૂબાડી એકદમ બહાર કહાડી અને તુરત આસનપર બેસાડી પોતાની માને કહેવા લાગ્યો કે, " મા ! જલદી દૂધ લાવ. વિઠોબા નહાઈને બેઠા છે. તેમને બહુ ભૂખ લાગી છે. "

તેની માએ આણી આપેલા દૂધનો પ્યાલો દેવસામે મૂકીને તે કહેવા લાગ્યો કે, "મહારાજ દૂધ પીઓ. " દેવે દૂધ પીધું નહિ. છોકરે આંખો મીંચી ધીમે ધીમે ગણગણવું શરૂ કર્યું અને 'રામ રામ, વિઠ્ઠલ વિઠ્ઠલ' એમ બોલવા લાગ્યો. તેના મનમાં ખાત્રી હતી કે મારી આ

ભક્તિથી પ્રસન્ન થઈને દેવ જરૂર દૂધ પીશે. વચ્ચે વચ્ચે તે ધીમે રહીને આંખો ઉઘાડે, અને ગુપચુપ દેવ દૂધ પીએ છે કે નહિ તે જુએ. ઘણી વાર સુધી 'રામ રામ, વિઠ્ઠલ વિઠ્ઠલ'ના જપ કર્યા પણ દેવે તો દૂધબૂધ કાંઈ પીધું નહિ, તેથી છેવટે કંટાળી જઈને તથા ભૂખ તરસ અને રાતના થાકથી વ્યથિત થઈને બિચારો નામદેવ રડવા લાગ્યો; દીર્ઘ શ્વાસ લેવા લાગ્યો; તેનાં રુંવાં ખડાં થયાં; કંઠ રૂંધાઇ ગયો; ડુસકાં ઉપર ડુસકાં ભરવા લાગ્યો; હોઠ સૂકાઈ ગયા અને "હાય! અરે વિઠોબા! આજ તારૂં હૃદય આવું પત્થર જેવું કેમ થઈ ગયું છે? હું છોકરૂં છું તેટલા માટે શું તું દૂધ પીતો નથી? મારા જેવા ગરીબ ભોળા છોકરાથી પણ રીસાય છે કે?" આમ બોલવા લાગ્યો.

સીમીબરી તો જાના લોકન દિલે તો સંગસ્ત;
દરસીમ સંગ પિનહા દીદમ ન દીદા બૂદમ.

(અય માશૂક! તારૂં શરીર ચાંદીનું છે, પરંતુ હૃદય તો પત્થરનું છે. ચાંદીના શરીરમાં પત્થરનું હૃદય મેં આજ સુધી નહોતું જોયું. આ તારા ચાંદીના શરીરમાં પત્થરનું અંતઃકરણ ક્યાંથી આવ્યું?)

બિચારો છોકરો રડી રડીને છેવટે ચુપ રહ્યો. આંખોમાંથી અશ્રુપ્રવાહ ચાલ્યા કર્યો અને છેવટે તેને મૂર્છા આવી. આડોશી પાડોશી એકઠાં થયાં અને તેમણે તેના મોંપર પાણી છાંટ્યું. તેને શુદ્ધિ આવી ત્યારે સૌએ તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે 'તું દૂધ પી, દેવ દૂધ પીતા નથી; તે તો ફક્ત વાસનાનાજ ભૂખ્યા છે.'

ઈશ્વરને પણ છેતરવાની અક્કલ એ છોકરામાં હજુ આવી નહોતી. તે સત્યનું, પ્રમાણિકપણાનું પૂતળું હતો. છેવટે હઠ લઈને તે રડવા લાગ્યો અને કહેવા લાગ્યો કે "જો વિઠોબા દૂધ પીતો નથી તો મારે પણ ખાવા પીવાની કે જીવવાની દરકાર નથી." **नायमात्मा बलहीनेन लभ्यः દુર્બળ મનને આત્મલાભ કદી થતો નથી.** નાના સરખા નામદેવ! તારામાં કેટલું જોર, કેટલું આત્મબળ છે! એ નાના છોકરાએ ઉપર પ્રમાણે નિશ્ચય કરીને તુર્તજ એક લાંબી છરી હાથમાં લીધી અને પોતાના ગળા ઉપર મૂકી બોલ્યો, "વિઠોબા! પી, નહિતર હું મરૂં છું!"

છરી ગળા નજીક જતાં જ એકાએક એ શું થયું! વિઠોબા એકદમ મૂર્ત્તિમાન્ પ્રકટ થયા અને દૂધ પીવા લાગ્યા!

તમે કહેશો કે એ ગપ છે. 'રામ' પૂછે છે કે, તમારામાં વિશ્વાસ ક્યાં છે! અમેરિકામાં 'રામે' પાઠશાળા અને દવાખાનાંઓમાં એવા ચમત્કારો નજરે જોયા છે કે વિશ્વાસને બળે-ભાવનાને બળે સામેનું મેજ ઘોડો છે, એમ બતાવી શકાય છે. માનસ શાસ્ત્રના પ્રયોગથી એવા ચમત્કારો પૂર્ણ સિદ્ધ થયા છે. તો નિષ્પાપ અને પૂર્ણ ભક્ત નામદેવ પોતાની ભાવનાને બળે પરમેશ્વરને મૂર્ત્તિમંત કેમ ન કરી શકે? પરમેશ્વર તો સર્વવ્યાપી છે; પરંતુ આત્મકૃપા, આત્મશ્રદ્ધા, પૂર્ણ ભાવના એવી વસ્તુ છે કે તેના બળથી ઈશ્વિર સાતમા તો શું પણ ચૌદમા આસમાનમાં હોય, નંદન વનમાં, વૈકુંઠમાં, કૈલાસમાં કે તેની પણ પેલીમેર ગમે ત્યાં હોય તોપણ ત્યાંથી ખેંચી લાવી શકાય છે.

થામે હુએ કલેજેંકો આઓગે આપસે;
માનોગે તઅકિ દિલમેં ભલા ક્યોં અસર નહીં?

(અંતઃકરણને હાથમાં લઈને-સ્થિર કરીને તમે આવશો, એટલે પોતાની મેળેજ માનશો કે તેનામાં કેવો પ્રભાવ છે!)

યહ કૌનસા ઉકદા હૈ જો વા હો નહિ સકતા,
હિમ્મત કરે ઈન્સાન તો ક્યા હો નહિ સકતા ?
કીડા જરા સા ઔર વહ પથ્થરમેં ઘર કરે,
ઇન્સાન ક્યોં ન વહ દિલે દિલબરમેં ઘર કરે ?

( એવી કયી ગાંઠ છે કે જે છુટી ન શકે ? મનુષ્ય હિમ્મતથી ઉદ્યોગ કરે તો શું થઇ નથી શકતું ? નાનો સરખો કીડો પણ પત્થરમાં ઘર કરે છે તો પ્રેમસ્વરૂપ ઈશ્વરના મનમાં મનુષ્ય કેમ વાસ ન કરી શકે ? )

**હે મનુષ્ય તારામાં કંઈક એવું ઐશ્વર્ય અને અપરંપાર સામર્થ્ય છુપાયલું છે કે તે યોગ્ય રીતે પ્રકટ કરવાથી દેશ, વિશ્વ અને વિશ્વનાથને પણ પ્રસન્ન કરી શકાય છે. હે શરૂ થતી વસંતના રમણીય પુષ્પ ! તું પ્રથમ વિકાસને તો પામ ! તારી તારા પ્રત્યેની આ ફર્જ અદા કરવાથી બીજી સર્વ ફર્જ એની મેળેજ અદા થઈ જશે અને ક્ષુદ્ર જંતુથી લઈને આકાશનાં ઉડતાં પ્રાણીઓ સુધી સર્વ ખુશી થઈ જશે ! !**

**તુ ખુશી તુ ખૂબિઓ કાને ખુશી;**
**તુ ચીરા ખુદ મિન્નતે બાદાકશી.**

**( તું આનંદ છે, તું પૂર્ણ છે, તું સુખની ખાણ છે, તો પછી સુખી થવાને માટે તું વિષયોનો બોજો ફોકટ શા માટે તારી જાત ઉપર લાદે છે ? )**

## સ્કૉટલાંડનો એક તોફાની છોકરો.

એક છોકરો સ્કૉટલાંડના અનાથાલયમાં હતો. બીજા છોકરાઓની પેઠે તે પણ તોફાની, હઠીલો અને મસ્તીખોર હતો. એક દિવસ તે અનાથાલયમાંથી નાશી ગયો અને રસ્તાનાં ગામડાંઓમાં ભીખ માગતો માગતો લંડન શહેરમાં આવી પહોંચ્યો, અને ત્યાંના એક મોટા પૈસાદાર લૉર્ડ મેયરના બગીચામાં ફરવા લાગ્યો. (લૉર્ડ મેયર બહુધા એટલો તો શ્રીમંત હોય છે કે તે સરદારો અને રાજાઓને પણ જરૂરને વખતે પૈસા ધીરે છે) આ છોકરો બગીચામાં ફરતો હતો એટલામાં એક બિલાડી તેની નજરે પડી. તેને પકડી તેની સાથે તે રમવા લાગ્યો અને મોંએથી તેની સાથે ગમે તે વાતો કરવા લાગ્યો. તેને થાબડવા અને પૂંછડી પકડી ખેંચવા લાગ્યો; અને છોકરાંઓના સ્વભાવ પ્રમાણે અટકચાળાં કરી બિચારી બિલાડીને સતાવવા લાગ્યો. પાસેજ એક દેવળનું ઘડીઆળ વાગતું હતું. છોકરો પેલી બિલાડીને પૂછવા લાગ્યો કે; "આ ઘેલું ઘડીઆળ શું બકે છે ?" ( ઘેલું એટલા માટે કે ઘડીઆળો ચાર આઠ અથવા બહુ તો બાર વાગીને અટકે છે; પરંતુ આ ઘડીઆળ ( ઘંટ ) તો ગાંડાની પેઠે વાગ્યા જ કરતું હતું. )

બિચારી બિલાડી ઘડીઆળના અવાજમાં શું સમજે ? છોકરે બિલાડીની વતી પોતેજ જવાબ આપ્યો કે; " ટનૂટનૂટનૂ વિટંગટનૂ, વિટંગટન ( તે છોકરાનું નામ વિટંગટનૂ હતું ) ટનૂ ટનૂ ટનૂ વિટંગટનૂ વિટંગટનૂ લૉર્ડ મેયર ઑફ લંડન. "

અનાથાલયમાંથી નાશી આવેલા આ નાના સરખા છોકરાએ પોતાની ઇચ્છા ક્યાં સુધી પહોંચાડી, એનો જરા વિચાર કરો ! ઘડીઆળના અવાજમાં પણ પોતે લૉર્ડ મેયર થશે એવું ગીત તેને સંભળાતું હતું ! વાહ ! " ટનૂટનૂટનૂ વિટંગટનૂ વિટંગટનૂ લૉર્ડ મેયર ઑફ લંડન ! "

એટલામાં લૉર્ડ મેયર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે આ છોકરાને પૂછ્યું "અરે! તું કોણ છે અને શું બકે છે?"

છોકરે આનંદથી પણ ઉચ્છૃંખલતાથી જવાબ આપ્યો; "લૉર્ડ મેયર ઑફ લંડન, લૉર્ડ મેયર ઑફ લંડન."

એટલા છોકરા ઉપર કોણ ગુસ્સે થાય? ઉલટું તેનું સ્વચ્છંદી અને તોફાની વર્તન જોઈ લૉર્ડ મેયર ખુશ થયો. લૉર્ડ મેયરે પૂછ્યું; "અલ્યા તું નિશાળે જશે કે?"

છોકરે ઉત્તર આપ્યો; "માસ્તર ન મારે તોજ જાઉં તો!"

તે છોકરાને નિશાળે મૂકવામાં આવ્યો. નિશાળમાં ભણતાં ભણતાં આગળ જઈને કૉલેજની પણ પરીક્ષાઓ પાસ કરીને આખરે તે ગ્રેજ્યુએટ થયો. એટલામાં લૉર્ડ મેયરનો મરણકાળ સમીપમાં આવ્યો. તેને કંઈ ફરજંદ નહોતું, તેથી પોતાની અપાર સંપત્તિનો મોટો ભાગ તે છોકરાને આપીને લોર્ડ મેયર મરણ પામ્યો. આ છોકરો તે પછી પોતાની સંપત્તિ વધારતાં વધારતાં એક દિવસ પોતે 'લોર્ડ મેયર ઑફ લંડન' બન્યો હતો. લૉર્ડમેયરની યાદીમાં તેનું નામ મળી આવશે.

**આ જગત્ અને તેની સાથેનો આપણો સંબંધ, આપણી હિમ્મત અને મનોભાવના પ્રત્યુત્તર જેવો છે.** વિંટંગટનની હિમ્મત નાનપણથી મોટી હતી અને તેના મનના ભાવો ઉચ્ચ હતા તે પ્રમાણે તેને ફળ પણ મળ્યું! ઇચ્છા પ્રમાણેજ ફળ મળે છે. **જેવું મનમાં હોય તેવું મળે. જેવું વાવે તેવું લણે.**

## વજીર થએલો ચીનનો એક ગરીબ વિદ્યાર્થી.

**ચીન**માં એક અતિશય ગરીબ વિદ્યાર્થી હતો. રાત્રે વાંચવાને દીવો કરવા તેલ પણ તેને મળતું નહિ. તેથી પુષ્કળ પતંગીયાં એકઠાં કરી એક પાતળા મલમલના કટકા સાથે બાંધી ચોપડી પર મૂકી તેના પ્રકાશથી તે વાંચતો. કોઈએ તેને પૂછ્યું કે; "એટલી બધી મહેનત શા માટે કરે છે! **ચીન** દેશનો વજીર થવાનો છે કે શું?"

છોકરે જવાબ આપ્યો; "સામર્થ્ય અને જ્ઞાનનો સ્વામી ઈશ્વર છે. તેનો કાયદો ખરો હશે તો ખરેખાત એક દિવસ હું **ચીન**નો વજીર પણ બનીશ?"

**ચીન**નો ઇતિહાસ વાંચો! એક દિવસ એવો આવ્યો કે એ જ છોકરો **ચીન**નો મુખ્ય પ્રધાન બન્યો.

## એક દુષ્ટ બારોટની ખોટી ભાવનાનું ખોટું ફળ.

'તજકીરા આબ હયાત' નામના ગ્રંથમાં પ્રોફેસર આઝાદે એક વિચિત્ર વાત લખી છે. એક દિવસ એક ભાટે લખનૌના નવાબ અને તેના સરદારોને પોતાનાં કવિતોથી ખુશ કર્યા તેથી નવાબ પોતાના મહેલમાં મોડો જઈ શક્યો. બેગમે મોડું થવાનું કારણ પૂછતાં નવાબે કહ્યું કે; "ઘણાં જ સરસ અને અદ્દભૂત કવિતો અને રણગીતો સાંભળતા અમે બેઠા હતા." એ સાંભળી એ કવિતો પોતે પણ સાંભળવાની બેગમે ઇચ્છા બતાવી.

બીજે દિવસે બેગમ ચક નખાવી બેઠી અને ભાટને બોલાવ્યો. ભાટના ગાયનથી બેગમ ઘણીજ ખુશી થઈ અને તેણે નવાબને અરજ કરી કે; "એ ભાટને એક ઓરડી આપી મારા જ મહેલમાં રહેવા દો." ભાટે વિચાર કર્યો કે, 'મહેલમાં રહેવાથી દરરોજ બેગમનું મુખદર્શન થઈ શકશે; પરંતુ નવાબને કદાચિત્ આ વાત ગમશે નહિ, તેથી કંઈક યુક્તિ કરવી કે જેથી

નવાબ આ બાબતમાં ના પસંદગી ન બતાવે,' એમ ધારી અને નવાબને વિચારમાં પડેલો જોઈ તે બોલ્યો; "હું બધી બાબતમાં હોશિયાર છું; પરંતુ માત્ર એકજ મોટી ખોડ છે અને તે એ જ કે મને બિલકુલ દેખાતું નથી. હું આંખે છેક આંધળો છું"

ભાટની યુક્તિ બરોબર પાર ઉતરી. નવાબનો અંદેશો દૂર થયો અને મહેલમાં એક ઓરડી આપવાનો હુકમ કર્યો. એ લુચ્ચા ભાટે એવી દુષ્ટ બુદ્ધિથી એ ગપ મારી હતી કે એથી મહેલમાં રહીને દરરોજ બેગમનું મોઢું જોઈ શકાશે; પરંતુ **લુચ્ચાઈ આખરે લુચ્ચા સિવાય બીજા કોકને ફસાવતી નથી. 'ખાડો ખોદે તેજ પડે' નીચ કામમાં વિજય મળવો એ ઝેરી મદિરાનું પાન કરવા તુલ્ય છે.**

એક દહાડો તે ભાટને શૌચ જવું હતું. એક દાસી પાસે તેણે પાણીનો લોટો માગ્યો. દાસી બોલી; "ઓરડીમાં લોટો નથી તે ક્યાંથી લાવું?" (આવા મેમાનોથી નોકરોને ઘણી તકલીફ પડતી હોવાથી તેઓ સદા કંટાળેલા હોય છે, એ સૌ જાણે છે.)

ભાટને બહુજ ઉતાવળ હતી. તેનાથી રહેવાયું નહિ; તેથી તે અસાવધપણે એકદમ બોલ્યો; "આ પેલો લોટો પડયો! દેખતી નથી?"

ઢોંગ ક્યાં સુધી ચાલે? ભાટનું કહેવું સાંભળતાંજ દાસી બેગમ પાસે દોડી ગઈ અને બોલી; "આ ભાટ મૂઓ આંધળો નથી. એતો દેખતો છે! એ તો રડયો જાણી જોઈને આંધળો હોવાનો ઢોંગ કરે છે."

તે જ દહાડે મહેલમાંથી તેને હાંકી કહાડવામાં આવ્યો અને બીજે દિવસે તે ખરેખરો જ આંધળો થયો! કેવું રોકડું ઇનામ મળ્યું! **જેવું બોલશો અથવા મનમાં લાવશો તેવું જ તમારે થવું પડશે.**

> **ગર દર દિલે તો ગુલ ગુજરદ ગુલબાશી,**
> **દર બુલબુલે બેકરાર બુલબુલ બાશી;**
> **સૈદાય બલા રંજ બલા મી આરદ,**
> **અન્દેશા ચેકુલ પેશાકુની કુલ બાશી.**

(જો તારા મનમાં ગુલાબ આવશે તો તારૂં મન પ્રસન્ન થશે અને જો તારા મનમાં ફડફડતું બુલબુલ આવશે તો તારૂં મન અસ્વસ્થ થશે. જો સંકટથી બ્હીશો તો જરૂર તમારા ઉપર સંકટો આવશે અને જો સર્વની સંભાળ લેવાનું તમે માથે લેશો તો તમે સર્વરૂપ બનશો.)

ઘણાઓએ જોયું હશે કે કેટલાંક છોકરાંઓ આંખો મીંચી આંધળાનો ઢોંગ કરી ચાલે છે. એ જોઇને તેમની માતાઓ તેમને મારે છે અને ગુસ્સે થઇ કહે છે કે મનમાં શુભેચ્છા રાખો. **આંધળાનો વેશ લેશો તો આંધળા બનશો?**

"**કૃષ્ણ કૃષ્ણ મેં કરતીથી તો મેંહી કૃષ્ણ હો ગઈ?**" એમ જે કહ્યું છે તે તદ્દન ખરૂં છે.

## દ્રઢ આત્મશ્રદ્ધા.

આપણે જોયું કે આંધળાના ઢોંગથી આંધળો, પ્રધાનપદની ઇચ્છાથી પ્રધાન અને લૉર્ડ મેયર થવાની અભિલાષા રાખવાથી મનુષ્ય લૉર્ડ મેયર બની જાય છે; પરંતુ આપણું કર્ત્તવ્ય બજાવવાને અને ઉન્નત થવાને આપણામાં વિચારની પવિત્રતા, અદ્દભુત હિમ્મત, શુભ સંસ્કાર,

પવિત્ર ભાવ, 'હું બધું કરી શકું એવો છું' એવો આત્મવિશ્વાસ, અમર્યાદ મહત્વાકાંક્ષા અને ધૈર્ય, એ ગુણો હોવા જોઇએ.

ગર બર્ફકે મિનિહદ સદકોહે મેહનત રોજગાર,
ચીને પેશાની નબીનદ ગોશયે અબ્રુય મા;
અગરચે કુત્બ જગહસે ટલે તો ટલ જાયે,
હિમાલા બાદ કી ઠોકરસે ગો ફીસલ જાયે.
અગરચે બહરભી જુગુનુ કી દુમસે જલ જાયે,
ઔર આફતાબ ભી કબલે ઉરૂજ ઢલ જાયે;
કભી ન સાહબે હિમ્મતકા હૌસલા ટુટે,
કભી ન ભૂલે સે અપની જબીં પ બલ આયે.

(મારા ઉપર દુઃખના ડુંગરો પડે છતાં મારાં નયનના ખૂણાને પણ મારા કપાળ-ઉપર ત્રાસની કરચલી દેખાશે નહિ! ધ્રુવ ચળે, પવનના આઘાતથી હિમાલય પણ ઢળી પડે, પતંગીઆની પૂછડીથી આખો સમુદ્ર શોષાઇ જાય અને સૂર્ય ક્ષિતિજ ઉપર આવતાં આવતાં તૂટી પડે; પરંતુ તેજસ્વી મનુષ્યનું સામર્થ્ય ઓછું થતું નથી અને ભુલે ચૂકે પણ તેના ચહેરા ઉપર ચિંતાની છાયા પડતી નથી.)

## દોષદ્રષ્ટિવાળાઓ માટે ભગવાન બુદ્ધનો ફેંસલો.

અદ્‌ભુત હિમ્મત અને ઉદાત્ત વિચારોનો અર્થ એવો નથી કે આપણેજ મોટા તિસ્મારખાં છીએ અને બીજાં કંઇ ગણત્રીમાં નથી! સદ્‌ગુણી અને શ્રેષ્ઠ થવું હોય તો બીજાના સદ્‌ગુણ અને શ્રેષ્ઠતાને માન આપવું જોઇએ. ભગવાન્ બુદ્ધ કહેતા હતા કે, "**જે જેવી ભાવના રાખશે તે તેવો થશે.**" તેમની પાસે બે માણસો આવ્યા. એકે પૂછયું કે, "મહારાજ! મારા આ સોબતીની આવતે જન્મે શી ગતિ થશે? એ સદા કૂતરાના જેવા વિચારો કર્યા કરે છે અને કૂતરાના જેવાં કર્મ કરે છે; એ આવતે જન્મે કૂતરો નહિ થાય?"

બીજો બોલ્યો; "આ મારો મિત્ર તદ્દન બિલાડા જેવો છે. તે આવતે જન્મે બિલાડો નહિ થાય?"

મહાત્મા બુદ્ધ બોલ્યાઃ—"ભાઇઓ! જેવા તમારા સંસ્કાર હશે તેવું તમને ફળ મળશે. માત્ર તમે આ સિદ્ધાંત ઉંધો લાગુ પાડો છો. આ તને બિલાડો કહે છે, તું એને કૂતરો કહે છે; પરંતુ તું તારા સોબતીને કૂતરો ગણે છે તેથી તું પોતેજ કૂતરાના સંસ્કાર ધારણ કરવા લાગ્યો છે, અને જ્યારે તું મરશે ત્યારે તારા મનમાં કૂતરો ભરાઇ રહેલો હોવાથી જરૂર તું કૂતરો થશે. તેવીજ રીતે આ ભાઈ તને બિલાડો સમજે છે તો એ પોતેજ બિલાડો થશે."

આ સિદ્ધાંત ઉપર બરાબર વિચાર કરો. જે **દોષ આપણે બીજાનામાં શોધીએ છીએ તે આપણા પોતાનામાં લાવીએ છીએ.** 'રામ' કહે છે કે જો તમારે તમારૂં હિત સાધવું હોય તો બીજાના દોષ શોધવા છોડી દઇને, પોતાની મનોભૂમિમાં પ્રમા-ણિકપણું અને સદ્‌ગુણ સિવાય બીજા કોઇજ વિચાર પેસવા દેવા નહિ.

## આપણા વિચારો એજ 'આપણું નશીબ.'

એકાદ દેવળના ઘુમ્મટમાં જેમ આપણોજ અવાજ ઘુમીને પાછો આવે છે, તેવી રીતે

આ આકાશરૂપી ઘુમ્મટ નીચે આપણાજ વિચારો પાછા આવીને આપણા ઉપર અસર કરે છે, અને તેનેજ આપણે 'નશીબ' કહીએ છીએ.

બદ ન સોચે જેમ ગરદૂ ગર કોઇ મેરી સુને;
હૈ યેહ ગુમ્બજ કી સદા જૈસી કહે વૈસી સુને.

(જો કોઇ મારી શિખામણ સાંભળતા હો તો આ આકાશ નીચે (આ જગતમાં) ખરાબ વિચાર કદી પણ મનમાં લાવતા નહિ, કારણ કે આ આકાશરૂપી ઘુમ્મટમાં બોલ્યા પ્રમાણે જ પડઘો પડે છે.)

તમારા વિચારો શુદ્ધ રાખો. જગતને ખરાબ અને દુષ્ટ વગેરે કહેવું, એ નાના બાળકની પેઠે ઘુમ્મટને દોષ દેવા જેવું છે.

## પુરૂષાર્થ અને પ્રારબ્ધ.

તમારા કાબુમાં ન હોય એવા પ્રારબ્ધથી જ બધું થતું હોય તો શાસ્ત્રોએ વિધિ-નિષેધક વાકયોને જગ્યા જ આપી ન હોત. જો એમજ હોત કે બધું પ્રારબ્ધના જ હાથમાં છે, તમારા હાથમાં કંઇ નથી, તો 'આ કર અને પેલું કરતો નહિ' એમ શાસ્ત્રો શા માટે કહેત? અને એ જવાબદારી કયા ન્યાયે તમારા ઉપર નાખત? નીચલી ઉક્તિના જેવીજ તે જવાબદારી જૂઠી કહેવાય.

દરમ્યાને કારે દર્યા તખ્તઃ બન્દમ કરદઇ;
બાજમી ગોઇ કી દામન તર મકુન હુશિયાર બાશ.

(વહેતી નદીમાં એક પાટીઆ સાથે તેં મને બાંધી રાખ્યો છે, અને પછી કહે છે કે ખબરદાર બાંય પલળવા દીધી તો!)

**તમારામાં એટલી શકિત છે કે જે ચાહો તે કરી શકો.** ખરૂં કહું તો:—

મૈંને માના દહરકો હક ને કિયા પૈદા વલે;
મૈં વર ખાલિક હું મેરે 'કુન' સેં ખુદ પૈદા હુઆ.

(ઇશ્વિરે આ જગત નિર્માણ કર્યું છે, એમ હું માનું છું; પરંતુ ખરૂં જોતાં હું સર્વનો ઉત્પાદક છું. મારા 'કુન' (થઈ જા) શબ્દથી ઈશ્વિર પેદા થયો.)

पौरुषादाप्यते सिद्धिः पौरुषाद्धीमतां क्रमः ॥
दैवमाश्वासनामात्रं दुःखपेलवबुद्धिषु ॥

**અર્થાત્**:—પૌરૂષથી જ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરાક્રમથી જ બુદ્ધિવાન લોકોનો વ્યવહાર ચાલે છે. **દૈવ તો કેવળ દુઃખથી મૃદુ થયેલા અંતઃકરણને આશ્વાસન આપવા-માટે જ છે.**

## યોગ્યતા અને ઇચ્છા.

**જે પોતાને મદદ કરવાને તૈયાર છે તેને મદદ કરવાને ઈશ્વર સદા તૈયાર છે,** એ એક ઇશ્વિરી નિયમ છે. જ્યારે મનુષ્ય પૂર્ણ અધિકારી બને છે ત્યારે તેના હક પોતાની મેળે જ તેને શોધતા આવે છે, એ એક અચૂક ઈશ્વિરી નિયમ છે. જો અહીંઆં અગ્નિ સળગતો હોય તો ઑકસીજન વાયુ ત્યાં ખેંચાઇ આવવો જ જોઇએ. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે, "પ્રથમ લાયક થાઓ અને પછી ઇચ્છા કરો." (First deserve and then desire) **પરંતુ 'રામ' કહે છે કે, "તમે ફકત લાયક જ બનો, એટલે ઇચ્છા નહિ કરો તો પણ તમારે યોગ્ય બધું જ તમને પ્રાપ્ત થશે.**

બાંધે હુવે હાથોંકો બ ઉમ્મેદ ઇજાબત;
રહતે હૈં ખડે સૈંકડો મજમૂં મેરે આગે.

(પોતાનો સ્વીકાર થશે એવી ઉમેદથી સેંકડો સ્વાર્થી ઇચ્છાઓ મારી સામે હાથ જોડીને ઉભી રહી છે.)

**ભીંતમાં ચણવા યોગ્ય પત્થર રસ્તામાં શી રીતે પડી રહી શકે? જો તમે અધિકારી થાઓ તો તમારી કદર જરૂર જ થાય. જગ્યા શોધવામાં ફોકટ વખત ન ગુમાવતાં તે જગ્યાને લાયક થવાની જ ચિંતા રાખો.**

નાખુને ખાર આકે ખુદ ઉદ્દકા તેરા કરદેગા વા;
પહિલે પાયે શૌકમેં પૈદા કોઇ છાલા તો હો.

(પ્રથમ પગમાં ફોલ્લો તો થવા દો, કાંટો એની મેળે આવીને તેને ફોડી નાખશે.)

સૂર્ય તરફ જોઇને ચાલીએ તો છાયા આપણી પાછળ પાછળ ચાલી આવે છે, પણ મોં ફેરવી છાયાને આપણે પકડવાને દોડવા મંડીશું તો છાયા આગળ આગળ દોડશે.

ભાગતી ફીરતીથી દુનિયાં જબ તલબ કરતેથે હમ,
અબ જો નફરત હમને કી વહ બેકરાર આને કોહ;
ગુજરતમ્ અજસરે મતલબ તમામ શુદ મતલબ,
નકાબ ચિહરયે મકસૂદ બૂદ મતલૂબ હા.

(જ્યારે હું ઇચ્છા કરતો હતો ત્યારે આખું જગત્ મારાથી દૂર નાસતું હતું. અત્યારે મને સર્વનો કંટાળો આવ્યો છે ત્યારે તે એની મેળે જ મારી પાછળ દોડતું આવે છે. **સર્વ આશાઓ ઓળંગી ગયો ત્યારે મારૂં ઇષ્ટ મને મળ્યું. આ વાસનાઓનોજ વચ્ચે પડદો હતો.**)

ભિખારીને સૌ દૂર હાંકી કહાડે છે, પણ મોટા માણસ તરફ સર્વ વસ્તુઓ જાતેજ નમતી આવે છે.

સૌબાર ગરજ હોવે તો ધોધો પીયે કદમ;
કયોં ચર્ખો મેહેરો માહ પેં માયલ હુવા હૈ તૂ.

(આકાશ, સૂર્ય અને ચંદ્ર ઉપર તું આટલો બધો મોહી પડયો છે? તેમને સો વખત ગરજ હશે તો તારા હાથ ધોઇ ધોઇને પીશે.)

જાપાનમાં ત્રણસેં ચારસેં વરસનાં દેવદારનાં વૃક્ષો મેં ફક્ત એક વેંત કે તેથી થોડી વધુ ઉંચાઇનાં જોયાં છે. દેવદારનાં ઝાડ કેટલાં ઉંચાં વધે છે તેનો તમે વિચાર કરો. આ ઝાડોની આકાશ ભેદનારી ઉંચાઇને જાપાનના લોકો શી રીતે અટકાવે છે, તેની મેં તપાસ કરી; ત્યારે તેમણે મને કહ્યું કે, "અમે એ ઝાડનાં પાંદડાંઓ અથવા ડાળીઓને બિલકુલ તોડતા નથી તેનાં મૂળ જ કાપ્યા કરીએ છીએ અને તેને ઉંડે જવા જ દેતા નથી." પ્રકૃતિનો નિયમ એવો છે કે મૂળ ઉંડાં ન ઉતરે તો ઝાડ વધે જ નહિ. ઉપર અથવા નીચે (એટલે બહાર કે અંદર) એવો સંબંધ છે કે જેને ઉંચું વધવાની ઇચ્છા છે, (ઉન્નત થવું છે) જગતમાં વિજય પ્રાપ્ત કરવો છે; તેમણે અંદર એટલે જમીનમાં, પોતાના આત્મામાં પોતાનાં મૂળ ઉંડાં ઉતારવાં જોઇએ. અંદર મૂળીઆં જો બરોબર ન ઉતરે તો ઝાડને બરાબર ફળ આવતાં નથી. વીણામાં જેટલો ઉંડો પવન જાય તેટલો તેનો તીણો સૂર નીકળે છે.

**મનસૂરસેં પૂંછી કીસીને કૂચ યે દિલબરકી રાહ,**
**ચુભ સાફ દિલમેં રાલ બતલાતી જબાનેદાર હૈ;**
**સરહમ ચુ તાર સબહબસહ દુર કશીદા એમ,**
**આખીર રશીદા એમ બખુદ આરમીદાએમ.**

(મનસૂરને કોઇએ પૂછયું કે, "માશુકના ઘરનો રસ્તો કયો ?" તેણે શૂળી તરફ આંગળી કરી કહ્યું કે, "આ !" માળામાંના દોરાની પેઠે મેં મારૂં માથું અનેક મણકાઓ-(સંકટ) માંથી કહાડયું છે ત્યારે જ મેરરૂપી હું મને-આત્માને મળી શકયો, અને ત્યાંજ શાંત થઈ બેઠો.)

## આત્મકૃપાનો અર્થ.

'આત્મકૃપા' 'રામ' જેને કહે છે તેનો અર્થ કોઇ પણ જાતનો અહંકાર, આત્મશ્લાઘા અથવા સ્વાર્થ નહિ; પણ આધ્યાત્મિક શિક્ષણ અને અંતઃકરણની ઉદારતા છે. તે ઉદારતા એટલી બહોળી હોવી જોઇએ કે પોતાનો આત્મા સર્વનો આત્મા જ બની જવો જોઇએ. આખું જગત પોતાનામાં જ પ્રતિબિંબિત થવું જોઇએ અને જયારે લોકોની દૃષ્ટિએ આપણે આખા હિંદુસ્તાનનું અથવા સકળ **વિશ્વનું કામ કરતા હોઇએ ત્યારે આપણી પોતાની દૃષ્ટિએ આપણે ફક્ત આપણું પોતાનું જ કામ કરીએ છીએ, એમ લાગવું જોઇએ.** સઘળી વસ્તુઓ પ્રત્યે એવો પ્રેમ વધવો જોઇએ કેઃ—

**પત્તીકો ફુલકી લગા સદમા નસીમકા,**
**શબનમકે કતરે આંખમેં તેરે નજર પડે.**

(ફૂલની પાંખડીને ઠંડી લાગતાં તારી આંખમાં અશ્રુ દેખાવા લાગે.)

'રામ' જેને 'આત્મબળ' કહે છે તે બીજા શબ્દોમાં કહીએ તો 'ઈશ્વરી બળ' જ છે. આપણું ખરૂં સ્વરૂપ છે તે સૌનું સ્વરૂપ છે, અને વસ્તુતઃ ઈશ્વરનું સ્વરૂપ પણ તે જ છે.

**માનૂર ખુદાયેમ દરીં દૈર ફિતાદા,**
**યા આબે હયાતેમ દરીંજૂય રબાનેમ.**

(આપણે 'આ સંસારમાં પડેલું ઈશ્વરી તેજ' છીએ, અથવા 'આ સંસાર રૂપી-ઝરામાં વહેતું અમૃત' છીએ.)

## નામ રૂપ મિથ્યા છે.

નામ રૂપ ખરૂં જોતાં ક્ષણિક છાયા જેવાં છે. આપણે નામ રૂપ છીએ, એમ સમજીને કરવામાં આવતું કાર્ય અહંકાર અને સ્વાર્થથી પ્રેરિત હોય છે, અને તેનો અંત દુઃખ અને નિરાશામાં આવે છે; પરંતુ જે કામ ખરા આત્મજ્ઞાનથી અથવા વિશ્વાસથી કરવામાં આવે છે તે અહંકારપ્રેરિત નહિ પણ ઈશ્વરપ્રેરિત હોવાથી તેનો અંત ચિરકાલ આનંદ અને વિજયમાં આવે છે. સર્વ વ્યાખ્યાનનો સાર એ છે કે અહંકારને બદલે ઈશ્વરી દૃષ્ટિથી સઘળા સંબંધ તમે જુઓ અને નામ રૂપને વળગી રહેવા કરતાં ઈશ્વરી સ્વરૂપમાં લીન થાઓ.

**બહુત મજબૂત ઘર, હે આકબત કાદનાર દુનિયાંસે;**
**ઉઠા લેના યહાંસે અપની દૌલત ઔર વહાં રખના.**

(આ પૃથ્વી ઉપરના ઘર કરતાં આગળનું (ઈશ્વરનું) ઘર વધારે મજબૂત છે, માટે તારી દોલત અહીંથી ઉંચકીને ત્યાં મૂક.)

જે મનુષ્ય નામરૂપના પાયા ઉપર પોતાનાં સર્વ કામ કરે છે, તે હવામાંજ કિલ્લા બાંધે છે. જીવતો મનુષ્ય એજ કે જે જગતની જાહોજલાલી, ઐશ્વર્ય, દારિદ્ર, અવનતિ વગેરેને સમુદ્રના ફીણ જેવાં કાલ્પનિક માને છે, અને તેનાપર વિશ્વાસ રાખતો નથી.

'સાયઃગર સાયે કોહસ્ત સુબુક મીઆશદ. '

**( છાયા ભલે પર્વતની હોય તોપણ તે તુચ્છ દેખાવા માત્ર જ છે. )**

દેખતો મનુષ્ય એજ કે જેની દૃષ્ટિ દૃશ્ય જગતને ભેદીને, નિત્ય અને અનિત્ય વસ્તુઓનો વિવેક સમજીને, લોકોની નિંદા કે સ્તુતિની દરકાર ન કરતાં ફક્ત તત્ત્વનેજ વળગી રહે છે. ઈશ્વર સિવાય કંઈ નથી, **બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે.** ચતુર તે જ છે કે જે હર ઘડીએ પૂર્ણ સૌંદર્ય અને પૂર્ણ ઐશ્વર્ય એટલે ઈશ્વરી તત્ત્વ અવલોકીને આશ્ચર્યમાં જ લીન થઈ જાય છે.

ઉંઘમાં, સ્વપ્નામાં ખજાનો મળવાથી તેને ભરોસે જે અમીર થવા જાય છે તે જેમ મૂર્ખ છે; તેવી જ રીતે આ માયિક જગતમાંની વસ્તુઓને ભરોસે જે જીવે છે તે જીવતાં છતાં મૂએલો સમજવો !

## ક્ષુદ્ર અહંભાવ દૂર કરો.

શ્રેષ્ઠ કર્ત્તવ્ય, ધર્મ તથા આત્મકૃપાનો સાર એટલો જ છે કે, 'તૂકો ઇતના મિટા કિ તૂ ન રહે, ઔર તુઝમેં દુઇકી બૂ ન રહે.' ( તું 'તારાપણું' એટલે સૂધી કહાડી નાખ કે તું 'તું' ન રહે અને તારામાં દ્વૈતની ગંધ પણ ન રહે. )

ક્ષુદ્ર અહંભાવ એટલે સુધી નષ્ટ થવો જોઇએ કે તેનું નામ નિશાન પણ રહે નહિ. 'તું પણું' ન રહે એજ પૂર્ણત્વ છે.

તો મબાશ અસલા કમાલી નસ્તો બસ,<br>
તું ખુદ હિજાબ ખુદી અયદિલ અજમિયાં બરખેજ;<br>
ન દારે આખરત નૈદારે દુનિયાં કર નજર દારમ,<br>
જી ઇશ્કતકાર ચું મન્સૂર વાદાર દિગર દારમ.

( હે મન ! તું પોતે જ તારો પડદો છે. તું વચ્ચેથી ખસી જા. આ લોક પરલોકની મને પરવા નથી. તારા પ્રેમને માટે મનસૂરની પેઠે શૂળીનું જ મારે કામ છે. )

અહંકાર કાયમ રાખીને જેઓ મોટા થાય છે તેઓ [1] ફરઉન અને નમરૂદ બાદશાહો જેવા છે.

## અહંકારને નષ્ટ કરનાર મનુષ્ય 'ઈશ્વર' રૂપજ છે.

એક જણને દોરડી જોવાથી સાપનો ભાસ થયો. જો તે માણસના મનમાં સાપ હોય તો દોરડી નથી અને દોરડી હોય તો સાપ નથી. એમાંથી એક જ હોવું જોઇએ. **અહંકાર હોય તો ઈશ્વર નહિ અને ઈશ્વર હોય તો અહંકાર નહિ.**

તીર નિગાહે નશસ્ત મસકતે ખુદ જાં ગુજાસ્ત,<br>
તાકત મેહેમા ન દાસ્ત ખાના બ મેહમા ગુજાસ્ત.

---

૧ આ બે બાદશાહોમાં પહેલાએ સ્વર્ગે પહોંચવાને માટે એક ઉંચો મહેલ બાંધ્યો હતો અને બીજાએ મરણ ન આવવા દેવાને એક કાચનો મહેલ બંધાવ્યો હતો; પરંતુ એક માખી તેના નાકમાં ગઈ અને છીંક આવવાથી તે મરી ગયો.

(ઈશ્વરી કૃપાનું તીર લાગતાં જ જીવાત્માએ પોતાનું ઘર (અહંકાર) છોડયું. પરોણાની આગતા સ્વાગતા કરતાં ન આવડતી હોવાથી મેમાનને માટે ઘર જ છોડી દીધું.)

તા શાના સિફતસર ન નિહી દર તહે અર્રા,
હરગીઝ બ સરે જુલ્ફ નિગારે ન રસી.

(જ્યાં સુધી માથું કાંસકીની પેઠે કરવત નીચે મૂકાવ્યું નથી ત્યાં સુધી પ્રિયાના કેશકલાપ આગળ પહોંચી શકાતું નથી.)

તા સુર્મા સિફત સૂદહ ન ગર્દી તહે સંગ,
હરગીઝ બ સફા ચશ્મ નિગારે ન રસી.

(જ્યાં સુધી સુરમાની પેઠે પત્થરની નીચે આપણા અહંભાવનું ચૂર્ણ થયું નથી ત્યાં સુધી પ્રિયા(ઈશ્વર)ના નેત્ર સુધી પહોંચી શકાતું નથી.)

તમે કહેશો કે આંખો સુધી નહિ તો કાન સુધી તો કોઇ પણ રીતે પહોંચી શકાશે? પરંતુ જ્યાં સુધી સ્વાર્થ દૂર થશે નહિ, અહંકાર મટશે નહિ, ‘હું’પણું નષ્ટ થશે નહિ, ત્યાં સુધી પ્રિયાના કાન સુધી પણ પહોંચી શકાશે નહિ.

તાહમ ચો દુરે સુફતા ન ગરદી બાતાર;
હરગીઝ બ બીના ગોશે નિગારે ન રસી.

(જ્યાં સુધી મોતીની પેઠે તારથી વિંધાશો નહિ ત્યાં સુધી પ્રિયાના કાન સુધી પણ પહોંચી શકાશે નહિ.)

તાખાકે તુગ કુજ: ન સાજન્દ કલાલ;
હરગીઝ બલબે લાલે નિગારે ન રસી.

(જ્યાં સુધી તારી માટીનું કુંભાર પ્યાલું બનાવશે નહિ ત્યાં સુધી પ્રિયાના લાલ હોઠ સુધી જઇ શકાશે નહિ.)

પસઅજ મુર્દન બનાયે જાયંગે સાગર મેરી ઝિલકે;
લબે જાનાકે બોસે ખૂબ લેંગે ખાકમેં મિલકે.

(મુઆ પછી મારી માટીનો પ્યાલો થશે; ત્યારે તે પ્યાલાની માટીમાં મળીને, હું પ્રિયાના અધરનું ચુંબન લઈશ.)

ઉપરનાં વાકયોમાં આંખો, કાન, હોઠ વગેરે આવે છે તે ઉપરથી એમ સમજતા નહિ કે ઈશ્વરને આંખ, કાન, નાક વગેરે અવયવો છે; પરંતુ એનો સારાંશ એવો છે કે પ્રિયાને ખુશ કરવાને-માટે કોઇ મધુર ગાયન અથવા રાગ સંભળાવે છે, કોઇ તેનાં નેત્રોને સુંદર રૂપો બતાવે છે, કોઇ તેના નાકને સુગંધી ફુલો સુંઘાડે છે. આ પ્રમાણે કોઇ અમુક ઉપાયોથી પ્રિયાને ખુશ કરી શકે છે, તો કોઇ બીજા અન્ય ઉપાયોથી ખુશ કરી શકે છે; પરંતુ ઈશ્વર પ્રિયા માટે તો એવો કોઇ ઉપાય જ નથી કે જેથી આ બાહ્ય અહંકારનો નાશ કર્યા સિવાય કામ પાર પડતું હોય. કોઇ વૈષ્ણવ થઇને ઇશ્વરને પૂજે છે, કોઇ શૈવ બનીને ભજે છે, કોઇ મુસલમાન થઈને તેને પૂજે છે, તો કોઇ ખ્રિસ્તી તરીકે તેને ઉપાસે છે; પરંતુ વૈષ્ણવ, શૈવ, મુસલમાન, ખ્રિસ્તી કે ગમે તે હો, પણ જ્યારે સર્વ સ્વાર્થી સંપત્તિનો નાશ થશે, ત્યારે જ પરમેશ્વરનું દર્શન થશે.

જો તમે કહેશો કે આંખ, કાન, નાક, હોઠ વગેરે સુધી નહિ પણ પરમેશ્વરના હાથ સુધી અમે પહોંચીશું? પરંતુઃ–

તા હમચો કલમ સર ન નિહી દરતહે કારદ;
હરગીઝ બ સર અંગુશી નિગારે ન રસી.

(જ્યાં સુધી કલમની પેઠે છરી નીચે પોતાનું માથું કલમ કરાવી નાખ્યું નથી ત્યાં સુધી પ્રિયાની આંગળીના અગ્ર સુધી પણ પહોંચી શકાતું નથી.)

અને જો કહેશો કે સર્વથી નીચી જગ્યાએ રહેવું આપણને પસંદ છે. પ્રિયાના પગ આગળ તો રહી શકીશું ને? પણ ત્યાં સુધી શી રીતે પહોંચશો?

તા હમ ચોહિના સૂદહ ન ગરદી તહે સંગ,
હરગીઝ બકફે પાયે નિગારે ન રસી;
તાગુલ શુદા બેગુરીદા ન ગરદી અજ શાખ,
હરગીઝ બગુલે હુસ્ન નિગારે ન રસી.

(જ્યાં સુધી મેંદીની પેઠે પત્થર નીચે વટાશો નહિ ત્યાં સુધી પ્રિયાના પગ સુધી પણ પહોંચી શકશો નહિ. જો ફૂલની પેઠે ઝાડની ડાળીએથી આપણે તોડાઇશું નહિ તો પ્રિયા સુધી કોઇ પણ ઉપાયે પહોંચી શકીશું નહિ.)

ગોપીઓ બંસરીને કહેતી હતી કે, "હે બંસરી! જેની ભ્રકુટીથી મોટા મોટા રાજાઓ ભયભીત થાય છે, ભીષ્મ, અર્જુન, દુર્યોધન ઇત્યાદિ મહારાજાધિરાજ જેના ચરણસ્પર્શની ઇચ્છા રાખે છે, જેની ચરણરજ હજુ રાજામહારાજાઓ મસ્તક ઉપર ચડાવે છે, અને ચંદ્રમુખી ગૌરાંગ લલનાઓ જેનું સ્મિતયુક્ત વદન જોવા ઉત્સુક રહે છે, એવો તે મનોહર કૃષ્ણ અત્યંત પ્રેમથી અને મધુરતાથી વારંવાર તને ચુંબન કરે છે, એ કેટલા આશ્ચર્યની વાત છે! વેંતેકની ટીચુકડી વાંસની ભુંગળી! તેં પણ કૃષ્ણ ભગવાન્ ઉપર શું મોહની નાખી છે! તારામાં આવી અદ્ભુત કરામત ક્યાંથી આવી?"

વાંસળીએ ઉત્તર આપ્યો:–"સ્વાર્થ, અહંકાર વગેરેને નખથી તે શિખા સુધી દૂર કરીને હું અંદરથી ખુલ્લી–બની છું, તેથીજ ભગવાન્ શ્રી કૃષ્ણ મને ચુંબન આપે છે. જેના ચરણનું ચુંબન કરવાની લોકો ઇચ્છા રાખે છે તે અત્યંત પ્રેમથી મને ચુંબન કરે છે. મારામાંથી મનોહર સંગીત કેમ ન નીકળે? **મારામાં 'કૃષ્ણ' નો દમ (શ્વાસ) છે અને મારા મધુર અવાજમાં તેનો (કૃષ્ણનો) સ્વર છે.**"

**વાંસળી પેઠે નખથી તે શિખા સુધી પોકળ થાઓ.** તેમ થયા વિના પ્રિયકરના આરક્ત અધરોનું ચુંબન લેવું સુલભ નથી.

**મહાત્માઓ મોહ અને અહંભાવ ત્યજીને જ અમરત્વ મેળવે છે.**

'धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति'



# २–ब्रह्मचर्य.*

જો નર રામ નામ લિયે નાહીં,
સો નર ખર કૂકર સૂકર સમ વૃથા જીયે જગ માંહી.

ॐ ॐ ॐ

તુઝે દેખે તો ફિર ઓરોંકો કિન આંખોસે હમ દેખે;
યહ આંખો ફુટ જાએં ગર્ચે ઇન આંખોસે હમ દેખે.

ॐ ॐ ॐ

જીન હસ્તી હોતે ચાહ રહી ખર કૂકનકી ધિક્કાર ઉસે;
જીન ખાયકે અમૃત વાંછા રહી લીદ પશુઓં કી ધિક્કાર ઉસે.
જીન પાયકે રાજકો આશ રહી ચક્કી ચાટનકી ધિક્કાર ઉસે;
જીન પાયકે જ્ઞાનકો આશ રહી જગ વિષયનકી ધિક્કાર ઉસે.

ઓહોહોહોહોહો !

**જ્યાં પ્રભુ છે ત્યાં દુઃખ, શોક રહી શકતાં નથી.**

જીવતો નર તો તેજ છે કે જે વાસ્તવમાં રામમાં, નારાયણમાં રહે છે, હરે છે, ફરે છે, અને શ્વાસ લે છે. આપ કહેશો કે 'તમે તો હમ્મેશાં બસ આનંદ આનંદ ને આનંદની જ વાતો ઉડાવ્યા કરો છો; પરંતુ એમ કરવાથી દુનિયાનાં કામકાજ કેવી રીતે થશે ? અને લોકોનાં દુઃખ દર્દ કેવી રીતે દૂર થશે ?' પરંતુઃ–

હરજા કિ સુલ્તાં ખીમ, જદ ગૌગા નમાનદ આમરા.

( જે જગાએ સુલતાને–બાદશાહે ડેરો નાખ્યો કે ત્યાં બીજા લોકોનો શોર બંધ જ થયો સમજવો. )

જ્યાં સત, પ્રેમ, નારાયણનો નિવાસ છે, જે હૃદયમાં હરિ અર્થાત્ બ્રહ્મનો વાસો છે, ત્યાં શોક, મોહ, દુઃખ, દર્દ વગેરેનું શું કામ છે ? શું બાદશાહના ડેરાની આગળ કોઇ લુંડી કે ખવાસણ ફરકી શકે છે ? જે વખતે સૂર્યનો ઉદય થાય છે તે વખતે કોઇ પથારીમાં સૂઈ રહેતું નથી; પશુઓની આંખો પણ ખુલી જાય છે; દરિયામાં પથરાએલી બરફની ચાદરો પણ સૂર્યનો ઉદય થતાં નાશ પામે છે અને દરિયો ઘુઘુ કરતો પોતાની લહેરો ઉછાળવા માંડે છે; તો સૂર્યનો પણ સૂર્ય જે આત્મદેવ તે જ્યારે આપણા હૃદયમાં નિવાસ કરે ત્યારે ત્યાં શોક, મોહ અને દુઃખ કેવી રીતે થોભી શકે ? કદી નહિ, કદી નહિ. દીપકજ્યોત પ્રકટતાં જ તેની આસપાસ પતંગીઆંનું જુથ ફરી વળે છે, જ્યાં પાણીનું ઝરણ વહે છે ત્યાં મનુષ્ય સ્વયં પોતાની તૃષા છીપાવવાને દોડી જાય છે, જ્યાં પુષ્પો ખીલી નીકળે છે

* આ ભાષણ સ્વામી રામતીર્થજીએ ફૈઝાબાદમાં તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૦૫ ને દિવસે આપ્યું હતું.

ત્યાં ભમરાઓ પોતાની મેળે ખેંચાઈને જાય છે; તેજ પ્રમાણે જે દેશમાં ધર્મ અને ઈશ્વરનું નામ પ્રકાશિત થાય છે ત્યાં સૃષ્ટિના ઉત્તમ પદાર્થો અને ઋદ્ધિસિદ્ધિ આપોઆપ ઘસડાઈને ચાલ્યાં જાય છે. કુદરતનો એ જ કાનૂન છે, પ્રકૃતિનો એ જ નિયમ છે. ॐ ! ॐ ! ॐ ! બેશક 'રામ' ના હૃદયમાં આનંદ સિવાય બીજી વસ્તુનો નિવાસ નથી. બાદશાહના મુકામપર ચોરચકાર આવી શકતા નથી, તેવીજ રીતે આનંદના નિવાસસ્થાન આગળ શોક અને દુઃખ થોભી શકતાં જ નથી.

## હૃદયની શુદ્ધિની જરૂર.

આનંદ સિવાય 'રામ' ની પાસેથી બીજું શું નીકળી શકે ? ॐ ! આનંદ ! આનંદ ! ! આનંદ ! ! ! પરંતુ તંબુ નાખવા અગાઉ જમીનને સાફ સુફ કરવાની પણ જરૂર છે. એટલામાટે 'રામ' કે જેની પાસે આનંદ સિવાય બીજી કોઈ પણ વસ્તુ નથી તે આજે ઝાડુ લઈને વાળવા ઝુડવાનું કામ કરી રહ્યો છે. જેવી રીતે દૂધ અથવા કોઈ બીજી ચીજ રાખવાને માટે વાસણને સાફ કરવાની જરૂર છે; તેવી જ રીતે હૃદયમાં આનંદને રાખવાને માટે હૃદયને પણ સાફ કરવાની જરૂર છે, તેથી 'રામ' આજે તમને હૃદયને સાફ કરવાની કળા શીખવશે. લોકો કહે છે કે ઘી ખાવાથી તાકાત આવે છે, પણ જ્યાં સુધી તેમાંથી મેલ નીકળી જતો નથી ત્યાં સુધી ઘી નુકશાન કરે છે. જ્યાં સુધી કવીનાઈન અથવા કરીઆતું અથવા એવી જ કોઈ કડવી દવા ખાવામાં ન આવે ત્યાં સુધી તાવ દૂર થતો નથી; તેજ પ્રમાણે જ્યાં સુધી મન પવિત્ર અને શુદ્ધ થશે નહિ ત્યાં સુધી જ્ઞાનનો રંગ કદી ચઢવાનો નથી.

ઓરા બચસ્મ પાક તવાંદીદ ચૂં હીલાલ;
હરદીદા જલ્વગાહે આં માહ પારા નેસ્ત.

## વિષયોમાં રહેલું ઝેર.

જ્યારે 'રામ' પર્વતોપર હતો ત્યારે તેણે એક માણસને જોયો કે જે એક ફૂલને નાકની ડાંડી સુધી લઈ ગયો અને પછી એકાએક બૂમ પાડી ઉઠયો. તે પુષ્પમાં એક મધમાખ બેઠી હતી, તેણે તેના નાકની ડાંડીપર ડંખ ભર્યો તેથી તે દુઃખનો માર્યો બૂમ પાડી ઉઠયો અને તેના હાથમાંથી ફૂલ સરી પડયું. આ જ પ્રમાણે સઘળી વિષયવાસનાઓ જોવામાં ખૂબસુરત અને લોભાવી નાખે એવી આકર્ષક હોય છે; પરંતુ તેની અંદર એક ઝેરી કીડો બેઠો હોય છે, કે જે ડંખ માર્યા સિવાય કદી પણ રહેતો નથી. તમે એમ સમજો છો કે 'અમે સુંદર સુંદર ફૂલો અને એશઆરામો ભોગવી રહ્યા છીએ' પરંતુ વાસ્તવમાં તો તેની અંદર રહેલો કીડો તમારો જ ભોગ લે છે ! ભલા, દુનિયા જેને મઝા અથવા સ્વાદ કહે છે, તે પોતાની ઝેરી અસર પેદા કર્યાવિના ક્યારે રહે છે ?

## બ્રહ્મચર્યનો મહિમા દર્શાવનારાં દ્રષ્ટાન્તો.

હાય ! આજે ખુદ ભીષ્મના દેશમાં બ્રહ્મચર્યના વિષયપર બોલવું પડે છે ! ભીષ્મે જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી, તે પ્રતિજ્ઞા તોડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને માટે ઋષિ, મુનિ, અમીર, ઉમરાવો તેને સમજાવતા હતા. તે વખતે ભીષ્મના યૌવનનો પ્રારંભકાળ હતો કે જે અરસામાં એવો કોઈક જ ભાગ્યશાળી પુરુષ હશે કે જે લોભાવનારી, ખુબસુરતી અને લાવણ્યની મોહજાળમાં ફસ્યો ન હોય. શૂરવીર ભીષ્મે એ સર્વને શું જવાબ દીધો ? તે બોલ્યો:-" ત્રિલોકના સામ્રાજ્યનો ત્યાગ કરવો. સ્વર્ગનો અધિકાર છોડી દેવો, કિંબહુના એથી કોઈ ઉત્તમ ચીજ હોય તો તેનો પણ પરિત્યાગ કરવો; પરંતુ બ્રહ્મચર્ય વ્રત મારે

કદી પણ છોડવું યોગ્ય નથી. યદિ જમીન, પાણી, પવન, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આકાશ વગેરે પોતાનો સ્વભાવ છોડી દે, યદિ ઈંદ્ર પોતાનો વૈભવ અને યમરાજ પોતાનો ન્યાય છોડી દે; તોપણ હું બ્રહ્મચર્ય વ્રતને કદી પણ છોડીશ નહિ. ત્રિલોકનું રાજ્ય અને વૈકુંઠનો અધિકાર ખુશીથી છોડી દઉં પણ સત્યનો પંથ હું કદી પણ છોડીશ નહિ."

મહાવીર હનુમાનનું નામ લેવાથી અને ધ્યાન ધરવાથી લોકોમાં વીરતા અને હિમ્મત આવે છે. હનુમાનને મહાવીર કોણે બનાવ્યો? આ બ્રહ્મચર્યે જ. મેઘનાદને મારવાની કોઈનામાં તાકાત નહોતી. રામચંદ્રજીએ પણ પોતાની લીલાદ્વારા બતાવ્યું કે, 'હું પોતે પણ મેઘનાદને મારવાને શક્તિવાન નથી! જેણે ૧૨ વર્ષ સુધી અપવિત્ર વિચાર પણ કીધો ન હશે તે જ તેને મારી શકશે.' આવો પુરૂષ કોણ હતો? લક્ષ્મણજી! બીજા હાથ પર જેણે જેણે પવિત્રતા અર્થાત્ બ્રહ્મચર્યનો ત્યાગ કીધો છે તેની હાલત અધિક અવનત થઈ છે. જેનું અંતઃકરણ પવિત્ર નથી તેને કદી પણ જય મળ્યો નથી. પૃથ્વીરાજના પરાજય પછી હિંદદેશ ગુલામગીરીમાં જકડાયો, એ વાત સૌ કોઈ જાણે છે. તે પૃથ્વીરાજ લખી ગયો છે કે, 'હું જ્યારે રણસંગ્રામમાં જવા નીકળ્યો ત્યારે મારી કમર રાણીએ કસીને બાંધી હતી.' નેપોલિયન જેવો મહાન રણવીર પણ પોતાના સર્વોત્તમ-સર્વોચ્ચ સ્થાનેથી કરરર ભૂસ કરતો ગબડી પડયો તેનું શું કારણ? ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, રણમાં જવા અગાઉ તે પોતાનું ખુન પોતાને હાથે જ કરી ચૂકયો હતો-સંગ્રામમાં જવાની આગલી રાત્રે તેણે સ્ત્રીસેવન કર્યું હતું. ચંદ્રપ્રભા જેવો કાંતિવાન અને સૂર્યપ્રભા જેવો તેજસ્વી વીર યુવક અભિમન્યુ કુરુક્ષેત્રની તે રણભૂમિમાં કે જ્યાં ભારતવર્ષના ક્ષત્રિય વીર પુરુષોનો સર્વથા નાશ થયો હતો ત્યાં રહેંસાઈ ગયો તેનું કારણ શું? રણમાં જવા અગાઉ તેણે પોતાનું બ્રહ્મચર્ય ખંડિત કીધું હતું. 'રામ' જ્યારે પ્રોફેસર હતો ત્યારે તેણે 'પાસ' અને 'નાપાસ' છોકરાઓનું એક લીસ્ટ બનાવ્યું હતું અને તેમાં છોકરાઓની ચાલચલણ વિષે 'રિમાર્ક' કીધી હતી. આ લીસ્ટ પરથી તારતમ્ય ખેંચતાં જણાયું કે, જે છોકરાઓ પરીક્ષાના દિવસોમાં અથવા તેથી થોડા દિવસ અગાઉ વિષયવાસનામાં ફસી પડતા હતા તેઓ આખું વરસ સારો અભ્યાસ કર્યા છતાં પરીક્ષામાં ખાસ કરીને નાપાસ થતા હતા અને જે છોકરાઓનાં મન પરીક્ષાના દિવસોમાં એકાગ્ર અને પવિત્ર રહેતાં હતાં તેઓ પાસ થતા હતા. બાઈબલ વાંચતાં જણાય છે કે બહાદુરી અને હિમ્મતના વિષયમાં સામ્સનનું નામ કહેવતરૂપ થઈ પડયું હતું; પરંતુ જ્યારે તેણે સ્ત્રીના કટાક્ષનો શરાબ પીધો ત્યારે તેની સર્વ બહાદુરી અને હિમ્મત કોણ જાણે કયાં જતી રહી! એક વિદ્વાન લખે છે કેઃ—

"My strength is the strength of ten because my heart is pure. I never felt the kiss of love nor maiden's hand in mine."

(મારામાં દશ માણસનું જોર છે, કારણ કે મારૂં હૃદય શુદ્ધ અને પવિત્ર છે. મને કદી પ્યારનું ચુંબન થયું નથી અને મારા હાથને યુવતીના હસ્તનો સ્પર્શ થયો નથી.)

જેવી રીતે તેલ બત્તીની ઉપર ચઢવાથી તેનો પ્રકાશ બને છે તેવી રીતે જે શક્તિનો વ્યય નીચલા ભાગમાં થાય છે તે શક્તિ જો ઉપરના ભાગમાં ચઢે તો આકર્ષણશક્તિ અને તેજની વૃદ્ધિ થઈ પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

## પ્રજા બહુ વધવામાં નુકશાન.

પદાર્થવિજ્ઞાન (Natural philosophy) ના અભ્યાસપરથી પણ માલુમ પડે છે કે, એક જ વખતે કોઈ પણ દેશમાં પ્રજાની સંખ્યા વધી જવી અને તેની શક્તિ કાયમ રહેવી, એ

બન્ને વાત એક બીજાથી વિરૂદ્ધ છે. જો બાગને નિંદવા-ગોડવામાં ન આવે અને વૃક્ષો થોડાં ઘણાં કાપવામાં ન આવે તો થોડા દિવસમાં બાગનું જંગલ બની જશે અને બધા રસ્તા બંધ થઈ જશે. આ જ પ્રમાણે જાતીય સુંદરતા અને તેજ કાયમ રાખવાને માટે નૈતિક ક્રિયા-( Ethical process ) કે જેને હક્સ્લીએ ( Horticultural process ) ઉદ્યાન સુધારવાની ક્રિયા સાથે સરખાવી છે, તે અમલમાં લાવવાની જરૂર છે; અર્થાત્ પ્રજોત્પત્તિ અમુક પ્રમાણ કરતાં વધવા નહિ દેવાની જરૂર છે. આ ઉદ્દેશ કાંતો પરદેશ પલાયન ( Emigration ) કે કાંતો ઓછી પ્રજોત્પત્તિથી પાર પડે છે. જો કોઈ વાત સારી રીતે સમજમાં ન ઉતરે તો પછી ડંડાના જોરથી શીખવવામાં આવે છે. જંગલી મનુષ્યોમાં પ્રથમ પશુઓની પેઠે મા બેનનો ફરક રાખવામાં આવતો નહોતો; પરંતુ ધીમે ધીમે આ કાયદો તેમના લક્ષમાં આવ્યો અને તેમણે નજીકનાં સગાંઓમાં વિવાહ કરવાનો રિવાજ બંધ પાડયો. આજે નજીકનાં સગાંઓ વચ્ચેના સંબંધને પશુવત્ તુચ્છ સંબંધ ગણવામાં આવે છે, પણ ન્યાયની રીતે જો જોવા જઈશું તો મનુષ્ય કરતાં પશુ વધારે શુદ્ધ અને પવિત્ર છે; પરંતુ આ ચાલથી પશુઓને અપકીર્ત્તિ પ્રાપ્ત થઈ છે. મુદ્દો એ છે કે મનુષ્ય સગપણમાં અને પશુ બ્રહ્મચર્યમાં ઉત્તમ વર્તન રાખે છે, પણ બન્ને જાતનાં પ્રાણીઓ સંતાનોત્પત્તિ કરવામાં શૂરાં છે; પ્રજાની વૃદ્ધિ કરવામાં તેઓ પાછું વાળીને જોતાં નથી. જેનું પરિણામ એ આવે છે કે જીંદગી ટકાવી રાખવાને માટે જીવન-કલહ( Struggle for life )માં ઉતરવું પડે છે, અને લડાઈ ટંટાને ઉત્તેજન મળે છે. પશુઓમાં જે લડાઈ ચાલે છે તેમાં કમજોરનો નાશ થાય છે અને બળવાન બચે છે. આવી રીતે તેમની ઓલાદ કાયમ રહે છે. જે **મનુષ્યો પશુઓની માફક બેપરવાથી પ્રજાની વૃદ્ધિ કરે છે; એટલું જ નહિ પરંતુ તેનાથી પણ બે ડગલાં આગળ વધીને વખત બેવખત મોજને માટે પોતાના વીર્યનો નાશ કરે છે તેમને ધિક્કાર છે !**

જે વખતે આપણા આર્યલોક આ દેશમાં પ્રથમ આવ્યા ત્યારે પ્રજોત્પત્તિનો વધારો કરવાની આવશ્યકતા હતી. એટલા માટે લગ્નસમયે એવી પ્રાર્થના કરવામાં આવતી હતી કે ' આ બાળકીને દશ પુત્ર થાઓ ! ' પણ આધુનિક કાળમાં એક સ્ત્રીને દશ પુત્ર ઉત્પન્ન કરવાની કાંઈ જરૂર રહી નથી. તમે કહો છો કે ' મરણ પછી પુત્ર અમને સ્વર્ગમાં પહોંચાડશે, ' પરંતુ હાલ તો પુત્રોને પેટભર ખોરાક પૂરો ન પાડી શકવાને લીધે જીવતાં જીવત તમારો વાસ નરકમાં થઈ રહ્યો છે. યારો ! ઉધારની આશાએ નગદને શા માટે છોડો છો ? અર્જુને શ્રી કૃષ્ણને ગીતામાં એવો સવાલ પૂછયો છે કે, " પિંડ કોણ આપશે અને પિતૃઓ સ્વર્ગમાં શી રીતે પહોંચશે ? " શ્રી કૃષ્ણે જે જવાબ આપ્યો છે તે ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં ૪૨ થી ૪૬ મા શ્લોક સુધી ઘેર જઈને જોઈ લેજો. સ્વર્ગનો અર્થ કાંઇ મુક્તિ તો થતો જ નથી. સ્વર્ગમાં ગયા પછી તો પુનઃ આ લોકમાં આવવું પડે છે. સ્વર્ગના સંબંધમાં આહા ! નીચલી કડીઓ કેવી સરસ લાગુ પડે છે !:—

**જીજ્ઞાહ પરસ્ત જાહિદ કબ હક્ક પરસ્ત હે ?**
**હુરો પે મર રહા હે યહ શાહબત પરસ્ત હે.**

( જે સ્વર્ગનો ઉપાસક છે તે બ્રહ્મનો ઉપાસક શી રીતે બની શકે છે ? તે તો પરીઓને મેળવવાને ફાંફાં મારી રહ્યો છે, તેતો કામાતુર છે. )

પ્યારા મિત્રો ! જો તમે પ્રજાની વૃદ્ધિ કરવાની ક્રિયા ડહાપણથી શિથિલ નહિ કરશો તો કુદરત

પોતાનો જંગલી કાર્યક્રમ ( Wild process ) કામે લગાડશે અર્થાત્ મારફાડ કરી છિન્નભિન્ન કરવાનું કામ શરૂ કરી દેશે. મહર્ષિ વસિષ્ઠજીએ કુદરતના જંગલી કાર્યક્રમની નીચલી રીતિઓ લખી છેઃ-

(૧) મરકી (૨) દુષ્કાળ (૩) ધરતીકંપ અને (૪) લડાઇ, આ ચાર વસ્તુઓથી કુદરત મનુષ્યની અયોગ્ય વૃદ્ધિને અટકાવે છે. જો મરકી, દુષ્કાળ, ધરતીકંપ અને યુદ્ધોનો નાશ કરવો હોય તો પવિત્રતા, બ્રહ્મચર્ય વગેરેનો આશ્રય લો. જ્યાં સુધી પ્રજોત્પત્તિ અને જમીનની પેદાશમાં યોગ્ય પ્રમાણ રાખવામાં ન આવે ત્યાં સુધી જુદી જુદી જાતોમાં સંપ અને ઐક્ય કદી પણ દૃષ્ટિગોચર થઇ શકશે નહિ. દુનિયામાં એવો કોઈ દેશ નથી કે જે દ્રવ્યોત્પત્તિમાં હિંદુસ્તાન જેટલો પાછળ અને પ્રજોત્પત્તિમાં હિંદ જેટલો આગળ હોય. આવા સંજોગોમાં હિંદમાંથી વૈરભાવ અને સ્વાર્થપરાયણતાનો કેવી રીતે નાશ થઇ શકે ? અને સંપ તથા ઐકય કેવી રીતે જળવાઈ શકે ? બે કૂતરા વચ્ચે એક રોટલીનો ટુકડો નાખીને કહો છો કે 'લડશો નહિ.' ભલા, આ વાત કેવી રીતે બની શકે ? આવા સંયોગમાં સંપ અને ઐકય રાખવાનો ઉપદેશ કરવો એ વકતૃત્વની મશ્કરી અને ઉપદેશની મજાક કરવા બરોબર છે. એક ગોશાળામાં દશ ગાયો હોય અને ઘાસ ફક્ત એક ગાયને વાસ્તે હોય તો ગાય જેવાં નમ્ર, ગરીબ, મુંગાં પ્રાણી પણ લડયા વગર ન રહે. ભલા ભૂખે મરતા હિંદીઓ સુલેહ-સંપ અને શાંતિ કેવી રીતે જાળવી શકે ? વિજ્ઞાનશાસ્ત્રમાં સ્પષ્ટ લખાણ છે કે દરેક વસ્તુનું સમતોલપણું ( Equilibrium ) જાળવી રાખવાને માટે દરેક પરમાણુ અને અંશને રહેવાને તથા હરવા ફરવાને ફક્ત એટલી જ જગ્યા હોવી જોઈએ કે જેથી બીજા પરમાણુ અને અંશો માટેની આવશ્યક જગ્યામાં કશો પણ ફેર પડે નહિ. હવે જે દેશમાં એક જણના પેટ ભરીને ખાવાથી બીજાં દશ માણસો ભૂખ્યાં અથવા અર્ધભૂખ્યાં રહી જાય તે દેશમાં સુલેહ સંપ કેમ જળવાઈ રહે ? અને એ દેશનું સમતોલપણું શી રીતે જળવાઈ રહે ? **શું તમે હિંદુસ્તાનને કલકત્તાનું કારાગૃહ ( Black Hall ) બનાવ્યા વિના પાછા નહિ જ હઠશો ?** જે ચીજ નકામી થઈ જાય છે તેને આ લેમ્પની ચીમનીની પેઠે નીચે ઉતારી નાખવામાં આવે છે. ( આ વખતે લેમ્પની ચીમની કાળી થઈ જવાથી તેને નીચે ઉતારી મૂકવામાં આવી હતી. ) હવે કયારે સમજશો ? પુરૂષાર્થની શક્તિનો એવી રીતે નાશ ન કરો કે જેથી તમને પણ નુકશાન થાય અને દેશની પણ બરબાદી થાય. એ શક્તિને બ્રહ્માનંદ અને આત્મિક બળમાં ફેરવી નાખો.

## બ્રહ્મચર્ય વિષે બીજાં કેટલાંક દૃષ્ટાંતો અને ખુલાસા.

દુનિયાનો સૌથી મહાન ગણિતવેત્તા સર આઈઝાક ન્યુટન ૮૦ કરતાં વધુ વર્ષ જીવ્યો હતો. એને આટલી મોટી ઉમ્મરે પહોંચવાનું કારણ બ્રહ્મચર્ય જ હતું. મહાન તત્ત્વજ્ઞાની કેન્ટ પણ બ્રહ્મચર્યના પ્રતાપે જ લાંબી જીંદગી ભોગવવાને શક્તિવાન થયો હતો. હર્બર્ટ સ્પેનસર અને સ્વિડનબર્ગ જેવા દુનિયાના વિચારોને ફેરવી નાખનાર મહા સમર્થ વિદ્વાનો પણ બ્રહ્મચારી હતા. કેટલાંક અંગ્રેજી પત્રોએ એવો ગપાટો ઉડાડયો છે કે બ્રહ્મચર્યના પાલનથી જીંદગી ઘટે છે. તપાસ કરતાં માલમ પડે છે કે પેરિસ અને એડીનબરોના કેટલાક વર્ષોના જન્મ-મરણના રિપોર્ટો ઉપરથી ખાસ આ પરિણામ તારવી કાઢવામાં આવ્યું હતું. હવે જેનામાં જરાપણ અક્કલનો અંશ હશે તેને વિચાર કરતાં સ્પષ્ટ રીતે જણાશે કે ઉપલાં શહેરોમાં ફક્ત એવા લોકોનાં જ લગ્ન કરવામાં આવતાં નથી કે જેઓ કાંતો બિમાર હોય કે કાંતો નાદાર અથવા બેકાર હોય, કિંવા બીજી કોઇ રીતની મુશ્કેલીથી વ્યાધિગ્રસ્ત થઈ ગયા હોય. જેથી

એવા હલકા જીવનમાં અલ્પ આયુષ્ય ઇત્યાદિ પરિણામોને બ્રહ્મચર્યના પરિણામરૂપે ગણાય જ નહિ. વળી તે દેશનાં કુંવારાં માણસો આત્મજ્ઞાન ધરાવતાં નથી, તેથી તે બ્રહ્મચારી પણ રહી શકતાં નથી. જેથી જન્મ મરણના પત્રકપરથી બ્રહ્મચર્યનું ખંડન કરવું તદ્દન અશક્ય છે. હવે અમેરિકાના લોકો બ્રહ્મચર્ય કેવી રીતે પાળે છે, તે સંબંધે એક બે વાત કહીને હું મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરીશ.

## ઉપદેશના પાલનથી જ દુઃખો મટે છે.

આપણા દેશની વિદ્યા ગ્રહણ કરીને વિદેશીઓ તેનો લાભ લે છે, અને આપણે જેવા ને તેવા રહી જઈએ છીએ, એ કેવી અફસોસની વાત છે? **'અમારા બાપે કૂવો ખોદાવ્યો છે' એમ કહેવાથી આપણી તૃષા છીપવાની નથી.** તૃષા તો પાણી પીવાથી જ શાંત થશે. એવીજ રીતે શાસ્ત્રોના ઉપદેશ પ્રમાણે અમલ કરવાથી જ આપણાં દુઃખો નષ્ટ થશે.

## ભગવદ્ ગીતાવિષે મહાત્મા થૅારોનો મત.

અમેરિકાના મહાન ગ્રંથકાર **એમર્સન** ( Emerson ) ના **ગુરૂ બ્રહ્મચારી થૅારો** આપણી ભગવદ્ ગીતાના સંબંધમાં લખે છે કે, "હું **દરરોજ ગીતાના પવિત્ર જલમાં સ્નાન કરૂં છું.** જો કે એ પુસ્તક લખાયાને હજારો વર્ષ વીતી ગયાં છે, તોપણ હજી સુધી **એની કક્ષામાં મૂકી શકાય એવું બીજું કોઈ પણ પુસ્તક લખાયું નથી.** એ પુસ્તકની ખુબી અને એનું મહત્વ આજકાલ રચાતાં પુસ્તકો કરતાં એટલું બધું ઉત્તમ છે કે 'કદાચ એ પુસ્તક લખાયું ત્યારનો જમાનો આજના જમાનાથી બિલકુલ જુદો હશે' એવો ખ્યાલ મને વારંવાર આવે છે." પાતાળના લોકો અર્થાત્ અમેરિકન લોકોમાં, ઉપનિષદ્, ભગવદ્ગીતા અને વિષ્ણુપુરાણને સૌથી પહેલાં મહાત્મા **થૅારોએ** જ દાખલ કીધાં હતાં. સર ટૅામસ આદિ જે યુરોપીઅન પ્રવાસી હિંદુસ્તાનમાં આવ્યા હતા, તેઓ આ ગ્રંથોનો લૅટિન તરજુમો યુરોપ ખંડમાં લઈ ગયા હતા; અને થૅારો આ લૅટિન ભાષાંતરને ફ્રાન્સથી અમેરિકા લઇ ગયો. સર ટૅામસ આદિ યુરોપીઅન પ્રવાસીઓએ આ ગ્રંથોનો તરજુમો–સંસ્કૃત ભાષામાંથી નહિ પણ–ફારસીભાષામાંથી લૅટીન ભાષામાં કીધો હતો; કારણ કે તે વખતે યુરોપની સુધરેલી ભાષા લૅટીન હતી અને ઉત્તમ ગ્રંથો ખાસ કરીને એ જ ભાષામાં લખાતા હતા. સાચું કહીએ તો **અમેરિકામાં** વેદાંતનો ઝુંડો સૌથી પહેલાં **થૅારોએજ ઉઠાવ્યો હતો.**

## મહાત્મા થૅારો અને વૅાલ્ટ વ્હિટમૅનની મહત્તા.

એક દિવસ જંગલમાં સહેલ કરતાં એમર્સને **થૅારોને** પૂછ્યું કે, "ઇંડીઅન લોકોનાં તીર ક્યાં મળે છે?" તેણે પોતાની હંમેશની રીત પ્રમાણે જવાબ આપ્યો, "જ્યાં જોઇએ ત્યાં". આટલું કહી તે જરા નીચો નમ્યો અને રસ્તાપરથી એક તીર ઉંચકી તરત એમર્સનને આપ્યું. એમર્સને પૂછ્યું:–"કયો દેશ ઉત્તમ છે?" **થૅારોએ** જવાબ આપ્યો "**જો પગ નીચેની જમીન તમને સ્વર્ગ કરતાં પણ ઉત્તમ ન લાગતી હોય તો તમે આ જમીન પર રહેવાને લાયક નથી.**" **થૅારોના** મકાનના દરવાજા હમ્મેશાં ખુલ્લા રહેતા હતા અને હવા તથા પ્રકાશ આવવાના માર્ગમાં જરા પણ રોકાણ નહોતી. એમર્સન કહે છે કે, "**થૅારોના** મકાનની છતપર હમ્મેશાં જીવડાંનાં જૂથનાં જૂથ બાઝી રહેતાં હતાં, મધમાખીને તેના ખાટલાપર બેસતાં મેં નજરે જોઇ છે, પણ તે સમદર્શી **થૅારોને** જરા પણ ડંખતી નહોતી. સાપ તેના પગ સાથે વીંટાઇ જતા હતા પણ તે તેની જરા પણ બ્હીક

ધરતો નહોતો. તેને સાપ કરડે તે શા માટે? થૅારોના હૃદયમાંથી પ્રેમનાં કિરણો છૂટી રહ્યાં હતાં. **જે માણસને દુનિયાનાં નખરાં અને કટાક્ષ હલાવી શકતાં નથી તે દુનિયાને જરૂર હલાવી શકશે.** અમેરિકાનો એક બીજો મહા પુરૂષ વોલ્ટ વ્હિટમેન થોડા વખત પર ગુજરી ગયો છે. તે મૌલાજી તો સ્વાતંત્ર્ય-યુદ્ધ( War of independence ) માં ગીત ગાતા અહીં તહીં ફરતા હતા, તેના ચહેરાપર પ્રસન્નતા અને હાથપર મહેનતનાં ચિહ્નો જણાતાં હતાં. તે લડાઈમાં ઘાયલ થયેલાં માણસોને મલમપટ્ટા કરતો, ભૂખ્યા માણસોને રોટલી આપતો અને તરસ્યાને પાણી પાતો. તે બીજા માણસોના દીલમાં સાહસ અને હિમ્મત પેદા કરતો અને પોતે ગાયન ગાવામાં તલ્લીન થઈ રહેતો. તેની આંખમાંથી આનંદ ઝરતો અને તેના અવાજમાંથી સંતુષ્ટતાનો વર્ષાદ વરસતો હતો. જેવી રીતે કુરૂક્ષેત્રમાં કૃષ્ણ ભગવાન્ અને ભૂતપિશાચોની વચ્ચે શિવજી વિચરતા હોય તેમ આ મહાપુરૂષ દારૂણ યુદ્ધમાં બેધડક ઘૂમતો ફરતો હતો. આ મહાત્માએ ( Leaves of the grass) 'લીવ્ઝ ઓફ ધી ગ્રાસ' ( તૃણપર્ણ ) નામનો એક ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથ વાંચતાં વાંચતાં માણસ આનંદમાં ગરક થઈ જાય છે.

**ૐ ! આનંદ ! આનંદ ! આનંદ !**
**ડટ કર ખડા હુંફસે ખાલી જહાનમેં;**
**તસકીને દિલ ભરી હે મેરે દિલમેં જાનમે,**
**સૂધેં જમાં મકાં હૈ મેરે પૈર મીસ્લ સગ !**
**મેં કૈસે આ સકું હું કૈહ બયાનમેં,**
**ગાહ બ ગાહ ખુશ ખડા દુનિયાંકી છતપર હું તમાશા દેખતા;**
**ગાહ બ ગાહ દેતા લગા હું વહિશિયોં કીસી સદા,**
**બાદશાહ દુનિયાં કે હૈ મુહરે મેરી શતરંજકે;**
**દીલ લગીકી ચાલ હેં સબરંગ સુલહ વ જંગકે,**
**રક્ષ શાદીસે મેરે જબ કાંપ ઉઠતી હૈ જમીં;**
**દેખકર મેં ખિલ ખિલાતા હું વહીં.**

ૐ ૐ ૐ



# ૩—નગદ ધર્મ.*

## ઐશ્વર્ય અને જયનો આધાર ભૂમિપર નથી, પણ સત્ય અને ધર્મપર જ છે.

'सत्यमेव जयते नानृतम्'

વેદમાં લખ્યું છે કે, 'જય સત્યનો જ થાય છે અસત્યનો નહિ.' સાચને આંચ નથી. જગતમાં જ્યાં જ્યાં સંપત્તિ અને ઐશ્વર્ય છે ત્યાં ત્યાં તેનું ખરૂં કારણ ધર્મ જ છે. આપણે હિંદુઓ કહીએ છીએ કે લક્ષ્મી વિષ્ણુની પત્ની છે અને તે પતિવ્રતા છે; જ્યાં વિષ્ણુ (સત્ય) છે ત્યાં લક્ષ્મી હોવી જ જોઇએ; તે બીજા કોઇ પણ પુરૂષનો પડછાયો લેતી નથી. ઉન્નતિ એ એક જ દેશની મિલકત નથી અથવા તે એક જ જગાએ ચોંટી રહેતી નથી. જે લોકો યૂરોપ, અમેરિકા વગેરે દેશોની ઉન્નતિનું કારણ ત્યાંની ઠંડી અને શક્તિદાયક હવા છે, એમ સમજે છે; અને બીજા દેશોની અવનતિનું કારણ ત્યાંની ભૂમિને ગણે છે, તેઓ મોટી ભૂલ કરે છે. બે હજારથી પણ ઓછાં વર્ષપર ઇંગ્લાંડના રહેવાશીઓ રોમ વગેરે શહેરોમાં કેદી અને ગુલામ તરીકે વેચાતા હતા; આજે ઇંગ્લાંડ આવા વિશાળ પ્રદેશ ઉપર રાજ્ય ચલાવે છે, તેથી આજે શું તે ભૂમિ બદલાઇ ગઇ છે? પાંચસેં વર્ષ પહેલાં પણ અત્યારે છે ત્યાં જ અમેરિકા ખંડ હતો; પરંતુ એ અરસામાં ત્યાંના રહેવાશીમાં કેટલો ફેર પડયો છે, તેનો વિચાર કરો. રોમ, ગ્રીસ, મિસર અને આપણું હિંદુસ્તાન પ્રાચીન કાળમાં જ્યાં હતાં ત્યાંનાં ત્યાંજ અત્યારે પણ છે તે વખતે આખી દુનિયામાં તેમની કીર્તિ પ્રસરી રહી હતી. ઐશ્વર્ય દેશ કિંવા મનુષ્યપર આધાર રાખતું નથી. **જેઓ સન્માર્ગે ચાલે છે તેમનો જ જય થાય છે; અને જ્યાં સુધી તેઓ સત્યથી ચાલે છે ત્યાં સુધી જ તેમનું ઐશ્વર્ય નભી રહે છે.** ભાઈઓ! 'રામ' તમારો છે અને તમે 'રામ'ના છો. પૂર્ણ પ્રેમથી મારી પાસે આવો! હું જે કંઈ કહેવાનો છું તે પ્રેમથી જ કહેવાનો છું; પરંતુ માફ કરજો! હું તમારી ખુશામત નહિ કરૂં. **પ્રેમને ખુશામત ગમતી નથી.** 'રામ' જાપાન ગયો હતો, અમેરિકામાં હતો, યુરોપના કેટલાક દેશો 'રામે' જોયા છે; પરંતુ જ્યાં જ્યાં ઉન્નતિ જણાઇ ત્યાં ત્યાં 'સત્ય'નું અસ્તિત્વ હતું. અમેરિકાએ જે ઉન્નતિ કરી છે, તે ધર્મ પ્રમાણે ચાલવાથી જ. **ધર્મને કોઈએ ઈજારે રાખી લીધો નથી.** ગમે તે માણસ ધર્મ પ્રમાણે આચરણ કરી શકે છે.

## નગદ ધર્મ અને ઉધાર ધર્મ.

ધર્મ બે પ્રકારના છે; એક નગદ અને બીજો ઉધાર. દાખલા તરીકે એક માણસે કેટલુંક ધન જમીનમાં દાટી રાખ્યું હતું તે તેના છોકરાએ જાણ્યું. તેણે તે ગુપચુપ કહાડી લઈ વાપરી નાખ્યું અને તેટલા જ વજનના પથરાઓ એ ખાડામાં ભરી દીધા. કેટલાક દિવસ પછી તેના બાપે જમીન ખોદી જોઈ તો રૂપિયા મળે નહિ, તેથી તે રડવા લાગ્યો કે, "હાય!

* સ્વામીજીએ આ વ્યાખ્યાન ગાઝીપુરમાં આપ્યું હતું.

હાયરે ! મારૂં ધન ક્યાં ગયું ? " છોકરો બોલ્યો:–" બાપા ! તમે શા માટે રડો છો ? તમારે તે વાપરવા તો હતા જ નહિ, રાખી મૂકવા હતા; તો આ પથરાઓ પણ તેટલા જ વજનના છે."

બરાયે નિહાદન ચ સંગે ચ જર.

**અર્થાત્–રાખી મૂકવાં જ હોય તો પત્થર અને સુવર્ણ સરખાં જ છે.**

જુદા જુદા ધર્મો વચ્ચે જે ઝગડા થાય છે, તે સર્વ નગદ ધર્મને લીધે નહિ; પણ ઉધાર ધર્મને લીધે થાય છે. નગદ અથવા રોકડો ધર્મ તો એ જ છે કે જે મરણ પછીની નહિ પણ જન્મની જ ચિંતા રાખે છે. ઉધાર ધર્મ અંધશ્રદ્ધાનો છે, અને નગદ ધર્મ દૃઢ વિશ્વાસનો છે. ઉધાર ધર્મ માત્ર લોકોને કહેવાનો અને ઉપર ઉપરથી માની લેવાનો હોય છે, જ્યારે નગદ ધર્મ આચરવાનો–અમલમાં મૂકવાનો હોય છે. ધર્મમાં જેટલો રોકડ ભાગ છે તેને માટે સર્વ ધર્મોનો એકજ મત છે. **ખરૂં બોલવું, શાસ્ત્રોનું અધ્યયન કરવું અને તે પ્રમાણે ચાલવું, અહંકાર અને સ્વાર્થી વૃત્તિથી દૂર રહેવું, પરધન અને પરદારા જોઈને મનમાં મલિન વાસના ઉત્પન્ન થવા ન દેવી, જગતની લાલચો અને ધમકીઓના જાદુમાં ફસાઇને આપણા મૂળ સત્યસ્વરૂપને વિસરી ન જવું, મન દૃઢ અને વૃત્તિ સ્વતંત્ર રાખવી, એ ધર્મના નગદ ભાગો વિષે કોઈ ભિન્ન મત ધરાવતું નથી.**

**ધર્મના ઉધાર ભાગની બાબતો કલહપ્રિય લોકોને સોંપી દઈ જેઓ નગદ ધર્મથી** ચાલે છે તેમની જ ઉન્નતિ અને ઉત્કર્ષ થાય છે, એ વ્યવહારિક સત્યનો પરદેશમાં ગયા પછી ' રામ ' ને ઘણો અનુભવ થયો.

## હિંદ અને અમેરિકાની તુલના.

હિંદુસ્તાન અને અમેરિકા વચ્ચે શું ફેર છે ? અહીંઆં દિવસ હોય છે ત્યારે ત્યાં રાત હોય છે, અને ત્યાં દિવસ હોય છે ત્યારે અહીં રાત હોય છે. જ્યારે હિંદુસ્તાનના સિતારા પાધરા હતા ત્યારે અમેરિકાને કોઇ ઓળખતું પણ નહોતું; આજે અમેરિકા વૈભવને શિખરે પહોંચ્યું છે અને હિંદુસ્તાનનો કોઇ ભાવ પણ પૂછતું નથી. પૂજા અથવા સત્કારની વખતે અહીંઆં જોડા કહાડવામાં આવે છે, ત્યાંના લોક ટોપી કહાડે છે.

અહીંઆં ' પુસ્તક મેજપર છે, એમ કહેવાય છે; ' ' ત્યાં ચોપડીપર ટેબલ છે, ' એમ કહેવાય છે ( The book on the table. ) અહીંઆં ઘરમાં પુરૂષોની સત્તા ચાલે છે, તેમના ઘરમાં સ્ત્રીનું રાજ્ય હોય છે. અહીંઆં વિધવાઓની સંખ્યા મોટી હોવાના વિલાપ કરવામાં આવે છે, ત્યાં કુમારિકાઓની સંખ્યા વધી જવાની બૂમો પાડવામાં આવે છે. હિંદુસ્તાનમાં ગધેડું અને ઘુવડ મૂર્ખતાભરેલાં અને અપશુકનીઆં ગણાય છે, ત્યાં તેમને વિશ્વાસપાત્ર અને હોશિયારીનાં આદર્શ ગણવામાં આવે છે. **આ દેશમાં લખાતા ગ્રંથોમાં જો તેનો અર્ધો ભાગ પ્રાચીન વૈભવોની વાતોથી ભર્યો ન હોય તો તેનો કોઈ ભાવ પણ પૂછતું નથી,** તો પછી વાંચવાની તો વાત ક્યાં રહી ! **ત્યાં છપાતાં પુસ્તકોમાં બધી નવી નવી બાબતો ન હોય તો તેને કોઈ લેતું નથી.**

અહીંઆં જેની પાસે હુન્નર કળાનું ઉપયોગી જ્ઞાન હોય છે, તે તેને છુપાવી રાખે છે; ત્યાં તેને છાપીને બહાર પાડે છે. અહીંઆં ઉધાર ધર્મ–ઉપર ઉપરથી માનવાનો ધર્મ બેહદ છે; ત્યાં નગદધર્મ ( પાલન કરવાનો ધર્મ ) પુષ્કળ છે. અહીંઆં બીજાની સાથે હળી મળીને ન ચાલવામાં, બીજાના હાથનું ન ખાવામાં અને સૌથી અળગું રહેવામાં મોટાઇ મનાય છે;

ત્યાં લોકોની સાથે જેટલા પણ વધારે મળીને ચાલો તેટલું વધારે માન. અહીંઆં પરભાષા ભણવી એ હલકું ગણાય છે ( न-पठेत् यावनीं भाषाम् ); ત્યાં પરભાષાઓ જેટલી વધારે આવડતી હશે તેટલું વધારે માન મળશે.

## નગદ ધર્મ વિષે એક વૃદ્ધ અમેરિકન પ્રોફેસરનું દૃષ્ટાન્ત.

'રામ' જ્યારે જાપાન જતો હતો ત્યારે સ્ટીમરમાં અમેરિકાના એક વૃદ્ધ પ્રોફેસર સાથે તેને ઓળખાણ થઇ. તે વૃદ્ધ પ્રોફેસર રશિયન ભાષા શીખતો હતો. તપાસ કરતાં માલમ પડયું કે તેને અગીઆર ભાષાઓ તો આવડતી હતી. તેને "આટલા ઘડપણમાં નવી ભાષા શીખવાની શી જરૂર છે ?" એમ પૂછતાં તેણે જવાબ આપ્યો કે, "હું ભૂસ્તરવિદ્યાનો પ્રોફેસર છું, રશિયન ભાષામાં ભૂસ્તર વિદ્યાનો એક અદ્‌ભુત ગ્રંથ લખાયો છે, તેનું ભાષાંતર હું કરી શકું તો મારા દેશબાંધવોને અત્યંત લાભ મળે, માટે હું રશિયન ભાષા શીખું છું."

'રામે' કહ્યું:—"હવે તો તમે મૃત્યુને બારણે આવી પહોંચ્યા છો હવે શીખીને શું કરશો ? ઈશ્વરનું ભજન કરો."

તેણે જવાબ આપ્યો:—"**લોકસેવા એજ ઈશ્વરસેવા છે.** * આ મુશ્કેલ કર્ત્તવ્ય બજાવતાં હું નરકે જાઉં તોપણ ભલે મને તેની દરકાર નથી. **મારા દેશબાંધવોને જો સુખ થતું હોય અને મારે હજાર વખત નરકવાસ ભોગવવો પડે તો પણ મને હરકત નથી. આ જન્મમાં લોકસેવાનો લાભ લેવાનો હક મૃત્યુ પછીની અદૃશ્ય સૃષ્ટિના ડરથી હું છોડનાર નથી.**"

> ગુજસ્તા ખ્વાબો આયન્દા ખ્યાલસ્ત;
> ગનીમત દાં હમીં દમ રાકી હાલસ્ત. ×

'નગદ ધર્મ' એજ કહેવાય. ભગવદ્‌ગીતામાં એવી ઉત્કૃષ્ટ આજ્ઞા કરી છે કેઃ—

> **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

કર્મ જ કરતો રહે ફળ ઉપર દૃષ્ટિ રાખીશ નહિ.

લૉર્ડ મૅકોલેની એવી પ્રાર્થના હતી કે '**મરૂં તો મારી લાયબ્રેરીમાંજ મરૂં.**'

> દફન કરના મુઝકો કુએ યારમેં;
> કબ્ર બુલબુલકી બને ગુલજારમેં.

પ્રિયાની ગલીમાં જ મને દાટજો. બુલબુલની કબર બગીચામાં જ હોય છે.

મરવું તો કર્તવ્ય બજાવતાં જ મરવું જોઇએ. ઘોર રણસંગ્રામમાં યુદ્ધ કરતાં જ મરવું જોઇએ. આનંદ અને ઉત્સાહ સાથે કેસરીઆં કરવાં જોઇએ.

એક ડોસો ઝાડ રોપતો હતો તેને કોઇએ પૂછયું કે, "બાપાજી ! આ શું કરો છો ? તમારે થોડાં આનાં ફળ ખાવાં છે ? તમારાં લાકડાં તો સ્મશાને પડ્યાં છે. પેલા ફકિરનું વચન યાદ નથી ?

> ઘર બનાઉં ખાક ઇસ વહશત કદામે નાસિહ !
> આયે જબ મજદૂર મુઝકો ગૈર કન યાદ આ ગાય.

---

* બન્દઃ હું એ ખુદા મૈં બન્દે મેરે ખુદા હૈ.

× ભૂતકાળ સ્વપ્નવત્ છે, અને ભવિષ્યકાળ તો કેવળ અનુમાન છે; વર્ત્તમાનકાળ જ આપણી પાસેનું ખરૂં ધન છે, એમ સમજ.

હે ઉપદેશક ! આ જગતમાં હું ઘર બાંધીને શું કરીશ? જ્યારે મજુરોને હું જોઉં છું ત્યારે મારી કબર ખોદનાર મજુરોનું મને સ્મરણ થાય છે. ”

ડોસાએ ઉત્તર આપ્યો:–“ બીજાએ વાવ્યાં હતાં તે મેં ખાધાં. હું વાવતો જાઉં છું તે બીજા ખાશે. ”

એવી જ રીતે જગતનો વ્યવહાર ચાલે છે. ઈસુ, મહમદ વગેરે જે મહાત્માઓ થઈ ગયા તેમણે વાવેલાં ઝાડોનાં ફળ શું તેમણે પોતે જ ખાધાં? કદી નહિ. એ મહાત્માઓએ પોતાના દેહ જ એ ઝાડના ખાતર તરીકે અર્પ્યા, તો પછી ફળ ક્યાંથી ખાય? આજે હજારો વર્ષથી જે વૃક્ષોનાં ફળ લોકો ખાય છે તે વૃક્ષ પ્રાચીન ઋષિઓની રક્ષાથી ઉગ્યાં છે. આ સિદ્ધાંત ધર્મનો પ્રાણ છે; અને એ જ સિદ્ધાંતાનુસાર તે રશિયન ભાષા શીખનાર પ્રોફેસરનું વર્તન હતું.

## મજુરી કરી વિદ્યાભ્યાસ કરતા જાપાની વિદ્યાર્થીઓ.

જે સ્ટીમરમાં ‘ રામ ’ જાપાનથી અમેરિકા જતો હતો તે સ્ટીમરમાં લગભગ દોઢસો જાપાની તરૂણો હતા. તેમાંના કેટલાક ખાનદાન કુટુંબોના છોકરા હતા; પરંતુ તે સૌમાં પોતાને ઘેરથી પૈસા લઈ આવેલો કોઇક જ હતો. કેટલાક તો એવા હતા કે સ્ટીમરનું ભાડું પણ ઘેરથી લાવ્યા નહોતા. તેમાંના કેટલાક શ્રીમંત ઉતારૂઓના બુટ સાફ કરવા રહ્યા હતા, કેટલાક સ્ટીમરને ધોવા સાફ કરવાના કામપર રહ્યા હતા, અને કેટલાક એવાં જ બીજાં કામપર રહીને સ્ટીમરનું ભાડું ચૂકવતા હતા. તપાસ કરતાં માલમ પડ્યું કે, ‘ આપણા દેશના પૈસા પરદેશમાં જઈને શા માટે ખરચવા? સ્ટીમરનું ભાડું પણ કામ કરીને ચૂકવવું ’ એવો તેમનો વિચાર હતો. અમેરિકામાં ગયા પછી તેમાંના કેટલાક વિદ્યાર્થીઓ આખો દિવસ શ્રીમંત લોકોને ત્યાં મજુરી કરતા અને રાત્રે રાતની શાળાઓમાં જઇ ભણતા. કેટલાક રેલ્વેનાં કામ ઉપર અને કેટલાક એવાંજ બીજાં કામોમાં જોડાયા હતા. એ લોકો ઉનાળામાં મજુરી કરતા અને શિયાળામાં કૉલેજમાં ભણતા.

પય ઇલ્મ ચૂઁ શમઅ બાયદ ગુદાખ્ત.

“ જ્ઞાનપ્રાપ્તિને માટે મીણબત્તીની પેઠે ઓગળવું જોઇએ. ”

એવી રીતે સાત આઠ વર્ષ સુધી પોતાનો નિર્વાહ કરીને પોતાનાં મગજ અમેરિકાના જ્ઞાન અને કળાથી તથા પોતાનાં ખીસ્સાં અમેરિકાના પૈસાથી ભરીને એ જાપાની લોકો પાછા સ્વદેશ આવે છે. દરેક સ્ટીમરમાં વીસ પચ્ચીસ અને કોઈ કોઈ વાર સેંકડો જાપાની લોકો અમેરિકા વગેરે દેશોમાં જાય છે. હજારો કિંવા લાખો જાપાનીઓ દરેક વર્ષે અમેરિકા, જર્મની વગેરે દેશોમાં જઈ ત્યાંનું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના દેશમાં પાછા આવે છે. એનું પરિણામ તમે જુઓ છો જ. પચાસ વર્ષ પહેલાં જે જાપાન હિંદુસ્તાનના કરતાં પણ અવનત દશામાં હતું તે આજે યૂરોપથી પણ ચડી ગયું છે.

## અભિમાન રાખી અલગ રહેનાર પોતે જ સૂકાઈ જાય છે.

તમારો હાથ ગોરો છે, તેમાંનું લોહી તદ્દન શુદ્ધ છે; પરંતુ જો કાંડાપર તાણીને પાટો બાંધો તો હાથનું લોહી હાથમાં જ રહેશે, શરીરના બીજા ભાગોમાં તે ફરી શકશે નહિ અને તેથી તે જલદી બગડી જઇને તમારો હાથ સૂકાઇ જશે. તેવી જ રીતે જે દેશના લોકો “અમે જ મોટા છીએ, અમે જ સારા છીએ, અમે જ કુલીન છીએ, અમારે મ્લેચ્છ અને કાફરોની સાથે સંબંધ રાખવાની શી જરૂર છે?” એમ કહીને બીજાઓ અને પોતાની વચ્ચે જુદાઈનો

પાટો બાંધી લે છે, તેઓ પોતે અને તેવાઓનો દેશ પોતે જ એથી સૂકાઈ જાય છે. 'વહેતાં પાણી નિર્મલાં' એ કહેવત મશહૂર છે.

આબ દરિયા બહે તો બિહેતર;
ઇન્સાન રવાં રહે તો બિહેતર.

## વિદેશગમનના લાભ-અમેરિકનો અને જર્મનોનું દ્રષ્ટાન્ત.

વિચાર કરી જોતાં માલમ પડશે કે હરકોઈ દેશે પ્રવાસથી જ પોતાની ઉન્નતિ કરી છે. એ વિષે અમેરિકન લોકો તરફ જુઓ. સાધારણ રીતે પીસ્તાળીસ હજાર અમેરિકનો દરરોજ પૅરીસમાં હોય છે, તેમનાં ટોળાંનાં ટોળાં જતાં આવતાં નજરે પડે છે, અને ફ્રાન્સમાં કંઈ જરા નવી શોધ થાય અથવા કળા નીકળે કે તુરત તેઓ તે પોતાના દેશમાં પહોંચાડે છે. જુની કળાઓ પણ તેઓ કાંઈ ઓછી શીખતા નથી. દરેક મોસમમાં લગભગ એંશી હજાર અમેરિકનો મિસરમાં જાય છે, અને ત્યાંના પીરામડ જોઇ આવે છે. લાખો અમેરિકનો આખી પૃથ્વીનું પર્યટન કરી આવ્યા છે. એવી રીતે એ લોકો જ્યાંથી જ્ઞાન મળે ત્યાંથી લઈને પોતાના દેશમાં પહોંચાડે છે. જર્મન લોકો પણ એવા જ છે. અમેરિકાથી આવતાં 'રામ' જર્મન સ્ટીમરમાં બેઠો હતો. પહેલા વર્ગના ઉતારૂ લગભગ ત્રણસેં હતા. તેમાં પ્રોફેસર, ડ્યૂક, બેરન તથા વેપારી વગરે ભિન્ન ભિન્ન પ્રકારના માણસો હતાં. દિવસે 'રામ' સ્ટીમરને સૌથી ઉપલે માળે બેસતો અને ત્યાં એકાંતમાં લખતો, વાંચતો અથવા ધ્યાનમાં મગ્ન રહેતો; પરંતુ જર્મન લોકો ઉપલે માળે આવીને 'રામ'ને નીચે લઇ જતા અને વ્યાખ્યાન અપાવતા. 'રામ'ને તેઓ પરદેશી ધારીને મ્લેચ્છ અથવા કાફર ગણતા નહિ. તેમનો વિચારજ એવો હતો કે આ 'પરદેશી પાસેથી જેટલું જ્ઞાન મળે તેટલું કાઢી લેવું.' અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં 'રામે' સૌથી પહેલું વૉશીંગટન શહેર જોયું. ત્યાંથી વૉશીંગટન યુનિવર્સિટીએ 'રામ'ને હિંદુ તત્વજ્ઞાન ઉપર વ્યાખ્યાન આપવાને આમંત્રણ કર્યું. વ્યાખ્યાન પૂરૂં થયા પછી એક તરૂણ પ્રોફેસરની મુલાકાત થઇ. આ પ્રોફેસર થોડા વખતપરજ જર્મની જઈ આવ્યો હતો. "જર્મની શા માટે ગયા હતા?" એમ 'રામે' જ્યારે તેને પૂછ્યું ત્યારે તે બોલ્યો:-"વનસ્પતિશાસ્ત્ર અને રસાયનશાસ્ત્રના વિષયોમાં અમારી યુનિવર્સિટી અને જર્મન યુનિવર્સિટીઓનો મુકાબલો કરવા ગયો હતો." તેણે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવતાં જણાવ્યું કે; "દશ વર્ષ પહેલાં જર્મની અમારા કરતાં આગળ હતું, આજે અમે તેનાથી બિલકુલ ઉતરતા નથી."

## વિદેશની વિદ્યા ભણ્યાથી વટલાઇ જવાતું નથી.

હું કહું છું કે મરણ પર્યંત ભણો. અમેરિકનોએ ઘણી મહેનતે બીજાઓ પાસેથી શીખી શીખીને વિદ્યા સંપાદન કરી છે, અને તેને ખીલવી છે. અમેરિકન લોકો 'ડોલરના દાસ' કહેવાય છે, તે ખરૂં નથી; ઉલટા ડોલર તેમના દાસ છે. કારણ કે ડોલર તો વિદ્યાની પાછળ આપોઆપ જ ઘસડાઈ આવે છે. જે લોકો અમેરિકન લોકોપર એ આરોપ મૂકે છે તેઓ નગદ ધર્મના અનુયાયી નથી, પણ નગદ નાણાંના જ અનુયાયી છે; અથવા તો અમેરિકન વસ્તુસ્થિતિથી તેઓ તદ્દન અજ્ઞાન છે. નિષ્ફળ થનાર શિયાળની પેઠે 'દ્રાક્ષ ખાટી છે' એ પ્રકારનો એ આરોપ છે. કેલીફોર્નિયાની એક સ્ત્રીએ અઢાર કરોડ રૂપિઆ આપીને એક વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટી) સ્થાપ્યું છે. એવી રીતે જ્ઞાનની વૃદ્ધિ અને પ્રસાર કરવાને માટે તે દેશમાં દર વર્ષે કરોડો રૂપિયાનું દાન કરવામાં આવે છે. હિંદુસ્તાનની બ્રહ્મવિદ્યાને તેઓ એટલા માને છે કે વ્યવહારિક વેદાંત ત્યાં અત્યારે જેવું છે તેવું અહીંઆં નથી. તે

લોકોએ વેદાંતનું અધ્યયન કરીને તેને પોતાનું કરી નાખ્યું છે; અને તોપણ તેઓ કંઇ હિંદુ થયા નથી. તેવી જ રીતે આપણે પણ તેમની વિદ્યા અને હુન્નર કળા પ્રાપ્ત કરવા છતાંએ આપણું રાષ્ટ્રીયત્વ જાળવી રાખી શકીશું. ઝાડ બહારથી પોતાનો ખોરાક લે છે; પરંતુ તેથી તે જાતે જ ખોરાક બનતું નથી. બહારથી મીઠું પાણી, પ્રકાશ અને હવા તે લે છે, અને પચાવે છે; પરંતુ તેથી તે જાતે જ પાણી કે હવારૂપ બની જતું નથી. જાપાની લોકોએ યૂરોપ અને અમેરિકાની હુન્નરકળા પ્રાપ્ત કરી; પરંતુ તેઓ જાતે જાપાનીજ રહ્યા છે. દેવોએ કચ (બૃહસ્પતિના પુત્ર) ને રાક્ષસો પાસે મોકલીને તેમની સંજીવની વિદ્યા શીખી લીધી, પણ તેથી તે પોતે રાક્ષસ બન્યા નહિ; તેવી જ રીતે યૂરોપ અને અમેરિકા જઇને તેમનું જ્ઞાન તથા કળા શીખી આવવાથી તમારૂં હિંદુત્વ જતું રહેવાનું નથી.

## જ્ઞાનની આપ લે ન કરવાથી પોતાનેજ નુકશાન છે.

જે લોકો જ્ઞાનને અમુક દેશમાં પૂરી રાખવા ઇચ્છે છે, અને આ જ્ઞાન અમારૂં ને આ જ્ઞાન બીજા દેશનું છે, બીજાનું જ્ઞાન અહીંઆં આવશે તો ખોટું થશે અને અમારા જ્ઞાનને લઇ જવાનો પણ કોઇને અધિકાર નથી, એમ જેઓ કહે છે તેઓ પોતાના જ્ઞાનને અજ્ઞાનતાના રૂપમાં જ ફેરવી નાંખે છે. આ ઓરડીમાં અજવાળું છે, આ પ્રકાશ અત્યંત મનોહર અને સુખદાયક છે; પરંતુ "આ અમારૂં અજવાળું છે, અરરર! બહારના અજવાળા સાથે તે ભળે તો અભડાઈ જાય—અપવિત્ર થઇ જાય!" એમ જો આપણે કહીએ તો આપણને 'મૂર્ખો' સિવાય બીજી શી ઉપમા મળે? છતાં તેવા બનીને આ અજવાળું છે, તે ન અભડાય તે માટે જો આ ઓરડીનાં બારી બારણાં બંધ કરી દઇએ તો શું થશે? તે અજવાળુંજ એકદમ જતું રહેશે અને તેની જગ્યાએ ઘોર અંધકાર જ પ્રસરી રહેશે! અફસોસ! આપણે હિંદુઓ એવી ભૂલભરેલી નીતિ ચલાવતા આવ્યા છીએ!

હુબ્બુલ્વતન અજ મુલ્ક સુલેમાં ખુશ્તર;
ખારે વતન અજ સંબુલ રૈહાં ખુશ્તર.

## વિદેશ ગમનથી દેશોન્નતિ.

"સુલેમાનના દેશ કરતાં મ્હારો દેશ મને વધારે પ્રિય છે, ચંદનના વૃક્ષ કરતાં મ્હારા દેશનો કાંટો પણ મ્હારે મનથી વધારે સારો છે" એમ કહીને પોતે હેરાનગતિ ભોગવવી અને **પોતાના દેશને કંટકવન સમાન બનાવી દેવો**, એ શું ખરી દેશપ્રીતિ છે? એકજ જાતનાં ઝાડો એક જ જગાએ નજીક નજીક વાવવાથી તે છેક કમજોર બને છે; પરંતુ તેમને દૂર દૂર વાવવાથી તે પ્રચંડ અને મજબૂત બને છે. જૂદા જૂદા દેશોને પણ એ જ નિયમ લાગુ પડે છે. કાશ્મીર વિષે કહેવાય છે કે:—

અગર ફીરદોસ બરરૂયે જમીનસ્ત;
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત.

"જો પૃથ્વી પર કોઇ પણ સ્વર્ગ હોય તો તે આજ છે, આજ છે, આજ છે."

કાશ્મીરી લોક પોતાનું આનંદવન છોડીને બહાર જવામાં ગુન્હો ગણતા હોવાથી તેઓ નિર્બળ, દરિદ્રી અને નાદાન રહ્યા છે; પરંતુ તેમનો જે કાશ્મીરી પંડિત પોતાનું પર્વતના શિખર ઉપરનું માની લીધેલું સ્વર્ગ છોડીને બહાર નીકળ્યો તેને ખરેખરૂં સ્વર્ગ જ મળ્યું.

તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં હિંદુસ્તાનના લોકો ઉપર તેણે છાપ પાડી અને તેમની મોટી મોટી પદવીઓ તેણે શોભાવી. જ્યાં સુધી જાપાનીઓ જાપાન છોડીને બહાર નીકળતા નહોતા ત્યાં સુધી તેઓ પણ દુર્બળ અને સૌની પાછળજ હતા; પરંતુ બહાર જવા માંડતાં જ—બહારની હવા ખાતાંજ—તેઓ જોરાવર બન્યા. યૂરોપના ગરીબ, દરિદ્રી સાધારણ લોકો વહાણમાં બેસી અમેરિકા જઇ રહ્યા હતા; પણ જુઓ ! આજે તેઓ જ આખી દુનિયામાં સૌથી વધુ શક્તિવાન થઈ બેઠા છે ! તેવી જ રીતે જેમનો પોતાના દેશમાં કોઇ ભાવ પૂછતું નહોતું એવા કેટલાક હિંદીઓ પણ પરદેશ જતાંજ ત્યાંના ઉંચા દરજ્જાના સુધરેલા લોકોમાં ગણાવા લાગ્યા, અને તેમણે કીર્તિ પણ પ્રાપ્ત કરી.

> પાની ન બહેતા ઉસ્મે બૂ આયે,
> ખંજર ન ચલે તો મોરચા ખાયે;
> ગર્દિશ સે બઢા મિહ્ર વ મઃ કા પાયા,
> ગર્દિશ સે ફલકને ઔજ પાયા.

“ પાણી વહેતું ન રહે તો ગંધાય છે, ખંજર વપરાય નહિ તો તેને કાટ ખાય છે, ફરવાથી જ સૂર્યને તથા ચંદ્રને મહત્વ પ્રાપ્ત થયું છે અને નભોમંડળ પણ ફરવાથી જ ઉચ્ચ સ્થિતિ પામ્યું છે. ”

જેમ વૃક્ષ સર્વ પ્રકારની હરકતોને ન ગણકારતાં જ્યાં પાણી હોય ત્યાં પોતાના મૂળને, લઈ જાય છે; તેમ અમેરિકા, જાપાન, જર્મની, ઇંગ્લાંડ વગેરે દેશોના લોકો સમુદ્રો તરીને, પર્વતો ઓળંગીને, પૈસા ખરચીને અને અનેક પ્રકારનાં સંકટો વેઠીને જ્યાં કંઇ પણ જ્ઞાન મળવાનો સંભવ હોય ત્યાં પહોંચી ગયા છે. તે દેશોની ઉન્નતિનું એ એક કારણ છે. હવે બીજાં કારણ વિષે સાંભળોઃ—

## નગદ ધર્મ-વ્યવહારિક વેદાન્તનાં કેટલાંક દ્રષ્ટાન્ત.

કેટલાક હિંદુસ્તાની તરૂણો એક જાપાની સ્ટીમરમાં બેસીને જતા હતા. તેમના વર્ગના ઉતારૂઓને જે ભોજન મળતું તે તેમણે કંઈ કારણસર સ્વીકાર્યું નહિ. એક ગરીબ જાપાની તરૂણે જોયું કે એ હિંદી તરૂણો ભૂખ્યા છે, તેથી તેણે તેમને માટે દૂધ, ફળ વગેરે લાવીને તેમની સામે મૂકયાં. તેમણે પ્રથમ તો રિવાજ પ્રમાણે તે લેવાની ના પાડી, પણ પછી તે સ્વીકારીને ખાધાં. સ્ટીમર ઉપરથી ઉતરતી વખતે તેઓએ પેલા જાપાની છોકરાનો આભાર માનીને તેણે આપેલી વસ્તુઓની કિંમત તેને આપવા માંડી, પણ તે જાપાનીએ સ્વીકારી નહિ; અને તે ઉલટો હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યો કે, “ જ્યારે તમે હિંદુસ્તાનમાં જાઓ ત્યારે ત્યાંના લોકોને એમ કહેશો નહિ કે, જાપાની લોક એટલા બધા નાલાયક છે કે તેમની સ્ટીમરોમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે ખાવા પીવાની યોગ્ય સગવડ પણ હોતી નથી. ”

જરા વિચાર કરો કે એક ગરીબ તરૂણ જાપાની પ્રવાસી સ્ટીમર સાથે પોતાનો કંઈ સંબંધ ન હોવા છતાં આ પ્રમાણે પોતાના પૈસા શામાટે ખરચે છે ? પોતાના દેશની સ્ટીમરોની કોઈ નિંદા ન કરે તેટલા માટે એ તરૂણ પોતે સ્વદેશથી જુદો છે એમ માનતો નહોતો. ‘ આખા દેશનું જીવન એ જ પોતાનું જીવન ’ એ જ એની પૂર્ણ ભાવના હતી. કેવો પ્રેમ !! કેટલો સ્વાર્થત્યાગ ! એનું જ નામ શુદ્ધ ઐક્ય ! એનું જ નામ નગદ ધર્મ ! આ

**વ્યાવહારિક વેદાંત સિવાય જગતનું કે મોક્ષનું સુખ મળવું અશક્યજ છે.**

**મરના ભલા હૈ ઉસ્કા જો અપને લીયે જીયે;**
**જીતા હૈ વહ જો મરચુકા ઇન્સાન કે લીયે.**

તમને યાદ હશે કે જ્યારે રશિયન લોકોના હલ્લાને રોકવાની જાપાનને જરૂર પડી અને તેને માટે કેટલીક આગબોટો સમુદ્રમાં ડુબાવવાની જરૂર હતી ત્યારે મીકાડોએ જાહેરનામું બહાર પાડયું કે, " મ્હારી પ્રજામાંના કોઈને હું આ કામને માટે ફરજ પાડતો નથી; પરંતુ જેઓએ સ્ટીમરો સાથે ડુબવાને ખુશી હોય તેમણે સ્વયંસેવક તરીકે અરજી મોકલવી. " આ જાહેરનામાથી જરૂર કરતાં હજારો અરજીઓ વધારે આવી પડી હતી, અને તેમાંથી ચુંટણી કરવામાં મુશ્કેલી પડી હતી. તે વખતે કેટલાક જાપાની તરૂણોએ પોતાના શરીરમાંથી લોહી કાઢીને તે લોહીથી લખેલી અરજીઓ રજુ કરી હતી. આમ કરવામાં તેમનો ઉદ્દેશ એવો હતો કે પોતાની અરજીઓ જલદી મંજુર થાય. છેવટે લોહીથી લખેલી અરજીઓને વધારે માન મળ્યું. જ્યારે એ લોકો આગબોટો સહિત ડુબવા લાગ્યા ત્યારે તેમાંનાં એક બે કપ્તાનો પ્રયત્ન કરવાથી પોતાનો જીવ બચાવી શકે એવો સંભવ હતો. કોઈએ તેમાંના એકને કહ્યું કે, "કપ્તાન સાહેબ ! તમે કામ તો પાર પાડયું છે, હવે પ્રાણ ખોવાથી શું ફાયદો ! જીવતા ઘેર જાઓ તો કેમ ? " મૃત્યુની પરવા ન કરનાર પેલા કપ્તાને તિરસ્કાર પૂર્વક જવાબ આપ્યો કે, "શું પાછા જવાને માટે મ્હેં અહીં આવવાની અરજી કરી હતી ? "

'यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम'

પાછા જવું એ કંઈ પુરૂષાર્થનું લક્ષણ નથી.

[1]ઇજા જુજી કિ જાં વિસુપારન્દ ચારાનેસ્ત;
શેર સીધા તૈરતા હો, વક્ત રફતન આબમે.

**નગદ ધર્મ અને શુદ્ધ વેદાંત તે આ જ છે !**

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः

મુઝકો કાટે કહાં હય વો તલવાર ?
દાગદે મુઝકો કહાં હય વો નાર[2] ?
ગર્ક મુઝકો કરે કહાં વહ પાની ?
બાદમેં લાબ કબ સુખાનેકી ?
મૌતકો મૌત આ ન જાયગી,
કસ્દ મેરા જો કરકે આયેગી.

અમેરિકામાં શાસ્ત્રીય પ્રયોગ કરી જોવાને માટે એક વખત જીવતા મનુષ્યનું શરીર કાપવાની જરૂર જણાઈ. કેટલાક અમેરિકન તરૂણો તુરત જ પોતાની છાતી ઉઘાડી કરી ઉભા રહ્યા, અને બોલ્યા:–" અમને ચીરો, અમને ફાડો; તસુ તસુ કપાઈને અમારો પ્રાણ ભલે જાય. જો તેમ થવાથી શાસ્ત્રની ઉન્નતિ થતી હોય અને બીજાનું કલ્યાણ થતું હોય તો અમારૂં વિવિસેકશન ( જીવતો દેહ શાસ્ત્રીય પ્રયોગને માટે કાપવો તે ) હજાર દરજ્જે ઇષ્ટ છે. " આને પ્રેમ કહેવો કે શૌર્ય ? આજ નગદ ધર્મ છે ! આજ વ્યાવહારિક વેદાંત છે !

---

૧ અહીંઆં પ્રાણ અર્પણ કર્યા સિવાય બીજો ઉપાય નથી; વાઘ નદી ઉતરતી વખતે તદ્દન સીધો જ તરે છે. ૨. અગ્નિ.

અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસના પ્રેસીડેન્ટ અબ્રાહામ લિંકન વિષે એમ કહેવાય છે કે, એક દિવસ તે ઘેરથી નીકળીને ઑફીસમાં જતો હતો ત્યારે રસ્તામાં તેણે કાદવમાં ખુંચી ગયેલું અને અધમૂવું થઇ ગયેલું એક ડુક્કર જોયું. તે ઘણું જોર કરતું હતું; પરંતુ બહાર નીકળી શકતું નહોતું, તેથી તે દુઃખથી તરફડતું હતું. તેને જોતાંજ પ્રેસીડેન્ટ નીચે ઉતર્યો અને તેની પાસે જઇ બહાર કહાડી તેનો જીવ બચાવ્યો. આથી તેના શરીર ઉપરનાં બધાં કપડાંને કાદવ ચોંટયો અને ડાઘ પડયા; પરંતુ તેની કંઇ દરકાર ન કરતાં તે ઑફીસમાં આવ્યો. લોકોએ જ્યારે એ વાત જાણી ત્યારે તેની ઘણીજ પ્રશંસા કરીને તેને કહ્યું કે, " આપ ઘણા દયાળુ છો. " પ્રેસીડેન્ટ બોલ્યો:-" બસ ! વ્યર્થ સ્તુતિ કરશો નહિ ! મ્હેં દયા બયા કંઈ કરી નથી. તે ડુક્કરના દુઃખથી મ્હારા હૃદયપર દુઃખની અસર થઇ અને તે દૂર કરવાને માટે મ્હેં તે ડુક્કરને બહાર કહાડયું ! "

વાહ કેવો વિશ્વવ્યાપી પ્રેમ ? વિશ્વાત્મા સાથે કેવું ઐક્ય ?

*ખૂરંગે મજનુસે નિકલા ફ્સ્દ લૈલીકી જો લી,

પ્રેમનો કેવો સાક્ષાત્કાર !

× પતીજો ફુલકી લગા સદમા નસીમકા,
શબનમ કે કતરે આંખસે ઉનકે ટપક પડે.

નગદ ધર્મનું આ રહસ્ય એ જ છે કે આખા જગતનો આત્મા એ આપણો જ આત્મા છે, એમ માનવું જોઇએ. ધર્મનું આ રહસ્ય જાણીને જે મનુષ્યોએ તેને અમલમાં મૂક્યું છે, તેમની ઉન્નતિ થઈ છે. જે મનુષ્યો આ રહસ્ય નથી સમજ્યા તે અવનતિના ખાડામાં પડયા છે.

## હિંદીઓની હલકાઇના થોડાક દાખલા.

આપણા દેશ સંબંધે બહુ જ દિલગીરી સાથે મારે એક વાત કહેવી પડે છે. હાલમાં હૉંગકૉંગમાં શીખ લોકોની એક પલટણ છે. ત્યાર પહેલાં ત્યાં પઠાણ લોકોની પલટણ હતી. હૉંગકૉંગમાં પઠાણોને યુરોપીઅનોના જેટલો જ એટલે લગભગ બે ત્રણ પૌંડ જેટલો પગાર મળતો હતો. ચીનની લડાઇ વખતે શીખ લોકો ત્યાં ગયા ત્યારે તેઓ પઠાણોને પોતાનાં કરતાં બમણો ત્રમણો પગાર મળતો સાંખી શકયા નહિ, અને તેમણે બ્રિટિશ પાર્લામેન્ટને અરજી કરી કે, " પઠાણોને બબ્બે ત્રણ ત્રણ પૌંડ પગાર આપવા કરતાં અમારા ૧૦) રૂપીઆના પગારમાં પાંચનો વધારો કરીને અમારા જ લોકોની ભરતી કેમ કરતા નથી ? " એ અરજી વિષે સરકારનાં સ્વદેશ અને વિદેશ ખાતાના અમલદારો વિચાર કરતા હતા, ત્યારે પઠાણોને પૂછવામાં આવ્યું કે, " ત્રણ પૌંડને બદલે એક પૌંડના પગારથી રહેવાને તમે ખુશી છો ? " આ માગણી એકે પઠાણે કબુલ કરી નહિ. એમ થવાથી પઠાણોની આખી પલટણની પલટણ કમી કરવામાં આવી, અને સર્વ પઠાણો બરતરફ થયા. ભોળા શીખોએ એટલો પણ વિચાર ન કર્યો કે ગમે તેમ પણ પઠાણો આપણા જ દેશબંધુઓ છે ! તેમના પેટપર પગ મૂકતાં એ શીખોને લાજ ન આવી ! પોતાના ભાઈઓનાં ગળાં કાપતાં તેમને કંઈ જ દયા ન આવી ! અરેરે ! આપણા દેશમાં કેવી ફુટ ? પેલા ભૂખે મરતા પઠાણો રોજગાર શોધતા શોધતા આફ્રિકામાં ગયા અને સોમાલીલેન્ડના મુલ્લાંની નોકરીમાં રહી એ જ શીખોની સાથે લડ્યા. પાછળથી

---

* લૈલીની નસ ફોડતાં મજનુની નસમાંથી લોહી નીકળવા લાગ્યું.

× ફુલની કલીને ઠંડી હવા લાગતાં ત્હારી આંખમાં હિમબિન્દુ દેખાવા લાગ્યું.

હવા પાણીના ત્રાસ વગેરેથી એ શીખ લોકો એટલા બધા હેરાન થયા હતા કે પ્રભુ! પ્રભુ! તેમની ગરદનો તૂટી, શરીર સૂકાઈ ગયાં અને તાવ વગેરેથી અધમૂઆ થઇ ગયા.

કદરની રબ્બસે આમદની પેશ;
ચાહ કનરા ચાહ દરપેશ.

"ખાડો ખોદે તે પડે" એ કહેવત તદ્દન ખરી છે.

એક હિંદુસ્તાની તરૂણ જાપાનમાં ભણતો હતો ત્યારે તે ત્યાંની લાયબ્રેરીમાંથી યંત્રશાસ્ત્રનું (Mechanics) એક પુસ્તક માગી લાવ્યો. તેમાંની હકીકત તથા તેનો સારાંશ તેણે ઉતારી લીધો; પરંતુ તેમાંનાં યંત્રોની નકલ કરી ન શકાવાથી 'એ પુસ્તક બીજા ઘણા વિદ્યાર્થીઓના લાભને માટે રાખવામાં આવ્યું છે' એ વાતનો વિચાર ન કરતાં તેણે તે ચિત્રોનાં પાનાં ફાડી લઈ પુસ્તક પાછું આપ્યું. તેણે વિચાર ન કર્યો કે મ્હારા આ કામથી મ્હારા આખા દેશના નામને કલંક લાગશે! તે પુસ્તક મોટું હોવાથી તેની લુચ્ચાઈ જો કે જલદી માલુમ પડી નહિ; પરંતુ તે કેટલા દિવસ છાની રહે?

**સત્ય કોઈ દિવસ છાનું રહે?** એક દિવસ તેની ઓરડીમાં એક જાપાની વિદ્યાર્થી આવ્યો અને તેના ટેબલ ઉપર પેલાં ફાડેલાં પાનાં જોયાં. આ વાતની તેણે લાયબ્રેરીના સેક્રેટરીને તુરત જ ખબર આપી; અને ત્યારથી "આ પછી કોઇ પણ હિંદુ વિદ્યાર્થીને લાયબ્રેરીનું કોઈ પણ પુસ્તક આપવું નહિ," એવો ધારો પસાર કરવામાં આવ્યો! 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' તે આનું નામ! સ્ટીમર ઉપર હિંદી લોકોને ખાવાનું આપનાર જાપાની તરૂણની વાત પણ તમે સાંભળી અને આ હિંદી તરૂણની વાત પણ તમે સાંભળી; જાપાની તરૂણ પોતાના દેશની નિંદા ન થવા દેવાને માટે પોતાનું સર્વસ્વ દેવા તૈયાર થાય છે, અને હિંદી તરૂણ પોતાના આખા દેશની બદનામી થવાની પણ કંઇ દરકાર ન કરતાં માત્ર પોતાનુંજ હિત સાધે છે!

## જુદાઈના નુકશાનપર દૃષ્ટાંત–દેશનો આત્મા એજ પોતાનો આત્મા.

હાથ એમ કહી શકતો નથી કે 'હું એકલો જુદો છું, મ્હારૂં લોહી આખા શરીરના લોહીથી જુદું છે!' આ અયોગ્ય ભેદભાવથી જો તે એમ ધારે કે 'મેળવું છું હું અને ખાય છે આખો દેહ' તો કેવું અનિષ્ટ થાય? એવી સ્વાર્થી વૃત્તિથી વર્તવા હાથને માટે એક જ માર્ગ છે, અને તે એ જ કે પોતે મેળવેલો રોટલો આખા દેહના પોષણને માટે મ્હોઢામાં નાખવાને બદલે હાથે બાંધવો! અથવા નખમાં ભરવો!! પરંતુ આ સ્વાર્થી પદ્ધતિ લાભકારક નિવડશે કે? વળી એક બીજો પણ માર્ગ છે ખરો; તે એ કે 'મધમાખીઓને હાથની આંગળીઓએ લગાડવી' એટલે સોજો ચઢશે અને આખા શરીરના કરતાં હાથ ખૂબ જાડો થશે!! પરંતુ એ જાડાઈ શું સુખરૂપ છે? એ જાડાઇ–એ–સોજો–તો રોગજ છે! એવી જ રીતે જે લોકો પોતાના દેશનું હિત તે જ પોતાનું હિત છે એમ માનતા નથી, પોતાનો આત્મા દેશના આત્માથી ભિન્ન છે એમ સમજે છે, તે સ્વાર્થી લોકોના હાથમાં રોગ અથવા સોજા સિવાય બીજું કંઇજ આવતું નથી. હાથ જ્યારે કાન, નાક, આંખો વગેરે આખા શરીરના આત્માને પોતાનો આત્મા ગણી વર્તે છે, ત્યારે જ તે બળવાન અને મજબુત થાય છે, અને જે મનુષ્ય પોતાના **દેશનો આત્મા એજ પોતાનો આત્મા** છે એમ માને છે, તેને જ ફળ પ્રાપ્ત થાય છે.

## અમેરિકાની ઉન્નતિની જાણવા યોગ્ય હકીકત અને કારણો.

**ધાર્મિક સ્વતંત્રતા.**

મ્હેં અમેરિકામાં પહેલી આશ્ચર્યની બાબત એ જોઈ કે એક ઠેકાણે ઘરનો માલિક પ્રોટેસ્ટંટ ધર્મનો હતો, અને તેની સ્ત્રી રોમન કૅથોલિક પંથની હતી. એ જોઇને મારા મનમાં એવો વિચાર આવ્યો કે આપણા હિંદુસ્તાનમાં ભિન્ન ભિન્ન ધર્મના લોકો (દાખલા તરીકે આર્યસમાજી અને સનાતન ધર્મી) એક મહોલ્લામાં પણ ભાગ્યે જ રહી શકે છે, તો આ જોડું સાથે તે શી રીતે રહેતું હશે ? તપાસ કરતાં માલમ પડયું કે તે જોડું બહુ જ આનંદથી રહેતું હતું. દર રવિવારે પતિ પ્રથમ પોતાની પત્નીને તેના રોમન કૅથોલિક દેવળ સુધી મૂકી આવે, અને પછી પોતે પોતાના જુદા દેવળમાં પ્રાર્થના કરવા જાય. તે ગૃહસ્થની સાથે 'રામ' ને વાતચીત થઇ ત્યારે તે બોલ્યો કે; "મ્હારી સ્ત્રીના ધર્મ સંબંધી સવાલ તેની અને ઇશ્વરની વચ્ચે છે; તેમાં વચ્ચે પડનારો હું કોણ? મ્હારી સાથે તેનું શુદ્ધ વર્તન છે. ઈશ્વર સાથેનો તેનો વ્યવહાર તે જાણે અને ઈશ્વર જાણે." અહાહા ! કેવો ઉદાર વિચાર !

અમેરિકામાં પ્રજાની ઐકયતા આગળ ધર્મભેદનું વિશેષ મહત્વ નથી. હિંદુસ્તાનના આર્યસમાજી, શીખ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સૌ ત્યાં હિંદુ તરીકે જ ઓળખાય છે. તેમનામાં પ્રજાની ઐકયતા એટલી બધી છે કે આપણા અહીંના ધર્મભેદો કરતાં મોટા ધર્મભેદો તરફ પણ દુર્લક્ષ કરવામાં તેમને બિલકુલ સંકોચ થતો નથી. હિંદુસ્તાનની કેટલીક જાતો જો એમ જાણે કે સુધરેલા દેશોમાં આપણને હિંદુ જ કહે છે તો 'હિંદુ' શબ્દને માટે આટલા બધા બખેડા ન થાય અને 'હિંદુ' નામથી તેઓ એટલા બધા શરમાય પણ નહિ.

**બ્રહ્મચર્ય.**

અમેરિકા બળવાન હોવાનું એક કારણ એ છે કે ત્યાં બ્રહ્મચર્ય પાળવામાં આવે છે. ત્યાં શારીરિક શક્તિ કમી થવા દેતા નથી. સાધારણ રીતે વીસ વરસ સુધી તો લગ્ન શી વસ્તુ છે, એનો ખ્યાલ પણ ત્યાંના છોકરા છોકરીઓને આવતો નથી. બારિક વિચાર કરતાં એનું એક કારણ એવું જણાઇ આવ્યું કે, ત્યાંના છોકરા છોકરીઓ નાનપણથી એક જ જગ્યાએ ખેલે છે, કૂદે છે, રમે છે, લખે વાંચે છે, સાથે રહે છે, ફરે છે અને આગળ જતાં કૉલેજમાં પણ સાથે બેસી ભણે છે; તેથી તેમનામાં ભાઇ બ્હેનનો સંબંધ ઉત્પન્ન થાય છે, તથા તેમનાં મન શુદ્ધ અને પવિત્ર રહે છે. ત્યાંના છોકરા અને છોકરીઓ બળવાન હોય છે, તેથી મોટપણે તેમની પ્રજા પણ બળવાન થાય છે. જો પતિ બળવાન હોય; પરંતુ પત્ની દુર્બળ હોય તો તેમની સંતતિ મધ્યમ બળવાળી જ થાય છે. એક વખતે 'રામ' જીનીવા સરોવરને કાંઠે રહેતો હતો. ત્યાં એક તેર વર્ષની છોકરી ત્રણ માઇલ તરીને ગઈ. તે કદાચિત્ થાકીને બૂડવા માંડે તો મદદ કરવાને એક હોડી તેની પાછળ રાખી હતી; પરંતુ તેને મદદની કંઇ જરૂર જ ન પડી. જે છોકરીઓની શારીરિક શક્તિ આટલી ઉત્તમ હોય તેની પ્રજા શા માટે બળવાન ન થાય ? જેનું શરીર નિરોગી હોય તેનું મન પણ નિરોગી કેમ ન થાય ? અશક્તિથી પાપ ઉત્પન્ન થાય છે. અપચાથી અશક્તિ અને અશુદ્ધતા ઉત્પન્ન થાય છે. જઠર સારી સ્થિતિમાં ન હોય તો ચિંતા અને ઉચાટ આવી નિઃસંશય તેમને ઘેરશે. તબીઅત સારી ન હોય ત્યારે વારંવાર ગુસ્સો ચડે છે. વેદમાં લખ્યું છે કે દુર્બળ જીવ આત્માને ઓળખી શકતો નથી. **नायमात्मा बलहीनेन लभ्यः** ઈશ્વર પાસે પણ દુર્બળ લોકોનું કાંઇ વળતું નથી. જેનામાં આત્મિક અને શારીરિક બળ નથી તે બ્રહ્મચર્ય શી રીતે પાળી

શકે ? અને એ પણ ખુલ્લું છે કે બ્રહ્મચર્યને અભાવે આત્મિક અને શારીરિક શક્તિનો પણ અભાવ થાય છે.

**વ્યવહારિક અને શારીરિક કેળવણી.**

ત્યાંની કૉલેજોની સ્થિતિ કેવી હોય છે, તે સાંભળો. બી. એ., એમ. એ., ડૉકટર ઓફ્ ફીલૉસૉફી ઈત્યાદિ ડિગ્રીઓ સુધી બીજા અભ્યાસની સાથે શારીરિક શિક્ષણ પણ આપવાનું જારી રાખવામાં આવે છે. ઉત્તમ શિક્ષણની સાથે ખેડુત, લુહાર, સુતાર અને કડીઆનાં કામ પણ શીખવવામાં આવે છે. મનુષ્ય પ્રાણીમાં મુખ્ય ત્રણ ભાગ છે. કર્મેંદ્રિય, જ્ઞાનેંદ્રિય અને અંતઃકરણ. એને ઇંગ્રેજીમાં હૅન્ડ, હેડ અને હાર્ટ ( Hand, Head and Heart ) કહે છે. જ્ઞાનેંદ્રિય દ્વારા બહારનું દ્રવ્ય અંદર જાય છે અને બાહ્ય વસ્તુઓની મન ઉપર અસર થાય છે. હાથ, પગ વગેરે કર્મેંદ્રિયોવડે અંતઃશક્તિની બાહ્ય વસ્તુઓ ઉપર અસર થાય છે. કર્મેંદ્રિયો અને જ્ઞાનેંદ્રિયોની યોગ્ય વૃદ્ધિ અને ઉન્નતિ થાય તો જ સારૂં પરિણામ આવે; પરંતુ જો આપણે બહારનું જ્ઞાન આપણે અંદર ઘૂસાડ્યા કરી અંદરનું જ્ઞાન અને શક્તિ બહાર જવા ન દઈએ તો, વારંવાર ખાયા કરનાર પાચન શક્તિ વિનાના મનુષ્યના જેવી જ આપણી સ્થિતિ થાય છે, અને તેને પરિણામે માનસિક બંધકોશ અને આધ્યાત્મિક મંદતા પ્રાપ્ત થાય છે. ખરી રીતે તો એવું શિક્ષણ તે શિક્ષણ જ નથી પણ ઉલટો રોગ છે. અમેરિકાના સર્વ સાધારણ વિશ્વવિદ્યાલયોના શિક્ષણક્રમનું અવલોકન કરવાથી તેનો એ ઉદ્દેશ સમજાય છે કે, દેશની જમીન, ખનિજ પદાર્થ, વનસ્પતિ વગેરે વસ્તુઓનો યોગ્ય ઉપયોગ કરવાનું અને તેમની કિંમત વધારવાનું જ્ઞાન આપવું. જેટલી હુન્નર કળાઓ શીખવવામાં આવે છે તેનું મૂળ ઉપયોગીપણામાં જ રહેલું હોય છે. રસાયણશાસ્ત્રને વ્યવહારમાં લાવવાની કેમીકલ એનજીનિયરીંગ કળા ન શીખતાં ફક્ત રસાયણશાસ્ત્રને જ ત્યાંનો કોઈ વિદ્યાર્થી વ્યર્થ શીખતો નથી.

એક ધાર્મિક કૉલેજમાં ‘ રામે ’ વ્યાખ્યાન આપ્યું. વ્યાખ્યાનને અંતે કૉલેજનાં માણસોએ પોતાની જંગી કવાયત કરી બતાવી અને જયઘોષ કરી વ્યાખ્યાતાને સલામી આપી. ‘રામે ’ પૂછ્યું કે, “ ધાર્મિક કૉલેજમાં આવી જંગી કવાયત ! આ શું ? ” પ્રોન્સીપાલે જવાબ આપ્યો કે, “ **ધર્મનો એવો અર્થ છે કે સ્વાર્થ અને દેહભાવનો અહંકાર નષ્ટ કરવો જોઇએ. એ સ્વાર્થત્યાગ તથા ખરૂં શૌર્ય ઉત્તમ કવાયતથીજ શીખાય છે.**

હવે અંતકરણની કોમળતા અને શુદ્ધતાનું શિક્ષણ કેવી રીતે અપાય છે તે સાંભળોઃ—

**સંગીત વડે કજીઆનો નિકાલ.**

વિદ્યાર્થી અને શિક્ષકની કમાણીથી જ ચાલતા એક વિશ્વવિદ્યાલયમાં ‘ રામ ’ ગયો હતો; ત્યાં વિદ્યાર્થીઓની ફી વગેરે કાંઇ લેવામાં આવતું નથી. શિક્ષકોની દેખરેખ નીચે વિદ્યાર્થીઓ કૉલેજની જમીન ઉપર યંત્રો આગળ કામ કરે છે, પ્રોફેસરો નવી નવી શોધો કરે છે, અને વિદ્યાર્થીઓને શોધો કરતાં શીખવે છે. ખેતીની નવી નવી રીતો, જુદા જુદા પાક અને નવી નવી હુન્નર કળામાંથી જે ઉત્પન્ન થાય તેમાંથી સઘળો ખર્ચ ચલાવવામાં આવે છે. તે વખતે એક ઓરડીમાં કેટલાક વિદ્યાર્થીઓ વચ્ચે ‘ રામ ’ ના દેખતાં કજીઓ થયો. એ તકરાર છેક પ્રેસીડેન્ટ સુધી ગઇ, પ્રેસીડેન્ટે એ ઓરડીમાં ચાલતું કામ બંધ કરાવ્યું, અને હારમોનીઅમ વગાડવું શરૂ કર્યું. પંદર મિનિટમાંજ સૌ પોતપોતાની મેળે

શાંત પડ્યા અને કજીઓ મટ્યો. આહા ! જેમના હૃદયમાં એટલો શાંતિરસ ભર્યો છે કે જેને જાગ્રત કરવાને ગાયન જેવું ન્હાનું સરખું બાહ્ય સાધન જ બસ છે, તેમને ધન્ય છે ! કેવી સરસ યુક્તિ ! હવામાં સત્વગુણ ભરી દેતાં જ મનનો ખળભળાટ એની મેળે શાંત થઈ ગયો.

**કસોટીની ખરી રીત.** ચીકાગો યુનિવર્સીટીના એક અંડર ગ્રેજ્યુએટે 'રામ' ના તત્ત્વજ્ઞાન ઉપરનાં કેટલાંક ભાષણોનું ટાંચણ કરી લીધું, અને તેમાં પોતાનું કેટલુંક લખાણ ઉમેરીને તેણે થોડા જ દિવસમાં એક પુસ્તક બનાવીને વિશ્વવિદ્યાલયમાં અર્પણ કર્યું. તુરત જ તે વિદ્યાર્થીને ઉપલા વર્ગમાં ચડાવવામાં આવ્યો. તેણે મિલ અને મિલ્ટનનાં પુસ્તકો પોતાના મગજમાં ભર્યાં હતાં કે નહિ, તે કંઇ જોવામાં આવ્યું નહિ. **ખરા જ્ઞાનની કસોટી, જેવા પ્રકારનું જ્ઞાન અંદરથી બહાર કહાડી શકાય તે ઉપરથી થાય છે; કેવું જ્ઞાન મગજમાં ઘુસાડ્યું છે તે પરથી થતી નથી.**

**બાળકો સાથે ઉત્તમ વર્તન.** એક વખતે 'રામ' શાસ્ટા નામના જંગલમાં પર્વત ઉપર રહેતો હતો. ત્યાં કેટલાક લોકો મળવા આવ્યા, તેમની સાથે એક બાર વર્ષની છોકરી હતી. બધા 'રામ' નો ઉપદેશ ધ્યાન દઈને સાંભળતા હતા; પરંતુ થોડી વારે પેલી છોકરી ઉઠીને દૂર જઈ બેઠી, અને જ્યારે તે પાછી આવી ત્યારે તેણે એક કાગળ રજુ કર્યો. તેમાં શું લખ્યું હતું ? 'રામ' નો સર્વ ઉપદેશ કવિતારૂપે તેમાં લખેલો હતો. પછી તે કવિતા વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થઇ. છોકરાંઓની એ હુશિયારી અને તીવ્ર બુદ્ધિ તેમને સ્વાતંત્ર્ય આપવાનું જ પરિણામ છે. મનુષ્ય બાળક હોય કે વૃદ્ધ હોય 'તે વાતચીત કરનારૂં જાનવર' જ છે. બુદ્ધિ એ સ્વાર અને પશુવૃત્તિ એ ઘોડો છે. જ્યારે આપણે છોકરાંઓને સમજાવીને કામ કરાવવાને બદલે, ગુસ્સે થઇને અથવા ધમકી દઇને કામ કરાવીએ છીએ; ત્યારે આપણે પશુવૃત્તિરૂપી ઘોડાને સોટીના ફટકાથી બુદ્ધિરૂપી સ્વારના પગ નીચેથી કહાડી મૂકીએ છીએ. એમ થવાથી છોકરાંઓનો અંતરાત્મા ગુસ્સે કેમ ન થાય ? છોકરાંઓને ધમકાવવાં, એ પશુવૃત્તિથી કામ કરાવ્યા બરાબર છે, અને તેથી જે તત્ત્વથી મનુષ્ય શ્રેષ્ટ ગણાય છે તે તત્ત્વનો—બુદ્ધિનો—અનાદર થાય છે. સખ્તાઈ કરવી, ગુસ્સે થવું, એ છોકરાંઓના અંતરાત્માનો અનાદર કર્યા બરોબર છે. સમજાવીને કહ્યા સિવાય અથવા કારણ બતાવ્યા સિવાય 'ફલાણું કરીશ નહિ, અમુક જગાએ જઇશ નહિ' એવી નિષેધક આજ્ઞાઓ કરવી, એ ઉલટું પરોક્ષ રીતે તે કામ કરવાની સૂચના આપ્યા બરોબર છે. ઇશ્વરે જ્યારે બાવા આદમને હુકમ કર્યો કે, 'ફલાણા જ્ઞાનવૃક્ષનું ફળ ખાઈશ નહિ' ત્યારે એ નિષેધને લીધે જ તે ફળ ખાવાનો કુવિચાર તેના મનમાં આવ્યો. તે નંદનવનમાં હજારો વૃક્ષ હતાં; પરંતુ જ્યારે 'આ ખાઈશ નહિ' એવો ખાસ નિષેધ કરવામાં આવ્યો, ત્યારે ખામોખા તેને જ ખાવાનો તેને મોહ થયો. વર્તમાનપત્રોમાં અત્યંત મહત્ત્વની જાહેર ખબરોને મથાળે 'આ વાંચશો નહિ' એમ લખેલું હોય છે; તેમાં પણ આજ રહસ્ય રહેલું હોય છે. કોઇએ એક ફકિર પાસે મંત્ર માગ્યો, તે મહાત્માએ મંત્ર આપ્યો અને કહ્યું કે, "ત્રણ વખત માળા જપવાથી મંત્ર સિદ્ધ થશે; પરંતુ માળા જપતી વખતે ફક્ત વાંદરાનો વિચાર મનમાં આવવો ન જોઈએ." થોડોક પ્રયત્ન કર્યા પછી તે બિચારો પાછો ફકિર પાસે આવીને કહેવા લાગ્યો કે, "ગુરૂ મહારાજ ! વાંદરો મ્હારા સ્વપ્નમાં પણ નહોતો, પરંતુ આપે ના પાડી ત્યારથી તે વાંદરાનો વિચાર ક્ષણ વાર પણ મ્હારા મગજમાંથી ખસતો નથી." કેળવણીની આવી ઉલટી રીત અમેરિકામાં છે.

છોકરાંઓને ત્યાં કિન્ડરગાર્ટનની પદ્ધતિથી ભણાવવામાં આવે છે. શિક્ષકો છોકરાંઓ સાથે રમતા, કૂદતા, ગાતા, નાચતા, શિક્ષણ આપતા ચાલ્યા જાય છે, અને છોકરાંઓ મોજમઝાની સાથે શિક્ષણ ગ્રહણ કરે છે. ધારો કે છોકરાંઓને વહાણનો પાઠ શીખવવો છે. લાકડાનું એક વહાણ દરેક છોકરા આગળ મૂક્યું છે, અને વહાણ બાંધવાના ઉપયોગમાં આવતી લાકડાની ચીપો વગેરે પણ તેમની પાસે મૂક્યાં છે. પુરૂષ શિક્ષક અથવા સ્ત્રી શિક્ષક છોકરાંઓ સાથે મળી જઈને કહે છે કે, "અમે તો હવે વહાણ બાંધીશું, અમે તો હવે વહાણ બાંધીશું." છોકરાંઓ પણ એકદમ કહેવા લાગે છે કે, "અમે પણ બાંધીશું." એ લ્યો! સર્વ છોકરાંઓ નીચે બેસી ગયાં, એકે વહાણ તૈયાર કર્યું, બીજાએ પણ કર્યું, ત્રીજાને જરા વાર લાગતાં શિક્ષક અને બીજાં છોકરાંઓએ તેને મદદ કરી અને તેનું વહાણ પણ તૈયાર થયું. છોકરાં પોતે જ હોંશથી શિક્ષકને પૂછવા લાગ્યાં કે, "આ ભાગનું નામ શું? આ ભાગ શું કહેવાય? આ શું? પેલું શું?" શિક્ષક વહાણના ભાગનાં નામ કહેતો ગયો, અને છોકરાંઓને વહાણ વિષે બધી માહિતી સહજ મળી ગઈ!

**કિન્ડરગાર્ટનની રીતે શિક્ષણ.**

આપણા દેશનાં છોકરાંઓ ગોખે છે કે, "Keel (કીલ) એટલે વહાણનું તળિયું, કીલ એટલે વહાણનું તળિયું" એમ કરતાં કરતાં મગજમાં 'કીલ' શબ્દ ઘુસી ગયો; પરંતુ 'કીલ' શી વસ્તુ છે, અને વહાણ કેવું થાય, તે એવી ગોખણપટ્ટીથી છોકરાં જરાએ સમજી શકતાં નથી. ત્યાં પ્રથમ પદાર્થ ઓળખતાં શીખવે છે, અને પછી નામ કહેવામાં આવે છે. અહીંઆં તો નામ જ ગોખાવવામાં આવે છે, અને પદાર્થના આકારનો આખી ઉમ્મરમાંએ અનુભવ મળતો નથી. ત્યાં છોકરાંઓ પોતાના ચંચળ સ્વભાવ પ્રમાણે સવાલો પૂછતાં રહે છે, અને શિક્ષકોનું કામ તો એટલું જ હોય છે કે તેમને સવિસ્તર જવાબ આપવા. અહીંઆંના મોટા મોટા શિક્ષકો, ન્હાના ન્હાના છોકરાઓને સવાલો પૂછી પૂછીને ગુંગળાવી નાંખતાં બિલકુલ શરમાતા નથી! **જેનાથી જ્ઞાનની અભિરૂચિ ઉત્પન્ન ન થાય તે શિક્ષણ શાનું?** અહીંઆં માસ્તરને દેખીને જ છોકરાંઓ બ્હી મરે છે, જ્યારે ત્યાં છોકરાંઓનો **શિક્ષકપર જેટલો પ્રેમ હોય છે, તેટલો માબાપ ઉપર પણ હોતો નથી; અને શાળામાં તેમને જેટલો આનંદ થાય છે, તેટલો ઘેર પણ થતો નથી.** ત્યાંની શાળાઓમાં ફી લેવાતી નથી, અને પુસ્તકો મફત આપવામાં આવે છે.

## દુકાનોનું ઉત્તમ ધોરણ.

ત્યાંની દુકાનોની સ્થિતિ જુઓ. ચિકાગોમાં એક દુકાન તરફથી 'રામને' આમંત્રણ આપવામાં આવ્યું હતું. એ દુકાનની ફરસબંધીનું ક્ષેત્રફળ ગાઝીપુરના ત્રીજા ભાગથી ન્હાનું નહોતું. તે દુકાનને કુલ્લે પચીસ માળ હતા. જે માળે જવું હોય તે માળે યંત્ર (lift) લઈ જતું. દરેક માળે નવો નવો માલ હતો. લાખો ઘરાકો દરરોજ આવતાં; પરન્તુ દુકાનદારનું વર્તન સર્વ સાથે સરખું જ! પછી તે લાખો રૂપિયાનો માલ ખરીદનાર હોય કે પાંચ પૈસાનો! દરેક વસ્તુની કિંમત તેના ઉપર લખેલી હતી; કિમ્મત એક જ રાખવામાં આવી હતી. એક પાઇ પણ વધારે ઓછી લેવાતી નહિ. મેનેજર સૌ સાથે હસીને વાત કરતો, તથા જે ગ્રાહક દસ વીસ વસ્તુઓની કિંમત પૂછ્યા છતાં પણ કશું જ ખરીદ કર્યા સિવાય ચાલવા માંડે તેને પણ બારણા સુધી વળાવા જતો; અને રીત પ્રમાણે નમીને સલામ કરતો. આ રીત ત્યાંની મોટી દુકાનોમાં છે, એમ જ નહિ; પણ સાધારણ દુકાનોમાં પણ નજરે પડે છે.

## નગદ ધર્મ પ્રમાણે નહિ ચાલો તો નાબૂદ થશો.

**અમેરિકા**, જાપાન, ઇંગ્લાંડ વગેરે દેશોની પોલીસ અત્યંત સભ્ય અને પ્રજાસેવક છે. અહીંઆં એકઠા થયેલા કેટલાક ગૃહસ્થો મનમાં કહેતા હશે કે, "બસ, બસ કરો. અમેરિકન લોકોની પ્રશંસા તે હજી ક્યાં સુધી ગાયા કરશો? તમે શું અમને અમેરિકન બનાવવા માગો છો?" આવી કલ્પના લાવનારને 'રામ' કહે છે કે શું! હિંદી લોકોએ અમેરિકન થવું? હર! હર! કોઈના મનમાં એવો ખ્યાલ પણ આવ્યો હોય તો તે નાશ પામો! જો કોઇ માણસ એવી ઉમેદ રાખતો હોય તો તે ઉમેદ દટાઈ જાઓ. 'રામ'ના મનમાં એવો વિચાર કદી આવ્યો નથી, અને આવશે પણ નહિ. એટલું ખરૂં કે કેટલીક બાબતો તેમની પાસેથી શીખવાની આપણે અત્યંત જરૂર છે. **જો આપણે જાતીય ક્ષીણતાના પંજામાંથી છુટવું હોય અને હિંદુ રહેવું હોય, તો તેમની વિદ્યાઓ અને કળાઓ શીખવી જ જોઈએ. પછી ભલે તેની ગમે તે કિંમત આપવી પડે.** 'રામ' અમેરિકામાં હતો, ત્યારે તેને માથે ફેંટો હિંદુસ્તાનનો જ હતો; પરંતુ રસ્તા ઉપર બરફ પડતો હોવાથી પગમાં જોડા તે દેશના હતા. લોકોએ પૂછ્યું કે, "જોડા પણ હિંદુસ્તાની કેમ વાપરતા નથી?" 'રામે' જવાબ આપ્યો કે, "માથું હિંદુસ્તાની જ રાખીશું, પરંતુ પગ તમારા લઇશું." 'રામ'ની એવી ઇચ્છા છે કે આપણે હિંદી રહીને જ અમેરિકન વગેરે લોકોના કરતાં મોટા થઇએ. તે દેશથી દૂર ન્હાસવાથી આપણે કદી મોટાઈ મેળવી શકીશું નહિ. આજકાલ વિદ્યુત, ગૅસ, રેલ્વે, તાર વગેરેથી ઘણી સગવડ થઈ છે. પૃથ્વી એક નાના સરખા બેટ જેવી બની ગઈ છે. સમુદ્ર રોકાણ કરવાને બદલે રાજમાર્ગ થઈ પડયો છે. પહેલાં જે જુદા દેશો કહેવાતા હતા તે આજે જુદાં શહેરો જેવા થઇ પડ્યા છે, અને પહેલાંનાં શહેરો આજે મોહલ્લાઓ થઈ પડયા છે. આજે જો આપણે સૌથી અલગા રહેવા ઇચ્છીએ અને બીજા રાષ્ટ્રોને પરદેશો સમજીને આપણા જૂના રિવાજોને વળગી રહીએ, આ વીસમી સદીમાં જો આપણે ઇ. સ. પહેલાંના વીસમા સૈકાના રીત રિવાજો પ્રમાણે ચાલ્યા કરીએ, પાશ્ચાત્ય કળાઓનો ઉપયોગ કરતાં ન શીખીએ, 'ઉધાર ધર્મ'નો ઝગડો ન છોડીએ અને 'નગદ ધર્મ' પ્રમાણે ન ચાલીએ તો આપણે સર્વથા નાબૂદ થયા વિના રહેનાર નથી. આપણી આ સ્થિતિને બરાબર ઓળખો અને તે વિષે ખૂબ વિચાર કરો.

કંચન હોયે કીચમેં, વિષમેં અમૃત હોય;
વિદ્યા નારી નીચમેં, તીનોં લીજે સોય.

## હિંદુસ્તાને જીવવું હોય તો બીજા દેશોથી અલગ ન રહેવું.

હિંદુસ્તાન જ્યારે સમૃદ્ધિવાન હતું ત્યારે તે કૂવાના દેડકાની પેઠે રહ્યું નહોતું.

જ્યારે પુષ્કર તીર્થમાં યજ્ઞ થયો હતો ત્યારે હબશી, ચીના અને ઈરાની લોકોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. રાજસૂયયજ્ઞના પહેલાં ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ, એ પાંડવો દૂર દૂરના પરદેશોમાં જઈ આવ્યા હતા. ખુદ શ્રી રામચંદ્રજી સરખા ઈશ્વરી અવતારે સમુદ્ર ઓળંગીને આપણે માટે પરદેશગમનનો માર્ગ ખૂલ્લો કરી આપ્યો છે.

* દોશ અજ મસજીદ સૂએ મૈખાના આમદ પીરમા,
ચીસ્ત યારાને તરીકત બાદ અજી તદબીરમા.

---

* કાલે રાત્રે મ્હારા ગુરૂ મસજીદમાંથી દારૂના પીઠામાં આવ્યા. હે ધર્માભિમાનીઓ! હવે એનો શો ઉપાય?

તે વખતે હિંદુસ્તાનને બીજા દેશોમાંથી કાંઇ મેળવવાનું નહોતું; પરંતુ આજે પરદેશની હુન્નર કળાઓ શીખવાની તેને એટલી બધી જરૂર છે કે તે વગર પ્રાણ જવાનો વખત આવ્યો છે. **જો આજે હિંદુસ્તાનને જીવવું હોય તો અમેરિકા, યૂરોપ, જાપાન વગેરે બહારના દેશોથી તેણે અળગું રહેવું ન જોઈએ.** બહારની હવા લાગતાં જ જીવમાં જીવ આવશે. હિંદુઓ બહાર જશે તો જ ખરા હિંદુ બનશે. બહાર જવાથી પોતાના શાસ્ત્રનું મહત્ત્વ સમજાશે અને શાસ્ત્ર વ્યવહારમાં મૂકાશે. તમે પોતાને જગતથી દૂર રાખી શકશો નહિ. **યવનોથી જેટલા દૂર નહાસશો તેટલા તમારે તેમના ગુલામ થઈને રહેવું પડશે.**

## ઈચ્છા શક્તિ.

પુરાણમાં આપણે એવું વાંચીએ અને સાંભળીએ છીએ કે, અમુક ઋષિઓના વર અથવા શાપથી કેટલાક લોકોની સ્થિતિ બદલાઇ જતી હતી. યોગવાસિષ્ટમાં શીલામાં સૃષ્ટિ દેખાવાનો ઉલ્લેખ છે; પરંતુ અમેરિકામાં એવી બાબતો પ્રત્યક્ષ નજરે દેખાય છે. કૉલેજો અથવા દવાખાનાંઓમાં હજારો દર્દીઓને ફક્ત ઈચ્છાશક્તિના બળથી જ સાજા કરવામાં આવે છે. પ્રોફેસરની ઇચ્છા પ્રમાણે મેજને બદલે ઘોડો દેખાય, અને જેમ્સ સાહેબના ડૉકટર પોલ બની જાય છે.

## વેદાંતના ઉત્તમ ગ્રંથો.

સંસ્કૃતમાં વેદાંતના ઉત્કૃષ્ટ ગ્રંથો અસંખ્ય છે. દાખલા તરીકે દત્તાત્રયની અવધૂતગીતા, અષ્ટાવક્રગીતા, શંકરાચાર્યનું સ્તોત્ર વગેરે. ફારસી ભાષામાં વેદાંતનો સૌથી ઉત્તમ ગ્રંથ શમ્સ-તબ્રેજનો છે. તેના પછી મનસ્વી, શરીફ, શેખ, અત્તાર, મગરબી વગેરેના ગ્રંથો છે. અમેરિકાના વૉલ્ટ વિટમેનનો 'તૃણપર્ણ' ( Leaves of the grass ) નામનો ગ્રંથ ઉપરોક્ત સઘળા ગ્રંથ કર્ત્તાઓનાં પુસ્તકો જેટલી જ યોગ્યતા ધરાવે છે.

**ઠટકર ઉડાહુ ખોફસે ખાલી જહાનમેં,**
**તસકીન દીલ ભરી હૈ મેરે દિલમેં જાનમેં;**
**ઉંચે જમાં મકાં હૈ મેરે પૈર મિસ્લ સગ,**
**આસકતા મૈ નાહ હું નામો નિશાનમેં.**

સીદી ગુલામોને સ્વતંત્ર કરવાને અમેરિકામાં જે મોટી લડાઇ થઇ હતી તે વખતે લડાઈમાં આ **વીટમેન** સૌની આગળ હાજર રહેતો. બન્ને તરફના ઘાયલ થયેલા માણસોને મલમપટ્ટા કરતો, તરસ્યાને પાણી પાતો, મરતા માણસોને હસતે મુખે ધીરજ આપતો; અને પોતાના અમૂલ્ય 'તૃણપર્ણ' ગ્રંથમાંથી એ પ્રસંગને અનુસરતાં ગીતો ગાતો ફરતો રહેતો હતો. ગર્દી અને બૂમાબૂમ વચ્ચે રણભૂમિ ઉપરના તુમુલ યુદ્ધમાં લડાઇની તદ્દન જોખમ ભરેલી જગ્યાએ પણ તે એટલી પ્રસન્ન મુદ્રાથી અને નિર્ભય મનથી ફરતો કે જાણે ભૂતપ્રેતોના સમૂહ વચ્ચે મહાદેવ અથવા કુરૂક્ષેત્રની રણભૂમિ ઉપર ભગવાન્ શ્રી કૃષ્ણ સંચાર કરતા ન હોય ! એ ખૂનખાર લડાઇમાં અધમૂઆ લોકોએ એ મહાત્માનાં દર્શન કરીને આનંદથી પ્રાણ છોડયા હતા.

*** શબ હો હવા હો ધૂપ હો તુફાં હો છેડછાડ,**
**જંગલ કે પેડ કબ ઈન્હેં લાતે હૈં ધ્યાનમેં;**

* રાત હો, દિવસ હો, પવન હો, તોફાન હો, પણ અરણ્યનાં વૃક્ષો તેને ક્યાં ગણકારે છે ? મુસ્કેલી ભરેલાં કાર્યથી જે મનુષ્યનું મન ડગી જાય છે તે મનુષ્ય છતાં ઝાડથી પણ હલકો છે.

ગર્દિશ રસે રોજગાર કે દિલ જાય જીસકા દિલ,
ઇન્સાન હો કે કમહે દરખ્તો સે શાનમેં.

અમેરિકામાં હેનરિ થૅારો નામનો એવો જ એક બ્રહ્મનિષ્ટ થઇ ગયો છે. તે નિર્જન વનમાંપૂર્ણ બ્રહ્મચર્ય સહિત સન્યસ્ત વૃત્તિથી પોતાનું જીવન ગાળતો હતો. અલબત્ત તે આળસુ સાધુ નહોતો. અમેરિકાનો સૌથી મહાન તત્વજ્ઞાની એમર્સન એ થૅારોના સંબંધમાં એમ લખે છે કે, મધમાખીઓ તેની સાથે તેના ખાટલા ઉપર બેસતી; પરંતુ તે નિડર પ્રેમમુર્તિને તે કદી ડંખતી નહોતી. જંગલમાંનાં સાપ તેને હાથે પગે વિંટાતા; પરંતુ હાથનાં કડાં અથવા પગનાં સાંકળાંની પેઠે તે તેમની કંઈ પણ દરકાર કરતો નહિ. કેવો પ્રેમી મનુષ્ય? રસ્તે ચાલતાં ચાલતાં એર્મસને તેમને પૂછયું કે, "અહીંના મુળ રહેવાશીઓનાં તીર કયાં મળે છે?" થૅારોએ હમેશની રીત પ્રમાણે જવાબ આપ્યો કે, "જયાં જોઇએ ત્યાં" અને તુરત જ જરાક પાછું ફરીને તેણે માગેલું તીર કહાડી આપ્યું. દશ્ય સૃષ્ટિ ઉપર આ કેટલો અધિકાર!

## ગીતા મહાત્મ્ય.

જે ગ્રંથોએ નવા ખંડમાં (અમેરિકામાં) નવું ચૈતન્ય ઉત્પન્ન કર્યું તેના લખનાર એમર્સને પોતે જ ભગવદ્ગીતા અને ઉપનિષદોનું અધ્યયન કર્યું હતું; એટલું જ નહિ પણ ઘણે અંશે તેને આચરણમાં પણ મૂકયું હતું. પોતાના ગ્રંથોમાં ઘણી જગ્યાએ તેણે ભગવદ્ગીતા અને ઉપનિષદોનો ઉલ્લેખ કર્યો છે, અને તેના જાની દોસ્તોના કહેવાથી એમ જણાય છે કે, તેમના મન ઉપર ગીતા અને ઉપનિષદોની પુષ્કળ અસર થઈ હતી. મહાત્મા થૅારો પોતાના 'વાલ્ડન' માં લખે છે કે, "હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્ગીતાના પવિત્ર ગંગાજળમાં સ્નાન કરાવું છું. ભગવદ્ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે એ ગ્રંથ લખનાર દેવતાને અગણિત વર્ષો થઈ ગયા છતાં **તેના જેવો બીજો ગ્રંથ હજુ લખાયો નથી. ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન તુચ્છ જણાય છે.** વિચાર કરતાં કરતાં એ ગ્રંથનું મહત્વ મને એટલું બધું જણાય છે કે કોઈ કોઇ વખતે આ તત્વજ્ઞાન ઘણું ખરૂં કોઇ જુદા જ યુગમાં લખાયું હોવું જોઈએ એવો વિચાર મ્હારા મનમાં આવે છે." બીજે એક પ્રસંગે મિસર દેશની ભવ્ય પીરામિડો વિષે ઉલ્લેખ કરતાં થૅારો લખે છે કે, "**પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્ગીતાથી શ્રેષ્ટ બીજી કોઈ વસ્તુ નથી.**" **ગીતા અને ઉપનિષદોનું તત્વજ્ઞાન અમલમાં મૂકવું એજ વ્યાવહારિક વેદાંત અથવા નગદ ધર્મ છે.**

**વેદાન્તના નગદ ધર્મરૂપી 'સીતા' અહીંથી જવાથી જ દુઃખી છીએ, તેને પાછી લાવવા કમર કસો એટલે સર્વ વસ્તુઓ અનુકુળ થશે.**

એ તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં મૂકયું છે તેમણે પોતાની ઉન્નતિ કરી છે. આપણે ત્યાં હુંડી છે ખરી; પરંતુ કાગદી હુંડીથી–પછી તે ગમે તે કિંમતની હોય તોપણ કંઈ ભૂખ મટતી નથી, તરશ છીપતી નથી, ટાઢ બંધ થતી નથી. એ હુંડી વટાવીને રોકડ ઉત્પન્ન કરવું આવશ્યકીય છે. આજે તે લોકો એ હુંડીની કિંમત આપી શકે તેમ છે, ત્યાં એ હુંડી સ્વીકારશે માટે ત્યાં જઇને વટાવો.

જ્યારે સીતામાતા અયોધ્યાથી વનવાસ ગયાં ત્યારે તેની પાછળ વૈભવ નષ્ટ થયો, અને તેની જગ્યાએ દુઃખ તથા સંકટો આવ્યાં, પ્રજા દુઃખી થઈ, દશરથ રાજાનું મૃત્યુ થયું,

રાણીઓને કલ્પાંત કરવું પડયું, અને સિંહાસન ચૌદ વર્ષ સુધી ખાલી રહ્યું; પરંતુ જ્યારે સમુદ્ર-પારથી સીતાદેવીને પાછાં લાવવા શ્રી રામચંદ્રજી તૈયાર થયા ત્યારે વાનર અને રીંછ જેવાં જંગલી પ્રાણીઓ પણ લડવા તૈયાર થયાં, અને એમ કહેવાય છે કે ખીસકોલીઓ પણ પોતાની અલ્પ શક્તિ પ્રમાણે મોંમાં રેતીના કણ ભરીને સમુદ્રમાં નાખી પૂલ બાંધવામાં મદદ કરવા લાગી. હવા પાણી પણ અનુકૂળ થઈ ગયાં અને પત્થર પણ સમુદ્રમાં નાખતાં પોતાનો સ્વભાવ વિસરી જઇને સીતાદેવીને માટે ડૂબી જવાને બદલે તરવા લાગ્યા.

કુનમ સદ સર ફિદાએ પાય સીતા
ચિયકતા સરચિ દહના સરચિ સીતા

સીતાના ચરણમાં હું સો મસ્તક અર્પણ કરીશ. પછી ભલે મારૂં મસ્તક એક, દશ કે ત્રીસ માથાનું હોય !

અધ્યાત્મ રામાયણમાં ‘ સીતા ’ નો અર્થ ‘ બ્રહ્મવિદ્યા ’ છે. હું કહું છું કે વ્યાવહારિક વેદાંત અથવા નગદ ધર્મને છોડવાથીજ હિંદુસ્તાન ઉપર સર્વ પ્રકારનાં સંકટો આવી પડયાં છે. આપણા ઉપર કયાં સંકટો આવ્યાં નથી ? કયાં દુઃખ અને રોગના પંજામાંથી આપણે બચ્યા છીએ ? હાય, હાય ! સીતા સમુદ્ર ઓળંગીને પેલે પાર ચાલી ગઇ ! એ વ્યાવહારિક બ્રહ્મ-વિદ્યાને સમુદ્રને પેલે પારથી પાછી લાવવાને કમ્મર કસો, અને પછી જુઓ કે જગતની સર્વ શક્તિ, હરીફાઈ કરીને તમારી સેવા કરવાને તમારી સામે હાથ જોડીને કેવી ઉભી રહે છે ! એકે એક દેવ-દેવતા મસ્તક નમાવીને પોતાનો સ્વીકાર કરાવવાની કેવી વિનતિઓ કરે છે, અને ઈશ્વરી કાયદાઓ પ્રતિજ્ઞા લઇને તમારી સેવામાં કમ્મર કસીને કેવા તૈયાર રહે છે ! તમારામાંનું ચૈતન્ય જાગ્રત કરો અને પછી જુઓ કે આગળ કહ્યા પ્રમાણે થાય છે કે નહિ !

સારે જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા,
હમ બુલબુલેં હે ઉસકી વહ બોસ્તાં હમારા.





# ૪–ધર્મ.*

અંગ્રેજીમાં ‘ ધર્મ ’ શબ્દનો મૂળ અર્થ (Religion, Re, back and ligare to bind) પાછું બાંધવું એવો થાય છે; અર્થાત્ ધર્મ એટલે જે આપણને આપણા મૂળ સ્થાને પાછા લઈ જઈને પહોંચાડે છે તે.

**પ્રશ્ન**—એ મૂળ સ્થાન કયું છે? એવી કઈ વસ્તુ છે કે જેની આજ્ઞાથી મન વિચાર કરે છે, આંખો જુએ છે અને કુદરત જીવે છે?

**ઉત્તર**—જે મનથી, આંખોથી અથવા બીજી ઇંદ્રિયોથી જાણી શકાતું નથી; પરંતુ જે મન, નેત્રો ઈત્યાદિ પાસે કામ કરાવે છે **તે બ્રહ્મ. બ્રહ્મ એ** બુદ્ધિ અથવા મનનો વિષય થઈ શકતું નથી. મન અને વાચા ત્યાંથી નિરાશ થઈને પાછાં વળે છે. **यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ।**

ચીપીઓ પોતાની ચીપટીમાં ગમે તે વસ્તુ પકડી શકે છે; પરંતુ તે પાછો વળીને પોતાને પકડનાર આંગળાંને શી રીતે પકડી શકે? તેવીજ રીતે મન અથવા બુદ્ધિ; પોતાનું મૂળ સ્થાન જે અજ્ઞેય (ન જાણી શકાય એવું) બ્રહ્મ છે તેને જાણી શકતાં નથી.

ધાર્મિક કલ્પનાઓ તેમજ હઠ અને દુરાગ્રહ બાદ કરીએ તો ધર્મ એટલે જે વસ્તુવડે મન અને બુદ્ધિ પોતાના અનિર્વચનીય મૂળ સ્થાન તરફ–પરબ્રહ્મ તરફ–વળીને તેમાં મળી જાય છે, એવો એક ગહન વ્યાપાર છે.

ભાવિક ખ્રિસ્તી અથવા ધાર્મિક મુસલમાન જ્યારે ઈશ્વરપ્રાર્થના કરે છે; ત્યારે તે પોતાના હાથ આકાશ તરફ ઉંચા કરે છે. પરોક્ષ રીતે તે એમ બતાવે છે કે પોતે જે મેળવવાનો પ્રયત્ન કરે છે તે પર અને અચિંત્ય છે; અને હિંદુ જ્યારે ભક્તિમાં લીન થઈ જાય છે અથવા સમાધિમાં તદ્રૂપ બની જાય છે; ત્યારે તેની આંખો એની મેળે જ બંધ થઈ જાય છે એ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તેનું મન અને તેની બુદ્ધિ જેમાં લીન થઈ ગયાં હોય છે તે વસ્તુ ગુહ્ય, અદૃશ્ય અને પર છે.

ખરો ધર્મ કે જે ઈસ્લામી, હિંદુ અને ખ્રિસ્તી ધર્મના કેવળ આત્મારૂપ જ છે. **જાતિ, વર્ણ, પંથ વગેરેના ભેદ, સર્વ દુરાગ્રહી મતમતાંતરો અને ઝગડાઓ, દેહ અને મન, દેશ કાળ અને કાર્યકારણભાવ અને તેમાં વ્યાપી રહેલું સર્વ વિશ્વ, એ સર્વે ભુંસાઇ જઈને જ્યાં શબ્દ પણ પહોંચી શકતો નથી એવા પરબ્રહ્મનો સાક્ષાત્કાર થવો** એ જ ખરો ધર્મ છે. એમાં ગુહ્ય શું છે? કંઈજ નથી.

---

* મથુરામાં થયેલા પંદરમા ધર્મમહોત્સવ પ્રસંગે શાંતિ–આશ્રમમાં અધ્યક્ષ તરીકે સ્વામીજીએ આપેલું ભાષણ.

જેને થોડો ઘણો આધ્યાત્મિક અનુભવ થયો છે, તેને સમાધિવાળી સ્થિતિમાં પોતાનો કિંવા જગતનો ખ્યાલ રહેવો તો દૂર રહ્યો; પરંતુ ઈશ્વરનો પણ ખ્યાલ હોય છે કે? એ જરા પૂછો. ખરા સાક્ષાત્કારમાં હું તું એ ભેદ રહેતો જ નથી, અને દૃષ્ટા, દૃશ્ય અને દર્શન એ ત્રિપુટીનો લય થાય છે. ઉપર બતાવેલા લક્ષ્ય તરફ દોરનાર કોઈ પણ વ્યવસ્થિત પ્રયત્ન 'ધાર્મિક' ગણાય છે. કદાચ એવો પ્રશ્ન પૂછવામાં આવશે કે એવું ગુપ્ત ફળ મેળવવાનો પ્રયત્ન કરવાની શી જરૂર છે? એ સવાલનો ઉત્તર આપતાં પહેલાં જ્ઞાન, શૌર્ય, પ્રેમ અને સુખ આદિ મનુષ્યનું આકર્ષણ કરનાર વિષયો કેવી રીતે મેળવવામાં આવે છે, તે જોઈશું.

(૧) સામાન્ય માન્યતા એવી છે કે, 'જ્ઞાન એટલે પુસ્તકો, શિક્ષક વગેરે બાહ્ય સાધનોથી મેળવેલી માહિતીનો સંગ્રહ.' જે મનુષ્ય એક કાળે ઉત્તમ મનાતા ગ્રંથો (Classics) પોતાના મગજમાં ભરે છે તે મોટો વિદ્વાન્ ગણાય છે. એ વાત ખરી છે કે પૂર્વજોએ મેળવેલું જ્ઞાન ફેંકી દેવાનું નથી. તેનો સંભાળ પૂર્વક ઉત્તમ અભ્યાસ કરવો જોઈએ; પરંતુ જ્યારે કોઈ મનુષ્ય બાહ્ય સાધનોનો ત્યાગ કરીને અંદરના અનંતતત્ત્વ તરફ વળે છે, અને જ્યારે જાતે જ ખરા જ્ઞાનનું મૂળ અને નવા પ્રચંડ વિચારોનો ઝરો બને છે; ત્યારે જ ખરૂં શિક્ષણ (Education L. E. out and duco I draw) તો શરૂ થયું સમજવું. ન્યૂટન અને બીજા સત્યશોધક મહાત્માઓ ઉપયોગી શોધો કરી ગયા છે, અને હજી પણ કેટલાક મહાત્માઓ શોધો કરે છે, તેમને કોણે શિક્ષણ આપ્યું હતું? આગળ થઈ ગયેલી બધી શોધોને ખોટી પાડનાર સત્યજ્ઞાન તેમણે ક્યાં પુસ્તકોમાંથી મેળવ્યું? **જ્યાં અશ્રુત વાતો સાંભળી શકાય છે, અજ્ઞાત બાબતો જાણી શકાય છે, અને અકલ્પિત બાબતોની કલ્પના થાય છે, એવા આત્માસમીપ અજ્ઞાતપણે જઈ પહોંચવું, એ જ જગતના ખરા કલ્યાણને માટે અવતરેલ વિભૂતિઓનું શિક્ષણ છે.** જ્યારે મનુષ્ય અહંકાર વિસરી જાય છે, અને જ્યારે દેહ, મન તથા સમસ્ત વિશ્વ પરમાત્મામાં મળી ગયેલું માલમ પડે છે, અર્થાત્ **એકાગ્રતાને લીધે મનને જ્યારે સમાધિ ચઢી જાય છે ત્યારે તેનામાં પ્રકાશ પડે છે; અને એવી સમાધિ ચઢતાં જ સત્યનો વરસાદ વરસે છે, શોધો ઉભરાવા લાગે છે, જ્ઞાનનો પ્રવાહ ચાલવા માંડે છે, અને વિશ્વમાંનાં સર્વ ગુપ્ત તત્ત્વો સમજાય છે.** ટુંકામાં સત્યો, શોધો, યુક્તિઓ અને વિચારો ઇત્યાદિ ઉપર કહેલી સર્વ વસ્તુઓ એક ઈંદ્રિયાતીત (ઇંદ્રિયોથી ન અનુભવી શકાય એવા) પ્રકારના **યોગ** અથવા **ધર્મનાં** સ્વાભાવિક ફળ છે. કવિ એક વખત તે અતીંદ્રિય ઉચ્ચ સ્થિતિએ પહોંચે કે પછી તેનામાંથી દિવ્ય કલ્પનાઓ અને ઉદાત્ત વિચારો બહાર આવવા જ જોઈએ. ગણિતવેત્તા અથવા તત્ત્વવેત્તા ફક્ત પોતાનો અહંકાર કાઢી નાખે કે ગમે તેવા કઠિન વિષયોનું રહસ્ય પણ તે જોતજોતામાં સમજી જશે. રહસ્ય સમજાય અથવા નવીન શોધ લાગે કે તરત તેના મનમાં 'મેં કર્યું' એવો અહંભાવ જાગ્રત થાય છે; પરંતુ ખરેખરી રીતે જ્યાં સુધી એ 'હું પણું' હોય છે ત્યાં સુધી કોઈ પણ શોધ થઇ શકતી નથી. જ્યારે 'અહંભાવ' નો ત્યાગ થાય અને ઉપર કહ્યા પ્રમાણે ધર્મનો સાક્ષાત્કાર થાય ત્યારે જ જ્ઞાન અને યશની પ્રાપ્તિ થાય છે.

(૨) રણભૂમિ ઉપરના એકાદ વીરની વૃત્તિ આપણે તપાસીશું. શક્તિના અતિરેકથી તે ઘેલો બની ગયેલો હોય છે, હજારો લોકોને તે 'કુચ્છ બિસાદ' માં ગણતો નથી, પોતાના દેહનું પણ તેને ભાન હોતું નથી, તેને જગતના અસ્તિત્વનું પણ ભાન હોતું નથી, તેનું સર્વ ચૈતન્ય જાગ્રત થયેલું હોય છે, અને તેનો દેહ, મન વગેરે વિશ્વમાં વ્યાપી રહેલ પરબ્રહ્મમાં

લીન થયેલ હોય છે, એમ તેના શરીર ઉપરનાં રોમે રોમપરથી જણાઈ આવે છે. પ્રેક્ષકને આ અલૌકિક શૌર્ય અને અનિર્વચનીય વીરતા આ દૃશ્ય સૃષ્ટિમાં પરમાત્મશક્તિના પ્રકાશિત તણખારૂપ જ લાગે છે; પરંતુ તે મનુષ્યને પોતાને તો એ શૌર્ય અને એ વીરતા પોતાના ધર્મરૂપ જ લાગે છે. **દશ્ય સૃષ્ટિની આંતરિક શક્તિમાં લીન થવું એનું નામ જ ધર્મ છે.**

(૩) 'પ્રેમ' એ કેટલો બધો મધુર શબ્દ છે! 'દરેક માણસને કોઇને કોઇ ચાહે છે જ' એવી એક કહેવત છે. શુદ્ધ અંતઃકરણના હિંદુને બહુધા ભક્તિનીજ ઇચ્છા હોય છે. કેટલાક મહાત્માઓ એવા હોય છે કે ઈશ્વરી પ્રેમનેમાટે (ભક્તિને માટે) ગમે તે વસ્તુનો ત્યાગ કરવા તેઓ તૈયાર હોય છે; માટે પ્રેમનું મૂળ કયાં છે, તે શોધી કાઢવાને આપણે પ્રયત્ન કરીશું.

ચૈતન્ય મહાપ્રભુ અથવા બનિયન (એક ખ્રીસ્તી સાધુ)ના જેવા પરમ ભકતો તેમના અપૂર્વ સમાધિ સુખથી અને ભજનાનંદથી જ ઓળખાયા છે. ઈશ્વરી પ્રેમ (ભક્તિને) એટલે દરજ્જે પહોંચાડવાને માટે તેમની પેઠે લોકલજ્જા, શિષ્ટાચાર અને અહંભાવને તિલાંજલિ આપવી જોઇએ.

જેઓને ઐહિક વસ્તુઓ ઉપરના પ્રેમનો જરા પણ અનુભવ થયો હશે તેઓ પણ કબુલ કરશે કે **ઉચ્ચ પ્રેમમાં 'પ્રેમી અને પ્રેમનો વિષય' એ ઉભયમાં કશો પણ ભેદ રહેતો નથી.** પ્રેમી અને પ્રેમનો વિષય એ માત્ર બહારથી દેખાતી જ જુદાઈ છે. વસ્તુતઃ ઉભય અદ્વૈતજ છે. ઉપર બતાવ્યા પ્રમાણે 'પ્રેમ' અને 'ધર્મ' એકજ વસ્તુ છે, એ નિર્વિવાદ છે.

અંગ્રેજીમાં જેને 'Ecstasy' (L. E. out and sto I stand) અર્થાત્ 'આનંદ' કહે છે તે શબ્દનો મૂળ અર્થ 'કોઇ પણ સ્થિતિમાં અનુભવેલો આનંદ' એવો થાય છે. આ જાતનો આનંદ તે જ ખરો આનંદ છે. પોતાનાં દેહ, મન અને વિશ્વથી અલિપ્ત (અહંતા મમતા રહિત) રહેવું એજ એનું તાત્પર્ય છે. પોતાનો અનુભવ યાદ કરતાં હરકોઈની ખાત્રી થશે કે **દ્વૈતભાવથી એક ક્ષણ માત્ર પણ મુક્ત થવું એનું નામજ ખરો આનંદ છે; અને ઇચ્છિત વસ્તુ અને ઇચ્છનાર એ ઉભય એકત્ર થવાથી એ આનંદ ઉત્પન્ન થાય છે. એ જોતાં તે આનંદનું સ્વરૂપ પ્રકટ કરવું એજ ધર્મ છે એમ જણાય છે.** આ સર્વ વિવેચન ઉપરથી સિદ્ધ થાય છે કે **જયારે બુદ્ધિ અને તેની સાથે સઘળું દૃશ્ય જગત્ પરબ્રહ્મમાં લીન થઈ જાય છે ત્યારેજ જીંદગીના ઉચ્ચ અને ઇષ્ટ ઉદ્દેશો સફળ થાય છે;** પરંતુ એમ કરવું એ, જેમ એકાદ મનુષ્ય શબ્દકોષમાં જોઇને એકાદ શબ્દ શોધી કાઢે છે, અથવા એકાદ મનુષ્ય સમુદ્રમાં ડૂબકી મારીને તળીએથી મોતી લઇ તુરતજ બહાર આવે છે, તેમ વિશ્વતત્ત્વમાં ફક્ત ડૂબકી માર્યા બરોબર જ છે.

ઇંદ્રિયોદ્વારા પણ સુખો મળે છે ખરાં; પરંતુ ઇંદ્રિયોદ્વારા સુખનો અનુભવ લેવો એ ખરાબ માર્ગે થઇને ભવ્ય દરબારમાં પ્રવેશ કરવા બરાબર છે. વળી ઇંદ્રિયસુખો સ્થાયી નહિ પણ માત્ર વિજળીના ચમકારા જેવાં છે; અને તે વિજળી વસ્તુતઃ દિવસના પ્રકાશથી ભિન્ન નથી તોપણ તે લાભ કરતાં હાનિ વધારે કરે છે.

આ આનંદના દરબારમાં યોગ્ય માર્ગે પ્રવેશ કરવો એ શું અશકય છે? મધ્ય રાત્રિની ચમકતી વિજળીનો પ્રકાશ સતત રાખીને કાયમનો દિવસ કરવો શું અશક્ય છે? આવી જાતની મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા હોય છે તેથીજ સર્વ સાધારણ ધર્મની આવશ્યકતા જણાઇ આવે છે. આ ઉદ્દેશ પાર પાડવાને માટે અવિશ્રાંત (થાકયા વગર) પ્રયત્ન કરવાની જરૂર છે. જેઓ

ધર્મની મહત્તાને ઠઠ્ઠાબાજીમાં ઉડાવી દે છે, તેઓ પોતાની ઇચ્છાવિરૂદ્ધ આત્મઘાત કરવાનો જ પ્રયત્ન કરે છે.

આ અનિર્વચનીય પરબ્રહ્મનું સ્વરૂપ ઓળખવાને ચાલતા વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના સઘળા પ્રયત્નો વ્યર્થ છે. વિશ્વની કિંવા આત્માની દૃષ્ટિએ જોતાં દેશ, કાળ, કાર્યકારણભાવના, ગુણ અને ધર્મો શોધી કાઢવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થશે. શોધક બુદ્ધિ (મન) ને જડ દ્રવ્યો, ગતિ અને શક્તિનું સત્ય સ્વરૂપ સમજવામાં બહુ મહેનત પડે છે. પાશ્ચાત્ય પરમાણુવાદ પરસ્પર વિરોધી મતોથી ભરપુર છે. બૉરોવિચ ( Borrovich ) ના ‘ શક્તિના મધ્યબિંદુ ’ નામના સિદ્ધાંતની પણ આ જ ગતિ છે. જગતના સર્વ ધર્મમતોમાં થોડે ઘણે અંશે વહેમ અથવા અંધશ્રદ્ધાની છાપ તો અવશ્ય પડેલી જ હોય છે. તત્ત્વજ્ઞાનનો એક વાદ બીજા વાદને હરાવે છે, અને બીજો વાદ પહેલાના પર ચઢાઈ કરે છે. આ પરથી સિદ્ધ થાય છે કે પ્રકૃતિનું અંતસ્તત્ત્વ ગુપ્ત રહસ્ય તરીકે જ રહેશે, અને મનુષ્ય પ્રાણીને આ ગુપ્ત રહસ્ય સમજવાની શક્તિ આપી જ નથી.

ત્યારે શું આપણે નિરાશ થઇને આ વિશ્વના **મૂળ તત્વની** શોધ પડતી મૂકવી ? આગગાડી, તાર અને વિજળી વગેરે વ્યાવહારિક વસ્તુઓ શોધી કાઢવામાં શું આપણે આપણી સર્વ શક્તિઓનો વ્યય કરીશું ? આવાં રમકડાં આપણને સ્થિર શાંતિ આપી શકનાર નથી જ. કોઈ પણ બાહ્ય વસ્તુ પ્રાપ્ત થતાં જ તે વધારે ને વધારે મેળવવાની ઇચ્છા થાય છે. એ ઉપરથી ચોક્કસ રીતે સિદ્ધ થાય છે કે, **ઐહિક વસ્તુઓની વાસનાઓ વ્યર્થ અથવા પોલી છે.**

આ વિચારો આપણને નિરાશાવાદી બનાવી મૂકે છે; પરંતુ ઉપનિષદ્ કહે છે કે ‘**નાભયેત્**’ (નિરાશ અને ભયભીત થઈશ નહિ) **શાંતિની તીવ્ર આકાંક્ષા નિષ્ફળ થશે નહિ.**

**સત્ય તત્વ** તરફ ગમે તેવા દુરાગ્રહથી આંખો મીંચીને બેસવા છતાં કોઈ કોઇ પ્રસંગે એવું બને છે કે મન જગતથી નિવૃત્ત થાય છે, અને ‘ આ દૃશ્ય જગત્ શામાંથી ઉદ્દ્ભવ્યું ? હું શા માટે ઉદ્દ્ભવ્યો ? પૃથ્વી અને આકાશ શું છે ? ’ એવા પ્રશ્નો અંતરમાં ઉદ્દ્ભવે છે.

વેદમાં કહ્યું છે કે તત્ત્વજ્ઞાન, શાસ્ત્ર અથવા ઐહિક પ્રેમ ભલે આ પ્રશ્નોનો ઉત્તર ન આપી શકે; પણ એ પરિચિત પ્રશ્નોનો ઉત્તર અમને મળવો જ જોઈએ. એ પ્રશ્નોનો સમાવેશ અનિર્વચનીય માયામાં થતો હોવાથી તે આપણે સિદ્ધ કરવાના ગુપ્ત તત્ત્વનો એક ભાગ છે. જેમ ગરૂડ પક્ષી પોતાને જોઇએ તેટલી ઘાડી હવા કરતાં વધારે ઉંચે ઉડી શકતું નથી, તેમ વિચારો ત્રણ ઉપાધિની મર્યાદા ઓળંગી આગળ વધી શકતા નથી. જ્યાં સુધી પ્રશ્ન કરનાર અને પ્રશ્નનો વિષય એ ઉભય ભિન્ન રહેશે, ત્યાં સુધી માયાનું બંધન અવશ્ય રહેશે જ; અને દૃશ્યથી આગળ જવું અશક્ય જ થઇ પડશે. ખાસ અભ્યાસ કરવાથી જ આ ઉદ્દેશ પાર પડે તેમ છે, અને એક વખત આ ઉદ્દેશ પાર પડયો એટલે પછી પ્રશ્ન અને ઉત્તરનું અસ્તિત્વ રહેતું જ નથી. ઐહિક સુખ, આનંદ, પ્રેમ ઇત્યાદિ બંધનોથી અલિપ્ત (જુદા) રહીને આ ઉદ્દેશ પાર પાડવાનો વેદાંત પ્રયત્ન કરે છે. સમાધિમાં લીન થયા પછી મન અને બુદ્ધિને અગોચર–અજ્ઞેય–એવા બ્રહ્મ સાથે આપણે એકરૂપ થઇએ છીએ. આ સાક્ષાત્કારનો કિંચિત્ લાભ મળે તોપણ મનુષ્ય ચિંતા અને તાપથી મુક્ત થાય છે, અને ધર્મના આ સાક્ષાત્કારવડે અચળ મનોનિગ્રહ અને દૃઢતાની વૃદ્ધિ થઇ તેના સ્વભાવમાં તેજસ્વિતા આવે છે.

**આ પરથી ધર્મની આવશ્યકતા સિદ્ધ થાય છે.**

# ૫—भारतवर्षनो भविष्य काळ.*

આ જગતમાં દરેક વસ્તુની ગતિ નિયમસર હોય છે, અને સર્વ બાબતોમાં નિયમ પ્રમાણે પરિવર્તન થયા કરે છે. વૈભવરૂપી સૂર્ય પણ જગતમાં એજ નિયમાનુસાર ફર્યા કરે છે. એક સમયે જ્ઞાન અને સંપત્તિનો સૂર્ય હિંદુસ્તાનના આકાશના મધ્યભાગમાં પૂર્ણ કળાથી પ્રકાશતો હતો. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અંતરિક્ષના બીજા તારાઓની પેઠે એ સૂર્ય પણ ધીમે ધીમે પશ્ચિમ તરફ ચાલવા લાગેલો જણાય છે. તે ઇરાન, આસિરીઆ વગેરે દેશો ઉપર થઈને આગળ પશ્ચિમ તરફ ગયો. મિસર દેશને તેનાં મધ્યાહ્ન કિરણો મળ્યાં. પછી ગ્રીસનો વારો આવ્યો, ત્યાર પછી તેનું મધ્યાહ્નકાળનું તેજ રોમે અનુભવ્યું. આગળ જતાં તે પ્રકાશે યોગ્ય વખતે જર્મની, ફ્રાન્સ અને સ્પેનને પ્રકાશિત કીધાં.

છેવટે એ વૈભવસૂર્યનો ઉજ્જવલ પ્રકાશ ઇંગ્લંડને મળ્યો. વળી સૂર્ય પશ્ચિમ તરફ આગળ ચાલ્યો, અને અમેરિકાને વૈભવને શિખરે પહોંચાડ્યું. અમેરિકામાં પણ આ સૂર્ય ( પ્રકાશ ) પોતાના નિયમ પ્રમાણે પૂર્વ કિનારાના ન્યૂયોર્કથી પશ્ચિમ તરફ જતાં જતાં કૅલીફોર્નિયામાં જઈ પહોંચ્યો. જ્યારે હિંદુસ્તાનમાં દિવસ હતો, ત્યારે અમેરિકાને કોઇ ઓળખતું પણ નહોતું. અત્યારે અમેરિકામાં દિવસ અને બિચારા હિંદુસ્તાનમાં દુઃખ અને દારિદ્ર્યની રાત્રિ પથરાયલી છે; પણ થોભો, વૈભવસૂર્ય હવે પાસિફિક મહાસાગર પણ ઓળંગવા લાગ્યો છે, અને જાપાન થોડા વખતમાંજ જગતનો એક બળવાન્ દેશ બનવાનાં ચિહ્નો જણાય છે+ કુદરતના નિયમો જો ખરા હોય તો આ જ્ઞાનસંપત્તિનો સૂર્ય એક પ્રદક્ષિણા પૂર્ણ કરીને પુનઃ હિંદુસ્તાન ઉપર બમણા તેજથી પ્રકાશવો જોઈએ ! તથાસ્તુ !!

હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ જોતાં હિંદુસ્તાનમાં રાત્રિ પડવાનું ખરૂં અંતર્ગત કારણ, બીજા દેશો પ્રમાણે અહીંઆં પણ એકલશૂરાપણું ( Exclusivism ) પથરાયું, એ છે. આ ઓરડી( હિંદુસ્તાન )માંનો સ્વચ્છ, શુભ્ર પ્રકાશ કેટલો બધો ઉત્તમ છે? તે મારો છે! તે મારો છે! તે મને જ—મને એકલાનેજ—મળવો જોઇએ! હું બીજા કોઇને નહિ આપું! એમ કહીને આપણે જ તે પ્રકાશ કોઇ ન લઈ જાય તે માટે તે ઓરડીનાં બારી બારણાંઓ બંધ કર્યાં; અને એ જ્ઞાનનો પ્રકાશ આપણા એકલાના જ હાથમાં રાખવાનો પ્રયત્ન કરવા જતાં ઉલટો અંધકાર ઉત્પન્ન કર્યો—મેળવ્યો. ઈશ્વરને ઘેર કોઈની વગ ચાલતી નથી, અને વૈભવ, લક્ષ્મી એક જગાએ કદિ બેસી રહેતાં નથી. 'તત્ત્વમસિ' નું ઐક્યરૂપી ઈશ્વરીતત્ત્વ આચારમાં મૂકવાનું આપણે તજ્યું. આપણામાં દ્વૈત આવ્યું અને ફાટ પડી, તેથી આપણે

* આ ભાગ રાવબહાદુર લાલા વૈજનાથના "Hinduism Ancient and Modern" નામના પુસ્તકની પ્રસ્તાવના તરીકે સ્વામીજીએ લખ્યો છે.

+ રૂશ અને જાપાન વચ્ચેની લડાઈ અગાઉનો આ લેખ લખાયલો છે. મંત્રી સ. સા.

શક્તિહીન અને દુર્બળ બન્યા. દેશના શિક્ષાગુરૂઓએ એ મોટું પાપ કર્યું કે અપત્યસમાન નીચલા વર્ણના લોકો સાથેનું પોતાનું (સ્વાર્થત્યાગનું) **કર્ત્તવ્ય** વિસરી જઇ પોતાના સ્વાર્થી હકો ઉપર તેમણે અધિક ધ્યાન આપ્યું. ગમે તે હો! હવે સમયના બળથીજ આ સ્થિતિ સુધરતી જાય છે. જેઓ ગાઢ નિદ્રામાં પડે છે તેઓ જાગે છે ત્યારે ઉત્સાહથી પૂર્ણ ભરેલા હોય છે. હિંદુસ્તાન ઘણો વખત નિદ્રામાં હતું, અને હવે ધીમે ધીમે તો પણ નિશ્ચયપૂર્વક તે આળસ જવા લાગ્યું છે. હવે પુરાણપ્રિયતા (Conservatism) બદલાયેલા સંયોગો સાથે જોડાઈ જવાને માટે ઉદ્ધારમતવાદી બનવા લાગી છે.

ઉન્નતિનો એ એક નિયમ છે કે તેના સ્વરૂપ અને કાર્યમાં ભિન્નતા હોય; પરંતુ તત્ત્વ અને હેતુની તો એકતા જ હોવી જોઇએ. દેશની ઉન્નતિને ખાતર **હિંદુઓની વર્ણવ્યવસ્થા, મનુષ્યોનાં કામ અને ધંધાની નિયમિત વિભાગણી રહે અને અંતઃકરણની એકતા રહે. એવા ધોરણપર રચવામાં આવી હતી;** પરંતુ કાળે કરીને અંદરના એકતારૂપી તત્ત્વ કરતાં બહારની જુદાઇનું બળ વધી જવાથી એ સ્વાભાવિક ક્રમ ફરી ગયો, અને તેથી ઉન્નતિને બદલે દેશની પડતી દશા આવી. પરિણામે અંતરના પ્રેમતત્ત્વનો નાશ થયો અને સ્વાર્થ તથા ધંધા રોજગારનું મિશ્રણ થયું. એક વર્ણના લોકો ઘણીવાર બીજી વર્ણના લોકોનો ધંધો કરવા લાગ્યા; જુના જાતિભેદને લીધે લોકોનાં અંતઃકરણ વધારે ખાટાં થયાં; દેહાભિમાન (જાતિભેદ) વધવાથી ઈશ્વિર–આત્મા–જુદા જુદા ક્ષણભંગુર નામરૂપોની ઉપાધિઓમાં દટાઈ ગયો; **શ્રુતિ (વેદ)** માંનું આત્મજ્ઞાન લગભગ રદ થયું; **સ્મૃતિ** (પ્રાચીન આચરણ, રૂઢિ વિષેના નિયમો) જુલમી લોકોના હાથમાં એક હથિયાર રૂપ જ થઈ પડી; અને ભાવાર્થની જગા શબ્દાર્થે લીધી. કોઇએ કહ્યું છે કે **વ્યાકરણ એ ભાષાની કબર (મરણ) જ છે.** (Grammar is the grave of language) **વ્યાકરણ બરાબર સાચવવાનો પ્રયત્ન કરો કે ભાષા મૂઈજ સમજવી.** તેવીજ રીતે **નિયમો, રૂઢિ અને કર્મકાંડની સખતાઇથી રાષ્ટ્રનું સત્ત્વ નષ્ટ થાય છે.** થોડા કાળસુધી **દાણાના** રક્ષણને માટે ઉપરનું ફોતરૂં આવશ્યક હોય છે, તેમ નિયમ પણ અમુક વખત સુધી ઉપયોગી હોય છે; પરંતુ ત્યાર પછી જો તે બદલવામાં ન આવે તો તે ઉલટા વૃદ્ધિને અટકાવનારા કેદખાનારૂપ જ થઇ પડે છે. ધ્યાનમાં રાખજો કે **સ્મૃતિ અને કાયદાઓ તમારે માટે છે, તમે તેમને માટે નથી જ!** સનાતન શ્રુતિમાંના સનાતન તત્ત્વોનો સર્વત્ર પ્રસાર કરો; પરંતુ આજના સંયોગો પ્રમાણે સ્મૃતિમાં (ધાર્મિક રૂઢિ–નિયમોમાં) ફેરફાર કરો. સ્મૃતિના ઉપર તમારો વારસાનો હક રહેવા દો, પણ તમારા ઉપર તેનો હક ન જોઇએ! હિંદુસ્તાનની નદીઓના પટ આજે બદલાઇ ગયા છે, બરફ પડવાની જગાઓ બદલાઇ ગઈ, જંગલ હતાં ત્યાં ખેતરો થયાં, દેશનું સ્વરૂપ બદલાઇ ગયું, રાજ્યપદ્ધતિ બદલાઈ અને અહીંના રહેવાસીઓનો વર્ણ પણ બદલાઇ ગયો; અને તો પણ આ અસ્થિર જગતમાંથી જતા રહેલા ભૂતકાળના આચાર અને નિયમ કાયમ રાખવાનો પ્રયત્ન તમે કરો છો! સદા પાછળ જોતા જોતા આગળ ચાલવાની આ સ્થિતિ ખરેખર દયાજનક છે! એવો મનુષ્ય પગલે પગલે ઠેસજ ખાય છે!

વંશપરંપરા (Heredity) ને વળગી રહેવું અને દેશકાળને અનુસરતા ફેરફાર કરવા, આ બે નિયમોથી જીવિતની ઉન્નતિ અથવા વૃદ્ધિ થાય છે. પશુયોનિમાં વંશપરંપરાને અનુસરવાનો નિયમ સર્વત્ર લાગુ પડે છે. **દેશકાળને યોગ્ય ફેરફારો કરવાના ધોરણથી**

**અથવા કેળવણીને લીધે જ મનુષ્ય બીજાં પ્રાણી અને વનસ્પતિથી જુદો પડેછે.** એકાદ નાનું બાળક કુતરાનાં કુરકુરીઆં જેટલુંજ અજ્ઞાન હોય છે; એટલું જ નહિ પરંતુ કેટલીક વાર એવા એકાદ બચ્ચાના કરતાં કુતરાનું કે પોપટનું બચ્ચું વધારે ડાહ્યું અથવા હોશિયાર હોય છે; પરંતુ એ બન્નેમાં ફેર એટલો જ છે કે કુતરા અથવા પોપટને જરૂરનું સર્વ જ્ઞાન તેના વંશપરંપરાના સંસ્કારોથી-જન્મથી જ મળે છે; પરંતુ પેલું બચ્ચું તો મોટું થાય છે તેમ તેમ શિક્ષણ પામતું જાય છે, અને તે શિક્ષણદ્વારા પરિણામે આખા જગતને પણ વશ કરવાનું સામર્થ્ય મેળવી શકે છે.

મારા હિંદુ બાંધવો! યોગ્ય ફેરફાર કરવાનું રહેવા દઇ **જુના રીત રિવાજો અને વંશપરંપરાના સંસ્કારોને જ અયોગ્ય મહત્વ આપી મનુષ્ય જાતિથી હીન બનતા નહિ!** શું તમે દેશની પેઠે કાળથી પણ મર્યાદિત છો? તમે હિંદુસ્તાનના પ્રાચીન ઋષિઓના વંશજ છો ખરા; પરંતુ તેમના કાળમાં તમે અત્યારે વસતા નથી! વરાળયંત્રો, આગબોટો, તાર વગેરેના જમાના વચ્ચે જ હવે તો તમે છો! તમે અત્યારના જગતથી અલગ રહી શકો તેમ નથી જ. તમારો આ ઝગડો યૂરોપ અને અમેરિકાના વીસમી સદીના શાસ્ત્રજ્ઞ, શિલ્પજ્ઞ તથા ઉદ્યોગી લોકો સાથે છે. તમે આ ઝગડો મટાડી શકો તેમ છેજ નહિ! જરા સૂક્ષ્મ અવલોકન કરશો તો તમને જણાઇ આવશે કે **અત્યારની સ્થિતિમાં રહેવા લાયક જો તમારી જાતને તમે નહિ બનાવો તો જરૂર તમે નામશેષ થશો! આ નવું જ્ઞાન** ( અને તે તમારા પૂર્વજોના જુનાં જ્ઞાનથી ભિન્ન નથી ) **મેળવીને તેને જો તમારૂં પોતાનું કરવું ન હોય તો તમારા બાપદાદાઓની પાસે પિતૃલોકમાં જઈને રહો!** ફોકટ અહીંઆં રહીને સમય શા માટે ખુઓ છો? આવજો-નમસ્કાર.

તમારૂં રાષ્ટ્રિયત્વ નષ્ટ થાય એમ '**રામ** કહેતો નથી. ઝાડનો એકાદ રોપો બહારની હવા, પાણી, ખાતર અને માટી સર્વ શોષી લે છે; માટે તે કદિ હવા, પાણી, અથવા જમીન બની જાય છે? કદિ નહિ. એવી જ રીતે તમારે પણ **બહારની વસ્તુઓ ગ્રહણ કરીને તેમને પચાવીને પોતાની ઉન્નતિ કરવી જોઈએ,** અને માત્ર શ્રુતિ ( જ્ઞાન ) રૂપી તમારો વંશપરંપરાથી ઉતરી આવેલો પ્રાણ તમારા હૃદયમાં તમારે સદા જાગ્રત રાખવો જોઇએ.

સર્વ શિક્ષણનો ઉદ્દેશ એ હોવો જોઇએ કે દેશનાં સર્વ સાધનો( Resources )નો આપણે ઉપયોગ કરી શકીએ. ખરા શિક્ષણથી લોકોને પોતાની ભૂમિ વધારે રસાળ બનાવતાં આવડવું જોઈએ, પોતાની ખાણો અધિક ધનને ઉપજાવનારી કરતાં આવડવું જોઇએ, વેપાર વધારે બહોળો અને ફાયદાકારક કરતાં આવડવું જોઇએ, મન ( બુદ્ધિ ) વધારે વિચારવંત, દેહ અધિક કાર્યક્ષમ ( કાર્ય કરવાને સમર્થ ) અને બળવાન થવો જોઇએ, અંતઃકરણો વધારે વિશુદ્ધ થવાં જોઇએ, કારખાનાંઓ વધારે વિસ્તૃત અને દેશ અધિક સંઘટિત થવો જોઇએ. પોતાનું પાંડિત્ય બતાવવાને મોટાં મોટાં શાસ્ત્રવચનો મોંએ કરવાં, ધર્મગ્રંથોનાં વચનોના ગમે તેવા અર્થ કરવામાટે શુષ્ક શબ્દચ્છલ કરવો, અને આખા જન્મમાં કદિ પણ ઉપયોગમાં ન આવે એવા વિષયોનો અભ્યાસ કરવો, એ શિક્ષણ જ નથી! **જે જ્ઞાન વ્યવહારમાં આણી ન શકાય તે મગજમાં ભરવું એ આધ્યાત્મિક બંધકોશ અથવા માનસિક અગ્નિમંદતા જાણી જોઈને ગ્રહણ કરવા જેવું છે.**

ઉપર ઉપરથી જરા નિરાશા ભરેલો અને અત્યંત કડવો પણ નિર્જીવ પ્રતીકાર થતો હોવા છતાં હિંદુ લોક ધીમે ધીમે અને નિશ્ચયથી યોગ્ય શિક્ષણ મેળવે છે, અને તેમનામાં આવશ્યક ફેરફારો પણ આજકાલ થતા જણાય છે. પાછલા યુગનાં સામાજિક બંધનો તૂટતાં જાય છે, અને વર્ણવ્યવસ્થા પોતાની મૂળસ્થિતિ તરફ આવતી જાય છે, એ સંતોષકારક છે. પાશ્ચાત્ય શાસ્ત્રોથી અંજાઇ ન જતાં હિંદુ લોકો પોતાની બ્રહ્મવિદ્યાને અને એ પાશ્ચાત્ય શાસ્ત્રોને એક મદદગાર તરીકે આનંદથી સ્વીકારે છે.

હિંદુઓમાં લગ્નસંબંધે પણ જુદી જુદી જાતિઓમાં કર્મઠ અને વિદ્વાન પંડિતોએ આગેવાન બનીને લગ્નની ઉમ્મર વધારવાના જાતિ નિયમો કરવા માંડયા છે, અને પ્રસંગે પ્રસંગે જુદી જુદી જાતો વચ્ચે થતા અનુરૂપ વિવાહોને પણ કોઈ બહુ અડચણ કરતું નથી.

હિંદુ લોકોમાં ભાણાવ્યવહારને એટલું બધું વધારે પડતું અને અયોગ્ય મહત્વ આપી દેવામાં આવ્યું છે કે લોકોએ આપણા ધર્મને ' ચુલ્લિકા ધર્મ ' ( ચોકાધર્મ ) એવું ઉપનામ આપ્યું છે, અને આટલી મહેનત કર્યા છતાં તે સંબંધી થતા આપણા પ્રયત્નો ઉલટીજ દિશાએ વળી જઈ સર્વ શ્રમ વૃથા થાય છે. શું ખાવું અને કેમ ખાવું, એની શાસ્ત્રીય રીતે આપણે કદિ ચર્ચા જ કરી નથી. જેવી જાતનું અન્ન તમે ખાશો તેવા તમારા આચાર વિચાર થશે. ગમે તે યંત્રમાંથી પણ જે નાખ્યુંજ ન હોય તે બહાર શી રીતે નીકળે ? મગજ અને સ્નાયુઓને જરૂરનું અન્ન જે ન ખાય તેના મગજ અને સ્નાયુ પાસે કામ કરાવવાની આશા કરવી એ કેવળ મૂર્ખાઇ છે. માનસિક અને શારીરિક કામો ઉત્તમ રીતે ચાલવાને માટે જોઇએ તેટલાં નાયટ્રેટ્સ્ અને ફોસફેટ્સ્ જેમાંથી મળી શકે એવાં ઘણાં ધાન્ય, ફળ અને વનસ્પતિ પસંદ કરી શકાશે. મગજ અને સ્નાયુને પોષક એક પણ અંશ વગરના ઘીને આપણે બહુજ ઉત્તમ ગણીએ છીએ, અને વિદ્યાર્થીઓને માટે સૌથી ઉત્તમ અન્ન જે જવ એને આપણે છેક અધમ લેખીએ છીએ, એ શું શોચનીય નથી ? તીખા ખારા પદાર્થો અને દવાઓ શરીરયંત્રને બગાડી નાખે છે, આપણી સ્વાભાવિક રૂચિનો નાશ કરે છે, અને સર્વ પ્રકારની દુર્બળતા, વ્યાધિ તથા મૃત્યુને બોલાવી લાવે છે. માખણ, સાકર અને દળેલા પદાર્થો જેવા કાર્બોનેટ્સ્ એટલે ફેફસાંને બાળી નાંખનારા બીજા કોઈ પદાર્થો નથી, સ્નાયુ અથવા મગજનું તેનાથી કંઇ પોષણ થતું નથી, તોપણ તેમને અત્યંત મહત્ત્વ આપવામાં આવે છે. એના પરિણામ તરીકે આળસ, ઉંઘ અને થાક વધે છે. જ્ઞાનને (જીવનશાસ્ત્રને) અનુસરીને તમારૂં ભોજન નક્કી કરો.

હિંદુસ્તાનના 'સાધુ' જેવા 'સાધુ' તો હિંદુસ્તાનમાંજ છે ! જેમ ખાબોચીઆના પાણી ઉપર લીલી શેવાળ વળી જાય છે, તેમ આખા હિંદુસ્તાનમાં 'સાધુ'ઓજ પથરાઈ રહ્યા છે. આજકાલ તેમની સંખ્યા બાવન લાખની થઇ છે ! થોડાક 'સાધુ' માત્ર સરોવરને શોભા આપનાર શેવાળ ઉપરનાં કમળ જેવા છે, અને ઘણા ખરા તો રોગોત્પાદક લીલરૂપજ હોય છે. પાણી વહેવા દો અને દેશમાં ઉન્નતિ ચાલુ થવા દો, એટલે એ શેવાળ આપો આપજ વહી જશે. એ સાધુઓ હિંદુસ્તાનના ઇતિહાસમાં દુર્દશાના સમયનું સ્વાભાવિક પરિણામ છે, પરંતુ આજકાલ સર્વ સાધારણ સુધારાનો નિયમ સર્વ ગૃહસ્થાશ્રમીઓને લાગુ પડીને જેમ તેમની રૂચિઓ અને મનને બદલવા લાગ્યો છે, તેમ સાધુઓપર પણ તેની અસર થતી જાય છેજ. અત્યારે એવા પણ કેટલાક સાધુ બહાર આવે છે કે જેઓ આ દેશરૂપી

વૃક્ષ ઉપર પારકે આધારે જીવનારા વેલારૂપ બનવાને બદલે વધારે ન થઈ શકે તો પોતાની કાયા, વાચા અને મનથી દેશરૂપી વૃક્ષના મૂળમાં માત્ર ખાતર પૂરવાનો પ્રયત્ન પણ કરે છે. ઉદ્યોગનું ગૌરવ અને નિષ્કામકર્મનો ધર્મ જે આજ સુધી **ગી**તાના લાખો ભક્તો કેવળ મોંએ જ પઢી જતા, તેઓ આખરે થોડે ઘણે અંશે પણ શ્રી કૃષ્ણ પરમાત્માની જન્મભૂમિમાં આજે આચરણમાં મૂકતા નજરે પડે છે.

> **योगस्थः कुरु कर्माणि संङ्गं त्यक्त्वा धनंजय ।**
> **सिद्धयसिद्धयोः समो भूत्वा समत्वं योग उच्यते ॥** म. गी. अ. २. ४८.

ઉત્કટ ભક્તિ અને તીવ્ર વિવેક સાધુ અને ગૃહસ્થાશ્રમી બન્નેમાં દેખાય છે, અને જેને જેને હિંદુસ્તાનની અંદરની અને બહારની, પ્રાચીન અને અર્વાચીન બન્ને સ્થિતિઓનું બરાબર જ્ઞાન છે, તેઓને સહજ જણાઈ આવશે કે સુશિક્ષિત હિંદુસ્તાનનો ભવિષ્યનો ધર્મ વ્યાવહારિક વેદાંત અથવા **ભક્તિ સાથે કર્મયુક્ત સંન્યાસ** એજ છે.

**ખરાં કર્મને ખરી ભક્તિ અને ખરા જ્ઞાનથી જુદું પાડી શકાતું નથી. શ્રુતિ ધર્મ(** વ્યાવહારિક વેદાંત **)ના સંયોગથી અમારી દરેક વાસના, વિચાર અને ક્રિયા એ સર્વ ઈશ્વરપ્રીત્યથ કરેલો યજ્ઞજ બની રહે છે.**

'દેવ' નો વેદાંતિક ભાષામાં દીપ્તિ અને આયુષ્ય દેનારી શક્તિ એવો અર્થ થાય છે; તેમજ દેવતાનો અર્થ તે ઈશ્વરશક્તિનાં જુદાં જુદાં સ્વરૂપ-પછી તે બાહ્યશક્તિ હોય કે અંતર્ગત ઇંદ્રિયશક્તિ હોય-એવો થાય છે. અધિદૈવ શબ્દની સાથે આધ્યાત્મિક શબ્દની તુલના કરી જોતાં દેવતા એ શબ્દ સમષ્ટિરૂપ શક્તિવાચક છે, એમ જણાઈ આવે છે. ચક્ષુર્દેવતા એટલે સર્વ પ્રાણીઓમાંની જોવાની **આ**દિત્ય નામની શક્તિ; અને આ વિશ્વનું નેત્ર જે સૂર્ય તે એ શક્તિનું ચિહ્ન (Symbol) છે. હસ્તેંદ્રિયનો દેવતા એટલે સર્વ હાથની શક્તિ અને એ દેવતા 'ઇંદ્ર' કહેવાય છે. પદ દેવતા એટલે સર્વ પગમાંની શક્તિ, એ દેવતાને 'વિષ્ણુ' કહે છે. તેજ પ્રમાણે બીજા દેવતાઓનું પણ સમજવું. હવે દેવપ્રીત્યર્થ ખરો યજ્ઞ **કરવો, એટલે આપણી દરેક મનુષ્યની ઇંદ્રિયશક્તિઓ તે તે સમષ્ટિરૂપ ઇંદ્રિયદેવતાઓને અર્પણ કરવી** એ છે. **દેશમાંના સર્વ હાથના હિતને માટે કામ કરવું એજ ઇંદ્રને બલિદાન આપ્યા બરોબર છે. આદિત્યને બલિદાન આપવું, એટલે સર્વ નેત્રોમાં ઈશ્વરનું અસ્તિત્વ જાણવું-સર્વ નેત્રને માન આપવું,** આપણા ગેરવર્તનથી કોઈની દૃષ્ટિને કષ્ટ થવા ન દેવું, આપણી તરફ જોનારા સર્વને પ્રેમયુક્ત સ્મિતપૂર્વક આશીર્વાદ આપવો, અને આપણાં નેત્ર વિશ્વનાં ચક્ષુને એટલી અનન્ય ભક્તિથી અર્પણ કરવાં કે આપણો સર્વ અહંકાર નાશ થવાથી વિશ્વના ચક્ષુરૂપ પરમાત્મા આપણા નેત્રોમાં સદા પ્રકાશતો રહે. **બૃહસ્પતિને બલિદાન આપવું, એટલે દેશનાં સર્વ મગજોને આપણું મગજ એટલે બુદ્ધિ-વિચાર અર્પણ કરવા,** અથવા આપણા દેશબાંધવોના હિત સંબંધને ખાતર પોતાના હિતસંબંધને લીન કરી-મેળવીને, તેમના ઉદયથી આનંદ પામીને, તેઓ અને આપણે ભિન્ન નથી એવા વિચારોથી દેશહિત સાધવું.

સારાંશ કે યજ્ઞ એટલે સર્વ દેશબાંધવો એકજ છે એમ માનીને, ક્ષુદ્ર 'હું' પણું નષ્ટ કરીને, સૌનો આત્માજ બનીને, મારા આડોશી પાડોશી કે બાંધવો તે હુંજ છું, એ તત્ત્વ તેવા આચરણદ્વારા અનુભવવું. આ યજ્ઞનો અર્થ-જેમ ક્રોસ ઉપર ચઢાવ્યા પછી ખ્રિસ્તનું

દિવ્યસ્વરૂપમાં પુનરૂત્થાન થયું, તેમ-દેહાત્મભાવનો-'હું' પણાનો વધ કર્યા પછી આપણું પણ વિશ્વસ્વરૂપમાં પુનરૂત્થાન થવું એ છે. આ યજ્ઞનીજ એક બાજુને ભક્તિ અને બીજી બાજુને જ્ઞાન, એ નામથી ઓળખવામાં આવે છે.

## પ્રેમાર્પણ-સર્વાર્પણ.

(અહીં ઈંગ્રેજીમાં કવિતા છે જેનો ભાવાર્થ નીચે પ્રમાણે.)

**મારૂં સર્વસ્વ સ્વીકારો, હું તમને અર્પણ કરૂં છું;**
**મારા હાથ સ્વીકારો, તેને તમારી સેવા કરવાની શક્ત મળો;**
**મારૂં હૃદય સ્વીકારો, તેમાં તમારી પ્રતિમા વિદ્યમાન રહો;**
**મારૂં મમત્વ નષ્ટ થાઓ, મારૂં સર્વસ્વ વિશ્વાત્મારૂપે સ્ફુરો.**

એ પ્રેમાર્પણ પૂર્ણ સાધ્ય થાય એટલે 'तत्त्वमसि' (તે તું છે) એ તત્ત્વનો આનંદદાયક અનુભવ થાય છે.

દેશાભિમાની, દેશભક્ત થવાની તમારી ઇચ્છા છે? હોય તો તમારા દેશ ઉપર, તમારા દેશબાંધવો ઉપર પ્રેમ કરો. તેમનો અને તમારો આત્મા એક થવા દ્યો. તમારી અને તેમની વચ્ચે તમારો પોતાનો-'હું' પણાનો-છેક પાતળો પડદો પણ આવવા દેશો નહિં. **દેશહિતના કામમાં પોતાના પ્રાણ અર્પવાને પણ સજ્જ એવા પારમાર્થિક વીર બનો.** ક્ષુદ્ર અહંપણું ફેંકી દઇને **દેશ સાથે તાદાત્મ્ય પામ્યા પછી તમારા મનમાં ગમે તે વિચાર આવશે, તે સર્વ દેશનોજ બનશે. તમે આગળ ચાલો-આખો દેશ તમારી પછવાડે આવશે.** આયુષ્ય-આરોગ્યનો-વિચાર તમારા મનમાં આવતાંજ તમારા સર્વ દેશબાંધવો સશક્ત અને નિરોગી બનશે. તમારી શક્તિ તેમની નસોમાં વહેવા લાગશે. 'હું હિંદુસ્તાન-સર્વ હિંદુસ્તાન છું' એમ લાગવા દ્યો. હિંદુસ્તાનની ભૂમિ એજ મારૂં શરીર છે, કેમોરીનની ભૂશિર મારા પગલા છે, હિમાલય મારૂં મસ્તક છે, મારા માથાના કેશમાંથી ગંગા વહે છે, મારા મસ્તકમાંથી સિંધુ અને બ્રહ્મપુત્રા નીકળે છે, વિંધ્યાચલ મારી કેડે બાંધેલો કમ્મરપટો છે, કોરોમાંડલ જમણો અને મલબાર એ મારો ડાબો પગ છે, હું સર્વ હિંદુસ્તાન છું. હિંદુસ્તાનની પૂર્વ અને પશ્ચિમ દિશા એ મારા હાથ છે, અને એ મારા બાહુ અખિલ મનુષ્યજાતિને હૃદયસહ ચાંપવાને હું પહોળા કરૂં છું. મારો પ્રેમ વિશ્વવ્યાપી છે. અહાહા! મારા દેહનો બાંધોજ એવો છે! ઉભો રહીને અનંતકાળ તરફ હું નજર કરૂં છું; મારો અંતરાત્મા એ સર્વનો-વિશ્વનો આત્મા છે. હું ચાલું છું ત્યારે હિંદુસ્તાનજ ચાલે છે, હું બોલું છું એ હિંદુસ્તાન જ બોલે છે, હું શ્વાસોશ્વાસ લઉં છું તે હિંદુસ્તાનજ શ્વાસોશ્વાસ લે છે, એમ હું અનુભવું છું. હું હિંદુસ્તાન છું! હું **શંકર** છું! હું **શિવ** છું! એમ લાગે એજ સર્વથી ઉચ્ચ દેશાભિમાન છે, અને વ્યાવહારિક વેદાંત પણ એજ છે.





# ૬–હિંદુસ્તાનની હાલની જરુરીઆતો.*

## THE PRESENT NEEDS OF INDIA.



રૂના ગોળા જેવા શુભ્ર બરફના કકડાઓ જોરથી 'રામ'ના આશ્રમની બારીઓની બહારની બાજુ સાથે અથડાય છે. આ કકડા ઘણા સુંદર દેખાય છે. આખો પર્વત ખરેખર 'શાસ્ટા' પવિત્રજ છે.+

વિકાસક્રમ( Evolution )વિષે છેલ્લામાં છેલ્લું પ્રકટ થયેલું પુસ્તક હમણાંજ વાંચીને 'રામે' બાજુએ મૂક્યું છે.

એકાદ નવીન યુક્તિ શોધી કાઢવાને અને પ્રતિષ્ઠા કિંવા લોકપ્રિયતા મેળવવાને લોકો ઘણી વાર સત્ય માર્ગને છોડી દે છે. આ ઇચ્છા બાજુએ મૂકીને, દુઃખથી નિરાશ ન થતાં કિંવા આત્મશ્લાઘાથી ફૂલાઇ ન જતાં, શાંત રીતે હિંદુસ્તાનની હાલની આવશ્યકતાઓ વિષે વિચાર કરવામાં આવે તો એવી શોચનીય સ્થિતિ જણાઈ આવશે કે એકજ પવિત્ર દેશમાં રહેવાથી ઉત્પન્ન થતા સંબંધો અથવા બંધનો પ્રત્યે લોકો કેવળ બેપરવાઈ ધરાવે છે; અર્થાત્ લોકોમાં બંધુપ્રીતિનો સંપૂર્ણ અભાવ દૃષ્ટિએ પડે છે. ધાર્મિક ભેદોથી પ્રજાનું મનુષ્યત્વ નષ્ટ થવા લાગ્યું છે, અને રાષ્ટ્રિયત્વની ભાવના મંદ થતી જાય છે.

અમેરિકામાં પણ હિંદુસ્તાનના જેટલાજ બલ્કે તેથી પણ વધારે પંથ અથવા માર્ગો છે, પરંતુ ત્યાં પોતાના પંથ ઉપરજ આજીવિકા ચલાવનારા થોડાક ઉચ્છૃંખલ લોકો સિવાય 'આ કૅથોલિક છે' 'આ મૅથોડિસ્ટ છે' 'આ પ્રેસબૅટેરિયન છે' વગેરે ભેદભાવના નીચે રાષ્ટ્રિય બંધુત્વની લાગણી ઢંકાઈ જતી નથી. નિષ્પક્ષપાતપણે કહીએ તો હિંદુસ્તાનની પેઠે અમેરિકામાં ધર્માભિમાનને લીધે નૈસર્ગિક મનુષ્યત્વ તથા ભૂતદયા નષ્ટ થતાં નથી અથવા ન્યૂનતા પામતાં નથી. હિંદુસ્તાનમાં મુસલમાન લોકો વંશપરંપરાથી હિંદુઓની સાથે રહેતા આવ્યા છે, પરંતુ પોતાની નજીકના હિંદુ પાડોશી કરતાં દક્ષિણ યૂરોપમાં આવેલા તુર્કસ્તાનના મુસલમાનો માટે તેમના અંતઃકરણમાં વધારે લાગણી થાય છે. હિંદુ માબાપને પેટે જન્મેલો મનુષ્ય ખ્રિસ્તીધર્મ ગ્રહણ કરતાંજ તેનાં માબાપ તેને શેરીના કુતરા કરતાં વધારે હલકો ગણે છે. મથુરાંનો એક કર્મઠ દ્વૈતવાદી વૈષ્ણવ પોતાનાજ ગામના એકાદ અદ્વૈતવાદી વેદાંતીને હલકો પાડી દક્ષિણ હિંદુસ્તાનના એકાદ વૈષ્ણવના ફાયદાને ખાતર શું શું નથી કરતો? આમાં દોષ કોનો છે? સર્વે પંથોનું ઉપરચોટીઉં જ્ઞાન અને અજ્ઞાનતા ભરેલા વિચારોનુંજ એ પરિણામ છે.

એમને "સાથે વસતા શત્રુઓ ( Enemies living to-gether )" એ નામ આપીએ તો

---

*સ્વામીજીએ શાસ્ટાસ્પ્રીંગ, કેલીફોર્નિયા–અમેરિકાથી લખેલો પત્ર.

+ ફ્રેંચ ભાષામાં 'Shasta' નો અર્થ 'પવિત્ર' 'શુદ્ધ' 'મનોહર' થાય છે.

તે અયોગ્ય નથી. રાષ્ટ્રિયત્વનો વિચાર એક અર્થ વિનાનો તર્ક થઈ પડયો છે; અને તેનું કારણ શું છે? મૃત ભૂતકાળની નિર્જીવ વિધિઓ તથા ધર્મના નામે શીખવવામાં આવતા ઘેલા અને વિચિત્ર વહેમોપર અંધશ્રદ્ધા, અર્થાત્ 'तस्मात् शास्त्रं प्रमाणं ते' એ સુંદર તત્ત્વના નામ નીચે 'આધ્યાત્મિક આત્મઘાત' કરવો એજ રાષ્ટ્રિયત્વના નાશનું કારણ છે.

મનુષ્યને શુદ્ધ કરનાર ઉદાર શિક્ષણ, યથાર્થ જ્ઞાન, સપ્રયોગ પરીક્ષા (Experimental investigation) અથવા શાસ્ત્રીય વિચારના પદ્ધતિસર અભ્યાસ વિના ઉપર્યુક્ત ખોટા વહેમો નાશ પામશે નહિ. **આધુનિક શાસ્ત્રીય શોધોનાં ઉત્તમ અને લાભકારક પરિણામો જેની સમજમાં આવ્યાં નથી એવા કોઈ પણ ધર્મગુરૂને મૂર્ખ ભકતો ઉપર આજીવિકા ચલાવવાનો હક નથી.** 'રામ' ના મત પ્રમાણે પ્રાચીન કાળના ધાર્મિક મતો અને વિધિઓ તે માત્ર તે કાળનાં જણાએલાં શાસ્ત્રોની આજ્ઞાઓજ હતી, પરંતુ દુર્દૈવે પ્રથમ એ તત્ત્વોનો સખ્ત તિરસ્કાર કરવામાં આવ્યો અને પાછળથી એમને એટલા બધા ગાંડા ઉત્સાહથી વધાવી લેવામાં આવ્યાં કે એ સિદ્ધાંતરૂપી બાળકને રમાડવા જતાં એમને જન્મ આપનાર માતા–સ્વતંત્ર વિચાર અને નિદિધ્યાસ (Independent thought and meditation)–નું ખૂન કરવામાં આવ્યું. ધીમે ધીમે આ તત્ત્વોનો અંધશ્રદ્ધાથી સ્વીકાર થતો ગયો. એક છોકરૂં પોતે મનુષ્ય છે એવું સમજ્યા પહેલાં, ખ્રિસ્તી, મુસલમાન અથવા હિંદુ ગણાવા લાગ્યું. કહેવાતા ધર્મસંસ્થાપકોએ આધિભૌતિક અથવા આધ્યાત્મિક સૃષ્ટિ અને તેના નિયમોનો અભ્યાસ કરવામાં કેટલી નવી શોધ કરી હતી તેનો પ્રમાદને લીધે કિંચિત્ વિચાર કર્યા વગર, માત્ર લોકોના અભિપ્રાયો સાંભળીને અને તેમણે લખેલા ગ્રંથોની સંખ્યા અને વિસ્તાર જોઈને ધર્મના અનુયાયીઓ ધાર્મિકમતો અને વિધિઓનો સ્વીકાર કરવા લાગ્યા. આનું કુદરતી પરિણામ એજ આવ્યું કે ધર્મની અવનતિ થવા માંડી. ધીમે ધીમે 'ક્રાઇસ્ટનાં પર્વત ઉપરનાં કીર્તન' (Christ's sermon on the mount) અથવા વૈદિક યજ્ઞના ઉદ્દેશ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું, અને તેની જગાએ ખાલી નામો ઉપર લોકોની દ્રઢતર શ્રદ્ધા ચોંટી. ધાર્મિક વિધિઓના નિર્જીવ કલેવરની વધુ પૂજા કરવાને માટે અંદરના **આત્માને** હાંકી કાઢવામાં આવ્યો. આ પ્રમાણે **ક્રાઇસ્ટ, મહમ્મદ, વ્યાસ** અથવા **શંકરાચાર્ય** જેવા સત્યનિષ્ઠ મહાત્માઓને પેગંબર અથવા ધર્મસંસ્થાપક નામ આપવામાં આવ્યું, અને તેમના ગ્રંથોને પ્રકૃતિરૂપ મૂળ પ્રકૃતિ ગ્રંથની સામે હરિફાઇ કરવાને મૂકયા. જો કે તેમના ગ્રંથો મૂળ પ્રકૃતિ ગ્રંથના અસ્પષ્ટ અને અપૂર્ણ વાંચનનાં ઉદાહરણજ હતાં.

એ વિધિઓ જનસમુદાયની રચના કરવામાં છેક નિરૂપયોગી હતી, એમ 'રામ' કહેવા માગતો નથી. તેનો પણ ઉપયોગ હતો. બીજની અમુક અંશે વૃદ્ધિ થતાં સુધી તે ઉપરનું ફોતરૂં જેમ અત્યંત આવશ્યક હોય છે તેમ તે વિધિઓ જરૂરની હતી; પરંતુ તેટલે અંશે વૃદ્ધિ થઈ ગયા પછી બીજના વિકાસથી જો તે ફોતરૂં નીકળી ન જાય તો પછી તે ફોતરૂં તે બીજને દાબી, મુંઝાવી મારી નાખનાર કેદખાનુંજ બની જાય છે. આ સ્થળે લક્ષમાં રાખવાની જરૂર છે કે બીજ ફોતરા કરતાં વધુ કિંમતી હોવાથી ફોતરાને ભોગે બીજનો વિકાસ થવો અત્યંત આવશ્યક છે, અને એથી ઉલટું થાય તે હાનિકારક છે.

બીજાઓએ ઠરાવેલી સૃષ્ટિનેજ માનવાની આવશ્યકતા દૂર કરવાને–મુંઝાવીને મારી નાખનાર ફોતરૂં ઉરાડી નાખવાને–દરેક માણસે પોતાના મનમાં એવી દ્રઢ શ્રદ્ધા રાખવી જોઇએ

કે 'પેગંબરના જેટલી શક્તિ મેળવવાનો મારો જન્મસિદ્ધ હક (Birth right) છે, અને એ શક્તિ કંઈ પ્રાપ્ત ન થઇ શકે એવી નથી.'

કેટલાક લોકો બાંધેલું ઘર પોતાની નજરે જોયા સિવાય તેની રચના સમજી શકતા નથી, તેમજ વળી કેટલાક લોકો એવા છે કે તેમને ગત કિંવા સાંપ્રતકાળની સમાજ-વ્યવસ્થાની આગળ એક પગલું ભરવાની કલ્પના સુદ્ધાં આવતી નથી. એવા લોકોની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જવાનાં સુચિહ્નો હિંદુસ્તાનમાં દેખાવા લાગ્યાં છે. લોકોના મનમાંના તર્કવિતર્કો દૂર કરીને તેમને સર્વ દૃશ્ય પદાર્થો સાથેના તેમના ઐક્યનો અને નૈસર્ગિક મહત્ત્વનો અનુભવ લેતા કરવા અને સ્વાભાવિક ઇષ્ટ-વિવિધતાથી ચિરસ્થાયી સંઘટિત ઐક્ય સાધવું, એ 'રામ'ના સમજ્યા પ્રમાણેનો વેદાંતનો હેતુ છે. કયા દેશમાં આ વેદાંતની જરૂર નથી? પરંતુ હિંદુસ્તાનમાં તો તેની અત્યંત જરૂર જણાય છે.

પ્રેમ અને પ્રકાશ( જ્ઞાન )નો પ્રસાર કરી હિંદુસ્તાનની હાલની જરૂરીઆતો પુરી પાડવાને માટે એક 'જીવનસંસ્થા' કાઢવાનો 'રામ' નો વિચાર છે.

## મુખ્ય દિગ્દર્શન.

આ સંસ્થામાં તુલનાત્મક ધર્મ અને તત્ત્વજ્ઞાન (Comparative religions and philosophy) નો અભ્યાસ સમાવવામાં આવશે. આ સંસ્થા ઉમેદવારોને પરસ્પર વિરોધી પ્રાચીન અને અર્વાચીન ધર્મ અને તત્વજ્ઞાનનો અભ્યાસ એકાદ પ્રમાણિક શાંત ન્યાયાધીશ ( સાક્ષી )ની પેઠે શાંતતાથી, નિષ્પક્ષપાતપણાથી, અને નિર્વિકાર મનથી કરવામાં મદદ કરશે. દરેક વિદ્યાર્થીને પોત-પોતાની યોગ્યતા પ્રમાણે ધર્મના અને તત્ત્વજ્ઞાનના ગ્રંથો પોતાની જાતે વાંચવા પડશે; (અલબત્ત જ્યાં જરૂર પડશે ત્યાં આચાર્યની મદદ મળશે ) અને સાંજે સભાની સાર્વજનિક બેઠકમાં પોતે જે વાંચ્યું હોય અથવા દિવસે વાંચતી વખત જે વિચારો આવ્યા હોય, તેનો સંક્ષિપ્ત હેવાલ આપવો પડશે. એ હેવાલો સાંભળી સંસ્થાના જુદા જુદા સભાસદો તરફથી ચર્ચેલા વિષયોનું એકીકરણ કરવાને દરરોજ રાત્રે 'રામ'ના પ્રમુખપણા નીચે ચર્ચાત્મક, પરંતુ માનભરેલા સંવાદો ચાલશે; અને એ પ્રમાણે દરેક જણે પોતાના માનસિક ઉદ્યોગનો લાભ સૌને આપવાથી શુદ્ધભાવના, સંપ અને પ્રેમની વૃદ્ધિ થશે.

**(૧) ધાર્મિક તત્ત્વજ્ઞાન.**

આધુનિક કાળને અનુસરતા બુદ્ધિવિષયક (Intellectual) અને સામાજિક સંપથી માનસિક કાર્યની દક્ષતા અને ખરા સંસ્કારને પુષ્ટિ મળશેજ.

ધર્મ અને તત્ત્વજ્ઞાનદ્વારા પરસ્પર સહાયક પદ્ધતિ (Co-operative method)ની નવા વિદ્યાર્થીઓમાં લાગણી ઉત્પન્ન કર્યા પછી તેમના અભ્યાસક્રમમાં વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, જ્યોતિઃશાસ્ત્ર ઈત્યાદિ શાસ્ત્રો શીખવવાનો પ્રારંભ કરવામાં આવશે; અને જુદાં જુદાં શાસ્ત્રોના અધ્યયનની શરૂઆત થઇ કે પુસ્તકશાળા, પ્રયોગશાળા અને વેધશાળા વગેરે પણ સ્થપાશેજ.

**(૨) ભૌતિકશાસ્ત્ર.**

લોકોની ભયંકર ધાર્મિક અજ્ઞાનતાને દૂર કરી તેમની શક્તિને વધારે સયુક્તિક અને વધારે ઉપયોગી વલણ આપવાને માટે આ સંસ્થાદ્વારા વિજ્ઞાનશાસ્ત્રનો પ્રસાર કરવો જોઇએ.

વળી આ સંસ્થામાં વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ ઉંડી ધાર્મિક લાગણી સાથે કરવાનો છે. વેદાંત તત્ત્વોને વ્યવહારમાં આચરતાં શીખવવા માટે અર્થાત્ વ્યાવહારિક વેદાંત શીખવવાને માટે વિજ્ઞાન, કળા અને બહારથી વ્યાવહારિક દેખાતા બીજા ઉદ્યોગો ( Other work apparently secular ) નો અભ્યાસ કરવાની જરૂર છે. **અગાઝીઝ** નામના એક મોટા **સૃષ્ટિશાસ્ત્રવેત્તા** ( A naturalist ) વિષે એમ કહેવાય છે કે તે પોતાની પ્રયોગશાળાને દેવાલયના જેટલીજ પવિત્ર માનતો, અને તેને દરેક ભૌતિક નિયમ નીતિતત્ત્વના જેટલોજ મહત્ત્વનો લાગતો. સૃષ્ટિની જુદી જુદી જાતો વચ્ચે સામ્ય અને સાધર્મ્ય ( Homologies ) શોધી કાઢવું, એ " ઈશ્વિરની ઈચ્છાઓ પુનઃ યાદ આણવા જેવું છે " એમ તે માનતો.

**(૩) ઔદ્યોગિક કળા.** યોગ્ય વખતે સંસ્થાના ત્રીજા કામ તરીકે ઔદ્યોગિક કળાના અભ્યાસનું કામ શરૂ કરવામાં આવશે. હિંદુસ્તાનમાં ઔદ્યોગિક કળાઓની કેટલી ખોટ છે તે કહેવાની કાંઈ ખાસ આવશ્યકતા નથી.

યૂરોપ અને **અમેરિકા**નાં કેટલાંક મોટાં વિશ્વવિદ્યાલયો ( દાખલા તરિકે યેલ, હાર્વર્ડ, સ્ટૅન્ફર્ડ, ચિકાગો ) તદ્દન ખાનગી સંસ્થાઓ છે. હજી **હિંદુસ્તાનના લોકો પોતાની આવશ્યક્તાઓ તરફ ન જોતાં પોતાના શિક્ષણને માટે સરકારની પદ્ધતિનેજ વળગી રહ્યા છે, એ અતિ શોચનિય બીના છે.**

'**રામે**' સૂચવેલા જીવનમઠમાં ( Life Institute ) કર્મઠમતના ગ્રંથોને તેમજ પાખંડી મતના ગ્રંથોને શાસ્ત્રીય નિષ્પક્ષપાત ન્યાયે એક જ સ્થાન મળશે. **'सत्य, पूर्ण सत्य, अव्यवच्छिन्न सत्य'** એ જ આ સંસ્થાનું બીરદ ( Watch word ) રહેશે.

**' नास्ति सत्यात्परो धर्मः '**



## ૭–यज्ञनुं रहस्य.

'રામ' જ્યારે બ્રહ્મદેવની પવિત્ર ભૂમિ પુષ્કરજીમાં વસતો હતો ત્યારે 'રાષ્ટ્રૈક્ય (National Union) થવાને માટે આપણો પુરાણો યજ્ઞ યાગાદિનો વિધિ પુનઃ શરૂ કરવો ઈષ્ટ છે કે નહિ, એ વિષે આપનો મત શું છે તે જણાવશો.' એવો એક પત્ર 'રામ' ને મળ્યો હતો. આ પત્ર વાંચતાં જ નીચલી કડીઓ મુખમાંથી નીકળી પડીઃ—

The highest virtue has no name.
The greatest pureness seems but shame
True wisdom seems the least secure.
Inherent goodness seems most strange.
What most endures in changeless change.
The loudest voice was never heard
The biggest thing no form doth take.

( શ્રેષ્ઠ સદ્‌ગુણને નામ હોતું નથી, ઉચ્ચ કોટિની પવિત્રતા લજ્જારૂપ મનાય છે, સત્ય જ્ઞાન નિર્ભય નથી, સ્વયંભૂ સૌજન્ય ( Inherent goodness ) અતિ અપરિચિત દેખાય છે, અવિકૃત ફેરફાર ( Changeless change ) સૌથી લાંબો વખત અચળ અને અખંડ રહે છે, અતિ પ્રચંડ ધ્વનિ કદિ કાને પડતો નથી, સૌથી મોટી ચીજને કશો આકાર હોતો નથી. )

સૂર્ય જો મુંબઈ ઇલાકાનાં આમ્રવૃક્ષોને કહે કે " હિમાલય પર્વતપરનાં ભોજપત્ર અને દેવદારનાં વૃક્ષોને મેં પ્રકાશ અને ઉષ્ણતા આપી છે, તેથી હવે હું તમને એ વસ્તુ આપીશ નહિ, મારી કૃપા અને મારો પ્રભાવ મેં તે વૃક્ષોને દાખવ્યાં છે તેટલાથી સંતોષ પામીને તમારે વધવું જોઇએ; " તો તે આમ્રવૃક્ષ થોડા વખતમાંજ મરી જશે. બાગમાંના વૃક્ષોપર સૂર્યપ્રકાશ પડવાથી ખેતરમાંના છોડવાઓ જીવશે નહિ; અને બુદ્ધ, ક્રાઈસ્ટ તથા મહમ્મદને થયેલા સાક્ષાત્કારથી શેકસ્પિયર, ન્યૂટન અથવા સ્પેન્સરને શાંતિ થશે નહિ. એટલા માટે આપણા પ્રશ્નોનો નિકાલ આપણે પોતેજ કરવો જોઇએ, અને ભૂતકાળમાં થઇ ગયેલા ઘણાજ માનવંત દ્રષ્ટાઓ તથા સંતોની આંખોદ્વારા જોવાને બદલે આપણી પોતાની આંખોથીજ જોતાં શીખવું જોઇએ.

દરેક સ્મૃતિ જણાવે છે કે કાલે આપણો મત આવો આવો હતો, પણ આજે તે સંબંધે તમારો મત કેવો છે? પ્રત્યેક સંસ્થા એવું ચલણી નાણું છે કે જેનાપર આપણે આપણો પોતાનોજ સિક્કો મારી દઇએ છીએ. થોડા વખતમાં તે ઓળખી નહિ શકાય એવું નાણું થઈ જાય છે, અને કાળાંતરે તેને ટંકશાળમાં પુનઃ જવું પડે છે. કુદરત એક વસ્તુને બનાવે છે, તેને છિન્નભિન્ન કરી નાખે છે; અને પુનઃ તેનો આકાર ઘડે છે. પોતાની મૂળસ્થિતિ કાયમ રાખીને યોગ્ય ફેરફાર કરવો એજ જીવનો પરમ ઉદ્દેશ છે.

પોતાની પૂર્વ સ્થિતિ ભવિષ્યમાં આણવાની આકાંક્ષા રાખનાર અને ભૂતકાળને હંમેશાં

પોતાની નજર સામે રાખનારના જેવી દયાજનક સ્થિતિ બીજા કોઈ માણસની હોતી નથી. નીચે આવતા દરેક મુદ્દાના ટેકામાં ગીતા, મનુસ્મૃતિ અને શ્રુતિનાં વચનો ટાંકી શકાય એમ છે, પરંતુ જાણી જોઈને તેમ કરવું છોડી દીધું છે; કારણ કે પ્રતિપક્ષીઓ પણ એ વચનોની વિરૂદ્ધ જતા આધારો એ પુસ્તકોમાંથી ટાંકી બતાવશે, અને એમ થતાં મુખ્ય મુદ્દો દૂર રહી જઈ લૂખો શબ્દવાદ વધી પડશે, એટલુંજ નહિ પરંતુ વસ્તુસ્થિતિના અભ્યાસ કરતાં પુસ્તકોના અધ્યયનને વિશેષ મહત્ત્વ આપનારી જે ભૂલભરેલી શિક્ષણપદ્ધતિ છે તેને ઉત્તેજન આપ્યા જેવું થશે.

મહાત્મા શંકરની મોટામાં મોટી ભૂલ એ હતી કે તેમણે પોતાનો (અનુભવનો) ખરો પ્રકાશ ગુપ્ત રાખ્યો હતો.* સ્વાનુભવ કરતાં અધિક વિશ્વસનીય બીજું કયું પ્રમાણ છે? છતાં સ્વાનુભવથી જે સત્યતત્ત્વ તેઓ સમજ્યા હતા તે તત્ત્વનો પ્રકાશ કરવાને માટે પુરાણા ગ્રંથોનાં પાનાં ઉથલાવવામાં અને શબ્દોનો વિપર્યાસ કરવામાં નકામો વખત ગાળવાની તેમણે શા માટે માથાફોડ કરી હશે? ત્યાર પછી અન્ય મહાત્માઓ (રામાનુજ, મધ્વાચાર્ય વગેરે) થયા, અને તેમણે પણ આજ કંગાલ શબ્દો લીધા અને તે શબ્દોના પોતાને અનુકૂળ આવે એવા અર્થો કીધા. આ સદિચ્છા (શુભેચ્છા)થી કરેલા પ્રયત્નથી સત્યનો વેગ વધવાની વાત તો બાજૂએ રહી, પણ તેથી ઉલટી તેની ગતિ મંદ પડી. સ્પષ્ટ કહીએ તો હિંદુસ્તાનની સાંપ્રત અવનતિનું કારણ એજ છે કે આપણે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ આપણા જીવિત આત્મદેવને પુસ્તકરૂપી પિશાચનો ગુલામ બનાવી દીધો છે! શ્રુતિમાતાની એવી દુર્દશા થઇ છે કે તેનો એક પુત્ર તેના સુંદર વાળ એક તરફ ખેંચે છે, તો બીજો બીજી તરફ ખેંચે છે, અને વળી ત્રીજો તેનો ચોટલો મજબૂત પકડી અન્ય બાજુ તરફજ ખેંચે છે! આવી રીતે પ્રત્યેક જણ શ્રુતિના નામ નીચે પોતાને ફાવે તેવો મત ઘુસાડી દે છે, અને આ સર્વેનું પરિણામ એ આવે છે કે તે સત્યશીલતાથી ભ્રષ્ટ થાય છે. હે આર્યાવર્તના પ્રાચીન ઋષિઓ અને આચાર્યો! આપના વંશજોને પોતાની આધુનિક જરૂરીઆતો અને સાંપ્રત પરિસ્થિતિ સંબંધી મહત્ત્વના પ્રશ્નોનો ફેંસલો મૃત-ભાષાના વ્યાકરણના નિયમોદ્વારા કરવાનો વારો આવ્યો છે!

પ્રિય બંધુઓ! **નિયમો અને સંસ્થાઓ મનુષ્યોને માટે છે, મનુષ્યો નિયમ અથવા સંસ્થાને માટે જન્મ ધરાવતા નથી.** કેટલાક લોકો કહે છે કે, "ભાષ્યદ્વારા ભવિષ્ય અને ભૂતકાળનું સંધાન મજબૂત રીતે થાય છે." આ વિચાર કેવો સ્વાભાવિક અને સુંદર લાગે છે? પણ શું હજીએ જૂની ગોદડીને વધારે થીગડાંની જરૂર છે? **સત્યને સમાધાનીના થીગડાંની જરૂર નથી.** આખી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, સૂર્યને પૃથ્વીની આસપાસ ફરવાની જરૂર નથી. ભૂતકાળ અને ભવિષ્યકાળનું યોગ્ય રીતે સંધાન કરવા માટે **વિજ્ઞાનની આધુનિક શોધો બાઇબલ અથવા અન્ય ધર્મગ્રંથોનાં ભાષ્ય અથવા ટીકાપર લટકી રહી છે કે? ઈશ્વરપ્રણીત શાસ્ત્રોને પોતાનેજ બોલવા દો.** બહારથી નિષ્પક્ષપાતી ન્યાયાધીશ હોવાનો ઢોંગ કરનાર, પણ અંતરથી વકીલી દાવપેચ

---

*જેની સામી બાજુએ ખાસ વિચારવા યોગ્ય અને વજનદાર પ્રતીકાર તથા ખુલાસા વિદ્વાનો સહ-જમાં આપી શકે એવો આ આક્ષેપ, તેમજ બીજા પણ એવા પ્રકારના વિચારો આ તેમજ અન્ય કોઇક સ્થળે નીકળશે, પરંતુ વિદ્વાનો માટે તેવી ચર્ચા કરવાના અન્ય અનેક રસ્તાઓ હોવાથી આ પુસ્તકમાં તો રામ-સ્વામીના ઉપદેશોજ સીધેસીધા આપેલા છે. મંત્રી. સ. સા.

ખેલનાર કોઈ ભાષ્યકાર અથવા પોતાની જાતેજ પેગંબર કિંવા ધર્માચાર્ય હોવાનો દાવો કરનાર કોઇ પુરૂષ ઈશ્વરના મનના અર્થ કહે, ત્યાં સુધી સંદિગ્ધ ભાષા વાપરી લોકોને હજારો વર્ષો સુધી અજ્ઞાનતાને આડે માર્ગે અહીં તહીં ભટકાવી-રખડાવી મારવાની અસભ્યતા ઈશ્વરનામાં અવશ્ય નથીજ. શાસ્ત્રોના પ્રમાણથી સત્યતાની સ્થાપના થવાનો સંભવ છે કે? સૂર્યને જોવા માટે દીવાની જરૂર પડે છે કે? ક્રાઇસ્ટ, મહમ્મદ, બુદ્ધ, જરથોસ્ત, વેદ વગેરેનાં પ્રમાણ આપવાથી ગણિતશાસ્ત્રના એકાદ સિદ્ધાંતની કિમ્મત જરા પણ વધશે કે? રસાયનશાસ્ત્રનાં તત્ત્વો આપણે પ્રયોગ કરવાથીજ સમજી શકીએ છીએ. **મસ્તકમાં માત્ર માન્યતા (Belief)-શ્રદ્ધા-ભરવાથી બુદ્ધિનું ખૂન કરવાનું પાપ આપણને ચોંટશે.** એકાદ ખાસ બનાવ અને ત્રિકાલાબાધિત સત્યમાં બહુ ફરક છે. એકાદ ખાસ બનાવ બીજાના મુખથી સાંભળતાં ખરો માની શકાય, પરંતુ સત્યની પરીક્ષા તો સ્વાનુભવથીજ કરવી જોઇએ. વાદ-વિવાદ કિંવા પ્રમાણ(સાબીતી)થી વેદાંતને સિદ્ધ કરવાની જરૂર છે? વેદાંતના સિદ્ધાંત યોગ્ય સ્વરૂપમાં રજુ કરવા એજ તેનું ચોક્કસ પ્રમાણ છે. સૌંદર્યની આકર્ષણ શક્તિ સાબીત કરવાને માટે બહારની ભલામણની કશી જરૂર નથી.

**મોહક ભાષણો કરીને, મોહક ગાયનો ગાઈને, પ્રમાદયુક્ત નિદ્રા વધારવાને માટે હાલરડાં ગાઇને, જનસમૂહની રૂચિને અનુકૂળ વચનો કહીને અને લોકોની અજ્ઞાનતાની પ્રશંસા કરીને મોટી સંખ્યામાં અનુયાયીઓ મેળવવાનું કાર્ય કાંઈ મુશ્કેલ નથી.** સત્ય એજ શાશ્વત છે, અને આ સઘળાં ચરાચર દૃશ્ય મિથ્યા છે. જે માત્ર દૃશ્ય-બાહ્ય સ્વરૂપોને માટે સત્યનો ભોગ આપે છે તેને ધિક્કાર હોજો! સત્યને તેની મરજી પ્રમાણે આગળ આવવા દો. સત્યરૂપી સૂર્ય પોતાનો ઉદય કેવી રીતે કરવો તે સારી પેઠે જાણે છે. નગારાંઓના અવાજથી સર્વ લોકોને દીર્ઘ નિદ્રામાંથી ઢંઢોળીને જાગ્રત કરવા માટે સત્યને પ્રચંડ ગર્જના કરવા દો. **હું સત્ય સ્વરૂપ છું. સ્થૂલ દેહની પ્રતિષ્ઠા વધારવાને માટે આત્મઘાત કરવાને હું તૈયાર નથી.**

હવે યજ્ઞનો પ્રશ્ન વિચારીએ. આપણે તેનો સ્વતંત્રતાથી, નિષ્પક્ષપાતથી અને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી વિચાર કરીશું.

સાધારણ રીતે હવનવિધિને યજ્ઞનો એક અતિ મહત્ત્વનો આવશ્યક ભાગ ગણવામાં આવે છે. હવનના આધુનિક પૂજારીઓ તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે "હવનથી હવા શુદ્ધ થાય છે, અને તેથી સુગંધ પ્રસરે છે." આ તાણીતોડીને ખેંચી કાઢેલી કલ્પના છે. ઇતર ઉત્તેજક પદાર્થોની માફક સુગંધ ક્ષણવાર મનને ઉત્સાહ આપે છે, પરંતુ તેની સાથેજ પ્રતિક્રિયા (Reaction)થઇને સ્વાભાવિક જુસ્સો મંદ પડી જાય છે. ઉત્તેજક પદાર્થો (Stimulants) શક્તિસંગ્રહમાંથી થોડીક શકિત વ્યાજે લે છે, પરંતુ આ કરજપર ચક્રવૃદ્ધિ વ્યાજ ચઢે છે, અને એ કરજ કદિ પણ વળી શકતું નથી.

ખરૂં જોતાં હવનદ્વારા સુગંધી દ્રવ્યની ઉત્પત્તિ ઘણીજ થોડી થાય છે, અને ઘણો મોટો ભાગ કાર્બોનિક ઍસિડ ગૅસનો નીકળે છે. આ પદાર્થ ઘણો હાનિકારક હોય છે.

એક વખત એવો હતો કે જ્યારે હિંદુસ્તાનમાં જંગલો ઘણાં હતાં, અને મનુષ્યોની વસ્તી થોડી હતી. તે વખતમાં ઘી અને એવા બીજા હાયડ્રોકાર્બોનેટ્સ (hydrocarbonates)-પિષ્ટમયદ્રવ્યો બાળવાથી કાર્બોનિક ઍસિડ ગૅસ ઉત્પન્ન થઈ વનસ્પતિનું પોષણ થતું હતું;

પણ સાંપ્રતમાં તે પરિસ્થિતિ બદલાઇ ગઇ છે. વાસ્તવિક રીતે કહીએ તો આજે જંગલો રહ્યાંજ નથી, અને વસ્તીનું પ્રમાણ ઘણુંજ વધી ગયું છે. પરિણામ એ આવ્યું છે કે હવામાં કાર્બોનિક ઍસિડ ગૅસ વિશેષ હોવાથી માણસો આળસુ બન્યાં છે. હાલમાં હિંદુસ્તાનમાં ઑક્સિજન (પ્રાણવાયુ) અને ઓઝોન( તીવ્રપ્રાણવાયુ )ની ઘણી જરૂર છે, કાર્બોનિક ઍસિડ ગૅસની જરૂર નથી.

આ વાત લક્ષમાં રાખવી જોઇએ કે હવન કરવા અને લોકોને જમાડવા, એ બન્ને બાબતોથી હવામાં જે રાસાયનિક ક્રિયા થાય છે તે સરખીજ છે. છતાં કૃત્રિમ અગ્નિના મુખમાં અમૂલ્ય ઘીનો અપવ્યય કરવાને બદલે ભૂખે મરતા પરંતુ નારાયણસ્વરૂપ લાખો ગરીબ લોકોમાં અસ્થિ તથા માંસનો ભક્ષ કરી જતા જઠરાગ્નિના મુખમાં લુખા સૂકા રોટલાના સાત દિવસના વાસી ટુકડા શા માટે નાખતા નથી ? આવા હવનની આજે હિંદુસ્તાનને વધારે આવશ્યકતા છે.

વળી હજારો માણસોને એક દિવસમાં જમાડયાં તેમાં શું દહાડો વળ્યો ? આવા વિવેક-રહિત પરોપકારથી. માત્ર સંભાવિત ભિખારીઓની સંખ્યા વધે છે. **હિંદુસ્તાનમાં આ સર્વ દૈન્ય અને દારિદ્રય શાથી વધ્યાં છે ? દેશ, કાળ અને સત્પાત્રનો વિચાર કર્યા વિના આપેલા દાનથી.** એક ફ્રેંચ ગ્રંથકારે લખ્યું છે કે, લોકોનાં દુઃખ નિવારણ કરવાના ઉદ્દેશથી કરવામાં આવેલા દાનથી ઉલટાં અર્ધોઅર્ધ દુઃખ નવાં પેદા થાય છે; પણ તે દાનથી ઉત્પન્ન થયેલાં દુઃખોમાંથી અર્ધાં દુઃખોનું પણ નિવારણ તેનાથી થઇ શકતું નથી. (Charity causes half the suffering she relieves but she can not relieve half the suffering she has caused.) **દાનની કિંમત હૃદયના હેતુથી ઠરાવવાની નથી, પણ તેના પરિણામથી ઠરાવવાની છે.** એક ટકટકખોર આળસુ ભિખારીને એક પૈસો આપીને કોઇ યાત્રાળુ એમ માને કે પરલોકમાં આપણને એનો બદલો મળશે તો ભલે તેને તેમ માનવા દો, તે ગમે તેમ હો, પણ આટલી વાત તો નિર્વિવાદ છે કે હાલ આ લોકમાં તો એવા લોકોએ દેશની થોડી ઘણી અધોગતિ કરી છેજ.

આપણી સમક્ષ મુખ્ય પ્રશ્ન એ છે કે આપણે યોગ્ય પ્રકારનો યજ્ઞ કરવો જોઇએ. અર્થાત્ દીન કિંવા અનાથ માણસોની સેવા તથા રક્ષણ કરવું જોઇએ; અને તે કાર્ય એવી રીતે કરવું જોઇએ કે તેનો મૂળ ઉદ્દેશ ઉંધો વળી ન જાય. **સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે. કોઈ માણસને તમે એક દિવસ જમાડશો તો પણ બીજે દિવસે તો અવશ્ય તેને ભૂખ લાગશેજ; પરંતુ જો તમે તેને એકાદ હુન્નર શીખવશો તો તેની આખી જીંદગીનો ખોરાક પૂરો પાડવાનું પુણ્ય તમને પ્રાપ્ત થશે.** તમે તેને જે જ્ઞાન આપો તે એવા પ્રકારનું હોવું જોઇએ કે જેથી તેના જન્મનું સાર્થક થાય. સંભાવિત ભિખારી રહેવા કરતાં જોડા સીવવા જેવો એકાદ ધંધો કરવો વધારે મહત્ત્વનો છે.

હિંદુસ્તાનના દરેક માણસના હૃદયમાં એવી ભાવના ઉત્પન્ન થવી જોઇએ કે **સંપત્તિ, જ્ઞાન, સત્તા અથવા યોગ્યતા ઇત્યાદિ બાબતોમાં આપણાથી જે લોક ઉતરતી પંક્તિના હોય તેઓ આપણી મદદને યોગ્ય આપણાં બાળકોજ છે.** બદલાની આશા રાખ્યા વગર તેમને આત્માનો ખોરાક–ઉત્તેજન, જ્ઞાન અને પ્રેમ–આપી તેમની સેવા કરવાનો માતા તરીકેનો હક્ક ભોગવવાનું પરમ સુખ દરેક જણે પ્રાપ્ત કરવુંજ જોઇએ. **મહાન્ નિષ્કામ યજ્ઞ આજ છે.**

ભવિષ્યમાં કોઇ પ્રસંગે હિંદુસ્તાનમાં પ્રવર્ત્તતા કર્મકાંડનો સવિસ્તર ઇતિહાસ આપવામાં આવશે. પ્રાચીન કાળમાં જ્યારે હિંદુસ્તાનમાં જનસમાજે કૃત્રિમતા ધારણ કરી નહોતી, જ્યારે હિંદવાસીઓને અન્ન, વસ્ત્ર, ઘરબાર ઇત્યાદિ બાબતોના સંબંધમાં બહુ ચોક્કસ રહેવું પડતું નહોતું, જે વખતે-આજે કાશ્મીરમાં પુષ્કળ વૃક્ષોનો સમૂહ છે તેમ-સંખ્યાબંધ વૃક્ષો સમસ્ત દેશમાં વિદ્યમાન હતાં, અને જે વખતે અમેરિકાના મૂળવતનીઓની માફક હિંદુસ્તાનનાં માણસોને વિશેષ વસ્ત્રોની જરૂર નહોતી, તે વખતે લોકોની ગુંગળાઇ રહેલી શારીરિક અને માનસિક શક્તિને બહાર નીકળવાને ઈતર કોઇ પણ માર્ગ ખુલ્લો નહિ હોવાથી તે સર્વ શક્તિનો દેવતાઓની સાથે વ્યવહાર કરવામાં-અર્થાત્ યજ્ઞયાગાદિ કર્મો કરવામાં વ્યય થવા લાગ્યો. પ્રથમ આ યજ્ઞોનો અર્થ એટલોજ હતો કે દેવોની સાથે ચોખ્ખો (રોકડો) વ્યવહાર કરવો. તેની અંદર યાચના આદિ આત્મનિંદક ભિક્ષાંદેહિનું તત્ત્વ સમાએલું નહોતું. તે વખતના લોકોને પ્રકૃતિની જેટલી શક્તિઓ—દેવતાઓ—નું જ્ઞાન હતું તેમની સાથે સમાનતાના સંબંધથી કરેલો આ એક વ્યવહાર હતો-પંચમહાભૂતને દેવતા કલ્પીને તેમની સાથે માત્ર એક પ્રકારની દુકાનદારીનોજ વ્યવહાર રાખવામાં આવ્યો હતો-એમ કહેવામાં કાંઇ હરકત નથી. જો કે આ વ્યાપારમાં આધુનિક મારવાડીપણું દાખલ થયું નહોતું, પરંતુ તેમાં લેણદેણ અને અરસપરસના ફાયદાની વણિગ્વૃત્તિ તો અવશ્ય હતીજ.

આ સર્વે યજ્ઞો માત્ર 'જો'પર અવલંબી રહ્યા હતા. જો વર્ષાદ જોઇતો હોય તો આ યજ્ઞ કરો; જો પ્રજોત્પત્તિની ઇચ્છા હોય તો પેલો યજ્ઞ કરો; જો વિજયની લાલસા હોય તો અમુક યજ્ઞ કરો; જો દ્રવ્યની આવશ્યકતા હોય તો કોઈ ઈતર યજ્ઞ કરો; ઇત્યાદિ.

આ પ્રમાણે આ સર્વે યજ્ઞો માણસની પોતાની કામનાપર અવલંબી રહેલા હોવાથી તે પ્રથમ ફરજીઆત નહોતા, પણ ઐચ્છિક હતા; પરંતુ ધીમે ધીમે તે શિષ્ટાચાર અને રિવાજ તરીકે રૂપાંતર પામ્યા, અને આખરે તે મનુષ્યે પોતેજ પોતાની જાતપર લાદેલાં નિત્ય-કર્મ તરીકે સ્થિત થઇને રહ્યા.

હિંદુસ્તાનના ઇતિહાસમાં પાછળથી યજ્ઞની જગ્યા પૌરાણિક કર્મકાંડે લીધી છે. મહાભારતના કૌટુમ્બિક યુદ્ધથી મહત્ત્વનું પરિવર્તન થયેલું જણાય છે. તે ધાર્મિક અને રાજકીય ક્રાંતિથી રાષ્ટ્રની સર્વ ઘટના-સર્વ વ્યવસ્થા તદ્દન પલટાઈ ગઈ હતી. પૌરાણિક દેવોના સંબંધમાં લોકોની જે માન્યતા હતી તે બદલાઈ ગઈ; વ્યાવહારિક આવશ્યકતાઓ અત્યંત વધી પડી; માત્ર એક યજ્ઞને માટે માસના માસો અને વર્ષોનાં વર્ષો ગુમાવવાનું લોકોને પરવડયું નહિ; આથીજ પ્રાચીન યજ્ઞોની જગ્યાએ પૌરાણિક કર્મકાંડની રૂઢિ કેમ ઘુસી ગઈ તે સમજાશે. ધર્મને યત્કિંચિત્ પણ હાનિ ન કરતાં આપણા કર્મકાંડમાં આવશ્યક ફેરફાર કરી શકાય છે, એ મુદ્દાને મજબૂત કરવા માટે ઉપરની બીના એક મજબૂત આધારરૂપ છે.

આગળ 'રામ' જણાવે છે કે સ્મૃતિ (કાયદા), રૂઢિ, આચાર, વિધિ, સંસ્કાર-કર્મ-કાંડ-બદલાતાં ગયાં છે; એટલું જ નહિ પણ એકજ દેશના જુદા જુદા ભાગમાં તે ભિન્ન ભિન્ન છે. કોઈ પણ સમાજની જીવિત દશાનો આધાર તે સમાજની ગતિ, વૃદ્ધિ અને ઉચિત ફેરફાર કરવાપર રહેલો છે. " **પરિવર્તન (ફેરફાર) કરો, નહિ તો મરો,** " એ સૃષ્ટિનો ઉગ્ર મંત્ર છે.

**ઉત્ક્રાંતિવાદના એક આધુનિક સુપ્રસિદ્ધ વિદ્વાન્ ગૃહસ્થ પ્રેસીડેન્ટ ડૉક્ટર ડેવિડ સ્ટાર**

જોર્ડન જણાવે છે કે "સામાજિક ઉત્ક્રાંતિ વિષે બોલતાં આપણે આ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે સમાજની ગમે તેવી પૂર્ણાવસ્થા હમેશાં મનુષ્યને અપૂર્ણજ ભાસે છે; કારણ કે અધિક પૂર્ણદશાએ પહોંચેલો મનુષ્ય સમાજથી પણ આગળ વધવાના સ્વભાવવાળો હોય છે. જેમનું તેમ ચલાવનાર સમાજની વૃદ્ધિ ધીમીજ થાય છે. વનસ્પતિ, પ્રાણી આદિ જે ઇન્દ્રિયોવાળા પદાર્થ પૂર્ણતાની દશાએ પહોંચેલા જણાય છે તેઓમાંજ મોટી અપૂર્ણતા જડી આવે છે." પરિસ્થિતિને સંપૂર્ણ રીતે અનુકૂળ થવાની પદ્ધતિ વારંવાર આવશ્યકતા ઉત્પન્ન કરે છે, કારણ કે પરિસ્થિતિ હમેશાં બદલાયાજ કરે છે. મનુષ્ય, પ્રાણી અને વિશ્વ, એ સંબંધી આપણે જે જ્ઞાન ધરાવીએ છીએ, તે દ્વારા જોતાં 'કલહ અને રૂપાંતર નષ્ટ થઇ સર્વ જણ સુખી અને સુરક્ષિત રહી શકે એવી સ્થિરતાવાળાં સહસ્ર વર્ષો આવશે' એવું સ્વપ્નું જોનારા આકાશકુસુમવત્ વ્યર્થ આશા રાખે છે, એમ સ્પષ્ટ જણાય છે.

આટલા માટે આપણે આપણાં કર્મકાંડ બદલી પરિસ્થિતિને અનુકૂળ કરવાં જોઈએ. આપણી આવશ્યકતાઓ વેદકાલીન ઋષિઓની આવશ્યકતાથી ભિન્ન છે. જે 'જો'ના ઉપર સર્વ કર્મકાંડ અવલંબી રહ્યા હતા તે 'જો' (કામના) હવે બદલાઇ ગયા છે. 'જો તમારે ઢોર જોઈએ તો ઇંદ્રદેવને બલિદાન આપો,' 'જો તમારે સંતતિ જોઈએ તો પ્રજાપતિને સંતુષ્ટ કરો,' ઇત્યાદિ પ્રશ્નો આજે આપણી સમક્ષ નથી. આજનાં કર્મકાંડ આ પ્રમાણે પરિવર્તન પામેલા સ્વરૂપમાં હોવાં જોઇએ: દિવસે દિવસે વધતા જતા અને સુધરતા જતા ઉદ્યોગ-ધંધાના આ જમાનામાં જો તમારે જીવતા રહેવું હોય અને રાષ્ટ્રીય ક્ષયથી ધીમે ધીમે ક્ષીણ થઇને મરવું ન હોય તો વિદ્યુત્‌રૂપી માતરિશ્વાને કબજે કરો, બાષ્પ (વરાળ) રૂપી વરૂણને તાબે કરો, અને કૃષિશાસ્ત્રરૂપી કુબેરની સાથે મૈત્રી બાંધો. તમને આ જ્ઞાન આપનારો શિલ્પજ્ઞ અથવા શાસ્ત્રજ્ઞ ગુરૂ, આ નૂતન દેવની સાથે તમારો પરિચય કરાવનાર પુરોહિત છે.

'રામ'ની ઉપર પાખંડી ભાષા વાપરવાનો આરોપ મૂકવાનો પ્રયત્ન કરશો નહિ. આ લોકમાં સર્વે વસ્તુ રૂપાંતર પામે છે. આપણા દેશનું સ્વરૂપ પ્રાયઃ સર્વથા બદલાઈ ગયું છે. સરકાર બદલાઈ ગઈ, ભાષા બદલાઈ ગઈ, લોકોના વર્ણ બદલાઇ ગયા; ત્યારે વૈદિક કાલના દેવો હજી શા માટે પારણામાં હીંચકા ખાધા કરે છે? જેમ વર્ષ વધતાં જાય છે તેમ તેઓ પારણામાંથી ઉતરીને આપણી સાથે છુટથી કેમ રમતા નથી? તેમજ મનુષ્યોની સાથે ઓળખાણ કેમ વધારતા નથી?

પ્રિય દેશ બાંધવો! આપણા પ્રાચીન ઋષિઓએ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પાણી, તેજ, સમીર, વિદ્યુત, મેઘગર્જના આદિ સર્વની અંદર જે 'एकं सत्' ઈશ્વરનું દર્શન કર્યું હતું તે પ્રમાણે તમે ન કરો, એમ 'રામ' તમને કહેતો નથી, ઈશ્વરને સૃષ્ટિમાં પ્રકૃતિરૂપે ભલે જુઓ, પણ એથીએ જરા સૂક્ષ્મ દૃષ્ટિ કરવી જોઈએ. પ્રયોગશાળા અને શાસ્ત્રાધ્યયનશાળામાં પણ ઈશ્વરને જોવો જોઈએ. રાસાયનિક પ્રયોગના મેજને યજ્ઞની વેદી જેટલીજ પવિત્ર માનવી જોઈએ. પુરાતન યજ્ઞયાગાદિના અગ્નિનો પુનરૂદ્ધાર હવે તમે કરી શકશો નહિ, પરંતુ તે પ્રાચીન કાળના પ્રેમ, આદર, ભક્તિ આદિનો ઉદ્ધાર તમે કરી શકશો. તેમ કરીને જે વસ્તુઓ આજે તમારાં કર્તવ્ય કર્મો થઇને બેઠી છે, તેનાપર તેમનો પ્રકાશ પડવા દો. અગાઝિઝ કહે છે કે "સૃષ્ટિનું નિરીક્ષણ કરવું તે શું ઈશ્વરના વિચારોનો પુનઃ વિચાર કરવા સમાન નથી? તમારાં સર્વે કર્મોમાં પવિત્રતા-પવિત્ર વર્તન પ્રવર્તેલું હોવું જોઇએ. હવે મારે યજ્ઞનો અગ્નિ સળગાવવાની જરૂર ન હોવાથી લુહારની ભઠ્ઠીમાંનો અગ્નિ મારે મન તેટલોજ

પવિત્ર છે. પ્રિય બંધુ! ખેડુતના ખટારાને ઇંદ્રનો રથ બનાવી દેવામાં માત્ર 'રામ'ની દૃષ્ટિની જ જરૂર છે. આ ઈશ્વરી દૃષ્ટિ પ્રાપ્ત કરવામાંજ યજ્ઞનું ખરૂં રહસ્ય સમાઈ જાય છે.

આપણી આધુનિક રાષ્ટ્રિય સ્થિતિ કેવી છે તે ન જાણવામાં તમે તમારી ભવિષ્યની સ્થિતિનું ભાન પણ ભૂલી જાઓ છો. આવા ભયંકર નાસ્તિક થશો નહિ. તમારૂં મુખ્ય કર્ત્તવ્ય તમારા ભવિષ્યના જીવન સંબંધે છે. તમે એવી રીતે વર્તો કે જેથી તમારૂં આદર્શમય જીવન-ભવિષ્યમાં તમે જેવું બનાવવા માગતા હો તેવું જીવન-શક્ય અને સુલભ થાય; એવી રીતે વર્તો કે જેથી આજથી પચાસ વર્ષે પણ તમારી આજની વર્તણુંક સંબંધે તમને લજ્જા ઉત્પન્ન થાય નહિ; એવી રીતે વર્તો કે જેથી તમારા વંશજોને તમારો સર્વથા નાશ થયેલો જણાય નહિ.

ધાર્મિક હિંદુઓ! તમારી સદ્વિવેકબુદ્ધિ જાગ્રત કરો. તમારે કર્મરૂપી બે ધણીઓની સેવા કરવાની જરૂર નથી. ગતકાળના સ્મારકચિહ્ન તરીકે કિંવા પૂર્વજોનાં સ્મારકચિહ્ન તરીકે મળેલાં જીર્ણ તથા નિરૂપયોગી વસ્ત્રોને હંમેશ જોઈતાં આવશ્યક વસ્ત્રોની સાથે વાપરવાની જરૂર નથી. જે દોષથી માણસો અને દેશો દેવાળીઆ બને છે, તે દોષ એજ છે કે માણસો પોતાનો મુખ્ય ઉદ્દિષ્ટ માર્ગ છોડીને આડમાર્ગનાં ક્ષુલ્લક કાર્યો કરવા દોડે છે. નિશ્ચયી માણસ ક્ષુલ્લક કાર્યો કરવામાં પોતાનો વખત ગાળતો નથી.

યજ્ઞનો અર્થ દેવોને બલિદાન આપવું એ છે. વેદાન્તમાં અને ઘણે ઠેકાણે વૈદિક સાહિત્યમાં 'દેવ'નો અર્થ શો થાય છે? દેવ એટલે દીપ્તિ (પ્રકાશ) અને આયુષ્ય દેનારી શક્તિ; તેમજ દેવતા(અનેક વચન)નો અર્થ તે ઈશ્વરી શક્તિનાં જૂદાં જૂદાં સ્વરૂપો, એવો થાય છે. પછી તે ઈશ્વરી શક્તિ બાહ્ય શક્તિ હો કિંવા અંતર્ગત શક્તિ હો. 'અધિદૈવતા' શબ્દની 'આધ્યાત્મિક' શબ્દ સાથે તુલના કરી જોતાં 'દેવતા' શબ્દ સમષ્ટિરૂપ શક્તિવાચક છે, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. 'ચક્ષુ' શબ્દ એકાદ વ્યક્તિની 'દૃષ્ટિ' સૂચવે છે, પરંતુ 'ચક્ષુદેવતા'નો અર્થ 'સર્વ પ્રાણીઓમાં રહેલી આદિત્ય નામની જોવાની શક્તિ' એવો થાય છે; અને વિશ્વનું નેત્ર જે સૂર્ય તે આ શક્તિનું ચિહ્ન છે. હસ્તેંદ્રિય એટલે એક મનુષ્યના હાથમાં રહેલી શક્તિ છે, પરંતુ હસ્તેંદ્રિયનો દેવતા એટલે સર્વ હસ્તોને હલાવનારી શક્તિ. આ સમષ્ટિરૂપ શક્તિને 'ઇંદ્ર' કહેવામાં આવે છે. તેજ પ્રમાણે જ્યારે આપણે ઇતર ઇંદ્રિયોના દેવતા વિષે બોલીએ ત્યારે તેનો જો કાંઈ પણ અર્થ થતો હોય તો તે આ જ છે.

હવે યજ્ઞમાં દેવતાને બલિદાન આપવું એનો અર્થ શું થાય છે? તેનો અર્થ એ થાય છે કે 'આપણી વ્યક્તિવિષયક ઇંદ્રિયશક્તિઓને તેમના પોતપોતાના સમષ્ટિરૂપ શક્તિદેવતાને અર્પણ કરવી, આપણા આડોશીપાડોશીઓને પણ આપણાં સ્વરૂપોજ ગણીને આપણા વ્યક્તિત્વનું સર્વાત્મા સાથે ઐક્ય કરવું, અને આપણી ઇચ્છાને ઈશ્વરની ઇચ્છામાં લીન કરી દેવી.' દાખલા તરીકે આદિત્યનું બલિદાન આપવું એટલે એવો નિશ્ચય કરવો કે કોઈની દૃષ્ટિને ક્ષોભ થાય એવી ખરાબ વર્ત્તણુંક કદિ પણ ચલાવવી નહિ તથા આપણા તરફ દૃષ્ટિપાત કરનાર સઘળા લોકોને પ્રેમ, સ્મિત અને શુભાશિષનોજ અનુભવ કરાવવો. સર્વ નેત્રોમાં ઈશ્વરને જોવો એનું નામજ 'આદિત્યનું બલિદાન' છે.

ઇંદ્રને બલિદાન આપવું એટલે દેશના સર્વે હાથોના હિતને માટે શ્રમ કરવો. યોગ્ય ખોરાક યોગ્ય પ્રકારે આપવામાં આવતાં તે સર્વે જણને પોષણ આપે છે. હાથના સ્નાયુઓને

તેનો ખોરાક-શ્રમ અને વ્યાયામ–આપવામાં આવતાં તે હૃષ્ટપુષ્ટ થાય છે. **આ પ્રમાણે ઇંદ્રને બલિ આપવાનો અર્થ એ થાય છે કે રોજગારની શોધમાં ફરતા લાખો રંક હાથોને ધંધોરોજગાર શોધી આપવો.** ઇંદ્રને યોગ્ય બલિ આપવામાં આવશે તો દેશમાં સમૃદ્ધિ અવશ્ય વધશે જ. સર્વે હાથોને રોજગાર મળશે એટલે દારિદ્રય ક્યાં રહેનાર છે? ઇંગ્લાંડમાં ખેતી બિલકુલ કરવામાં આવતી નથી એમ કહીએ તો પણ ચાલે; તે છતાં પણ તે દેશ સમૃદ્ધ છે એનું કારણ શું? કારણ એ છે કે ત્યાં હસ્તદેવતા–ઇંદ્રને અજીર્ણ થાય ત્યાં સુધી કળા–કૌશલ્ય તથા ઉદ્યોગધંધાનો ખોરાક આપવામાં આવે છે. **સર્વેનું હિત સાધવા માટે સર્વે હાથોએ સાથે મળી કામ કરવું, એ ઇંદ્રને માટે કરેલો યજ્ઞ છે. વિશ્વહિત સાધવા માટે સર્વે મસ્તકે સાથે મળી કામ કરવું, એ બૃહસ્પતિનો યજ્ઞ છે. સર્વેના હિત માટે સર્વે અંતઃકરણોની એકતા થવી, એ હૃદયદેવતા ચંદ્રનો યજ્ઞ છે.** આજ પ્રમાણે ઇતર દેવતાઓના સંબંધમાં પણ સમજવું.

સંક્ષિપ્તમાં દેવતાના યજ્ઞનો અર્થ એ છે કે આપણો હાથ સર્વ હાથોને–સમસ્ત દેશને–અર્પણ કરવો, આપણું મન સર્વ મનોને અર્પણ કરવું અને આપણું હિત દેશના હિતને અર્પણ કરવું. બીજા શબ્દોમાં બોલીએ તો **तत्त्वमसि** (તે તું છે,) એ મંત્રને વ્યવહારમાં આણવો એજ ખરો યજ્ઞ. ક્રૉસપર ચઢયા પછી જેવી રીતે ક્રાઇસ્ટનું દિવ્ય સ્વરૂપમાં પુનરૂત્થાન થયું, તે જ પ્રમાણે દેહાત્મભાવનો વધ કર્યા પછી આપણું પણ વિશ્વાત્મામાં પુનરૂત્થાન થાય છે. આનેજ વેદાન્ત કહેવામાં આવે છે.

હે દેવ! મારી જીંદગી લઇ લે; મારી જીંદગી તને અર્પણ થાઓ.
મારૂં હૃદય લેઇ લે; હે પ્રેમસ્વરૂપ! તે તારી સાથે સંલગ્ન થાઓ.
મારી આંખો લઈ લે; હે પ્રભો! તારો નિશો તેને ચઢો.
મારા હાથો લઇ લે; હે સત્યસ્વરૂપ! તારે માટે તેને હંમેશાં શ્રમથી પ્રસ્વેદ છૂટો.

ઉપલાં વાક્યોમાં જણાવેલો પ્રભુ ઠંડીથી ધ્રુજતો આકાશમાં બેઠેલો કોઇ અદ્રશ્ય બાઉ નથી, પણ તેનો અર્થ સર્વ મનુષ્યજાત થાય છે.

આ યજ્ઞ દરેક જણે કરવોજ જોઇએ, અને આ વિશ્વધર્મ થવોજ જોઇએ. **હિંદબંધુ! આ ધર્મ સ્વીકાર, નહિ તો મર. આ સિવાય તારે માટે બીજો રસ્તોજ નથી.**

'રામ' તમને એમ કહે છે કે યજ્ઞની વેળાએ દેવ આવે છે, એમ જે તમારાં શાસ્ત્રો જણાવે છે તે વાત અક્ષરશઃ સત્ય છે; એપરથી **સામુદાયિક એકાગ્રતાનો** પ્રભાવ સિદ્ધ થાય છે. માનસશાસ્ત્રની આધુનિક શોધદ્વારા એમ નક્કી થયું છે કે એક મનનાં માણસો જેમ વધારે એકત્રિત થાય છે તેમ એકાગ્રતાનો પ્રભાવ વધે છે. આ **સત્સંગનો** પ્રતાપ છે. જ્યારે એકલો 'રામ' ચાહે તે કલ્પનાને મૂર્તસ્વરૂપ આપી શકે છે, ત્યારે એકજ મંત્રનું રટણ કરનારાં અને એકજ સ્વરૂપનું ધ્યાન ધરનારાં લાખો માણસો પોતાની કલ્પનાને મૂર્તિમંત બનાવ્યા વિના કેવી રીતે રહી શકે?

પણ આ પરથી શું જણાય છે? આ પરથી માત્ર એટલુંજ જણાય છે કે સર્વાત્મારૂપી તમારો આત્મા–તમે પોતે જ–સર્વ દેવોના જનક અર્થાત્ પિતા છો, પરંતુ એજ દેવો–કેવળ **તમારા મનનીજ કલ્પના,** તમારા મિથ્યા, સંકુચિત, એકદેશીય, માયિક એવા અહંભાવ પર સત્તા ચલાવે છે. **તમારા નસીબના સ્વામી તમે જ છો. તમારે જોઈએ તો**

**ભય અને નરકની અંદર અથડાતા તેમના નીચ ગુલામો રહો, અને જોઇએ તો જન્મસિદ્ધ હકનો વૈભવશાળી મુકુટ ધારણ કરો.** તમારે ફાવે તે કરો. તમારી યોગ્યતા પ્રમાણે પસંદગી કરો.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં કોઈ પણ વિચાર અથવા કલ્પના મનમાં ઠસાવવાને માટે અનુકૂળ ચિહ્નની કેવી મોટી આવશ્કતા છે, તે ' રામ ' સારી પેઠે જાણે છે.

સ્વાત્માર્પણ કરવાના પૂર્ણ નિશ્ચયથી ઉભરાઇ ગયેલા હૃદયવાળો માણસ જાણે લગ્નસંબંધ કરવાને માટે પોતાનો હસ્ત વિશ્વહસ્ત-સમસ્ત વિશ્વના હસ્તોની-હાથેલીમાં મૂકવાને તૈયાર થયો ન હોય ! તેવી રીતે પોતાનો હસ્ત આગળ ધરે, જ્યારે તેનું અંતઃકરણ અનન્ય-ભક્તિયુક્ત થઈ જાય તથા પવિત્ર ઠરાવથી તેનું સમસ્ત શરીર રોમાંચિત થઈ ઉઠે, જ્યારે તે પોતાના અલ્પાત્માને વિશ્વાત્મામાં લીન કરવાના નિદર્શક ( ચિહ્ન ) તરીકે બલિને પ્રકટ રીતે અગ્નિમાં હોમે તથા પોતાના મનના નિશ્ચયને વ્યક્ત કરવાને મંત્રોચ્ચાર કરી સ્વાહા-કારથી તેની પરિસમાપ્તિ કરે, ત્યારે સ્વાત્માર્પણના આ પવિત્ર કૃત્યપર ઉપર્યુક્ત ચિહ્નો વા મુદ્રાનો કેવો ગંભીર ઉદાત્ત શિક્કો પડે ભલા ? પરંતુ અફસોસ ! જ્યાં માત્ર શિક્કા (છાપ)નું જ અસ્તિત્વ હોય છે-અંતઃકરણનો બિલકુલ ભાવ અથવા નિશ્ચય હોતો નથી, ત્યાં આવા ઢોંગમાંથી શું ફળની આશા રાખી શકાય ? અને જ્યાં કોઇ પણ ભાવના કિંવા કલ્પનાનો સંપર્ક સુદ્ધાં હોતો નથી-માત્ર બાહ્ય અર્થશૂન્ય વિધિ કિંવા ચિહ્નોનો બોજોજ આપણાપર લાદવામાં આવતો હોય-ત્યાં ગતપ્રાણ ( પ્રાણ વગરનું ) થએલું શરીરજ માત્ર શેષ રહે છે. આવા શબને તત્કાળ દહન કરી દો. તેની શુશ્રૂષા કર્યા કરશો નહિ. હવે એ કાર્ય ભયંકર અને વિઘાતક નિવડશે. હવે તો સજીવ હોય તેવાં ચિહ્નો કિંવા વિધિઓનો સ્વીકાર કરો.

કેટલાક માણસો કહે છે કે નદીને જૂના માર્ગમાં (પટમાં) વહેવું વધારે સહેલું પડે છે, માટે જીર્ણ સંસ્થામાં નવીન ચૈતન્ય પૂરવાના પ્રયત્ન કરવા જોઈએ. 'રામ' કહે છે કે આ વાત પ્રકૃતિની વિરૂદ્ધ છે. એકવાર માર્ગ છોડ્યા પછી નદી પુનઃ તેજ માર્ગમાં વહેવા લાગી હોય એવું એક તો દૃષ્ટાંત મને આપો ? અથવા એકવાર પ્રાણ નીકળી ગયા પછી પુનઃ તેજ શરીરમાં પ્રાણે પ્રવેશ કર્યો હોય એવો એકાદ દાખલો તો મને બતાવો ? જૂના સીસામાં નવો દારૂ કેમ રહેશે ? ( New wine in old bottles won't do. ) શેરડીમાંથી એકવાર રસ નીકળી ગયા પછી તેજ સાંઠામાં પુનઃ તેવીજ રીતે રસ આવી શકશે નહિ. તે સાંઠાને તો ભસ્મીભૂતજ કરી નાખવો જોઇએ. " પદાર્થ અને તેનો રચના પોતાનાં સ્વરૂપ અને પર-સ્પરના સંબંધ બદલે છે; અને એકવાર ફેંકી દીધેલાં સ્વરૂપ અને સંબંધનો આશ્રય પુનઃ કદિ પણ લેતાં નથી. " આપણે આ સર્વ આહુતિઓની જ્ઞાનાગ્નિકુંડમાં આહુતિ આપવી જોઇએ. દેશકાળને અનુકૂળ હોય એવા રૂપમાં આપણે ખરા યજ્ઞના તત્ત્વનો સ્વીકાર કરવો જોઇએ. કેટલાક લોકો એવા છે કે તેઓ પ્રાચીન ગત વૈભવનું સતત સ્મરણ કરી બેસી રહેવું એને મૂર્તિમંત સ્વદેશાભિમાન સમજે છે ! આ લોકોને નવીન પરિસ્થતિમાં પોતાના જૂના ઘરનો બોજો પોતાની પીઠપર લઇને ફરનારી ગોકળગાયનીજ ઉપમા આપવી જોઇએ; અથવા આ લોકોને જૂની અને નિરૂપયોગી થઈ ગયેલી ખાતાવહીના પોથાનાં પાનાં ઉથલાવતા બેસી રહે-નારા દેવાળીઆ પેઢીદારજ કહેવા જોઇએ. હવે વિચાર કરવામાં વખત ગુમાવશો નહિ. હિંદ દેશ એકવાર મહાન્ ગણાઇ ગયો છે. સર્વને એકત્ર કરો. તમારૂં બળ અમર્યાદ છે. **આવી લાગણી ઉત્પન્ન કરો, એટલે હિંદુસ્તાન પુનઃ મહાન થશે.**

ઇતિહાસ અને સ્વાનુભવથી સિદ્ધ થાય છે કે જ્યારે લોકસમુદાય એકત્રિત થાય છે અને માણસોની દૃષ્ટિ તથા હસ્તો એક થાય છે, ત્યારે અંતઃકરણનું ઐક્ય સાધવાની અમૂલ્ય સંધિ વારંવાર પ્રાપ્ત થાય છે. જાણતાં અજાણતાં એક બીજાની ભાવના તથા વિચારની અદલાબદલી થાય છે; અને સર્વ લોકો મનોવૃત્તિ, વિચાર અને આત્મિક તેજની સામાન્ય ભૂમિપર આવી પડે છે. આ રીતે સર્વેના હૃદયમાં પરસ્પર પ્રેમ અને ઐક્યની લાગણીનો ઉદ્ભવ થાય છે. મૂર્ખ તથા લડાયક આરબ લોકોને એક દિવસમાં નિદાન પાંચવાર પણ નિમાજ પઢાવીને ઈશ્વરસન્નિધ લાવવામાં હજરત મહમ્મદનું. ચાતુર્ય દેખાઇ આવે છે. આ રીતેજ તેઓ વ્યવસ્થાશૂન્ય પ્રદેશમાં એક સંઘટિત પ્રજા બનાવી શકયા.

યજ્ઞ, તીર્થ, મેળા, દેવમંદિર, ન્યાયમંદિર, ભોજનગૃહ, વિવાહસમારંભ, સ્મશાનયાત્રા, સભા, સમાજ, વાર્ષિકોત્સવ, આધુનિક પરિષદો, રાષ્ટ્રીય મહાસભા( નેશનલ કોંગ્રેસ )ની બેઠકો, આ સર્વે હિંદુસ્તાનના લોકોને એકત્ર મળવાના પ્રસંગો છે. પાશ્ચાત્ય દેશોમાં ખ્રિસ્તી દેવાલયો, હોટેલો, પ્રદર્શનો, ફાંસીનાં સ્થાનો, વિશ્વવિદ્યાલયો, સાર્વજનિક વ્યાખ્યાનો, કલબો, અને રાજકીય સંમેલનો આદિના યોગથી લોકોનો શંભુમેળો જામે છે. જે સંસ્થામાં પ્રેમયુક્ત સાત્વિકભાવ વિદ્યમાન હોય છે, તેજ સંસ્થા વિશેષે કરીને ઐક્યવર્ધક ( સંપમાં વધારો કરનારી ) હોય છે; અને આવી સંસ્થામાંજ ઐક્યને પ્રેમરૂપી જળનું સિંચન થવાથી તે વૃદ્ધિંગત થાય છે. જ્યાં અંતઃકરણની એકતા થાય છે ત્યાંજ ચિરસ્થાયી ઐક્યની ઉત્પત્તિ થાય છે. માત્ર દેહનું સામીપ્ય (નજીક આવવું) થવાથી ઉત્સાહજનક ફળ મળતું નથી; તેથી તો ઉલટો મત્સર વધે છે. તાણીતોડીને બહારથી ઐક્ય સાધવાની ખટપટ કરવી વૃથા છે. જે મિત્રતામાં અંતઃકરણનું ઐક્ય થઇ શકતું નથી તે મૈત્રી સ્ફોટક ( ફુટે એવા ) પદાર્થોના મિશ્રણ કરતાં પણ વધુ ખરાબ છે. પગની ગતિવડે દેહને નજીક આણવાથી હમ્મેશાં મન પણ નજીક આવે છે એમ સમજશો નહિ. આપણા મિત્રો અથવા આપણા અનુયાયીઓ હંમેશાં આપણી પાસેજ રહે એવી આપણી ઇચ્છા અથવા આવશ્યકતા હોય એમ બનતું નથી. સર્વ **ચૈતન્યના ઉત્પત્તિસ્થાન શાશ્વત ઝરારૂપી આત્માની જેટલે નજીક આપણે હઇશું તેટલા અધિક મિત્રો આપણને મળશે.** વીલો (Willow) નામનો છોડ પાણીની નજીકજ ઉગે છે, અને પાણીની તરફજ પોતાનાં મૂળીઆંને ગતિ આપે છે, આથી તેની આસપાસ તે જાતના ઇતર પુષ્કળ છોડવાઓ આપોઆપ ઉગી નીકળે છે. આ પ્રમાણે આપણે પણ **શાશ્વત ઝરા(આત્મા)**ની નજીકજ રહેવું જોઇએ, કે જેથી આપણી આસપાસ પણ સમાનશીલ પુષ્કળ મનુષ્યો ઉપસ્થિત થશે. માત્ર પ્રથમ તમારેજ **સત્યના ઝરાની** સન્નિધ ઉભું રહેવું જોઇએ.

દુર્બિનના કાચમાં કેંદ્રિય ( Focal-નાભિગત ) અંતર યોગ્ય પ્રમાણમાં રાખવામાં આવે કે તરતજ સઘળા કાચો બરાબર કામ કરવા લાગી જાય છે. સૂર્યની ગ્રહમાળા સુગમતાથી ચાલે છે તેનું કારણ એ છે કે જુદા જુદા ગ્રહોની કક્ષા વચ્ચેનું અંતર પ્રમાણબદ્ધ હોય છે. કેટલાક મિત્રોની સાથેનો પરિચય આપણે જરા વધુ નિકટ કિંવા સહજ વધુ દૂર રાખીએ તો આપણે તેમની સાથે વ્યવહાર રાખી શકતા નથી. મિત્રતાની ગ્રહમાળામાં પ્રેમનું ચિરસ્થાયી ઐક્ય સાધવાને માટે પરસ્પર વચ્ચેનું આધ્યાત્મિક અંતર યોગ્ય પ્રમાણમાં રાખવું આવશ્યક છે. ઘણી વખત એવું બને છે કે અતિ પરિચય અથવા અતિ તટસ્થપણાથી લોકોને નુકસાન થએલું હોવાથી પાછળથી તેઓ દરેક માણસના સંબંધમાં શંકાશીલ થવા માંડે છે. લોકોમાં

રહેલું યોગ્યતાના અંતરનું વૈચિત્ર્ય (Diversity) યોગ્ય રીતે ઓળખવાથીજ-અમુકની યોગ્યતા અને અમુકની યોગ્યતા વચ્ચે કેટલું અંતર છે તે જાણવાથીજ-પ્રેમ, સુસંગતા અને ઐક્ય સાધી તેમજ જાળવી શકાય છે.

રાષ્ટ્રીય ઉત્સવો એવી રીતે સુધારવા જોઇએ કે જેથી સર્વ વર્ગના લોકોને એકત્ર થવાની સંધિ મળે અને ધાર્મિક સમભાવથી લોકો પોતાના સમાન ધર્મીઓને શોધી લે તથા અરસપરસ ઐક્ય સાધે એવી સુગમતા તેમને મળે, તેવુંજ સ્વાભાવિક સૃષ્ટિનિયમ પ્રમાણે એકબીજા વચ્ચે યોગ્ય અંતર રહેવું જોઇએ. રાષ્ટ્રીય હેમંતોત્સવ દક્ષિણ હિંદુસ્તાનના સુખદાયક પ્રદેશમાં ઉજવવો જોઇએ, રાષ્ટ્રીય ગ્રીષ્મોત્સવ ઉત્તર હિંદુસ્તાનમાં આવેલા ભવ્ય પહાડી પ્રદેશમાં અને વસંતોત્સવ બંગદેશમાં કરવો જોઇએ. વર્ષાઋતુનું સમ્મેલન પશ્ચિમ હિંદુસ્તાનમાં ભરવું જોઇએ. આ ઉત્સવો અમુક એકાદ ધર્મ કિંવા પંથના ન હોવા જોઇએ, પણ સર્વે વર્ગોના પ્રતિનિધિઓ તેમાં વિદ્યમાન હોવા જોઇએ. આવા ઉત્સવોમાં કળાકૌશલ્ય તથા ઉદ્યોગધંધાનાં પ્રદર્શનો, સર્વે પ્રકારની દુકાનો, પદાર્થસંગ્રહાલયો, પ્રયોગશાળાઓ, ક્રીડાભવનો, ખુલ્લાં મેદાનોમાં અપાતાં વ્યાખ્યાનો, સામાજિક સંસ્થાઓ, કોંગ્રેસાદિ પરિષદો, રાષ્ટ્રીય નાટકગૃહો, ઇત્યાદિના યોગથી જુદા જુદા પ્રાંતના, ભિન્ન ભિન્ન ધર્મના તથા પંથના લોકો એકત્ર થઇ શકે એવી સગવડ કરવી જોઇએ. આવા સ્થળે જીવનની બન્ને બાજુઓ-ગંભીરતા અને વિનોદ-વ્યક્ત થવી જોઇએ. ત્યાં પ્રાચીન ભારતવર્ષમાં ચાલતા રિવાજ પ્રમાણે ભગિની બંધુ સાથે, પત્ની પતિ સાથે, અને સાંપ્રતમાં મુંબઈમાં ચાલતા રિવાજ પ્રમાણે છોકરાંઓ પોતાની આયા સાથે હરે ફરે તો તે ઇષ્ટ છે. વળી સર્વ વર્ગના, સર્વ પંથના તથા સર્વ ધર્મના વક્તાઓને સારૂ પોતાનું પ્રેમભરિત વકતૃત્વ વ્યક્ત કરવા માટે ત્યાં એક સાર્વજનિક વ્યાસપીઠ (Platform) હોય તો તેની શોભા અને ઉપયોગિતામાં પણ ઓર વધારો થાય.

**રાષ્ટ્રીય વાઙ્મય (સાહિત્ય) ઉત્પન્ન કરવું, વધારવું અને તેનો પ્રચાર કરવો તથા સાંપ્રતમાં બોલાતી સર્વ દેશી ભાષાઓમાં એકતા લાવવી, એ રાષ્ટ્રૈક્ય (દેશની પ્રજામાં સંપ) સાધવાનો બીજો ઉપાય છે. સર્વ ધર્મના લોકો આવીને વાંચન, ચિંતન તથા મૌનયુક્ત પ્રાર્થના કરે અને સહાનુભૂતિ, માયા તથા પ્રેમથી ભરેલી દૃષ્ટિનો સંયોગ કરે, એવાં પ્રીતિમંદિરો ભિન્ન ભિન્ન સ્થળે સ્થપાવાં જોઇએ.** પરંતુ આવાં મંદિરોમાં વાતચિત કરવાનો પ્રતિબંધ હોવો જોઇએ.

'રામ'ની પદ્ધતિ પ્રમાણે તરૂણ મનુષ્યોએ ખુલ્લી હવામાં શારીરિક વ્યાયામ કરવો જોઇએ. વ્યાયામ કરતી વખતનું દરેક શારીરિક હલનચલન એક આધ્યાત્મિક ભાવનાસૂચક ઉત્તમ ચિહ્ન (મુદ્રા) થવું જોઇએ. ઉપર જણાવ્યા પ્રમાણે આહુતિ આપતી વખતે મનોભાવનાપર જેમ છાપ (મુદ્રા) પડે છે, તેવીજ રીતે શારીરિક વ્યાયામ કરતી વખતે મનપર છાપ પાડી શકાય છે.

સ્નાન કરતી વખતે પણ પ્રસંગને અનુસરતાં સ્તોત્રો બોલવાં જોઇએ. પરંતુ આ સ્તોત્રો આપણે જે ભાષા સમજીએ નહિ તે ભાષામાં બોલાવાં જોઇએ નહિ.

તરૂણ મનુષ્યોએ હવામાનની અનુકૂળતા પ્રમાણે તરુ-છાયા નીચે કિંવા આકાશ-છત્ર નીચે, કિંવા નદીતટપર ઉગેલા લીલાછમ ઘાસ ઉપર બેસી સહભોજન (સાથે બેસી જમવું) કરવું જોઇએ.

દરેક શ્વાસની સાથે મન અને વાચાથી ॐ ॐ પ્રણવઘોષ કરવો, લાગણીથી સળગી ઉઠતા શબ્દો અને ચૈતન્યમય વિચારોથી ઓતપ્રોત થયેલાં રાષ્ટ્રસંગીતો એકત્ર થઇ ગાવાં, એ પણ રાષ્ટ્રૈક્ય કરવાનું મોટું સાધન છે.

હવનને માટે કૃત્રિમ અગ્નિ સળગાવવા કરતાં સાત્વિક તરૂણોએ પોતાના અહંકાર-(અહંભાવ) ની આહુતિ આપવા માટે પ્રભાતનાં અથવા સાયંકાળનાં સૂર્યકિરણોના તેજનો હોમાગ્નિ તરીકે ઉપયોગ કરવો જોઈએ.

**ઉઠો વેગે સુભક્તો રે ધરો આગળ કદમ ભાઇ,**
**કરો શુદ્ધિ હૃદયની રે રક્ત બાલાદિત્યમાં ન્હાઇ.**

તે તેજસાગરમાં ડૂબકી મારો, તેજોમય બની બહાર નીકળો અને સમસ્ત જગતને તમારા દિવ્ય પ્રકાશથી આચ્છાદિત કરો. આનું નામજ હવન છે.

નગરકીર્તન કરવાં, ગાયન-નૃત્યાદિના વરઘોડા કાઢવા અથવા સત્યનો જયજયકાર કરતા કરતા ઉત્તમ તમાસા તથા દેખાવો દેખાડતા રસ્તામાં ચાલવું, એ સાધારણ જનસમાજમાં અને વિશેષે કરીને સ્ત્રીઓ અને બાળકોમાં ( અર્થાત્ ભવિષ્યની પ્રજામાં ) પ્રેમ તથા ઐક્ય ઉત્પન્ન કરવાનો એક ઉત્તમ ઉપાય છે.

સ્ત્રીઓ, બાળકો અને મજુરવર્ગની કેળવણી પ્રત્યે બેદરકારી રાખવી એ, જે શાખાપર આપણો આધાર હોય તેજ શાખાને કાપી નાખવા સમાન છે; એટલુંજ નહિ પણ ખુદ પ્રજારૂપી વૃક્ષના મૂળમાં ઘા કરવા બરાબર છે.

વીશમા શતકના ઋષિકુમારો ! જો તમે શ્રુતિનો ઉપદેશ સમજશો તો તમને સંકુચિત કરી નાખનારાં જે સેંકડો પેટાવર્ણ તથા પંથરૂપી ભારે કવચ તમારાપર લાધ્યાં છે તે તમારે ફાડી તોડી નાખવાં પડશે. જો તમારા આત્માને ઓળખવાને તમે તૈયાર ન હો, જો તમને શ્રુતિનું અભિમાન ન હોય અને આ સખત તાપથી બળતા ખરા ઉનાળામાં પણ જો તમે શિયાળાને માટે કરાવેલાં કપડાં વાપરવાનો આગ્રહ ધરતા હો, તો તમને તમારા પૂર્વજોના કસમ છે કે તમારી સાંપ્રત સ્થિતિ કેવી છે, તે મહેરબાની કરીને લક્ષમાં આણો ! મનુષ્યદેહ કેવળ કાળનેજ આધીન નથી; પરંતુ દેશને પણ આધીન છે. કાળની દૃષ્ટિથી જોતાં તમે હિમાલયમાં રહેતા ઋષિઓના ખુદ વંશજ હશો, પરંતુ સ્થળની દૃષ્ટિથી જોતાં કળા-કૌશલ્ય અને વિજ્ઞાનશાસ્ત્રના પક્કા જ્ઞાતા તથા વ્યવહારકુશળ યૂરોપીઅનો અને અમેરિકનોની સાથે જે સમકાલીન અસ્તિત્વનો સંબંધ તમે ધરાવો છો તેનો ઈનકાર તમે કરી શકશો નહિ. આનુવંશિક ( વંશપરંપરાના ) સંસ્કારથી તમારામાં ઉપનિષદ્નું જ્ઞાન ભલે આવે, તેને ભલે પ્રાપ્ત કરો, પરંતુ **લૌકિક બાબતમાં તો જાપાન તથા અમેરિકાનું વ્યાવહારિક જ્ઞાન સંપાદન કરી તેને પોતાના જીવનમાં ઓતપ્રોત ગુંથી દેવાથીજ તમે જગતના જીવનકલહમાં ટકી શકશો.** એક વૃક્ષનો કોમળ છોડ જો આસપાસની જમીન, હવા, પાણી, પ્રકાશાદિમાંનાં પોષક તત્ત્વો લઇ તેને પચાવવાનો ઇનકાર કરે અને પોતાના બીજ વિષે બડાઈ માર્યા કરે, તો તે જલદીજ મરી જશે, એમ નક્કી સમજવું. પોતાના રાષ્ટ્રીય વ્યક્તિત્વનો પરિત્યાગ કરવાનો ઉપદેશ આપવાની કલ્પના પણ ' **રામ** ' ના મસ્તકમાં આવનાર નથી; પણ ' **રામ** ' તમને ફરમાવે છે કે તમારે વધવું જોઇએ અને જે પ્રમાણે તેઓ ( યૂરોપીઅનો તથા અમેરિકનો ) **તમારી બ્રહ્મવિદ્યાને**

**તેમની પોતાની કરી રહ્યા છે તે પ્રમાણે તમારે તેમના ભૌતિકશાસ્ત્રને તમારૂં પોતાનું કરવું જોઈએ.**

ઇતિહાસ તથા અર્થશાસ્ત્રપરથી જણાય છે કે વૃક્ષોની વૃદ્ધિ અને પ્રજાની વૃદ્ધિમાં એકજ નિયમ પ્રવર્તે છે; અને તે નિયમ સમયાનુસાર કલમ (કાપકુપ) કરવાનો છે. જો આપણે ભૂખે મરતા બેકાર હિંદી લોકોને જગતની ઓછી વસ્તીવાળા ભાગમાં પોતાનું ગુજરાન ચલાવવાને માટે મોકલી દઇએ તો તે લોકો ઉન્નત થશે; અરે આથી હિંદુસ્તાનના લોકો દૂરદૂરના દેશમાં પ્રસરી જશે, આથી હિંદુસ્તાનનું આલસ્ય નષ્ટ થશે, દેશને ઓછો બોજો ઘસડવો પડશે અને આલસ્ય ઉત્પન્ન કરનાર કાર્બોનિક એસિડ ગૅસ પણ તે સાથે કમી થશે. જો આ પ્રમાણે તમે ખુશીથી કરશો તો વિજયરથના ચક્ર સાથે જાણે તમે દૈવને બાંધી મૂકયા હોય તેમ તમારો વિજયરથ જોરથી દોડશે. જો એમ નહિ કરો તો કુદરતનાં નિર્દય ચક્રો દેશમાં ફરવા માંડશે અને પોતાના માર્ગમાં જે આવે તેને જરા પણ અટકયા વગર એકસરખી રીતે ચૂરેચૂરા કરી નાખશે. આ નાશમાંથી જો તમે તમારૂં રક્ષણ નહિ કરો તો ઠપકો તમારે શિરજ રહેશે. તમે ગમે તેમ માનો, પણ ઈશ્વરને તમારા પ્રત્યેની દયાને ખાતરજ પ્લેગ, દુષ્કાળાદિથી આ કાપકુપ કરવી પડે છે! જો એક માણુસ પોતાની બુદ્ધિનો ઉપયોગ સૃષ્ટિ નિયમાનુસાર કરે તોજ તેમાંથી તે બચી શકે. આવા મનુષ્યનું નામ પોતાના કરેલા પ્રયત્નોથી સૃષ્ટિની ચુંટણી ( Natural selection ) ની યાદીમાં દાખલ થઈ જાય છે; અને જીવનકલહમાંથી તેને મુક્તિ મળે છે.

હવે કેટલાક લોકો કહે છે કે " ગરીબ બેકાર લોકોનેજ શા માટે હદપાર કરવા જોઇએ ? " આવા માણુસોની કલ્પના એવી હોવી જોઇએ કે જે પ્રમાણે ગાંડા માણુસને ઇસ્પિતાલમાં તંગ વસ્ત્રથી જકડી નાખવામાં આવે છે, તે પ્રમાણે દરેક માણુસને ઘરમાં ગોંધી રાખવા જોઇએ. જે ઓરડીમાં તમે જન્મ્યા હતા તે ઓરડીની બહાર શા માટે જાઓ છો ? ઘર મૂકીને રસ્તાપર પણ શા માટે આવો છો ? તમે જે પ્રમાણે ભૂલોકનાં બાળક છો તેજ પ્રમાણે સ્વર્ગલોકનાં પણ બાળક છો; બલકે તમે સ્વર્ગરૂપજ છો. તમે જયાં જાઓ ત્યાં તમારૂં ઘર છે, એક જગ્યાએ તમારે ગોંધાઈ રહેવાની જરૂર નથી. હિંદુસ્તાન દેશ પણ આજે જગતને છોડી એકલો રહી શકશે નહિ. પૂર્વે એવો એક કાળ હતો કે જયારે હિંદુસ્તાન અલગ તથા ઈરાન અને મિસર અલગ થઈ રહ્યા હતા; પણ આજે વરાળ અને વિદ્યુત્‌ની મદદથી દેશકાળનાં બંધન મૃતપ્રાય થયાં છે. અગાઉની માફક સમુદ્ર પ્રતિબંધ તરીકે રહ્યો નથી પણ રાજમાર્ગ બની ગયો છે. પ્રાચીન કાળના દેશો તે આજે શહેરો બની ગયાં છે. અગાઉનાં શહેરોને લોકો આજે માત્ર રસ્તા ગણી કાઢે છે. માટે હવે સ્વગૃહ વિષેની કલ્પના વિસ્તૃત કરવાનો સમય આવી પહોંચ્યો છે. સૃષ્ટિ અને ઈશ્વરનાં બાળકો ! સઘળા દેશોપર તમારો એકસરખોજ હક છે. સઘળી મનુષ્યજાત તમારાં ભાઈ-બ્હેન છે. હિંદીપ્રજાને ગળે લાખો ભિખારીઓનો જે બોજો લટકેલો છે તેમાં વધુ ભાર કરવાને બદલે સમાજના ઉપયુક્ત ઉદ્યોગી માણુસ બનીને જ્યાં જીવનનો ઉત્તમ રીતે નિર્વાહ થઇ શકે ત્યાં ખુશીથી જાઓ. ઈશ્વર અને મનુષ્યજાતિના તમને કસમ છે. જાઓ ! ચાલો, તૈયાર થાઓ !

હિંદુસ્તાનના સંકટનું નિવારણ કરવું એ બાબત કેટલાક માણુસોને એક રાષ્ટ્રીય પ્રશ્ન જેવી લાગતી હશે, પણ 'રામ'ને તો આ બાબત આંતરરાષ્ટ્રીય (International–સર્વે દેશોના ) પ્રશ્ન જેવી લાગે છે. કોઈના મનમાં આ પ્રશ્ન સ્વદેશાભિમાનનો લાગતો હશે, પણ

'રામ'ને તો તે સમસ્ત મનુષ્યજાતિ સંબંધીનો લાગે છે. **મારાં બાળકો મારી દૃષ્ટિસમીપ ભૂખથી ટળવળીને મરે, તેના કરતાં દૂર દેશમાં જીવતાં રહીને ઉન્નતિ પામે એ વધારે ઇષ્ટ છે. પ્રેમાશ્રુથી ભરેલી આંખો સહિત 'રામ' તમને રજા આપે છે. જાઓ !**

પરદેશમાં પોતાનો ઉદરનિર્વાહ કરી થોડી વધુ કમાણી થાય તો પુનઃ સ્વદેશમાં આવજો. જે પ્રમાણે જાપાની તરૂણોએ પાશ્ચાત્ય પ્રજાનું વ્યાવહારિક જ્ઞાન પોતાના દેશમાં આણ્યું તે પ્રમાણે તમે પરદેશમાં મેળવેલું જ્ઞાન તમારા દેશી બંધુઓને અર્પણ કરી તેમને સુખી કરજો. જો પરદેશમાં તમારો નિર્વાહ જેમ તેમ કરતાં ચાલે તો તો ત્યાં જઈ રહેજો. **જો તમારે હિંદમાતાની દુઃખિત છાતીપર નિરૂદ્યોગી જળો થઈનેજ રહેવાનું હોય તો એકદમ અરબી સમુદ્રમાં ભૂસ્કો મારજો,** અને સમુદ્રનું આતિથ્ય સ્વીકારજો, પરંતુ હિંદુસ્તાનના કિનારાપર પુનઃ પગ મૂકશો નહિ. સ્વદેશાભિમાન અને સ્વદેશપ્રીતિ તમને આ પ્રમાણે વર્તવાનીજ આજ્ઞા કરે છે.

'રામ' જેટલો મનુષ્ય પ્રાણીને ચહાય છે તેટલો ઇતર પ્રાણી તથા પાષાણ સુદ્ધાંને ચહાય છે. 'રામ'ના મનમાં વાંદરા પણ દેવના જેટલા જ પ્રિય છે, પરંતુ જે સત્ય તે તો સત્ય તરીકેજ પ્રકાશશે. જે જુઠું બોલે તે દેવની અકૃપાને પાત્ર થાય છે. જૉનબુલ (ઈંગ્લાંડ)ના પંઝામાંથી છૂટવાનો આયર્લાંડને જે નાનો સરખો માર્ગ પ્રાપ્ત થયો હતો તે એ હતો કે ગરીબ બિચારા આઇરિશ લોકો દરવર્ષે હજારોની સંખ્યામાં પોતાની જન્મભૂમિ છોડી અમેરિકા જઇને રહ્યા. હિંદના આળસુ લોકોએ મારા પ્રિય અમેરિકા કિંવા ઇતર દેશોમાં જઇ ગરદી કરવી એવી 'રામ'ની ઇચ્છા નથી. વસ્તુસ્થિતિજ એવી છે કે તમારા પરદેશગમનમાં તેમનો પણ ફાયદો સમાએલો છે. જે વૃક્ષો એક ઠેકાણે ગરદી કરી મોટી સંખ્યામાં ઉગે છે તે ઘણાં ક્ષીણ અને કમજોર હોય છે. તેમાંના એકાદ વૃક્ષને પોતાની મૂળ જગ્યાએથી ઉખેડી બીજાં કોઇ દૂરનાં સ્થળે રોપો તો તે એક પ્રચંડ વૃક્ષ થઈ જશે. જો તમે પરદેશગમન કરશો તો જે સ્થળે તમે જશો ત્યાં એક ભૂષણરૂપેજ વિરાજશો. અમેરિકાના ધનાઢ્ય લોકોની પ્રથમ એવીજ સ્થિતિ હતી. ત્યાંના ઘણાખરા લોકો પ્રથમ યૂરોપથી ભિખારી હાલતેજ આવ્યા હતા. સર્વ રાષ્ટ્રોના ઇતિહાસપરથી સિદ્ધ થાય છે કે લોકો જેમ પરદેશગમન કરે છે તેમ સમાજસ્થિતિ સુધરતી જાય છે.

યજ્ઞ વિષે બીજા બે શબ્દો કહું છું: યજ્ઞનો અર્થ કહિ કદિ 'ત્યાગ' કરવામાં આવે છે. 'ત્યાગ' જેવા ઉદાત્ત શબ્દનો અર્થ ક્રિયાશૂન્ય અજગરવૃત્તિ (અજગરના જેવું આળસુપણું-એદીપણું) અથવા આત્મઘાતક દુર્બળતા કરશો નહિ અથવા તેનો અર્થ નિષ્ઠુર તથા શરીરને કલેશ આપનાર વૈરાગ્ય વૃત્તિ પણ સમજશો નહિ. ઈશ્વરનું પવિત્ર દેવાલય-તમારો મનુષ્ય દેહ જરા પણ પ્રતીકાર કર્યા વગર માંસભક્ષક ક્રૂર વરૂને ખાવા દેવો એ કાંઇ ત્યાગ નથી. પોતાની જાતને અન્યાય તથા અઘોર પાતકને આધીન કરી દેવાનો તમને શું હક છે ? જારકર્મી મનુષ્યને પોતાનું પવિત્ર શરીર અર્પણ કરવું એ કાર્ય કાંઈ સ્ત્રીની ત્યાગવૃત્તિ પ્રદર્શિત કરતું નથી. **ત્યાગ એટલે પોતાનું સર્વસ્વ સત્યને (સત્યસ્વરૂપને) અર્પણ કરવું તે.** આ આપણો દેહ-આ આપણી સર્વ માલમિલકત ઈશ્વરની છે. તમે તમારો પહેરો નીમકહલાલીથી ભરો. ઈશ્વરની સોંપેલી પવિત્ર મૂડીમાં અન્યાય તથા પાપને હાથ ઘાલવા દેશો

નહિ. પ્રથમ સત્યથી આપણે ભિન્ન છીએ એવું સમજીને તેથી અલગ રહેવું અને પછી ધર્મના નામ હેઠળ ત્યાગ કરવો, એ બીજાની વસ્તુનું અપહરણ કરવા જેવું છે. પારકી વસ્તુનું દાન કરવું એ પાપ નહિ તો બીજું શું? સત્યરૂપી ચળકતા રવિની પેઠે પ્રકાશો, સત્ય સ્વરૂપ બનો. આજ માત્ર વાસ્તવિક ત્યાગ છે. પણ જરા થોભો, એને આપણે 'ત્યાગ' નું નામ આપી શકીશું કે? શું એ દૈવી ઐશ્વર્ય નથી કે? દૈવીપણું અને 'ત્યાગ' નો અર્થ એકજ થાય છે. વિદ્યા અને વિનય તેનાં બાહ્ય ચિહ્નો છે.

વૈદિક કાળમાં પણ અહંકારમાંથી ઉત્પન્ન થયેલા કર્મકાંડથીજ મુક્તિ મળતી નહોતી. મુક્તિ હમ્મેશાં જ્ઞાનથી મળે છે. કર્તવ્યના ભારથી દબાઇ ગએલો અને દોડાદોડથી હાંફી ગએલો, સ્વાર્થીપણાનો સુધરેલો ગુલામ, આધુનિક ઉપલકીયા કર્મકાંડદ્વારા પાપ અને દુઃખથી મુક્ત થઇ શકશે નહિ. તે જગતની સર્વ સંપત્તિ તો મેળવશે; પરંતુ **આપણો આત્મા તે સર્વનો આત્મા છે, એવું જ્ઞાન થયા વગર તેને શાંતિ મળનાર નથી.** જગતનાં સઘળાં પરિવર્તનો અને સંયોગોમાં એક તત્ત્વ અંતર્ભૂત થયેલું જણાય છે; અને તે 'આત્મપ્રતીતિ' છે. જ્યાં સુધી એક માણસનું જીવન કૃત્રિમતા, બાહ્યાચાર તથા દૃશ્યમાંજ ગુંચવાઈ રહ્યું છે, ત્યાં સુધી દરેક ઉથલપાથલ તથા પરિવર્તનથી માત્ર સૂકા કચરાનો નવીન થરજ બહાર આવે છે, જમીન (ખરી વસ્તુ) તો બિલકુલ દેખાતીજ નથી. જ્યાં-સુધી 'સર્વ વસ્તુ આપણે પોતે જ છીએ' એવા દૃઢ નિશ્ચયરૂપી આરોગ્ય તમારા શરીરને પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી સુધારણાનો સર્વ ભપકો દેહાભિમાનનું દુઃખકારક વ્રણ ઢાંકવાની મલમપટ્ટીજ કહી શકાશે. વેદાંતનો આ જ્ઞાનકાંડ તેજ ખરો વેદ છે; અને એનેજ ષડ્દર્શન-કારોએ, જૈન તથા બુદ્ધ ગ્રંથકારોએ 'શ્રુતિ' નું નામ આપ્યું છે. હિંદુભાઈઓ! આજ 'શ્રુતિ' નો આશ્રય લો. સાંપ્રત કાળની આવશ્યકતા પ્રમાણે સ્મૃતિ તથા કર્મકાંડ બદલો. આ રીતે તમારૂં હિંદુ તરીકેનું વ્યક્તિત્વ જાળવી શકશો, એટલું જ નહિ પરંતુ તમારી ઉન્નતિ થઇ તમે સર્વ જગતના ગુરુ કિંવા માર્ગદર્શક બનશો. બીજાથી અલગ રહેવાને લીધે પ્રાપ્ત થએલી, ઘેરાયલાં પ્રાણીના જેવી શિથિલતા આ રીતે દૂર થશે; અને સર્વનો સમાવેશ કરનારી નવીનતા તમારા અંગમાં આવશે. **આત્મજ્ઞાન વિના કાર્ય કરનાર મનુષ્યની સ્થિતિ અંધારી કોટડીમાંના મનુષ્ય જેવી થાય છે.** તેનું મસ્તક ભીંત સાથે ભચકાય છે, ટેબલથી ઘુંટણ ભાગે છે, ખુરસીપરથી ઉથલાઈ પડે છે અને સર્વ પ્રકારે તે હેરાન હેરાન થાય છે. પ્રકાશમાં કામ કરનાર મનુષ્યને આવો ત્રાસ વેઠવો પડતો નથી. **જ્ઞાનહીન મનુષ્ય ઘોડાની પૂંછડી પકડીને આખે રસ્તે લાત ખાતો ખાતો જાય છે, અને જ્ઞાનવાન મનુષ્ય ઘોડાની પીઠપર સ્વાર થઇ જઈને આનંદ તથા સુખની સાથે મોજ કરતો માર્ગ કાપે છે.** આત્મજ્ઞાની મનુષ્યને કોઈ પણ કર્મ, કર્મ તરીકે લાગતું નથી. વસંતઋતુનો વાયુ કુસુમગંધ જેટલી સહેલાઇથી લઈ શકે છે તેટલી સહેલાઇથી સ્થિતપ્રજ્ઞ મનુષ્ય એક પહાડ-જેવા પ્રચંડ કાર્યને કરે છે. શંકરાચાર્ય કહે છે કે "આત્મજ્ઞાની મનુષ્ય કાંઈજ કર્મ કરતો નથી." તેમની દૃષ્ટિથી જોતાં આ વાત સાચી લાગે છે, કારણ કે એવું કોઈ પણ કાર્ય નથી કે જે તેને કષ્ટપ્રદ લાગ્યું હોય. સર્વ કામ તેમને રમત, ગમત, મોજ—આનંદરૂપ જ લાગે છે, તેમને કોઇ પણ કામ કર્ત્તવ્યરૂપ (બંધનરૂપ) લાગતું નથી. **તે પરિસ્થિતિનો રાજા બને છે,** (He is the Master of the Situation) **તે કદિ સંતપ્ત થતો નથી, તેને મનથી સર્વ વાત બની ગએલી હોય છે, તે કૃતકૃત્ય થયેલો હોય છે, તે ઉદ્વેગ**

**ધરતો નથી, તેને દુઃખ થતું નથી, તે સદા ધીર તથા ઉલ્લસિત અને ‘ કર્મ કરવાની’ દોડાદોડીમાંથી મુક્ત હોય છે.**

શું એવા મનુષ્યને આળસુ એદી કહેવામાં આવશે કે ? શું તમે સૃષ્ટિને પણ આળસુ અને સૂર્યને પણ નિરૂદ્યોગી કહેશો ! નિષ્કામતાના અપૂર્વ–અસામાન્ય ઉપદેશક **શંકર** તરફજ દૃષ્ટિ કરો. સમસ્ત મનુષ્યના ઇતિહાસમાં આટલા થોડા કાળમાં માત્ર એકજ વ્યક્તિને હાથે એટલું બધું કામ થયું હોય તેવું એક તો ઉદાહરણ આપો ? તેમણે સેંકડો ગ્રંથો રચ્યા, સંસ્થા ( મઠ ) સ્થાપી, રાજાઓને સ્વમતાનુયાયી ( પોતાના મતના શિષ્ય ) બનાવ્યા અને **રામ**ના સેતુથી હિમાલય પર્વત સુધીના સર્વ ભરતખંડમાં પ્રચંડ મહાસભાઓ ભરી હતી. જેવી રીતે નક્ષત્રોમાંથી પ્રકાશ અને પુષ્પમાંથી સુગંધ ચારે તરફ પ્રસરે છે, તે પ્રમાણે આ મહાકાર્યનો પ્રચંડ ઓઘ તેમનામાંથી સહજ નીકળ્યો હતો.

‘**રામ**’ અત્ર **મ**નુના કહેવા પ્રમાણે આત્મયજ્ઞીને સ્વરાજ્ય પ્રાપ્ત કરાવી આપનાર **બ્રહ્મ**-યજ્ઞ સંબંધે ઉલ્લેખ કર્યા સિવાય રહી શકતો નથી. તમારૂં સર્વ મમત્વ, આસક્તિ, ‘ મારૂં તારૂં ’ની કલ્પના, કામના, રાગદ્વેષ, મનોવિકાર, મરજી, ઇતરાજી, શિષ્ટાચાર, દેહ, મન, હક, ન્યાયાન્યાય, નામરૂપ, મોહ, ઇત્યાદિ સર્વની જ્ઞાનાગ્નિમાં આહુતિ આપો, તેમનો ત્યાગ કરો, તેમને ફેંકી દ્યો. આ સર્વનો ધૂપ કરો અને ‘**તત્ત્વમસિ**’ ના જ્વલંત કુંડમાં જ્યારે એ વસ્તુઓ બળતી હોય ત્યારે તેના સુગંધનો આસ્વાદ લો.

આપણું બ્રહ્માત્મત્વ સિદ્ધ કરી મોહ તથા દૌર્બલ્યનો ત્યાગ કરો. તેને જીતો, તેને વશ કરો. **સ્વાત્મનિષ્ઠ મનુષ્યને આખા જગતે એક બાજુ થઈને માર્ગ આપવોજ જોઈએ. જગતના પ્રભુ તમે થાઓ, નહિ તો જગત્ તમારાપરજ પોતાનું પ્રભુત્વ જમાવી દેશે.** સંશયીપણું કિંવા અંધશ્રદ્ધાના ગુલામને મોક્ષ પ્રાપ્ત થનાર નથી. આવાજ લોકો સોગન ખાય છે, કારણ કે તેઓના પોતાના અસ્તિત્વનું ( **अहमस्मि** હું છું એ ) વિધાન પોકળ-વ્યર્થ હોય છે. પોતાની બ્રહ્માત્મતા વિષે તમને શંકા છે કે ? આ વિષે **હૃદયમાં સંશયને જગ્યા આપવા કરતાં તેમાં બંદુકની ગોળીને જગ્યા આપવી બહેતર** ! તમારૂં અંતઃકરણ તમને દગો દે છે કેમ ? તેને ખેંચી કાઢો અને ફેંકી દો ! ઉલ્લસિત વૃત્તિથી સત્ય સાગરમાં પ્રવેશ કરો. ગભરાઓ છો શા માટે ?

> કોનાથી ડરો છો ? ઇશ્વરથી ? એ તો તદ્દન મૂર્ખતા છે.
> માણસથી ડરો છો ? એ તો ભીરૂતા છે.
> પંચમહાભૂતથી ડરો છો ? તો તો હિમ્મત ધરો.
> તમારી જાતથીજ ડરો છો ? ત્યારે તો આત્માને ઓળખો.
> કહો કે “ હું ઈશ્વર છું. ” “ રામ સત્ય સ્વરૂપ છે. ”





# ૭–ટીકા અને વિશ્વવ્યાપી પ્રેમ.

## CRITICISM & UNIVERSAL LOVE.



જ્યારે હિંદુસ્તાનમાં કોઈ નવી હીલચાલ શરૂ થાય છે ત્યારે પક્ષાભિમાનથી દોરાઈ જઈ લોકો તે હીલચાલના આગેવાનના સ્વભાવની કાળી બાજુજ આગળ આણે છે. આવી રીતે પુષ્પને ખીલતાં પહેલાંજ ચુંટી નાખવામાં આવે છે. પરંતુ દોષ વગરનું કોણ છે? સ્વામી વિવેકાનંદ ખાવાપીવાની બાબતમાં વિધિ-નિષેધ પાળતા નહોતા એ બાબતનું ઢોલ પીટીને કેટલાક લોકો તેમના ઉદાત્ત અને કલ્યાણકારક વિચાર અને સ્વતંત્ર અભિપ્રાયો તરફ દુર્લક્ષ કરે છે. તેવીજ રીતે કાશીના કૃષ્ણાનંદ સ્વામી ઉપર હલકી વર્ત્તણુકનો આરોપ મૂકવામાં આવે છે, કે જે સાંભળીને આપણને ગ્લાનિ ઉત્પન્ન થયા વગર રહે નહિ. જો કે તેવી હલકી વર્ત્તણુક તેમનામાં જરા પણ નહોતી. સાધારણ ધર્મસભા અને ધર્મમહોત્સવની સભાઓ તોડી પાડવાના પ્રયત્નો ચાલુ છે-કારણ એજ બતાવવામાં આવે છે કે એ કામોના આગેવાનોમાં ઘણા દોષો દેખાય છે. ઘોડા ઉપરથી પોતે પડી જવા છતાં બીજા ઉપર ગુસ્સે થવું એ ખરેખર વિચિત્ર ન્યાય છે. થોડા દિવસપર 'રામે' એક છોકરાને હાથમાં દૂધની કેટલીક શીશીઓ લઈને જતો જોયો. અકસ્માત્ તેના હાથમાંથી એક શીશી છટકી જઈ નીચે પડી ગઈ, તેથી એકદમ ગુસ્સે થઈ જઈને ભાઈ સાહેબે બાકીની પણ રસ્તામાં ફેંકી દીધી! પરસ્પરના વ્યવહારમાં પણ લોકો આ પ્રમાણેજ ચાલે છે. એકાદ બાબતમાં પોતાના મિત્રનો ક્ષુદ્ર દોષ દેખતાંજ તેના સર્વ ગુણોનો અનાદર કરવાને આપણે કેવા લલચાઈ જઈએ છીએ!

ઉદકસ્થિતિશાસ્ત્રના (Hydro statics) આત્યંતિકદાબ અને પ્રકટદાબ (Total pressure and resultant pressure) વિષે વિવેચન કરવામાં આવ્યું છે. એકાદ પદાર્થ ઉપર આત્યંતિકદાબ ગમે તેટલો હોય પરંતુ પ્રકટદાબ કંઈજ હોતો નથી. હિંદુસ્તાનમાંની અસંખ્ય શક્તિઓ પરસ્પર વિરૂદ્ધ હોવાથી તેમાંથી કંઈ પ્રકટદાબ ઉત્પન્ન થતો નથી. કેવી શોચનીય સ્થિતિ! દરેક જણ પોતાના દેશબંધુના દોષ તરફજ પોતાનું લક્ષ દોરે છે, તેથી ઐક્ય તો સંભવેજ શાનું? પરંતુ આ અવિશ્વાસુ દૃષ્ટિ સમાજમાં દુર્જનતાની વૃદ્ધિ કરવામાં મદદ કરે છે. એક માણસને 'ચોર' કહીને બોલાવો અને તે 'ચોરી' કરશે, આ એક નિર્વિવાદ સત્ય છે.

શું કાર્યને માટે સામાન્ય ક્ષેત્ર કોઈ છેજ નહિ? આપણા બંધુઓમાં ઐક્ય-વખાણવા યોગ્ય કંઈજ ગુણો-નથી? હિંદુસ્તાનના જુદા જુદા પંથોમાં ઐક્ય છેજ નહિ? **પવિત્રતા અથવા અપવિત્રતાના નામ નીચે ઈશ્વરના છુપી પોલીસ ખાતાના સ્વયંસેવક-સભાસદ બની, દેશકાર્ય કરનાર સદ્‌ગૃહસ્થના ખાનગી વર્તનપર તપાસ રાખવાનો આપણને શો હક છે?** પોતાના ખાનગી વર્તનનો સવાલ તેની અને ઈશ્વરની વચ્ચેનો સવાલ છે, તેની વચ્ચે આપણે માથું મારવાની શી જરૂર છે? **બીજાના વર્તનમાંથી**

**દોષો કાઢવામાં આપણે આપણી શક્તિનો જેટલો વ્યર્થ વ્યય કરીએ છીએ, તેટલીજ શક્તિ આપણું વર્તન ઉચ્ચ બનાવવાને પુરતી થાય તેમ છે.** ફરજ પાડવાથી મનુષ્યનું નીતિબળ લેશ પણ વધશે કે ? અથવા માન મેળવવાને માટે રાખેલું લોકોને રૂચતું વર્તન શુદ્ધ કહી શકાશે કે ? એ મનની પવિત્રતા છે એમ કદિ માનશો નહિ, એ તો દુર્બળતાજ છે. કાંટા હોય છે તેથી ગુલાબનું ફૂલ કોઈ ફેંકી દેતું નથી. **કંદોઈ ભલે સૂકો રોટલો ખાઇને રહેતો હોય તેથી શું તેના હાથની મીઠાઈ ખાવી નહિ કે ?** જે વસ્તુ આપણી અંદર જાય છે તેનાથી આપણે દૂષિત થતા નથી, પણ બહાર કહાડીએ છીએ તેનાથીજ ફક્ત દૂષિત થઇએ છીએ.

**સ્વામી વિવેકાનંદ ગમે તે ખાતાપીતા તેમાં આપણું શું બગડયું ? જ્યાં સુધી તેમની પાસેથી ઉદાત્ત તત્ત્વો આપણને શીખવાનાં મળે છે ત્યાં સુધી તે શું ખાતાપીતા હતા તે જોવાની જરૂર નથી.** વ્યક્તિ તરફ ન જોતાં ઉપદેશના ગુણાગુણ ઉપરથીજ તેનો સ્વીકાર કરવો જોઇએ. ભૂમિતિનાં મૂળતત્ત્વોનો યુકલીડના શરીર-સાથે શો સંબંધ છે ? ચિતારો જાતે કદરૂપો હોય તેથી શું તેના સુંદર ચિત્રને પણ આપણે ન લેવું ? સર ફ્રાન્સીસ બેકન લાંચ લેતો તેથી શું તેણે લખેલું ( Inductive Logic ) આપણે ફેંકી દઈશું ? આ વીસમી સદીમાં તો આપણે વિવેકબુદ્ધિને જાગ્રત રાખીને ઉપદેશને ઉપદેશક વ્યક્તિ સાથે ભેળી ન નાખવો જોઇએ. એક **ગંદા તળાવમાં ઉગેલાં સુંદર કમળને શું આપણે ફેંકી દઇશું ?**

હિંદુસ્તાનના દારિદ્રયનું મુખ્ય કારણ કચરો ફેંકી દેવો, મૃત પ્રાણીઓનાં હાડકાંને અડકતાં અચકાવું, ઘ્રાણેંદ્રિએ ઠરાવેલા આરોગ્યશાસ્ત્ર ( Nose hygiene ) ને વધારે માન આપવું, સંક્ષેપમાં પોતાના મન પ્રમાણે જે હલકી વસ્તુ ગણાય છે તેના તરફ દુર્લક્ષ કરવું એજ છે. **એ ગંદી અને હલકી ગણાતી વસ્તુઓનો યોગ્ય ઉપયોગ કરવાથીજ યૂરોપ અને બીજા સુધરેલા દેશો અત્યારે ઉચ્ચ સ્થિતિમાં આવ્યા છે.** ગંદા ખાતરમાંથી ઉત્તમ ફૂલવાળો બગીચો તૈયાર નથી થતો કે ? અમેરિકા અને યૂરોપના લોઢાનાં અને એવાંજ બીજાં કારખાનાંઓમાં ખરાબ કોલસા અને ધૂમાડાનો યોગ્ય ઉપયોગ કરીને પ્રચંડ શક્તિઓ ઉત્પન્ન કરવામાં આવે છે.

ક્ષુદ્ર માંકડાઓની અજિત સેના તૈયાર કરવામાંજ **રામનું** ખરૂં કૌશલ્ય જણાઈ આવે છે. શુદ્ધ અને સાત્ત્વિક માણસો સાથે શાંતિથી કોણ રહી ન શકે ? પરંતુ **દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને માતાના જેવા પ્રેમથી જે જુએ છે, તેજ ખરો ઉદ્દાર મહાત્મા છે.** કાયિક, માનસિક અને આત્મિક અવનતિ કરનાર ચોકાધર્મથી ( Kitchen Religion ) **આત્મારૂપી સૂર્યને** આવૃત્ત કરવાના પ્રયત્નમાં આયુષ્યનો વ્યર્થ વ્યય કરવો જોઇએ નહિ, કારણ કે એથી આત્મિક અને શારીરિક અવનતિ થાય છે. જે ધર્મમાં અનંત અવિનાશી આત્મા યવનના હાથના અન્નથી ભ્રષ્ટ થાય છે–અભડાય છે તે **ચોકાધર્મ** ખરેખર દયાજનક છે ! જીર્ણ થયેલા જ્ઞાતિરૂપી વસ્ત્રની નીચે શું છે તે કૃપા કરીને બરાબર જુઓ ! તમે કોણ છો ? અનંત, અવિનાશી અને અવ્યય એવો જે વિશ્વાત્મા એજ તમારો આત્મા છે. **સર્વ આત્માઓનું ઐક્ય વિસરવાથીજ જગતમાં સર્વ અનર્થ થાય છે.**

રસ્તો ચૂકેલો અને ઉતાવળો મનુષ્ય પોતાના આડોશીપાડોશી તથા બાંધવોના ખાનગી વર્તન ઉપર તૂટી પડીને ફક્ત ઉપરઉપરનું ફીણુ કહાડી નાખવાનો પ્રયત્ન કરે છે, પરંતુ એ ફીણના ખરા કારણરૂપ તળીઆની અસમાનતા તરફ જરાએ લક્ષ દેતો નથી !

પતિતોનો ઉદ્ધાર કરનાર તમે કોણ ? તમારો ઉદ્ધારજ પ્રથમ તમે કર્યો છે કે ? **જીવન-સાફલ્ય કરવાને માટે જીવનની તિલાંજલિ આપવાને તમે તૈયાર છો ? તેટલી શક્તિ અને હિમ્મત તમારામાં છે ? બોલો, તેટલી હિમ્મત હોય તો ઉઠો, અને ગરીબોના ઉદ્ધારક બનો.**

ભગવાન બુદ્ધ વારંવાર એક ગુણિકાના ઘરમાં જતા હતા. હલકો ધંધો કરનારી મેરી મેગડેલીનનો સહવાસ કરતાં ઈસુખ્રિસ્ત બિલકુલ અચકાયો નહોતો. અરેરે ! આ નીચ મોટાઈ ક્યારે નષ્ટ થશે ? **જ્યાં સુધી આપણે એક બીજાના દોષજ શોધ્યા કરીશું, ત્યાં સુધી દેશમાં પ્રેમ અને ઐક્યની વૃદ્ધિ કદિ પણ થશે નહિ.** નાનાં મોટાં સર્વ બાળકોપર સમાન પ્રેમ રાખનારી માતાના જેવું અંતઃકરણ બનાવવું એજ જીવનસાફલ્યનો સાર છે. ખરી કેળવણી તેજ છે કે જેથી અખિલ વિશ્વ પ્રત્યે ઈશ્વિરની દૃષ્ટિથી જોઈ શકાય.

**ઉન્નતિ ક્રમે ક્રમે થાય છે.** જેમ દરેક જણને બાલ્યાવસ્થા, યૌવનાવસ્થા વગેરે અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે, તેમ નૈતિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ જુદી જુદી અવસ્થામાંથી પસાર થવું જરૂરનું છે. પતિત મનાતા લોકો નીતિક્ષેત્રમાંના બાળકો છે. શું દરેક બાબતમાં એક જુદા પ્રકારનું સૌંદર્ય માલૂમ પડતું નથી ? તમે ભૂલથી જેને 'પતિત' માનો છો તેઓ હજી 'ઉઠયાં નથી.' જેમ તમે એક વખતે શીખાઉ હતા તેમ તે પણ હાલ વિશ્વવિદ્યાલયના નવા શીખાઉ વિદ્યાર્થી છે.

કેટલાક માણસો વિશ્વવ્યાપી પ્રેમ ધરાવવાનો ઘણો ઢોંગ કરે છે, અને તે છતાં પણ પોતાના આશ્રિતોના દોષ શોધવામાં મશગુલ રહે છે ! એ કૃત્યના બચાવમાં તેઓ કહે છે કે "દોષ જોવા એ સ્વાભાવિક છે, અને દોષ કરનાર તરફ તિરસ્કાર ધરાવવો એ પણ સ્વાભાવિક છે ! તમે પાપને ધિક્કારો અને પાપ કરનારને ચાહો એ બનેજ કેમ" !

પરંતુ વહાલા મિત્રો ! જ્યાં સુધી તમને કોઈ વસ્તુમાં દોષ દેખાય છે ત્યાં સુધી તમે તેનાપર પ્રેમ કરી શકતા નથી. પ્રેમનો અર્થજ "સૌંદર્ય જોવું" એ છે.

અંધારાની સાથે લડાઈ કરવાથી શું તે જતું રહેશે ? ઘોર અંધારામાં ચોતરફ પથરા ફેંકવાથી, લાકડીઓના સપાટા મારવાથી, બારી બારણાં પછાડવાથી, ટેબલ ખુરસીનો કચ્ચરઘાણ વાળવાથી, ખડીઆ ઢોળી નાખવાથી અને ગુસ્સે થઈ ગાળો ભાંડવાથી અંધારૂં જતું રહેશે કે ? આવીજ રીતે ઉત્સાહભંગ કરનારી અને નિરાશ કરનારી ટીકા કરવાથી માણસો સુધરી શકવાનાં નથી. ઉત્સાહ વધારનારા આશાજનક-સ્નેહભરેલા-ઉપદેશનીજ જરૂર છે, ઉત્સાહ ભંગ કરનાર ટીકાઓની જરૂર નથી. ગટરમાંનો સઘળો કાદવ રસ્તાઓ ઉપર પાથરવાથી કાંઈ હિતકારક પરિણામ આવી શકશે ? કદિ નહિ. તેવીજ રીતે બીજાના દોષો તરફ કરડી નજર રાખવાથી ઉત્તમ પરિણામ આવી શકશે નહિ. શાંતતા અને શુભેચ્છારૂપી પાણીનો નિર્મળ પ્રવાહ એ ગટરમાંથી વહેવરાવો કે જેથી સઘળો કાદવ આપો આપ ધોવાઈ જાય. એમ કહેવાય છે કે અકબર બાદશાહે એક વખત એક લીટી દોરી અને તેના શાણા પ્રધાન

બીરબલને કહ્યું કે "આ લીટીને કોઇ પણ બાજુએથી ભૂંસી નાખ્યા વગર ટુંકી કરી આપો." બીરબલે તુરતજ પેલી લીટીની નીચે એક લાંબી લીટી દોરી અને ભૂંસી નાખ્યા વગર તે લીટીને ટુંકી કરી આપી! ભાઇઓ! મોટી લીટી દોરવામાંજ ખરી મહત્તા છે. જેવી રીતે બીરબલે અકબરની ખાત્રી કરી આપી કે તેણે દોરેલી લીટી ટુંકી હતી, તેવીજ રીતે આપણે લોકોને અંતઃકરણપૂર્વક માનતા કરવા જોઈએ કે તેઓ ખોટે રસ્તે જાય છે; અને અમે બતાવીએ છીએ તે રસ્તો ખરો છે. આપણા બહારના બડબડાટનો અર્થ એજ થાય છે કે "તુલસી વડ કેમ નથી?" "તુલસી વડ કેમ નથી?" પરન્તુ એ સવાલ જેટલો મૂર્ખતાથી ભરેલો છે, તેટલોજ મૂર્ખતાભરેલો "આપણા આગેવાનો આવા કેમ નથી? અને આપણા લોકો એવા કેમ નથી?" એ પ્રકારનો બડબડાટ છે. આપણને દરેક વસ્તુમાં સૌંદર્ય જોવું ગમે છે. "ખરાબની નિંદા કરવી છોડી દઈ સારાની પ્રશંસા કરો." જીંદગીની સઘળી દ્રાક્ષોમાંથી હું મિષ્ટ દ્રાક્ષરસજ કાઢું છું.

ટીકાકાર મિત્ર! હું તમને ચાહું છું, પણ જેનાપર તમે ટીકા કરો છો તેને પણ હું તેટલોજ ચાહું છું; અને તેને વિષે પણ મારા મનમાં તમારા જેટલુંજ માન છે.

## કલહ.

જીવનકલહમાં ફતેહ કોણ પામે છે? પ્રેમ.

જે સમાજમાં માણસોનાં અંતઃકરણો એક થાય છે, વિચારો એક થાય છે અને સ્નેહમથી સેવા કરવામાં હાથ પણ એકઠા થાય છે, તે સમાજમાં માણસોની સંખ્યા ઓછી હોય તો પણ તે, વિભાજિત શક્તિવાળા (Divided energies) કરોડો મનુષ્યોપર જીવન-કલહમાં વિજય મેળવે છે.

કલહ ત્રણ પ્રકારનો છેઃ (૧) વિષમ સાથે, (૨) સરખા સાથે, અને (૩) પ્રકૃતિવિરૂદ્ધ.

મત્સર, ઈર્ષ્યા અને પક્ષાભિમાનથી ઉત્તેજિત થઇ સમાન લોકોની સાથે કલહ કરવામાં પોતાની શક્તિનો વ્યર્થ વ્યય કરવા કરતાં, સમાન માણસોની સાથે ઐક્ય કરીને વિષમ લોકોની સાથે કલહ કરવાથી વિજય પ્રાપ્ત થાય છે.

"દરેક જાતનો જુલમ દયામાંથીજ જન્મ પામે છે" એ વાક્ય અક્ષરશઃ ખરૂં છે.

વિષમ ઉપર જ્યારે પ્રેમ થવા માંડે છે ત્યારે પ્રકૃતિ વિરૂદ્ધના કલહમાં આપણને જય મળે છે; અને પંચમહાભૂતો ઉપર પણ સત્તા મળે છે. "હું સર્વનો નિયામક પ્રભુ છું" એ સૂત્રને આ જડસૃષ્ટિમાં કૃતિમાં મૂકવું અને પ્રકૃતિવિરૂદ્ધ કલહ કરવો એ બેમાં કાંઇજ ફરક નથી.

## ટીકા કરવાનો સ્વભાવ આ જગતમાં આટલો બધો સાધારણ કેમ છે?

ટીકા કરવાની પ્રવૃત્તિ બીજા માણસને નુકસાન કરવા જેવી દેખાય છે, પરંતુ બહુધા તે પોતાના બચાવને અર્થે હોય છે. એક પ્રકારની ટેવ અથવા અભ્યાસ છોડી દેવડાવવાને માટે તેનાં સઘળાં ખરાબ પરિણામોનું વર્ણન કરીને સખ્ત ટીકા કરવાની જરૂર પડે છે. જ્યારે આપણે તે દોષ બીજા માણસોમાં જોઇએ છીએ ત્યારે તેનો ચેપ રખેને આપણને ઉડી વળગે એવા ભયથી આપણે તેનો સંસર્ગ તજી દેવાને ઇચ્છીએ છીએ. નવી ટેવ પાડવી અથવા નવી દૃષ્ટિ બનાવવી એ જૂની ટેવ અને જૂની દૃષ્ટિનો નાશ કર્યા બરાબરજ છે. જ્યાં સુધી

જગતમાં સુધારાને અવકાશ છે ત્યાં સુધી ટીકા અને તુલના પણ રહેવાનાંજ. તેનો ત્યાગ કરવો ઇષ્ટ નથી, તેમ શક્ય પણ નથી; **પરંતુ ટીકામાં કોઈ વ્યક્તિ સંબંધે બોલવું એ નુકસાનકારક છે, માટે એ ઝેરનેતો તજી દેવુંજ જોઇએ.** ક્ષુદ્ર હું કે જે આપણામાં અને લોકોમાં **પાપ**ની ઉત્પત્તિ કરે છે તેને દૂર ફેંકી દેવું જોઇએ. આમ કરવાથી સઘળું દુઃખ જતું રહેશે અને જેવી રીતે એક રસાયણશાસ્ત્રી અથવા વનસ્પતિશાસ્ત્રવેત્તા (Botanist), રસાયણિક દ્રવ્યો અથવા વનસ્પતિનું નિરીક્ષણ, તેમાં ગુંચવાઈ પડવાની ધાસ્તી વગર, ન્યાયીપણે, ચોક્કસપણે અને સૂક્ષ્મતાથી કરી શકે છે, તેવીજ રીતે આપણે પણ આપણી આસપાસનાં સઘળાં કામો અને સઘળાં માણસોને નિસ્પૃહતા અને શાંતિથી જોઈ શકીશું; તથા જેવી રીતે સૂર્ય એક સાક્ષી તરીકે થુવર અથવા ચંદન વૃક્ષ, ઉકરડો કે ઉદ્યાન, નર કે નારી, પશુ કે પક્ષી અથવા જીવજંતુ, કીડી, મંકોડી અને વાંદરાને સમાનતાથી જોઈ શકે છે તેવી રીતે આપણે પણ સઘળી વસ્તુઓને નિર્દોષ અને સમાન દૃષ્ટિથી જોઈ શકશું.

પ્લેગથી બચવાનો ઉપાય એજ છે કે આરોગ્યશાસ્ત્રના નિયમો પ્રમાણે ચાલવું. તેમ પોતાના બંધુપર પ્રેમ રાખવો એ આધ્યાત્મિક આરોગ્યને ઉત્તમ સ્થિતિમાં રાખવાનો નિયમ છે.

યોગ્ય ત્યાગ કરતાં આવડે તો સમૃદ્ધિવાન થવાનું કાર્ય કંગાલ થવા જેટલુંજ સહેલું છે. "યજ્ઞથી દુઃખનિવૃત્તિ થાય છે." એ સૂત્ર પ્રાચીન કાળમાં જેટલું સત્ય હતું તેટલું આજે પણ સત્ય છે, પરંતુ નિરપરાધી પશુઓનું બલિદાન આપવાથી નહિ, પણ પ્રેમદેવીની આગળ પક્ષાભિમાન, જાતિઅભિમાન, મત્સર, ઈર્ષ્યા વગેરેનો ભોગ આપવાથીજ આ ભૂમિમાં સ્વર્ગ આવી રહેશે.

ટીકાના ભોગ થએલા માણસો પ્રત્યે ટીકા સમતોલપણું જાળવવાનું કાર્ય કરે છે. ટીકા એ કાપકુપ કરનારી દૈવી કાતર છે; અને તેથી આપણે વધુ સુંદર બની શકીએ છીએ. જ્યારે ટીકારૂપી કાતર ચાલતી હોય ત્યારે આપણા અંતરમાં શું છે તે તપાસી જોવું. કદાચ ક્ષુદ્ર મનોવૃત્તિઓ તરફ ઘસડાઇ જવાની ઇચ્છા આપણા દિલમાં પેદા થઈ હશે; અને તેથીજ આ ચેતવણી મળી છે. ઠેકઠેકાણે ખડકોવાળી વાંકીચુકી ખાડીના પ્રવાહ સાથે નાની સરખી હોડીમાં બેસીને અજાણ્યા સમુદ્ર તરફ ઘસડાઇ જતા મનુષ્ય આવી ટીકાથીજ પોતાની ભયંકર સ્થિતિવિષે સાવધ રહે છે. તેની હોડી એકાદ ખડક સાથે અથડાતાંજ તે પોતાની જીંદગીનો બચાવ કરવાને માટે પ્રયાસ કરવા માંડે છે. જો ખડકનો આ ધક્કો ઉપયોગી ન હોત તો તે તેના તરફ ધ્યાન પણ ન આપત. આપણે જેને દુઃખ કહીએ છીએ તે વસ્તુતઃ આવશ્યક ભયસૂચક નિશાની (Danger signal) છે. સચેત પ્રાણીઓને સન્માર્ગે ચઢાવવાને આવી ચેતવણીઓની આવશ્યકતા છે.

મિત્રે અથવા શત્રુએ કરેલી ખરાબ ટીકાને આપણે આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા માટે જાગ્રત કરવા આવેલા ખરાબ સ્વપ્ન તરીકેજ ગણી કાઢવી. જ્યારે તમે જાગો છો ત્યારે સ્વપ્ન ક્યાં રહે છે? જ્યારે આપણે આપણા વર્તનને પ્રેમમય બનાવી દઇએ છીએ ત્યારે સઘળું નુકસાન ખરો નફો બની જાય છે. ગરીબ સિંડ્રેલાની મોજડી ખોવાઈ ગઈ, પરન્તુ તેને મોજડી પણ મળી અને સાથેસાથે રાણીપદ પણ મળ્યું!

જ્યારે આપણે સમસ્ત વિશ્વ સાથે તાદાત્મ્ય સાધી લઇએ છીએ ત્યારે કોઈ પણ દુર્જન માણસ આપણી પાસે આવવાની હિમ્મત કરી શકતો નથી. ઘરમાં પ્રકાશ ન હોય ત્યારેજ

ચોરો તેમાં પ્રવેશ કરી શકે છે. જે પુરૂષ લોકનાયક થવાને લાયક હોય છે તે કદિ પણ " મારા સોબતીઓ મૂર્ખ છે, મારા અનુયાયીઓ બેઈમાન છે, લોકો કૃતઘ્ની છે, સમાજમાં કિંમત કરવાની શક્તિ નથી, " એવા બડબડાટો કરતો નથી. આ બાબતો આયુષ્યના મહાન ખેલનો માત્ર એક દાવ છે; અને નિરાશાથી હારીને અટકી ન જતાં તેની સામે થવામાંજ ખરૂં સામર્થ્ય રહેલું છે. અનાવશ્યક ટંટો અને બેદરકારી ભરેલો માનસિક ઘસારો આ બે બાબતોથી જો દૂર રહેવામાં આવે તો ઘણીજ સંતોષકારક રીતે પ્રાપ્ત ન થાય એવી વસ્તુ જગતમાં કયી છે ?

Oh Love, Sweet Love
For ages and ages
Thou gavest me the dor.
Now hiding behind the foes and friends
Now disappearing in the criticisms and praise.
Now lost in pleasures and pride
Concealed in troubles and pains
Then out of sight in life's trials
Forgotten in the midst of losses and gains.
O Love, Sweet Love
For ages and ages thou gavest me the dor.

Percussions, Concussions of trials and joys, hard blows knocks all smiles and sighs,

With a wonderous chemistry, with a strange electricity.

A purifying process, a disengaging analysis From loves and hatred, Concerns, attachment Clingings, repulsions from the ore of passions.

Brought out of my heart, a Radium of glory
Oh ! what a strange story !
O Love, Sweet Love
For ages and ages thou gavest me the dor.
From my Radium of heart    X rays do start,
To the objects of all sorts    Transparency impart
On all sides and parts,    What a marvellous art !
O Love, Sweet Love
For ages and ages thou gavest me the dor !
Sarcasms so sharp,    All shakings and props ;
Foes, friends and shops    Your hiding walls-
No more opaque,    Reveal you all
O jewel of jewels !    Myself, Radium, pure
Thou burnest as fuel    All caskets and purses
Valise, trunks and curses,    Doors, locks and boxes-
All possessions obnoxious,    O Truth Radium, pure !
O Self, omnivorous sure !    O Love, sweet Love
For ages and ages    Thou gavest me the dor.

અર્થઃ—

ઓ પ્રેમ ! મધુર પ્રેમ ! તેં મને યુગોના યુગો સુધી ઠગ્યો છે.
ઘડીમાં શત્રુઓ અને મિત્રોની પાછળ સંતાઇને,
ઘડીમાં નિંદા અને સ્તુતિમાં અદૃશ્ય થઇને,
ઘડીમાં આનંદ અને અહંકારમાં ખોવાઈ જઇને,
ઘડીમાં વિપત્તિ અને દુઃખોમાં દબાઇ જઇને,
ઘડીમાં સંસારનાં સંકટોમાં લપાઈ જઇને,
ઘડીમાં નફા અને તોટાની વચ્ચે ભૂલાઈ જઇને,
ઓ પ્રેમ ! મધુર પ્રેમ ! યુગોના યુગો સુધી તેં મને ઠગ્યો છે.

સંકટ અને આનંદના ધક્કાઓ, સખ્ત હાડમારીઓ, સખ્ત હડસેલાઓ, સઘળાં હાસ્યો અને સઘળાં રોદનો કંઈ અજબ પ્રકારની રસાયનક્રિયા અને કંઈ અજબ પ્રકારની વિદ્યુચ્છક્તિ ધરાવે છે. એ ખરેખર એક પ્રકારનો શુદ્ધિકરણ પ્રયોગ છે; આસક્તિ તોડનારૂં પૃથક્કરણ છે.

આ ક્રિયાદ્વારા રાગ, દ્વેષ, સંબંધ, આસક્તિ, ભક્તિ અને ધિક્કાર વગેરે મનોવિકારરૂપી કાચી ધાતુમાંથી નિર્વાણ–પરમપદરૂપી શુદ્ધ રેડિયમ મળી આવે છે.

આહા ! કેવી વિચિત્ર ઘટના !

ઓ પ્રેમ ! મધુર પ્રેમ ! યુગોના યુગો સુધી તેં મને ઠગ્યો છે.

મારા અંતઃકરણના રેડિયમમાંથી એકસ રે કિરણો નીકળે છે; અને તે સઘળી જાતના પદાર્થોને, સઘળી બાજુએ અને સઘળા ભાગોમાં પારદર્શક બનાવી મૂકે છે.

કેવી અદ્‌ભૂત કળા !

ઓ પ્રેમ ! સ્વર્ગીય પ્રેમ ! યુગોના યુગો સુધી તેં મને ઠગ્યો છે.

ખરૂં રહસ્ય ગુપ્ત રાખવાને માટે તીક્ષ્ણ નિંદા, સર્વ કંપો, સર્વ આધારો, શત્રુઓ, મિત્રો અને સર્વ વ્યાપારો, આ સઘળી વસ્તુઓની તમે જે દિવાલો બાંધી છે તે હવે અપારદર્શક રહી નથી. તમારાં સઘળાં રહસ્યો સ્પષ્ટ રીતે પ્રકટ કરો.

હે ઉત્તમ આભૂષણ ! આત્મારૂપી શુદ્ધ રેડિયમ !

પેટી, પટારા, તીજોરી, બારણાં અને તાળાં આ સઘળી ખોટી મિલકતોને તું બાળીને ભસ્મ કરે છે.

શુદ્ધ સત્ય સ્વરૂપ રેડિયમ ! ઓ સર્વભક્ષી આત્મા !

ઓ પ્રેમ ! મધુર પ્રેમ ! યુગોના યુગો સુધી તેં મને ઠગ્યો છે.

## નિર્વિકાર દૃષ્ટિ.

બાળક દરેક વસ્તુમાં મનુષ્યપણું રહેલું હોય એમ ધારે છે. આકાશમાં મેઘગર્જના થાય ત્યારે તેઓ માને છે કે વાદળાંની પછવાડે એકાદ રાક્ષસ રહેલો હોય છે તે ખીજવાઇને બૂમબરાડા મારે છે ! તેવીજ રીતે કેટલાંક બુઢ્ઢાંઓ, બાળકો જે જે વસ્તુના સંસર્ગમાં આવે છે તે તે સઘળી વસ્તુઓ ખરાબ છે એવો આરોપ તેમનાપર મૂકે છે ! જ્યારે કોઈ વસ્તુ બહારથી

ખરાબ દેખાય ત્યારે તેમના પ્રેમના કાયદાને અનુસરતું આપણું વર્તન બનાવવાને બદલે, પરિસ્થિતિની સાથે છિદ્ર શોધવાં, એ ટેલીફોનદ્વારા ખરાબ ખબર સાંભળીને તે યંત્રને ભાગી નાખવા બરાબર છે.

આસ્ટ્રેલીઆના કાળા લોકોમાં એવી માન્યતા છે કે અમુક મંત્રો જપવાથી અથવા એવાજ કોઇ પ્રકારથી માણસ પોતેજ વરસાદ વરસાવી શકે છે! તેઓ આ ક્રિયાને "મેલ્કા" કહે છે. એક પ્રખ્યાત માણસ લખે છે કે "અમારા પ્રવાસ દરમ્યાન જો વાવાઝોડું થતું તો અમારી સાથેના જંગલી કાળા આસ્ટ્રેલીઅનો હમેશાં બીજા લોકોપર (બીજા આસ્ટ્રેલીઅનો કે જેઓ વરસાદ વરસાવતા હતા તેમનાપર) ગુસ્સે થતા."

આ જંગલી આસ્ટ્રેલીઅનોમાં જે ઘોર અજ્ઞાન-તિમિર માલમ પડે છે તેવીજ જાતનું અજ્ઞાન પોતાના બાંધવના દોષથી ગુસ્સે થનારા સુધરેલા અને કેળવાએલા લોકોમાં છે. સૃષ્ટિના કાયદા પ્રમાણે વરસાદ આવે છે. પુષ્પ ખીલે છે તેમાં પણ સૃષ્ટિના નિયમ સિવાય કોઇ બીજી વસ્તુ દેખાતી નથી. એવીજ રીતે જો કે જૂડાસ સમજ્યો નહોતો તોપણ તેના દગાભરેલા ચુંબનમાં પ્રેમનો કાયદોજ પૂર્ણ જોશમાં અમલમાં મૂકાયો હતો. તે દગાભરેલા ચુંબન પછી તરતજ જે ઘટના બની તેથીજ આજ *ક્રાઇસ્ટને સૌ માણસો યાદ કરે છે. જો તેમ ન થયું હોત તો આજે ક્રાઇસ્ટને કોણ યાદ કરત? માફી માગતા બંધુઓને ઉદાર જોસફે કહ્યું કે "ભાઇઓ! તમે મને કૂવામાં નાખ્યો નથી. ઈજીપ્તમાં મને દેવપદ આપવાને માટે પ્રેમદેવીને મારા ભાઇઓ કરતાં વધારે સારૂં સાધન મળી શકયું નહિ, તેથી તેણે સાધન તરીકે તમનેજ પસંદ કીધા."

હું જે વસ્તુને હાથમાં લઉં છું તે મને એટલી બધી ચંચળ, ક્ષણભંગુર અને નાશવંત જણાય છે કે હું કોઇ પણ વસ્તુને સ્થિર અને ખરા સ્વરૂપવાળી માની શકતો નથી, ત્યારે હું તેપર ટીકા તો શી રીતેજ કરી શકું? એક વિજળીનો ચમકારો થતાં પૂર ઝડપે જતી આગગાડી અને દોડતું વાદળું સ્થિર દેખાય છે; પણ જ્યારે આપણે તેના સંબંધમાં વધારે જ્ઞાન મેળવીએ છીએ ત્યારે તે 'સ્થિર નથી' એવી આપણી ખાત્રી થાય છે. આવીજ રીતે લોકો બધી વસ્તુઓને માયાના ચંચળ પ્રકાશમાં જુએ છે અને તેટલા ઉપરથીજ સ્થિરતા, વ્યક્તિત્વ અને સમૃદ્ધિ વિષે પોતાનો ચોક્કસ અભિપ્રાય બાંધી બેસે છે. આને વ્યાવહારિક જ્ઞાન કહેવામાં આવે છે. દરેક વસ્તુને શાશ્વત, સત્ય અને અનંતતાના સૂર્ય-પ્રકાશમાં જુઓ, એટલે તમને અમર શાંતિ સાથે તમારૂં ઐકય થએલું જણાશે.

મનુષ્યના વાદવિવાદ અને ઝઘડાઓ વ્યર્થ છે. વાદવિવાદ કરીને પોતાના મતભેદ દૂર કરવાનો પ્રયત્ન કરવાથી ભિન્નતા, અસંતોષ અને અશાંતિ ઉત્પન્ન થાય છે તેનું કારણ શું? મકાન બાંધવા પહેલાં પાયો બરાબર નાખવામાં આવેલો ન હોવાથી આ પરિણામ આવે છે. પ્રથમ અંતઃકરણને જીતો, પછી ન્યાયબુદ્ધિને જાગ્રત કરો. જ્યાં ન્યાયબુદ્ધિનો પરાજય થાય છે ત્યાં પણ પ્રેમ વિજયી નિવડે છે. ઇસપનીતિ વાંચવાથી જણાય છે કે વાયુ બળાત્કાર કરીને વટેમાર્ગુનો ડગલો ઉતરાવી શકયો નહિ, પણ સૂર્ય ધીમે ધીમે નમ્ર વર્તણુંકથી તે ઉતરાવી શકયો.

ધર્મ અને મતનું ઐકય કરવાને માટે લોકો ઘણા ચિંતાતુર બની રહ્યા છે, પણ તેઓ આત્માનું ઐકય થવાની રાહ જોતા નથી. ઐકયનો અર્થ એ છે કે ઉપર ઉપર દેખાતા ભેદ અને જુદા જુદા મનોવિકારને ન ગણકારતાં એકત્ર થવું. માત્ર પ્રેમથી આ પ્રમાણે થઇ

*ક્રાઇસ્ટના બાર શિષ્યોમાંના એક જૂડાસ નામના શિષ્યે છેવટે ક્રાઇસ્ટ સાથે દગો કીધો હતો.

શકે છે. સર્વનાં અંતઃકરણ સમજ્યા સિવાય તેમની લાગણી તમે જાણી શકશો નહિ. વિશાળ બુદ્ધિના કરતાં સહૃદયતા વધારે આવશ્યક છે. પ્રેમ કાયદો તોડે તેથી કાર્યસિદ્ધિજ થાય છે, પરન્તુ જો બીજી કોઈ વસ્તુ કાયદાનું ઉલ્લંઘન કરે તો તોફાન અને ક્રાંતિ થયા વિના રહેજ નહિ. **માત્ર પ્રેમજ દૈવી કાયદો છે.** પ્રેમનેજ માત્ર કાયદો તોડવાનો હક છે, પ્રેમથીજ મળેલી સંપત્તિનો સ્વીકાર કરવો એ ઈશ્વરી ન્યાયને અનુસરતુંજ કાર્ય છે. હક કરીને લેવું એ ગેરકાયદેસર છે.

બંધુઓ ! તમે નિષેધક ટીકાઓ અને ક્રોધથી ભરેલી ફરીઆદો આજ સુધી કરતા આવ્યા છો, પણ તેથી તમારી સ્થિતિ સુધરવાને બદલે દિવસે દિવસે બગડતી જાય છે ! હવે આપણે યોગ્ય માર્ગ ગ્રહણ કરવાનો પ્રયાસ કરવો જોઇએ.

સામા પક્ષનાં માણુસોએ ખોટું કામ કીધું તેથી તમે પણ જો ખોટું કાર્યજ કરો તો તેથી કાંઈ સ્થિતિ સુધરવાની નથી. એથી તો એક કલંક ઉપર બીજું કલંક ઉમેરાશે, કાંઈ તેમાંથી ઘટવાનું નથી. એક પુખ્ત વયના માણસનું એક છોકરાએ અપમાન કર્યું; આથી ગુસ્સે થઇ પેલો માણુસ છોકરાને મારવા દોડયો અને તેને પકડીને બોલ્યો:-" મૂર્ખા ! તું આટલો બધો ઉદ્ધત કેમ બન્યો છે ? " છોકરાએ તુરત જવાબ આપ્યો કે " મહેરબાન સાહેબ ! આપના કહેવા પ્રમાણે હું મૂર્ખ હોવાથી મેં અટકચાળું કર્યું, પણ આપ તો ડાહ્યા છો ને ? આપ તો ડાહ્યા માણુસ જેવી વર્તણુંક રાખો ! "

વિજળીથી ભરેલી વસ્તુ જ્યારે કોઈ વસ્તુના સંસર્ગમાં આવે છે ત્યારે તેને તે ચોંટી જતી નથી, પણ પ્રવર્તનક્રિયા ( Induction )-થી વસ્તુમાં વિષમ વિજળી ( Opposite kind of electricity ) ઉત્પન્ન કરે છે, પણ જ્યારે બરાબર સંયોગ થઇ જાય છે ત્યારે સમ વિજળી ઉત્પન્ન થાય છે. જાતિ-અભિમાન તથા વર્ણાભિમાનના કાચના પડદાઓ જ્યાં-સુધી અંતઃકરણો એક થવા ન દે ત્યાં સુધી બુદ્ધિ અને વિચારની મદદથી ઐક્ય કરવાનો પ્રયત્ન કરવો એ નુકસાનકારક અને ભયાવહ છે. એથી તો તમે જે પરિણામ લાવવા માગો છો તેથી તદ્દન વિરૂદ્ધ પરિણામજ આવશે. જ્યાં સુધી એક માણસપર તમે પ્રેમ ન રાખો ત્યાં સુધી તમે તેને ઓળખી શકશો નહિ.

## જ્યાં બુદ્ધિનો પરાજય થાય ત્યાં પ્રેમને વિજય મળી શકે છે.

ધર્મ, પંથ, સંપ્રદાય વગેરેને લોકો મંત્રેલાં માદળીઆંની પેઠે ગળામાં પહેરે છે, સઘળી જાતના ગુણ અને પ્રભાવ તેમાં છે એમ માનવામાં આવે છે; છતાં આપણે જે થોડો ઘણો વિજય મેળવીએ છીએ તે એનાથી નહિ, પરંતુ તેનાં કારણો જુદાંજ છે. હવે આપણે આપણા મનુષ્યત્વનું સંરક્ષણ કરીને આ વહેમો ત્યજી દેવા જોઇએ. આ નામ-રૂપનાં રમકડાં સાથે હજી કેટલા દિવસ રમ્યા કરશો ?

ખોટા મતો, લોભ, મોહ, વગેરે સર્વે તમારે છોડવાં જોઇએ. તમારી સર્વ મત્તા ( મમત્વ, માયા, મારાપણું ) તમારા ઉપર સત્તા ચલાવે છે અને તમને ગુંગળાવી નાંખે છે. તમે પોતે અંદર ઉતર્યા સિવાય બીજાઓને બહાર કાઢી શકશો નહિ. તમારૂં સર્વસ્વ લૂંટાઇ જવામાંજ આનંદદાયક વિજયનો ખજાનો રહેલો છે. ઈશ્વરનું એક નામ ' હરિ ' છે. તે ' રામ ' ને સૌથી વધારે પ્રિય લાગે છે. ' હરિ ' નો ખરો અર્થ ' લૂંટારો ' થાય છે. હે પરમ કૃપાળુ **હરિ** ! વળી કોઈ સવાલ પૂછશે કે " તમે દુશ્મનને શરણે જાઓ તો તે તમને

ખાઇ નહિ જાય ?" પણ હું તેને એટલુંજ કહું છું કે "હે મૂર્ખા ! હે ધૂર્ત ! તેં કોઈ દિવસ આ પ્રયોગ કરી જોયો છે ?"

જીંદગીનાં સઘળાં બારણાંઓ ઉપર "ખેંચો" એવો શબ્દ લખેલો છે, પણ તમે તેને ખોટી રીતે વાંચો છો અને "હડસેલો મારવાનો" પ્રયત્ન કરો છો. હવે એમ તે કાંઇ બારણું ઉઘડે ? વિવાદ કરવો એ "હડસેલો મારવા" બરાબર છે અને પ્રેમદ્વારા બીજાનાં હૃદયો તમારાં અંતઃકરણમાં મેળવી દેવાં એ "ખેંચવા" બરોબર છે. અંતઃકરણ પ્રેરણાના મંદિરમાં પ્રવેશ કરવાનું દ્વાર છે અને મસ્તક એ બહાર નીકળવાનું દ્વાર છે. અંતઃકરણ પ્રેરણા કરે છે, અને મસ્તક તેનું વિવરણ કરે છે. જેવી રીતે દેહ પહેલો અને કપડાં પછી, તેવીજ રીતે લાગણી પહેલી અને વિચાર પાછળ હોવો જોઈએ. કોઇ પણ વ્યક્તિની લાગણી બદલાતા તેની વિચારપદ્ધતિમાં એક મોટી ક્રાંતિ થઇ જશે.

જીંદગી શું છે ? વિઘ્નોની એક માળાજ છે. જેઓ જીંદગીની સપાટી ઉપર જીવે છે તેઓ જીંદગીનો ઉપલોજ અર્થ કરે છે, પણ જેઓ ખરી જીંદગી (પ્રેમમય જીંદગી) ગાળે છે તેઓ તેનો એવો અર્થ કરતા નથી. ગપ્પીદાસો, બાહ્યસ્વરૂપથી મોહ પામનારાઓ અને શરમ ભરેલા માનવંતપણાના શરમ વગરના ગુલામો( Shameless slaves of shameful respectability )ના સંસર્ગમાં આવવું નુકસાનકારક છે એ ખરી વાત છે; પરંતુ જ્યાં પ્રેમદેવીની પધરામણી થાય છે ત્યાં હલકા લોકો ઉભા પણ રહી શકતા નથી. આપણે તેનો સંસર્ગ છોડી દેવાની જરૂર પણ પડતી નથી. ખાસ જરૂર પડયા સિવાય આમંત્રણ વગરના પરોણાઓ જો તમારી પાસે આવે તો એમજ સમજજો કે કુદરત એ કુદરતજ નથી. મતલબ કે એમ બનવું પ્રકૃતિવિરૂદ્ધ છે.

પંજાબના ગનીમતે પોતાના "નૈરંગઇશ્ક" નામના ગ્રંથમાં **અઝીઝ** નામના એક શિક્ષકની વાત લખી છે. ગરીબ બિચારો શિક્ષક **શાહિદ** નામના એક વિદ્યાર્થીને અત્યંત પ્રેમથી ચહાતો હતો. વિદ્યાર્થીઓની પાટી તપાસતી વખતે તે પોતાના પ્રિય શિષ્ય **શાહિદ**ની વાંકા-ચુંકા અક્ષરોવાળી પાટી પોતાની નજર સામે રાખતો અને તે પાટીના અક્ષરોને ઉત્તમ ગણતો. શાબાશ ! શાબાશ ! બરાબર છે ! જ્યાં પ્રેમને અભાવે દૃષ્ટિ દૂષિત થઈ હોય ત્યાંજ માત્ર ભૂલો દેખાય છે. જ્યારે પ્રેમદેવી આપણા હૃદયમાં પધારે છે ત્યારે અંધારાનો નાશ થાય છે; અને દિવસ પછી રાત્રિ ન પડતાં દિવસજ ચાલુ રહે છે.

## ખરાપણું. (Veracity.)

પવિત્રતાના નામ નીચે કેટલાક લોકો પ્રેમની વિરૂદ્ધ ગણગણાટ કરે છે, પણ પવિત્રતા તો પ્રેમ વગર એક ક્ષણ પણ જીવી શકતી નથી એ વાત તેઓ શા માટે ભૂલી જાય છે ? કેટલાક પ્રેમથી મરે છે; કેટલાક દ્વેષથી મરે છે. ઢોંગી પવિત્રતા ધારણ કરી દ્વેષ રાખવો એ ઘણોજ ભયંકર ગુન્હો છે. જગતમાં અપવિત્રતાના ગુલામો ઘણા છે, પરંતુ જાતિના નામ નીચે પોતાની દુર્બળતા ઢાંકનાર પવિત્રતાના ગુલામો અધિક ભયંકર છે. પોતાના આત્મા સાથે પ્રમાણિકપણે વર્તો, પોતાના અનુભવ પ્રમાણે આચરણ રાખો. **સ્વાનુભવ કરતાં વધારે યોગ્ય બીજો કોઈ ગુરૂ નથી.**

**સ્વાનુભવ પ્રમાણે વર્તનાર મનુષ્ય સિવાય બીજું કોઇ શુદ્ધ અંતઃકરણ ધરાવી શકતું નથી.**

પવિત્રતાના શુદ્ર બાહ્યોપચારને અને જાતિદ્વેષ( Sex-hatred )ને અયોગ્ય મહત્ત્વ આપવાથી આત્માનુભૂતિ-ખરી પવિત્રતા-થી આપણે વંચિત થઇએ છીએ.

સમાજને કૃત્રિમ નીતિ શીખવનાર ધંધાદારીઓ જો શાંત રહે તો લોકો શારીરિક અને માનસિક પવિત્રતા એની મેળે રાખતાં શીખે; હાથપગ ધોવાનો આરોગ્યરક્ષણનો સાદો કાયદો લોકો પોતાની મેળે શીખી લે છે, તેવીજ રીતે શારીરિક અને માનસિક પવિત્રતા પણ તેઓ આપોઆપ રાખતાં શીખી જાય. વિષયાસક્તિ વિષે બહુ ઉહાપોહ કરવાથી તો દૈવીપ્રકૃતિ ધરાવનાર મનુષ્ય પણ જે વસ્તુથી દૂર છે તે વસ્તુ તેના અંતઃકરણમાં ઉત્પન્ન થશે. તમારી શક્તિઓને ઉચ્ચ વિષયો તરફ વાળશો તો ક્ષુદ્ર વિષયાસક્તિ વિષે વિચાર કરવાનો સમય પણ તમને મળશે નહિ.

મનુષ્યો પોતે સ્વતંત્ર વિચાર કરતાં શીખે એવું શિક્ષણ ન આપતાં કેટલીક સંસ્થાઓ માનસિક દારિદ્રય ઉત્પન્ન કરે છે. નિર્દોષ છોકરા અને છોકરીઓનાં મસ્તકમાં અમુક ધાર્મિક મતો બળાત્કારે ભરી દેવાથી માનસિક દારિદ્રયની ઉત્પત્તિ થાય છે. નીતિનો બોધ આપવાથી નૈતિક દારિદ્રય ઉત્પન્ન થાય છે. માનસિક દારિદ્રય અને ધર્મઘેલચ્છા એ એકજ રોગની નિવૃત્તિ અને પ્રવૃત્તિ ( Passive and active ), એવી બે સ્થિતિઓ છે.

બધી નદીઓ એકજ સાગરમાં જઇ મળે છે. પ્રેમના બધા પ્રવાહ એકજ પ્રેમસાગરમાં જઇ મળે છે. ઈશ્વરના હૃદયમાંથી સૌંદર્ય ઉત્પન્ન થાય છે. બ્રહ્માની નાભિમાંથી કમળ ઉગે છે. જેને સૌંદર્યની ઇચ્છા હોય તેણે ક્ષીરસાગરમાં સૂતેલા પરમાત્મા પાસેથી તે મેળવવું જોઇએ. ખરેખર, સૌંદર્ય એ પરમાત્માનું નિવાસસ્થાન અને આત્માનું જીવન છે. સૌંદર્યની અભિરૂચિવિનાનો મનુષ્ય દગો, લૂંટ અને પ્રપંચજ કરી શકે છે. પણ સૌંદર્ય ક્યાં છે? શું તે ભુરી આંખો, ગુલાબી ગાલ, કોકિલ સ્વર, રમણીય દેખાવ અને સુંદર કળામાં છે? હા, છે. પરંતુ તે માત્ર તેમાંજ છે એમ નથી. વસંત ઋતુ આવે ત્યાં સુધી જેને આનંદને માટે આખો શિયાળો રાહ જોવી પડે છે તે મનુષ્યની અભિરૂચિ ખરેખર શોચનીય છે. એક વખત મધુર સ્વર કર્ણગોચર થાય તે પહેલાં જેની અભિરૂચિ ઉપર હજારો વખત આઘાત પડે એવા સંગીતના શોખીન મનુષ્યની દશા પણ શોચનીય છે. **જે માણસના આનંદનો આધાર રમણીય દેખાવ, સુંદર બગીચા, અનુકૂળ મિત્રમંડળ, મધુર વચનો ઇત્યાદિ બાહ્યવસ્તુઓ ઉપર છે તે માણસને ખરેખર અભાગીજ સમજવો જોઇએ.**

ખરો મુક્તમનુષ્ય તો તેજ છે કે જેનો અંતઃપ્રકાશ તેની આસપાસની સઘળી વસ્તુઓ ઉપર સૌંદર્યપ્રકાશ નાખે અને જેના અંતઃકરણમાંથી કેવળ દિવ્યપ્રેમનાં કિરણોજ નીકળ્યા કરે. શ્રી ચૈતન્ય મહાપ્રભુના સમક્ષ ચોર અને દારૂડીઆ લોકોમાં રહેલો ઈશ્વરી અંશ પણ પ્રકટ થતો હતો.

પુરાણ પુરૂષ ભગવાન સૂર્યનારાયણને પોતાના પરિભ્રમણમાં પ્રકાશ સિવાય બીજું કાંઇ જ દેખાતું નથી.

મુક્ત લોકોની પ્રેમશક્તિથી જંગલી પશુઓનો પણ ઉદ્ધાર થઇને તેમનામાં પ્રેમનાં ઝરણો ફુટે છે, એમ યોગદર્શનસૂત્રમાં લખ્યું છે તે શું ખોટું છે? આપણે જે પ્રેમ અનુભવીએ છીએ એજ જો સઘળા ધર્મોમાં કહેલું સ્વર્ગ ન હોય તો પછી સ્વર્ગ એ એક સ્વપ્ન સિવાય બીજું શું હોઈ શકે?

## પવિત્રતા એટલે શું ?

**દેહાત્મભાવ, ઇંદ્રિયાસક્તિ વગેરેના ક્ષુદ્ર વિચારોથી આત્માને દૂષિત ન થવા દેવો એજ ખરી પવિત્રતા છે.** બાહ્ય વિષયોના દાસ ન થઇ બેસતાં તેથી અલિપ્ત રહેવું એજ પૂર્ણ પવિત્રતા છે. સ્થિતપ્રજ્ઞ થઇને રાગદ્વેષ, માનાપમાન, જયાજય ઇત્યાદિ દ્વંદ્વની કોઇ પણ અસર આપણાપર ન થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવી એનું નામજ પવિત્રતા છે. માત્ર પવિત્ર માણસોજ સૃષ્ટિસૌંદર્ય અનુભવી શકે છે. જેમ સુંદર સ્ત્રી આરસીમાં પોતાનું મુખ જોઇને આનંદ પામે છે, તેવી રીતે સૃષ્ટિસૌંદર્ય જોઇને પવિત્ર આત્મા પોતાની અંદરનું " આનંદસામ્રાજ્ય " નામરૂપાત્મક પ્રકૃતિદર્પણમાં પ્રતિબિંબિત થએલું જોઇને આનંદ પામે છે. સાચા પ્રેમી મહાત્માઓ પ્રેમનો અનુભવ લઈ શકે છે, પરંતુ તેઓ તેમાં ન ફસાતાં નીચી ભૂમિપર આવવાને બદલે ઉચ્ચ ભૂમિકામાં જાય છે. ખરી પવિત્રતા એટલે વિશુદ્ધ પ્રેમ અને વિશુદ્ધ પ્રેમ એટલે ખરી પવિત્રતા. કોઇ કોઇવાર નીતિની દુર્બળતા ( Moral weekness ) પવિત્રતા ગણાય છે, અને આસક્તિ પ્રેમના નામથી ઓળખાય છે, એ બહુ શોચનીય છે.

તમે કોઈ પણ વસ્તુ ઉપર આસક્ત થઇ જાઓ ત્યારે તમે તેનો પૂરો ઉપભોગ લઈ શકતા નથી. પ્રકૃતિનો નિષ્કામ ભક્તજ બાગની શોભાનો સંપૂર્ણ આનંદ ભોગવી શકે છે, પરંતુ બાગનો કહેવાતો માલિક તો તેનો આનંદ લેવાને બદલે તેની કાળજી અને ચિંતામાંજ પોતાનું આયુષ્ય પુરૂં કરે છે. આપણે એ ખરી પવિત્રતા અથવા પ્રેમનીજ જરૂર છે. બીજી બધી વસ્તુઓ એની મેળેજ ચાલી આવશે.

## એ કેવી રીતે પ્રાપ્ત થાય છે ?

વર્તમાન સ્થિતિ ગમે તેવી હોય તોપણ તે પ્રત્યેનું આપણું કર્તવ્ય બજાવી તેને ઉચ્ચ બનાવવાથીજ અનાયાસે આત્મસાક્ષાત્કારનો લાભ મળશે. આત્મસાક્ષાત્કાર આપણાથી દૂર છે, એમ માની તેની પાછળ દોડવાથી આપણે તેને પ્રાપ્ત કરી શકીશું નહિ. બાળક પોતાના બાળપણની રમતગમતો અને બાળપણને છાજતાં કર્તવ્યોમાં નિમગ્ન રહેવાથીજ બાળપણ છોડીને પુખ્ત અવસ્થામાં દાખલ થાય છે, માંકડાની પેઠે પુખ્ત માણસની નકલ કરવાથી તે પુખ્ત ગણાતું નથી.

## સૌંદર્ય એ શું છે ?

ત્યાગ એટલે અહંકારનો ત્યાગ. ખરેખર, સંકુચિત વ્યક્તિત્વ ( હું પણું ) તજવાથીજ ચિરંજીવ થઈ શકાય છે. લોભી-સ્વાર્થી-વૃત્તિથી સૂર્યનાં સર્વ કિરણો શોષી લેનાર હરકોઇ પદાર્થ કાળો પડી જાય છે, પરંતુ એ કિરણો શોષી ન લેતાં ઉદારવૃત્તિથી-નિસ્પૃહતાથી બહાર પાછાં ફેંકનારો હરકોઈ પદાર્થ તેજસ્વી બને છે. સર્વ આકર્ષણનું કેન્દ્ર દેદીપ્યમાન સૂર્ય ચોમેર પ્રકાશ અને ઉષ્ણતા ફેંકયે જાય છે.

બાળકો સૌને મધુર લાગે છે તેનું કારણ એ છે કે તેમનું મન ' અહંપણા ' થી સંકુચિત થયેલું નથી.

પોતાના કૃત્યથી આત્મત્યાગ અને નિ:સ્વાર્થ ભક્તિની છાપ આપણા મનપર પાડનાર કોઇ પણ વ્યક્તિ આનંદ આપે છે, અને આકર્ષણ કરે છે. પ્રેમમૂર્તિપર સૌ પ્રેમ કરે છે. ધાર્મિક ઝગડા અને તત્વજ્ઞાનના વાદવિવાદો ! દૂર હઠો, તમારૂં કાંઈ કામ નથી. હું તેઓને સારી

પેઠે ઓળખું છું. સૌંદર્ય એટલે પ્રેમ અને પ્રેમ એટલે સૌંદર્ય. એ બન્ને સાથે મળ્યાં એટલે થયો સંન્યાસ. ઈંગ્લાંડના સંન્યાસી એડવર્ડ કાર્પેન્ટરના શબ્દોમાં કહીએ તો "તમારા પોતાના વિષે વિચારો કરવાનું તદ્દન છોડી ન દો ત્યાં સુધી તમને સુખ મળી શકશે નહિ; અને તે પણ અર્ધ મને કરવું જોઇએ નહિ, ક્ષુદ્ર હુંપણાનો અંશ પણ રહ્યો હશે તો તે સઘળી બાજી ખોળી નાખશે. હું એમ કહેતો નથી કે એમ કરવું મુશ્કેલ નથી, પણ એ સિવાય બીજો માર્ગ નથી."

**હે મનુષ્ય! પ્રેમમૂર્તિ બનીને જીવવામાંજ મઝા છે.** બુદ્ધ, ક્રાઈસ્ટ અને અન્ય સંતાદિ પ્રાચીન કાળની વિભૂતિઓનાં અપૂર્ણ લખાએલાં દ્રષ્ટાંતોથી ભોળવાઇ જશો નહિ. દેશકાળથી બ્હીશો નહિ.

**માણસની—એકજ માણસની ઇચ્છા આગળ ઈતિહાસ ધ્રુજી ઉઠે છે.**

**પ્રેમસ્વરૂપે રહો એટલે તમારી મરજી પ્રમાણે બધા નિયમો બંધાશે. અંતર ઐક્ય સાથે એકાકાર થઈ જાઓ એટલે કાળ તમને બરાબર તાલ આપશે, તમારી મરજી પ્રમાણે ચાલશે.**

ઘડીઆળના કાંટા કેટલા નાજુક છે? છતાં સમસ્ત જગત ઉપર તે કેવો કરડો અમલ ચલાવે છે? એ નાજુકડા કાંટાના ગુલામ બની રહેવું (કાળથી બંધાવું) એ અમર મનુષ્યને કેવી મોટી શિક્ષા છે? દૈવગતિ ખરેખર વિચિત્રજ છે! સૃષ્ટિના ઐક્ય અને અંત ઉપર શ્રદ્ધા ન રાખવાથીજ લોકો ત્રાસ પામે છે. અરે નાસ્તિકો! અરે અશ્રદ્ધાળુઓ! બીજાના શરીરમાં જુદો આત્મા છે એમ તમે માનો છો ને? 'રામ' કદિ ઘડીઆળ રાખતો નથી, તે છતાં કદી પણ વખત ચૂકતો નથી! પ્રેમપ્રેરણાની સાથે ચાલવાને વખત પોતે બંધાયલોજ છે. પવનચક્કી બરાબર ગોઠવો એટલે ચારે બાજુએથી આવતો પવન તેને સહાયતા કર્યા વિના રહી શકશેજ નહિ. આવી રીતે પ્રકૃતિ પોતાની જાતેજ તમારે તાબે થશે. પ્રેમસ્વરૂપ બનશો એટલે સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થશે.

આપણા શિષ્ટાચાર અને આદરાતિથ્ય જોઈને દેવતાઓ મૂછમાં હસે છે. પોતાના સાથી નજીકના પાડોશી-આત્મા પ્રત્યે બેવફા રહીને આપણા દૂરના પાડોશી પ્રત્યે વફાદાર બનવાનો પ્રયત્ન કરવામાં આપણે કેવો લજ્જાસ્પદ પ્રતિજ્ઞાભંગ કરીએ છીએ! એક ભિખારી એક કુલીન સ્ત્રી પાસે ભીખ માંગવા આવ્યો, પરંતુ તે બિચારી કુલીન સ્ત્રીને તો ઘરબાર વગરના ભટકતા તે ભિખારીનું સ્વાતંત્ર્યજ ઇષ્ટ લાગ્યું. ભિખારીના ગયા પછી તેણે પોતાના પતિ આગળ બહાનું કાઢયું કે "મારી માતા ગુજરી ગયાનો પત્ર હમણાંજ મને મળ્યો છે, માટે મને પીયર જવા દો." પતિએ વિચાર કર્યો કે "સાસુજી અમારે માટે કાંઇ વારસો મૂકીને મરી ગયાં હશે, માટે રજા આપવામાં કાંઇ હરકત નથી." સ્ત્રીને તરત રજા મળી. તે સ્ત્રી સ્ટેશન પર ગઇ અને ટીકીટ લઈ આગગાડીમાં બેસી નજીકના સ્ટેશને ઉતરી પડી. પાંજરામાંથી છૂટેલા પક્ષીની પેઠે આનંદથી તે જંગલમાં ભટકવા લાગી. તેને ભૂખ લાગતાં ગામડીઆ ખેડૂત પાસેથી તેણે ખોરાક ખરીદ્યો અને તે ખાધો. રાત્રિ પડતાં ઘાસની ગંજીમાં ભરાઇ સૂઈ રહી. બીજે દિવસે સવારમાં ઉઠીને પણ એજ પ્રમાણે કરવા લાગી. પણ એટલામાં લ્યો, વળી તેણે આ શું અવાજ સાંભળ્યો! થોડીવારમાં તેણે પોતાના સ્વામીને પેલા ભિખારી સાથે ભટકતો દીઠો. પેલી સ્ત્રીની પેઠે તેના સ્વામીને પણ ઘરનો કંટાળો આવ્યો હતો, અને તેથી તે પણ બહારની મોજ લેવા નીકળી પડયો હતો. બેવફાઈ (Faithlessness)

કરનાર ગણાઇ જઇશું, એવી ધાકે બેમાંથી એકે એક બીજાની આગળ દિલ ખોલીને વાત કરી નહિ. બીજાને ખુશ કરવાના બધા પ્રયત્નો આવાજ સમજવા. તમારી જાત સાથે પ્રમાણિકપણે વર્તો એટલે તમે કોઇની સાથે અપ્રમાણિકતા કરી શકશો નહિ. દુનિયાની શરૂઆતમાં તેમજ આજે પણ દોષ છૂપાવવાની વૃત્તિ એજ સર્વ પાપોની માતા છે. બીજાની હાજરીથી સંકોચાવું એ ખરા દેવનો–અંતરાત્માનો દ્રોહ કર્યા બરાબર છે. અંતરાત્મા સાથે પ્રમાણિકપણે વર્તવાથીજ તમે જગતમાં પ્રકાશ ફેલાવી શકશો. પૂર્ણ અને ઉચ્ચ **પ્રકારનો સ્વાર્થ એજ ખરો પરમાર્થ છે.** ખરૂં જોતાં 'પરમાર્થ' શબ્દ જ ખોટો છે. **બીજા ઉપર આપણે ઉપકાર કરીએ છીએ એવી ક્ષુદ્ર ભાવના આપણા આત્માનું વિસ્મરણ કરાવે છે.** આખા જગતને કલ્યાણકારક એવો ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કાઢવામાં સર આઇઝેક ન્યુટને પરમાર્થનો વિચાર કર્યો નહોતો. આપણે ખોટી ભાષા વાપરવી છોડી દેવી જોઇએ. ડૉકટર જૉન્સન કહે છે કે "જો એક છોકરો એક બારીમાંથી જોઇને બીજી બારીમાંથી જોયાનું કહે તો તેને ચાબુકનો સપાટો લગાવો."

## પ્રેમ કે કાયદો ?

'રામ' અનુમાનથી બાંધેલા સિદ્ધાંતો કહેવા ઇચ્છતો નથી, તે તો ખરી બાબતોજ કહેશે. "કાયદાથી આમ કરવાની છૂટ છે" એમ જો કોઈ માણુસ કહે તો નક્કી સમજજો કે એ માણુસ કાંઇ લુચ્ચાઇ કરવા માગે છે. **જે પ્રેમસ્વરૂપ બની જાય છે તે પોતેજ ખરો કાયદો હોવાથી બીજા સર્વે કાયદાપર શ્રેષ્ઠતા ભોગવે છે.** વાસ્તવિક રીતે હું જાતેજ મારો કાયદો છું. મારાપર કાયદો ચલાવવો એ મારી અને કાયદાની વચ્ચે અંતર પાડવા જેવી વાત છે. છોકરૂં શ્વાસોચ્છ્વાસ લે છે, રમે છે, કુદે છે, ખાય છે, પીએ છે, દોડે છે, એ કયા કાયદાને આધારે ? આ ક્રિયાઓ અમલમાં મૂકવાને માટે શું કાયદા ઘડવા પડે છે ? છોકરાનું જીવન એજ શું તેનો કાયદો નથી ? બાળક સ્વતંત્ર પક્ષીની પેઠે ગાય છે, હસે છે, બોલે છે; પરંતુ તે ગાતું હોય ત્યારે જો કોઈ આવીને તેને ગાવાનું કહે છે તો તે ઉલટું પોતાનું ગાયન બંધ કરે છે ! "ગા" એમ કહેતાંજ હું અને ગાયન જુદી વસ્તુઓ છીએ એવી ભાવના પેલા બાળકના મનમાં પેદા થાય છે; અને આવી ભાવના પેદા થતાંજ તેની પ્રથમની સ્વાભાવિક મુદ્રા બદલાઇ જાય છે, તેના ચહેરાની પ્રફુલ્લતા ઉડી જાય છે અને તે સંકોચ પામે છે. જેની વૃત્તિ સ્વતંત્ર હોય છે તે પોતાના આત્મા સાથે પ્રમાણિકપણે વર્તે છે અને આત્મસંતુષ્ટ બને છે. જગતના સર્વે કાયદા તેનાથી ભિન્ન પડતા નથી પણ તેની સાથે જોડાઇ જાય છે. તે કોઇની ઈર્ષ્યા કરતો નથી, કોઇની નિંદા કરતો નથી, તેમજ કોઈનાથી નાસતો–ભાગતો ફરતો નથી.

રોગ શું છે ? પ્રેમને અભાવે ઉત્પન્ન થયેલી આપત્તિ; પડછાયો જોવાથી પેસી ગએલો ધાક; ધોળે દિવસે આવેલા સ્વપ્નથી ગભરાઇને બૂમ પાડવી તે. ખરૂં જોતાં ગભરાટ ઉત્પન્ન કરે એવી કોઇ વસ્તુ નથી. **સર્વ દિશામાં, સર્વ કાળમાં અને સર્વ દેશોમાં એકજ પરમતત્ત્વ ભર્યું છે અને તે તત્ત્વ મારો આત્મા જ છે તો પછી હું કઈ વસ્તુથી ડરૂં ?** રાત્રિ દિવસના જેટલીજ ઉપયોગી છે. તોફાન અને ગર્જના સૂર્યપ્રકાશના જેટલાંજ આવશ્યક છે. આખી રાતોની રાતો એક ક્ષણ પણ આંખ મીંચ્યા વગર પસાર થાય તોપણ 'રામ' બીજે દિવસે હમેશની માફક પ્રફુલ્લિત જ હોય છે; કારણ કે "ઉંઘ નથી આવી, ઉંઘ નથી આવી" એવો જે હૃદયમાં ઉદ્વેગ થાય છે તેથીજ થાક લાગે છે; ઉંઘના

અભાવે થાક લાગતો નથી. જ્યારે પ્રેમમૂર્તિને માટે ઉજાગરા કરવામાં આવે છે ત્યારે તે કેવા સુખદાયક લાગે છે ? જ્યારે ભૂખ લાગે છે ત્યારે ભોજન સ્વાદિષ્ટ લાગે છે, પણ જ્યારે ક્ષુધા-દેવી તૃપ્ત થએલી હોય છે ત્યારે ઉપવાસ પણ ભોજન જેટલોજ પ્રિય લાગે છે. વિરહાશ્રુનો વર્ષાદ વરસ્યા પછી આનંદનું પૂર અવશ્ય આવે છે, કારણ કે વૃષ્ટિના તોફાનપર પ્રેમદેવીની સ્વારી હોય છેજ. વિરહાશ્રુનો આનંદ હસાહસના આનંદ જેટલોજ સુખદાયક છે તો પછી હું કોનો પ્રતીકાર કરીશ ? જ્યારે હું સર્વત્ર વ્યાપી રહ્યો છું ત્યારે હું કોનાથી નાશી જાઉં અને ક્યાં નાશી જાઉં ? આહાહા !! કેવી નિઃસ્પૃહતા ? કેવી બેપરવાઇ ?

જ્યારે તાવ આવે છે ત્યારે હું બિલકુલ ગુસ્સે થતો નથી કે અકળાતો નથી. એક મિત્રની પેઠે તેનું સ્વાગત કરૂં છું અને કોઇ બીજી રીતે ન સમજાતાં આધ્યાત્મિક તત્ત્વો આ વખતે એકદમ હું સમજી શકું છું. બધુંજ આરોગ્ય છે; જાગ્રતાવસ્થા એ આરોગ્યનો એક અને નિદ્રાવસ્થા એ બીજો પ્રકાર છે. શાંતિમાં એક જાતનું સુખ છે, અને તાવથી શરીર બળે છે તે પણ એક જાતનો ફાયદોજ છે. ઇશ્વિરપર શ્રદ્ધા રાખવાને બદલે " શુભ–અભિલાષા " પર શ્રદ્ધા રાખવી એજ ખરો ધર્મ છે. ગમે તેવું ભયંકર તોફાન થાય તો પણ તે નિરોગી અને નિર્દોષ કાનને તો મધુર ગાયન સમાનજ લાગશે.

ઢોલ વગાડીને ઢંઢેરો પીટો કે જ્યાં સુધી ' અમુક કરશો અને અમુક ન કરશો ' એવી આજ્ઞાઓ ફરમાવીને અમારૂં કર્તવ્ય નક્કી કરવામાં આવશે ત્યાં સુધી ખરી પવિત્રતા અને આધ્યાત્મિક ઉન્નતિ થનાર નથી. આજ્ઞાર્થ બીજો પુરૂષ હમ્મેશાં આપણા મનમાં સંકુચિત વ્યક્તિત્વ જાગ્રત કરે છે, અને જ્યાં સંકુચિતપણું હોય છે ત્યાં ખરો આનંદ હોતોજ નથી. જ્યાં સુધી સંકુચિતપણું છે ત્યાં સુધી રાગ, દ્વેષ, મોહ, તિરસ્કાર, ચંચળતા, લોભાદિમાંથી મુક્ત થઇ શકાતું નથી. જ્યાં સુધી સંકુચિત દેહ અન્ય પદાર્થોથી ઘેરાઇને રહે છે ત્યાં સુધી આપણે ગુરૂત્વાકર્ષણના નિયમને શી રીતે અટકાવી શકીશું ? અર્થાત્ સંકુચિત દેહ (Limited body) નું અન્ય પદાર્થો આકર્ષણ કરશે જ. આકર્ષણ, પ્રતિસારણ (Repulsion) વગેરેની આંખમાં કેવી રીતે ધૂળ નાખી શકીશું ? પ્રકૃતિને શી રીતે છેતરી શકીશું અને બાહ્ય પદાર્થોની અસરોથી શી રીતે છૂટી શકીશું ? જુદી જુદી ઇંદ્રિયોનાં કામ જુદાં જુદાં હોવા છતાં સાધારણ મનુષ્યમાં ઐક્યની ભાવના હોય છે અને તેથી તે કહે છે કે " 'હુ' બોલું છું, જોઉં છું, સાંભળું છું" વગેરે. આ પ્રમાણેજ મુક્ત પુરૂષ આખા જગત સાથે ઐક્ય અનુભવે છે; અને વિશ્વાત્મસ્વરૂપ બની જાય છે. જેવી રીતે અન્નને પાચન કરવાની ક્રિયા તથા અવયવોની વૃદ્ધિ વગેરે ક્રિયાઓ એની મેળે થયા કરે છે તેવી રીતે મુક્ત મહાત્માની બીજી બધી ક્રિયાઓ આપોઆપજ થયા કરે છે. સર્વ ભેદોનો નાશ કરનાર આત્માની અનંતતાનો સાક્ષાત્કાર થતાંજ નદીઓ, પર્વત, તારા અને સમસ્ત વિશ્વ મારાંજ છે, અને પ્રેમરૂપે હું તેમનો સ્વામીજ છું, એવો અનુભવ થાય છે; અને મોહનો પડદો તૂટી જાય છે.

જ્યારે ભગવાન સૂર્યનારાયણ તપે છે ત્યારે આગીઓ બિચારો શો પ્રકાશ આપી શકશે ? જ્યારે બધી વસ્તુઓ મને સુંદરજ જણાય અને બધી વસ્તુઓ હું પોતે જ છું ત્યારે મારે કોઇની પાછળ દોડી મરવાની શી જરૂર છે ? સર્વ આકર્ષક વસ્તુઓની સાથે જેનું તાદાત્મ્ય થયું છે તેને મોહ પમાડનારી આખા વિશ્વમાં કયી વસ્તુ છે ?

પોતે ઇશ્વિરથી ભિન્ન છે એમ માનનાર, આત્મા સાથે આત્મઘાતક વર્તણુક ચલાવનાર,

સ્વયંપ્રકાશને માયાજાળમાં છૂપાવનાર દુષ્ટ અહંભાવરૂપ ચોરે કયું પાપ કીધું નથી અને કયું પાપ ભવિષ્યમાં કરશે નહિ?

No physical action good or evil,
No mental action virtuous or ill;
No shame or fame no praise or blame,
Could taint me e'er no kind of game.
Nothing but the flood of Glory,
" To whom shall I give thanks ?
To whom shall I turn and lookup ;
When bliss absolute,
When light immeasurable is manifest even in me ? "

**અર્થ**:—ભલું કે ભુંડું, સદાચરણી કે દુરાચરણી, કોઈ પણ પ્રકારનું શારીરિક કે માનસિક કાર્ય, કીર્તિ, અપકીર્તિ, નિંદા, સ્તુતિ, કોઈ પણ પ્રકારની ક્રીડાપરની આસક્તિ, મને-આનંદસાગરને બાધક થઈ શકશે નહિ. હું નિત્ય નિર્વિકાર સચ્ચિદાનંદરૂપ છું. જ્યારે સચ્ચિદાનંદ-અનંત પ્રકાશ મારા પોતાના આત્મામાંજ વિદ્યમાન છે ત્યારે મારે બીજાનો ઉપકાર માનવાની શી જરૂર છે? મારે કોની આગળ મદદને માટે હાથ ધરવાની જરૂર છે?

## શ્રમ અને પ્રેમ.

ગરીબ બિચારા મજુરને આત્મપોષક ખોરાક આપો, તેનાપર પ્રેમ કરો, એટલે તે તમારી પાસે ખોરાક પણ ન માગતાં તમારા માટે કામ કરશે. તમે મજુરને ચાહો એટલે મજુર તમારા કામને ચાહશે. પ્રેમથી પ્રેરાઈ થએલા કાર્યને શું તમે 'શ્રમ' નામ આપશો? ના, તે તો આનંદદાયક રમત છે.

કળા એટલે શું? જે વસ્તુનો આપણે સ્પર્શ કરીએ તેમાં સૌંદર્ય આણવું તે. પૃથ્વી ઉપર કે સ્વર્ગમાં એવી તે કયી વસ્તુ છે કે જે સૌંદર્યને શોધી કાઢીને પ્રકાશિત કરે છે? આહા! તે વસ્તુ પ્રેમ સિવાય બીજી કયી હોઈ શકે?

આપણા શ્રમ ઉપર પ્રેમપ્રભા પ્રકાશવાથી સુંદર ઉદ્યોગ બને છે, અને તેથી સુંદર કળાઓ ઉત્પન્ન થાય છે. વર્તમાનકાળમાં હિંદમાં કળાકૌશલ્ય સમ ખાવાને પણ કેમ રહ્યાં નથી? કારણ એજ કે કારીગરોને કોઇ ચાહતું નથી! ગરીબ બિચારા મહેનતુ કારીગરોને ઉત્તેજન આપવાને બદલે તેમને તેમનાં ઝુપડાંમાંથી હાંકી કાઢવામાં આવે છે!

**જ્યાં ઉદ્યોગનો તિરસ્કાર કરવામાં આવે છે ત્યાં પરિણામ શૂન્યજ સમજવું**, ત્યાં અવનતિ અને નાશ ડોકીઆં કર્યાજ કરે છે અને હુન્નર કષ્ટસાધ્ય વસ્તુ થઈ પડે છે. જ્યાં ઉદ્યોગને માન આપવામાં આવે છે ત્યાં ચૈતન્ય અને પ્રકાશ વાસ કરે છે; અને કૌશલ્ય વધે છે. હે પ્રેમદેવી! તારી શી સ્થિતિ થઇ છે? 'પ્રેમ' શબ્દનો એટલે સુધી વિપર્યાસ થઈ ગયો છે કે એ શબ્દનો ઉચ્ચાર થતાંજ લોકો " દિવ્યજ્યોતિ ' ને બદલે ક્ષુદ્ર ' વિષય-લાલસા ' અથવા ' મૂર્ખતા ' એવો તેનો અર્થ કરે છે! કેવી ભયંકર અધોગતિ! કેટલીક વખત લોકો 'પ્રેમભક્તિ' અને 'ઉપાસના' વિષે પુષ્કળ ગપ્પાં મારે છે; પણ આચરણમાં તો તેની ઉપયોગિતા એટલીજ છે કે કેટલાક સંસ્કૃત સ્તોત્રો મોઢેથી બોલવાં! આ સ્તોત્રોનો

અર્થ પણ તેઓ પૂરો સમજતા નથી; તો પછી તેમાંનું રહસ્ય અને સહૃદયતા તો ક્યાંથીજ સમજી શકે ? અને જ્યારે સમજે નહિ ત્યારે તે પ્રમાણે આચાર પણ શી રીતે કરી શકે ? શ્રદ્ધા ન હોય તો એકલી ભક્તિ શા કામની ? ભક્તિરસથી ઉભરાતા શ્રી ચૈતન્ય મહાપ્રભુની આ કેવળ ખોટી નકલો છે.

મંદિરોમાં ઉત્તમ તાલસુર સાથે દેશી ભાષાનાં પદો સંભળાય છે, પણ તેમાં આત્માને શુદ્ધ કરનાર એક પણ પ્રેમાશ્રુ જણાતું નથી.

બંધુઓ ! 'હું પાપી છું,' 'હું પતિત છું,' એવા શબ્દો બોલીને તમે ઈશ્વરને મૂર્ખ બનાવી શકશો નહિ, અને તેનો પ્રેમ પણ જીતી શકશો નહિ. જેવા તમે વિચાર કરો છો તેવાજ તમે થશો, જેવી તમારી મતિ છે તેવીજ તમારી ગતિ થશે. કર્મનો સખ્ત કાયદો તમને કદિ પણ છોડશે નહિ. જ્યારે તમે 'પાપી' અને 'પતિત' તરીકે પ્રાર્થના કરો છો ત્યારે તે તમને 'પાપી' અને 'પતિત' જ બનાવી મૂકશે. એ કાંઇ ભક્તિ નથી.

મારા ગરીબ શ્રીમંત બંધુઓ ! ઉંચાં ઉંચાં સંગેમરમરનાં મંદિરો અને તમે બનાવેલા પત્થરના વિષ્ણુઓ તમારા અંતઃકરણની અશાંતિ દૂર કરી શકશે નહિ. તમે દુઃખી છો એ હું જાણું છું. તમારો ગર્વ તે વાત તમને કબુલ કરવા દેતો નથી. **દેશના ભૂખ્યા નારાયણો અને મહેનતુ વિષ્ણુઓની પૂજા કરો.** ઉપયોગી કળાઓ અને ઉદ્યોગો શીખવાને માટે ગરીબ હિંદી વિદ્યાર્થીઓને અમેરિકા મોકલો કે જેથી તેઓ હિંદુસ્તાનમાં પાછા આવીને સેંકડો બલકે હજારો ભૂખે મરતાં માણસોને રોજી અપાવીને તેમને ભૂખમરાથી બચાવી શકે.

'લયલી અને મજનુન'નું પુસ્તક વાંચીને એક માણસે લયલીની છબી ફાડી લીધી. પછી તે તેને પોતાની છાતી સાથે લટકાવીને હમ્મેશાં પ્રેમથી ચુંબન કર્યા કરતો, અને કોઈ પૂછતું તો કહેતો કે " હું લયલીની સાથે પ્યારમાં પડયો છું ! " મૂર્ખા ! બિચારા મજનુનની પ્રાણપ્રિયાને આ પ્રમાણે ખુંચવી લેવાથી તારૂં શું વળવાનું છે ? મજનુનનો 'ગાઢપ્રેમ' તારા દિલમાં હશે એ અમે કબુલ કરીએ છીએ, પણ 'સ્ત્રી-પ્રેમામૃત' જો તારે ચાખવું હોય તો બીજીજ કોઇ જીવતી પ્રિયા શોધી કાઢ.

હિંદુસ્તાનના ભકતો ! ગોપીઓના અને ચૈતન્યના પ્રિયકર (ઈશ્વર) ને ખુંચાવી લેવાને તમે બધા એકે પગે તૈયાર થઈ રહ્યા છો, પણ ગોપીઓના અને ગૌરાંગના જેવો શુદ્ધ તથા ઉચ્ચ પ્રેમ તમારામાંથી કેટલા જણ ધરાવે છે ? પેલા સુંદર ગોવાળીઆને માત્ર પત્થરની મૂર્તિમાં ગોંધી રાખવાથી નહિ, પણ દિવ્યપ્રેમી ભગવાનને ચંડાળ, ચોર, પતિત વગેરે સર્વેમાં સમાનભાવે જોવાથીજ તમે ઈશ્વરના સાચા પ્રેમી બનશો.

રોદન, યાચના આદિ દીનવૃત્તિમાં ભક્તિ સમાએલી નથી. ભક્તિ એ એક પ્રકારની અનિર્વચનીય સમાનતા, અપ્રતિમ લાવણ્ય અને તીવ્ર વૈરાગ્ય છે. જે જે વસ્તુઓ જોઇએ તેમાં આપણા આત્માનુંજ દર્શન થાય એનું નામ ભક્તિ છે. સર્વ દૃશ્ય પદાર્થોમાં સર્વેશ્વરને જોવો એનું નામ ભક્તિ છે. સર્વત્ર સૌંદર્યનોજ અનુભવ કરવો અને 'હું પોતે પણ સૌંદર્ય છું' એવો નિશ્ચય કરવો એનું નામ ભક્તિ છે. **तत्त्वमसि 'તે તું જ છે'** એનુંજ નામ ભક્તિ છે.

Oh thief ! Oh slanderer ? Robber dear !
Come welcome, quick ! Oh don't you fear !
My self is thine; thine is mine.

Yes, if you never mind, please take away,
These things you think are mine.
Yes, if you think it fit,
Kill this body at one blow, or slay it bit by bit.
Take off the body, and what you may!
Be off with name and fame away!
Take off! away!
Yet, if you look, just turning round,
'Tis I alone, am safe and sound.
Good day! Oh dear! Good day!

**ભાવાર્થ:**—ઓ વ્હાલા ચોર–નિંદાખોર–લુંટારા ! આવ, જલદી આવ; હું ત્હારૂં સ્વાગત કરવાને તૈયાર છું. લેશ પણ ડર રાખીશ નહિ. મ્હારો આત્મા તે ત્હારો આત્મા છે; અને ત્હારો આત્મા તે મ્હારો આત્મા છે. હા, જો ત્હારી મરજી હોય તો બેશક તું જેને મ્હારાં કપડાં ધારે છે તે લઇ જા. હા, જો તેમ કરવું યોગ્ય ધારતો હોય તો ભલે તેમ કર. ગમે તો એકજ ઝટકે આ શરીરને કાપી નાંખ, જોઇએ તો એના ટુકડે ટુકડા કરી નાંખ. ત્હારે જોઇએ તો દેહ અને ત્હારે જોઇએ તો ગમે તે લઇ લે.. નામના અને કીર્તિ સાથે લઇ લે! લઈ લે અને દૂર થા ! તે છતાં પણ જો તું પાછો ફરીને જોશે તો હું અખંડ અને પૂર્ણ આરોગ્ય સ્થિતિમાં માલૂમ પડીશ. બંદગી ! જનાબ ! બંદગી ! નમસ્તે ! મહાશય ! નમસ્તે.

મુસલમાનો ! મને કાપી નાખવાની તમને રજા છે, પણ મ્હારૂં અંતઃકરણ તમારા પ્રત્યેના પ્રેમથી બળે છે. ખ્રિસ્તીઓ ! મ્હારા કથનનો ખોટો અર્થ કરવાની તમને છુટ છે, પણ હું તો તમને ચાહું છું. અંત્યજો–ભંગીઓ ! તમારાં મેલાં ગંદાં ઝુંપડામાં કોઇ નહિ આવે તો પણ 'રામ' ત્યાં આવવાને જરા પણ સંકોચ રાખશે નહિ.

કૃત્રિમ પ્રેમ અને કૃત્રિમ સહૃદયતા ધારણ કરવી એ ઈશ્વરનું અપમાન કર્યા બરોબર છે.

એક ખરા અગ્નિની જરૂર છે, તેની સાથે ક્ષુદ્ર વાસનાઓનો ધૂમાડો ભળ્યો હોય તેની ફિકર નહિ.

કોઇ તરુણના અંતઃકરણમાં સત્ય પ્રેમનો ભભુકો ઉઠતો હોય, પણ જો તે લૌકિકમર્યાદા, રીતરિવાજો, મીલનસારપણું, લજ્જા, કીર્તિ આદિ વ્યાવહારિક ડહાપણની સંતતિનો દાસ બની જાય તો તેના સત્ય પ્રેમના ભડકા ઉપર આ વસ્તુઓ છાલાં અને કોલસા જેવી અસર કરે છે; અર્થાત્ તેને સ્વતંત્ર રીતે બળવા દેતી નથી. બહારના ડોળડીમાકનો અંતઃકરણ ઉપર ભારે બોજો પડે છે, માટે તેનો ત્યાગ કરવો જોઈએ.

શુદ્ધસત્ય ! હું માત્ર ત્હારોજ સત્કાર કરૂં છું. તુંજ મ્હારો સખા, મિત્ર, પ્રિયકર, દેવ, સ્વામી અને આત્મા છે. રાજાઓ, કાયદાઓ અને જ્ઞાતિઓ ! ઈશ્વર તમારૂં ભલું કરો ! 'રામ'ને તેના માર્ગમાંથી જરા પણ ખસેડવાની તમારામાં શક્તિ નથી. તમારી ધમકીઓ, કૃપાઓ અને ક્રોધભરેલાં નયનો તમારી પાસેજ રાખો. અસંખ્ય સાર્વભૌમ રાજાઓ, આપખુદ નૃપતિઓ અને જહાંગીરી ચલાવતા બાદશાહો કરતાં સ્વેચ્છાચારી મહારાજાધિરાજ **સત્યદેવ** અધિક બળવાન છે.

એમ કહેવાય છે કે પનામા રેલ્વેના એક એક સાંધાએ એક એક આદમીનો ભોગ લીધો

છે. આ વાત સાચી હોય કે જુઠી હોય, પરંતુ એ વાત તો નિઃશંક સત્ય છે કે મનુષ્યોનાં મૃત હાડપીંજરથી બનાવવામાં આવેલા રસ્તાપર સ્વેચ્છાચારી **સત્યદેવ**ની પધરામણી થઇ હતી. **સત્યદેવ**ના દિવ્ય ચરણસ્પર્શથી જેમનાં મસ્તક પવિત્ર થયાં હોય તેમને ધન્ય છે!

જ્યાં સત્ય નથી, ત્યાં પ્રેમ પણ નથી. સ્વેચ્છાચારી **સત્યદેવ**નો મુખ્ય મંત્રી **પ્રેમ** છે. કદાચ **પ્રેમ** પોતે રાજા અને **સત્ય** મુખ્ય મંત્રી હશે અથવા બન્ને કદાચ એકજ વસ્તુ હશે.

"But God said,
There is smoke in the flame
I will have a purer gift
Deep, deep are loving eyes
Flowed with naphtha fiery sweet;
And the point is paradise
Where their glances meet.
Their reach shall yet be more profound
And a Vision Without bound.
The axis of those eyes sunclear
Be the axis of the sphere."

*Emerson.*

**ભાવાર્થ**:—અગ્નિની જ્વાળામાં તો ધૂમાડો છે, માટે હું તો તેથીએ ઉજ્જ્વલ વર આપીશ. ઉગ્ર અને સુંદર નખતેલ જેવાં અશ્રુથી ઉભરાતી પ્રેમપૂર્ણ આંખો ગંભીર અને ઉંડી હોય છે. આ નજર જે સ્થળે મળે છે તે સ્થળ નંદનવન બની જાય છે. તેમનું દર્શન વિકાસ પામતું પામતું આખરે અમર્યાદ બની જાય છે. આ નજર જે સ્થળે મળે છે તે સ્થળની આસપાસ આખું વિશ્વ ફરે છે.

પર્વતપરથી નીચે પડતા જળપ્રવાહો! તમારી ગર્જના ચાલુ રાખો. હે સાગર! તું પણ જોરથી ઘુઘવાટ કર્યા કર. ઓ મૃત્યુ! ઝાંખા તારાઓની નીચે ત્હારૂં મુખ ફાડી રહે. હે અંધકાર! તું સર્વત્ર વ્યાપી રહે. પણ ઓ મહાન હૃદયેશ્વર! ઘોર અરણ્યમાં, પ્રચંડ પર્વતોની ખીણો વચ્ચે, ઉંડા સમુદ્રને તળીએ, ભયંકર ગુફાઓમાં, સર્વત્ર તુંજ સંચરી રહ્યો છે. **ઓ સ્વેચ્છાચારી સત્ય!** ક્ષુધા સંતપ્ત પવનો અને તરંગો તો માત્ર ત્હારા કુતરાઓ છે. માત્ર તુંજ અવિનાશી, અમર શિકારી છે.

સમીસાંજના ઝાંખા પ્રકાશમાં ઈસુખ્રિસ્તે ગેલીલીના સરોવરમાં પોતાના શિષ્યોને તોફાન વચ્ચે હલ્લેસાં મારતા અને જીવતોડ મહેનત કરતા જોયા. પવન તેમને પ્રતિકૂળ દિશામાં ખેંચી જતો હતો; પરંતુ પ્રભુ ઈસુને કાંઈજ મહેનત કરવી પડી નહિ. 'પાણીપર પણ ચાલી શકીશ' એવી જેને દૃઢશ્રદ્ધા હોય તે માણસ તોફાનની વચ્ચોવચ્ચ પણ શાંતિથી કેમ ઉંઘી ન શકે? અહા! આનંદ! મ્હારી પ્રેમપ્રતિમા પવન અને તરંગોપર પણ સ્વારી કરી શકે છે.

જાપાનમાં દેવદાર વગેરેનાં વૃક્ષો ત્રણસેં વર્ષમાં પણ વધારે ન વધતાં માત્ર ડુંગળીના છોડ જેટલાંજ ઉંચાં થાય છે! તે વૃક્ષોને આવી સ્થિતિમાં રાખવાને બહારથી કાપવાની કાંઇ જરૂર પડતી નથી, અંદરથી મૂળ કાપ્યા કરવાથી બિચારા છોડ ઉંચા વધી શકતાજ નથી. કૃત્રિમ શિક્ષકો પુરુષ અને સ્ત્રીની સ્વાભાવિક વૃદ્ધિ આવીજ રીતે અટકાવે છે.

ઘેલા નીતિપ્રવર્તકો! ધાર્મિક સેતાનો! દૂર હઠો. તરૂણ પ્રજાને આજ્ઞા કરવાનો તમને કશો અધિકાર નથી. કોઇ પણ માણસને કાંઈ અધિકાર હોય તો તે માત્ર સેવા કરવાનોજ છે. પ્રકૃતિને જો પૂર્ણ સ્વતંત્રતા આપી દઇએ તો તે કદિ પણ ભૂલ કરશેજ નહિ. કાયદો

અથવા ઇશ્વર કે જેણે સૂક્ષ્મ જીવજંતુમાંથી મનુષ્ય જેવાં દૈવીપ્રાણી બનાવ્યાં તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવાને કાંઈ હરકત નથી.

ક્ષુદ્ર વૃત્તિને મનુષ્યોએ અદેખાઇથી 'પશુવૃત્તિ' એવું નામ આપ્યું છે; પરંતુ એજ 'પશુવૃત્તિ' (!) ના સંબંધમાં પશુઓ જેટલાં નિયમિત અને સ્વચ્છ હોય છે તેટલાં મનુષ્યો નથી હોતાં! એનું કારણ શું? કારણ સ્પષ્ટ અને ખુલ્લુંજ છે.

મનુષ્યોની પાછળ 'અમુક કરીશ' અને 'અમુક કરીશ નહિ' એવી આજ્ઞાનું ભૂત વળગેલુંજ હોય છે, જ્યારે પશુઓના સંબંધમાં તેવું કાંઈજ નથી. સેવા અને પ્રેમના વાતાવરણમાંજ વૃદ્ધિ થઈ શકે છે; આજ્ઞા કરવાથી અને ફરજ પાડવાથી વૃદ્ધિના મૂળનું છેદન થાય છે.

આપણે પુષ્પની વૃદ્ધિ કેવી રીતે કરી શકીએ છીએ? તેનાપર પ્રેમ કરવાથી. એક સ્ત્રીએ ઘણીજ પ્રતિકૂળ હવામાં સુંદર પુષ્પો ઉત્પન્ન કર્યાં. તે સ્ત્રીને કોઇએ પૂછયું કે "આવી પ્રતિકૂળ હવામાં તમે આવાં સુંદર પુષ્પો શી રીતે ઉત્પન્ન કરી શકયાં?" તેણે જવાબ દીધો કે "માત્ર પુષ્પપરના પ્રેમને લીધે." **પ્રેમ કરવાથી સાધનો તો આપોઆપ મળી આવશે.*** પ્રેમનો ગરમ પ્રકાશજ જીવન ઉત્પન્ન કરે છે. તે ઉદ્યોગપર સૌંદર્યનો ઓપ ચઢાવે છે, તથા આપણા કામમાં રમણીયતા અને મોહકતા લાવે છે.

પ્રેમને ભૂલથી આસક્તિ સમજશો નહિ. તમારી સ્ત્રી અને છોકરાં તમારા પ્રેમમાર્ગમાં કંટકરૂપ થવાને બદલે તમારા સમસ્ત વિશ્વપરના પ્રેમપ્રકાશનાં મધ્યબિંદુ થવાં જોઈએ. જીન પૉલ રાઇટર કહે છે કે "મારી જાતના કરતાં મારા કુટુંબપર હું વધારે પ્રેમ રાખું છું. કુટુંબ કરતાં દેશપર મારો પ્રેમ વધારે છે અને સમસ્ત વિશ્વપર તો મારો પ્રેમ સૌથી અધિક છે."

યુદ્ધમાં જતી વખતે લવ લેસે લ્યુકાસ્ટરને જે વચનો કહ્યાં હતાં તે (જરાક ફેરફાર સહિત) કહેવાં આ ઠેકાણે યોગ્ય લાગે છેઃ "જો દેશપર મારો વધારે પ્રેમ ન હોત તો હું ત્હારાપર આટલો બધો પ્રેમ રાખી શકત નહિ."

જેમ સૂર્ય દરેક વસ્તુને પોષણ આપે છે તેમ સાચો પ્રેમ આત્માનો વિકાસ કરે છે. જે પ્રમાણે હિમ સઘળી વસ્તુને બાળી મૂકે છે તે પ્રમાણે આસક્તિ અથવા મોહ આત્માને સંકુચિત બનાવી દે છે.

મોઝીઝની પહેલી આજ્ઞા એ છે કે "પ્રેમ સિવાય બીજો કોઈ ત્હારો ઈશ્વર નથી."

આ અદેખો પ્રેમદેવ લોભ અથવા મોહને પોતાનું ભવ્ય રાજ્યાસન ખુંચવી લેવા દેશે નહિ. પોતાનું એકનું એક બાળક મરી જવાથી એક બાઇ આક્રંદ કરવા લાગી. '**રામે**' પૂછયું: "એક સીદીના બાળકને દત્તક લઇને ત્હારા પોતાના બાળકની પેઠે સંભાળ લઇશ કે? બોલ, આમ કરવાને તું તૈયાર છે?"

પેલી સ્ત્રીએ જવાબ આપ્યો: "ના."

'**રામે**' કહ્યું: "ઈશ્વિરે ત્હારૂં બાળક લઇ લીધું તેનું કારણ એજ છે."

સર્વવ્યાપી પ્રેમ એજ સ્વર્ગનાં દ્વાર ઉઘાડવાની કુંચી છે, એકદેશી મોહ સ્વર્ગનાં બારણાં ખોલી શકશે નહિ.

---

* "क्रियासिद्धिः सत्त्वे भवति महत्तां नोपकरणे" (પ્રકીર્ણ.)
મહાપુરૂષોની ક્રિયાસિદ્ધિ સત્ત્વબળથી થાય છે, બાહ્ય સાધનોથી નહિ.

લોકો બીજા માણસોની કૃતઘ્નતા વિષે બડબડાટ કરે છે, કોઇનું જરાક કાંઇ કામ કર્યું હોય તો શાઇલૉકની પેઠે બળાત્કારે વ્યાજસહિત તેનો બદલો લેવાની દોડાદોડ કરી મૂકે છે; પરન્તુ ભાઇઓ ! જરા ધૈર્ય રાખો, જરા શાંતિ પકડો, ઈશ્વરને માત્ર એકજ હાથ નથી, સર્વ હાથો તેનાજ છે, બધી આંખો તેનીજ છે, અને બધાં મસ્તકોનો માલેક તેજ છે. જ્યારે કોઇ માણસની સાથે તમે વ્યવહાર કરો છો ત્યારે જે હાથે તેણે તમારી કોઇ ચીજ લીધી હોય તેજ હાથ તે ચીજ પાછી આપતી વખતે તે વાપરે છે કે નથી વાપરતો ? તમે એ વિષે કાંઇ ધ્યાન રાખો છો ? બીજો હાથ વાપરે તો તેમાં શું થયું ? તે તમારો ગ્રાહક હાથ નથી, પણ હાથનો માલેક છે.

તમારે ફક્ત ઈશ્વર સાથે કામ છે; મિત્ર અથવા શત્રુ જેવી દેખાતી છાયા સાથે કાંઇ કામ નથી. ઈશ્વર પોતાનું દેવું અદા કરવાનું કદિ ભૂલી જતો નથી. તમારૂં કોઈ પણ નિઃસ્વાર્થ કર્મ ઈશ્વરને દેણદાર બનાવે છે. લેતી વખતે તેણે જે હાથ વાપર્યો હતો તે હાથ કદાચ આપતી વખતે ન પણ વાપરે, પરંતુ કોઇ બીજા હાથ-માણસ-દ્વારા તે તમારૂં દેવું વ્યાજસહિત ચૂકવી દેશે. હે ચંચળ નાસ્તિક ! એટલો બધો કેમ અકળાય છે ? ત્હારા દૈવી આત્મા સિવાય બીજી કોઇ પણ વસ્તુ સમસ્ત જગત ઉપર સ્વતંત્ર સત્તા ભોગવતી નથી.

**મૂર્તિપૂજા** શું છે ? મિત્ર અને શત્રુ ભાસતાં સ્વરૂપોમાં વ્યક્તિત્વ, અસ્તિત્વ અને સત્યત્વ એટલે બધે અંશે માની લેવું કે જેથી એકજ ગુપ્ત વ્યક્તિ-અદ્વૈત પરમાત્માનું ભાન પણ ન રહે, એનું નામજ મૂર્તિપૂજા.

જંગલો, નદીઓ, સરોવરો અને લીલાંછમ શિખરોના રમણીય દેખાવોથી આપણામાં સ્ફૂર્તિ આવે છે, મન પ્રસન્ન તથા શુદ્ધ થાય છે, અને આત્મા તેમાં તલ્લીન થઈ જાય છે. એનું કારણ શું ? કારણ એજ છે કે આપણું સંકુચિત વ્યક્તિત્વ ભૂલી જવાય છે. શહેરોમાં માથે વ્હોરી લીધેલાં બંધનોથી ત્યાં મુક્ત થવાય છે; અને સુંદર વૃક્ષો અને પવિત્ર પાણી પોતાના અકૃત્રિમ સૌંદર્ય અને માધુર્યથી આપણને સંકુચિત થવાની ફરજ પાડતાં નથી.

ગુલાબનાં ઉદ્યાનોમાં અને આમ્રવૃક્ષની વાડીઓમાં જે દિવ્યતત્ત્વ છે તેજ તત્ત્વ જેઓ પુરૂષો અને સ્ત્રીઓમાં જુએ છે, તેઓ આ સમસ્ત જગતને સ્વર્ગીય નંદનવન માને છે. એવા આત્માઓને ધન્ય છે ! ધન્ય છે !



# ૮—राष्ट्रीय धर्म*

સૂર્યાસ્તનો સમય છે. દીર્ઘ નિઃશ્વાસ નાખતાં નાખતાં નીચેનું પદ્ય ગાવામાં આવે છે, અને અશ્રુપૂર્ણ નેત્રો સહિત લખવામાં આવે છે.

દૃષ્ટાંત એક દિન કે' મુજને થયું જે, દેખાય છે ફરી ફરી કહિ નેત્રથી આ;
તે સત્ય વા અનૃત તે સમજી શકું ના, 'તેને ન સ્વાસ્થ્ય' કહી એમ જતા જનો સૌ.
ધીમે ધીમે દિવસ અંત નજીક આવે, સંધ્યાસમીર વિરમે બહુ ખિન્ન ભાસે;
આકાશ મેઘ ઉદધિ સઉ તમ જ્યોતિ, જાણે ઉડયાં સળગી સૌ રવિ રક્ત કિરણો.
વ્હેતી જતી લલિત એ રમણીયતા હું, નિઃશબ્દ ત્યાં સ્થિર ઉભો નજરે નિહાળી;
ત્યાં તો થયું સ્મરણ દુઃખદ એ દિનોનું, તારુણ્ય, બાલપણ, સત્ય સમીપ આવ્યું.
પામે સહસ્ર કિરણ પશ્ચિમ અસ્ત જ્યારે, દુઃખે વિદીર્ણ હૃદય આ મમ થાય ત્યારે;
આવી ઉભો હૃદયમાં મમ ભૂતકાલ, ને મૃત્યુપાશ સહુ ચક્ષુ સમીપ દીસે.
ગામો સહુ ચમકતાં નવ જીવનેથી, ને શબ્દ મંગલ સ્વરો સમ ભાસતા એ;
ને રક્ત અર્ક કિરણ નેત્રવડે વિલોકું, વૃત્તાંતનેય થઇ ગયે બહુ દિન વીત્યા.
હું તો ફર્યો અહીં તહીં બહુ દૂર દેશે, તોયે ન ચિત્ત કંઈ સ્વસ્થ થયું હતું એ;
અદ્યાપિ કિન્તુ ડુબતાં રવિ પશ્ચિમે એ, ઉભરાય નેત્ર સલિલે દિલ ચૂર્ણ થાતું.
દૃષ્ટાંત એ વળી દિસે મમ નેત્ર સામે, આવી ઉભે જનની એ મમ હિન્દદેવી.

હે અસ્ત પામતા સૂર્ય! હવે તું હિંદુસ્તાનમાં ઉદય પામીશ. એ પ્રભાવશાળી દેશને કૃપા કરીને 'રામ' નો આટલો સંદેશો પહોંચાડીશ કે? મારાં આ પ્રેમનાં અશ્રુબિંદુઓ હિંદુસ્તાનનાં ખેતરોમાંનાં પ્રભાતસમયનાં શક્તિદાયક હિમબિંદુ બનો! એકાદ શૈવ જેમ શિવની, વૈષ્ણવ વિષ્ણુની, ખ્રિસ્તિ ખ્રિસ્તની અને મુસલમાન મહમદની લાગણીથી બળતાં અંતઃકરણે ભક્તિ કરે છે, તેમ શૈવ, વૈષ્ણવ, ખ્રિસ્તિ, મુસલમાન, પારસી, શીખ, સંન્યાસી, અંત્યજ અથવા હિંદમાતાનાં અન્ય અર્ભકો, એ સર્વરૂપે હું હિંદમાતાને જોઉં છું, અને ભજું છું. હે હિંદમાતા! મારી ગંગા! મારી કાલિદેવી! મારા ઈષ્ટદેવ! મારા શાલિગ્રામ! વગેરે તારાં સર્વ સ્વરૂપોની હું પૂજા કરૂં છું. જે દેવને હિંદુસ્તાનની મૃત્તિકા ભક્ષણ કરવાનો પણ અત્યંત પ્રેમ હતો તે (શ્રી કૃષ્ણ) ભક્તિ વિષે કહે છેઃ—

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

श्रीमद् भगवद्गीता. अ. १२–५

પ્રિય સખા કૃષ્ણ! ઠીક છે. એક ઘરડો બળદ, તૂટેલો ખાટલો, જૂની કુહાડી, ભસ્મ, સર્પો અને ભિક્ષાપાત્ર એટલુંજ જેનું પ્રાપંચિક ઐશ્વર્ય છે, એવા દિવ્યસ્વરૂપની અર્ચા

* સ્વામીજીએ આ અમેરિકામાં લખ્યું છે.

એજ મારો ઉપાસનામાર્ગ બનો. મહિમ્નસ્તોત્રમાં વર્ણવેલો **આ મહાદેવ છે? ના, ગરીબ ભૂખે મરતા હિંદી ખેડૂતના સ્વરૂપમાં સાક્ષાત્ નારાયણ એજ મારો ઉપાસ્ય દેવતા છે!** એવો આ મારો ધર્મ છે; અને કોઈ પણ હિંદવાસીઓનો એજ ધર્મ, એજ સર્વ સાધારણ પંથ, એજ વ્યાવહારિક વેદાંત અને એજ ભક્તિમાર્ગ હોવો યોગ્ય છે. **એકલી લૂખી લાગણી અથવા દિલસોજીજ ચાલશે નહિ. રાષ્ટ્રીયત્વની જુસ્સાદાર લાગણી ફેલાવવામાં હિંદમાતાના દરેક પુત્રે પ્રયત્ન કરીને મદદ કરવી જોઈએ.** બાળકો બાલપણામાંથી પસાર થયા સિવાય તારુણ્યમાં આવી શકતાં નથી. રોમેરોમમાંથી આખા રાષ્ટ્ર સાથેનું તાદાત્મ્ય સ્ફૂર્યા સિવાય સર્વરૂપ ઈશ્વિર સાથેનું પોતાનું ઐકય કોઇ અનુભવી શકતું નથી. દરેક ભારતપુત્રમાં હિંદમાતા વસે છે, એમ જાણીને દરેકે તેની સેવામાં તત્પર થવું જોઇએ. હિંદુસ્તાનમાં દરેક ગામ, શહેર, નદી, પશુ, પક્ષી અને આખા હિંદને દેવતા માનીને પૂજા કરવામાં આવે છે. હિંદમાતાના આ અનેક અંશાવતારના પૂજનથી પૂર્ણાવતારના પૂજનની સ્ફૂર્તિ થવાનો અને અખિલહિંદમાતાને દેવતા માનીને તેની પૂજા કરવાનો સમય શું હજી નથી આવ્યો? આપણે હિંદુલોકો દુર્ગાની પત્થરની પ્રતિમામાં પણ પ્રાણપ્રતિષ્ઠા કરી ચૈતન્ય ઉત્પન્ન કરી શકીએ છીએ તો શું સાક્ષાત્ દુર્ગાની પ્રતિમારૂપી હિંદમાતામાં ચૈતન્ય, તેજ અને પ્રાણ આણવાં ન જોઇએ? **હૃદયો એક થવા દો, એટલે મસ્તક અને બાહુઓ એની મેળે એકઠાં થશે.** સૌનું દિલ એક થતાંજ સૌને પરસ્પર બુદ્ધિ અને હાથની સહાય મળશે.

**श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥** श्रीमद् भगवद्गीता अ. १७-३

દરેક પુરૂષ પોતાની શ્રદ્ધાથી ઘડાએલો-બનેલો-હોય છે. જેવી શ્રદ્ધા તેવો તે બને છે, એમ જગદ્‌ગુરૂ શ્રી કૃષ્ણ પરમાત્મા કહે છે.

હિંદુસ્તાનના મારા પ્રિય કર્મકાંડી બંધુઓ! તમે તમારાં સર્વ શાસ્ત્રો અમલમાં મૂકો, અનેક પ્રકારના કડક પ્રતિબંધો ઢીલા કરો, **રાષ્ટ્રીય બંધુભાવ આગળ તીવ્ર જાતિભેદને ગૌણ માનો,** એમ તમને રાષ્ટ્રીય ધર્મ ફરમાવે છે. જે હિંદુસ્તાને એક વખત જગતના નિરાશ્રિતોને માટે પોતાનાં દ્વાર ખુલ્લાં રાખ્યાં હતાં, અને જુદા જુદા લોકો તથા દેશોને આશ્રય આપ્યો હતો, તેજ હિંદમાં આજે પોતાનાં બાળકોને સૂકી રોટલીનો ટુકડો પણ આપવાની શક્તિ રહી નથી; એ તમને દેખાતું નથી? સૌને યોગ્ય સ્થાન મેળવવાની છૂટ આપો. માથું ગમે તેટલું ઉંચું કરો; પરંતુ પગ તો એકજ 'સર્વ સાધારણ ભૂમિ ઉપર' રાખવા જોઇએ. એ ધ્યાનમાં રાખો. બીજો દુર્બળ અથવા રાજી હોય તોપણ તમારા પગ તેના માથા કે ખભા ઉપર મૂકશો નહિ.

તરુણ ભાવી સુધારકો! હિંદુસ્તાનના પ્રાચીન રીતરિવાજ અને ધર્મની નિંદા કરશો નહિ. કુસંપનું એક બીજ વધારે રોપવાથી હિંદી લોકોમાં ઐકય થઇ શકે તેમ નથી. હિંદુસ્તાનની આધિભૌતિક અવનતિનો દોષ, ધર્મ અને સાત્વિકપણા ઉપર મૂકશો નહિ. બગીચો લૂંટાઈ જવાનું કારણ કાંટા અને થુવેરની વાડનો અભાવજ છે. તે વાડ નવી કરો, પરંતુ સુધારાને નામે બગીચા વચ્ચે ઉગતાં ફળફૂલનાં ઝાડ ઉખેડી નાંખવાનો કુવિચાર કરશો નહિ. હે ઉપયોગી બળ અને કાંટાઓ! તમે તારક તત્ત્વો છો. હિંદુસ્તાનને તમારી જરૂર છે.

શૂદ્રોના શ્રમ કરતાં-સેવાધર્મની મોટાઇનું વર્ણન કરતાં-હું તમોગુણને, સત્ત્વ અને રજના

કરતાં ઓછા મહત્ત્વનો ગણતો નથી. મારૂં કહેવું એટલુંજ છે કે '**હિંદુસ્તાનમાં આપણે તમોગુણ વિરૂદ્ધ એટલું બધું બૂમરાણ મચાવી મૂકયું છે કે તેનો પ્રતીકાર કરવાથીજ આપણે તેની આપણામાં અતિશય વૃદ્ધિ કરી મૂકી છે.**' હવે તો આપણે તમોગુણનો ઉપયોગ કરતાં શીખીને તેને ઉજ્જવલ કરવો જોઇએ. મેલું ખાતર ઉપયોગમાં લીધા સિવાય જો આપણે ફેંકી દઇશું તો બગીચા શી રીતે તૈયાર થઈ શકશે?

તમોગુણ એ પાષાણ, કોલસો છે. તેના સિવાય રજોગુણરૂપી અગ્નિ અને વરાળ તથા સત્ત્વગુણરૂપી પ્રકાશ ઉત્પન્ન થતાં નથી. કોઈ પણ દેશમાં જેટલે અંશે તમોગુણનો પાયો મજબૂત હોય છે તેટલે અંશે હિલચાલથી ઉત્પન્ન થતા રજોગુણના અગ્નિ અને સત્ત્વગુણના પ્રકાશનું જોર વિશેષ હોય છે, એ સિદ્ધાંત આધુનિક મસ્તકવિદ્યા (Phrenology) ના સિદ્ધાંત સાથે બરોબર મળે છે. એ શાસ્ત્રમાં કહ્યું છે કે નૈતિક અથવા બૌદ્ધિક (બુદ્ધિ વિષયક Intellectual) ઈંદ્રિયોનો ગમે તેટલો વિકાસ થયો હોય, તોપણ તેજસ્વિતા અને ચારિત્ર્યની શક્તિઓને મનુષ્યની તામસી વૃત્તિનો મજબૂત આધાર મળ્યા સિવાય તે નિરૂપયોગી નિવડે છે, અને તેથીજ **હિંદુલોકો મહાદેવને** તમોગુણના સ્વામી કહે છે.

હિંદુસ્તાનના ઈતિહાસમાંના એક કટાકટીના સમયમાં આપણો જન્મ થએલો હોવાથી **દેશસેવા કરવાના પ્રસંગ જોઈએ તેટલા છે.** અને તેટલા માટે આપણે ઇશ્વરનો ઉપકારજ માનવો જોઈએ. આપણે ભાગે આવેલું કાર્ય લોકોત્તર કવિને પણ સ્ફૂર્તિ આપનારૂં અને ક્રાંતિકારક છે. કહેવત છે કે જે ખૂબ ઉંઘે છે તે સંપૂર્ણ તાજા થઇને ઉઠે છે. હિંદુસ્તાનને મહા ગાઢ નિદ્રા આવી હતી તેથી તેની જાગ્રતિ પણ તેવીજ લોકોત્તર થવાની છે. હિંદુલોકોમાં આપણે જે ઉત્પન્ન કરવું છે તે આજ છે.

**દોષ શોધવાની દૃષ્ટિ દૂર કરીને ગુણગ્રાહકતા વધારવી; બંધુભાવ, કાર્ય કરવાની વૃત્તિ, એકત્ર થવાની ટેવ અને મહેનતભરેલાં કાર્યો કરવાને માટે હિંદુઓને જાગ્રત કરવા; એ હાલ ઘણું આવશ્યક છે.**

અરેરે! એક પંથ બીજા ઉપર ટીકા કરવામાં અને તેનું ખંડન કરવામાં દેશની કેટલી બધી શક્તિનો બેપરવાઇથી દુરૂપયોગ કરે છે? હવે આપણામાં કઈ કઈ બાબતોમાં મળતાપણું છે, તે આપણે જોવું જોઇએ, અને તેનેજ વધારે મહત્ત્વ આપવું જોઇએ. કેટલાક લોકોપર આર્યસમાજ અસર કરે છે, પરંતુ સનાતન ધર્મની તેના ઉપર કંઈજ અસર થતી નથી. કોઇને બ્રહ્મોસમાજ ગમે છે તો કોઇને વૈષ્ણવપંથ સારો લાગે છે. મારા પંથથી મને આનંદ અને આત્મબળ પ્રાપ્ત થાય છે, તો પણ તેનાપર અશ્રદ્ધા રાખનાર મનુષ્યોને દોષ આપવાનો મને શો અધિકાર છે? તેમને સૌને આવવા દ્યો; પછી તે રહે કે જાય તેની મને શી પરવા છે? જે થાય તે હું થવા દઉં છું. હું કોઇના કાર્યમાં હાથ ઘાલતો નથી. મારે કે તમારે બધાં માણસોની લાગણીનો ઇજારો લેવાનો પ્રયત્ન શા માટે કરવો જોઇએ? મારો અધિકાર-પ્રેમ રાખનાર અથવા દ્વેષ રાખનાર ગમે તે હોય-સૌની સેવા કરવાનો છે. અશક્ત અને દુર્ગુણી છોકરાંઓજ માતાને વધારે પ્રિય હોય છે. જેઓ તમારા મતને મળતા નથી તે સઘળા શું ખોટા છે? તેમ હોય તો એમની પણ દેશને જરૂર છે. એકલા જમણા પગે કુદકા મારીને ચાલતો માણસ ખરેખર દયા ખાવા યોગ્ય છે. ઈશ્વિરની દૃષ્ટિથી (દિવ્યદૃષ્ટિથી) સર્વ વસ્તુઓ તરફ જોતાં શીખવું એજ ખરૂં શિક્ષણ છે.

**જોશો નહિ પ્રભુ! કદિ મુજ દોષ સામું, સમદૃષ્ટિ નામ સહુકો વદતાં તમારૂં;**
**ઇચ્છોજ માત્ર કદિ નાથ! તમે મને તો, ઉદ્ધારશો પતિતને પ્રભુ! ફક્ત સ્પર્શી.**

**દુર્ગંધી છેક જલ ખાડ મહીંનું કોઈ, અત્યંત નિર્મળ કદિ યમુના તણું વા;**
**ગંગા તણા પુનીત વ્હેણ મહીં મળીને, બન્ને સમાન બનતાં જનપાપ ધોવા.**
**કો લોહમૂર્તિ બની મંદિરમાં પૂજાયે, કે તેજ લોહતણી ખાટકી હસ્ત છુરી,**
**સ્પર્શે પરંતુ કદિ પારસ એમને જો, થાયે સુવર્ણ નકી તેજ ક્ષણે સમાન.**
**જોતા ન તેમ પ્રભુ! કદિ મુજ દોષ સામું, સમદૃષ્ટિ નામ સહુ કોઇ કહે તમારૂં.**

આપણા વ્યક્તિવિષયક અને સ્થાનિક ધર્મને રાષ્ટ્રીયધર્મ કરતાં વધારે મહત્ત્વ આપવું ન જોઇએ. સર્વ બાબતો યોગ્ય પ્રમાણમાં રાખવાથી સુખ અને કલ્યાણ થાય છે.

રાષ્ટ્રહિત સાધવાને બનતો પ્રયત્ન કરવો, એ વિશ્વની શક્તિઓ અથવા દેવદેવતાઓની પૂજા કર્યા બરોબરજ છે. હિંદદેવતાને માટે એવો યજ્ઞ દરેક જણે કરવો જોઇએ. એવા પ્રકારના યજ્ઞનેજ ગીતાનો નિમ્નલિખિત શ્લોક આધુનિક કાળમાં લાગુ પડે છે:–

**यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ।**
**भुञ्जते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥**

श्रीमद् भगवद्गीता अ. ३–१३.

ઈશ્વરપ્રાપ્તિ કરવી હોય તો સંન્યાસવૃત્તિ ધારણ કરો, એટલે કે સ્વાર્થનો પૂર્ણ ત્યાગ કરીને તમારૂં ક્ષુદ્ર વ્યક્તિત્વ હિંદમાતાના વિરાટ્ સ્વરૂપમાં મેળવી દો. આનંદ અથવા ઈશ્વર મેળવવા હોય તો રાષ્ટ્રોન્નતિના વિચારોમાં પોતાની સર્વ વૃત્તિઓનો ભોગ આપનાર બ્રાહ્મણ સ્વભાવ ધારણ કરો. આનંદપ્રાપ્તિ કરવી હોય તો દરેક ક્ષણે દેશને માટે પોતાથી બનતું કરવાની વૃત્તિ રાખવી જોઇએ. ઈશ્વરપ્રાપ્તિને માટે પોતાની સર્વ સંપત્તિ રાષ્ટ્રના ભંડાર તરીકે સાચવી રાખનારી ખરી વૈશ્યવૃત્તિ ધારણ કરવી જોઇએ. આ લોકમાં કે પરલોકમાં આનંદ અથવા રામ–આનંદઘનરામ–નો સાક્ષાત્કાર કરવો હોય અને તમારા મનમાંના અમૂર્ત ધર્મવિચારને મૂર્ત અને દ્રશ્ય સ્વરૂપ આપવું હોય તો એક કાળે પુણ્યશાળી શૂદ્રોને નીમી આપેલાં શારીરિક કષ્ટદ્વારા, તમારે તમારા હાથપગવડે આ સંન્યાસવૃત્તિ, તથા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની વીરવૃત્તિઓ ઉત્પન્ન કરવી જોઇએ. **સંન્યાસવૃત્તિનો અંત્યજોના હાથ સાથે સંયોગ થવો જોઇએ.** એ એકજ માર્ગ અત્યારે રહ્યો છે. ઉઠો જાગ્રત થાઓ.

બીજા દેશો પણ અત્યારે આખા જગત્‌ની બ્રહ્મભૂમિ હિંદુસ્તાનને પોતાના દ્રષ્ટાંતથી આ ધર્મ શીખવે છે. જ્યારે એક જાપાની તરૂણને પુત્રધર્મ પાળીને માતાની સેવામાં રહેવાને ( ગૃહધર્મ ) માટે સૈન્યમાં દાખલ કરવાની ના પાડવામાં આવી ત્યારે તેની માતાએ આત્મહત્યા કરીને ઉચ્ચ રાષ્ટ્રીયધર્મને માટે ઓછા મહત્ત્વના ગૃહધર્મનો ત્યાગ કર્યો.

અતુલ પ્રતાપી ગુરૂ ગોવિંદસિંહે રાષ્ટ્રીયધર્મને માટે વ્યક્તિવિષયક, પ્રાપંચિક અને સામાજિક ધર્મોનો જે ત્યાગ કર્યો તેમની બરોબરી કરનારાં બીજાં કયાં કર્મો મળી આવશે?

લોકોને સત્તાની મહત્ત્વાકાંક્ષા હોય છે. જ્યારે તમારૂં વ્યક્તિત્વ આખા રાષ્ટ્રના વ્યક્તિત્વ સાથે તાદાત્મ્ય પામે છે ત્યારે એવી કઈ પ્રચંડ અમર્યાદ શક્તિ છે કે જે તમારા હાથમાં આવી શકશે નહિ?

છેવટે મહમદ પેગંબરના સુંદર શબ્દોમાં એ શક્તિનો મને દાખલો આપવા દો:

"સૂર્ય મારા જમણા હાથ ઉપર અને ચંદ્ર ડાબા હાથ ઉપર આવીને બેસે અને બન્ને મને પાછો ફરવા કહે તો પણ હું તેમનું સાંભળવાનો નથી!"



# ૧૦—ચૈતન્યયુક્ત શાંતિ.

ઉડાઉ કુદરત દરરોજ લાખો ખનિજ પદાર્થો, લાખો વનસ્પતિઓ અને લાખો પ્રાણીઓનો અપવ્યય ( વિના કારણે વાપરવું તે ) કરતી ભાસે છે; પરંતુ તેથી ગભરાશો નહિ. પ્રકૃતિ અને 'રામ' દર કલાકે લાખો પ્રાણીઓ અને લાખો ખજાનાઓ ખરચી નાખવાની શક્તિ ધરાવે છે. વસ્તુ ક્યાં ખોવાઇ જશે ? તે ગમે ત્યાં જશે તો પણ મારી માલિકી છુટવાની નથી. પ્રાચીન કાળમાં જ્યારે **હિંદમાં પુષ્કળ ધન હતું ત્યારે તે મારા ડાબા ખીસ્સામાં હતું; હવે જ્યારે તે પશ્ચિમમાં ઘસડાઈ ગયું છે ત્યારે તે મારા જમણા ખીસ્સામાં આવ્યું છે.** હું સમુદ્રમાં છું. ભરતી અને ઓટ બન્ને મારાંજ છે. **શત્રુતા રાખવાથી અને વેર લેવાથી આપણું કલ્યાણ થશે નહિ; પણ આપણું કર્તવ્ય બજાવવાથી-પ્રેમ રાખવાથીજ કલ્યાણ થશે. 'પ્રેમ સર્વને જીતે છે'** એવું જે કહેવાય છે તે કાંઇ ખોટું નથી. વસ્તુની પાછળ દોડવાથી તેના ખરા માલેક થઈ શકાતું નથી. " કપૂર, કપૂર, ઉભું રહે, હું તને લેવા ઇચ્છું છું, " એમ કહેવાથી કપૂરનો એક ટુકડો પણ તમારા હાથમાં આવશે નહિ; પણ **પ્રેમથી આખી દુનિયાં તમારી છે, એવો અનુભવ તમને મળી શકશે.** માત્ર પ્રેમથીજ ખરા માલેક થઇ શકાય છે. બીજી માલેકીઓ ચોરી, લૂંટફાટ અને દૈવી કાયદાના ઉલ્લંઘનની હદમાં આવી જાય છે. જો કે મનુષ્યો સ્વાર્થપરાયણતાથી તેને યોગ્ય અને કાયદાસરની માલેકી, એવું નામ આપે છે.

નેવુ હજાર માણસોનાં માથાંવડે ઈરાનની જીતનો મહોત્સવ કરનાર **તૈમુરલંગ** નામના આપખુદ પાદશાહે એક વખતે **હાફેજ કવિને** પોતાની પાસે બોલાવી મંગાવ્યો. તે કવિએ પોતાના એક કાવ્યમાં એમ લખ્યું હતું કે " સનમ ( પ્રિયા )ના ગાલ ઉપરના તલને માટે હું **સમરકંદ અને બુખારા** એ બન્ને શહેરો ઇનામમાં આપી દઇશ. "

આ બન્ને શહેરો **તૈમુરલંગની** સત્તા નીચે હતાં, તેથી તેણે ઘાંટો કાઢી હાફેજને ધમકાવીને કહ્યું કે, " પોતાની પ્રિયાને માટે મારાં બે મોટાંમાં મોટાં શહેરો આપી દેવાની માગણી કરનાર જવાંમર્દ તુંજ છે કે ? " બહાદૂર કવિએ જરા પણ ડર્યા વિના જવાબ આપ્યો: " હા સાહેબ, આવાં ઉદારતાનાં કૃત્યો કરવાથીજ હું રંક થઈ ગયો છું. "

હજી પણ કવિ સાચું બોલ્યો નહોતો. તેણે એમ કહેવું જોઇતું હતું કે " પ્રેમદેવીને સર્વસ્વ અર્પણ કરવાથી મને એટલું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે કે હું બન્ને દુનિયા (સ્વર્ગ અને મૃત્યુ) આપી દેવાની શક્તિ ધરાવું છું, પરંતુ ઓ જુલ્મી પાદશાહ ! સંગ્રહ કરવાની દોડા-દોડમાં તેં તારો એક પગ અને ચિત્તની શાંતિ ગુમાવ્યાં છે; અને તે છતાં તારી કબર

જેટલી જમીન પણ તારી પાસે રહી નથી ! " **જે પ્રમાણમાં મનુષ્યની જરૂરીઆત ઓછી ત પ્રમાણમાં તેને વધારે શ્રીમંત સમજવો.**

ધર્મસંસ્થાપકો, કવિઓ, હુન્નરકળાના શોધકો અને તત્ત્વજ્ઞાનીઓ આદિ **સર્વેની પ્રેરણાનું મૂળ પ્રેમજ છે.** ફેર માત્ર એટલોજ છે કે કેટલાકમાં તે વધારે બહાર દેખાય છે; અને કેટલાકમાં થોડો બહાર દેખાય છે. કૃષ્ણ, ચૈતન્ય, તુલસીદાસ, શેકસ્પિયર, જીસસ અને રામકૃષ્ણ એટલા બધા તલ્લીન થઇ ગયા હતા કે તેઓ પ્રેમસ્વરૂપજ બની ગયા હતા. પ્રેમમાંથી વિષયાસક્તિ બાદ કરીએ તો એજ પ્રેમ પરમાત્માની જ્યોતિ છે. અરેરે ! કેટલાક બીકણ પુરૂષો અથવા ધર્મોપદેશકોમાં ' જ્યાં જ્યાં તારી દ્રષ્ટિ પડે છે ત્યાં ત્યાં તુંજ છે ' એવું જે પોતાની પ્રેરણાનું રહસ્ય છે, તે લોકોને છચોક કહેવાની હિમ્મત અને જ્ઞાન હોતાં નથી. લોકો ગ્રહોની પેઠે સત્યરૂપી સૂર્યની તરફ આતુરતાના વેગ સહિત દોડે છે. પ્રેમના આવા પ્રદર્શનથી તેઓ પેગંબરો બને છે ખરા; પણ થોડો કાળ વીત્યા પછી માધ્યમિક શક્તિને ( Centrifugal force ) લીધે તેઓ ગોળ ગોળ ફર્યા કરે છે, અને સૂર્યથી દૂરના દૂર રહે છે. આથી તેઓ જુદા જુદા પંથોની કક્ષામાં બંધાઈને ધર્મઘેલા ગણાઇ જાય છે. કેટલાકની કક્ષા સત્યરૂપી સૂર્યથી ઘણે દૂર હોય છે, અને કેટલાકની ઘણી પાસે હોય છે. ' રામ ' આ ધાર્મિક ગૃહમંડળ ઘણા ઉલ્લાસથી જુએ છે, પણ પતંગીઆની પેઠે પ્રકાશની એટલો પાસે જાય કે જેથી હું-તું, મારૂં-તારૂં ઇત્યાદિ અહં-મમત્વના સર્વ ભાવો બળી જાય અને સર્વ તેજના તેજમાં પોતાનો દેહ પણ મળી જાય. આવું ઉપનિષદ્‌નું અસિધારાવ્રત પાળનાર કોઈ જણાઈ આવતો નથી.

સુધારા( Civilization )નાં બાળકો ! તમારાં વિજ્ઞાનશાસ્ત્રો અને કળાઓનો અમે સ્વીકાર કરીએ છીએ, પણ કૃપા કરીને તેને બહુ છાપરે ચઢાવશો નહિ. **પ્રેમ એ સૂર્ય છે, અને દુનિયાનાં શાસ્ત્રો તેની આસપાસ ફરનારા ગ્રહો તથા ઉપગ્રહો છે.**

મનુષ્ય સાથે ઘણે દૂરનું સગપણ ધરાવનાર ખનિજ પદાર્થો અને પત્થરો વિષે ભૂસ્તરવિદ્યા વિવેચન કરે છે. વનસ્પતિશાસ્ત્ર વળી તેથી જરા ઉંચા વિષયનું વિવરણ કરે છે. ખગોળવિદ્યા માણસથી ઘણે દૂર રહેલા તારાઓ સંબંધી જ્ઞાન આપે છે. શરીરશાસ્ત્ર ( Physiology) માણસના બાહ્ય હાડપિંજર અને અસ્થિનું જ્ઞાન આપે છે. માનસશાસ્ત્રમાં ફક્ત મનના જુદા જુદા વ્યાપારો જણાવ્યા છે. પણ પ્રેમશાસ્ત્ર તો મનુષ્ય તેમજ પ્રકૃતિના પરમ તત્ત્વની સમજ આપે છે. એ વિદ્યા તો એક કળા પણ છે, અને શાસ્ત્ર પણ છે. શાસ્ત્રીય સૂર્ય તો એક મહાન સૂર્યના પ્રેમરૂપી અગ્નિના અથવા **एकमेवाद्वितीयम्** એ તત્ત્વના માત્ર તણખા છે.

જ્યારે નાનો ફ્રેંકલીન પતંગ ઉડાવતો હતો ત્યારે તેનો બાપ બેન્જામીન દોરીમાં ખોસેલી લોહચુંબકની સોયને ધારી ધારીને જોતો હતો. તે અવલોકન કરવામાં એવો તો લીન થઈ ગયો હતો કે પૃથ્વીથી પોતાની જાતને જુદી ધારતોજ નહોતો. જ્યારે માણસ અમુક કાર્યમાં આટલો બધો તલ્લીન થઇ જાય ત્યારે તેની આસપાસની સઘળી ચીજોસાથે શું તેનું તાદાત્મ્ય નથી થતું ? શું તે એક પત્થરના પુતળા જેવો નથી બની જતો ? પ્રકૃતિના અંતઃકરણની સાથે તેનું અંતઃકરણ મળી જાય છે, અને આથી કરીને પ્રકૃતિનું ગુહ્ય તે તેનું ગુહ્ય બની જાય છે. પૃથ્વીપરના વિજળીના તણખાઓની સાથે આકાશની વિજળી એકતા ધરાવે છે,

એવી તેને જોતાંજ આપણી ખાત્રી થઇ જાય છે. બાહ્ય પ્રકાશ જોતાંજ આપણી ખાત્રી થાય છે કે તે આંતરિક પ્રકાશ સાથે એકતા ધરાવે છે.

બે મનુષ્યો વચ્ચે જ્યારે પ્રેમ અથવા અદ્વૈતભાવના ઉત્પન્ન થાય છે, ત્યારે ભેદભાવનાની માયા ટળી જાય છે. એકની લાગણીઓ બીજાની લાગણીઓ બને છે; એકનો વિચાર બીજાનો વિચાર બને છે; અને પરોક્ષ દર્શન (Clairvoyance) સપ્રમાણ સિદ્ધ થઇ શકે છે.

**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ।**

જેવી રીતે એક દોરામાંજ જુદા જુદા મણકાઓ પરોવાયલા હોય છે તેવી રીતે મારામાંથીજ આ સઘળું વિસ્તાર પામ્યું છે.

જે જે તણી પ્રીતિ ધરે, તે તે ખરેખર તું બને;
યદિ દેવપર પ્રીતિ કરે, સાક્ષાત્ પરમાત્મા બને.
જો ધૂળ પર દૃષ્ટિ કરે, શું ધૂળ વિણ બીજું બને ?

આહાહા ! આપણા પોતાના અંતઃકરણનો ખોરાક કેવો પુષ્ટિકારક, કેવો સ્વાદિષ્ટ અને કેવો સુખદાયક છે ! એના જેટલો સ્વાદ બીજી કોઇ વસ્તુમાં નથી. 'રામ' એ ખોરાકની સાથે કોઇ કોઈ દિવસ થોડું દૂધ પીએ છે, તે સિવાય બીજું કાંઇ ખાતો નથી.

આકાશમાં યામિનીસ્વામી, શાંત ઊગ્યો તે જુઓ !
નરનાર સૌ તેને વિલોકી તાપ પોતાના ખુઓ !
તવ મુખપંકજ-સુધા સેવી નિત્ય કુમુદબંધવા !
મુજ હૃદયના તાપો શમાવી સફળ માનું જીંદગી !
ના શસ્ત્રવૈદ્ય બોલાવશો ના ભિષગ્વરને તેડશો,
આનંદમય ભાસે બધું દુઃખ મુજને તો સર્વથા.
હે નગરના તું નગરજન ! સ્વીકાર મારી બંદગી,
તે નગરની જાહોજલાલી છે તને મુજ બંદગી.
હે ગગનચુંબિત ગિરિશિખર આદર તું પામે હૃદયમાં,
હે ભભકભરિત રીતિરિવાજો દૂર હો તમ દૂર હો.
સદ્ગુણ ને દુર્ગુણ, ધારા, પંથ, શાંતિ, યુદ્ધ સૌ,
મિત્રો અને શત્રુ બધાં બંધન અને સંબંધ સૌ;
મિલકત અને આસક્તિ કે વળી સત્ય કે અનૃત હો,
નિશા અને દિન દેશ કાળ તથા ભર્યો સંસાર હો;
એ સર્વ વસ્તુને પ્રણામો હું કરૂં છું હૃદયથી,
મારૂં ભર્યું છે હૃદય આ બસ પ્રેમથી બસ પ્રેમથી.
પુષ્પો અને સંગીત તેજોમય બધાં જે કિરણ છે,
હું તે પ્રતિના પ્રેમથી મસ્તાન ને ગુલતાન છું.
રાત્રિ અને દિન એ બધું સ્નેહી સ્વરૂપે ભાસતું,
તિમિર તેજસ્વીપણું સૌ એકરૂપે ભાસતું.
આનંદની લહેરો મહીં ઝોલાં સુખેથી ખાઉં છું,
આનંદ ને આનંદનાં ગાયન સદોદિત ગાઉં છું.

મૂકો મને એકાંતમાં યારો તમે સૌ દૂર હો,
બસ દૂર હો, બસ દૂર હો, બસ દૂર હો, બસ દૂર હો.
શરમાળ મુગ્ધા જે સમે મુખ 'હા' ભણીને હાથ દે,
પિતા અને માતા ભગિની ભ્રાતની વિદાય લે;
હા ! હા ! સમય સંતાપનો કેવો હૃદયમાં લાગતો,
ગદ્દગદિત સરતા શબ્દ આખો દેહ રોમાંચિત થતો.
તેજોમયી સંસારમાં દાખલ થતાં આદર તને !
દર્શન પ્રભુનું જે પ્રમાણે અતિ આદરથી ભર્યું;
છેલ્લાં વચન મારાં સદા તારા સ્મરણમાં રાખજે,
"ગદ્દગદિત સરતા શબ્દ આખો દેહ રોમાંચિત થતો."

પ્રેમી મનુષ્યને મન મોટી, નાની, સુંદર, કદરૂપી, શ્રેષ્ઠ, કનિષ્ઠ, આકર્ષક, અનાકર્ષક, સઘળી વસ્તુઓ એકજ જીવતી પ્રેમપ્રતિમાનાં જુદાં જુદાં ચિત્રો છે, અને સઘળી વસ્તુઓમાં એકજ આત્મા રહેલો છે, તથા તેને આ બધી વસ્તુઓ એકજ હૃદયેશ્વર-પરમાત્માના જુદા જુદા શૃંગારો છે, એમ લાગે છે.

આહાહા ! આ કેવો મોટો સૌંદર્યસાગર ! પ્રેમનો કેવો મોટો ઉદધિ ! પ્રિય ! તમને પોતાની પ્રિયાના કાળા વાળ, તેના ધવલ-તેજસ્વી ચહેરા જેટલાજ આકર્ષક અને સુંદર લાગે છે, તેવીજ રીતે 'રામ' ને રાત્રિ દિવસના જેટલીજ સુખદાયક લાગે છે; મૃત્યુ જીવનના જેટલુંજ મધુર લાગે છે; અને શત્રુઓ મિત્રોના જેટલાજ પ્રિય લાગે છે.

જેની મિલકત ચોરાઈ ગઇ હોય તે માણસ કેવો સુખી છે ? સંસારબંધનમાંથી છુટો થતાં જે પરમાત્માની સાથે નિકટ સંબંધમાં આવી શકે એવો હોય તેની સ્ત્રી નાસી જવાથી ઉલટો તે વધારે સુખી થઇ શકે છે. મુસલમાન લોકોના શાસ્ત્રમાં એક એવી વાત છે કે એક વખત ઇબ્રાહીમને સમુદ્રપર્યટન કરવાની ઇચ્છા થઈ. ખિઝરા અથવા વરુણ દેવતાએ તેના વહાણના પોતે કપ્તાન થવાની માગણી કરી. પ્રથમ તો ઇબ્રાહીમે ભોળપણથી તે માગણીનો સ્વીકાર કીધો, પણ પુનઃ વિચાર કરીને તેણે વરુણને કહ્યું: "હે ઉદાર બંધુ ! મને માફ કર; હું મારા વહાણમાં કેપ્ટન માગતોજ નથી. **પ્રેમરૂપી ઈશ્વરજ મારૂં વહાણ ચલાવે એ મને અધિક પ્રિય છે.** તારા હાથમાં હલેસું આવશે એટલે જહાજ સુરક્ષિત રીતે જશે, પણ મારે એટલી સુરક્ષિતતાની જરૂર નથી. **આથી મારે તારાપર અવલંબી રહેવું પડશે અને ઈશ્વરનો પૂર્ણ રીતે ભરોંસો રાખવાના માર્ગમાં તું પડદા રૂપે નડશે.** કૃપા કરીને મારી અને ઈશ્વરની વચ્ચે તું ઉભો રહે નહિ. મારા બંધુ ખિઝરા-પર આધાર રાખવા કરતાં **ઈશ્વરપરજ સઘળો બોજો નાખવામાં મને અધિક આનંદ થાય છે."**

વિયોગથી બેહોશ થઇ ગયેલો આશક બોલે છે કે "વિદ્યુલ્લતે ! તું ચમકયા કર ! તારી મેઘગર્જના ચાલુ રાખ. હે વાવાઝોડા ! તારૂં તોફાન જારી રાખ ! હે પવન ! તારૂં ફુંકાવું ચાલુ રાખ ! હું તને ધન્યવાદ આપું છું ! હે સ્વર્ગીય મેઘગર્જના ! તું મારી સુકુમાર પ્રિયાને ભયભીત કરીને એક ક્ષણવાર પણ ગાઢ આલિંગન દેવાને માટે મારી પાસે લાવે છે !

જીંદગીના કડવા અનુભવો (આપત્તિ, સંકટો) કેવા મિષ્ટ છે? માત્ર જીંદગીની આ સર્વ દ્રાક્ષોમાંથી ઈશ્વરપ્રેમવિરહરૂપી કષાય મધુર મદિરા આપણને કાઢતાં આવડવું જોઈએ.

Take my life and let it be Consecrated Lord to thee
Take my heart and let it be Full saturated Love with thee;
Take my eyes and let them be Intoxicated, God with thee,
Take my hands and let them be Engaged in sweating Truth for thee.

**ભાવાર્થ:—** **હરિગીત વૃત્ત.**

**લો જીંદગી આ, મૃત્યુ થઇને આપને અર્પણ થજો;**
**લો હૃદય આ, તારા પ્રતિનો પ્રેમ અંગે વાધજો;**
**લો અક્ષી આ, તારા નિશાથી તે સદા ભરપુર હજો;**
**લો હસ્ત આ, શુભ કાર્યથી પ્રસ્વેદ શ્રમનો છુટજો.**

પ્રિય પાઠકગણ! તમને કદિ નિષ્કામ પ્રેમ કરવાનો, સર્વસ્વ અર્પણ કરવાનો, પ્રેમથી બદ્ધ થવાનો—ના, ના, મુક્ત થવાનો અનુભવ પ્રાપ્ત થયો છે? જો એ અનુભવ હશે તોજ તમે નીચે જણાવેલા વિચારો જેવા વિચારોનું તારતમ્ય સમજવાને શક્તિવાન થશો.

**કરો મોજડી આ ત્વચાની રૂપાળી, પ્રભો! સ્નાયુને વાપરો દોરી જાણી;**
**વળી ઓષ્ઠપર આપ સ્વચ્છંદ ચાલો, અને વિરહે દુઃખીને સુખ આપો;**
**પ્રભુ આપના ચરણનો દાસ હું છું, સ્વીકારો વિભુ દાસનો દાસ હું છું.**

**અર્થ:**—પ્રભો! મારા દેહની ચામડીના જોડા કરાવો અને હૃદયની શિરાની દોરી બનાવો. આપના ચરણકમળનો સ્પર્શ કરવાને ઉત્સુક બનેલા (વિરહથી દુઃખી થએલા) મારા ઓષ્ઠની સાથે તમારા ચરણનો સ્પર્શ થવા દો. પ્રભુજી! હું તમારા ચરણનો દાસ છું.

એવું કયું કામ છે કે જે પ્રેમના યોગથી શોભીતું અને સુંદર ન બને? જ્યાં પ્રેમ છે ત્યાં નાના-મોટા, ઉચ્ચ-નીચ, કશાનો ભેદ રહેતો નથી. જ્યારે કોઈ પણ કામ પ્રેમથી પ્રેરિત થઇને આપણે કરીએ છીએ ત્યારે તે અતિશય દુષ્કર હોય તો પણ આપણને સ્વર્ગીય લાગે છે. સ્વાર્થ-બુદ્ધિથી અતિ ઉચ્ચ સ્થિતિ પણ ત્રાસદાયક અને કંટાળાભરેલી લાગે છે. તમે ગમે તેવી સ્થિતિમાં હો, પણ પ્રેમ તેને મધુરજ બનાવશે. **સર્વ દુઃખો, આફતો, ચિંતાઓ અને વિપત્તિઓ માત્ર સ્વાર્થબુદ્ધિમાંથીજ** ઉત્પન્ન થાય છે. અતિશય દુઃખદ સ્થિતિપર પણ પ્રેમ કરશો તો તેમાંનું દુઃખ કયાં રહેનાર છે? **આપણાં સઘળાં દુઃખો, આપણા સઘળા સંતાપો, પ્રેમરૂપ પ્રિયાએ પોતાને આલિંગન દેવાને-આપણને જાગ્રત કરવાને માટે કરેલાં અડપલાંજ છે.** હલાવવું, ઢંઢોળવું અને અચકાવવું એ મીઠી પ્રેમપ્રિયાનાં અડપલાંજ છે. **પ્રત્યક્ષ શ્રીહરિ ઈશ્વર પ્રેમથી તમને** જગાડે છે **ત્યારે ઉઠો, જાગ્રત થાઓ.**

Dost hear the palm trees sighing? It is my heart that sighs
To hear the lips replying, And gaze into thine eyes,
Then wake, awake; Sweet love! see here, I bend to thee awake awake!

Dost see the Himalayan snows, That grow and never tire?
They can not cool my burning love or quench my soul's desire,
Then wake awake! Dost hear the Ganges river,
It's sacred waters roll? But deeper flows for ever,
The passion of my soul, Then wake awake!

ભાવાર્થ:—

તારે મુખેથી શ્રવણ કરવા એક ઉત્તર તાહરો;
કે અક્ષી સાથે અક્ષી મેળવવાજ નિશ્ચય માહરો.
શું સાંભળે છે તાડપત્રોને નિસાસો નાંખતાં?
નિ:શ્વાસરૂપે દ્રવી ગયો એ તું સ્મરણમાં આવતાં!
રે જાગ લાડકડા વીરા, રે જાગ લાડકડા વીરા,
હું નમન કરૂં છું તુજને, મુજ પ્રાણથી અદકા વીરા.
તે ઉગ્ર મારા પ્રેમને શાંતિ નહિ કંઈ આપશે,
આત્મા તણી ઇચ્છા નહિ તે શાંત કહિએ પાડશે.
શું જુએ છે તું સતત પડતા હિમ આચ્છાદિત ગિરિ?
ના ના નહિ તે કરી શકે કદિ એવી મારી નોકરી.
રે જાગ લાડકડા વીરા, રે જાગ લાડકડા વીરા,
હું નમન કરૂં છું તુજને, મુજ પ્રાણથી અદકા વીરા.
શું સાંભળે ગંગાતણાં ખળખળ વહેતાં નીર તું,
પણ સતત વહે છે આ હૃદયમાં એથી ઉંડી લાગણી.
ઉંડી વહો, ઉંડી વહો છો, એજ મારી માગણી,
એ લાગણીના પાશથી શુદ્ધાત્મ બનજે વીર તું.
રે જાગ લાડકડા વીરા, રે જાગ લાડકડા વીરા,
હું નમન કરૂં છું તુજને, મુજ પ્રાણથી અદકા વીરા.





# ११–उत्कर्षनुं रहस्य.

એક વાર એક માણુસે ત્રણ છોકરાઓ વચ્ચે એક બેઆની આપી. ત્રણેએ બજારમાં જઇ કંઇક સારૂં ખાવાનું લેવાનો ઠરાવ કર્યો. તેઓમાં એક છોકરો હિંદી, બીજો અંગ્રેજ અને ત્રીજો ઈરાની હતો. તેમાંના કોઇને એક બીજાની ભાષા આવડતી નહોતી, તેથી શું ખાવાનું લેવું એ વિષે વાદ થયો. અંગ્રેજ છોકરે 'વૉટરમેલન (watermelon)' લેવાનું કહ્યું: હિંદી છોકરો કહેઃ "છટ્ મેરેકું તો હિંદવાના ચહીયે;" ત્યારે ઈરાની છોકરો કહે "નહિ નહિ મુઝે તો તરબુચ હી હોના."

એ પ્રમાણે શું લેવું એ ઘણી વાર સુધી નક્કી થઈ શક્યું નહિ. બીજાને શું ગમે છે તેની પરવા ન કરતાં પોતાને જોઇતું હતું તેજ લેવું એવી સૌએ હઠ ધરી; અને તેથી તેમની વચ્ચે કજીઓ થયો. એવી રીતે લડતાં લડતાં તેઓ રસ્તે જતા હતા એટલામાં ઈંગ્રેજી હિંદી અને ફારસી ત્રણે ભાષા જાણનાર એક માણસે તેમને જોયા. તેઓને લડતા જોઇને તેને ઘણું આશ્ચર્ય થયું અને ગમ્મત પડી. તેણે તેમની પાસે જઇને કહ્યું: "છોકરાઓ, તમારો કજીઓ હું પતાવું છું."

ત્રણેએ તેનું કહેવું કબૂલ કર્યું. તેમની પાસેથી તે માણસે બેઆની લઈ તેમને દૂર રસ્તે એક બાજુએ જઇ ઉભા રહેવા કહ્યું, અને પોતે પાસેના બજારમાંથી એક મોટું તરબુચ તે બેઆનીનું લઈ આવ્યો. તે ગુપચુપ સંતાડીને પેલા છોકરામાંથી એકેકને પાસે બોલાવ્યા. પ્રથમ પેલા અંગ્રેજ છોકરાને બોલાવ્યો અને તેને ખબર ન પડવા દેતાં પેલા તરબુચના ત્રણ સરખા કકડા કરી એક તેને આપ્યો, અને કહ્યું કે "તારે આજ જોઇતું હતું ને?" તે છોકરો ઘણોજ ખુશી થયો, અને 'હા! મારે એ જ જોઈતું હતું,' એમ કહી આનંદ પામતો પામતો નાચતો કુદતો ચાલ્યો ગયો.

પછી તે માણુસે પેલા ઈરાની છોકરાને બોલાવ્યો અને પેલા તરબુચનો બીજો કકડો તેને આપીને "તારે આજ જોઈતું હતું ને?" એમ પૂછ્યું. પેલો છોકરો તરબુચ જોઇ અત્યંત ખુશી થઇ ગયો અને "આજ મારૂં તરબુચ, આજ મારે જોઇતું હતું," એમ કહી ખુશ થતો તે લઇ ચાલ્યો ગયો.

પછી તેણે પેલા હિંદી છોકરાને બોલાવ્યો અને ત્રીજો ટુકડો આપી "આજ તારે જોઇતું હતું ને?" એમ પૂછ્યું. તે છોકરો પણ એ જોઈ ઘણો સંતુષ્ટ થયો અને "હા આજ મારે જોઇતું હતું, યહી મેરા હિંદવાના" એમ કહી ચાલ્યો ગયો.

હવે આ કજીઓ શા કારણથી ઉત્પન્ન થયો હતો? છોકરાઓ વચ્ચે એ ટંટો થવાનું મૂળ કારણ શું? નામભેદ. નામમાં ફેરફાર એટલું જ ને? નામભેદ કહાડી નાખો, નામભેદના પડદાની પાછળ જુઓ, એટલે વૉટરમેલન, હિંદવાના અને તરબુચ, એ જુદાં નામથી

ઓળખાતી વસ્તુ એકજ છે, એમ જણાઇ આવશે. ત્રણે નામોના મૂળમાં એકજ વસ્તુ છે. ઇશન કે હિંદુસ્તાનના તરણુચમાં અને ઇંગ્લાંડના તરણુચમાં કદાચિત્ કંઇક ફેર હશે પણ ફળ એકજ છે. વસ્તુ એકજ છે. ક્ષુલ્લક ભેદનું વિશેષ મહત્ત્વ નથી.

જુદા જુદા ધર્મો અને પંથોમાં વાદ, ટંટા અને અણબનાવ જોઇને 'રામ' ને એજ આશ્ચર્ય થાય છે કે ખ્રિસ્તીઓ યાહુદી લોકો સાથે લડે છે, યાહુદીઓ મુસલમાનોને જુઠા ઠરાવવા પ્રયત્ન કરે છે, મુસલમાનો હિંદુઓ સાથે ટંટો કરે છે, બ્રાહ્મણો બૌદ્ધોને દૂષણો આપે છે, અને બૌદ્ધો પણ સામો તેવોજ બદલો વાળે છે. આવા કજીઆઓ બહુ ગમ્મત આપે એવા હોય છે; પણ એમ થવાનું મુખ્ય કારણ ઘણું ખરૂં ઉપર કહેલો નામભેદજ છે. ફક્ત નામોનું આવરણ દૂર કરો, નામોના પડદા ફાડી નાખો, તેનો અર્થ શું છે એજ માત્ર જુઓ, એટલે તમને કંઈ ફેર જણાશે નહિ.

'રામ' ઘણીવાર 'વેદાંત' એ શબ્દ વાપરે છે. 'વેદાંત' એ ફક્ત એક નામ છે, પરંતુ કેવળ એ નામ સાંભળીનેજ ઘણા લોકો 'રામ' નું કંઈ પણ કહેવું સાંભળવા ઇચ્છતા નથી. એક મનુષ્ય આવે છે અને બુદ્ધનું નામ દઇને ઉપદેશ કરે છે; પરંતુ તે પોતાના કાનને ન ગમે એવું 'બુદ્ધ' નું નામ લે છે એટલાજ ઉપરથી ઘણા લોકો તેનો ઉપદેશ સાંભળતા નથી. કૃપા કરીને વધારે વિચારવંત બનો. આ વીસમી સદી નામભેદને પેલે પારનું રહસ્ય જોવાની છે. 'રામ' કિંવા બીજો કોઇ જે કંઇ તમારી સામે મૂકે તેને તેની અંતર્ગત યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરો. કેવળ નામ સાંભળીનેજ ગભરાઇ, ગુંચવાઈ કિંવા ફસાઇ જશો નહિ. દરેક વસ્તુની તેના નામ ઉપરથી નહિ પણ ગુણદોષ ઉપરથી પરીક્ષા કરતાં શીખો. ઉપયુક્ત ( ઉપયોગી ) છે કે નહિ તેનો વિચાર કરો. અમુક ધર્મ અતિશય પ્રાચીન છે માટે તેનોજ સ્વીકાર કરવો યોગ્ય છે, એમ માની બેસવું જોઇએ નહિ. પ્રાચીનત્વ ઉપરથી તેની સત્યતા અને યોગ્યતા સિદ્ધ થઇ શકતી નથી. ઘણી વખત જુનાં ઘર પાડી નાખવામાં આવે છે અને નવાં બાંધવાં પડે છે. વસ્ત્રો જુનાં થઈ ગએલાં હોય તે બદલવાંજ પડે છે. અત્યંત નૂતન સુધારો અથવા ફેરફાર વાસ્તવિક અને યોગ્ય હોય તો તે પણ પ્રભાતના હિમબિંદુથી શોભતા ગુલાબ જેટલોજ ગ્રાહ્ય છે. તેવીજ રીતે અમુક ધર્મ નવો છે એટલુંજ જોઇને તેનો સ્વીકાર કરશો નહિ. નવી વસ્તુઓ હમેશાં સારીજ હોતી નથી, કેમકે તેઓ લાંબે કાળે પ્રાપ્ત થતા અનુભવની કસોટીઓમાંથી પસાર થયેલી હોતી નથી. બધાં મનુષ્યો-લગભગ આખી મનુષ્યજાતિ-અમુક ધર્મપર શ્રદ્ધા રાખે છે, એટલાજ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ; કારણ કે જનસમાજની મોટી સંખ્યાની સેતાનના ધર્મપર-અજ્ઞાનથી ભરેલા ધર્મપર-અંધશ્રદ્ધા હોય છે. એક કાળે લગભગ સર્વ જનસમાજને ગુલામગીરીના ધંધા પ્રત્યે દિલસોજી હતી. એ ઉપરથી ગુલામગીરી એ યોગ્ય અને ઇચ્છવા જેવી બાબત છે એમ કહી શકાય નહિ. એકાદ ધર્મમાં અમુક અમુક માણસો છે, એટલા ઉપરથીજ તેપર શ્રદ્ધા રાખશો નહિ. કોઇ કોઇ વખત એકાદ ધર્મનો સ્વીકાર કરનારા મૂઠીભર લોકો અંધારામાં ભૂલા પડેલા હોય છે. અમુક અમુક મહાન્ યોગી કે યતિએ અમુક ધર્મ સ્થાપ્યો કે ઉપદેશ્યો છે, એટલા ઉપરથીજ તેનો સ્વીકાર કરશો નહિ; કારણ કે જેણે સર્વ સંગ પરિત્યાગ કીધો હોય એવા ઘણાક યતિઓને પણ કંઈ જ્ઞાન હોતું નથી-તે કેવળ ધર્મઘેલા હોય છે. અમુક ધર્મ રાજાનો છે, એટલાજ ઉપરથી તેનો સ્વીકાર કરશો નહિ, કારણ કે ઘણા રાજાઓ ધાર્મિક દૃષ્ટિએ જોતાં છેક કંગાલ હોય છે. અમુક ધર્મ શ્રેષ્ઠ નીતિમાન્ પુરૂષે સ્થાપ્યો છે એટલા ઉપરથી પણ તેને સ્વીકાર કરશો નહિ, કારણ કે

ઘણી વાર અત્યંત સદાચારી લોકો પણ સત્ય પ્રતિપાદન કરવામાં થાપ ખાય છે. કોઈ મનુષ્ય ઉત્તમ પાચન શક્તિવાળો હોવા છતાં અન્નરસની પાચનક્રિયાના જ્ઞાન વગરનો હોઇ શકે છે. ઘણી વાર એવું બને છે કે કોઈ ચિતારો તમને અત્યંત સુંદર, સસ્તાં અને મોહક ચિત્રો કહાડી આપે છે, છતાં તે જાતે ઘણોજ કદરૂપો હોય છે. એજ પ્રમાણે ઘણા લોકો બહારથી અત્યંત કદરૂપા હોય છે તો પણ ઘણાંજ ઉચ્ચ તત્ત્વો પ્રતિપાદન કરે છે. સોક્રેટીસ એવોજ હતો. સર ફ્રાન્સીસ બેકનનો દાખલો લ્યો: એ કંઈ એટલો બધો નીતિવાન નહોતો, તેમ વિશેષ સદાચરણી પણ નહોતો, તો પણ તે આખા જગતને (Novum organon) તર્કશાસ્ત્રનો એક અમૂલ્ય-ઉત્કૃષ્ટ ગ્રંથ આપી શકયો છે. યૂરોપના લોકોને એણેજ અનુમિતિશાસ્ત્ર ( Inductive Logic ) પ્રથમ શીખવ્યું, અને તેનું તત્ત્વજ્ઞાન પણ ઉત્તમ હતું. એકાદ ધર્મને તે અમુક પ્રખ્યાત મનુષ્યે સ્થાપ્યો છે, એટલાજ ઉપરથી સ્વીકારશો નહિ. સર ઐઝાક ન્યુટન એ જગવિખ્યાત પુરૂષ થઈ ગયો, પરંતુ તેની પ્રકાશની પરિમાણુરૂપી ઉત્પત્તિ ( Theory ) હવે ખોટી સિદ્ધ થઇ છે, અને તેની તાત્કાલિક ગતિની પદ્ધતિ ( Method of Fluxions ) પણ હવે લાઇબનીઝની રીત ( Differential system ) ના જેટલી ઉત્તમ ગણાતી નથી. કોઇ પણ વસ્તુને તેના પોતાના ગુણદોષપરથીજ સ્વીકારજો. કોઇ પણ ધર્મપર તેના પોતાનાજ ગુણ જોઇને શ્રદ્ધા રાખજો. તમે પોતે તેની પરીક્ષા કરો અને પોતેજ પસંદ કરો. બુદ્ધ, ખ્રિસ્ત, મહમ્મદ કિંવા કૃષ્ણને તમારૂં સ્વાતંત્ર્ય વેચશો નહિ. બુદ્ધે એક ઉપદેશ આપ્યો, ખ્રિસ્તે બીજો ઉપદેશ આપ્યો અને મહમ્દે ત્રીજોજ ઉપદેશ આપ્યો. એ કાર્ય તેમણે તેમને પોતાને માટે યોગ્યજ કર્યું છે. તે જુદા જુદા કાળમાં થઇ ગયા, તેમના વખતની સ્થિતિ ઉપરથી તેમણે માર્ગ શોધ્યા અને ધર્મો સ્થાપ્યા. પોતાની બુદ્ધિ પ્રમાણે તેમણે નિરીક્ષણ કર્યું. તેમનું કર્તવ્ય પ્રચંડ હતું. પરંતુ તમે અત્યારના કાળમાં છો, તમારે પોતેજ તમારી બાબતોનો વિચાર કરીને તમારો માર્ગ નક્કી કરવો જોઈએ. સ્વતંત્રતાપૂર્વક તમારી પોતાની દૃષ્ટિથી દરેક બાબત જોતાં શીખો, બીજાના પ્રયત્નપર આધાર રાખનારી બુદ્ધિને છોડી દો. તમારા પૂર્વજો અમુક ધર્મમાં શ્રદ્ધા રાખતા હતા તે તેમને યોગ્યજ હતું, કારણ કે તે તેમણે જોઇને નક્કી કર્યું હતું; પરંતુ આજ તમારે મોક્ષ મેળવવો એ તમારૂં પોતાનું કામ છે; તમારો ઉદ્ધાર કરવો એ કામ તમારા પૂર્વજોનું નથી ! અમુક ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હતી તે પ્રમાણે ચાલીને તેઓ તર્યા હોય કે નહિ, પરંતુ તમારૂં સ્વાતંત્ર્ય તમારે પોતેજ મેળવવું જોઈએ. જે જે તમારી સામે આવે તેની યોગ્ય પરીક્ષા કરો અને તે તમે જાતે કરો. તમારૂં સ્વાતંત્ર્ય વેચશો નહિ. કદાચિત્ તમારા પૂર્વજોને એકજ ધર્મ બતાવવામાં આવ્યો હશે, પરંતુ તમારી સામે સર્વ પ્રકારનાં સત્ય, સર્વ પ્રકારના ધર્મ, સર્વ પ્રકારનું તત્ત્વજ્ઞાન અને સર્વ પ્રકારનાં શાસ્ત્રો સપ્રયોગ સિદ્ધ કરી બતાવવામાં આવે છે. તમારા પૂર્વજોનો ધર્મ તમારી પાસે છે એટલા ઉપરથીજ તે તમારો છે એમ ગણાતું હોય તો તેજ તત્ત્વાનુસાર બૌદ્ધ અથવા વેદાંતધર્મ પણ તમારો થઈ શકે છે.

**સત્ય** કોઇ એકજ જણની મિલકત નથી. એ ઈસુની મિલકત નથી, માટે ઇસુના નામે તે આપી-ઉપદેશી શકાય નહિ. તે બુદ્ધનો વારસો નથી, માટે તે બુદ્ધને નામે પણ ઉપદેશી શકાય નહિ. તેમ તે મહમ્મદનું વડીલોપાર્જીત ધન નથી, કૃષ્ણનું નથી, કોઇનું નથી; તે સૌનું છે, તે ઉપર સૌની સરખી માલિકી છે. તમારા પહેલાં તડકામાં કોઇ બેઠેલો હોય તો પણ તમે તેજ તડકામાં બેસી શકો છો. વહેતા ઝરાના પાણીની પેઠે એ ઝરાના

પાણીનો એકાદ પ્યાલો પીવાને તમને પણ કંઈજ અડચણ નથી. સર્વ ધર્મ પ્રત્યે તમારી એવીજ સમાન દૃષ્ટિ હોવી જોઇએ. પાડોશીની ઐહિક સંપત્તિ લઇ લેવાનો કિંવા તે પોતાને મળે એવો વિચાર દરેક મનુષ્યના મનમાં ભાગ્યેજ આવ્યા વિના રહેતો હશે, પરંતુ એ ઐહિક સંપત્તિના કરતાં અત્યંત શ્રેષ્ઠ એવી આત્મિક અથવા ધાર્મિક સંપત્તિ આપણા પાડોશીઓ આનંદથી આપણને આપવા આવે છે, છતાં તે ન સ્વીકારતાં આપણે તેની વિરૂદ્ધ ઉભા થઇએ છીએ, એ શું આશ્ચર્યની વાત નથી ?

'રામ' તમને 'વેદાંતી' એવી ડીગ્રી લોકો તરફથી મળે માટે 'વેદાંત'નો ઉપદેશ કરતો નથી. ના ! ના ! આ સર્વ જ્ઞાન લ્યો, તેને તમારૂં પોતાનું કરો, સારી રીતે પચાવો અને ગમે તો તેને ખ્રિસ્તીધર્મ કહો ! નામ સાથે અમારે કંઇ લેવા દેવા નથી. 'રામ' તમારે માટે એવો ધર્મ લાવ્યો છે કે જે ગીતા, બાયબલ વગેરે સર્વ પ્રાચીન ગ્રંથોમાં છે; એટલુંજ નહિ પણ આધુનિક તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રોના ગ્રંથોમાં પણ તે મળી આવે છે. તે રસ્તામાં પણ મળી આવે છે, ઝાડનાં પાંદડાંઓમાં તે લખાયલો છે, ઝરાઓ અને વહેળાઓ પણ સદૈવ તેનું ગાન કર્યા કરે છે, પવન પણ સદા તેનો ગણગણાટ કરે છે, અને તમારી નાડીઓ અને જ્ઞાનતંતુઓમાં પણ તે જ ધુધવે છે. તમારા અંતઃકરણ અને વ્યવહાર સાથે તેનો સંબંધ છે. તે ધર્મ એકાદ દેવળ કે મંદિરમાં જઈ ગોખવા કે આચરવાનો નથી; તે તો તમારે તમારા વ્યવહારમાં, ઘરમાં, જંગલમાં, ગામમાં, જમતાં, સૂતાં અને બેસતાં પાળવાનો છે. ગમે તો આપણે તેને વેદાંત કહેવું છોડી દઈશું; આપણે તેને કંઇક બીજુંજ નામ આપીશું. વેદાંતનો અર્થ ફક્ત '**મૂલભૂતસત્ય**' એવો છે. 'સત્ય' તમારૂં છે. તે જેટલું 'રામ'નું છે તેટલુંજ તમારૂં પણ છે. કોઇનો તેનાપર કંઇ વધારે હક્ક નથી, તે કોઇનુંજ નથી. ઉલટું સર્વ લોક અને સર્વ વસ્તુઓજ એનાં છે.

હવે આપણે આ વેદાંત આપણો માર્ગ કેવી રીતે સુગમ કરે છે અને કર્તવ્યો કેવી રીતે સુખદાયક કરે છે તે જોઈએ. આજે આપણે "વ્યવહારિક વેદાંત" કિંવા બીજા શબ્દોમાં કહીએ તો 'ઉત્કર્ષનું રહસ્ય' એ વિષય લઇએ. આચરણમાં મૂકાએલું વેદાંત એજ ઉત્કર્ષનું રહસ્ય, એજ ઉત્કર્ષની મુખ્ય કુંચી છે. દરેક શાસ્ત્રની તે શાસ્ત્રાનુસાર એક કળા હોય છે. આજે આપણે વેદાંતનો એક ભાગ જેને શાસ્ત્ર કરતાં કળાનું નામ આપવું વધારે યોગ્ય છે તે અર્થાત્ વ્યવહારિક વેદાંત એ વિષય લઈશું.

કેટલાક લોકો કહે છે કે વેદાંત માણસને નિરાશાવાદી બનાવે છે, તથા નિરાશા, આળસ અને અનુદ્યોગ વધારે છે. તેમનું તર્કશાસ્ત્ર તેમની પાસે રાખવાની અને તેમની બુદ્ધિ બીજાને નહિ વેચવાની 'રામ' તેમને વિનતિ કરે છે. તેમની બુદ્ધિ તેમનીજ પાસે રહેવા દઇને વેદાંતનાં તત્ત્વો તમને ચૈતન્ય, શક્તિ, સામર્થ્ય અને વિજય તરફ દોરે છે કે નહિ તે જુઓ. હિંદુઓ તે પ્રમાણે વર્તે છે કે નહિ તે પૂછશો નહિ. 'રામ' તમને સ્પષ્ટ કહે છે કે આ કંઇ એકલા હિંદુઓની મિલકત નથી, તે સાર્વજનિક મિલકત છે, તેનાપર તમારો જન્મસિદ્ધ હક્ક છે. અમેરિકન લોકો વ્યવહારમાં એ પ્રમાણે વધારે વર્તે છે, અને તેથી તેઓ તે બાબતમાં વધારે વિજયી નિવડયા છે. **તેઓના જેટલું હિંદી લોકો તે જ્ઞાન આચરણમાં મૂકતા નથી તેથી આધિભૌતિક બાબતોમાં તેઓ અમેરિકનોની પાછળ છે.**

'રામ' કંઇ તમને વિપરીત વેદાંત ઉપદેશતો નથી, તે કુદરતના મૂળમાંથી સ્ફુરેલું

વેદાંત તમને શીખવે છે. તમે તમારા તર્કશાસ્ત્રને કામે લગાડો અને બુદ્ધિની દૃષ્ટિએ આ વિષયનો વિચાર કરો, એટલે વેદાંત કેટલું અદ્ભુત છે, દરેક બાબતમાં તે કેમ વિજયી બનાવે છે, અને દરેકને પોતાની ઇચ્છા ન હોય તોપણ વેદાંત માર્ગેજ ચલાવીને પોતાના હુકમો કેમ પળાવે છે, એ સર્વ સમજાશે.

ઉત્કર્ષનું રહસ્ય બહુવિધ છે, તેનાં જુદાં જુદાં ઘણાં અંગો છે. આપણે એ અંગો–તત્વો એક પછી એક લઇશું અને હિંદુ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વેદાંતની સાથે તેનો શો સંબંધ છે તે જોઇશું.

## ઉત્કર્ષનું પ્રથમ સાધન–ઉદ્યોગ.

કામ કરવું, તેની પાછળ પડવું, એજ વિજય મેળવવાનું મુખ્ય સાધન છે, એ હવે જગજાહેર થઇ ગયું છે. ઘા ઉપર ઘા મારો, એજ ઉત્કર્ષનું પ્રથમ તત્ત્વ છે. ઉદ્યોગ–પુરુષાર્થ સિવાય તમે કદિ વિજયી થઈ શકશો નહિ. આળસુ મનુષ્ય જીવનકલહમાં મરે છેજ, તે મરવોજ જોઇએ. અહીંઆં વેદાંત વિરૂદ્ધ સદા પૂછવામાં આવતો સવાલ ઉદ્ભવે છે કે, વેદાંતે ઠરાવેલા નિષ્ક્રિય, નિર્ગુણ અને અલિપ્ત આત્માની સાથે સતત પુરુષાર્થની એકવાક્યતા શી રીતે થઈ શકે? પરમાત્મસ્વરૂપની નિષ્ક્રિયતાનો અને શાંતિનો વેદાંતમાં અંતર્ભાવ–સમાવેશ કરવાથી અને ત્યાગનો ઉપદેશ કરવાથી વેદાંત આળસ ને નિરુદ્યોગીપણું ઉત્પન્ન કરતું નથી? પરંતુ કર્મ અને ત્યાગ એ બન્ને વિષેની અત્યંત ઘોર ગેરસમજણનેલીધે આ આક્ષેપ ઉત્પન્ન થાય છે.

કર્મ એટલે શું? વેદાંતના કહેવા પ્રમાણે મન દઇને કરેલું કામ એજ શાંતિ છે. 'કામ એટલે આરામ.' એ એક આશ્ચર્યકારક વિરોધાભાસ છે. સર્વ સત્ય કર્મો એટલે શાંતિ, એમજ વેદાંત શીખવે છે. એકાદ અતિ ઉદ્યોગી મનુષ્ય પોતાના કામમાં પૂર્ણ રીતે ગુંથાઇ ગયો હોય ત્યારે તેને જુઓઃ બીજાની દૃષ્ટિએ તે અત્યંત શ્રમ કરતો જણાતો હશે, તોપણ તેની દૃષ્ટિએ જોઇશું તો તે કશું કામ કરતોજ નથી એમ જણાશે. દૂરથી જોનારની દૃષ્ટિએ ઇંદ્રધનુષમાં અનેક જુદા જુદા સુંદર રંગો જણાશે, પરંતુ પાસે જઇને જોશો તો તેમાં એક પણ રંગ માલૂમ પડશે નહિ. રણભૂમિ ઉપર એકાદ શૂરવીર–નેપોલીઅન, વૉશીંગ્ટન કે અન્ય કોઇ પોતાના સર્વબળથી લડતો હોય તે વખતે તેની તરફ નજર કરોઃ તેનું શરીર જાણે પોતાની મેળેજ કામ કરતું હોય એવું જણાશે અને મન તે કામમાં એટલું બધું ગુંથાઇ ગએલું હોય છે કે 'હું કામ કરૂં છું' તે ભાવનાજ ત્યાં રહેતી નથી. કર્મનો ઉપભોગ કરનારને સૂક્ષ્મ અહંકાર તે વખતે ત્યાં રહેતો નથી. શ્રેયાકાંક્ષી માનની પાછળ ભટકતું ક્ષુદ્ર હુંપદ ત્યાંથી નાસી ગએલું હોય છે. આવું **સતત કર્મ–પુરુષાર્થ–અદૃશ્ય રીતે મનને ઉચ્ચ પગથીએ–ઉપર અને ઉપર લઈ જાય છે.**

વેદાંત કહે છે કે મન લગાડીને ખરાં કાર્યો કરો તથા ક્ષુદ્ર અહંકાર વિસરી જાઓ. એની મર્યાદા ઓળંગીને આગળ જતા રહો. શરીર અને મન એ બન્ને ઉદ્યોગમાં એટલાં લીન બની જવાં જોઇએ કે કામનો થાકજ ન લાગે. કવિ જ્યારે ક્ષુદ્ર અહંભાવનાને ઓળંગી જાય છે, અથવા તેનામાંથી આ કવિતા હું લખું છું એ ભાવના જતી રહે છે, ત્યારેજ તેનામાં સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે. ગણિતના અઘરા દાખલાઓ ગણી કહાડનાર કોઇ પણ અનુભવીને પૂછો

એટલે તે તમને કહેશે કે 'આ હું કરૂં છું' એ ભાવના જ્યારે નષ્ટ થાય છે ત્યારેજ તે દાખલા ખરા થઇ શકે છે, અને શંકાઓ જતી રહે છે. **મનુષ્ય ક્ષુદ્ર અહંકારને તજી જેમ જેમ આગળ જાય તેમ તેમ તે વધારે સારૂં કામ કરી શકે છે.**

એ પ્રમાણે મન દઈને કરેલાં ખરાં કર્મોને બળેજ ક્ષુદ્ર અહંકારને ઓળંગી જવાનું અને વેદશાસ્ત્રોમાં જેને આત્મા અથવા દેવ કહે છે તે સત્ય અને અનિર્વચનીય તત્ત્વમાં સર્વદા લીન થઇ જવાનું વેદાંત આપણને કહે છે. જ્યારે એકાદ વિચારવંત, તત્ત્વજ્ઞાની, કવિ, શાસ્ત્રજ્ઞ અથવા કોઈ પણ કર્તવ્યપરાયણ મનુષ્ય આ કર્તવ્યસમાધિમાં લીન થઈ જાય છે, અને વ્યક્તિત્વનો લેશ પણ રહે નહિ એવી ત્યાગની સ્થિતિએ પહોંચવાનું વેદાંતનું આચરણ કરે છે, ત્યારેજ ગાંધર્વરાજ ઈશ્વર ( Master Musician ) મન અને દેહરૂપી વાદ્ય પોતાના હાથમાં લે છે, અને તેમાંથી ગંભીર ધ્વનિ, કર્ણમધુર રાગરાગણીઓ તથા અત્યંત ઉત્તમ સંગીત કહાડે છે. લોકો કહે છે કે આને **પ્રેરણા** થઈ છે, પરંતુ ખરૂં જોતાં તેનામાં હું તુંનું ભાનજ રહેતું નથી અને તેની દૃષ્ટિએ કરવું અને ભોગવવું-અનુભવવું એ બન્નેમાંથી એકે દેખાતું નથી. વેદાંતને વ્યવહારમાં મૂકવું તે એજ ! એ પ્રકારે વેદાંત પ્રમાણે આચરણ કરવાથી અદૃશ્ય રીતે વિજય પ્રાપ્ત થાય છે.

વેદાંતિક યોગ સાધવાને અરણ્યવાસ સ્વીકારવાની કે વિચિત્ર વિધિ આચરવાની આવશ્યકતા નથી. જ્યારે તમે ઉદ્યોગમાં લીન બની જાઓ છો અને કર્મમાં તપ્ત થઈ જાઓ છો, ત્યારે તમે યોગ પ્રમાણે સાક્ષાત્ **શિવરૂપજ** બનો છો. વેદાંતની દૃષ્ટિએ તમારો દેહ એ કંઇ તમે નથી, અને કર્મમાં ગુંથાઇ જઈને જ્યારે દેહ અને મન એ વસ્તુઓ જતી રહે છે, ત્યારેજ તમે સામર્થ્ય અને સુખને શિખરે પહોંચી જાઓ છો, એ તમે સમજી શકતા નથી.

કર્મ એટલે શું, એ દીવાના દાખલાથી સ્પષ્ટ થઇ શકશે. એકાદ ચીમની અથવા દીવી લ્યો. તેનો પ્રકાશ કેટલો બધો ચકચકિત અને આંખોને અંજાવી નાખે એવો હોય છે? દીવાને એ તેજ શાથી મળે છે? સતત કર્માચરણથી-અહંકારનો લોપ કરવાથીજ ! પરંતુ તે દીવાને તેલ અને દીવેટને બચાવવાનો પ્રયત્ન કરવા દો જોઇએ ! તુરત તે અંધકારમય થશે અને બધું ભાગી પડશે, તેને વિજય નહિ મળે. વિજય પ્રાપ્ત કરવો હોય તો દીવાએ બળવુંજ જોઇએ; તેણે પોતાનાં તેલ અને વાટ બચાવવાની ઇચ્છા નજ કરવી જોઈએ. વેદાંત કહે છે તે એજ. તમારે કંઈ પણ વિજય મેળવવો હોય અથવા ઉત્કર્ષ પામવો હોય તો તમારાં કર્મોવડે હરરોજની દિનચર્યાથી તમારાં શરીર અને સ્નાયુઓને તમારે બાળવાં જોઈએ. કર્મરૂપી અગ્નિમાં તમારે તેમનું દહન કરવું જોઈએ. તમારે તેનો ઉપયોગ કરવો જોઇએ. શરીર અને મનને દીવાની દીવેટની પેઠે બળતાં રાખવાં જોઇએ. શરીરને અને મનને ક્રોસ ઉપર ચડાવો, કામ કરો, શ્રમ કરો, ઉદ્યોગ કરો; એટલે તમારામાંથી પ્રકાશ ઝળકવા લાગશે, જ્ઞાન ઉદય પામશે. સર્વ કર્મ કરવાં એ આપણાં તેલ અને દીવેટ બાળવા જેવું છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો સર્વ કર્મો એટલે જ્ઞાનદૃષ્ટિથી આપણા દેહ અને મનને માયિક ગણીનેજ તે પ્રત્યે વર્તવું જોઇએ; વસ્તુતઃ તે શૂન્ય થવાં જોઇએ. તેમને ઓળંગી જાઓ એજ કર્મ.

કર્માતીત થવાથીજ ખરૂં કર્મ સફળ થાય છે. અકબર બાદશાહના દરબારમાં એક

વખત બે શૂરવીર ભાઈઓ આવ્યા, અને તેનો આશ્રય માગ્યો. અકબરે તેમને તમારામાં શું યોગ્યતા છે, તે બતાવો, એમ કહ્યું. ત્યારે "અમે વીર છીએ" એમ પેલા ભાઈઓએ જવાબ આપ્યો. બાદશાહે તેમને તેમનું શૌર્ય બતાવવા કહ્યું. તુરત બન્ને ભાઈઓ ભરદરબારમાં સામસામા ઉભા રહ્યા. તીક્ષ્ણ કટારો બન્નેના હાથમાં ચમકવા લાગી. દરેકે પોતાની તલવાર સામાના હૃદય સામે ધરી અને આનંદથી અને પ્રસન્ન મુદ્રાથી તેઓ સામસામે આવ્યા. તેમના હાથ સ્થિર હતા અને તેમની કટારો એક બીજાના શરીરમાં ઉંડે સુધી પેસી ગઈ ત્યાં સુધી બિલકુલ ન ડગતાં તેઓ બન્ને લડયા. એક તસુ પણ તેઓ ખસ્યા નહિ, તેમનાં હૃદય ડગ્યાં નહિ! સ્વર્ગમાં તેમના આત્માઓ પરસ્પર ભેટ્યા, આ પૃથ્વીપર તેમનાં શરીર એક-બીજાને ભેટ્યાં અને લોહીલુહાણ થઈ જમીન ઉપર પડ્યાં! આ રીતે બાદશાહને પોતાના શૌર્યનો અદ્ભુત પરચો બતાવ્યો. **જ્યારે અહંકારરૂપી કર્તાનો બલિ આપવામાં આવે છે ત્યારેજ કર્મ ખરી સિદ્ધિએ પહોંચે છે,** એનો આ એક દાખલો છે. મધમાખીઓને તેમના મધપુડાઓમાં પોતાના પ્રાણ આપવા પડે છે. પ્લેટો કહે છેઃ "જે મનુષ્ય પોતાના દેહનું ભાન ભૂલી શકતો નથી તે કવિતા દેવીનું દ્વાર વ્યર્થ ખખડાવે છે." આ પ્રમાણે વેદાંતાનુસાર આચરણ કર્યાથી યશ અને ઉત્કર્ષ પ્રાપ્ત થાય છે. સંસારી અખંડ કર્માચરણ એજ મોટો યોગ છે. **કામમાં છેક તલ્લીન થઇ જઇને 'હું કામ કરૂં છું' એ જ્યારે તમે વિસરી જાઓ છો ત્યારેજ તમારાથી ઉત્તમ કાર્ય થએલાં જગતની દૃષ્ટિએ પડે છે.**

તેવીજ રીતે કેવી સ્થિતિમાં અને કેવી રીતે કામ કરવાથી આપણે સહજ યશસ્વી થઇ શકીએ એ પણ સમજવું જોઇએ. **કર્મ કરો, કર્મ કરો, એમ કહેવું ઘણુંજ સહેલું છે; પરંતુ તેમ કરવું તેટલુંજ કઠિન છે.** દરેક જણ પ્રસિદ્ધ ચિતારો અથવા ગવૈયો થવાની ઇચ્છા રાખે છે, પરંતુ એવી ઇચ્છાવાળા સૌ તે પ્રમાણે થઇ શકતા નથી. અકર્મ ઉપર શાથી આસક્તિ થાય છે? તેમજ શ્રમ શાથી તમને ગમે છે? આપણી ઇચ્છા હોવા છતાં તે કામ આપણે કરી શકતા નથી એમ તમે ઘણી વખત શું નથી અનુભવ્યું? અને કેટલીક વખત કામ કરવાની ઇચ્છા ન હોવા છતાં ઉત્તમ રીતે તે કામ તમારા હાથથી થઈ આવે છે; તમારા કર્તૃત્વ ઉપર અધિકાર ચલાવનારૂં એક મહત્તત્ત્વ હોય છે એવું પણ તમને ઘણી વાર જણાઇ આવ્યું નથી? એક માણસ સવારમાં ઉઠે છે ત્યારે તે અનિર્વચનીય અને ઉલ્લસિત સ્થિતિમાં હોય છે. કુદરતની સાથે તેનું ઐક્ય અથવા તાદાત્મ્ય થઈ ગએલું હોય છે. હાથમાં કલમ લઇ લખવા બેસતાંજ તેની કલમમાંથી દિવ્ય પ્રાસાદિક કવિતા અથવા તત્ત્વજ્ઞાન બહાર આવે છે! એકાદ ચિતારો એકાદ ઉત્તમ ચિત્ર કહાડવાને અતિશય પ્રયત્ન કરે છે પરંતુ તેનાથી તે થઇ શકતું નથી. એકાદ દિવસે સવારે તે ઉઠે છે અને સ્વયં સ્ફૂર્તિથી કામ કરીને સુંદર ચિત્ર ચિતરી કાઢે છે, એવું તમે કદિ જોયું નથી?

ટુંકામાં આપણને એમ જણાઈ આવે છે કે આપણી સર્વ શક્તિઓને ઉત્તમ બનાવનારી એક દિવ્ય શક્તિ છે. એ દિવ્ય શક્તિનો જો તમે લાભ લેશો તો તમે ઘણુંજ કરી શકશો અને તમારૂં કરેલું કામ નિર્દોષ અને સર્વ રીતે સુંદર થશે. વેદાંત એ ઉચ્ચ સ્થિતિ, કિંવા આ પરમ ગુહ્ય તમારી આગળ રજુ કરે છે. તે ગુહ્ય એટલે વિશ્વ સાથે એકરૂપ બની જવું, ઈશ્વરતત્ત્વ સાથે મળી જવું, આપણા અંતરમાંના શુદ્ધ આત્મામાં એટલે ઈશ્વરમાં વાસ કરવો,

અને અહંકાર કિંવા ક્ષુદ્ર વાસનાને ઓળંગી જવું. એ સિવાય બીજું કંઈ નથી. એવી રીતે સર્વ પ્રકાશ અને સર્વ શક્તિનો–આપણામાં ગુપ્ત રીતે રહેલા ઝરાનો–લાભ લેવાથી તમારૂં કર્મ અલૌકિક થશે. એકાદ શિલ્પશાસ્ત્રી અથવા ચિતારાને રસ્તામાં ચાલતાં અનેક ચહેરાઓ નજરે પડે છે. એકાદ મનુષ્યની આંખોજ તેને પસંદ પડી જાય છે, અને તે આંખો અદૃશ્ય રીતે તેના મગજમાં જડાઈ જાય છે. બીજા કોઇની દાઢીજ તેને ગમી જાય છે, અને તે પોતાના મગજમાં તેને સાચવી મૂકે છે. તે એકની આંખો ચોરે છે, અને બીજાની દાઢી ચોરે છે. વળી એક ત્રીજો માણસ દુકાને આવી ચિત્રો માગે છે, ચિતારો તેને ચિત્ર વેચે છે, ઘરાક તે લઇ જાય છે; પરંતુ તે જાણતો નથી કે ચિત્રકારના મનમાં તે પોતે પોતાના વાળને મૂકતો જાય છે. વળી એક માણસ તેની દુકાને આવે છે, ચિતારો તેનું કામ કરી આપે છે, અને કિંમત ઉપરાંત તેના કાન ચોરીને પોતાના ભંડારમાં સંગ્રહે છે. એવી રીતે એ તેને માલૂમ પણ પડવા ન દેતાં પોતાનું કામ કરે છે. જ્યારે જુદાં જુદાં માણસોનાં આંખ, નાક, કાન, વાળ વગેરે તે ચોરી લે છે, ત્યારે હું આનું ફલાણું લઈ લઉં છું, એ ભાવના પણ એનામાં હોતી નથી; તેને માલૂમ પડયા સિવાયજ આ ક્રિયા થાય છે. થોડા દિવસ પછી તે ચિતારો ચિત્રપટ સામે મૂકીને એકાદ નવું ચિત્ર કહાડવા બેસે છે, એટલે એક માણસની તેજસ્વી આંખો, બીજાનું સુંદર નાક, ત્રીજાના સુંવાળા વાળ વગેરે એની મેળેજ તેના સ્મરણમાં આવી પીછીદ્વારા ચિત્રમાં ઉતરે છે, અને તે ઉત્તમ ચિત્ર કહાડે છે. આ ચિત્ર પ્રથમનાં સર્વ ચિત્રો કરતાં ચડી જાય છે. આટલું ઉત્કૃષ્ટ કામ શી રીતે થયું? શું આ કામ એકાદ કર્તા કરી શકયો? ના, એતો અકર્તાએજ કરેલું હતું. ‘આ હું કરૂં છું’ એ ભાવના સિવાય–અહંભાવ અને સ્વાર્થના સ્પર્શ સિવાયની સ્થિતિમાંજ એ કાર્ય થઈ શકયું છે. પરંતુ તે ચિતારાને દ્વેષ (મોહ–જેને ઘણી વખતે ભૂલથી પ્રેમ સમજવામાં આવે છે) થાય તો તુરતજ તેના મનનું ઘટિકાયંત્ર બગડે છે, તે આગળ કામ કરવાને નાલાયક બની જાય છે, અને તે ગુંચવાઇ જાય છે. તેના મનમાંથી અકર્તૃકભાવ જતો રહે છે, સ્વાર્થની માયામાં તે સપડાઇ જાય છે, તેની સ્થિરતા ખસી જાય છે, અને **સર્વાત્મા** સાથે એક બનાવી દેનારી વેદાંતિક દૃષ્ટિને બદલે ક્રોધ, દ્વેષ વગેરેનાં **બંધનો** તેનાપર લાગુ થાય છે. તે પછી એ ચિતારો જુદાં જુદાં માણસોના ચહેરાઓમાંથી સૌંદર્ય લઈ સાચવી રાખવાનું અકર્તૃક કાર્ય કરી શકતો નથી. વ્યાવહારિક વેદાંત નષ્ટ થવાની સાથે સુંદર અને સર્વોત્કૃષ્ટ ચિત્રો કહાડવાની નિપુણતા પણ જતી રહે છે.

આ ઉપરથી તમને એમ જણાઈ આવશે કે જેટલે અંશે તમારૂં કર્મ અકર્તૃક થતું જશે, જેટલે અંશે ‘આ હું કરૂં છું’ એ ભાવના તમારામાંથી જતી રહેવા લાગશે, જેટલે અંશે ‘સર્વ હક સ્વાધીન’ રાખવાનું અને માલેકી સિદ્ધ કરવાનું કાર્ય તમે છોડતા જશો, જેટલે અંશે હાજી હા કરવાનું લોભમૂલક વર્તન તમે છોડશો, **જેટલે અંશે તમે તમારો માયિક આત્મા (અહંકાર) છોડી દેશો, તેટલે અંશે તમારૂં કાર્ય અવશ્ય દીપી નીકળશે.** કર્મને માટે કર્મ કરવું, એમ વેદાંત કહે છે. **તમારૂં કર્મ સફળ કરવું હોય તો તેના પરિણામ તરફ ધ્યાન આપશો નહિ, ફળની આશા રાખશો નહિ.** સાધ્ય અને સાધન એકત્ર કરો અને તે કર્મજ તમારૂં સાધ્ય બનાવો. વેદાંત કહે છે કે તમે તમારા અંતરાત્મામાં સ્થિર થાઓ. અંતઃકરણને સ્થિર રાખો અને શરીરને કર્મમાં ગુંથાએલું રહેવા દો. શરીર ગતિશાસ્ત્ર (Dynamics) ને આધીન હોવાથી તેને

કર્મમાંજ જોડાએલું રહેવા દ્યો. અંતરાત્માને સ્થિતિરૂપ શાંતિમાં અખંડ રહેવા દ્યો. **આપણા સ્વાર્થમૂલક ખળભળાટથીજ આપણું સર્વ કાર્ય બગડે છે.** દરેક કર્મ તે સાથે જોડાએલી શાંતિ અથવા નિર્વાણને માટેજ કરો.

## ઉત્કર્ષનું બીજું સાધન–નિષ્કામ સ્વાર્થત્યાગ.

એક વાર તળાવ અને નદી વચ્ચે ટંટો થયો. તળાવ નદીને કહે કે "બાઇ, તું તારૂં બધું પાણી–બધો વૈભવ–સમુદ્રને આપી દે છે એ કેવળ જ મૂર્ખાઈ છે! તારૂં જીવન–તારી સંપત્તિ સમુદ્રને મફતની શા માટે આપી દે છે? સાગર તો કૃતઘ્ન છે! તને તારી એ વસ્તુઓની શું જરૂર નથી? તું તારૂં બધુંજ પાણી તેને આપી દે તોપણ એ ખારો ઝેર જેવો સમુદ્ર મીઠો થોડોજ થવાનો છે? '**किं मिष्टमन्नं खरसूकराणाम्?**' તારી મિલકત તારી પાસેજ રાખ, આમ વેડફી શા માટે નાખે છે?"

આ વ્યાવહારિક જ્ઞાન છે, અહીંઆં નદીને પરિણામ તરફ જોવાનું અને ફળની આશા રાખવાનું કહેવામાં આવે છે. પણ નદી વેદાંતી હતી, તેથી આ વ્યાવહારિક જ્ઞાનની વાત સાંભળી તેણે ઉત્તર આપ્યો: "ના, ના, પરિણામ કિંવા ફળની મને દરકાર નથી. જય કિંવા અજય મારે મન સરખાંજ છે. હું તો કેવળ કર્મ કર્યા જાઉં છું, કારણ કે મને તે ગમે છે. મારે કર્મને માટે કર્મ કરવું જોઇએ. કર્મ એજ મારો ઉદ્દેશ છે. વ્યવહારમાં લીન બની જવું એજ મારૂં જીવન છે, અને ગતિ એજ મારો આત્મા છે. મારે કર્મ કરવુંજ જોઈએ."

નદી કર્મ કરતી રહી–લાખો ગૅલન પાણી સમુદ્રમાં વહેવડાવતી રહી. પેલું કંગાલ લોભી તળાવ ત્રણ ચાર માસમાં સૂકાઇ ગયું. તેમાંના પાણીનાં ખાબોચીઆં ભરાઇ રહીને તેમાંથી દુર્ગંધી નીકળવા લાગી. દુર્ગંધી કાદવ તેમાં એકઠો થઈ પડયો રહ્યો, પરંતુ નદી તો સ્વચ્છજ રહી. તેના ઝરાઓ ન સૂકાતાં વહેતાજ રહ્યા, કારણ કે નદીના મૂળમાંના પાણીમાં વધારો કરવાને સમુદ્રની સપાટી ઉપરથી કેટલુંક પાણી ધીમે ધીમે અદૃશ્ય રીતે વરાળરૂપે ઉંચે ગયું અને પવનદ્વારા નીચે આવી નદીનાં મૂળ ઝરણોને સદા વહેતાં રાખ્યાં.

બંધુઓ! તળાવના તર્કશાસ્ત્ર પ્રમાણે ચાલશો નહિ, એમ વેદાંત તમને કહે છે. મારૂં અને મારા કાર્યનું શું થશે, એવી ચિંતા ક્ષુદ્ર અને સ્વાર્થી તળાવજ કરે છે. **તમારૂં કર્મ કર્મને માટેજ હોવું જોઇએ.** તમારૂં સાધ્ય કર્મજ હોવું જોઈએ. તમને ક્ષુબ્ધ કરી નાખનારી અને લલચાવીને હચમચાવી નાખનારી વાસનાઓથી વેદાંત તમને મુક્ત કરશે. પરિણામની ચિંતા કરશો નહિ, **લોકો તરફથી કશાનીએ અપેક્ષા રાખશો નહિ, અને તમારાં કર્મો ઉપરની અનુકૂળ કિંવા પ્રતિકૂળ ટીકાઓથી ગભરાશો નહિ.** આપણા કર્મને ફળ આવશે કે નહિ તેનો વિચાર કે ચિંતા કરતા બેસી રહેશો નહિ. એ પ્રમાણે વાસનાથી તમારે મુક્ત થવું જોઇએ. **તમારે કર્મથી નહિ પણ તેના પરિણામ વિષેના અશાંતિયુક્ત વિચારોથી મુક્ત થવું જોઇએ.** આમ થવાથી તમારૂં કામ કેટલું બધું ઉત્તમ થશે?

મૂઢ બનાવી દેનારી વાસનાઓ અને મોહરૂપી દુ:ખદાયક રોગોનું ઉત્તમ ઔષધ સતત ઉદ્યોગ છે. પરંતુ આતો કેવળ નરમ ભલામણ છે, **ખરાં કર્મ કર્યા પછી થતો આનંદ**

**મોક્ષની એક ચીનગારી અથવા અજ્ઞાત આત્મસાક્ષાત્કારજ છે.** તે તમને શુદ્ધ, નિર્મળ અને પરમાત્મ સ્વરૂપમાં લીન બનાવી દે છે. **આ આનંદજ કર્મનું ઉત્તમ અને નિશ્ચિત ફળ છે.** કર્મના ક્ષુદ્ર સ્વાર્થી હેતુની વાસના રાખીને **આ આરોગ્યદાયક સ્વર્ગીય ખજાનો દૂષિત કરશો નહિ.** નીચ મહત્ત્વાકાંક્ષા અને ક્ષુદ્ર વાસના આપણી ઉન્નતિને મદદ કરવાને બદલે આપણને પાછળજ ખેંચે છે. બાહ્ય **વિષયોની લાલસાઓ આપણી કર્તૃત્વ શક્તિને પોષક થવાને બદલે તેનો હ્રાસ કરનારીજ નીવડે છે. ખરી લાગણીપૂર્વક કરેલા કામથી થતા આનંદ કરતાં ગમે તેવું ઇનામ કે પ્રશંસા વધારે હિતકારક હોઇ શકતાં નથી.** ત્યાગરૂપી ધર્મ અને તેથી ખેંચાઇ આવતું માન સાધ્ય કરવાને કર્મ આચરો. **કર્મોનાં ફળ મળવા બાબતમાં અપાતાં છોકરવાદી વચનો માટે કર્મ કરશો નહિ.** તમારા ઉપર કંઇ મોટી જવાબદારી કિંવા ઉપાધિ છે એમ માનશો નહિ. બક્ષિસોની આશા રાખશો નહિ. કામ કરવામાં તમારો ઉદ્દેશ આજ હોવો જોઈએ.

લોકો કહે છે કે પ્રથમ યોગ્યતા મેળવો અને પછી ઇચ્છા કરો. વેદાંત કહે છે કે **ફક્ત યોગ્યતાજ મેળવો, ઇચ્છા કરવાની કંઇ જરૂર નથી. ભીંતો બાંધવાને ઉપયોગી થાય એવા તયાર ઘડાયલા પથરાઓ કંઇ રસ્તામાં પડી રહેશે નહિ.** જો તમારામાં પાત્રતા આવશે તો અનિવાર્ય ઈશ્વરી નિયમ પ્રમાણે દરેક વસ્તુ તમારી પાસે ચાલીને આવશે. **દીવાએ ફક્ત બળતાજ રહેવું જોઇએ; પતંગોને આમંત્રણ કરવાની તેને જરૂર નથી.** તેઓ પોતાની મેળેજ તેની આસપાસ એકઠાં થશે. જ્યાં વહેતો ઝરો હોય ત્યાં પોતાની મેળેજ જળની ઈચ્છાવાળા લોકો આવે છે, ઝરાને તેમની બિલકુલ ચિંતા કરવી પડતી નથી. જ્યારે ચંદ્રોદય થાય છે ત્યારે ચાંદનીનો આનંદ મેળવવાને લોકો આપોઆપજ બહાર આવે છે. **ચાલો-આગળ વધો કે જેથી દેહનું મિથ્યાત્વ અને આત્માનું સત્યત્વ અનુભવાય.** આમ દૃશ્ય વ્યાપાર અવિશ્રાંત થશે ત્યારે તમે નિર્વાણ અથવા કૈવલ્યપદનો સ્વાદ ચાખી શકશો. એ પ્રમાણે જ્યારે તમે **તમારા વ્યક્તિત્વ અને અહંકારને કર્મરૂપી ક્રૉસ ઉપર ચડાવશો ત્યારે વિજય તમને પોતાની મેળેજ શોધતો આવશે** અને તમારી યોગ્યતા પારખનાર માણસોની ખોટ પડશે નહિ. ખ્રિસ્ત જ્યાં સુધી જીવતો હતો ત્યાં સુધી લોકો તેને માનતા નહોતા, લોકોમાં પૂજાયા પહેલાં તેને ક્રૉસ ઉપર ચડવું પડયું હતું. બંધુઓ, સત્યને કચડી નાખી જમીનદોસ્ત કરી નાખવામાં આવે તોપણ તે ફરીથી ઉઠશેજ, કોઇ **પણ બીજ તેના રૂપ અને આકારનો નાશ થયા સિવાય ઉગી શકતું નથી.** માટે ઉત્કર્ષની બીજી આવશ્યક બાબત સ્વાર્થત્યાગ-અહંકારને ક્રૉસ ઉપર ચડાવવો એ છે. ‘ત્યાગ’ શબ્દના અર્થમાં ગોટાળો કરશો નહિ, ત્યાગનો અર્થ ‘દેહદંડ’ નથી.

દરેકને શુભ્ર, ચકચકિત, કાંતિવાન્ અને તેજના અંબારરૂપ થવું ગમે છે, પરંતુ તમે પ્રભાવશાળી શી રીતે થશો? પદાર્થો ધોળા શી રીતે દેખાય છે? આધિભૌતિક શાસ્ત્રો તમને એમ કહે છે કે *ત્યાગ* એજ શુભ્રતા મેળવવાનું સાધન છે. બીજું કંઇ નથી. સૂર્યનાં કિરણોના સાતે રંગ જુદા જુદા પદાર્થો ઉપર પડે છે, કેટલાક પદાર્થો તે રંગ શોષી લે છે, અને ઘણા ખરા પદાર્થો તે રાખી લઇને એકજ પાછો મોકલે છે. આ પદાર્થો જે રંગ પોતાની પાસે

ન રાખતાં પાછો ફેંકે છે તે એકજ રંગ ઉપરથી ઓળખી શકાય છે. તમે અમુક રંગને ગુલાબી કહો છો, પરંતુ વસ્તુતઃ એજ રંગ એકમાં હોતો નથી. તેણે જે બીજા રંગ શોષી લીધા છે અને જે ખરેખર તેમાં છે, તે તેના છે, એમ તમે કહેતા નથી. કેવું આશ્ચર્યકારક ? કાળા પદાર્થો સૂર્યકિરણમાંના સર્વરંગ શોષી લે છે, કોઈજ રંગ પાછો આપતા નથી કે કશાનોએ ત્યાગ કરતા નથી; તે કંઇએ નાંખી દેતા નથી તેથી તે કાળા ને કાળાજ હોય છે. ધોળા પદાર્થો કંઇજ શોષતા નથી, તે કશાપર પોતાનો હક રાખતા નથી, તે સર્વનો ત્યાગ કરે છે, સ્વાર્થી બનીને તેઓ કંઇજ રાખી મૂકતા નથી, માલેકીની ભાવના તેમનામાં હોતી નથી, તેથી તે શુભ્ર, ચકચકિત, કાંતિવાન અને તેજઃપુંજ દેખાય છે.

તેવીજ રીતે જો તમારે યશસ્વી અને પ્રભાવશાળી બનવુ હોય તો તમારે તમારા અંતઃકરણમાંની **સ્વાર્થી સ્વામીવૃત્તિ છોડી દેવી જોઇએ.** તેનો તમારે ત્યાગજ કરવો જોઈએ. **સદા દાતાર બનો**--નિરપેક્ષ સેવા કરનારા બનો. યાચનાની આશાભૂત વૃત્તિને તમારામાં પેસવાજ દેશો નહિ. કોઇ પણ વસ્તુ પોતે એકલાએજ કરવાની ક્ષુદ્ર ઇચ્છા છોડી દો. તમારાં ફેફસાંમાંની હવાને પણ તમારીજ ગણવાનો તમને શો અધિકાર છે ? તે હવા તો સાર્વજનિક છે. ઉલટું જ્યારે તમે ફેફસામાંની થોડી હવા ઉપરની માલેકી છોડી દેશો ત્યારે સર્વ વાતાવરણના માલેક બનશો, અને તમારાં સાધનો ( Resources ) અસંખ્ય થઇ પડશે. શ્વાસ અંદર ખેંચો, સર્વ વિશ્વમાંના પ્રાણને શોષી લ્યો. ગર્વિષ્ટ બનતા ના. અહંભાવ રાખશો નહિ. **તમારા ક્ષુદ્ર વ્યક્તિત્વની માલેકીનું કંઈ પણ છે એમ માનશો નહિ.** સર્વ ઈશ્વરનું–આત્માનું છે. સર આઈઝાક ન્યુટનનો દાખલો લ્યો: સર્વ જગતની દૃષ્ટિએ તે એટલો બધો હોશિયાર, વિદ્વાન્ અને કુશાગ્રબુદ્ધિનો શી રીતે થયો ? જે ઉત્તમ ભાવનાથી તેણે જીવતાં સુધી કામ કર્યું તે ભાવના તેના અંતકાળે સૌને નજરે પડી. " તું આખા જગતમાં સૌથી મોટો માણસ છે, " એમ જ્યારે તેમની કોઈએ પ્રશંસા કરી ત્યારે તે બોલ્યો: " ના, ના, મારી બુદ્ધિ અથવા મારૂં ક્ષુદ્ર વ્યક્તિત્વ તો અગાધ જ્ઞાનરૂપી સમુદ્રના કિનારાની છીપો અને શંખલાઓ શોધનાર બાળક જેવુંજ છે ! " આ ઉપરથી આપણને જણાઈ આવશે કે નિરભિમાન વૃત્તિ જે કશાએ ઉપર પોતાનો હક્ક પ્રતિપાદન કરતી નથી, કિંવા જે પોતાના ક્ષુદ્ર વ્યક્તિત્વની બડાશો હાંકતી નથી તેજ તમારી કર્તૃત્વશક્તિ અને સામર્થ્ય ઉત્તમ રીતે વધારે છે; અને એજ વેદાંતનું મુખ્ય લક્ષણ સમજવું.

તમારામાં દરેક જાતની વાસનાઓ હોય છે અને તે સર્વ તૃપ્ત થાય એવી તમારી ઇચ્છા હોય છે, પણ સર્વ વાસનાઓ તૃપ્ત કરવાનું ગુહ્ય કારણ પ્રથમ સમજી લ્યો. જ્યારે **તમે વાસના છોડી દેશો ત્યારેજ તે ફળીભૂત થશે.** બાણ કેમ મારવામાં આવે છે ? આપણે ધનુષ હાથમાં લઇએ છીએ, વાળીએ છીએ, પણ જ્યાં સુધી ધનુષની દોરી આપણે ખેંચી રાખીએ છીએ ત્યાં સુધી તીર આપણા હાથમાંજ રહે છે; શત્રુને જઇને વાગતું નથી. આપણે ગમે તેટલી દોરી ખેંચી રાખીએ પણ તે બાણ આપણી પાસેજ રહેશે. પણ જ્યારે આપણે તે છોડી દઇએ છીએ ત્યારેજ સુસવાટ કરતું તે જાય છે, અને શત્રુનું હૃદય ભેદે છે. તેજ પ્રમાણે જ્યાં સુધી વાસનાને તમે ખેંચી રાખો છો, જ્યાં સુધી ઇચ્છા રાખો છો અને જ્યાં-**સુધી વાસનાને માટે ઝુરો છો ત્યાં સુધી તે બીજાના હૃદયમાં પ્રવેશ કરશે નહિ; જ્યારે તમે તે છોડી દેશો ત્યારેજ તે બીજાના આત્માને જઈ વાગશે.** વાસના

કહે છે કે " **જ્યારે તમે મને છોડી દેશો અને ગુમાવશો ત્યારેજ હું તમારી નજીકમાં જણાઇશ.** જ્યારે તમે તમારી જાતને આપણુ બન્નેથી ભિન્ન એવી અનિર્વચનીય સ્થિતિમાં ( મનોવૃત્તિમાં ) રાખશો ત્યારેજ તમે મને મેળવી શકશો." વેદાંત તમને એજ શીખવે છે.

કોઇ એક સમયે બે યતિઓ સાથે મળીને પ્રવાસ કરતા હતા. તેમાંનો એક પોતાના આચરણમાં સંગ્રહ કરવાની નીતિ પાળતો હતો અને બીજો ત્યાગી હતો. સંગ્રહ અને ત્યાગ એ બે વિષયોપર વિવાદ કરતા કરતા તેઓ એક નદીને કિનારે આવ્યા, એટલામાં છેક સાંજ પડી ગઇ. ત્યાગીની પાસે તો કંઈ પૈસા નહોતા, પણ પેલા બીજા પાસે હતા. ત્યાગી બોલ્યો: " આપણે શરીરની શું પરવા ? હોડીના ખારવાને આપવાને આપણી પાસે પૈસા નથી; ઈશ્વિરનું નામસ્મરણ કરતા આ કિનારે જ રાતવાસો કરીએ. "

પૈસાવાળો યતિ બોલ્યો: " આપણે જો નદીના આ તીરે રહીએ તો અહીંઆં ગામ નથી, વાડી નથી, ઝુંપડી નથી તેમજ કોઇની સોબત પણ નથી. વરૂઓ આવી ફાડી ખાય, સર્પો દંશ કરે અથવા ટાઢથી લાકડું થઈ જવાય, માટે સામે કાંઠે જઇએ. સામે કાંઠે જવાને હોડીવાળાને આપવાના પૈસા મારી પાસે છે. પેલી મેર એક નાનું ગામડું છે ત્યાં આપણે સુખે રાત રહીશું."

એટલામાં હોડીવાળો ત્યાં આવ્યો અને તેણે તે બન્નેને નદી પાર ઉતાર્યા. રાત્રે હોડીવાળાને ભાડું ચૂકવનારો યતિ, ત્યાગી સંન્યાસીને કહેવા લાગ્યો કે " પૈસા સાથે રાખવાનો ફાયદો તને હવે સમજાયો કે નહિ ? એ પૈસાનેજ પ્રતાપે બે જીવ રાત્રે બચ્યા, માટે હવે કદિ ત્યાગનો ઉપદેશ કોઇને કરીશ નહિ. હું પણ તારા જેવો ત્યાગીજ હોત તો આખી રાત પેલે તીરે ભૂખ્યું રહેવું પડત, ટાઢથી અકડાઇ જાત અથવા કદાચિત્ મરી પણ જાત."

ત્યાગી યતિ બોલ્યો: તેં એ પૈસા તારી પાસેજ રાખ્યા હોત-વાપર્યા ન હોત-તે હોડીવાળાને આપ્યા ન હોત તો આપણે પેલે તીરે મરી જાત. એ પ્રમાણે પૈસા આપી દેવાથીજ અર્થાત ત્યાગથીજ આપણે જીવતા રહ્યા. મારા ખીસ્સામાં હું પૈસા રાખતો નથી તો પણ તારૂં ખીસ્સું મારૂંજ બન્યું. મારી શ્રદ્ધાએજ તારા ખીસ્સામાં મારે માટે પૈસા રાખ્યા. મારે કોઇ દિવસ કશી ખોટ પડતી નથી. જ્યારે મને કોઈ પણ વસ્તુની જરૂર પડે છે ત્યારે તે હરેક પ્રકારે મળી રહે છે.

આ વાત ઉપરથી જણાઇ આવે છે કે જ્યાં સુધી તમે તમારી વાસનાઓ અથવા ઇચ્છાઓ પાસે-ખીસ્સામાં રાખો છો ત્યાં સુધી તમને નિર્ભયતા, સુખ અને શાંતિ મળી શકશે નહિ. તમારી ઇચ્છાઓ છોડી દો, તેને ઓળંગી જાઓ, એટલે તમને બમણી શાંતિ, તાત્કાલિક વિશ્રાંતિ અનેઅંતે સર્વ કામનાઓની પૂર્તિ મળશે. વાસના છોડી દઇને જ્યારે **તમે તમારા સત્ય ( બ્રહ્મ ) સ્વરૂપમાં રહેશો ત્યારે તમારી સર્વ કામનાઓ પૂર્ણ થશે.** ધ્યાનમાં રાખજો કે જ્યારે તમે પરમાત્મસ્વરૂપમાં જાણતાં કે અજાણતાં લીન થશો ત્યારેજ તમારી કામના સફળ થવાનો વખત આવી પહોંચશે.

## ઉત્કર્ષનું ત્રીજું તત્ત્વ-પ્રેમ.

ઉત્કર્ષનું ત્રીજું તત્ત્વ પ્રેમ છે-વિશ્વની સાથે ઐક્યભાવ અને પરિસ્થિતિને અનુરૂપ થવું એ છે. પ્રેમનો અર્થ શું ? પ્રેમનો અર્થ એ છે કે આપણા પાડોશીઓ અને જેની જેની સાથે

આપણો સંબંધ છે તે સર્વની સાથે આપણું ઐક્ય છે, એમ આપણા આચરણમાં અનુભવવું. જો તમે દુકાનદાર હો તો તમારા ઘરાકોનું હિત એજ તમારૂં હિત છે, એમ ગણી જ્યાં સુધી તમે એ પ્રમાણે વર્તી શકો નહિ ત્યાં સુધી તમારા વ્યાપારમાં તમને લાભ-બરકત-જણાશે નહિ, અને તમારો ધંધો ખરાબ થઇ જશે. જો હાથ સ્વાર્થી વૃત્તિથી શરીરના અન્ય અવયવોથી પોતાને ભિન્ન ગણીને એમ કહે કે "જુઓ હું જમણો હાથ છું, બધી જાતનો શ્રમ હું કરૂં છું, અને હું અત્યંત કષ્ટ વેઠીને જે લાવું તે આખા શરીરને શા માટે મળવું જોઇએ? મેં શ્રમ કરીને મેળવેલું અન્ન પ્રથમ પેટને અને તેના તરફથી બીજી ઇંદ્રિયોને શા માટે મળવું જોઇએ? નહિ નહિ, તે તો હું મારી પાસેજ રાખીશ!" તો તે અન્ન ચામડી ફાડી હાથમાં ભર્યા સિવાય અથવા ઇનૉકયુલેટ કર્યા (ઘોંચી દીધા) વિના બીજો માર્ગ નથી. પરંતુ એમ કરવું એ હાથને હિતકારક થશે કે? એ માર્ગે હાથને ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થશે કે? ના, કદિ નહિ. ફક્ત એકજ રીતે તે હાથ ખૂબ જાડો થઇ શકશે. તે એકલોજ એવો તો લઠ્ઠ થશે કે શરીરના બીજા ભાગ તેની અદેખાઈ કરશે. તે હાથે એકાદ ડાંસ, મધમાખી અથવા સર્પ કરડવાથી હાથ ખૂબ જાડો થશે. ફક્ત એજ માર્ગે હાથની સ્વાર્થી વૃત્તિ પૂર્ણ વિજય પામશે, અને એવીજ રીતે હાથનું સ્વાર્થી તત્વજ્ઞાન સિદ્ધિ પામશે. પરંતુ તે કેટલું અનિષ્ટ છે? એવી તૃપ્તિ અથવા એવી જાતનો વિજય આપણે જોઇતો નથી. સૂજી જઇને જાડું ગણાવું એ કોણ સારૂં કહી શકે? તે પ્રમાણે એ પણ ધ્યાનમાં રાખશો કે આ જગત એક શરીર છે, અને તમારાં શરીર તે દાંત, નખ કે આંગળીની પેઠે તેના નાના અવયવો છે, માટે ઉત્કર્ષની ઇચ્છા હોય તો આપણો આત્મા વિશ્વના આત્માથી જુદો છે, એમ કદિ માનશો નહિ. હાથને પોતાનો ઉત્કર્ષ કરવો હોય તો શરીરના ઉત્કર્ષમાંજ પોતાનો ઉત્કર્ષ સમાએલો છે, આખું શરીર અને હાથ ભિન્ન નથી, એ તેને સમજાવું જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો હાથને પોતાનો આત્મા કાંડાની આગળના પ્રદેશમાંજ નહિ પણ શરીરના સર્વ ભાગમાં છે એમ લાગવું જોઇએ. આખા શરીરના આત્માને પોષવો એ હાથમાંના આત્માનેજ પોષ્યા બરોબર છે એમ માનવું જોઇએ. વિશ્વની સાથે આપણું ઐક્ય છે–ઈશ્વરને આપણે એકજ છીએ. એ પૂર્ણ સમજાયા અને આચારણમાં મૂકાયા સિવાય તમારો ઉત્કર્ષ થશે નહિ. ભિન્નત્વ અને દ્વૈતના પંજામાં સપડાશો તો તમે સ્વાસ્થ્યરહિત અને વ્યાધિગ્રસ્ત બનશો. જ્યારે તમે સર્વ અને સમષ્ટિરૂપ બનશો ત્યારેજ પૂર્ણતા પામશો. આ એકત્વ અનુભવવાથી વેદાંત આચરણમાં આવે છે. આ ઉચ્ચ અને ઉદાત્ત તત્ત્વનું ઉલ્લંઘન કરશો અને આ પવિત્ર કાયદો આચરણમાં તોડશો તો પેલા સ્વાર્થી હાથની પેઠે એ પાપની શિક્ષા તમારે ભોગવવી પડશે. કોલરિજ્જે પોતાના 'એન્સીયંટ મૅરીનર'માં અને **બાયરને** પોતાના '**પ્રિઝનર ઑફ ચીલોન**'માં આ તત્ત્વનું ઘણુંજ સરસ પ્રતિપાદન કર્યું છે. એ કવિતામાં તેમણે તો એમ સિદ્ધ કર્યું છે કે, જ્યારે મનુષ્ય કુદરતના ઐક્યની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે ત્યારેજ તેને દુઃખ ભોગવવું પડે છે. જ્યારે તમે તમારા બાંધવોની સાથે તમારૂં ઐક્ય થઈ ગએલું અનુભવો છો ત્યારે જરૂરજ તમારી ઉન્નતિ થાય છે.

**પશુ, પક્ષી, માનવ વસ્તુ નાની મોટી પ્રત્યે ચાહના;**
**ઈશ્વર તણી એ ભકિત સાચી, એજ સાચી પ્રાર્થના.**

(He prayeth best who loveth best Both man and bird and beast. He prayeth well who loveth well, All things both great and Small.)

એક વાર એક રાજા મૃગયા રમવા વનમાં ગયો, અને એક સિંહની પાછળ પડવાથી તેનાં માણસોથી જુદો પડી ગયો. સૂર્યના સખત તડકાથી તે તૃષાતુર થયો. તે અરણ્યમાં એક નાનો સરખો બગીચો તેને જણાયો અને તેમાં તે પેઠો. રાજા શિકારી પોષાકમાં હોવાથી અને બગીચાના માળીએ રાજાને પહેલાં કદિ જોએલો ન હોવાથી રાજાને તે ઓળખી શકયો નહિ. 'મને તરસ લાગી છે, કંઇક પીવાનું આપ.' એમ રાજાએ તેને કહ્યું. માળી એકદમ બાગમાં ગયો અને એક દાડમ લઈ તેના દાણા નીચોવી રસનું એક પવાલું ભરી રાજા પાસે લઇ આવ્યો. રાજા તે તરત પી ગયો. પરંતુ તેની તરસ ગઈ નહિ, તેથી તેણે પેલા માળીને બીજો થોડો રસ લાવવા કહ્યું. માળી તે લેવા ફરીથી બાગમાં ગયો. રાજા વિચાર કરવા લાગ્યો કે "આ બાગની જમીન અત્યંત રસાળ જણાય છે, કારણ કે એક ઘડીમાં પ્યાલો ભરીને આ માળી દાડમનો રસ લઇ આવ્યો. આ બાગના માલેકની તપાસ કરી તેના ઉપરનો કર ખૂબ વધારવો જોઈએ." આ તરફ પેલા માળીને બહુજ વાર લાગી. કલાક થયો તોપણ તે રસ લઇને આવ્યો નહિ. ત્યારે રાજાને ચિંતા થઈ કે 'પ્રથમ મેં પીવાનું માગ્યું ત્યારે એક ક્ષણમાં તે પ્યાલો ભરી રસ લાવ્યો અને અત્યારે લગભગ કલાક થવા આવ્યો છતાં તેના પ્યાલામાં રસજ કેમ એકઠો થતો નથી? એક કલાકે માળી પ્યાલો લાવ્યો, પરંતુ તે અધૂરો હતો. "પહેલી વખત તરત ભરાયો અને આ વખતે આખો કલાક તેમાં ગાળ્યો તોપણ અધૂરો રહ્યો એનું કારણ શું?" એમ પૂછતાં વૃદ્ધ અને જ્ઞાની માળીએ જવાબ આપ્યો કે, "પ્રથમ જ્યારે હું આપને માટે રસ કહાડવા ગયો ત્યારે રાજાની બુદ્ધિ સારી હતી, પરંતુ બીજી વખત હું ગયો ત્યારે રાજાનો કૃપાળુ અને પ્રજાવત્સલ સ્વભાવ બદલાઇ જઇ તેની બુદ્ધિ ફરી ગઈ હોવી જોઇએ. તે કારણે પૃથ્વી રસ ચોરી ગઇ અને તેથી પ્યાલો ભરાયોજ નહિ. મારાં રસથી ભરેલાં દાડમ એકાએક નીરસ થઇ ગયાં એનું કારણ મને બીજું કંઈજ સૂઝતું નથી."

રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો અને માળીનું કહેવું અક્ષરે અક્ષર સત્ય જણાયું. બાગમાં પેસતી વખતે ત્યાંના લોકો ગરીબ છે, અને તેમને મદદ કરવાની જરૂર છે, એવા દયા અને પ્રેમના વિચારો રાજાના મનમાં હતા; પરંતુ જ્યારે તે માળીએ એક ક્ષણવારમાં પ્યાલો ભરીને રસ કહાડી આપ્યો ત્યારે તેનું મન બદલાયું, અને બુદ્ધિ પણ ફરી ગઇ, રાજાનું વિશ્વ સાથેનું ઐક્ય તૂટતાંજ બગીચામાંનાં દાડમપર તેની અસર થઇ. રાજા તરફથી પ્રેમતત્ત્વનો ભંગ થતાંજ દાડમનાં વૃક્ષોએ પોતાનો રસ શોષી લીધો.

આ કથા ખરી હોય કે ખોટી, તેની સાથે આપણે કાંઇ કામ નથી; પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે જ્યાં સુધી કુદરતની સાથે તમારી પૂર્ણ એકવાકયતા છે, જ્યાં સુધી વિશ્વ સાથે તમારૂં ઐક્ય છે, જ્યાં સુધી તમે પોતાનું દરેક સાથે અને સર્વ સાથે અભિન્નત્વ માનો છો, ત્યાં સુધી સર્વ ઉપાધિ, પરિસ્થિતિ અને વાયુ પણ તમને અનુકૂળજ થશે; પણ જે ક્ષણે તમે સંબંધ તોડશો તેજ ક્ષણે એ સર્વ તમારી વિરૂદ્ધ થશે, અને તેજ ક્ષણે સર્વ જગત તમારાપર શસ્ત્ર ઉગામશે. પ્રેમનું આ દિવ્ય તત્ત્વ પૂર્ણ સમજો અને તે પ્રમાણે આચરણ કરો. પ્રેમ એ ઉત્કર્ષની જીવનકળા છે.

## ઉત્કર્ષનું ચોથું તત્ત્વ-ઉત્સાહ કિંવા પ્રસન્નતા.

ઉત્કર્ષનું ચોથું તત્ત્વ ઉત્સાહ છે. ઉત્સાહ અથવા ઉલ્લાસ કેવી રીતે ટકે છે? આનંદી રહો, ચિત્તવૃત્તિ શાંત રાખો અને પ્રસંગને સમજનારા બનો, એમ કહેવું સહેલું છે; પરંતુ

ગમે તેવી સ્થિતિમાં પણ આનંદી, ઉલ્લાસી અને શાંત રહેવું કઠિન છે. ફક્ત નિયમ બાંધવાથી તમે આનંદી થઇ શકતા નથી—કૃત્રિમ ઉપાયોથી તમે કંઈ કરી શકતા નથી. ત્યારે આપણે આનંદી શી રીતે રહેવું ? તમારા મનની સ્થિતિનો શાના ઉપર આધાર છે ? વેદાંત કહે છે કે જ્યારે આપણે સચ્ચિદાનંદ સ્વરૂપને શિખરેથી દેહાભિમાન અને વાસના ઇત્યાદિના પ્રદેશમાં નીચે ઉતરીએ છીએ ત્યારે ચિત્તવૃત્તિ ચંચળ બને છે. આપણે ખિન્ન અને ઉદાસ બનીએ છીએ. એવે વખતેજ આપણા મનની સ્થિરતા બગડે છે. પેટમાં બગાડ થાય છે ત્યારેજ આપણને પેટ છે, એ વાત ધ્યાનમાં આવે છે. સળેખમ થાય ત્યારેજ આપણને નાક છે, એમ લાગવા માંડે છે. હાથે કંઈક વાગે કે દુઃખે ત્યારેજ તે હોવાનું આપણને સ્મરણ થાય છે; તેવીજ રીતે **જ્યારે આપણું આધ્યાત્મિક આરોગ્ય બગડે છે ત્યારેજ આપણને આપણા વ્યક્તિત્વની, ક્ષુદ્ર અહંકારની અને દેહની શુદ્ધિ આવે છે.** ગુંચવી નાખનારી દેહ ઉપરની આસક્તિથીજ દુઃખકારક આધ્યાત્મિક અસ્વસ્થતા થાય છે. આધ્યાત્મિક દૌર્બલ્ય જણાવા લાગતાંજ આપણે નંદનવનથી નીચે પડીએ છીએ. દ્વૈત અને ભેદનાં વૃક્ષોનાં ફળ ચાખતાંજ સ્વર્ગમાંથી આપણે નીચે ફેંકાઈ જઇએ છીએ. તેથી ઉલટું જડ દેહમાં માની લીધેલા આત્મભાવને ક્રોસ ઉપર ચઢાવતાંજ ખોએલું નંદનવન પાછું આપણે મેળવી શકીએ છીએ; દેહાત્મત્વ અને અલ્પ, ક્ષુદ્ર, નીચ, અધમ વાસનાઓને ઓળંગી જતાંજ તમને તમારી સ્થિરતા અને ઉત્સાહવૃત્તિ પાછી મળે છે.

ટુંકામાં જો તમારે આનંદ અને ઉત્સાહ મેળવવાં હોય તો વેદાંતનું પ્રધાન તત્ત્વ તમારો આત્મા એજ એક માત્ર સત્ય છે, એ ત્રિકાલાબાધિત સત્ય આચરણમાં મૂકવું જોઇએ.

તમારા આત્મામાં તમે લીન થઈ જશો એટલે દૃશ્ય જગતનો સર્વ વિસ્તાર તમારી આગળ છેક પાતળો થઇ જશે. તમે તેને ગમે તે આકાર આપી શકશો અથવા તો કપૂરની પેઠે એ ઉડી જશે. ‘ હું દેહ નથી ’ એમ સમજતાંજ સર્વ શારીરિક વ્યાપાર, સંબંધ અને બંધનો કેવળ રમકડાં જેવાં ભાસશે. એ સર્વ નાટકની રંગભૂમિ ઉપરનાં પાત્રોનાં કામ છે. રંગભૂમિ ઉપરના પાત્ર તરીકે એક મનુષ્ય મારો શત્રુ હોય છે, બીજો મારો મિત્ર બને છે; કોઇ પિતા થાય છે, તો કોઇ પુત્ર થાય છે; પરંતુ વસ્તુતઃ હું પુત્ર પણ નથી અને પિતા પણ નથી, એ શત્રુમિત્રો પણ ખરેખર શત્રુમિત્રો નથી. હું કેવળ **બ્રહ્મ** છું, સંસારી બંધનો અથવા સંબંધ મને બાંધી શકતાં નથી, સર્વ સંબંધી માયાવી છે. રંગભૂમિ ઉપર સર્વ પાત્રોએ પોતપોતાનો પાર્ટ બરાબર ભજવવો જોઇએ, પરંતુ જે નાટકમાંનો પ્રેમ અને દ્વેષ ખરાં ગણીને પોતાના શરીરપર તે વહોરી લે છે તે કેવળ મૂર્ખ છે. તેવીજ રીતે આખું જગત જ્યારે નાટકનો એક સીન—દેખાવજ છે તો કર્તવ્યના બાહ્ય સ્વરૂપને બીનજરૂરી મહત્વ શા માટે આપવું ? એક રાજા હોય તો તેની અદેખાઈ શા માટે કરવી ? કિંવા બીજો રંક હોય તો તેનો તિરસ્કાર કરવાનો આપણને શું અધિકાર છે ?

**ઉચ્ચ કે નીચ સ્થિતિમાં, નથી માનાપમાન કૈં;**
**સ્વકર્ત્તવ્ય કરો તેમાં, સર્વ માન વસે જઇ.**

વેદાંત તમને એમ કહે છે કે તમારી પરિસ્થિતિની બહુ પરવા રાખવાની તમને કંઇ જરૂર નથી, અધ્યાત્મવિદ્યાના નિયમો સમજી લ્યો અને સર્વ ભય છોડી દો. ધારો કે એક ન્યાયાધીશ છે, તે ન્યાયમંદિરમાં આવે છે અને પોતાને સ્થાને બેસે છે. વાદીપ્રતિવાદીઓ, કારકુનો,

વકીલો, નોકરચાકર અને બીજા લોકો ક્યારનાએ તેની રાહ જોતા તેને માલુમ પડે છે. ન્યાયાધીશને સાક્ષીને બોલાવવા કે વકીલોને નિમંત્રણ આપવા જવું પડતું નથી, વાદીપ્રતિવાદીને લાવવા પડતા નથી, તેને ઓરડાઓ વાળવા, સાફ કરવા, ટેબલ લુછવાં, બેડકો સાફ કરવી વગેરે કરવું પડતું નથી; તે આવતાંજ સર્વ કામ વ્યવસ્થિત રીતે શરૂ થાય છે. જેમ સૂર્યના ઉગવાથીજ સર્વ સૃષ્ટિ જાગ્રત થાય છે, નદી, વનસ્પતિ, મનુષ્ય સર્વને આહ્લાદ થાય છે, તેવીજ રીતે જ્યારે તમે સત્ય સ્વરૂપમાં તમારૂં થાણું બેસાડશો ત્યારે તમે નિષ્પક્ષપાતી વરિષ્ઠ ન્યાયાધીશ તરીકે તમારા આત્માની જગ્યાએ અધિષ્ઠિત થશો. જ્યારે તમારો દિવ્ય આત્મા સર્વ શક્તિથી પ્રકાશવા લાગશે ત્યારે સર્વ પરિસ્થિતિ પોતાની મેળેજ પોતાનું કાર્ય કરવા લાગશે, અને તમારી સમીપતાના સુખકારક પ્રકાશથી સર્વ વસ્તુઓ આનંદિત અને સુવ્યવસ્થિત થશે.

શ્રીરામચંદ્ર વિષે એમ કહેવામાં આવે છે કે જ્યારે તે **સીતા** (આત્મવિદ્યા)ને પાછી મેળવવા નીકળ્યા ત્યારે સર્વ સૃષ્ટિ તેમની સેવા માટે તત્પર થઇ. તેમના પક્ષને જઇ મળવાને વાંદરાં, રીંછ, હંસ, ખીસકોલીઓ, પત્થર અને પાણી પણ પરસ્પર સ્પર્ધા કરતાં હતાં. વિષયો રૂપી કાદવમાં મશગુલ બનાવનારી આસક્તિનો અને અધોગતિના ખાડામાં દોરી જનાર દ્વેષનો ત્યાગ કરીને આત્માના વૈભવ અને ઐશ્વર્યથી વિલસિત રહો, એટલે દેવ અને યક્ષ કિન્નરાદિને કંગાલ ગુલામ પ્રમાણે તમારી સેવામાં હાજર થયા સિવાય છુટકો નથી. દરેક મનુષ્ય બાળકની એટલી બધી ખુશામત શા માટે કરે છે? એ નાનો સરખો બાળરાજા મોટા મોટાઓને ખભે ચડી બેસે છે, અને તેમની મૂછો ખેંચે છે, એ શાથી? એનું કારણ એજ કે બાળક પરિસ્થિતિથી અલિપ્ત અને અજાણતાંજ બ્રહ્મમય સ્થિતિમાં હોય છે.

જો તમે તમારૂં કર્તવ્ય ઉત્તમ રીતે બજાવ્યા જશો, **જો તમે સદ્બુદ્ધિથી તમારૂં કાર્ય કર્યા જશો તો પછી બાહ્ય મદદ માગવાની કે તેની ચિંતા કરવાની તમને કંઈ જરૂર નથી. મદદ તમને મળવીજ જોઇએ અને તેણે તમને શોધતાં આવવુંજ જોઇએ.** જ્યારે તમે એકાદ ભાષણ આપો અને તેમાં સંગ્રહ કરી રાખવા જેવો કંઇ ભાગ હોય તો તે કોઈ ઉતારી લેશે કે નહિ, પ્રસિદ્ધ કરશે કે નહિ, વગેરેની ચિંતા કરશો નહિ. ન્યાયાધીશની વૃત્તિ રાખો. તમારી મૂળ મોટાઇમાં-પ્રભાવમાંજ સ્થિર થાઓ. બાહ્ય બાબતો અને બીજાઓની મદદની ચિંતાથી તમારી આનંદિત વૃત્તિને બગડવા દેશો નહિ.

શરીરના એકાદ ભાગ ઉપર ચળ આવતાંજ ત્યાં ખંજવાળવાને હાથ એની મેળેજ તે તરફ જાય છે. હાથમાં રહેલી શક્તિ અથવા આત્મા ચળ આવતી જગાએ રહેલી શક્તિ કે આત્માથી ભિન્ન નથી. તેમજ એ પણ ધ્યાનમાં રાખશો કે તમારામાંનો અને તમારી આસપાસના સર્વ પદાર્થોમાંનો આત્મા એકજ છે, અને જ્યારે તમારામાંનો આત્મા સર્વ વ્યાપી આત્મા ( બ્રહ્માત્મા ) સાથેના ઐક્યથી સ્ફુરે છે, તથા જ્યારે આ જગત્ તમને તમારૂંજ શરીર ભાસે છે, ત્યારે ચળ આવતી જગ્યાએ જેમ હાથ એની મેળેજ જાય છે, તેમ સર્વ બાહ્ય મદદ એની મેળેજ તમારી તરફ દોડતી આવશે.

આપણે આપણી છાયા પકડવાને તેની પાછળ દોડીએ છીએ તો તે કદિ હાથ લાગતી નથી, તે સદા આગળ ને આગળજ રહે છે; પરંતુ જો તે છાયા તરફ પીઠ કરીને સૂર્ય તરફ

આપણે દોડીએ તો તેજ છાયા પાળેલા કૂતરાની પેઠે પાછળ પાછળ દોડી આવે છે. તેવીજ રીતે એ બાહ્ય પદાર્થો પાછળ તમે દોડતાંજ અને તેમને પકડીને તમારી પાસે રાખવાનો પ્રયત્ન કરતાંજ, તે તમારી પાસેથી સટકી જાય છે અને દૂર દોડી જાય છે. તમે ગમે તેટલા પાછળ દોડો તોપણ છાયાની પેઠે તે આગળ ને આગળજ રહે છે; પરંતુ તેની તરફ પીઠ કરી સર્વ પ્રકાશનો પ્રકાશ જે અંતરાત્મા, તેની તરફ જવા લાગશો કે તુરતજ તે તમારી પાછળ પાછળ તમને શોધતા આવશે. સૃષ્ટિનો એ નિયમજ છે.

ઘણા લોકો 'કર્ત્તવ્ય' શબ્દ સાંભળતાંજ ભડકી ઉઠે છે, અને નરમ બની જાય છે. કર્ત્તવ્ય એકાદ ભૂતની પેઠે તેમને પકડે છે, સતાવે છે અને તેમને ઘડી વાર પણ ફુરસદ કે વિસામો મળવા દેતું નથી. સદા તે તેની પાછળ લાગેલું રહે છે. આવી ઉતાવળ કરનારાઓ ઉતાવળ કરવામાં જેટલો ફાયદો મેળવે છે તેટલું શક્તિમાં નુકસાન સહન કરે છે. કર્ત્તવ્ય-કર્મની ભાવનાથી તમારી સ્થિરતા બગડવા દેશો નહિ અથવા તમારો ઉત્સાહ પણ નષ્ટ થવા દેશો નહિ. ધ્યાનમાં રાખજો કે દરેક કર્ત્તવ્યકર્મ તમે પોતેજ તમારા ઉપર લાદી લીધેલું છે. ખરૂં જોતાં તમે તમારા સ્વામી છો. તમેજ તમારી જગ્યા પસંદ કરી, તમેજ નોકરી કરવાનું કબુલ કર્યું છે, તમેજ વરિષ્ઠપદે બેસવાને બીજાને તૈયાર કર્યા છે, અને તમેજ કાકા મટીને ભત્રિજા થયા છો. તમારે જો તેમની પાસેથી દ્રવ્ય લેવાની જરૂર છે તો તેમને પણ તમારી પાસેથી કામ મેળવવાની તેટલીજ આવશ્યક્તા છે, બંનેનો સંબંધ સરખો છે. તમે તમારી ઈચ્છાનાજ દાસ બનો છો; બીજા કોઈના નહિ. તમારી અત્યારની સ્થિતિ તમેજ ખેંચી લાવ્યા છો. તમેજ અંધારી ખાઈમાં પડયા છો; અને ભવિષ્યકાળ પણ તમે કરશો તેવોજ થશે. તમારા નસીબના તમેજ સ્વામી છો એ સમજી લ્યો. તમે આનંદી, ઉત્સાહી અને સંતોષી બનો.

We build our future thought by thought
For good or bad and know it not
Thought is another rame for fate.
Choose then thy destiny and wait
Mind is the master of its sphere
Be calm be steadfast and sincere;
Fear is the only foe to fear.
Let the God in thee rise and say,
To adverse circumstance—"obey"
And thy dear wish shall have its "way".

ભાવાર્થ-વિચારથી નિજભાવી સૌ જન બાંધતાં;
કલ્યાણકારી દુઃખકારી, પણ નહિ તે જાણતાં.
અદૃશ્યનું જે નામ બીજું માનવીવિચાર છે;
તે ઓળખી ભાવી ગૃહીને ધૈર્ય ઉભો રહે.
વિચારના વિસ્તારનો સ્વામી ખરેખર મન છે;
માટે પ્રશાંત અડગ અને સાચા હૃદયના સૌ બનો.
ભીતિ તણો શત્રુ ખરેખર ભય વિના બીજો નથી,
તારા હૃદયના દેવને વિરૂદ્ધ સંયોગો પ્રતિ;
ઉશ્કેરીને કહે 'નમન કર' છે એજ સિદ્ધિ હેતુની.

એકાદ મજુરની પેઠે કામે ન લાગતાં એકાદ રાજકુમારની પેઠે આનંદને માટે ક્રીડા અથવા લાભદાયક વ્યાયામ કે ગમ્મત તરીકે કામ હાથમાં લ્યો. ભયભીત વૃત્તિથી કોઈ પણ કામ હાથમાં લેશો નહિ. આત્મવિશ્વાસ રાખો. ભૂપતિ અને સભાપતિ ( President ) એ કેવળ આપણા નોકર છે એમ માનીને વર્તો. તારાઓની પેઠે કામ કરો.

**ચારે તરફની વસ્તુથી તારા કદિ બીતા નથી,**
**જે જે જુએ છે ચીજ નજરે તે થકી બીતા નથી;**
**વળી બાહ્ય વસ્તુથી કદિ શાંતિ મળે કે ના મળે,**
**આનંદ કે સહાનુભૂતિની તેમને પરવા નથી.**

જવાબદારી ગણશો નહિ. ઈનામ કે બક્ષીસની આશા રાખશો નહિ. સર્વ સત્તા તમારાથી ગૌણ હોવી જોઇએ. તમારૂં પ્રમાણ તમેજ છો. કર્તવ્યબુદ્ધિ અને બાહ્ય ઉદારતાથી કરેલી વ્યવસ્થા બહુ બહુ તો શુદ્ધ આકારની( Geometrical ) થશે, પરંતુ જે વ્યવસ્થા કર્ત્તવ્ય અને કર્તાપણાના ભાવ રહિત થશે તે તો સજીવન અને સચેતન થશે.

## ઉત્કર્ષનું પાંચમું તત્ત્વ–નિર્ભયતા.

હવે આપણે ઉત્કર્ષના પાંચમા તત્ત્વ 'નિર્ભયતા' તરફ વળીએ. નિર્ભયતા એટલે શું? માયા પ્રત્યે અશ્રદ્ધા. પરંતુ આપણા આત્મા વિષે અનુભવપૂર્વક જ્ઞાન અને દૃઢ શ્રદ્ધા. શરીર એ ભીતિનું સ્થાન છે, અને શરીર એટલે આપણે પોતે એમ જ્યારે માની લઇએ ત્યારે તુરત ભીતિ લાગે છે, તેથી આપણા દેહને ચિંતારૂપી કીટકો સદા ફોલી ખાય છે. બધી જાતના આધિવ્યાધિને પ્રવેશ કરવાનું અને રહેવાનું સ્થાન તે છે. જે ક્ષણે આપણે દેહાભિમાન છોડી દઇએ તેજ ક્ષણે ભયથી મુક્ત થઇએ છીએ. ઈશ્વર બનીને રહો. વેદાંત આચરણમાં આણો. પછી જુઓ કે તમને દુઃખ દેવાની કે ઈજા કરવાની કોણ હિંમત ધરી શકે છે? નિર્ભયતા અને વેદાંત એ અભિન્ન છે.

ઉત્કર્ષને નિર્ભયતાની કેટલી જરૂર છે તે વિષે સ્વાનુભવનો દાખલો આપું છું.

એક વખત હિમાલયના ઘોર અરણ્યમાં અચાનક પાંચ રીંછ 'રામ'ના શરીર ઉપર ધસી આવ્યાં; પરંતુ તેઓ 'રામ'ને બિલકુલ ઈજા કરી શક્યાં નહિ. એનું કારણ શું? ફક્ત નિર્ભયતા. "હું દેહ નથી, મન નથી, હું સર્વેશ્વર છું. પરબ્રહ્મ છું. અગ્નિ મને બાળી શકતો નથી; અને શસ્ત્ર મને છેદી શકે તેમ નથી." ઇત્યાદિ ભાવનાઓમાં રામ તદ્રૂપ બની ગયો હતો, તેથી તે રીંછની સામે એકી ટસે જોતાંજ તે નાસી ગયાં. એક વખત તો ડોળા દેખાડતાંજ એક હિંસક વરૂ નાસી ગયું. બીજી એક વેળાએ એક વાઘને પણ એવીજ રીતે નસાડયો. બિલાડી આવતાંજ કબુતરો પોતાની આંખો મીંચી દે છે. તેમને લાગે છે કે આપણને બિલાડી દેખાતી નથી તેથી તે પણ આપણને નહિ દેખતી હોય; પરંતુ બિલાડી તેમને જીવતાં છોડતી નથીજ! બીશો તો બિલાડી પણ તમને ખાઇ જશે. ગામડાંઓની શેરીઓમાં ચાલતાં ભીતિનાં ચિહ્ન બતાવતાંજ કુતરાઓ ભસે છે, પાછળ દોડે છે, અને સતાવે છે. એ શું તમે નથી અનુભવ્યું? ગભરાઇશું તો કુતરાંઓ પણ આપણને ફાડી ખાશે; પરંતુ નિર્ભય રહીશું તો વાઘ-વરૂને પણ જીતીને પાળેલા કુતરા જેવા કરી શકીશું. કોઈ પણ પ્રવાહી પદાર્થ એક વાસણમાંથી બીજામાં નાંખતાં હાથ જરીક પણ કંપતાંજ તે પદાર્થ ઢોળાય છે, પરંતુ વિચારો કર્યા વગર અને ધ્રૂજ્યા વગર એકદમ તે બીજા વાસણમાં રેડો એટલે એક ટીપું પણ ઢોળાશે નહિ.

શંકા અને ભીતિથીજ તમે દુઃખદ સ્થિતિને તમારાપર ખેંચી લાવો છો. ગમે તેવા પ્રસંગ કે બનાવથી તમારી સ્વસ્થતા ચળવી ન જોઇએ. કિંવા તમારે આશ્ચર્ય પામવું ન જોઇએ. તમે સર્વસ્વ છો. દેહ ઉપરની ભયોત્પાદક આસક્તિ દૂર કરો. ઉનનાં ગરમ

કપડાંઓથી આચ્છાદિત થએલો ખાસો સાડાત્રણ મણનો દેહ એકાદ ક્ષુલ્લક ફટાકડાના અવાજથી, નાના સરખા ઉંદરથી, ખડખડ થતાં પાંદડાંથી, એટલુંજ નહિ પણ એકાદ ચંચળ છાયાથી પણ ડરીને પાછો પડે એ શું ઓછું શોચનીય છે? **કોઇ પણ સંકટ, સંકટની બીક કરતાં વધારે ભયપ્રદ હોતું નથી. મરણની બીક રાખવા કરતાં મને તો મરવુંજ ઘણું સારૂં લાગે.**

**તમારા મનમાં જો પ્રેમ હશે તો બહાર પણ તે તમને મળશે. તમારા હૃદયમાં દ્વેષ રાખશો તો બહાર પણ દ્વેષજ પ્રાપ્ત થશે.** તમારા હૃદયમાં લુચ્ચા ઠગારા અને જાસુસોની જો બીક રાખશો તો જ્યાં જશો ત્યાં તમને તેજ દૃષ્ટિએ પડશે. સ્વાર્થ અને લુચ્ચાઈની કલ્પના કરશો તો તે પણ જોઇએ તેટલાં મળશે; સ્વાર્થ અને લુચ્ચાઇજ તમને ચોમેરથી ઘેરશે. માટે બીશો નહિ; **પોતાના અંતઃકરણમાં શુદ્ધતા અને પવિત્રતા લાવો એટલે અશુદ્ધ કે અમંગળ કંઇજ તમારી સામે આવી શકશે નહિ.** વ્યાવહારિક અને પારમાર્થિક ઉત્કર્ષ એ ઉભયનો નિવાસ સાથેજ છે. જેઓ તેમને જુદાં પાડે છે તેઓ મૂઢ છે.

એકાદ ઘર આગળ ચોકી ન હોય એટલે તેમાં ચોર પેસે છે. ઘરમાં જો બધો વખત દીવો રાખે તો તેઓ છાનામાના અંદર પેસવાની હિમ્મત કરી શકતા નથી. તમારાં હૃદયમંદિરોમાં સત્યદીપિકા સદૈવ બળતી રાખો, એટલે ભીતિ અથવા મોહનાં ભૂતો તમારી પાસે આવવાની હિમ્મત કરી શકશે નહિ. ઈશ્વિરી કાયદા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. ફક્ત વ્યાવહારિક જ્ઞાન ઉપર આધાર રાખી તમારૂં આયુષ દુઃખી બનાવી મૂકશો નહિ. બીકણ દીર્ધદૃષ્ટિ મનુષ્યને પાકો નાસ્તિક બનાવી દે છે.

તમે સૂર્યના પણ સૂર્ય અને આ અખિલ વિશ્વના અધિપતિ નથી? પરિસ્થિતિનાં એવાં કયાં મોજાંઓ છે કે જેનો તમે પરાજય કરી શકો નહિ? કોઇ પણ ભય પમાડનારી સ્થિતિ અંશતઃ પણ ખરી છે એવો ખ્યાલ પણ આવવા દેશો નહિ. તમે નિર્ભય અને નિર્ભયજ છો.

## ઉત્કર્ષનું છઠું સાધન-સ્વાવલંબન.

ઉત્કર્ષનું છઠું તત્ત્વ સ્વાવલંબન છે. તમે જાણોછો કે હાથી એ સિંહના કરતાં ઘણું મોટું પ્રાણી છે અને તેનું શરીર પણ સિંહના કરતાં વધારે મજબૂત દેખાય છે, તોપણ એકજ સિંહ હાથીઓના આખા ટોળાને નસાડી મૂકી શકે છે! સિંહની એ શક્તિનું ગુહ્ય શું છે? એ ગુહ્ય એજ કે સિંહ આચરણમાં વેદાંતી છે અને હાથી દ્વૈતવાદી છે. હાથીને તેના શરીર ઉપર વિશ્વાસ છે. સિંહને દેહના કરતાં ઉચ્ચ ચૈતન્ય ઉપર વધારે વિશ્વાસ હોય છે. સિંહનું શરીર હાથીના શરીરના પ્રમાણમાં ઘણું નાનું છે, છતાં પોતાનું સામર્થ્ય અનંત છે અને પોતાની અંતઃશક્તિ અમર્યાદ છે એવો તેને પૂર્ણ વિશ્વાસ હોય છે. હાથીઓ વીસ પચાસ અથવા વખતે સો બસો સુધી એકઠા મળી ટોળાં કરીને રહે છે, અને ઉંઘી જતી વખતે એકાદ બળવાન હાથીને ચોકી કરવા પહેરેગીર તરીકે નીમે છે. શત્રુઓ આપણાપર હલ્લો કરીને આપણને ખાઇ જશે એવી તેમને બીક લાગ્યાજ કરે છે. તેઓ જાણતા નથી કે આત્મવિશ્વાસ હોય

તો તેમાંનો એકજ હાથી હજારો સિંહને પુરો પડી શકે, પરંતુ તે બિચારાઓને પોતાના અંતરાત્માપર વિશ્વાસ હોતો નથી, અને તેથી ધૈર્ય પણ હોતું નથી.

ટુંકામાં આત્મવિશ્વાસ એજ આનંદ અને સુખનું મૂળ છે. **પોતાની જાતને હીન, દીન, દુર્દૈવી, પતિત અને પાપી માની બેસશો નહિ.** એમ વેદાંત તમને ચેતાવે છે. તમે **અનંત** છો, સર્વ શક્તિમાન **ઈશ્વર** તમે છો, અનાદિ અનંત **પરમેશ્વર** તમેજ છો; એ સત્યપર વિશ્વાસ રાખો. એ સત્ય કેટલું સ્ફૂર્તિદાયક છે ? માયિક પદાર્થોપર વિશ્વાસ કરશો તો નાશ થયોજ સમજજો ! કાયદોજ એવો છે !

એક ટંટામાં બે ભાઇઓ એક ન્યાયાધીશ સન્મુખ આવ્યા, તેમાંનો એક લક્ષાધિપતિ હતો અને બીજો ગરીબ હતો. ન્યાયાધીશે લક્ષાધિપતિને પૂછ્યું કે " તું આટલો બધો શ્રીમંત શી રીતે થયો ? વળી તારો ભાઈ આટલો બધો ગરીબ કેમ ? " તેણે જવાબ આપ્યો કેઃ "પાંચ વર્ષ પહેલાં અમો બંનેને અમારા બાપ તરફથી સરખીજ મિલ્કત મળી હતી. દરેકને ભાગ દોઢ દોઢ લાખ રૂપિયા આવ્યા હતા. મારા ભાઈને 'હું ઘણોજ પૈસાદાર છું' એમ લાગવા માંડયું. આપને માલમજ હશે કે કેટલાક શ્રીમંત લોકો કામ કરવું એ હલકું સમજે છે તે પ્રમાણે એ પણ આળસુ બન્યો અને બધું કામ નોકરો ઉપર નાખવા લાગ્યો. એકાદ પત્ર આવે તોપણ નોકરના હાથમાં આપીને 'આ વાંચ અને શું છે તે સમજી તે પ્રમાણે વ્યવસ્થા કર' એમ કહે. જે જે કંઈ કરવાનું હોય તે સર્વ નોકરને કહે. એ પ્રમાણે સર્વ કાર્ય નોકરોને હવાલે કરી પોતે બધો વખત એશઆરામમાં ગાળ્યો. ખાવુંપીવું અને આનંદ કરવો એજ તેનો આયુષ્યક્રમ હતો. તે સદા પોતાના નોકરોને કહેતો કે " જા, પેલું કામ કર, પેલું જો, ફલાણું સંભાળ ! "

પોતાના સંબંધમાં તે પૈસાદાર મનુષ્ય બોલ્યોઃ " મને જ્યારે દોઢ લાખની મિલ્કતનો ભાગ મળ્યો ત્યારે મારૂં કામ મેં બીજા કોઈને સોંપી દીધું નહિ. જ્યારે જ્યારે કંઈ પણ કરવાનું હોય ત્યારે તે કરવાને હું જાતે ઉઠતો અને નોકરોને હમ્મેશાં 'આવો, આવો, મારી પાછળ આવો, મને મદદ કરો' એમ કહેતો. મારા મોંમાં હમ્મેશાં 'આવો, આવો' એ શબ્દો રહેતા અને મારા ભાઇના મોંમાંથી સદા 'જાઓ, જાઓ' એ શબ્દો નીકળતા. તેના સર્વ વિત્તે તેનુંજ કહેલું પાળ્યું. તેના નોકર, તેના મિત્ર, તેની માલ-મતા, તેની સંપત્તિ, સર્વ તેને છોડીને જતાં રહ્યાં ! મારૂં તત્ત્વ 'આવો' હતું તેથી મિત્રો આવ્યા, મિલકત વધી અને સર્વ વસ્તુઓ મને આવી મળી. "

આ પ્રમાણે આપણે જ્યારે બીજા ઉપર આધાર રાખી બેસીએ છીએ ત્યારે હમ્મેશાં આપણે 'જા, જા' એમ કહીએ છીએ, પરંતુ જ્યારે આપણે આપણા પોતાનાજ ઉપર આધાર રાખીએ છીએ અને આત્મા સિવાય બીજા કશા ઉપર વિશ્વાસ રાખતા નથી ત્યારે સર્વ કંઈ આપણને આવી મળે છે. આપણી આસપાસ કાર્ય એકઠું થાય છે. જો તમે પોતાને ગરીબ, તુચ્છ, કીટ અથવા જંતુ જેવા માનશો તો તમે ખરેખર તેવાજ બનશો; પરંતુ જો તમે પોતાને માન આપી, સ્વાવલંબી બનશો તો ઐશ્વર્ય તમને વિજયમાળ આરોપશે. **જેવી તમારી ભાવનાઓ હશે તેવા તમે બનશોજ બનશો. यो यच्छ्रद्धः स एव सः।**

હિંદુસ્તાનમાં એકવાર એક નિશાળ તપાસવાને ઈન્સ્પેક્ટર સાહેબ આવ્યા. એક શિક્ષકે એક છોકરા તરફ આંગળી કરી કહ્યુંઃ " આ છોકરો એટલો બધો હોશિયાર છે કે એને

મિલ્ટનનું "પૅરૅડાઇઝ લૉસ્ટ મોંએ છે. તેમાંનો ગમે તે ભાગ કહેશો તોપણ તે મોંએ બોલી જશે."

તે છોકરાને ઈન્સ્પેક્ટર સાહેબ સામે બોલાવવામાં આવ્યો પણ તેનામાં વેદાંતનું તત્ત્વ નહોતું. તે તરત શરમાઇ ગયો. તેને એ કાવ્ય મોંએ આવડે છે? એમ પૂછતાં તે બોલ્યો કે "ના સાહેબ! મારામાં કાંઇજ નથી, મને કંઇ આવડતું નથી!"

'આ શબ્દોથી હું વિનયશીલ અને નમ્ર ગણાઇશ' એમ તેને લાગ્યું. તે ફરીથી બોલ્યો: "ના સાહેબ! મને કંઈ આવડતું નથી. હું તે શીખ્યો નથી!"

ઇન્સ્પેકટરે ફરીથી પૂછ્યું તોપણ તેણે એજ જવાબ આપ્યો! બિચારો માસ્તર પણ શરમાઇ ગયો. ત્યાંજ એક બીજો છોકરો હતો તેને તે કાવ્ય આખું મોંએ નહોતું, તોપણ તે બોલ્યો: "સાહેબ! મને આવડે છે, હું ધારૂં છું કે તેમાંનો તમે કહેશો તે ભાગ હું બોલી બતાવીશ."

ઇન્સ્પેકટરે તેને કેટલાક સવાલો પૂછયા, તેણે તુરત તેના જવાબ આપ્યા અને શ્લોક પછી શ્લોક બોલી બતાવીને ઈનામ મેળવ્યું.

**તમે તમારી પોતાની જે કિંમત ઠરાવશો તેના કરતાં અધિક કિંમત કોઈ કરશે નહિ.**

કૃપા કરીને તમારી જાતને બીજાને માખણ લગાડનાર–ખુશામત કરનાર–હાજી હા કરનાર ક્ષુદ્ર પ્રાણી બનાવશો નહિ. જેવી તમારી મતિ તેવી તમારી ગતિ! તમે પોતાને ઈશ્વર માનો એટલે તમે ઈશ્વરજ છો. પોતે મુક્ત છો એમ માનો અને તેજ ક્ષણથી તમે મુક્ત છો.

એક વખત એક મનુષ્ય એક વેદાંતીને ત્યાં ગયો પણ તે ઘેર ન હતો; તેથી તેના ખાલી ઉચ્ચાસન ઉપર પોતે ચડીને બેઠો. વેદાંતી જ્યારે તે ઓરડીમાં પાછો આવ્યો ત્યારે પેલા મનુષ્યે પૂછ્યું: "વેદાંતી! ઈશ્વર એટલે શું અને મનુષ્ય એટલે કોણ, એ મને સમજાવ." પેલા વેદાંતીએ એને સીધો જવાબજ ન આપતાં પોતાના નોકરોને બોલાવ્યા; અને મોટેથી ગાળો દઇને પેલા મનુષ્યને બહાર કહાડી મૂકવા હુકમ કર્યો. તે ખરા જ્ઞાની મનુષ્યે એવી વિચિત્ર ભાષા વાપરી કે આવી ગાળોવાળી ભાષા સાંભળીને પેલો મનુષ્ય ગભરાયો અને ગુંચવાઇને ઉચ્ચાસન ઉપરથી ઉતરી પડયો. પેલો ખરો વેદાંતી તે આસન ઉપર જઈ બેઠો. પછી શાંત અને ગંભીર વાણીથી બોલ્યો: "આ (પોતાના તરફ આંગળી કરીને) ઈશ્વર છે, અને આ (તે મનુષ્ય તરફ આંગળી કરીને) મનુષ્ય છે. તું ગભરાયો ન હોત અને આ સ્થાન છોડયું ન હોત, તેમજ તેં તારા મનની સ્થિરતા (Balance) જો સાચવી રાખી હોત અને તું ગુંચવાઇ ગયો ન હોત તો તું પણ ઈશ્વરજ હતો; પરંતુ બીકથી, કંપથી અને ઈશ્વરત્વ સંબંધી અશ્રદ્ધાથી તું તારી જાતે ક્ષુદ્ર કીટ સમાન બન્યો છે."

આપણે ઈશ્વરજ છીએ એવી ભાવના ધરો. પોતાના ઈશ્વરત્વમાં પૂર્ણ શ્રદ્ધા રાખો એટલે કોઈ તમને જરા પણ ઈજા કરી શકશે નહિ.

જ્યાં સુધી તમે સ્થૂલ–બાહ્ય શક્તિ ઉપર આધાર રાખ્યા કરશો ત્યાં સુધી અપયશ તમારા લલાટે લખેલોજ સમજવો. **તમારા હૃદયમાંના પોતાના ઈશ્વરપર વિશ્વાસ રાખો અને શરીરને કાર્ય માટે તત્પર રાખો, એટલે સહજ વિજય મળશે.**

પર્વત મહમ્મદ પાસે આવે નહિ તો મહમ્મદે પર્વત પાસે જવુંજ જોઇએ. એક મનુષ્ય ભૂખ્યો હતો. ક્ષુધાની શાંતિ કરવાની ઇચ્છાથી તે એક જગ્યાએ બેઠો અને આંખો મીંચીને મનથી કઢી ભાત ખાવા લાગ્યો. થોડીજ વારમાં તે બળતી જીભ ઠંડી કરવાને માટે મોં ઉઘાડી સુસ્કાર કરતો જણાયો. કોઇએ તેને પૂછયું: 'તને શું થયું છે' તેણે જવાબ આપ્યો કે: 'મ્હારી કઢીમાં લીલાં મરચાં બહુજ હતાં!' તેની પાસે ઉભેલો એક માણસ બોલ્યો: "ગરીબ બિચારો! અલ્યા માનસિક ભોજનજ કરવું હતું તો તીખાં મરચાંને બદલે એકાદ મધુર પકવાનજ તેં કેમ પસંદ ન કર્યું? તું કલ્પનાસૃષ્ટિમાં-મનોરાજ્યમાં ફરતો હતો તો પછી એકાદ સારો પદાર્થજ પસંદ કેમ ન કર્યો?"

વેદાંતાનુસાર આ જગત તમારૂંજ મનોરાજ્ય છે; તો પછી તમે પોતાને પાપી, દુર્દૈવી વગેરે શા માટે માની બેસો છો? પોતાને નિર્ભય અને સ્વાવલંબી ઈશ્વિરરૂપ કેમ માનતા નથી?

સત્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખો, તમારી આસપાસની વસ્તુઓનું યથાર્થ જ્ઞાન મેળવો, બધી બાબતોનો તેમની યોગ્યતા પ્રમાણે સ્વીકાર કરો અને એ વૃત્તિ તમારામાં એટલી બધી જડાઇ જવા દો કે આ જગત તમને માયાવીજ ભાસે. એક જ્યોતિષશાસ્ત્રી સ્થિર નક્ષત્રો વચ્ચેનાં અંતર શોધતી વખતે વિચારે છે કે નક્ષત્રો અને ગ્રહોના પ્રમાણમાં આ પૃથ્વી કંઈ જ નથી, ફક્ત એક શૂન્ય છે-બિંદુ છે, એમજ માને છે એ શું તમને માલમ નથી? અને એમ છે તો પછી અનંત શકિત-આત્માની સાથે સરખાવતાં પૃથ્વી કંઈ પણ છે કે? એનો વિચાર કરો. એનો અનુભવ લ્યો. તમે પ્રકાશના પણ પ્રકાશ છો અને સર્વ વૈભવ તમારો છે. એ સત્યને એટલે અંશે અનુભવો કે આ પૃથ્વી, કીર્તિ, ઐહિક સંબંધ, માનાપમાન, પ્રતિષ્ઠા અને અપ્રતિષ્ઠા, શત્રુઓની ટીકા અને મિત્રોની પ્રશંસા એ સર્વ દ્વંદ્વો અર્થ વગરનાંજ ભાસે. આજ ઉત્કર્ષનું યશપ્રાપ્તિનું ગુહ્ય તત્ત્વ છે.

નાયગરાના ધોધના જોસભર્યા પ્રવાહમાં બે મનુષ્યો તણાતા જતા હતા. તેમાંના એકને એક મોટું લાકડું હાથ લાગ્યું, અને પોતાના બચાવને માટે તે તેણે પકડયું. બીજાને, તેને બચાવવા માટે કિનારા ઉપરથી કેટલાંક માણસોએ નાખેલી એક નાની સરખી દોરડી મળી. સદ્ભાગ્યે તે તેણે પકડી લીધી. તે લાકડાના જેવી ભારે નહોતી. તે દોરી દેખવામાં પાતળી અને હલકી હતી, તોપણ તેનો પ્રાણ બચ્યો; પરંતુ જેણે પેલું મોટું લાકડું પકડયું હતું તે તો લાકડાની સાથેજ પ્રવાહના જોરમાં ધોધ નીચેના પ્રચંડ મોજાંના ઉછળતા પાણી તરફ ઘસડાઈ ગયો અને ડૂબી ગયો!

તેવીજ રીતે હે સંસારિ જનો! **બાહ્ય કીર્તિ, વિત્ત, સમ્પત્તિ, જમીન જાગીર અને ઐશ્વર્ય** ઉપર તમારો ભરોસો છે. **પેલા લાકડાના ઠુંઠાની પેઠે** એ બધાં **મોટાં અને ભારે જણાય છે ખરાં પણ તે તારક નથી. તારક તત્ત્વ તો પેલી પાતળી દોરી જેવું છે.** તે ભારે નથી. ઇંદ્રિયગોચર નથી. તે હાથમાં લઇને જોઈ શકાય એવું નથી. તેનો તમને સ્પર્શ થતો નથી. એ સૂક્ષ્મ તત્ત્વ, એ સૂક્ષ્મ સત્ય અણુરૂપ છે. પરંતુ તમને તારનાર એજ સૂક્ષ્મ તંતુ છે. **જેના ઉપર અત્યારે તમે વિશ્વાસ રાખો છો તે સર્વ ઐહિક વસ્તુઓ તમારો નાશ કરશે** અને તમને નિરાશા, ચિંતા તથા દુઃખની ઉંડી ખાઈમાં ફેંકશે. **તે માટે ચેતો! ચેતો!!** સત્યને મજબૂત પકડી રાખો, અને **બાહ્ય વસ્તુઓના કરતાં સત્ય ઉપરજ વધારે શ્રદ્ધા રાખો.** જ્યારે જ્યારે

મનુષ્ય બાહ્ય વસ્તુ અને સંપત્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખે છે, ત્યારે ત્યારે તે જરૂર નિષ્ફળ થાય છે. કુદરતનો નિયમજ એવો છે. ઈશ્વર ઉપર ભરોસો રાખો એટલે તમે સુરક્ષિત રહેશો, અને ઇંદ્રિયોના પંજામાં સપડાશો નહિ.

**આસપાસના લોકોના જાદુમાં ફસાઇ પડશો નહિ. ઐહિક સંબંધ પોતાના જાદુથી તમને દુઃખી કરશે માટે તેમના પંજામાંથી છૂટો. સત્યપર વિશ્વાસ રાખો. ઈશ્વર સાથેનું તમારૂં તાદાત્મ્ય ઓળખો-અનુભવો-એટલે તમે મુકતજ છો. ખરેખર, તમે મુકતજ છો.**

જગત તમારા આત્માથી વધારે મહત્ત્વનું છે એવો ખ્યાલ પણ આવવા દેશો નહિ. તમારી જાતને ઇંદ્રિયાધીન, શોચનીય અને ક્ષુદ્ર અહંભાવવાળી બનાવી દેશો નહિ. ડૉકટર **જેમ રોગીનો રોગ પોતાને ન લગાડી દેતાં તેને સારો કરે છે તેમ કર્મની સાથે અનાસક્ત વ્યવહાર રાખો. અનાસકત સાક્ષીની પેઠે કર્મ કરો અને મુકત રહો.**

## ઉત્કર્ષનું સાતમું તત્ત્વ-પવિત્રતા અથવા સદાચાર.

છેલ્લું અને વિજયની ખાત્રી આપનારૂં તત્ત્વ પવિત્રતા છે. એ ખરૂં છે કે વિચાર એ નસીબનુંજ બીજું નામ છે. **“જેવી જેની મતિ તેવી તેની ગતિ.”** પરંતુ જો તમે અપવિત્ર વિચારો મનમાં લાવ્યા કરશો અને અધોગતિએ દોરનાર અનીતિને તમારા હૃદયમાં જગ્યા આપશો તો તમારી એ સ્વાર્થી વાસનાઓ તૃપ્ત થતાંજ હૃદય વિદીર્ણ કરનારી વેદના તીવ્ર પીડા અને ચિત્તક્ષોભ કરનારાં દુઃખો તમને પ્રાપ્ત થશે અને શોક તમારા આત્માનો ગ્રાસ કરશે. વિષયોનો આપણે ઉપભોગ લઇએ છીએ એમ મૂર્ખ લોક સમજે છે, પરંતુ અપવિત્ર વિચાર અથવા આચારથી તેમની શક્તિનો વ્યય થઇ તે ક્ષય પામે છે. સ્વાર્થી વૃત્તિથી જ્યારે તમે તેનો દુરૂપયોગ કરો છો ત્યારે કર્મનો કાયદો તેનું વેર લે છે; અને તમને ગભરાવી નાંખે છે. ઈશ્વરને હુકમ ફરમાવશો નહિ. **શારીરિક જરૂરીઆતોની બાબતમાં ઇશ્વરની ઈચ્છા પ્રમાણેજ સર્વ થવા દો.** જે મહાશકિતની ઇચ્છાથી પરિસ્થિતિ હાલને સ્વરૂપે દેખાય છે તે **મહાશકિત** તમેજ છો, તેનો અનુભવ લ્યો. **આપણું દારિદ્રય પણ આપણેજ નિર્માણ કર્યું છે એ સમજીને તેનો આનંદથી ઉપભોગ કરો.** દેહની વાસનાઓ તમને આડે માર્ગે દોરે છે અને કામવાસના તમને સતાવે છે એમ તમને જણાય તો બ્રહ્મમય સ્થિતિ પ્રાપ્ત કરીને તે કાયમ રાખવાને માટે **તમારી પ્રચંડ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવાનો આજ વખત છે.** આ દેશમાં **કામવાસનાને પ્રેમના પવિત્ર નામ નીચે ઢાંકવામાં આવે છે!** પ્રેમનો કેવો ઉપહાસ? એથી લોક પૂર્ણ નિર્મળ રહેતા નથી. અસાધારણ આસક્તિ અને અનિવાર્ય વિષયવાસનાથી તેમના આયુષના ચૂરેચૂરા થઇ જાય છે. પૂર્ણ બ્રહ્મચારી યુવાન્ કવચિતજ મળી શકે છે. લોકોમાં જણાતો પ્રત્યેક મનુષ્ય ઘણું ખરૂં ખરાબ થએલો ‘ અપૂર્ણાંશ ’ જ હોય છે. તેનો એક ભાગ તેની પ્રિયામાં હોય છે, બીજો ભાગ બીજાજ વિષયમાં હોય છે. તમારા ઉદ્યોગ-ઉપર પ્રેમ રાખો, **જ્યાં તમારા હાથ કામ કરે છે ત્યાં તમારૂં હૃદય પણ રાખો. હાથ પગ કામ કરવાવડે સદા ગરમ રહેવા દો, માત્ર મગજ ઠંડુ અને શાંત**

રાખો. તમારા વિચાર તમારે સ્વાધીન રાખો, તેને તમારા આત્મામાં લાગેલા રહેવા દો; અને પરિસ્થિતિથી બેફિકર રહો. **માનવજાતિનું હિત કરવાના વિચારોથી હમ્મેશા અસ્વસ્થ રહેશો નહિ. તમારી ચિંતાઓની સદા અપેક્ષા કરે એટલું બધું જગત શા માટે દરિદ્રી હોવું જોઇએ?** તમારી પોતાનીજ મુક્તિ માટે તમારા શરીરને પ્રયત્ન કરતું રહેવા દો. અજ્ઞાની લોક જ્ઞાનપ્રકાશની વ્યર્થ આશા રાખે છે અને તેને માટે પ્રયત્ન કરે છે. તેની પણ તમારે શા માટે ઇચ્છા રાખવી જોઇએ? સદા પ્રકાશનીજ ઇચ્છા રાખવાથી તમે અંધારામાંજ રહેશો. એક ક્ષણભર પણ સર્વ ઇચ્છાઓને હાંકી કહાડો. પ્રણવનો દીર્ઘ ઉચ્ચાર કરો. ન આસક્તિ કે ન દ્વેષ, પૂર્ણ સ્થિરતા રાખી એટલે તમે પ્રત્યક્ષ પ્રકાશનીજ મૂર્તિ બનશો. **કર્મના સર્વ ઐહિક હેતુ છોડી દો, વાસનારૂપી પિશાચોને દાટી દો. તમારાં સર્વ કર્મ પવિત્ર કરો, અને આસક્તિરૂપી રોગને હાંકી કહાડો. બાહ્ય વસ્તુઓ રાખવાથી તમે સર્વાત્માથી દૂર થશો.** સ્વાર્થી અને નિંદ્ય હેતુથી તમારા સર્વ વ્યવહાર અને જીંદગી ઐહિક બને છે, કર્મમાં છુપાએલા ત્યાગનો અનુભવ લેવાને માટેજ તમને ઈશ્વર પાસે પહોંચાડે છે, માટે દેહ કિંવા **અહંકારથી દૂર રહીને કર્મ આચરો.**

ઇચ્છારહિત-**નિષ્કામકર્મ એ સર્વોત્તમ** ત્યાગ અથવા ભક્તિનુંજ **બીજું નામ છે** કર્મ કરવાનો તમારો હેતુ હોવો પણ શામાટે જોઇએ? અજ્ઞાન લોક એમ સમજે છે કે કર્મ કરતાં કર્મની ફળસિદ્ધિથી વધારે સુખ મળે છે. આ આંધળાઓ સમજતા નથી કે ફળ કર્મ કરતાં વધારે સુખદાયક હોઇ શકતું નથી. **સુખ એ કર્મરૂપી વસ્ત્ર તળે ઢંકાએલું હોય છે. એ સમજવાથી તમે સદા વિજયી નિવડશો.** આ વિશાળ વિશ્વ તમારૂં પવિત્ર મંદિર અને તમારૂં અખિલ જીવિત એક અખંડ સ્તોત્રજ બનશે. **પરિણામની તમારે શી પરવા?** પગાર અથવા બદલાનો વિચાર પણ તમારામાં આવવાની જરૂર નથી. જો તમને મહત્ પદ મળે તો રસ્તાઓ સાફ કરવા–ક્ષુદ્રક કામ કરવામાં પોકળ આડંબરને તમારી આડે આવવા દેશો નહિ, તમારે કરવાના કર્ત્તવ્ય તરફ દુર્લક્ષ કરશો નહિ. શિષ્ટાચારને અસંમત થએલું કામ ન કરવું એ કંઈ સ્વાભિમાન નથી. ખરૂં સ્વાભિમાન તો યથાર્થ અંતરાત્માનું અભિમાનજ છે. **દેહાભિમાન નરકનો સૌથી નજીકનો રસ્તો છે. જ્યારે ગમે તે કાર્યને મદદ કરવાને તમે તૈયાર થશો ત્યારે મોટાં મોટાં કાર્યો અને સન્માનનીય ધંધાઓ તમારી મદદ મેળવવાને–તમારૂં સ્વાગત કરવાને અંતઃકરણ અને આનપૂર્વક તમારી સામે આવશે.** કર્મમાં અધિષ્ઠિત થએલા **ઈશ્વરથી તમે** વિમુખ **નહિ થાઓ તો ઈશ્વર પણ તમારૂં** સ્વાગત કરવાને **બિલકુલ** અચકાશે નહિ, અને **તમારી ઇચ્છાવિરૂદ્ધ તમારામાં પ્રકાશ ઝળકવા લાગશે. મનુષ્યોની નિંદા અથવા સ્તુતિ તરફ બહેરા બનજો. તે સર્વ તમને માર્ગ ચૂકાવીને આડે માર્ગે દોરનારી વસ્તુઓ છે. તમારૂં સ્વર્ગ તમારામાંજ છે.** સુખોપભોગની ગણાતી વસ્તુઓનું સેવન કરવા જેટલા જ્યારે તમે નીચ બનો છો ત્યારે તમે અપવિત્ર અને ભ્રષ્ટ વ્યભિચારી તરીકે વર્તો છો. આ વિશ્વના **ભોગોને** ગર્જના કરીને કહો કે **" ચાંડાળો ઉઠો, નાસો; તમારા હાથનું મને કંઇ પણ ખપશે નહિ."** શું તમે પોતેજ આનંદનું મૂળ નથી?

**વસંત ઋતુને નિજ હૃદયમાં હેતથી રાખે સદા,**
**તેને કરે શું અન્ય ઋતુઓ દ્વેષથી દુ:ખી કદા ?**

બુલબુલ અથવા કોકિલાને આમ્રવૃક્ષે બેસાડો એટલે કર્ણમધુર સંગીતામૃતનો પ્રવાહ એની મેળેજ વહેવા લાગશે. તમારૂં મન સ્વસ્થ અને અંતર્નિષ્ટ રાખો એટલે સહજ સ્ફૂર્તિથી–એની મેળેજ તેમાંથી અત્યંત મધુર આલાપ નીકળશે.

તમારૂં ઈશ્વિરત્વ એ કંઇ 'સાધ્ય' કરી લેવાની વસ્તુ નથી. આત્મસાક્ષાત્કાર એ કંઇ પ્રાપ્ત કરી લેવાની વસ્તુ નથી. ઈશ્વિરનું દર્શન કરવાને તમારે કંઇ કરવાની જરૂર નથી. ફક્ત વાસનારૂપી અંધકારમય ભંડાર તમે એકઠા કરી રાખ્યા છે તે નષ્ટ થવા જોઇએ. બીજો નહિ એટલે તમે મુક્તજ છો. આ માયાવી બંધન પણ તમારીજ સ્વતંત્રતાએ તમારા ઉપર નાખ્યું છે. તમારા બોલાવ્યા સિવાય કોઇ પણ સંકટ તમારા ઉપર આવી પડતું નથી. દુ:ખની બેડીઓને અલંકાર ગણીને તેમનાપર પ્રેમ રાખવો યોગ્ય નથી. ખોટી કલ્પનાઓ દૂર કરો. સર્વ કુટિલતા બાળી નાખો અને પછી જુઓ કે તમારી પાદુકાઓ ઉચકવાનો લાભ મળતાં પોતાને ભાગ્યશાળી ન માનનારી જગતમાં કયી શક્તિ છે? ઈશ્વિરની તમારામાં સ્થાપના કરો અને ક્ષુદ્ર અહંકારનું અસ્તિત્વજ નહોતું એમ સમજીને તેને એકદમ વિસરી જાઓ. સમુદ્રમાં પરપોટો ફુટી જાય છે એટલે તે સાગરજ બની જાય છે. તમે પૂર્ણ છો, તમો અનંત છો, તમે સર્વ છો; માટે ખરા તેજથી પ્રકાશિત બનો. હે જીવન્મુકતો ! તમારે જગતમાં કંઈજ કર્તવ્ય નથી, કંઈજ કર્મ નથી, કંઈજ કાર્ય નથી. સર્વ સૃષ્ટિ ઉત્સુકતાથી તમારી સેવામાં તત્પર રહેશે. તમને વંદન કરવા અને તમારી પૂજા કરવાનો લાભ મેળવવામાં સર્વ સૃષ્ટિ પોતાને ભાગ્યશાળીજ સમજશે. મિત્રો ! તમારી સામે હાથ જોડી ઉભેલી આ સિદ્ધિ તરફ તમે ધ્યાન આપશો કે ?

સર્વોત્તમ એવો જે આત્મા તેમાં શ્રદ્ધા રાખો. જે વસ્તુઓ બાહ્ય દેખાય છે–**જે વસ્તુઓ ધુમસ અથવા ઝાકળની પેઠે ઉડી જનારી છે તેનાપર શ્રદ્ધા રાખવાથીજ આત્મામાં અશાંતિ પેદા થાય છે.** જો તમારે તાજા અને નવીન રહેવું હોય અને ગુપ્ત ખજાનો પ્રાપ્ત કરવો હોય તો ખરી ત્રિકાલાબાધિત આત્મસ્થિતિ પ્રાપ્ત કરો; અને ભ્રમમાં નાખનારી સંપત્તિનો પરિત્યાગ કરો. હે **સર્વમય આત્મા ! હે વિશ્વ સાથે તાદાત્મ્ય ધરાવનાર આત્મા ! તારે કાંઈ પણ કર્તવ્ય કરવાનું નથી. કામ માટે એટલો અકળાય છે શા માટે ? સત્યનો** અનુભવ લે અને ચિંતાથી દૂર નાશ ! " આહા ! તમે કેવું સારૂં કામ કરો છો ? " એવું જ્યારે લોકો બોલે ત્યારે તે સત્ય માનશો નહિ. કદિ **પણ તેમની પ્રશંસાપર શ્રદ્ધા રાખશો નહિ.** ના, ના, કૃત્યો કદિ પણ ઉન્નત વા અવનત કરતાં નથી. મેં કદિ પણ દેહથી કર્મ કર્યું નથી, કારણ કે હું તો ખરેખર વિદેહી ઈશ્વર છું. ઇંદ્રિયાસક્ત ભોળા માણસો મને ઓળખતા નથી. હું પ્રત્યેક વસ્તુનો–સર્વે વસ્તુનો આધાર છું, **પ્રણવસ્વરૂપ છું.**

**હે સુખી, સુખી, સુખી રામ !**
**ગંભીર, આનંદી, પ્રશાંત, નિર્વિકલ્પ રામ !**
**કોઇ પણ વસ્તુ મારો આનંદ અટકાવી શકે એમ નથી.**
**મારા રસ્તામાં કોઇ પણ વિઘ્ન નાખી શકે એમ નથી.**

દેવ, મનુષ્ય અને પક્ષીઓ મારાં દાસ છે.
મારો આનંદ શબ્દાતીત ( શબ્દથી ન વર્ણવી શકાય એવો ) છે.
અત્ર, તત્ર અને સર્વત્ર હું છું, જ્યાં ‘ ક્યાં ? ’ એ પ્રશ્નનો પણ પત્તો નથી ત્યાં હું છું.
યદા તદા તથા સર્વદા હું છું, જ્યાં ‘ કદા (ક્યારે) ? ’ એ પ્રશ્નનો પણ પત્તો નથી ત્યાં હું છું.
આ, તે, જે અને શું જ્યાં છે ત્યાં હું છું, જ્યાં “ શું ” પ્રશ્નનો પત્તો નથી ત્યાં હું છું.
પ્રથમ, અંતિમ, મધ્યમ અને ઉચ્ચ સ્થિતિમાં, હું છું એ પ્રશ્ન “ શામાટે ? ”
ઓળંગીને જ્યાં અદ્વૈત વસે છે ત્યાં હું છું, એક, પાંચ અને સો તથા સર્વ હું છું.
સંખ્યાતીત અવસ્થામાં હું છું, એક અને સર્વ હું છું.
કર્તા, કર્મ, જ્ઞાન અને દૃશ્ય હું છું. અરે ! એ વર્ણન પણ ખરૂં નથી !
‘ હો ’ ધાતુને ગોટાળામાં નાંખનાર હતો, છે અને થશે તે હું જ છું.
હું પ્રિયતમ આત્મા છું ! હું સત્ય સ્વરૂપ છું ! હું પણ નથી ! તું પણ નથી ! તે પણ નથી !

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः**





# ૧૨—बृहदारण्यक.

" મોટા વિચારો ઉત્પન્ન થઇને તેમને યોગ્ય સ્વરૂપ મળે એટલે પછી તે સંબંધે ગમે તેટલો વિપરીતાર્થ થાય, હરકતો આવે અથવા હારીને અમુક વખત સુધી ખૂણે પડયું રહેવું પડે, તોપણ તેનો કદિ પણ નાશ થતોજ નથી. તે જીવતાજ રહે છે, અને કાળે કરીને જ્યારે મનુષ્યના વિચાર અને નીતિ સંશયરહિત અને પરિપક્વ થાય છે ત્યારે તે વિચારો અને સામાજિક વ્યવસ્થાનું ઐક્ય થાય છે."

ગમે તે અલ્પ બીજને, વવાય ત્યારથી તે ઉગે ત્યાંસુધી જમીનમાં શાંત થઇને પડયુંજ રહેવું જોઇએ અને તેનો રોપો થવા પહેલાં તેણે તડકા અને વરસાદનાં ઝાપટાં સહન કરવાંજ જોઇએ. થોડાંક વર્ષ પછી આવીને જુઓ, એટલે તે રોપાની જગ્યાએ મોટાં વાવાઝોડાંને પણ ન ગણકારનાર પ્રચંડ વૃક્ષ તમારી નજરે પડશે!

ગમે તો આ વિચારોને હવાઇ કિલ્લાઓ કહો, પરંતુ તે સત્યજ છે!

Truth crushed to Earth shall rise again,
The eternal years of God are hers.

માનવહૃદયરૂપી જ્વાળામુખીના અંતરમાંથી ઉભરાઇ આવતો આ લાવા (તપ્ત રસ) છે. જેમાંથી પુત્રપૌત્રોનું પણ પોષણ કરનારા ઝરાઓ વહે છે તેવાં ગગનચુંબિત શિખરોનું આ સ્ફુરણ છે.

## પૌર્વાત્ય મંડળ.

એક શીતળ શિલાને ઓશીકે રાખીને, મૃદુ રેતીની પથારી ઉપર એક પગ ઉપર બીજો પગ ચડાવીને, આનંદથી નિર્મળ પવન ખાતાં, દિવ્ય પ્રકાશને ચુંબન કરતાં અને અત્યંત આનંદપૂર્વક પ્રણવ મંત્રનું ગાન કરતાં, ખળખળ વહેતા ઝરાને તાલસાથે તાલ મેળવતો 'રામ' દેવદાર અને તાડનાં ઝાડ પાસે આરામ લેતો હતો. તે પ્રસંગે નવીન સભ્યતાથી અક્કડ થએલા એક ગૃહસ્થે વિનોદપૂર્વક 'રામ'ને પૂછયું કે "એશીઆના લોકોનો આળસુ સ્વભાવ વળી અમેરિકામાં કયાં લાવો છો? ઉઠો, કંઇક સારૂં કામ કરો."

'રામ—મારા પ્રિય આત્મસ્વરૂપ મિત્ર! તમે કંઇક સારૂં કામ કરવાનું કહો છો પરંતુ એ માટે રસ્તામાં જગ્યાજ કયાં રહી છે? મને અને મારા 'રામ' ને એકલાજ રહેવા દો.

શું, 'આળસ' કહો છો? પૌર્વાત્ય આળસ? પણ આળસ એટલે શું?

શિષ્ટાચારના પંથમાં શ્રમ કર્યા કરવો, રૂઢિના પ્રવાહમાં વહ્યા જવું, દ્રવ્યના કૂવામાં મૃત પિંડની પેઠે ડૂબી જવું, સંપત્તિના ખાબોચિયામાં ડૂબી જવું, ઈશ્વરચિંતનમાં વખત ગાળવો જોઇએ તે પૈસા મેળવવામાં ગાળવો અને એ સૌને 'કંઇક સારૂં કામ' કહેવું એ શું

આળસ નથી ? પોતાના જીવિતક્રમ પ્રમાણે બીજાને રહેવાની ફરજ પાડવી અને પોશાક, ખાવું, પીવું, ચાલવું, સૂવું, હસવું અને રડવું, આદિ કંઇ પણ કરવામાં સ્વતંત્રતાનો અભાવ હોવો એ શું આળસ નથી ? આટલાં કામમાં સ્વતંત્રતા નથી તો પછી બોલવામાં તો હોયજ ક્યાંથી ? આપણું ઈશ્વિરત્વ ખોવાઇ જાય એ શું આળસ નથી ? એ ઉતાવળ, એ ગોટાળો, જીવને જોખમમાં નાખનારી એ નાસાનાસ, એ સૌ શામાટે ? બીજાની પેઠેજ સર્વ શક્તિવાન ધનના સંગ્રહને માટે ! અને પછી આગળ શું બીજાની પેઠેજ તેનો ઉપભોગ લેવો ? છટ ! **સુખની પાછળ પડવામાં ખરૂં સુખ નથી.** લોકમતના પંજામાં ફસાઈ પડેલા ઓ ધનવાન ગરીબડાઓ ! ખરા ઉપભોગ લેવામાં વિલંબ કેમ કરો છો ? આ રમણીય પર્વતના ઝરાઓને કાંઠે આવેલા સૃષ્ટિના ઉદ્યાનમાં આવીને કેમ બેસતા નથી ? આ તમારા સગાભાઇઓ શુદ્ધ હવા, દેદીપ્યમાન પ્રકાશ, નૃત્ય કરતું પાણી, લીલીછમ જમીન, જેમના વડેજ તમારો પિંડ બંધાયો છે તેમનું સહવાસ–સુખ કેમ મેળવતા નથી ? સુધરેલાં રાષ્ટ્રો જાતિરૂપી ચામડાનાં બંધનોથી બદ્ધ થઈ ગએલાં છે ! ત્યાંના લોકો પોતાને અન્ય બાંધવોથી વેગળા કરે છે અને સ્વતંત્ર દૃષ્ટિ તથા સૃષ્ટિક્રમાનુસાર જીવનના અમર્યાદિત પ્રદેશથી બળાત્કારે જુદા પડીને સાંકડી ઓરડીઓમાં અને ટુંકા પ્રદેશોમાં–પ્રત્યક્ષ ગુફાઓ અને અંધારી કોટડીઓમાં પુરાય છે; સૃષ્ટિના વિસ્તીર્ણ પ્રદેશમાંથી તેઓ પોતાની જાતને હાંકી કહાડે છે; આખી ચરાચર સૃષ્ટિમાંથી પોતાની જાતને બહિષ્કૃત કરે છે; વનસ્પતિ અને પ્રાણીઓથી જુદા પડે છે; શ્રેષ્ઠતા, કીર્તિ, શિષ્ટાચાર અને માનનો મોટો ડોળ ઘાલીને તેઓ બીજાઓથી જુદા પડી ખાબોચીઆના દેડકાની પેઠે સડયા કરે છે.

**જરા દયા ખાઓ; ભાઇઓ ! પોતાની જાતપર જરા દયા લાવો.**

રીતસર ગણાતી યુક્તિઓ વાપરીને ગરીબ અને ગરજુ લોકોની પડાવી લીધેલી સંપત્તિથી તમને સૂગ આણનાર મિષ્ટાન્નોજ મળવાનાં ! ફીકા અને શિષ્ટાચારવાળા ચહેરાઓજ તમને પ્રાપ્ત થવાના ! કૃત્રિમતાની વાસથી ભરાઈ ગએલી ' ઓરડી ' જેવી ભાસતી પેટીઓમાંજ તમે પુરાવાના; અને સર્વ પ્રકારના શારીરિક અને માનસિક અસ્વાભાવિક માદક પદાર્થોમાંથી ઉત્પન્ન થએલી મનની અવસ્થતામાંજ તમે સદા પડયા રહેવાના ! પોતાની જાતને છચોક ફસાવવાને આટલો શ્રમ શા માટે લ્યો છો ? એવા કાલ્પનિક સુખના નામ નીચે તમારા હાથમાંનું ખરૂં સુખ શા માટે છોડી દ્યો છો ? ઉંધેજ માર્ગે વ્યર્થ શ્રમ શામાટે કરો છો ? જો જરાપણ બુદ્ધિ હોય તો આ બાબતનો વિચાર કરવામાં તેનો ઉપયોગ કરો; ભાઇઓ, ઉપયોગ કરો.

ચાલ દોસ્ત ! આમ આવ; આ ચાલતી પળ અને આ પ્રદેશનો ઉપભોગ લે. આવ, મારી સાથે આ ઘાસ ઉપર સૂઇ જા.

તમારા આયુષ્યનો વીમો ઉતારવાને સોનુંરૂપું એકઠું કરીને તમારા આયુષ્યનો નાશ કરી નાખશો નહિ. ધન એકઠું થવાથી અને વખતસર તેના હપ્તા ભરવાથી તમે તમારા આયુષ્યની જામીનગીરી–ખાત્રી મેળવી શકો છો ? હે મૂઢ પામર મનુષ્ય ! તેના ઉપર વિશ્વાસ રાખીશ નહિ. **ક્ષુલ્લક બાબતોનેમાટે ભયંકર યાદવાસ્થળીઓ મચાવનાર આ જગતમાં જીવવાને માટે વ્યર્થ ઉપાયો શા માટે શોધો છો ?**

" The world is too much with us; late and soon ;
Getting, and spending, we lay waste our powers ;
Little we see in nature that is ours ;

We have given our hearts away a sordid boon;
This sea that bears her bosom to the moon;
The winds that would be howling at all hours;
And are up gathered now like sleeping flowers;
For this for every thing we cut of tune;
It moves us not-Great God I'd rather be;
A pagan suckled in a creed outworn!
So might, I standing on this pleasant lea;
Have glimpses that would make me less forlorn;
Have sight of Proteus rising from the sea;
Or hear old Triton blow his wreathed horn."

*Wordsworth.*

"આપણે સંસારની માયામાં બહુજ ગુંચવાઈ પડયા છીએ. વારંવાર કમાવામાં અને ખરચવામાં આપણે આપણી શક્તિઓનો ઘણો વ્યય કરીએ છીએ. નિસર્ગમાં આપણું પોતાનું હોય એવું તો ઘણુંજ થોડું આપણે જોઇએ છીએ. આપણે આપણા હૃદયને અતિ ક્ષુલ્લક આનંદ-ભોગ આપીએ છીએ. ચંદ્રને જોઈને પ્રીતિથી ઉભરાતો સમુદ્ર તથા હમેશાં ફુંકાતો પવન કે જે બીડાએલાં પુષ્પોની પેઠે હમણાં શાંત થયો છે તે અને બીજી સઘળી ચીજો આપણા ઉપર કાંઈ પણ અસર કરી શકતી નથી-તેની સાથે આપણે તાદાત્મ્ય સાધી શકતા નથી. હે મહાન પ્રભો! લોકો મને મૂર્તિપૂજક કહે તો તેની મને સ્પૃહા નથી. હું મૂર્તિપૂજક-અનેક દેવોનો ઉપાસક-હોઉં તો સમુદ્રને સુંદર કિનારે ઉભો ઉભો મારી ઉદાસી ન્યૂન કરી શકું; અને સમુદ્રમાંથી ઉદ્ભવતો શૃંગનાદ કિંવા વૃદ્ધ ટ્રીટનનું બાજેલું રણશીંગડું સાંભળી શકું!" યૂરોપ અને અમેરિકાના સુધરેલા ગણાતા દેશો વિનાશના પંથમાં ઘણા આગળ વધ્યા છે. પરંતુ માનસિક અથવા આધ્યાત્મિક ઉન્નતિ એજ ખરી પ્રગતિ છે. ખરી પ્રગતિએ મનુષ્યના સત્ સ્વરૂપને હલાવવું જોઇએ, માત્ર તેની છાયાનેજ જગાડવાનો વ્યર્થ શ્રમ કરવાની તેને જરૂર નથી. પ્રગતિને ઐહિક સંપત્તિસાથે કંઈજ લેવા દેવા નથી અને નકામી જરૂરીયાતો વધારવાનું પણ પ્રગતિને કંઇ કારણ નથી. દિવ્ય ગ્રંથો લખનાર અને કેવળ સાદાઇથી રહેનાર ગરીબ પ્રાચીન આર્યોના જીવનક્રમમાં યોગ્ય ફેરફાર કરીને ઇતિહાસ તેમની પુનરાવૃત્તિ કરશે. આધુનિક સંસ્કાર ઇષ્ટ માર્ગથી આડે માર્ગે દોરવાયા છે. હાલમાં મનુષ્યો, ભાજીપાલા અને ધાન્ય બરોબર ગણાય છે! તેના ભાવમાં ચડઉતર થાય છે! ભ્રામક વિચારો છોડી દો; એમાંનું કોઇ તમારી કિંમત આંકી શકશે નહિ.

ભભકાના વહાલા ભક્તો! આર્યોના સંન્યાસ અને ત્યાગનાં ધ્યેય તો તમને સ્વપ્ન (Humbugs) જ ભાસે છે! સાવધ રહો. તમને ઢંઢોળીને જગાડવાનો અને તમે કેવા ભયંકર ભ્રમ (Nightmare) માં સપડાયા છો એ સમજાવવાનો સમય આવી પહોંચ્યો છે. **જેનામાં ભક્તિયુક્ત ત્યાગ નથી તેને અનુભવી અને હોશિયાર જંગલી પ્રાણીજ કહેવો જોઈએ.**

**સુધરેલા જગતનો ઝગઝગાટ, તેની કૃત્રિમતા, શિષ્ટાચાર, દ્રવ્ય, તૃષ્ણા ઇત્યાદિથી ભોળવાઇ ફસાઇ પડશો નહિ.** એ સર્વ પોકળ ઠર્યાં છે. અગ્નિમાં તપાવીને

તેની કસોટી કરવામાં આવતાં ઘાસ તથા લાકડાંની પેઠે તેના કસમાં ખામી જણાઈ છે. અર્ધા લોકો અન્ન વિના ભૂખે મરે છે; જ્યારે બાકીના અર્ધા લોકો યથેચ્છ ઉડાઉપણું, ખુરસી ટેબલો વગેરે નકામો સામાન, અત્તરની શીશીઓ, દાંભિક આદરસત્કાર અને એશઆરામમાં ડૂબી ગયા છે! તેઓ દરેક જાતનાં ક્ષુદ્ર જવાહિર, અધમ સંપત્તિ અને ભભકાથી ભરેલા રોગી છે. જો એકને ભોગે બીજા પ્રત્યે લક્ષ આપવામાં ન આવે તો શારીરિક અથવા માનસિક શ્રમ, તંદુરસ્તી અને દીર્ઘાયુષથી પ્રતિકૂળ નથી. પરંતુ તેને ઠેકાણે હાલમાં કેટલાક લોકો જ્યારે શારીરિક શ્રમથીજ ઉપજીવિકા ચલાવે છે અને મહેનત કરી કરીને મરે છે ત્યારે કેટલાક લોકો માત્ર માનસિક અતિ શ્રમનેલીધેજ મરે છે. કુટુંબમાંનાં થોડાં માણસોને લૂખો રોટલો અને કેટલાંકને ખૂબ માખણ અને મિષ્ટ પદાર્થો આપવાના જેવીજ આ વાત છે.

ખરેખર, જેમની પાસે કાંઈ પણ માલમત્તા હોય તો તે આ જગતમાં પોતાને નીચ ઠરાવનાર **દુર્બળ લોકો** પાસેજ છે; અને ગમે તે વસ્તુ ઉપર પોતાનો હક બતાવનારાઓજ **ખરેખરા શૂદ્રો** છે! જેઓ કોઇ પણ વસ્તુપર માલિકી ધરાવે છે તેઓ પોતાની જાતેજ દૂષિત થએલા અંધારી કોટડીના **કેદીઓ છે. જે લોકો સંગ્રહ કર્યા કરે છે તે દયા ખાવા યોગ્ય કીડા છે. એ આત્મઘાતક લોકો પોતાને બડેખાંઓ કહેવડાવીને સ્થૂલ સંપત્તિની મલિન ધૂળમાં મુંઝાઈમરે છે.** કેટલાક લોકો પોતાને વિદ્વાન અને તત્ત્વજ્ઞાની કહેવડાવીને અજ્ઞાનાંધકારમાં ડૂબેલા રહીને મરે છે. **કેટલાક લોકો દુર્બળતા અને બીકણપણાનેજ શક્તિ માની તેના કીચડમાં ખુંચી જાય છે. સૂકી જમીન ઉપર વહાણ ચલાવવાનો પ્રયત્ન કરનારા જેવા એ ઘેલા લોકો પોતાની એવી હાસ્યાસ્પદ સ્થિતિમાંજ શ્રેષ્ઠતાનો ડોળ ઘાલે છે.** માલમિલકત, વાડીવજીફા, વગેરેના ભ્રમથી તેઓ વ્યર્થ સૂકાય છે; **પોતાના દેહને કષ્ટ આપનાર એ વિચિત્ર યતિઓને જાગ્રત કરીને મુક્ત કરવા જોઇએ.** ઓ દુઃખી પ્રાણીઓ! સંપત્તિ, જ્ઞાન, પદ્વીઓ, સત્તાના હક અને માન બાજુએ મૂકો. **સમતા, સમાનતા એ જ સુખનું તત્ત્વ છે.** જંગલી અભિલાષા, જે મળે તે હાથમાં મજબૂત પકડી રાખવાની પશુતુલ્ય ઇચ્છા અને એ પશુતુલ્ય ઇચ્છાથી પણ વધારે ખરાબ સંગ્રહ કરી રાખી વધારવાની પ્રવૃત્તિ, એ સૌ મનુષ્યોને ઉતાવળીઆં, અસ્વસ્થ અને ભ્રાંત બનાવે છે. **આડંબર અને વ્યથ મહત્ત્વાકાંક્ષાનો વિષમ જ્વર ઉતરી જવા દો. "જેટલા પ્રમાણમાં તેં સંપત્તિ રાખી છે તેટલા પ્રમાણમાં તારા ઉપર તેની સત્તા ચાલે છે અને તું તેનાથી ઘેરાએલો રહે છે."** આ **તત્ત્વ દરેકના હૃદયમાં ઉતરવું જોઇએ-દરેકના કાનમાં રેડાવું જોઇએ.**

હે સત્યશોધક મનુષ્ય! તારી આસપાસના લોકોની રીતભાત અને સભ્યતાના આચ્છાદનથી ઢંકાઇ જઇશ નહિ. ઉન્નત ગણાતાં-સુધરેલાં રાષ્ટ્રોના ભભકાથી અંજાઇ જઇશ નહિ. તેમની ખરે-ખરી વસ્તુસ્થિતિ અને આંકડાશાસ્ત્ર (Facts and figures) એ કેવળજ ભૂલ ખવાડનારી લુચ્ચાઈ-કલ્પિત બાબત છે; તેમની 'રોકડ સંપત્તિ અને સ્પષ્ટ સત્ય' (Hard cash and stern reality) કેવળ કાલ્પનિક છે. આ વીસમી સદીનાં ઉન્નત રાષ્ટ્રો પોતાની શાસનપદ્ધતિ અને વર્તનક્રમ બદલીને સ્વતંત્ર અને વેદાંતનાં તત્ત્વો ઉપર તે ચલાવે એવો સમય દૂર નથી. **મમત્વની વૃત્તિનો ત્યાગ અને વેદાંતની ત્યાગવૃત્તિનો સ્વીકાર કરવામાંજ વ્યક્તિનું અને રાષ્ટ્રનું કલ્યાણ સમાએલું છે.** એ સિવાય બીજો માર્ગ નથી.

દ્રવ્યશક્તિના જ્વરથી પીડાતાં સર્વ પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં અંતઃશક્તિનો વ્યાપાર ચાલુ છે; અને તે શક્તિ મમત્વની ભ્રાંતિમાં પડી ગુંગળાઇ જતા સર્વ ક્ષુદ્ર લોકોને જગાડે છે. ત્યાગનું રાજ્ય-સ્વાતંત્ર્યનું રાજ્ય પ્રસરીને જગતને ભાગ્યશાળી બનાવશે.

**સવાલ:**—એકાદ નવો પંથ સ્થાપવાની ઇચ્છા છે કે ?

**જવાબ:**—'રામ' કોઇ પણ વિચારનો પ્રચારક નથી. **સત્ય એની મેળેજ સ્થાપિત થાય છે. 'રામ' સત્યની આડે આવતો નથી,** તે નિર્મળ રહે છે અને સત્યના તેજને પૂર્ણ રીતે પ્રકાશવા દે છે. સત્ય ગમે તે રૂપે પ્રકાશે. તેના અગ્નિમાં શરીર, મન અને સર્વ કંઈ ભસ્મ થાઓ. સંદેશો કહ્યા પછી જોઇએ તો કાસદને મારી નાખો. એનાથી ઉત્તમ ભાગ્ય બીજું શું હોય ?

**સવાલ:**—આપ એકાદ ધર્મના સંસ્થાપક અથવા પયગમ્બર છો કે ?

**જવાબ:**—ના, **પયગમ્બર થવાથી મારી કિમ્મત ઘટે છે. હું સાક્ષાત્ ઈશ્વર જ છું અને તું પણ તેજ છે.** દેહ એ મારૂં સાધન છે.

**સવાલ:**—તમારો સંદેશો વિજયી નહિ નીવડે. તે ગ્રહણ કરવાને લોકો રાજી નથી.

**જવાબ:**—ભલે ન હોય. મારે શું ? હું સત્ય રૂપ છું. પાઇ પાઇ કરીને પૈસા મેળવવાના ક્ષુદ્ર વિચારોથી હું ચાલતો નથી. સર્વ યુગ મારાજ છે. અનંત કાળ મારોજ છે. ખ્રિસ્તને તેના પોતાનાજ લોકોએ તજ્યો છતાં તેણે સર્વ જગતને ઉંચકી રાખ્યું. **તેના કાળે તેને તજ્યો, પરંતુ પાછળના યુગ તેનાજ થયા.**

**સવાલ:**—ઇતિહાસ ઉપરથી તમારૂં કહેવું સત્ય ઠરતું નથી.

**જવાબ:**—તમારો ઇતિહાસ અધૂરો છે. એ ઇતિહાસમાં જે સત્ય પ્રકરણ લખાવાનું છે તે પ્રકરણ હજુ તમે વાંચ્યું નથી. **પ્રબળ ઇચ્છાશક્તિ-પછી તે ભલે એક જ વ્યક્તિની હોય, તો પણ તેના આગળ ઇતિહાસ ફિક્કો પડી જાય છે! વાસ્તવિક કારણોને છોડી દઈને બાહ્ય ચિહ્નોનો અભ્યાસ કરવાથી સત્ય ઇતિહાસનો નાશ થાય છે.**

**સ:**—ઈમિરસનના કહેવા પ્રમાણે પ્રેમનું ખરૂં ધન સમાન લાગણીમાં છે, અને તમારો મત તો કોઈ સાથે મળતો જણાતો નથી, ત્યારે કેવું પ્રેમરહિત શુષ્ક જીવન તમે ગાળતા હશો ?

**જ:**—મારાં વિશ્વરૂપી ચિત્રો જુદી જુદી બાજુએથી જોવામાં મને ઘણો આનંદ થાય છે. એક જગ્યાએ એકાદ પુરાણપ્રિય મનુષ્યની પેઠે હું તેમને પાછળથી જોઉં છું, બીજે સ્થળે ઉન્નત ઉદાર મતવાદીની પેઠે આગળથી જોઉં છું. 'રામ' (કિંવા પુરાણ) રૂપે હું જમણી બાજુથી જોઉં છું, એકાદ ટીકાકાર તરીકે ડાબી બાજુએથી જોઉં છું. સર્વ બાજુઓ મારી જ છે. છાશ વલોવનાર ગોવાલણ જમણા હાથમાંનું નેતરૂં પણ ખેંચે છે અને ડાબા હાથનું નેતરૂં પણ ખેંચે છે. દરેક બાજુ પોતાનીજ છે તો કોઇની સાથે મારો મતભેદ શી રીતે હોઇ શકે ? જુદા જુદા મોજાઓથી ઉછળતો હું પ્રેમસાગર છું. સૌથી ભિન્ન રહેવામાંજ મારૂં તાદાત્મ્ય છે. ચાલો, મારી સાથે આવો અને વિરોધમાં રહેલા ઐક્યનો અનુભવ લ્યો.

**સ:**—આ શું ગોટાળો છે ? પોતાનાથી તદ્દન ભિન્ન મનુષ્યની સાથે કોઇ પણ માણસને એકતા કેમ થઇ શકે ?

જઃ—એ તો ઠીક, મને પણ એજ આશ્ચર્ય થાય છે કે આપણે એક ન દેખાતાં છતાં એકજ કેમ છીએ? લંગડું તત્ત્વજ્ઞાન ભલે એ સિદ્ધ નહિ કરી શકતું હોય અને ઇંદ્રિયો તેને દર્શાવવામાં ભલે પાછળ પડી જતી હોય, છતાં તે તેમજ છે. જ્યારે તત્ત્વ અનુભવાય છે ત્યારેજ માયા નષ્ટ થાયછે; અને પ્રેમ એ સિદ્ધ કરી આપે છે કે 'तत्त्वमसि।' તું પોતે ઈશ્વરજ છે.

સઃ—ઈશ્વરને નાન્યતર જાતિમાં કેમ સંબોધો છો?

જઃ—કોઇ ઈશ્વરને આકાશમાંના પિતા તરીકે ભજે છે અને નરજાતિમાં સંબોધે છે, કોઇ તેને દેવી–માતા તરીકે માને છે અને નારીજાતિથી સંબોધે છે, અને કેટલાક ફારસી કવિઓની પેઠે ઈશ્વરને પોતાની પ્રિયા ગણીને તેની ભક્તિ કરે છે. આમ હોવાથી ઈશ્વરને માટે કોઇ પણ જાતિનું નામ વાપર્યા પહેલાં તે પુરુષ છે કે સ્ત્રી છે, તે નક્કી કરવું જોઇએ.

સઃ—ત્યારે પછી ઈશ્વર કોણ છે?

જઃ—ઈશ્વર પુરૂષ પણ નથી અને સ્ત્રી પણ નથી; તે એક **ગુહ્ય** છે.

## વેદાંત અને મિલ્કત.

માર્ગ જુદા પડતી વખતે પૂછેલા એક સવાલના જવાબમાં નીચેનો ઘણો ખરો ભાગ લખાએલો છે.

**બાહ્ય સંપત્તિ અને મિલકત ઉપરથી લોકોના દરજ્જો નક્કી કરવો એ પગના જુદા જુદા જોડાઓ ઉપરથી મનુષ્યોના વર્ગ કર્યા જેટલુંજ અસ્વાભાવિક છે.**

માટે 'રામ' એમ જાહેર કરે છે કે **મિલકતના વિચાર, ગાંસડી થેલીઓનો હક—એજ આત્મસાક્ષાત્કારની આડે આવે છે. એકાદ વસ્તુ ઉપર પોતાની સત્તા બેસાડવાની ઈચ્છા થતાંજ આત્મઠગાઈરૂપી પિશાચ આપણને વળગે છે.** સંન્યાસ (જોઇએ તો તેને સર્વ સ્વામિત્વ કહો ) નું સત્ય સાથે ઐક્ય કરવું એજ ખરૂં વેદાંત છે. પ્રજાની પૂર્ણ સ્વતંત્રતા, સમાનતા અને બાહ્ય અધિકારોનો બોજો કહાડી નાંખવો–દ્રવ્યસંગ્રહની વૃત્તિ ત્યજી દેવી.

**સર્વ પ્રકારના વિશેષ હક સમુદ્રમાં ફેંકી દેવા, દંભને તિરસ્કાર સહિત દૂર કરવો અને પોતે ક્ષુદ્ર હોવાની ભાવનાથી ઉત્પન્ન થતો માનસિક ઉદ્વેગ કહાડી નાખવો એજ વેદાંતને સ્થૂલતાની રંગભૂમિપર આણ્યા બરાબર છે.** વેદાંત માનસિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં એજ વૃત્તિને ખેંચી લાવે છે. દેહ, બુદ્ધિ લેખ, વચનો, ઘર, સ્ત્રી, પુત્ર, માન, આબરૂ, કીર્તિ વગેરે ઉપરનું મિથ્યા મમત્વ છોડવું એજ વેદાંત છે. બીજા શબ્દોમાં કહીએ તો સર્વ પ્રકારનાં બંધનો અને મર્યાદાઓ ઓળંગી જવાં, **બીજાઓથી દૂર રહેવા જતાં જાતે બંધાઇ જવાની રીત છોડી દેવી** અને ઈશ્વરની પેઠે જગતની દરેક શક્તિ, દરેક પરમાણુ, નક્ષત્ર અને વૃક્ષ, સર્વ ઉપર સાર્વભૌમત્વ મેળવવું એ વેદાંત છે. આખા જગત તરફથી વેદાંતના અનુભવનો માર્ગ ખુલ્લો કરવાના વ્યવસ્થિત પ્રયત્નો ઘણી વાર અજાણતાં કરવામાં આવે છે. **છેવટે આખા જગત ઉપર સંન્યાસની ધ્વજા ફરકશેજ.**

કેટલાક વેદાંતીઓ ભક્તિના સામ્રાજ્યનું જીવન અત્યારેજ ગાળે છે અને કોઈ કોઈ સ્થળે પ્રાચીન કાળથીજ એ જ્યોતિ સળગતી રાખવામાં આવી છે.

ધારો કે એક સાધુ ગંગાતટે બેઠા છે અને તેના પ્રેમાળ સ્વભાવથી નિર્ભય બનીને પશુ, પક્ષી, ઢોર અને માછલાં પણ નિઃશંકપણે તેની પાસે આવી તેના હાથમાંથી રોટલાના કડકાઓ ખાય છે. એજ તત્ત્વની છેક છેલ્લી પાયરીએ પહોંચ્યાનો એક દાખલો આપું.

મારા એક ઓળખીતા સ્વામીને જબરો જખમ થયો હતો. ઉપરની ચામડી કીડાઓ ખાતા હતા. એ કીડાઓને મારવાને તે મલમ લગાડતો નહોતો અને જ્યારે જ્યારે જખમમાંના પરૂથી તૃપ્ત થઈને તે કીડાઓ નીચે પડતા ત્યારે ત્યારે તે હસીને તેમને ફરીથી જખમ ઉપર મૂકતો. આ ક્ષુદ્રદેહપર જગતના દરેક કીડાઓ માલેકી ધરાવે છે, અને આ વિશાળ વિશ્વ મારૂં છે. આ વિશ્વ મારૂં શરીર છે, હવા અને જમીન મારા પોશાક અને પગરખાં છે.

**સ્વામીનો અર્થ નિત્યદાતા** ( સદા દેનાર ) **એવો છે.** સત્યને વળગી રહો, બાકીનું બધું જવા દ્યો. **ખરો સંન્યાસી ભિક્ષા માગીને મેળવેલું અન્ન પણ જેને વધારે જરૂર હોય એવા એકાદ માણસને આપી દે છે.** આપવાનું કંઈજ ન રહે ત્યારે આનંદથી પોતાનો દેહ, કીડી મંકોડી, જંતુ, માખીઓ, સર્પ ઇત્યાદિને આપી દે છે, અને સર્વાત્મરૂપે તેનો ઉપભોગ પણ લે છે. માંસ ખાતી વખતે માખીઓ અને કીડાઓને રૂપે તે સુખનો ઉપભોગ લે છે, અને પોતાના શરીરનાં હાડકાં સૂકાવા લાગતાં હવા અને ઉષ્ણતા-રૂપે તે સુખ અનુભવે છે.

## સાધારણ દાનધર્મ.

સંપત્તિ સંબંધી લોકોના વિચાર એવા તો મૂર્ખતા ભરેલા થઈ ગયા છે કે **સમાજના એક ભાગને છેક નીચોવી નાખી–તેને નિર્ધન બનાવી દઇને મેળવેલા પસાનો એકાદ સ્વલ્પ અંશ દાન કહીને પાછો આપવો એને તેઓ મોટી ઉદારતા કહે છે!** એકાદ માણસ પાસેનું પાણી ધંધારોજગારની કહેવાતી કળાઓદ્વારા પડાવી લઇને પછી તૃષાની પીડાથી મરવા પડેલા મનુષ્યના મોંમાં બે ટીપાં પાણી નાખીને તેની વેદના વધારનારની પેઠે, પોતેજ નીચોવી લીધેલા ગરીબો પ્રત્યે તેમની ઘણી દુઃખી અવસ્થામાં કીર્તિ કે હોદ્દાને ખાતર થોડાહજાર કે લાખનો તુચ્છ ટુકડો ફેંકી દેવો એજ જાણે કે મોટું ધર્મ-કૃત્ય ન ગણાતું હોય એમજ એ બિચારાઓ સમજે છે ! ! કંઇ પણ વ્યાજ ન લેવું એ પણ મોટો ઉપકાર ગણાય છે, કારણ કે વ્યાજ ( સંસ્કૃતમાં વ્યાજ=લુચ્ચાઇ, ઠગાઇ, ) લેવાની રીત સર્વત્ર પ્રચલિત છે!

યૂરોપ અને **અમેરિકામાં** દાનધર્મની એવી સ્થિતિ છે. ત્યારે **હિંદુસ્તાનના** લોકોની ધર્મ-બુદ્ધિ ખરી ભૂખથી ટળવળતા ગરીબ લોકોની તો બિલકુલ ચિંતાજ કરતી નથી ! **તે બુદ્ધિ તો માત્ર ખીચોખીચ ભરેલા પેટવાળા, નિરુદ્યોગી અને આળસુઓને ભોજન અપાવીનેજ દાતાઓને એકદમ સ્વર્ગે પહોંચાડે છે!**

સાદાઇને હું આડંબરવાળી કહીશ નહિ. તમને સૌંદર્ય શાથી પ્રાપ્ત થાય છે ? **તમને ઢાંકી દેનાર વસ્ત્રોથી કે ખુલ્લાં કરનાર લાવણ્યથી ?** કપડાં અથવા એવી બાહ્ય વસ્તુઓદ્વારા સૌંદર્ય ઉછીનું લાવવાની જરૂર નથી. કુદરતી સ્મિત, તંદુરસ્તી અને ઉલ્લાસ ધારણ કરો.

ગમે તેને આવીને ચોરી કરવા દ્યો, તમારૂં શું ગયું? તમે તમારી ભૂમિ છોડશો નહિ. તમે સત્ય રૂપ છો, સત્ય છો. તમે જડ ઐશ્વર્યને માટે નહિ પણ સત્યને માટે લડો છો. યુનીવર્સિટીની પદ્વીઓની તમને જરૂર છે કે? છટ્! સર્વોત્તમતા-સર્વસ્વામિત્વ-અંતિમ પદ્વી તો પોતેજ પોતાને અર્પણ કરવી જોઇએ.

સ્વપ્નમાં વાઘ મારનારને સ્વપ્નની તલવાર જોઈએ એ ખરૂં છે, પરંતુ જાગ્રતાવસ્થાની દૃષ્ટિએ જોતાં સ્વપ્નમાંનાં વાઘ અને તલવાર, બન્ને અર્થવગરનાં જણાય છે. અનુભવી શાસ્ત્રો અને કળાઓની એવીજ સ્થિતિ છે. લૌકિક જ્ઞાન અથવા સંબંધની દૃષ્ટિએ તેની ગમે તેટલી જરૂર હોય, પણ બ્રહ્મજ્ઞાનમાં (તુર્યાવસ્થામાં) તેનું કંઇજ માન નથી. આત્મસાક્ષાત્કાર કરવામાં જે મોટી અડચણ આવે છે તે એ છે કે યુનીવર્સિટીની પદ્વીઓ, સર્ટિફીકેટો, ખેતાબ, માન અને બીજી માનસિક સંપત્તિ-બૌદ્ધિક ભંડોળ(Intellectual capital)ને લોકો વધારે મહત્ત્વ આપે છે. જે મનુષ્યે આત્માનુભૂતિ પ્રાપ્ત કરી હોય તેને તો આ જગત પોતાના માયિક વિચારોથી ઉત્પન્ન થએલી સૃષ્ટિ તરીકેજ જણાય છે. **પોતે કહાડેલી ગાંડાંની ઇસ્પીતાલમાં રહીને લોકો એકબીજાની હામાં હા મેળવી પોતાનો ભ્રમ કાયમ રાખે છે. હીપ્નોટીઝમથી બેભાન થયેલા મનુષ્યે પોતાના મનવડે કોરી જમીન ઉપર કલ્પનાથી બાંધેલા સરોવર જેવા જગતના સર્વ પદાર્થો છે;** અને તે એવા માયિક હોવાથી તત્સંબંધી જ્ઞાન કે જેને માટે મોટા વિદ્વાન લોકો શેખી કરે છે તે પણ કેવળ માયાજ છે. સર્વ વિશ્વ ક્ષણભંગુર હોવાથી તત્સંબંધી જ્ઞાન પણ તેવુંજ છે. આ દૃશ્ય પદાર્થના મૂળમાં જઈ પહોંચેલા આત્માનુભવી પુરુષને આકાશમાંના મોટા મોટા ગોળા, નદીઓ, પર્વત, સૂર્ય, તારા વગેરે કંઇ આશ્ચર્ય પમાડતાં નથી; અને જ્યોતિષી, ગણિતવેત્તા, વનસ્પતિશાસ્ત્રવેત્તા, ભૂગોળવેત્તા, પ્રાણિશાસ્ત્રવેત્તા વગેરેનાં જ્ઞાન તેમને છોકરાંની રમતો, આનંદ અને ગમ્મતથી કંઇ વધારે કિંમતી ભાસતાં નથી. **વ્યાવહારિક વસ્તુ રાખનારા (ધનવાનો) અને વ્યાવહારિક પદાર્થોના જ્ઞાનવાળા** (વિદ્વાનો) પણ **તે પદાર્થોના જેટલાજ માયિક છે.** જે પુરુષે આત્મસાક્ષાત્કાર કર્યો હોય તેની આગળ વિદ્વાન, તત્ત્વજ્ઞાની અથવા પ્રોફેસરે બતાવેલો ક્રોધ અથવા અનુગ્રહ-ટીકા કે સૂચના વ્યર્થ છે. **વિશ્વવિદ્યાલયો, પ્રદર્શનો અને મેળાઓ એ માયિક ભ્રમ કાયમ રાખવાનાં સાધનો છે. ચર્ચો, દેવાલયો, સમ્મેલનો અને સભાઓ પણ ઘણે ભાગે જગતની** એ માયિક નિદ્રા વધારવાનાંજ સાધનો છે! સૂર્ય ઠરી જવા જેટલો શીતલ થઇ જાય, ચંદ્ર તપ્ત થાય, દીવાની જ્યોત ઉપર ન જતાં નીચે જવા લાગે અથવા સર્વ દિશાઓ કાગળના ભૂંગળાની પેઠે સંકેલાઈ જાય, તોપણ **જીવન્મુક્તને કંઇજ આશ્ચર્ય થતું નથી.**

એક કાળે બ્રાહ્મણોએ જગત ઉપર રાજ્ય કર્યું, તે પછી ક્ષત્રિય રાજ્યોના પણ યુગ વીતી ગયા, હાલમાં વૈશ્યોનું રાજ્ય ચાલે છે, અને હવે પછી શૂદ્રોના શ્રમ એટલે સેવાનું મહત્વ વધવાના દિવસો આવશે; પરંતુ સંન્યસ્તવૃત્તિથી પાવન થએલા શૂદ્રોજ તે મહત્ત્વ વધારવાનું કાર્ય કરશે.

યૂરોપ અને અમેરિકાના મજુરો (શૂદ્ર) ધાર્મિક પ્રતિબંધ અને વંશપરંપરાથી બંધાએલા નથી; તોપણ તેમની સ્થિતિ સારી નથી. **હિંદુસ્તાનમાં અસંખ્ય જાતિભેદદ્વારા સર્વ લોકોની આત્મઠગાઇને મદદ મળવાથી એ દુષ્પરિણામ અને અન્યાય**

**બમણાં વધ્યાં છે. એથી હડતાળ પડતી નથી એ ખરૂં, પરંતુ એથી આખો દેશ દુર્બળ અને મુંગા મેંઢાથી પણ વધારે બીકણ બને છે.**

આજ સુધી વેદાંત માત્ર થોડા લોકોનીજ મિલ્કત થઈ પડયું હતું. મુખ્યત્વે કરીને બુદ્ધિની ભૂમિકા ઉપરજ તેનો આધાર હતો. આટલા દિવસ સુધી ગર્ભરૂપે રહેલું એ મૂળ (વેદાંત) પૃથ્વીના ઉદરમાં (હિમાલયમાં) હતું; પરંતુ પવિત્ર ગંગારૂપે બ્રાહ્મણ અને શૂદ્રની મલિનતાને તે એકસરખી રીતે ધોઇ કહાડતું, દેવ અને માનવને તે એકસરખી રીતે પવિત્ર કરતું અને સર્વ અસ્વાભાવિક ભેદને નષ્ટ કરતું. હવે તે નીચે ખુલ્લા મેદાનમાં આવ્યું છે. વિરાટસ્વરૂપી માનવસમાજ એકરૂપ હોવો જોઇએ, એ ઘટના કવચિત્જ સમજાય છે.

**જેમ અન્નનું સેવન આપણે દરરોજ જાણી જોઇને કરીએ છીએ, પરંતુ તેને પાચન કરવાની અને શરીરના જુદા જુદા ભાગમાં પહોંચાડવાની ક્રિયાઓ તો એની મેળેજ થાય છે, તેવી રીતે ઐક્ય અને પૂર્ણતા, ભક્તિ અને ઈશ્વરત્વમાં ચિત્ત લીન થતાંજ સર્વ ભેદ અને આવશ્યક ફેરફારોની વ્યવસ્થા એની મેળેજ થશે. ઈશ્વરી નિયમો-કુદરત પોતે તે કરી લેશેજ.**

હિંદુસ્તાનના રાજારજવાડાઓ, ધર્મગુરૂઓ, શૂદ્રો અને રાજ્યકર્તાઓ ! થોડાંજ વર્ષોમાં શું થશે તેનો તમને ખ્યાલ પણ છે? ગમે તો મને વિચિત્ર માણસ ગણીને મારી મશ્કરી કરો, પરંતુ **મારી સામે દેખાય છે કે આ જગત્ સ્વામીઓથી (ખરા સંન્યાસીઓથી) ભરાઈ ગયું છે, પૃથ્વીની ઉપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે, મનુષ્યદેહ ઉપરથી નક્કી કરેલા (જાતિ) ભેદ નષ્ટ થઇ ગયા છે. હિંદુસ્તાન, ચીન, અમેરિકા અને ઇંગ્લાંડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે. નવો સંઘ તૈયાર થાય છે અને વળી તે પણ ઓગળી જઇને તેની જગ્યાએ નવો થશે.**

હે સ્વપ્નમાં પડેલા વહાલાઓ ! **તમારાં નેત્ર ઉપરનો પડદો દૂર કરો, એટલે અત્યુચ્ચ સંન્યાસી, અત્યંત નીચ શૂદ્રની સાથે મળીને કામ કરતો નજરે પડશે. જુઓ ! જુઓ !! પેલાં ભિક્ષાપાત્ર એકદમ પાવડો અને કોદાળી થઈ ગયાં. સંન્યાસીનું આળસ જતું રહ્યું છે. શૂદ્રના કર્મને સંન્યસ્તની ઉચ્ચ પદ્વી મળી છે. સૌમાં ત્યાગવૃત્તિ આવી છે. ગણિકાની નિર્લજ્જ હિમ્મત અને 'રામ' ની પવિત્રતા એક થઇ ગયાં છે. બકરીની ગરીબાઇ અને સિંહના અચલ ધૈર્યનું સંલગ્ન થયું છે. વિરૂદ્ધ સ્થિતિઓનું ઐક્ય થયું છે. આત્યંતિક વિરોધ નષ્ટ થયો છે. વિશ્વ એક કુટુંબ બન્યું છે. જુઓ આ સર્વ-દૃષ્ટિ ફેંકો અને જુઓ !**

આપણને અગ્નિ અથવા શસ્ત્રોની જરૂર પડશે કે? ના. પોલીસની? ના. આ હવાઈ કિલ્લા–મનોરાજ્ય છે? ના. આ કેવળ વિચારભ્રમ છે? ના. આ શું સમાજવાદ અને જાતિવાદ (Socialism or Communism) છે? હશે, પરંતુ તે હિંદુસ્તાનમાં મૂળથીજ છે; નવો નથી. વેદાંતનો એ એક સ્વાભાવિક ઉપસિદ્ધાંત છે. **હિંદવાસીઓ! જો તમે પોતાને ઓળખશો અને ત્યાગ સ્વીકારશો તો તમારો રોગ કયાં રહેશે? આધિ**

**નષ્ટ થતાંજ વ્યાધિ નાસી જશે.** લુચ્ચાઇની જરૂર નથી. શંકા અથવા ભીતિ રાખવાનું કારણ નથી. બીકણ ઈશ્વરદ્રોહીઓ જોઇએ તો ભલે તે માર્ગ સ્વીકારે !

હું ' રામ બાદશાહ ' છું અને તમારૂં હૃદય મારૂં સિંહાસન છે. વેદદ્વારા જ્યારે મેં કુરુક્ષેત્ર, જેરૂસલેમ અને મક્કામાં ઉપદેશ કર્યો ત્યારે લોકોએ તેનો ઉંધો અર્થ કર્યો. હવે હું ફરીથી મુખ ઉઘાડું છું. હું અને મારો શબ્દ એજ તમે અને તમારો શબ્દ ! **તત્ત્વમસિ!** જે જે કાંઇ તને દેખાય છે તે તું છે !

તમારામાંના કેટલાક ભવાં ચઢાવે છે, કેટલાક ગરૂડની ચાંચની પેઠે વાંકુ મોં મરડે છે, ગમે તેમ કરો પરંતુ ઈશ્વરેચ્છાનો અમલ તો થશેજ, કોઇ તેને અટકાવી શકે તેમ નથી. કોઈ પણ રાજા, દેવ, દાનવ તેના માર્ગમાં હરકત આણી શકે તેમ નથી. સત્યની ગતિ અનિવાર્ય છે. નિરાશ થશો નહિ. **મારૂં મસ્તક તમારૂં છે. ગમે તો તેને કાપી નાખો, તેની જગ્યાએ બીજાં હજારો ઉત્પન્ન થશે.**

શમ્સ તબ્રીજ ( એક સુફી વેદાંતી ) એજ સંગીત ગાય છે, ખરૂંને ! પંજાબના મધુર બુલ્લા અને પરાક્રમી ગોપાળસિંગે પણ એજ ગાયું ને ! જીસસ ક્રાઇસ્ટે પોતાના ભાગ્યા-તૂટયા શબ્દોમાં એજ કહ્યું ને ! મહમ્મદને એજ ચંદ્ર જણાયો ને ? મારે એનું શું ? જ્યારે મને ચંદ્રનું દર્શન થાય છે ત્યારે મારી ઇદ આવે છે ! પ્રાચીન **સત્ય સદા નવું હોય છે.** તમને સાક્ષાત્કાર થયો એટલે તમારી ઇદ આવી સમજવી. જ્યારે તમને આત્મ-જ્ઞાન થાય છે-સત્યરૂપ ઈશ્વરનું જ્ઞાન થાય છે ત્યારે અજ્ઞાનને લીધે ભિન્ન જણાતા મોટા વીરો અથવા મહાન પુરુષો અને સાધુસંતો તમારામાં મળી જાય છે.





# १३–सुधारक.

Higher and still higher from the Earth thou springest
Like a cloud of fire; The deep blue thou wingest
And singing still dost soar And soaring ever singest. *Shelley,*

**પૃથ્વી ઉપરથી ઉડતો ઉંચો અને ઉંચો જતો;**
**અગ્નિ ભભુકા પેઠ કાળો લાલ થઈ ઉંચે જતો;**
**ગગનમાર્ગમાં ઉચ્ચ ઉડતો; કરતો જતો તું ગાન નવાં નવાં. શેલી.**

પ્રાચીન કાળમાં એક સાધુ થઈ ગયો. તે એટલો બધો પવિત્ર હતો કે મનુષ્ય પ્રાણી એવો શુદ્ધ શી રીતે હોઈ શકે એ જોવાને માટે દેવદૂતો સ્વર્ગમાંથી નીચે ઉતર્યા. તે સદા પોતાનું નિત્યકર્મ કર્યા કરતો અને જેમ તારા તથા પુષ્પો અજાણતાં પ્રકાશ અને સુગંધ પ્રસારે છે તેમ તે સદ્‌ગુણોનો પ્રસાર કરતો.

બેજ શબ્દોમાં તેની દિનચર્યા કહી શકાશે. **તે દાન કરતો અને ક્ષમા કરતો! પરંતુ એ શબ્દો તેના મોંમાંથી કદિ નીકળતા નહિ.** તે શબ્દો તેના ઉલ્લાસપૂર્ણ સ્મિત, દયા, ક્ષમા અને દાનમાંજ જણાઇ આવતા. દેવદૂતોએ ઈશ્વરને કહ્યું:–" **પ્રભો!** આને કંઈક સિદ્ધિ આપો." ઈશ્વિરે કહ્યુંઃ " ઠીક, એને શું જોઇએ છે તે પૂછો.,,

આથી દેવદૂતોએ સાધુને પૂછ્યુંઃ " તારા હસ્તસ્પર્શથી રોગીઓનો રોગ મટી જાય એવી સિદ્ધિ તારે જોઇએ છે?"

સાધુ બોલ્યો:–" ના, ના. એ કાર્ય ઈશ્વિરનેજ કરવા દ્યો."

" પાપીઓનો ઉદ્ધાર કરવાની અને કુમાર્ગે જતા લોકોને સન્માર્ગે ચડાવવાની શક્તિ જોઇએ છે?"

" ના, ના. તે દેવદૂતોનું કામ છે. મારે ભક્તિ કરવી છે. મારે કોઇનો ઉદ્ધાર કરવો નથી."

" શાંતિની મૂર્તિ બનીને પોતાના સદ્‌ગુણના પ્રભાવથી સર્વ લોકોને આકર્ષીને ઈશ્વિરનું મહત્ત્વ વધારવાની શક્તિ જોઈએ છે?"

" ના, ના. લોકોને હું આકર્ષી લઉં તો તે ઈશ્વરથી વિમુખ થાય. પોતાનું મહત્ત્વ વધારવાનાં બીજાં સાધનો ઈશ્વિર પાસે છે."

" ત્યારે તારી શી ઇચ્છા છે?"

સાધુ સ્મિત કરીને બોલ્યોઃ " મારી ઇચ્છા શી હોય? **ઈશ્વરની મારા ઉપર પૂર્ણ કૃપા રહેવા દો. શું તેમાં સર્વ આવી જતું નથી?"**

પરંતુ દેવદૂતોએ આગ્રહ કર્યો, કે " તારે કંઇ પણ વર માગવોજ જોઇએ, નહિ તો એકાદ સિદ્ધિ બળાત્કારે તમને આપવી પડશે."

સાધુ બોલ્યોઃ " ઠીક છે, હું એટલુંજ માગું છું કે **મને માલૂમ પડયા વિના મારા હાથથી ઘણાં સત્કૃત્યો થાય.** "

દેવદૂતો ગુંચવણમાં પડયા. સૌએ વિચાર કરીને એક યુક્તિ ગોઠવી. જ્યારે જ્યારે તે સાધુનો પડછાયો તેની પાછળ અથવા તેને ન દેખાય એવી બાજુએ પડે ત્યારે ત્યારે તેમાં રોગ મટાડવાની અને દુઃખનું નિવારણ કરવાની શક્તિ આવે એમ તેમણે ઠરાવ્યું; અને તે પ્રમાણે થયું. જ્યારે જ્યારે પેલો સાધુ કોઈ રસ્તે જાય ત્યારે ત્યારે તેની પાછળનો અથવા બાજુનો પડછાયો જેટલી જગ્યામાં પડે તેટલી જગ્યા નવપલ્લવ થાય. ત્યાંનાં સૂકાં ઝાડોને પાંદડાં અને ડાંખળીઓ ફુટે, સૂકાઇ ગએલા ઝરાઓ પુનઃ વહેતા થાય, નિસ્તેજ છોકરાંઓ સતેજ થાય અને દુર્દૈવી માતાઓ આનંદી બને. તારા અને ફૂલો જેમ પોતે ન જાણતાં પ્રકાશ અને સુગંધ પ્રસારે છે તેમ તે સાધુ સદ્ગુણોનો પ્રસાર કરતો અને પોતાના નિત્યકર્મમાં સદા મગ્ન રહેતો.

તેની નમ્રતાને માન આપી લોકો ચુપકીથી તેની પાછળ જતા અને તેની શક્તિની વાત તેની પાસે કદિ કહાડતા નહિ. ધીમે ધીમે લોકો તેનું નામ પણ ભૂલી ગયા; અને 'પવિત્ર છાયા' એજ એનું નામ પડયું.

**તમારામાં સત્ય એટલું ભરાવું જોઇએ કે તેની આગળ વિત્ત અને વ્યક્તિનો આડંબર હવાની માફક અદૃશ્ય થઈ જાય. જ્યારે સત્યની સાથે તમારૂં પૂર્ણ તાદાત્મ્ય થશે ત્યારે મત્સરનાં બાણ તમને વિંધી શકશે નહિ.** ગેંડો પોતાનાં શીંગડાં કયાં મારવાં તે સમજશે નહિ; વાઘ પોતાનો તીવ્ર નખવાળો પંજો કયાં મારવો તે સમજશે નહિ; તલવારને પેસવાની કયાંય જગ્યા મળશે નહિ અને તમારા દેહ ઉપર તોપના ગોળા વરસે તોપણ તમને તેનો સ્પર્શ સરખો થશે નહિ.

**સત્યનોજ** સ્નેહ સંપાદન કરો. એકલા રહેવું પડે તોપણ **સત્યનેજ** વળગી રહો. **સત્યનીજ** બાજુએ લડતાં લડતાં મરો. **સત્ય** જીવનના **સ્વર્ગ**માં કદાપિ તમે એકલા પડો તોપણ **સત્ય** નિષ્ઠારૂપી સૂર્ય તમારો સોબતી છેજ. તમારા તેજસ્વી વિચારો ગ્રહણ કરીને ઘણા સોબતીઓ તમને આવી મળશે અને તમારો યોગ એની મેળેજ બનશે. તત્ત્વ છોડી દઇને સંઘ કરવાની ખટપટ કરશો નહિ. મારે લોકોના મત બદલવાની અથવા અનુયાયીઓ મેળવવાની ઇચ્છા નથી; મારે માત્ર **સત્યને** અનુસરીને ચાલવું છે. **સત્યને સરંક્ષણ અથવા સંરક્ષકની જરૂર નથી.** સૂર્યના પ્રકાશને પેગંબરો અથવા દૂતોની જરૂર પડે છે ? **હું સત્યનો** પ્રસાર કરતો નથી, **સત્ય પોતેજ મારો અને તેનો પોતાનો પ્રસાર કરે છે.**

ઉત્ક્રાંતિવાદી લોકો અનુકૂળતા ( Adaptation ) સંબંધે કહે છે કે જો **માણસને હરેક સંયોગમાં ઉત્તમ રીતે સમાધાન કરતાં આવડે તો તેને આ જગતમાં દિવસ કહાડવા મુશ્કેલ નથી.** અસંખ્ય પ્રાણી, વનસ્પતિ અને મનુષ્યોને એ આવડે છે, તેથીજ જીવનકલહમાં તેમની અને તેમના વંશજોની જીત થાય છે. **જે જીવતું રહેવાની કળા જાણે છે તે ઋષિજ છે. આખા જગત ઉપર તેને પ્રેમ હોવાથી જગતે તેના-પર પ્રેમ રાખવોજ જોઇએ.** વાસનામય ક્ષુદ્ર અહંકારનો ત્યાગ કરીને સર્વની સાથે જેનું ઐક્ય થયું છે એવા મનુષ્યની સામે સંકટો કેટલી વાર ટકે ! **જીવનકલહમાં માત્ર**

**પરોપકારવાદીજ વિજયી નીવડે છે. પરંતુ એ શાસ્ત્રીય નિયમનો લોકો દ્વારા દુરુપયોગ થવાનો ઘણો સંભવ છે.**

પરોપકારવાદ એટલે શું? લોકો શાની અપેક્ષા કરે છે? તેમને શું ગમે છે? તેમની ઇચ્છા શું છે? તેમને શું પસંદ છે? એ સદા શોધતા રહેવું એવો શું એનો અર્થ છે? 'યોગ્ય રીતે અનુકૂળ થવાની કળા'નો અર્થ 'લોકચ્છંદાનુવર્તન'* એવો થશે કે? અથવા "કર્મ કરવાની તૃષ્ણા" એજ શું સેવાધર્મ છે? ના. **ખરો સ્વાર્થ એજ ખરો પરમાર્થ છે,** જેનું હૃદય ઉલ્લાસ અને પ્રેમમય થયું છે અને જે પોતાના હૃદયમાં પ્રગટ થએલું સત્ય સમાધાન બહારનાં પ્રમાણો અને અભિપ્રાયોના નામ નીચે દૂષિત કરીને નહિ પણ સ્પષ્ટ રીતે જાહેર કરે છે તેજ છેવટે વિજય મેળવે છે.

જેમ ખેતરમાં એક તરબુચ પાકવા આવે ત્યારે બીજાં પણ હજારો તરબુચ એજ ઋતુના પ્રભાવથી પાકેલાં હોય છે, તેવીજ રીતે એકાદ-પ્રથમ દૃષ્ટિએ નવો અને વિચિત્ર જણાતો-વિચાર તમારા મનમાં આવે ત્યારે ખાસ સમજવું કે એજ વિચાર બીજા હજારો લોકોના મનમાં કાંઇક ઓછી સ્પષ્ટતા સહિત આવતો હોવો જોઇએ. જ્યારે વસંતઋતુમાં એકાદ ઝાડ ઉપર એકાદ પાંદડું, ડાંખળી અથવા અંકુર ફુટવા લાગે છે, અને જ્યારે એકાદ રોપો ભૂમિમાંથી ઉગી નીકળે છે, ત્યારે તેના જેવાં હજારો પાંદડાં, ડાંખળીઓ, અંકુરો અને રોપાઓ તેજ વખતે ઉગતા હોય છે. ધર્મ, નીતિ અથવા બુદ્ધિનો નવો જુસ્સો હમ્મેશાં માતાના ઉદરમાંના બાળકના જેટલોજ પવિત્ર છે. તે છુપાવી રાખવો એ પરમાત્માનો દ્રોહ કર્યા બરોબર છે.

તમને આશ્ચર્ય થશે, પરંતુ પોતાની જાત સાથે પ્રમાણિકપણે વર્તવામાંજ તમે સૌની સાથે પ્રમાણિકપણે વર્તો છો. કેવળ સત્યને માટે આપણે જે નમ્રતા, ત્યાગ અને અભિપ્રાયની એકતા દર્શાવીએ છીએ તે નિષ્પાપ છે. **વ્યક્તિ, ડોળદમામ, ભભકો, પદ્વીઓ, સંપત્તિ, વિદ્વત્તા અને આચારને માટે પૂજ્યભાવ રાખવો એ પણ જડ મૂર્તિનીજ પૂજા છે.** વ્યાવહારિક જ્ઞાન એ અજ્ઞાનનુંજ બીજું નામ છે.

> With joy the stars perform their shining
> And the sea its long moon-silvered roll,
> Forself poised they live, nor pine with nothing
> All the fever of some differing soul
> Bounded by themselves and unregardful,
> In what state God's other works may be
> In their own tasks all their powers pouring
> These attain the mighty life you see
> Resolve to be thyself; and know that he
> Who finds himself loses his memory.

**ભાવાર્થ:**—નક્ષત્રો આનંદથી આત્મપ્રકાશ કરે છે અને સમુદ્રમાં ચંદ્રપ્રભાયુક્ત લહરીઓ સ્વયંભૂ વિહાર કર્યે જાય છે; કારણ કે તેઓ આત્મરત રહે છે, તેઓ કોઇ પણ ચીજની

*Conformity to the opinions of the people. **અર્થાત્** લોકોની રૂઢી અથવા મતને અનુસરી વર્તવું તે.

ઝંખના કરી તેને માટે ઝુરતાં નથી. **જેને આત્મતૃપ્તિ થઈ નથી તેનેજ તલવલાટ થયા કરે છે.** તેઓ આત્મસત્તાનાજ બંધનમાં છે. ઈશ્વરનાં બીજાં કામો શી સ્થિતિમાં છે તે જાણવાની તેઓ દરકાર કરતાં નથી, તેઓ પોતાનાં કાર્યોમાંજ પોતાની સઘળી શક્તિનો વ્યય કરે છે; અને તમે જુઓ છો કે આવી રીતે તેઓ મહાન જીવન ભોગવે છે. માટે હે મનુષ્ય! **આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર**, અને જે **પોતાના સત્ય સ્વરૂપને ઓળખે છે તે પોતાને ભૂલી જાય છે**, એ તત્ત્વને જાણ.

હે સત્ય! તારા ઉપર મારો પ્રેમ છે. હે પ્રેમ! તારી સાથે હું સદા પ્રમાણિકપણે વર્તું છું. **પોતાના હાથથી કંઈપણ દૃશ્ય કાર્ય સધાય. પોતાના ભક્તોની સંખ્યા મોટી દેખાય**, એવી કર્મવાદીઓની આકાંક્ષાજ સત્ય શ્રેયની આડે આવનારી પ્રચંડ વિઘાતક શક્તિનું કાર્ય સારે છે. દૃષ્ટ ફળ અને સંખ્યાવાચક આંકડાઓના પુરાવાની ચિંતાથીજ સઘળો ગુંચવાડો થાય છે. એકાદ શબમાં આખા દેશને નુકસાન કરે એટલું ઝેર હોય, પરંતુ તેથી શું તે શબનું મહત્ત્વ ગણાશે કે? ઘણીવાર કેટલાક પંથોનો પ્રસાર આવાંજ કારણોથી થાય છે.

પોતે વાવેલા ઝાડને પોતાની નજર આગળજ ફળ આવે અને તે પોતાને ખાવા મળે આવી ઘણા લોકોની ઇચ્છા હોય છે. આ ઉપરથી શ્રદ્ધાનો અભાવ અને સ્વાર્થી વૃત્તિ જણાઈ આવે છે. ઇશુખ્રિસ્ત, નાનક વગેરે સાધુ સંતોએ જે વૃક્ષને પોષવાને માટે પોતાના દેહો ખાતરરૂપે અર્પણ કર્યા હતા તે વૃક્ષને ફળ આવતાં શતકો વીતી ગયાં હતાં એ વાત ભૂલવી જોઇએ નહિ.

કેટલાક વક્તાઓને પોતાની પાછળ ધૂમકેતુની પેઠે એકાદ ભભકાદાર પુંછડાનીજ અભિલાષા હોય છે, પરંતુ એ અસ્પષ્ટ પુંછડું પ્રચંડ અને વિસ્તીર્ણ હોવા છતાં છેક ભાર વિનાનું હોય છે.

આતસબાજી જોવાને લોકોનાં ટોળેટોળાં આવે છે, પરંતુ તે પુરી થવા પછી તેની કશીજ નિશાની રહેતી નથી. અંધારામાં ગોથાં ખાતો એકાદ મનુષ્ય તે દારૂખાનાના અજવાળાથી કદિ પોતાનો માર્ગ કાપી શકાશે? નિરંતર પ્રકાશ, પછી તે નાની સરખી મીણબત્તીનોજ કેમ ન હોય, તો પણ તેજ સદા ઉપયોગી છે.

**તમારૂં ગુરુત્વ મધ્યબિંદુ તમારી બહાર જવા દેશો નહિ. શુદ્ધ પ્રેમ અને સ્વાર્થત્યાગ એ ચારિત્ર્યનાં પ્રધાન અંગ છે.** 'પરોપકાર' એ તો કેવળ કવચિત્ કવચિત્ બહાર પ્રતીત થતી તેની છાયારૂપેજ છે.

As journeys the Earth, her eye on the Sun
Through the heavenly spaces,
And radiant in azure, or sunless,
Swallowed in tempests,
Falters not, alters not, journeying equal,
Sunlight or storm-girt
So thou, sun of Earth, who hast force,
Goal and Time, go still onwards.

**ભાવાર્થ:**—અંતરિક્ષમાં પૃથ્વી સૂર્યપર પોતાની દૃષ્ટિ રાખીને ફરે છે. નીલવર્ણના નભમાં

દિવ્ય પ્રકાશ નાખતી, સૂર્યરહિત કિંવા તોફાની વાદળાંથી ગ્રસ્ત થએલી અવસ્થામાં પૃથ્વી સ્તબ્ધ થતી નથી, અણુ માત્ર પોતાની ગતિ બદલતી નથી, પણ સમાન ગતિએ પોતાનો પ્રવાસ કર્યેજ જાય છે. સૂર્યપ્રકાશ કિંવા તોફાનથી આવૃત્ત હોવા છતાં તે ચાલીજ જાય છે. તેજ પ્રમાણે હે **પૃથ્વીના મનુષ્ય! તારી પાસે બળ, ધૈર્ય અને વખત છે, માટે આગળ અને આગળજ ચાલ્યો જા.**

એકાદ કામ કરનાર માણસનામાં એક બાબતમાં અમુક દોષ છે માટે બીજી બાબતોમાં પણ તેની સેવા સ્વીકારવી નહિ એવી પ્રવૃત્તિ હિંદુસ્તાનમાં જણાઈ આવે છે. દાખલા તરીકે 'એકાદ ઉપદેશક ભક્ષ્યાભક્ષ્યના આચારને ન માનતો હોય તેનો ઉપદેશ સાંભળવોજ નહિ.' **આમ થવાથી દેશમાં સંપસંપીને કામ કરવું લગભગ અશકયજ થઇ પડયું છે.** આ સ્વભાવ, ગાયપર સ્વારી કરી શકાતી ન હોવાથી તેના દૂધનો પણ અસ્વીકાર કરવો અને ઘોડી દૂધ નથી આપતી તેથી તેના ઉપર સ્વારી કરવાનું છોડી દેવું, એના જેવોજ છે.

સૃષ્ટિશાસ્ત્રવેત્તાઓને સ્પષ્ટ અનુભવ થયો છે કે જેમ **જલદી દોડનારાઓજ સદા જીવનની સરત જીતી શકતા નથી,** તેમ **બળવાન સદા વિજયીજ નીવડે છે એમ પણ નથી;** પરંતુ **જે સંપીને કામ કરી શકે છે તેઓજ યશ મેળવે છે. પ્રથમ સંપ અને પછી હરિફાઇ.** મનુષ્યમાં સંપ શી રીતે ઉત્પન્ન કરી શકાય તે પ્રથમ જોવું જોઈએ. કેવળ સંપની ખાતરજ કરેલી એકતા ટકશે નહિ. શરીરના જેવા સેંદ્રિય પદાર્થો (Organisms) આપોઆપ બને છે. તેવીજ રીતે પરસ્પર સહાય, સંપીને કામ કરવાની ઇચ્છા અને સમાન કાર્યમાંથી સર્વ શાસ્ત્રો ઉત્પન્ન થાય છે. પરંતુ કોઇ પણ બે શાસ્ત્રજ્ઞોને એક બાજુએ રહેવાની જરૂર નથી. એક સત્યની સાથેજ પ્રમાણિકપણે વર્તવામાં શાસ્ત્રજ્ઞોની એકતા થાય છે. પ્રેમ, ક્રીડા, સરળતા, એ આખા જગતમાં નાનાં છોકરાંઓનો સામાન્ય ધર્મ છે. ધર્મની આ એકતા બાળક પોતાની જાત સાથે પ્રમાણિકપણે વર્તે છે તેથી પ્રાપ્ત થાય છે. ઘણી વાર બીજાઓમાં સારૂં કહેવડાવાની લાલસાથી આપણું ચારિત્ર્ય બગડે છે. **આપણી કૃત્રિમ અને દાંભિક સમાજનો મહેલ એ પાયા ઉપરજ રચાયલો છે.** જુદા પ્રકારની અને **બગડેલી રૂચિવાળાઓને ખુશ કરવાની ઇચ્છાથીજ મનુષ્ય અન્ય સમયે ન કરતો હોય તેવી બાબતો કરે છે.** દારૂનું વ્યસન ઘણું કરી સંગદોષ અને દારૂડીઆ મિત્રો પ્રત્યેના માનને લીધેજ વળગે છે.

**સત્યવ્રતજ** ફક્ત ખરૂં હિત છે. સત્યાચરણ એજ સત્કર્મ છે. **સત્યજ** તમને બળ આપે છે, **સત્યજ** તમને સ્વતંત્ર બનાવે છે. પોતાને માટે પોતે નિયમ ઘડી કહાડવાથીજ બાહ્ય નિયમ અને અમલથી મુક્ત થવાય છે. ખરૂં માન એજ છે. **બાહ્ય શક્તિ એ કંઇ સત્ય નથી, પણ ન્યાયજ સદા ટકી રહીને સત્ય ઠરે છે. ચિરકાળ ટકવું એજ શક્તિ છે.** જે દુર્બળ છે તે નાશ પામે છે. ઈશ્વર જે બાબતો આપણને કરવા દે છે તે ઉપરથી તેની ઇચ્છા આપણે સમજી શકીએ છીએ. સૃષ્ટિરૂપી ગ્રંથમાં ઈશ્વરે પોતાના હાથથી સ્પષ્ટજ લખ્યું છે. **દૌર્બલ્ય જેવું બીજું પાપ નથી. તે દૌર્બલ્ય અજ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે.**

જે ચિરકાળ ટકે છે અને વધે છે તે ઈશ્વરેચ્છાને અનુસરતું હોવું જોઈએ. નિયમ એટલે વસ્તુસ્થિતિ ઉપરથી ઠરાવેલો સામાન્ય સિદ્ધાન્ત. સૃષ્ટિરૂપી ધર્મગ્રંથ આપણને નીચેનો

નિયમ કહે છે: "**જે સત્ય છે તે આજે નહિ તો કાલે પણ બળવાન થઈને ચોગ્ય ઠરશેજ.**" સત્ય ઘણુંજ મજબૂત હોય છે. સ્પર્શ થતાં પાણીના પરપોટાની પેઠે તે ફુટી જતું નથી; એટલુંજ નહિ પણ ફુટબૉલની પેઠે તમે એને આખો દિવસ લાતો મારો તો પણ સાંજે તે મજબૂત, ગોળ અને સાબૂતજ રહેશે. ઈશ્વર આખા જગત ઉપર રાજ્ય કરે છે અને સર્વ શક્તિમાન સત્યજ સર્વને જીતે છે. સત્યથી વિસ્મિત થશો નહિ, તેમ તેનાથી બીશો પણ નહિ. અંતઃકરણપૂર્વક 'अहंब्रह्मास्मि' (હું પરમાત્મા છું) એમ જપો.

જે પક્ષ વધારે સત્યનિષ્ઠા બતાવે છે, અનંત શક્તિમાં મળી જઈને કામ કરે છે અને સર્વ શક્તિમાન પરમેશ્વરનું સ્વરૂપ વ્યક્ત કરે છે તેનેજ વિજય અને મોટાઈ પ્રાપ્ત થાય છે. સત્યની ભાવના (જ્ઞાન) થી સામર્થ્ય અને વિજય મળે છે. દેહાભિમાનથી-પછી 'હું બ્રાહ્મણ છું' એવું અભિમાન હો, કે 'હું સંન્યાસી છું' એવું અભિમાન હો-તમે ચમાર અથવા શૂદ્ર બનો છો. **ચામડા સાથે વ્યવહાર કરનારી એ ચાંડાળવૃત્તિ ત્યજી દેવાને શ્રુતિએ તમને વારંવાર ચેતવણી આપી છે.**

**સત્યનિષ્ઠ-સ્વાર્થત્યાગી મનુષ્ય ચમારના ધંધામાં પણ સંન્યાસવૃત્તિ લાવી શકે છે.** માત્ર તે ધંધાથીજ કિંબહુના કોઈ પણ એકલા ધંધાથી તમે શૂદ્ર બનતા નથી. **સ્ત્રીઓ, બાળકો અને શૂદ્ર એ એકજ રાષ્ટ્રવૃક્ષનાં મૂળ છે, છતાં એ સૌને કેળવવા અને ખીલવવા તરફ હિંદુસ્તાનમાં કોઈ ધ્યાન આપતું નથી.** ઉચ્ચ કહેવાતા લોકો બહુ બહુ તો એ વૃક્ષનાં ફળોજ કહેવાય. માત્ર શોભાનેજ ખાતર એ ફળો વૃક્ષ ઉપર લટકતાં રહે એટલા માટે તેને પંપાળ્યા કરવામાં આપણે આપણો વખત નકામો ગાળવો ન જોઈએ. મૂળ તરફ ધ્યાન રાખો. તેને ચોગ્ય ખાતર અને પાણી પૂરું પાડો. એ મૂળની પુષ્ટિમાંજ એ શોભાનાં ફળની અને આખા રાષ્ટ્રરૂપ વૃક્ષના દરેક અંગની ખરેખરી શોભા તથા આબાદી રહેલી છે.

પ્રિય સુધારકો ! શ્રીમંતોની ઈચ્છાનુસાર વર્તવાથી તમને ક્ષણિક મહત્વ મળશે; **પરંતુ ગરીબ લોકો, સ્ત્રીઓ અને બાળકોના હાથથી સત્યની સ્વારી આગળ વધશે,** બીજાના હાથથી નહિ. ઇતિહાસ તો એમજ કહે છે. **ઉપદેશકોની પ્રવૃત્તિ એવી જણાઇ આવે છે કે સરકારી અમલદાર વગેરે બડા બડા લોકો પોતાના વ્યાખ્યાનમાં આવે એટલે તેઓ પોતાને ભાગ્યશાળી માને છે.** એ ખરૂં છે કે હાલના વખતમાં સરકારી નોકરો બીજા માણસોના કરતાં અધિક હોશિયાર હોય છે અને તેથી તેઓ થોડાઘણા ઉપયોગી પણ છે, પરંતુ જેમનો જુસ્સો હમ્મેશના ઘસડબોરાથી મંદ પડી ગયો છે અને અતિશય શ્રમ કરવાથી જેમની શક્તિ ક્ષીણ થઇ છે એવા એ લોકોને તેમના માન-મર્તબારૂપી કેદખાનામાં અને ઉચ્ચ ગતિ વગરના શ્રેષ્ઠ પદ ઉપરજ બેસી રહેવા દો. તેમને પોતાના પરસેવાનાં ટીપાંથી મેળવેલી મધુર પ્રશંસાનાં શાંત કરી નાંખનારાં હાલરડાંઓ અને પોતાના અનુચરો તરફથી મળતા માનનો યથેચ્છ ઉપભોગ લેવા દો. **ખરો રાષ્ટ્રોદ્ધાર તો રાષ્ટ્રનાં ગરીબ મૂળોથીજ થવાનો છે.**

**હિંદુસ્તાનમાંની અનેક હિલચાલો વિજયી ન નીવડવાનું મુખ્ય કારણ એજ છે કે કાર્ય કરનાર લોકોએ પોતાની સર્વ શક્તિ માત્ર ફળ અને પાંદડાંઓનેજ**

(બડા લોકોનેજ) **પાણી પાવામાં ગુમાવી દીધી છે; જ્યારે ખરી રીતે બિચારા શૂદ્રોનેજ પ્રકાશ અને ચૈતન્યની જરૂર છે.** જેઓ શૂન્યવત્ ગણાય છે એવાં **ગરીબ ગુરબાંઓની તમે ચિંતા કરશો તો લોકો તમને ઠપકો દેશે ખરા, પરંતુ ધ્યાનમાં રાખજો કે એ શૂન્યને એકડાની જમણી બાજુએ મૂકવાથી એકડાની કિંમતને દશગણી વધારવાની તેનામાં શક્તિ છે.** માટે **તમારા એકત્વનો પણ આંકડા અથવા શૂન્યોની સાથે મેળાપ થવા દો.** 'तत्त्वमसि' તે તુંજ છે.

કેટલાક કહે છે કે સ્ત્રી, બાળકો અને શૂદ્રો બ્રહ્મવિદ્યાનાં અધિકારી નથી. આ મતનેલીધેજ વેદાંત એક મોટો પણ સંદિગ્ધવિધિ ( Formula )-કેવળ એક અનુભવશૂન્ય વિધિ થઇ પડયો છે.

જો દરેક બાળક સૂર્યનો પ્રકાશ અને હવા લેવાને યોગ્ય હોય તો તે આધ્યાત્મિક પ્રકાશ અને હવા લવાને કેમ લાયક ન હોવું જોઇએ? એ બ્રહ્મવિદ્યા કોઈની પાસે છુપાવો છો શા માટે? **અજ્ઞાન અને દૌર્બલ્યનાં ભોંયરાં તથા ઓરડીઓ જમીનદોસ્ત કરી નાંખો, ઈશ્વરી પ્રકાશ—ઈશ્વરી હવા લેવા દઈ સૌને ભાગ્યશાળી બનાવો.**

**વિધિનિષેધના ગાંસડાઓ બળાત્કારે લોકો ઉપર લાદવાથીજ તેમને આધ્યાત્મિક દારિદ્રય ઉત્પન્ન થયું છે.** ઉતાવળા નીતિઉપદેશકો પોતાને માટે અને બીજાઓને માટે તત્ત્વનું ( સત્યનું ) જ્ઞાન મેળવવું છોડી દઈને—સદ્‌ગુણના બાહ્ય નિયમોનો બોજો લોકો ઉપર લાદીને પોતાનીજ ઇષ્ટપ્રાપ્તિને નુકસાન પહોંચાડે છે. દરેક જણ પોતાના અનુભવ પ્રમાણે ચાલે છે. આંખો આગળ કૂવો જોવા છતાં જાણી જોઇને તેમાં કોઇ ભૂસકો મારતું નથી. આપણી સર્વ વિધિનિષેધક આજ્ઞાઓ મનુષ્યમાં રહેલી પશુવૃત્તિઓને લાગુ પડે છે. જ્યારે આપણે એકાદ છોકરાને 'ફલાણું કામ કરીશ નહિ' એમ કહીએ છીએ ત્યારે તેની બુદ્ધિ બળવો કરે છે; કારણ કે એવી આજ્ઞા કરવી એ બુદ્ધિનું અપમાન કર્યા બરોબર છે. આપણી આજ્ઞાઓ ઘોડાઓને ( પશુવૃત્તિને ) સ્વારના હાથમાંથી ( બુદ્ધિના તાબામાંથી ) ભડકાવીને નસાડી મૂકવાનું કાર્ય કરે છે. છોકરાંઓ ઉપર હુકમ ચલાવવા જવાથી અથવા તેમને તેમની પોતાની બુદ્ધિ સિવાય બીજી બાબતોના કબજામાં મૂકવાનો પ્રયત્ન કરવાથી તેઓ બંડખોર બને છે. બળાત્કારથી જ્યાં બંડ થઇ શકતું નથી ત્યાં ક્ષય અને મરણ આવે છે. માનવશાસ્ત્રનો એક એવો નિયમ છે કે સાધારણ મનુષ્યને કોઈ પણ **સૂચના જેટલી મોઘમ આપવામાં આવે તેટલી તેની અસર વધારે થાય છે. બળાત્કારે નીતિનો ઉપદેશ કરવાથી સાંભળનારની વૃત્તિ તેથી વિરૂદ્ધ વર્તવા તરફજ દોરાય** છે. કોઇ પણ બાબતનો પ્રતિબંધ કરવાથી અથવા દોષ આપવાથી તેના સંબંધી તેની જિજ્ઞાસા ઉલટી વધે છે.

એવો રિવાજ પડી ગયો છે કે લોકો ઇશ્વરને પણ નકામો રહેવા દેતા નથી. તે આપણને દરરોજનું અથવા મહિનાનું અન્ન આપીને આપણી સેવા કરે એમજ તેઓ ઇચ્છે છે. સિદ્ધિની પાછળ પડેલો એક માણસ, સિદ્ધિની લેવડદેવડ કરનારા એક ફકીર પાસે ગયો; અને ઇષ્ટ કામનાપૂર્ણ કરનાર એક 'દિવ્ય' મંત્ર શીખવવાની તેને વિનતિ કરી. ફકીરે તેને મંત્ર આપ્યો; પણ તેનું ફળ મેળવવામાં એક એવી સરત કરી કે "ઠરાવેલી મુદ્દતસુધી તે મંત્રનો જપ કરતી વખતે મનમાં વાંદરાનો વિચાર આવવો ન જોઇએ." ગરીબ

બિચારો તે માણસ બીજે દહાડે ગુરુજી પાસે આવીને બોલ્યો: "મહારાજ ! જો તમે ખાસ ચેતાવીને વાંદરાનું નામ સંભારી ન આપ્યું હોત તો મને તેનો ખ્યાલ પણ ન આવત; પરંતુ હવે તો એ વાંદરાના વિચારે ખરેખરા વાંદરાની પેઠેજ મજબૂત રીતે મને પકડયો છે, અને ગમે તેમ કર્યા છતાં તે જતોજ નથી !" એવી રીતે **અમારા ભાગ્યવાન ઉપદેશકોએ વારંવાર નિષેધ કરીને પાપ અને દુરાચારનાં નામ લોકોના ચિત્તમાં જાગૃત ન રાખ્યાં હોત તો આ જગતમાંથી તે કયારનાંએ નષ્ટ થયાં હોત.** ભવ્ય નંદન-વનમાંના ઍડેમને બાયબલના ઈશ્વિરે જો અમુક 'નિષિદ્ધ' ઝાડનું ફળ ન ખાવાનું કહ્યું ન હોત તો એક ખૂણામાં ઉગેલા તેજ ઝાડનું ફળ ખાસ કરીને ખાઇ જોવાનો વિચાર પણ તેના મગજમાં આવત નહિ.

સુધારણાને નામે આપણે આપણા હુકમને હદબહાર છુટ આપી દઇએ છીએ. કોઇએ એક છોકરાને તેનું નામ પૂછયું, ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'મારી મા મને હમ્મેશાં ખબરદાર કરીશ મા (don't)' એમ કહે છે, માટે મારૂં નામ 'કરીશ મા' જ હોવું જોઇએ. તેવીજ રીતે નિયમિતતાના નામ નીચે લોકોએ પોતાનો આત્મા ગુમાવ્યો છે, અને પોતે માત્ર નામ-રૂપજ છે, એમ ધારે છે.

હિંદુસ્તાનમાં **વ્યાવહારિક વેદાંત પુસ્તકોદ્વારા નહિ પણ આચરણદ્વારા શરૂ કરવું જોઇએ. વેદાંત એટલે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક તંદુરસ્તી છે. અન્નાશયને નિરોગી કરવાથી સલેખમ, ઉધરસ, તાવ, મધુમેહ ઇત્યાદિ શારીરિક વ્યાધિઓજ નહિ પણ મત્સર, આળસ, તીખાપણું, મલિન વિચારો, દૌર્બલ્ય વગેરે જાતની અપવિત્રતા પણ જતી રહે છે.**

જરૂરીઆતનું યથાર્થ જ્ઞાન એજ ખરૂં સ્વાતંત્ર્ય છે. હુંજ જરૂરીઆત છું અને તેથીજ હું મુકત છું. મને જાણવાથીજ ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. મારે અભાવે તમારી તંદુરસ્તી ગંદા રોગોનું સ્વચ્છ આવરણ થઇ રહેશે. ઐકય એજ ખરૂં આરોગ્ય છે. ઐકયરૂપ બનો. **જગતની કોઇ પણ વસ્તુના મહત્ત્વથી દબાઇ જશો નહિ. તમારે તેને પણ જે કહેવું હોય તે કહો,** એટલે જીવનનાં તત્ત્વો સિદ્ધ થયા વિના રહેશે નહિ, કારણ કે આયુષ્ય એ તત્ત્વોની સિદ્ધિરૂપજ છે. આરોગ્યને માટે પૂરતી જગ્યા રહેવા દ્યો. કોઈ પણ હેતુ મનમાં રાખશો નહિ. **આપણા હેતુઓ, એ આજેજ એકદમ ત્યાગ કરવા યોગ્ય અયોગ્ય મિલકત છે.** સીધા જુઓ: જેમ તમે નદી, વૃક્ષ વગેરે તરફ નાના બાળકની પેઠે નિર્ભયપણે જુઓ છો તેમ ગમે તે મનુષ્ય તરફ પણ જુઓ અને તેનામાં પારકા-પણાની ભાવના ન રાખતાં તમને પોતાનેજ જુઓ. **જીવનના ખરા નિયમો, અનુભવની ઠેસો ખાઇને ડાહ્યા થનાર આપણા મોટા માણસોના કરતાં છોકરાંને વધારે સમજાય છે.** બિલકુલ ડર્યા સિવાય કૌવચને પણ જો તમે એકદમ હાથમાં પકડશો તો તે તમને કંઇ પણ ઇજા કરશે નહિ, પરંતુ બ્હીતે બ્હીતે કેવળ સ્પર્શજ કરશો તો પણ ચામડીએ લાહ્ય બળશે. કેટલાક એવા લોકો છે કે જેમની ખાનગી વાતચીતોમાં પણ જાસૂસો અને ડીટેકટીવોની ભીતિ જણાઇ આવે છે. હું એમ કહેવાની હિમ્મત કરૂં છું કે એવા સન્માનનીય સુધારકો પોતેજ ચોર છે ! પ્રિય જાસુસો અને ડીટેકટીવો ! આવો આવો, તમે ભલે પધાર્યા;

મારે તમારી જરૂર છે. તમારા અત્યારના પગાર કરતાં હું તમને અનંતગણું આપીશ. કૃપા કરીને મને શોધી કહાડો, કૃપા કરીને મારા રહસ્યને શોધી કહાડો, એટલે હું આનંદથી મારૂં સર્વસ્વ આપી દઈશ. તમારી મનની કામનાઓ પૂર્ણ કરીશ. તમારી સર્વ જરૂરીઆતો પૂરી પાડીશ. હવે પછી તમારે અડચણ વેઠવી નહિ પડે. તમારા દારિદ્રયને હાંકી કહાડવામાં આવશે અને સર્વ રાજ્યો તમારા ચરણે નમતાં આવશે. ગુપ્તનો શોધ કરનાર! તમારાં હૃદયને ધન્ય છે! આવો.

આરોગ્યવિદ્યાના નિયમાનુસાર દરેક નિરોગી મનુષ્યે શ્રમ કરવો જોઇએ. બાળકો કંઇ હેતુ ન હોવા છતાં અત્યંત ઉદ્યોગી રહે છે. તમે અત્યંત શ્રમ કરો, બહાદૂરીથી તમારી રમતો રમો; પરંતુ એ ક્રીડા ઉપર તમારા આનંદનો આધાર રાખશો નહિ, એમ વેદાંત કહે છે.

**સત્યની બાજુએ એકલા ઉભા રહેનાર જનો! બહુ મતને તમારી વિરૂદ્ધ જોઇને ડરશો નહિ.** સંકુચિત અજ્ઞાનનો એ દેખાતો બહુ મત, લીલાં પાંદડાં અને ઘાસઉપરનાં ઝાકળનાં ટીપાં જેવો છે. સત્યરૂપ ભગવાન સૂર્ય! આ ઓગળી જનાર બહુ મત તારૂં સ્વાગત કરવાનેજ ચમકે છે. લાખો લોકો તમારી વિરૂદ્ધ હોય તો પણ શું થયું? બહુ મત તમારીજ બાજુએ છે. પત્થર, ઝાડ, નદીઓ, વાયુ, સૂર્ય અને તારાઓ તમારીજ બાજુએ છે. કાળ તમારા પક્ષમાં છે. દિવસ તમારોજ છે, શતાબ્દીઓ તમારીજ છે, અનંતકાળ તમારોજ છે, સર્વવ્યાપી કુદરત તમારામાંજ છે, તમારા પ્રતિસ્પર્ધીઓમાં પણ તમેજ વ્યાપી રહ્યા છો, પરંતુ તેઓ તમારામાં નથી. દૈવને ઘેરી લઈને તમે તેમને કબજે કરો છો.

**ઈશ્વરને તમારી મારફતે કાર્ય કરવા દો; એટલે તમારે કંઇ કર્ત્તવ્ય બાકી રહેશે નહિ.** ઈશ્વરને પ્રકાશવા દો. ઈશ્વરને પોતાને પ્રગટ થવા દો. ઇશ્વરરૂપે રહો. ઈશ્વર રૂપે ખાઓ–પીઓ. ઈશ્વરરૂપે શ્વાસ લ્યો. સત્ય આત્મતત્ત્વ અનુભવો, એટલે બીજી બાબતો એની મેળેજ આવી મળશે. તમારામાંના એ ઈશ્વરી સામ્રાજ્ય પ્રમાણે (તે સામ્રાજ્ય તમેજ છો) વર્તો, એટલે સર્વ કંઇ તમને પ્રાપ્ત થશે.



## ૧૪—વાર્તાઓ.

### લૉર્ડ બાયરન—એક પ્રખ્યાત આંગ્લ કવિ.

આ પુરૂષે પોતાના અંતઃકરણમાં સ્વાતંત્ર્યનું તેજ ઝળકવા દીધું હતું. તે વિશ્વવિદ્યાલયમાં વિદ્યાર્થી હતો ત્યારે એક વાર પરીક્ષામાં 'લગ્નના મેળાવડાને પ્રસંગે ઈશુખ્રિસ્તે પાણીને મદ્ય બનાવી દઈને ચમત્કાર બતાવ્યો' એ પ્રસંગ વિષે એક વર્ણનાત્મક નિબંધ તેના વર્ગને લખાવવામાં આવ્યો હતો. કેટલાક વિદ્યાર્થીઓએ ઘણી ઘણી મહેનત લઈ આપેલા વખતમાં લાંબી લાંબી વાતો લખવી શરૂ કરી. પરોણાઓના પોશાક કેવા હતા, રકાબીઓ કેમ પીરસવામાં આવી હતી, ઇશુએ કેવી રીતે વૃષ્ટિ કરી, વગેરેનાં લાંબાં લાંબાં વર્ણનો તેઓએ લખવા માંડ્યાં. એ બધો વખત બાયરન ઘડીક છત તરફ તો ઘડીક બીજા વિદ્યાર્થીઓનાં મ્હોં તરફ જોતો અને ઘડીકમાં મોઢેથી ધીમી ધીમી સીટી વગાડતો પોતાની જગ્યાએ બેઠો હતો. વખત પૂરો થતાંજ નિબંધની નોટબુકો એકઠી કરવાને પ્રૉફેસર આવ્યો. બાયરનની પાસે આવતાંજ તેણે વિનોદથી કહ્યું: "આટલો બધો વખત લખી લખીને થાકી ગયા હશો?" તે ધારતો હતો કે બાયરન કોરીજ નોટબુક આપશે! પરંતુ બાયરન બોલ્યો: 'જરા થોભો' એમ કહી તુરતજ એક લીટી લખી કહાડી નોટ પ્રૉફેસરના હાથમાં મૂકી. ત્રણેક અઠવાડિયાં પછી પરીક્ષાનું પરિણામ જણાયું અને કેટલાક નિબંધોની ઘણી પ્રશંસા થઈ; પરંતુ એમાં સૌથી આશ્ચર્યકારક તો એ હતું કે બાયરને પહેલા નંબરનું ઇનામ મેળવ્યું હતું. બાયરનના નિબંધની યોગ્યતાની ખાત્રી કરી આપવા માટે તેનો નિબંધ વર્ગમાં વાંચી બતાવવામાં આવ્યો. તેનો નિબંધ નીચેની એક લીટીનોજ હતો:

'The water saw its Lord and blushed.

**અર્થાત્:**—પાણીએ તેના પ્રભુને જોયો અને તેથી તે શરમાઈ ગયું.'

મારી મચરડીને બળાત્કારે તે કંઇ ખેંચી લાવ્યો નહોતો. એ લીટી સહજ સ્ફૂર્તિથી લખાઇ ગઈ અને સહજ થએલા કોઇ પણ કામની પેઠે તે નિર્દોષ, સ્વતંત્ર, રસ ભરેલી તેમજ સાક્ષાત્ સરસ્વતિનીજ વાણી જેવી લખાઈ ગઈ.

### ગંધર્વરાજ.

એક ખ્રિસ્તી દેવળમાં એક સુંદર વાજું હતું તે એટલું તો ઉત્તમ હતું કે તેના ઉપર દેખરેખ રાખનાર મનુષ્ય કોઇ પણ અજાણ્યાને તેને અડકવા દેતો નહિ. એક દહાડો તે દેવળમાં પ્રાર્થના થતી હતી એવામાં તદ્દન સાદાં કપડાંવાળો એક અજાણ્યો મનુષ્ય ત્યાં આવ્યો અને તેણે વાજું વગાડવાની ઇચ્છા દર્શાવી, પરંતુ તેને વાજાની પાસે પણ જવા દેવામાં આવ્યો નહિ. દેવળનો ઉપદેશક તેને ઓળખતો નહોતો અને વાજું અત્યંત ઉત્તમ હોવાથી બગડી જવાની

ખ્હીકથી તેને વગાડવા દેવામાં ન આવ્યું, પરંતુ પ્રાર્થના પૂરી થઇ અને વાજું વગાડનારા લોક ત્યાંથી ચાલ્યા ગયા પછી એ મનુષ્ય ગુપચુપ પેલા વાજાની પેટી પાસે ગયો. તેણે વાજાના પડદા ઉપર હાથ મૂકતાંજ વાજાએ પોતાનો ધણી ઓળખ્યો અને તેમાંથી ઉત્કૃષ્ટ સંગીતના સ્વરો નીકળવા લાગ્યા. સાંભળનારાં માણસો જવા લાગ્યાં હતાં, પરંતુ આ દિવ્ય સ્વર કાને પડતાંજ જાણે જાદુ લાગ્યું હોય તેમ મોહિત થઇને ત્યાં ને ત્યાંજ ઉભાં રહ્યાં. આ અદ્‌ભુત સ્વરસંયોગ ઉત્પન્ન કરનાર મનુષ્ય ત્યાંનો ગંધર્વરાજ–તે વાદ્યનો ઉત્પાદકજ હતો.

**આત્માને, ઈશ્વરને, પ્રેમને આપણે માટે કામ કરવાનો પ્રસંગજ આપણે આપતા નથી.** આ શરીરની સંભાળ આપણેજ રાખીએ છીએ, અને એ ખુલ્લું છે કે **તેથી આપણામાંથી મધ્યમ સ્વર** ( Notes ) **જ નીકળે છે. પ્રભુને એ વાદ્ય વગાડવા દો.** પ્રેમના હાથ તારને અડકતાંજ તેમાંથી સંગીતામૃતનો ઝરો વહેવા લાગશે; **તમારા ખ્યાલમાં પણ ન હોય એવું સંગીત, અદ્‌ભુત પ્રભાવ, સ્વરસંધાન અને દિવ્ય આલાપ તેમાંથી નીકળવા લાગશે.**

પાષાણ અને ગુલાબના વિભો! ચકલી અને મધમાખીના આત્મા! હે પ્રેમદેવી! પ્રાણનો પ્રચંડ ઝરો તારામાંથી નીકળે છે, અને ભિન્ન ભિન્ન શાખાઓમાં વહેંચાઇ જાય છે. તૃણ, પુષ્પ આદિમાં તે જીવન પૂરે છે, ચૈતન્યની પ્રત્યેક રેષામાંથી તે પસાર થઇ જાય છે, વિશ્વની દિવ્ય કૃતિઓ, નક્ષત્રો અને સૂર્યોમાંથી તે પ્રસાર થાય છે. પાષાણ અને ગુલાબના વિભો ! ચકલી અને મધમાખીના આત્મા ! પ્રાણનો પ્રચંડ ઝરો પોતાની સઘળી શાખાઓદ્વારા તારા તરફ પુનઃ ધસી આવે છે. આવી રીતે જીવનપ્રવાહ ગોળાકારમાં વહ્યો જાય છે. એ કિનારા-વિનાનો મહાસાગર છે. આખરે મનુષ્ય, દેવ, નક્ષત્રો અને સૂર્યો ચિરકાળને માટે પ્રેમમાં એકાકાર થાય ત્યાં સુધી એ મહાસાગરનો પ્રવાહ ગોળાકારમાં ફર્યા કરે છે.

## મૃત્યુના પંજામાંથી મુક્તિ.

એક વખત એક મનુષ્યે પોતાના કૌશલ્યથી પોતાની એવી ઉત્તમ મૂર્તિ બનાવી કે નકલ કઇ અને અસલ કયું, એ કોઇ ઓળખી શકે નહિ. જ્યારે તેણે જાણ્યું કે મને લઇ જવાને યમદૂત આવે છે ત્યારે મૃત્યુને ભૂલ ખવડાવવા માટે તેણે એક અજબ યુક્તિ કરી. તેણે પોતાના જેવાંજ બીજાં દશબાર પૂતળાં તૈયાર કર્યાં. યમના દૂતે આવીને જોયું તો એકજ ચ્હેરાવાળાં દશબાર માણસો ત્યાં હાજર હતાં. તેમાંથી ખરો કયો, તે કંઇ ઓળખી શકાયું નહિ, તેથી કોઈને ન લઈ જતાં તે પાછો યમરાજા પાસે ગયો; અને શું કરવું, તે પૂછી સલાહ લઈ પેલા માણસને લેવાને પાછો પૃથ્વી ઉપર આવ્યો. તેણે કહ્યું: “ અરે વાહ ! તું તો બડો હોશિયાર જણાય છે ? કેવાં સરસ પૂતળાં બનાવ્યાં છે ? પરંતુ એકજ જગ્યાએ તેં ભૂલ કરી છે; આમાં એકજ દોષ રહી ગયો છે. ”

પેલો ખરો માણસ પૂતળાં વચ્ચેથી નીકળી એકદમ આગળ આવ્યો અને બોલ્યો: “ ક્યાં ભૂલ્યો છું ? શામાં દોષ રહી ગયો છે ? ”

યમદૂત બોલ્યો: “ તારા આ મારી આગળ આવવાના ડહાપણમાંજ. ” એમ કહીને તેણે તેને પકડી લીધો અને લઈ ગયો. તાત્પર્ય **‘ હું બરોબર છું કે ? ’ એમ પૂછવું એજ આપણી મોટી ભૂલ છે.** “ બાપુ ! સત્ય સિવાય તું બીજું શું હોઇ શકે ? મૃત્યુને તો લુચ્ચા અહંકારનેજ પકડવો છે. ”

## આ મારૂં ગાજર છે.

એક વખત એક ગરીબ સ્ત્રી દુષ્કાળમાં મરણ પામી. ચિત્રગુપ્તે તેના પાપ-પુણ્યનું સરવૈયું કહાડયું, પરંતુ એક વખત એક ભૂખે મરતા ભીખારીને આપેલા ગાજર સિવાય એ બાઇનાં પુણ્યકર્મોમાં બીજું કાંઇજ નીકળ્યું નહિ. ચિત્રગુપ્તની આજ્ઞાથી તે ગાજર ત્યાં મંગાવવામાં આવ્યું. તેણે તે ગાજર પકડયું અને તે તેને ઉંચકી સ્વર્ગ તરફ ચાલ્યું.

એટલામાં પેલો ભિખારી ત્યાં આવ્યો અને તે સ્ત્રીના ફાટેલા લુગડાનો છેડો પકડીને તે પણ તેની સાથે ઉંચે ઉંચે જવા લાગ્યો. ત્યાર પછી એક ત્રીજો સ્વર્ગની ઇચ્છા રાખનાર ઉમેદવાર તે ભિખારીને આજીજી કરીને તેના પગ પકડીને તેમની સાથે જવા લાગ્યો અને એવી રીતે એક ગાજરના જોરથી માણુસોની હારની હાર ઉંચે ચડવા લાગી. સૌથી આશ્ચર્યજનક તો એ હતું કે પોતાની નીચે લટકતા લોકોનો તે બાઇને કંઇ પણ ભાર લાગ્યો નહિ! આવી બાબતોનો ઘણીએ વાર સ્વપ્નમાં શું અનુભવ નથી થતો ?

એ પ્રમાણે સંસાર છોડીને તે લોકો ઉંચે જતાં જતાં છેક સ્વર્ગને બારણે જઇ પહોંચ્યાં. પછી પેલી બાઇએ પાછું વાળીને જોયું તો તેની નીચે માણુસોની હારની હાર લાગેલી હતી! તેણે પોતાની પાછળ આવનારા પેલા લોકો ઉપર ગુસ્સે થઇને કહ્યું: “ચાલતા થાઓ, મૂઆઓ! આ મારૂં ગાજર છે!” એમ કહી તેમને તરછોડવાને તેણે પોતાનો હાથ હલાવ્યો. તેજ ક્ષણે તેના હાથમાંથી પેલું ગાજર છુટી ગયું અને સઘળા લોકોની હાર સાથે તે બિચારી પાછી નીચે પડી. કથા છે તેવીજ આપી છે, તાત્પર્ય તમેજ કહાડી લો.

## સમાનતા.

પર્વત અને ખીસકોલી વચ્ચે એક વખત તકરાર ઉભી થઈ. પર્વતે કહ્યું કે “તું તો ક્ષુદ્ર પ્રાણી છે.” ખીસકોલીએ જવાબ આપ્યો: “નિશંક, તું પ્રચંડકાય છે, પરંતુ વર્ષ અને ગૃહ બનાવવાને માટે સઘળી જાતની વસ્તુઓ તથા હવાઓને એકઠી કરવી પડે છે. પ્રકૃતિએ મને જે સ્થિતિમાં નિયોજીત કરી છે તે સ્થિતિમાં રહેવું, એ હું લજ્જાસ્પદ સમજતી નથી. હું તારા જેવડી મોટી નથી, તેમ તું મારા જેટલો નાનો નથી; પણ મારાથી અર્ધી ચપળતા પણ તારામાં નથી. મારા જેવો સુંદર રસ્તો તું બનાવી જો. બુદ્ધિમાં ફરક હોય છેજ. પ્રકૃતિએ જે જે બનાવ્યું છે તે સઘળું સુયોગ્ય અને સુવ્યવસ્થિત છે. હું મારી પીઠપર જંગલ ધારણ કરી શકતી નથી, તેમ તું નાળીએર કે સોપારી તોડી શકતો નથી.”

“સ્વામીજી! આપ કહો છો કે આપણો આત્માજ સર્વ જ્ઞાનરૂપ છે, તો પછી આવતી કાયદાની પરીક્ષામાં મારાં પુસ્તકો વાંચ્યા સિવાય પહેલા નંબરનું ઈનામ મળે, એવી એકાદ સૂક્ષ્મ વેદાંતી દૃષ્ટિ મેળવવાની યુક્તિ કૃપા કરીને બતાવશો ?”

એક વખત એક રાજકુમાર નાનપણમાં સરદારોનાં છોકરાંઓની સાથે ‘સંતાકુકડી’ની રમત રમતો હતો. કેમે કર્યા તેને છોકરાંઓ હાથ લાગે નહિ. ત્યાં એ રમત જોતો ઉભેલો એક માણુસ બોલ્યો: “આપના સોબતીઓને શોધી કહાડવાને આટલી બધી મહેનત શા માટે લેવી જોઈએ? આપ રાજા છો, તેમને બહાર આવવાનો હુકમ કરો, એટલે તે તુરતજ બહાર આવશે.” રાજકુમાર બોલ્યો: “તેમ કરવાથી રમતની મજા જતી રહે, એવી રમતમાં કંઈ આનંદ આવે નહિ.”

તેવીજ રીતે ખરૂં જોતાં તમે આ સર્વ જગતના સ્વામી છો, સર્વના ઈશ્વર છો, પરંતુ જયારે તમે ગમ્મતને માટે આ જગતના ચક્રવ્યૂહમાં 'સંતાકુકડી' નો ખેલ માંડીને તમારીજ પ્રજાને ( સર્વ પ્રકારના વિષય અને અભ્યાસને ) શોધો છો, ત્યારે તેમાં તમારી વિશેષ સત્તા ચલાવીને આખી રમત બગાડી નાખવી ન જોઇએ. જ્યાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન, હજારો સૂર્ય અને તારાઓ તમેજ બનો છો, એટલુંજ નહિ પણ તમારા જ્ઞાનસાગરમાં એ સર્વ વસ્તુઓ નાના નાના મોજા અથવા જલતરંગ જેવી છે, ત્યાં કાયદાની પરીક્ષા અથવા સાંસારિક જાહોજલાલીની તમે ક્યાં ચિંતા રાખશો ? જો તમારે સૂક્ષ્મ–દિવ્ય દૃષ્ટિ જોઇતી હોય તો જેને માટે તમે એ સૂક્ષ્મદૃષ્ટિ માગો છો તે ઇંદ્રિયજન્ય જગત તમારે છોડી દેવું જોઇએ.

એક વખત માછલાં પકડવાને એક જાળ નાખવામાં આવી હતી. તેમાં માછલાં આવતાં પોતાના અત્યંત ભારથી તે જાળનેજ તેઓ પાણીમાં ખેંચી ગયાં. આ નવી વેદાંતી દિવ્ય દૃષ્ટિ વાસનાઓની આખી જાળની જાળ ખેંચી જનાર ' વિચિત્ર માછલી ' છે. તેવીજ રીતે જ્ઞાન મેળવવાને હમ્મેશનો માર્ગ પણ સૂક્ષ્મદૃષ્ટિનોજ એક પ્રકાર છે, કારણકે તેનો અભ્યાસ કરવા જેટલો વખત પણ મનુષ્ય અહંકાર અને દ્વૈતથી મુક્ત રહે છે.

ઈમામ ગીઝાલી નામના એક મુસલમાન સાધુ વિષે એમ કહેવાય છે કે તે ભણતો હતો ત્યારે એક વખત મોડી રાત સુધી વાંચીને તે પોતાની અભ્યાસની ઓરડીમાં ઉંઘી ગયો. સ્વપ્નમાં તેને જ્ઞાનદેવતા(ખ્વાજા ખિજાર)નાં દર્શન થયાં. તેણે તેના કાન અને નાકમાં પુંક મારીને જગતનું સર્વ જ્ઞાન આપવાનું કબૂલ કર્યું, પરંતુ આત્મજ્ઞાન ધરાવનાર ઇમામ ગીઝાલીએ તેનો અસ્વીકાર કરીને ફક્ત પોતાને મોડી રાત સુધી વાંચવાને ચાલે તેટલું તેલજ માગ્યું ! છેક પાસેના માર્ગ કરતાં લાંબો માર્ગજ તેને ગમ્યો ! છુપાઇને ગુપચુપ પાછલે બારણેથી સ્વર્ગમાં દાખલ થવાની તેની ઇચ્છા નહોતી.

કેવી રીતે વર્તવું એનો તમે ઈશ્વરને ઉપદેશ કરશો નહિ. તમારી ઇચ્છા તેના ઉપર મૂકશો નહિ. બધું તેને સોંપો, અહંકાર તજો, ભ્રાંતિના વિચારો ત્યાગો, એ રીતેજ તમે તમારૂં શરીર અને મન પ્રકાશમય કરશો. **ખરૂં જ્ઞાન અને ખરૂં શિક્ષણ અંદરથીજ આવે છે; પુસ્તકોમાંથી અથવા બીજાના મગજમાંથી આવતું નથી.** સર્વ મહાન વિભૂતિઓ અને શોધક બુદ્ધિના મનુષ્યો કેવળ વિચારમયી સ્થિતિમાંજ સર્વ શોધ કરી શકયા છે. તેમના મનમાં કોઇપણ પ્રકારની વાસના, ખળભળાટ અથવા ગુંચવાડો નહોતો, તેમણે પોતાનું મન અને પોતાનું વ્યકિતત્વ, સ્વાર્થી વૃત્તિથી દૂર રાખ્યું હતું. તેઓ પોતે સ્ફટિક જેવા શુદ્ધ બન્યા તેથી તેમનામાં જ્ઞાનનો પ્રકાશ પડયો; અને તેથીજ પુસ્તકો અને પુસ્તકાલયો નિર્માણ થયાં. એનું નામજ કર્મ અથવા ઉદ્યોગ. ઉદ્યોગ એટલે મજુરી એમ '**રામ**' કહેતો નથી. **વેદાંતમાં કર્મનો અર્થ એવો હોય છે કે આત્મા સાથે તાદાત્મ્યમય સ્ફુરણા થવી અને સર્વ વિશ્વ સાથે એકતા થવી.** તત્ત્વ સાથે નિઃસ્વાર્થ બુદ્ધિથી કરેલું એ ઐકયજ ખરૂં કર્મ છે, પરંતુ તેને ઘણી વખત અકર્મ અથવા આળસ કહેવામાં આવે છે. **વેદાંતી જુસ્સાથી કરેલું અત્યંત મહેનતનું મહત્કૃત્ય પણ બીલકુલ ભારરૂપ ન લાગતાં સુખદાયક ક્રીડા જેવુંજ લાગે છે. કાંઇ ન કરતાં સર્વદા કર્મ કરતા રહો** એમાંજ વેદાંતનો સર્વ ઉપદેશ સમાએલો છે. ધન્ય છે એવા કર્મયોગીને !

વિજયની પછવાડે પડવાને બદલે જ્યારે તમે તેને છોડી દેશો ત્યારેજ તે તમારી પાછળ ભટકતો આવશે.

### પ્રેમ.

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥
मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ॥
मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ ७ ॥
रसोऽहमप्सु कौंतेय, प्रभास्मि शशिसूर्ययोः ॥
प्रणवः सर्ववेदेषु, शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥
पुण्यो गंधः पृथिव्यां च, तेजश्चास्मि विभावसौ ॥
जीवनं सर्वभूतेषु, तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥
बीजं मां सर्वभूतानां, विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामास्मि, तेजस्तेजस्विनामहम् ॥ १० ॥
बलं बलवतां चाहं, कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु, कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

गीता. अ. ७

**ભાવાર્થ:**—આખા જગતની ઉત્પત્તિ તથા લયનું સ્થાન હું છું એમ જાણ. હે ધનંજય! મારાથી શ્રેષ્ઠ બીજું કાંઈ નથી. દોરામાં પરોવાયલાં મોતીની પેઠે મારામાં આ બધું (જગત) પરોવાએલું છે. હે કૌંતેય ! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં પ્રકાશ હું છું સર્વ વેદમાં પ્રણવ હું છું, આકાશમાં શબ્દ હું છું, અને મનુષ્યમાં પુરૂષત્વ હું છું. વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં તેજ હું છું, પ્રાણીમાત્રમાં જીવન હું છું, અને તપસ્વીઓનું તપ હું છું. હે પાર્થ ! મને પ્રાણીમાત્રનું સનાતન બીજ જાણ. બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું, તેજસ્વીઓનું તેજ હું છું, બળવાનોનું તૃષ્ણા અને રાગ રહિત બળ હું છું, તથા હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પ્રાણીમાત્રમાં ધર્મથી વિરૂદ્ધ નહિ એવો કામ તે હું છું.

ये तु सर्वाणि कर्माणि, मयि संन्यस्य मत्पराः ॥
अनन्येनैव योगेन, मां ध्यायंत उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता, मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ, मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

गीता अ. १२

જેઓ સર્વ કર્મ મને અર્પણ કરીને અને મારૂંજ ચિંતન કરીને તથા પૂર્ણ રીતે મારૂં ધ્યાન ધરીને મને ઉપાસે છે તેવા મારામાંજ ચિત્ત અર્પણ કરેલા ભકતોને હે પાર્થ ! આ મૃત્યુવાળા સંસારસાગરમાંથી થોડા વખતમાં હું તારૂં છું.

ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः ॥
केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥
श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुः ॥
अतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥

केनोपनिषत्.

**અર્થ:**—કોણે ઇચ્છેલું અને મોકલેલું મન પોતાના વિષય ભણીજાય છે? કોણે પ્રેરેલો મુખ્ય પ્રાણ પોતાના શ્વાસોચ્છ્વાસાદિક કર્મ પ્રતિ જાય છે? કોણે ઇચ્છેલી આ વાણીને લોકો કહે છે? ચક્ષુ અને શ્રોત્રને કયો દેવ પોતપોતાના વિષયમાં પ્રેરે છે?

એ પ્રેમ જુદી જુદી સ્થિતિઓદ્વારા રસાયનિક આકર્ષણ શક્તિ (Affinity), સંસકત્યાકર્ષણ શક્તિ, લોભ, વાસના, અભિલાષા, મહત્વાકાંક્ષા વગેરે રૂપે ક્રમે ક્રમે વ્યક્ત થાય છે. જુદી જુદી રીતે અને જુદા જુદા પ્રમાણમાં પ્રેમનાં આંદોલનો થતાં તે ચુંબનધર્મ (Magnetion) વિદ્યુત્ શક્તિ, પ્રકાશ, ઉષ્ણતા અને ધ્વનિ ઇત્યાદિ નામથી ઓળખાય છે. જડ પરમાણુઓજ તે શક્તિનું મૂળ બિંદુ છે, એજ તેની યથાર્થ કલ્પના સમજવી. તેથી જડ વસ્તુઓ પણ મૂળમાંથી જોઇએ તો ઘટ્ટ થએલો પ્રેમજ છે. કાયદો અને નિયમ એ અનેકત્વમાં રહેલું ઐક્ય (Unity in diversity) હોવાથી વિવિધતામાં રહેલી એકવિધતા અને વૈચિત્ર્યમાં રહેલું સામ્ય એ સૌ પ્રેમનાંજ જુદાં રૂપો છે. વિચક્ષણ છુપી પોલીસ, કપટી જાસુસો, સંદિગ્ધ મિત્રો, પ્રબળ શત્રુઓ, દગાખોર સોબતીઓ વગેરેમાં પણ પ્રેમનીજ શક્તિ કામ કરે છે. પ્રેમ–સામ્રાજ્ય સિવાય બીજી કોઇ સરકારનું રાજ્ય દુનિયાપર ચાલતું નથી. કાર્લાઇલના કહેવા પ્રમાણે 'દ્વેષનો અર્થ વિકાર પામેલે પ્રેમ' અને ભીતિ એટલે સંકુચિત પ્રેમ એમ ન હોત તો ભીતિ ઉપર પ્રેમની સત્તા શી રીતે જામત? રૂપીઆની થેલી જંગલમાં થઇને લઇ જનાર માણસને એ પ્રિય ધનને લીધેજ બ્હીક લાગે છે. મુક્ત મનુષ્ય જે મળે તેનો સત્કાર કરે છે. મુક્ત મનુષ્ય સમાન પ્રેમ અનુભવી શકે છે. ખરૂં જોતાં પ્રેમરૂપી એકજ શક્તિ જગતમાં હોવાથી પ્રેમમાં લીન થવું એજ ઉદ્ધાર છે અને એજ મુક્તિ છે; અને જાણ્યે અજાણ્યે એ પ્રેમસાક્ષાત્કારનો અનુભવ લેવા પ્રયત્ન કરવો એનું નામજ જીવન છે. આ ધ્યેય સાધવાને માટે સૌથી નજીકને માર્ગે જવ તૈયાર રહેવું એજ ડહાપણ છે અને તે ઇષ્ટ સાધવાને જુદી જુદી પ્રેમ શક્તિઓની બરાબર વ્યવસ્થા કરવી એજ સદ્ગુણ છે.

પ્રેમમાં દગો હોતો નથી અને કોઇ દગાબાજ પણ હોઇ શકતું નથી, કોઇનો સ્વભાવ કૃતઘ્ન હોતો નથી. કોઈ મનુષ્ય યાહુદી, શૂદ્ર અથવા બ્રાહ્મણ હોય તેથી તેની શક્તિ અથવા યોગ્યતા સંકુચિત કરવાનો આપણને કંઈ અધિકાર નથી. દુરાગ્રહી મતના ગુલામોને પણ મુક્તિ મળવીજ જોઈએ. જેમ શ્રી કૃષ્ણે ગોપીઓને તેમના કહેવાતા પતિઓના ઘરમાંથી બહાર કહાડી, તેવી રીતે ઈશ્વિરે–સત્યે–તમને શિષ્ટાચાર તથા રૂઢિબંધનના પંજામાંથી મુક્ત કરવાજ જોઇએ.

એ ભેદાતીત પ્રેમ સિવાય મનુષ્યનો ખરો આત્મા બીજો કોઈજ નથી. તમે પ્રેમ છો. અહાહા! તમે વિશ્વાત્મા છો. લૈલીના ગુલાબી ગાલની લાલી તમેજ છો; અને મજનૂનનું ભગ્ન હૃદય પણ તમેજ છો. વ્યવહારમાં આ સત્યને અનુભવવું એજ પવિત્રતા છે. પરંતુ જે વસ્તુઓની અભિલાષા રાખે છે અને પોતાને તેમનાથી ભિન્ન માનીને તેની પાછળ પડે છે તે પોતાના ઈશ્વરી સત્વમાં ભંગ કરે છે; અને તેથી તેને અપવિત્ર બનાવે છે. નજર ચૂકાવવી અથવા મોં ફેરવવું એ કંઈ વિશુદ્ધિ નથી. ખરી પવિત્રતા ત્યારેજ કહેવાય કે જ્યારે સર્વ સૌંદર્ય મારામાંજ મળી જાય છે; અને જ્યારે હું સર્વની સાથે એટલું આધ્યાત્મિક ઐક્ય અનુભવું કે કોઇને મળવાનું કહેવું અથવા એવો વિચાર સુદ્ધાં કરવો એ વિયોગની દુ:ખદ સૂચના જેવુંજ ભાસે.

Speak to him, then, for he hears and spirit to spirit can meet;
Closer is He than breathing and nearer than hands or feet.
The sun, the moon, the stars, the hills and the plains,
Are not these, O soul, the visions of Him who reigns?"

*Tennyson.*

**ભાવાર્થઃ**—ત્યારે તો તેમની સાથે વાત કર, કારણ કે તે સાંભળે છે. આત્મા આત્માની સાથે મળી શકે છે. શ્વાસોચ્છ્વાસ કિંવા હસ્તપાદાદિથી પણ તે નજીક છે. હે આત્મન્! સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગિરિશિખરો, મેદાનો આદિ સર્વ સર્વ સત્તાવાન સૃષ્ટિકર્તાનાંજ પ્રત્યક્ષ સ્વરૂપો નથી શું?

આંગ્લકવિ ટેનીસન્.

Thy voice is on the rolling air,
I hear Thee where the waters run,

Thou standest in the Rising sun
And in the setting, thou art fair,
For off thou art and ever nigh
I hear thee still and I rejoice,

I prosper circled with thy voice
I shall not lose thee, though I die.

**અર્થઃ**—પ્રજાહિત હવામાં તારો ધ્વનિ રહે છે. સલિલસ્રાતમાં હું તારો નાદ શ્રવણ કરૂં છું. સૂર્યોદયમાં હું તને ઉભેલો જોઉં છું, અને સૂર્યાસ્તમાં પણ તારી સુંદર મૂર્તિ નિહાળું છું. તું દૂર પણ છે અને સદા નિકટ પણ રહે છે, હું તારો નાદ સાંભળીને અંતરમાં આલ્હાદ પામું છું. તારા નાદથી આવૃત્ત થવાથી મને વૈભવ પ્રાપ્ત થાય છે. હું મૃત્યુવશ થઇશ તોપણ તારો પલ્લવ છોડીશ નહિ.

'જે જે છે તે સર્વ યથાર્થ છે.' યથાર્થ એટલે યોગ્ય અનુરૂપ અને યુક્ત જગતની ઉથલપાથલો પ્રમાણે થતું હમ્મેશનું રૂપાંતર અને તેથી જગત એટલે પાછળનો પ્રવાહજ છે. જ્યારે જ્યારે મનુષ્યોના ભૂતકાળના અનુસંધાનનો વર્તમાનકાળ સાથે વિરોધ હોય છે ત્યારે ત્યારે અનિવાર્ય પુનર્રચના, થોડા અવાજથી અને નેત્રોને આંજી નાંખનાર પ્રકાશ સહિત થાય છે અને એનેજ ક્રાંતિ કહે છે.

**એક બાબતની જગ્યાએ બીજી કોઇ બાબત આવ્યા સિવાય પહેલાંની બાબત આપણે છોડી દેવા ઇચ્છતા નથી. તેવીજ પ્રગતિ ધીમે ધીમે થાય છે. પ્રેમ અથવા આસક્તિ એક રીતે જોતાં એક જાતનો સ્વીકાર અથવા શોધ અને બીજી દૃષ્ટિએ જોતાં ત્યાગ સિવાય બીજું કંઈ નથી. પ્રેમ એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ તરફ દોડે છે. પ્રેમના વિષયો બદલાયાજ કરે છે. અને જ્યારે જ્યારે પ્રેમનો વિકાસ થાય છે ત્યારે ત્યારે તે અનેક જુની આસક્તિઓનો ત્યાગ કરે છે. ધીમે ધીમે આખરે એવો**

સમય આવી પહોંચે છે કે, મનુષ્યનો પ્રેમ ઉપર પ્રેમ જણાય છે અને પ્રેમનો વિષયજ સર્વનો અંતરાત્મા બને છે અને પ્રેમી મનુષ્યનું એ પરમાત્મા સાથે લગ્નજ થઇ જાય છે. એ લગ્ન પછી સર્વ વિશ્વ અને સર્વ વસ્તુઓ એ પ્રેમી મનુષ્યની બાથમાં–હથેળીમાં આવે છે. એવા મનુષ્યને શાની અભિલાષા બાકી રહે? **બાથમાં આવી ચૂકેલી પ્રિયા મેળવવાની શી રીતે ઇચ્છા કરી શકાય?**

જ્યારે કોઇને પોતાનો આત્મા સર્વના આત્મારૂપે ભાસે છે ત્યારે તેને કંઇ પણ ઇચ્છા રહેતી નથી. સર્વ કંઈ પોતાનુંજ છે એમ ધારીને તે તેનો ઉપભોગ લે છે. તે આ પોતાની જ સૃષ્ટિ તરફ જુએ છે; અને તે તેને ઉત્તમજ દેખાય છે. દરેક વસ્તુમાંથી તેને અનિર્વચનીય આનંદ મળે છે, દરેક કુદરતી વસ્તુ તેને પોતાનો કારભાર સોંપે છે. માટીના ઢેફાથી માંડીને છેક આકાશમાંનાં વાદળાંઓ સુધી, સૂક્ષ્મ અણુથી માંડીને છેક સર્વ શક્તિમાન્ સૂર્ય સુધી, ક્ષુદ્ર જંતુથી માંડીને દૂર ચમકતા તારાઓ સુધીની સર્વ વસ્તુઓ તેના વૈભવનાં વર્ણન કરે છે અને તેનાં યશોગાન ગાય છે. એવા મનુષ્યથી ભિન્ન એવું કંઈજ નથી.

## સંસારની બહુ દરકાર રાખતા ના.

મારી સામે બે વસ્તુઓ છે. વટાણાનું ફૂલ અને એક કુમારિકા. ફૂલ કાપી જોતાં તેમાં જુદા જુદા પરમાણુઓને એકત્ર રાખનારી સંસકત્યાકર્ષણશક્તિ, ઉષ્ણતા, ગુરૂત્વાકર્ષણ, ચુંબનધર્મ, ઇત્યાદિ શક્તિઓ જણાઇ આવી અને કુમારિકામાં એ સર્વ જાદુ છુપાઇ રહેલાં છે. તેની આંખોમાં તે વિશેષ છે. અહીંઆં સર્વ વિશ્વ આલિંગન દેનાર દિશા અને કાળ મને જણાઈ આવે છે. આંખોરૂપી દડામાં આખું વિશ્વ ભર્યું છે, એ વિશ્વ મગજમાં ભાવવાચક જાતિ રૂપે છે. આખું વિશ્વ મગજમાંની એક કલ્પનાજ છે. એકથી બીજી બાજુએ ફેંકાતા દડાની પેઠે આ જગત સંબંધી વિચાર જો એક મગજથી બીજા મગજમાં ગયો ન હોત તો આ જગત ઉત્પન્નજ થયું ન હોત. આ માયિક નિદ્રા અથવા જગત સંબંધી વિચાર આપણે એક પેઢીથી બીજીને આપીએ છીએ, એક દેશમાંથી બીજા દેશમાં મોકલીએ છીએ; અને એનેજ આખું વિશ્વ કહીએ છીએ. ખરૂં જોતાં તે તમારૂંજ વિશ્વ, તમારોજ વિચાર, તમારૂંજ કાર્ય હોય છે. એ દડાને વધારે પડતું મહત્ત્વ આપી દેતા ના. એ તમારાજ મગજમાંનો દડો છે અથવા પગથી રમવાનો ફુટબૉલ છે.

'**त्यागादमृतमश्नुते**' ત્યાગથીજ અમરતત્વ મળે છે. આ વિશ્વ વિચારનો દડો છે; અને પોતાનો આત્મા ઈશ્વિર છે એ દૃષ્ટિ સામે રાખીને સર્વ ભય, ચિંતા ઉદ્વેગ, ભ્રમ, માનસિક વ્યથા, વગેરેને દૂર ફેંકી દેવાં એજ ખરો ત્યાગ છે. તમારે કોઈ પણ કર્મ કરવાનું નથી. તમે કોઈના બંધાએલા નથી. તમે કશાના જવાબદાર નથી. તમે કોઈના દેવાદાર નથી. સર્વ સમાજ સર્વ શાસ્ત્રો, સર્વ કંઇ બાજુએ મૂકીને પોતાનું (આત્માનું) વ્યક્તિત્વ સ્થાપન કરો. એજ વેદાંત છે. સમાજ, રીતરિવાજ, શિષ્ટસંપ્રદાય, કાયદા, નિયમ, ટીકા, સમાલોચન વગેરે કાંઇપણ તમારા આત્માને સ્પર્શી કરી શકશે નહિ. પાણીનો એક નાનો સરખો સાંકડો ભાગ પણ આખા સમુદ્રના પાણીના દાબને તોળી રાખે છે એવો ઉદકસ્થિતિશાસ્ત્રનો સિદ્ધાંત છે. **હે વ્યક્તિરૂપ અનંત! પોતાનાજ પગ ઉપર ઉભા રહેવાની હિમ્મત કર એટલે આખા વિશ્વનો ભાર પણ તું ખમી શકીશ.** આ ધ્યાનમાં લે, અને અનુભવ લે, ભય છોડી દઇને ચિંતાનો ત્યાગ કર, ક્ષુદ્ર મર્યાદિત અહંકાર છોડી દે અને પ્રણવ મંત્રનો એવો અર્થ કરીને પ્રણવોચ્ચાર કર. ॐ ॐ.

## વિશ્રાંતિ.

જીવનના જુદા જુદા વ્યવસાય અને શારીરિક તથા માનસિક શક્તિના જુદી જુદી રીતે થતા વ્યયથી તમારા ઉપર સદા દબાણ થવાનો સંભવ છે. એ બાહ્ય ઉપાધિઓની ખેંચ-તાણમાં જો તમે સદા ખેંચાયા કરશો તો મૃત્યુનેજ પાસે બોલાવો છો એમ સમજવું.

એનાથી છૂટવું શી રીતે? ‘રામ’ તમને કામ છોડી દેવાનું અથવા કર્મોનો ત્યાગ કરવાનું કહેતો નથી; પરંતુ અવિશ્રાંત, કષ્ટમય અને કસોટીનું કામ કર્યા પછી પણ તમને આરામ મળે એવી ટેવ પાડવાની ‘રામ’ તમને ભલામણ કરે છે અને એ ઉપદેશ વેદાંતમાંના ત્યાગથી ભિન્ન નથી. **ત્યાગની સ્થિર ભૂમિ** ઉપરજ રહો અને **એ અનુકૂળ ભૂમિ ઉપર સ્થિર રહેવાથી ગમે તે કામમાં તમે બધો વખત ગાળશો તોપણ થાક લાગશે નહિ.** ગમે તે કામ કરવાને તમે શક્તિવાળા થશો.

વધારે સ્પષ્ટ કહીએ તો **કામ કરતાં કરતાં વચ્ચે વખત મળે ત્યારે ‘ઈશ્વર અથવા પોતાનો આત્મા એકજ સત્ય છે અને દેહ વગેરે સાથે આપણો કંઇ જ સંબંધ નથી’ એવો વિચાર કરો. તમે કેવળ સાક્ષીરૂપ છો. પરિણામ અથવા ફળની સાથે તમારે કંઈ લેવાદેવા નથી એવો વિચાર કરીને નેત્રો બંધ કરો, ગાત્રોને શિથિલ થવા દો, દેહને સ્વસ્થ અને શાંત પડવા દો, અને મનમાંથી સર્વ વિચારોનો બોજો કહાડી નાંખો. જેટલે અંશે તમે એ બોજો હલકો કરી શકશો તેટલે અંશે તમે વધારે શક્તિવાન થશો.**

જ્ઞાનતંતુઓ આપણા શરીરની શક્તિ કાયમ રાખે છે; અને વિચાર જ્ઞાનતંતુઓ ઉપરજ આધાર રાખે છે. પાચનક્રિયા, લોહીનું ફરવું, કેશવૃદ્ધિ ઇત્યાદિ ક્રિયાઓનો આધાર ખરૂં જોતાં જ્ઞાનતંતુઓ ઉપરજ હોય છે. **જ્યારે તમારા વિચારો ગુંચવાઇ જાય અને અનેક તર્કવિતર્કોથી તમે ગભરાઈને થાકી જાઓ, ત્યારે એમ સમજવું કે તમારા જ્ઞાનતંતુઓ ઉપર ઘણો બોજો આવી પડયો છે.** જ્ઞાનતંતુઓનો આ માનસિક શ્રમરૂપી વ્યવહાર એક રીતે ફાયદાકારક હશે, પરંતુ ખરૂં જોતાં તો નુકસાનકારકજ છે. અવિશ્રાંત વિચાર અને માનસિક શ્રમથી શરીરની શક્તિનો વ્યય થાય છે. જો તમારે તમારી શક્તિ સાચવી રાખવી હોય, તમારી તંદુરસ્તી કાયમ રાખવી હોય, અને જ્ઞાનતંતુરૂપી અશ્વ તમારા જીવનનો બોજો અનાયાસે ઉંચકે એવી તમારી ઇચ્છા હોય તો તેમાંથી અહંકારના વિચારોનો બોજો તમારે ઓછો કરવો જોઇએ. ચિંતા અને શ્રમના વિચારોને તમારા આયુષ્યનું સત્વ શોષવા દેતા ના. મનને સદા ઉલ્લાસી અને આનંદી રાખવું, કદિ કંટાળવું કે ગભરાવું નહિ; અને ભય, વિચાર કે ચિંતાથી કદિ દબાઇ ન જવું એજ ઉત્તમ તંદુરસ્તી અને બળવાન કાર્યશક્તિનું રહસ્ય છે.

**લોકો યોગ્ય કાર્યો કરે એટલુંજ નહિ પણ તેમને યોગ્ય બાબતો ગમે; તેઓ ઉદ્યમી બને એટલુંજ નહિ પણ ઉદ્યમ તેમને ગમે એવું કરવું એજ ખરા શિક્ષણનો ઉદ્દેશ છે.**

## અત્યંત ઉપયોગી ઉપદેશ.

અર્ધગોળ આકાશ મારો પ્યાલો છે અને ઝગઝગતો પ્રકાશ મારૂં પીણું છે. શરીર ઢાંકવાનાં સાધન મેળવવાં, કોઈનો પ્રેમ મેળવવો, એકાદને સંતોષ પમાડવો અથવા **એકાદ પ્રાપંચિક ઉદ્દેશ પાર પાડવો એનેજ કર્ત્તવ્ય માની બેસતા ના.** સર્વ હેતુઓ અને સર્વ ઉદ્દેશો છોડી પોતાના આત્માને સતત શાંત, સંતુષ્ટ, સર્વ ઉપાધિઓથી દૂર અને લાભાલાભથી રહિત રાખવો એજ તમારૂં કામ, તમારો ઉદ્યમ, તમારો વેપાર, તમારો વ્યવસાય, તમારો ઉદ્યોગ, તમારૂં પ્રાપ્તવ્ય અને તમારી ઇતિકર્ત્તવ્યતા છે એમ માનો. **તમારે તમારા આત્માને સદા સંતુષ્ટ–આનંદી–રાખવો એજ ઈશ્વરે તમને ફરમાવેલું સૌથી મોટું કર્ત્તવ્ય–તમારો ધર્મ છે.** પ્રાપંચિક બંધનોથી ઉત્પન્ન થતું, તમારા ઉપર આવી પડેલું તમારૂં અત્યંત મહત્ત્વનું કર્ત્તવ્ય એ છે કે તમારા આત્માને સદા ઉલ્લાસી રાખવો; અને તમારૂં તમારી જાત પ્રત્યેનું કર્ત્તવ્ય પણ તમને એજ ફરમાવે છે, કે તમારે સર્વ સ્થિતિમાં તમારી જાતને સુખી રાખવી. તમારા આત્માની સાથે પ્રમાણિકપણે વર્તો. જગતની બીજી બાબતોનો પણ વિચાર કરતા ના. બીજી સર્વ વસ્તુઓ તમારામાં લીન થવી જ જોઈએ અને તે લીન થાય કે ન થાય તેનું તમારે શું ? કારણ તમે જાતે સંતુષ્ટજ છો. વિમુખ અથવા ઉદાસીન બનવું એ એક ધાર્મિક, સામાજિક, રાજકીય અને પ્રાપંચિક ગુન્હો છે; અને એ એકજ ગુન્હો તમે કરી શકો તેમ છો અને બીજા સર્વ ગુન્હાઓ, અવનતિ અને પાપના મૂળમાં એજ એક ગુન્હો રહેલો હોય છે. પૂર્ણ પ્રસન્ન રહો અને **વૈરાગ્યયુક્ત શાંતિ રાખો એટલે આસપાસની સર્વ વસ્તુઓ, એની મેળે તમારી પાસે ખેંચાઇ આવતી જણાશે. કોઈ પણ કામને માટે જાતે કષ્ટ ભોગવવાની જરૂર નથી. આત્માને સંતુષ્ટ, સમતોલ અને આનંદી રાખવો એજ તમારૂં કર્ત્તવ્ય છે.** અમારે કંઇ કર્ત્તવ્ય નથી, અમારા ઉપર કંઈ બોજો નથી. અમારી જાત સિવાય બીજા કશાના અમે જોખમદાર નથી. **આનંદ અને શાંતિનો આ પવિત્ર કાયદો તોડશો તો તમે તમારીજ જાતના ભયંકર ગુન્હેગાર થશો.** બીજા સામાન્ય લોકો પરોઢીએ ઉઠતાંજ ઘર વાળવું, સાફ કરવું, ઑફીસમાં જવું, નહાવું, ધોવું, રાંધવું અથવા લખવું, વાંચવું વગેરે બાબતોનેજ પોતાનું કર્ત્તવ્ય ભલે માને, પરંતુ તમે તો **પરોઢીએ ઉઠતાંજ સુખપૂર્ણ બનીને આત્માનંદમાંજ લીન થાઓ.** એજ તમારૂં કર્ત્તવ્ય છે. એનો અર્થ બીજાં કામ છોડી દેવાં અથવા ઘર સંસારી બાબતો તરફ દુર્લક્ષ કરવું એવો નથી. એ બધી બાબતો **ક્ષુલ્લક અથવા ઘરનાં રમકડાં જેવી છે એમ માનો.** એ બાબતો તમારે કરવી પડે છે એનું કારણ એટલુંજ કે **તમારા આધ્યાત્મિક આરોગ્યને થોડા વ્યાયામની જરૂર છે** પરંતુ કોઇ પણ કામ કરતાં **ધ્યાન રાખજો કે, લોકો જેને ખરેખરાં મહત્વનાં કામ સમજે છે તે ખરૂં જોતાં તદ્દન ક્ષુલ્લક હોય છે. તમારી જાતને તમારામાંજ સંતુષ્ટ રાખવી એ તમારૂં ખરૂં કર્ત્તવ્ય છે.** વિદ્યાર્થીઓ ! ધ્યાન આપો. જો તમે પરીક્ષાના ભાવી પરિણામ ઉપર તમારા આનંદનો આધાર રાખીને, અત્યારે અનિશ્ચિત વૃત્તિથી ત્રિશંકુની પેઠે રહેશો તો કદિ સુખી થશો નહિં. તમારે **સદા સુખની આશા રાખી બેસીજ રહેવું પડશે. સમાન, સમાન તરફ ખેંચાય છે. અત્યારેજ**

ઈશ્વરી આનંદમાં લીન થાઓ એટલે વિજયનો આનંદ એની મેળેજ તમારી તરફ વહ્યો આવશે એવો નિયમ છે.

Laugh and the world laughs with you,
Weep and you weep alone.

For this brave old earth must
borrow its mirth

It has sorrow enough of its own,
Sing and the hills will answer.

Sigh it is lost in the air.
The echoes do bound a joyful sound,

But shrink from voicing care.
Rejoice and men will seek you,

Grieve and they turn and go
They want full measure of all your pleasure

But they do not want your woe.
Be glad and your friends are many

Be sad and you lose them all
There are none to decline your nectared wine

But alone you most drink lifes gall
Feast and your halls are crowded;

Fast and the world goes by;
Succeed and give and it helps you live,

But no one can help you die
There is room in the halls of pleasure

For a long and lordly train
But one by one we must all file on

Through the narrow aislef of pain."

Ella wheeler Wilcox.

**ભાવાર્થ:**—હસો એટલે તમારી સાથે આખી દુનિયા હસવા લાગશે, પરંતુ જો તમે રડશો તો તમારે એકલાનેજ રડવું પડશે. કારણ કે આ બહાદુર સનાતન સંસારને માત્ર આનંદનીજ જરૂર છે, શોક તો તેની પોતાની પાસેજ પુષ્કળ ભર્યો છે. જો તમે મધુર સંગીત લલકારશો તોજ ગિરિશિખર તેનો પ્રત્યુત્તર આપશે પરંતુ જો તમે શોકોદ્ગાર કાઢશો તો તે પવનની લહેરોમાં કયાંનો કયાં તણાઇ જશે. આનંદધ્વનિનોજ પ્રતિધ્વનિ થાય છે, નિઃશ્વાસનો પ્રતિધ્વનિ કરતાં તો પ્રતિધ્વનિ પણ પાછો હઠે છે. પ્રફુલ્લિત વદન કરો એટલે મનુષ્યો પોતાની મેળેજ તમને શોધતાં આવશે. શોકસાગરમાં ડુબો એટલે તેઓ પીઠ ફેરવીને ચાલ્યા જશે. તમારા આનંદની પરાકાષ્ઠા તેઓ માગે છે, પણ તમારી દીલગીરીનો તો અંશ પણ તેઓને જોઇતો નથી.

આનંદી થાઓ એટલે તમારા મિત્રો ઘણા થશે, દીલગીર થાઓ એટલે તમે તમારા મિત્રોને ગુમાવશો, તમારા સૌખ્યામૃતનો ઉપયોગ લેવાને કોઇ પણ માણસ ના પાડશે નહિ, પરંતુ વિપત્તિરૂપી વિષ તો તમારે એકલાએજ પીવું પડશે. ભોજનનો સમારંભ કરશો એટલે તમારૂં ઘર માણસોથી ઉભરાઇ જશે પણ અન્નના સાંસા પડશે એટલે આખી દુનિયા તમારી પાસેથી જતી રહેશે. વિજયવંત થાઓ અને દાન કરો એટલે દુનિયા તમારા જીવનને મદદ કરશે પરંતુ તમે મરવાની તૈયારી કરશો તો તમને મૃત્યુના પંજામાંથી કોઇ પણ છોડાવી શકશે નહિ. આનંદમંદિરમાં પુષ્કળ માણસો અને અમીર ઉમરાવોને માટે જગ્યા છે, પરંતુ સંકટની સાંકડી ગલીઓમાંથી તો આપણે દરેક જણ એક પછી એક નીકળીને નાસી જઇએ છીએ.

**ઈલા વ્હીલર વિલ્કોક્ષ.**

"Happiness is the only good
The time to be happy is now.
The place to be happy is here
The way to be happy is to make others so."

**ભાવાર્થઃ**—"સુખ એજ શ્રેય છે, સુખી થવાનો કાળ વર્તમાન કાળજ છે, સુખી થવાની જગ્યા તે આ જગ્યાજ છે; **અને સુખી થવાનો રસ્તો તે બીજાઓને સુખી કરવા એજ છે.**"

## નિષ્કર્ષ-(સારાંશ)

તમારી સામે વિચાર કરવાને 'રામ' બે મહત્વના મુદ્દાઓ મૂકે છે. ૧ ક્ષુદ્ર અહંકારનો ત્યાગ. ૨ ખરા આત્માની સ્થાપના.

૧ વેદાંતમાં પૂર્ણ વિશ્રાંતિ અને સંન્યાસનેજ ત્યાગ કહ્યો છે. જ્યાં જ્યાં તમને સગવડ મળે ત્યાં—એકાદ ખુરસી ઉપર કે બિછાના ઉપર એવા તો શાંત થઇને પડો કે જાણે એ દેહનો ભાર તમે કદિએ વેઠયોજ ન હોય. જાણે તેનો અને તમારો કંઇ સંબંધજ નથી અને એકાદ પથ્થર તમને જેટલો જુદો ભાસે તેટલોજ તમારો દેહ પણ તમને પારકો જણાય એવી રીતે એકાદ નિર્જીવ પ્રેતની પેઠે થોડી વાર પડી રહો. જાણી જોઇને કોઈ વિચાર અથવા ઇચ્છા મનમાં લાવતા નહિ. દેહ અથવા બીજા કશાની ચિંતાથી તમારા મનને છેક દૂર રાખો અને સર્વ વાસનાઓ, આકાંક્ષાઓ અને મહત્વાકાંક્ષાઓનો ત્યાગ કરો. આ સ્થિતિનુંજ નામ ત્યાગ અથવા વિશ્રાંતિ છે. તમારી સર્વ મિલ્કત નિર્મમત્વરૂપી જમીન ઉપર નીચે મૂકો, અંતઃકરણ ઉપર તેનો બોજો નાખશો નહિ.

૨. **ઇશ્વરત્વ**—ઈશ્વરની ઇચ્છાનેજ તમારી ઇચ્છા બનાવો. ઈશ્વરેચ્છાનો ઉદ્દેશ સુખદાયક હો કે દુઃખદાયક લાગે તોપણ તેને પોતાનીજ સમજીને તેનું મંડન કરો. દેહ અને તેની ઉપાધિઓ, મન અને તેની વૃત્તિઓ, જગત અને લોકમત સર્વથી હું દૂર છું એવું અનુભવો. હું સર્વવ્યાપી વિષ્ણુ છું, સૂર્યોનો પણ સૂર્ય છું. કાર્ય, કારણ અને દશ્ય પદાર્થોથી ભિન્ન, એકમેવાદ્વિતીય, આનંદપૂર્ણ, મુક્ત '**રામ જ**' છે એમ અનુભવો. પ્રણવોચ્ચાર કરો અને નૈસર્ગિક સ્ફૂર્તિથી જેવા નીકળે તેવા અવાજથી પ્રણવમંત્રનું ગાન કરો એટલે સર્વ આધિ-આધિઓ એની મેળેજ તમને છોડી જતી રહેશે. **આ જગત અને સર્વ આ સ્થિતિ**

**તમે જેવી માની લ્યો છો તેવી થાય છે**, આ જગતના વિચારનો બોજો તમારી છાતી ઉપર પડવા દેશો નહિ. જગતના મતમતાંતરો અને મંડળો તમારી જ કલ્પનાથી ઉભાં કરેલાં છે. ખરી શક્તિ તમે જ છો અને આ આખું જગત્ તેની કેવળ છાયા છે. તે સત્યનું અહોરાત્ર ચિંતન કરો. તમારા પરમ સંબંધી અંતરાત્માને છોડી દઇને બીજાનાં ચંચળ, અનિશ્ચિત અને સંદિગ્ધ વચનોને જ તમે વધારે માન આપો છો એજ તમે પૂર્ણ તંદુરસ્ત ન રહેવાનું કારણ છે. **તમારા પોતાના માટે જીવો, બીજાના અભિપ્રાયોને માટે નહિ.** એકલા ઈશ્વરને જ એકમેવાદ્વિતીય આત્માને જ, એ ખરા **સ્વામીનેજ**, એ **માલિકનેજ**, એ તમારા અંતરાત્માનેજ, સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરો. **ગમે તેમ કર્યા છતાં સૌને–લોકસમૂહને, તમે ખુશી કરી શકશો નહિ, સહસ્રમુખી જનસમાજને ખુશ કરવાને તમે બંધાએલા નથી. 'તમારા વિશ્વકર્મા તમે પોતેજ છો.'** એ સત્ય તમે જાતેજ એવી સ્વતંત્રતાપૂર્વક ગાયા કરો કે જાણે અખિલ વિશ્વમાં તમે એકલા જ છો અને આસપાસ કોઈ સાંભળનારજ નથી. **જો તમારો આ ત્મા સંતુષ્ટ થશે તો જનસમાજ પ્રસન્ન થવો જોઇએ એ સિદ્ધાંત છે.**

**જે સદા વિચારો જ કર્યા કરે છે તે ભ્રમ અને વ્યાધિમાં જ ડૂબેલો રહે છે** અને તે હોશિયાર અને વિદ્વાન હોય તોપણ કોતરી ખાધેલા વાંસ અથવા ઉધઇએ ખાધેલા લાકડાના ટુકડાની પેઠે **તેનું જ્ઞાન અને વિદ્વત્તા પોલાં છે;** તેથી તમારી આસપાસ વિચારોનો કોટ હોવો જોઇએ ખરો પરંતુ તેમાં પૂરાઇ–બંધાઇ રહેવાની તમને આવશ્યકતા નથી. પરસેવો થવાથી જેમ આપણે કોટ કહાડી નાખીએ છીએ અથવા એકાદ હોશિયાર કારીગર પોતાનું કામ પૂરૂં થતાંજ ઓજાર નીચે મૂકે છે તેમ તમારે પણ કરવું જોઈએ.

**કામ કરતી વખતે તમારૂં તેમાં પૂર્ણ ધ્યાન હોવું જોઇએ અને તેને જરૂર વિનાની બાબતોથી હરકત ન પહોંચવી જોઇએ.** એકજ વખતે જુદી જુદી શક્તિઓથી ઉત્પન્ન થતો શોષ અથવા ઘર્ષણ કે ભાંગતૂટ વગેરે કંઇ ન રહેતાં શક્તિનો ગેરઉપયોગ ન થવા દેનાર એકાદ પ્રચંડ એન્જીનની પેઠે બધું બરાબર ચાલવું જોઈએ.

**અને જ્યારે કામ પૂરૂં થાય છે અને યંત્રનું કામ રહેતું નથી ત્યારે તે તદ્દન બંધ થવું જોઈએ.** જરા પણ ચલનવલન થવું ન જોઇએ. એન્જીન પોતના છાપરા-( Engine shed )માં જતાંજ તોફાની છોકરાંઓની ટોળીને કંઇ પણ અટકાવ ન કરતાં ગમે તેટલાં અટકચાળાં કરવા દેવા જેટલું ચૂપ થવું જોઇએ અને પછી મનુષ્યે જ્યાં આત્મા વાસ કરે છે તે જ્ઞાનપ્રદેશમાં જઇને વિશ્રાંતિ લેવી જોઇએ.



# १४—सुख आत्मामां छे.*



બાનુઓ અને ગૃહસ્થોના સ્વરૂપે બિરાજતો મારો પોતાનોજ આત્મા !

‘રામ’ કદિ બીજી પ્રજાઓ ઉપર જીત મેળવનાર યોદ્ધાઓ અને લશ્કરો માટે યૂરોપી અને ખ્રિસ્તી પ્રજાઓ ઉપર આક્ષેપ મૂકતો નથી. કોઈ પણ પ્રજાની આંતર ઉન્નતિની તે એક એવી સ્થિતિ છે, કે જે સ્થિતિ એક વખત સર્વેને જરૂરની છે. હિંદુસ્તાન એ સ્થિતિમાંથી પસાર થઇ ગયું છે. પરંતુ હિંદુસ્તાન એ એક ઘણી પ્રાચીન પ્રજા હોવાને લઈને સમસ્ત દુનિયાની સંપત્તિને પોતાની તુલામાં તોળી જોતાં તેમાં તેને ન્યૂનતા જણાઇ છે; અને હાલની પ્રજાઓ કે જે સમસ્ત દુનિયાની સંપત્તિ અને દોલત ભેગી કરવાના માર્ગપરાયણ છે તેઓને પણ ભવિષ્યમાં આવોજ અનુભવ થશે. શામાટે આ બધી પ્રજાઓ બીજી પ્રજાઓ ઉપર જીત મેળવવાના હેતુથી તેમના સૈનિકોને આગળ ને આગળ કુચ કરાવવાનો યત્ન કરી રહી છે ? શું મેળવવા તેઓ મથે છે ? જેને અર્થે તેઓ મથે છે તે વસ્તુ સુખ અને આનંદ છે. જ્યારે અમે સુખ મેળવવાને અર્થે નહિ પણ જ્ઞાન મેળવવાને અર્થે મથીએ છીએ એમ જે કેટલાક કહે છે એ વાત ખરી છે. બીજા કેટલાક એમ કહે છે કે અમે જ્ઞાનની શોધમાં નથી પરંતુ કર્મમાર્ગની શોધમાં છીએ. આ બધું ઠીક છે. પણ જો મધ્યમ તેમજ સામાન્ય પંક્તિના મનુષ્યોનાં હૃદય તમે તપાસી જોશો તો જણાશે કે જે અંતિમ પરમ અર્થ તેઓએ પોતાની સન્મુખ રાખ્યો છે; અને જેને અર્થે તેઓ બધા સીધી કે આડકતરી રીતે, તેમજ જાણે કે અજાણે શોધ કરી રહ્યા છે તે પદાર્થ તે સુખ છે. બીજું કંઈ પણ નથી.

તે સુખ તે ક્યાં છે ? મહેલમાં કે ઝુંપડીમાં ? કોઇ માશુકની ખૂબસૂરતીમાં કે સોના રૂપાથી ખરીદી શકાય એવી કોઈ વસ્તુઓમાં ? એ કયાં છે તે આજ રાત્રે આપણે તપાસીએ. સુખનું મૂળ ક્યાં છે ? સુખનો પણ ઇતિહાસ છે. હાલ મહાન પ્રવાસના દિવસો છે. વરાળ અને વિદ્યુત્પ્રવાહે કાળ અને અંતરનો નાશ કરી નાખ્યો છે. મહાન પ્રવાસના આ દિવસો છે; અને દરેક જણ પોતે પોતાના પ્રવાસનો હેવાલ લખે છે. સુખ પણ પ્રવાસ કરતું હોવાથી આપણે સુખના પ્રવાસનો પણ કંઇક હેવાલ જાણીએ.

બાલ્યાવસ્થામાં બાળકને જે સુખની ઝાંખી થાય છે તે સુખથી હવે આપણે પ્રથમ શરુઆત કરીએ. દુનીઆનું બધું સુખ તે માતાની ગોદમાં અને પયઃપાનમાંજ રહેલું છે, એમ

---

* આ ભાષણ સ્વામીજીએ સાનફ્રાન્સીસકો નામના શહેરમાં ધી ઍકેડેમીક નામના સ્થળમાં ઇ. સ. ૧૯૦૨ના ડીસેંબરની ૧૭મી તારીખે આપ્યું હતું. આ ભાષણ કેવળ રીપોર્ટને આધારેજ છાપવામાં આવ્યું છે. એને સંશોધિત કરવાની તક મળી શકી નથી; કે જે સંશોધનને લઇને આવાં કેટલાંક ભાષણો તો જીવન અને પ્રેમ વિષેના નમુનેદાર નિબંધરૂપ બન્યાં છે. તોપણ એટલું તો ખુશી થવા જેવું છે કે, આ ભાષણમાં સ્વામીજીના પોતાનાજ શબ્દો છે. તેમજ તેમાં સરળ વાક્યોમાં તેમના હૃદયનો આનંદ તરવરતો જણાય છે.

બાળકને લાગે છે. તેને બધું સુખ, તે ત્યાંજ એકત્ર થએલું જણાય છે. જે રાજમાર્ગમાં થઈને સુખને પ્રવાસ કરવાનો છે તે રાજમાર્ગમાં આ-અર્થાત્ માતાની ગોદ અને પયઃપાન એ પ્રથમ સ્થિતિ છે. દુનીઆમાં એવી બીજી કોઇ પણ વસ્તુ નથી કે જે બાળકને માતાના પયઃપાન કરતાં વિશેષ સુખરૂપ લાગે. બાળક માતાની ગોદમાં લપાઇ રહે છે અને કહે છે કે:—"જુઓ! જુઓ! હું કયાં છું? મને શોધી કાઢો" તે આવું કહે છે અને ખડખડ હાસ્ય કરે છે. આ હસવું તે તેના હૃદયના ખરા ઉલ્લાસનું હોય છે. આ સ્થિતિમાં તે બાળકને પુસ્તકો, તે અર્થ વગરનાં છે; અઢળક ખજાનાઓ પણ તેને નકામા છે. જે બાળકે હજી ધાવણ છોડયું નથી તે બાળકને મેવા, મીઠાઈ અને ફળ, તે કંઇપણ સ્વાદ વગરનાં છે. બાળકને મન સર્વ સુખનો સાગર, માતાની ગોદ અને પયઃપાનજ છે.

એક વર્ષ પસાર થઇ જાય છે; અને બાળકના સુખની સ્થિતિ બદલાય છે; તે આગળ કોઈ બીજી વસ્તુ તરફ જાય છે. હવે તે સુખનું સ્થાન, તેનાં સુંદર રમકડાં-નાનાં નાનાં ઢીંગલા ઢીંગલીઓ બને છે. હવે આ બાળક આ બીજી સ્થિતિમાં જેટલું તેનાં રમકડાંને ચહાય છે તેટલું તે પોતાની માતાને ચહાતું નથી. કેટલીક વખત તો આ બાળક પોતાનાં રમકડાંને ખાતર-પોતાના ઢીંગલા ઢીંગલીઓને ખાતર પોતાની વહાલી અને પ્રિય માતાની સાથે પણ કલેશ કરે છે.

થોડાંક વધારે વર્ષો અને મહિનાઓ વીતી ગયા; અને હવે તેનું સુખ તે ઢીંગલા ઢીંગલીઓમાં રહ્યું નથી. પાછું તેણે પોતાનું સ્થળ બદલ્યું છે. આ ત્રીજી સ્થિતિમાં જ્યારે તે બાળક, બાળક મટીને છોકરો થાય છે, ત્યારે તેનું સુખ, તે પુસ્તકોમાં અને ખાસ કરીને તો વાર્તાનાં પુસ્તકોમાં આવી વસે છે. આવો બનાવ તે સામાન્ય બુદ્ધિના બાળકને લાગુ પડે છે. કેટલીક વખત તેને બીજી વસ્તુઓમાં પણ સુખ જણાય છે, પરંતુ આપણે તો આ એક સામાન્ય દાખલો લઇએ છીએ. હવે વાર્તાનાં પુસ્તકો તે છોકરાને પ્રેમ અને સ્નેહમાં ગરકાવ કરી નાખે છે. હવે ઢીંગલા ઢીંગલીઓ જેવાં રમકડાંઓમાં તેને મોહ રહ્યો નથી. હવે વાર્તાનાં પુસ્તકો તેની જગ્યા લે છે. પુસ્તકોજ હવે તેને બહુ રમણીય અને મનોહર લાગે છે.

તે નિશાળમાં જનારો છોકરો તે હવે કૉલેજમાં જનારો વિદ્યાર્થી થાય છે; અને તેના કૉલેજના જીવનમાં તેને કોઇ બીજીજ વસ્તુઓમાં સુખ જણાય છે, અર્થાત્ વિજ્ઞાનનાં અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં તેને સુખ જણાય છે. તે પુસ્તકો કેટલાક વખત સુધી તે વાંચે છે. પરંતુ એટલામાં તેના સુખે તો પુસ્તકોમાંથી નીકળી યુનિવર્સિટીની પદ્વીઓ મેળવવાના વિચારો તરફ પ્રવાસ કર્યો હોય છે. તેના સુખનું સ્થાન તે યુનિવર્સિટીની પદ્વીઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે એટલુંજ નહિ, પણ તેના આનંદનું આ હવે એક મુખ્ય મથક છે. તે વિદ્યાર્થી યુનિવર્સિટીમાંથી ફત્તેહમંદીથી બહાર આવે છે. તેને એક પછી એક સારા પગારવાળી નોકરી મળે છે; અને હવે આ યુવકનું સુખ તે દ્રવ્યમાં સમાય છે. હવે તેના જીવનની મુરાદ તે ખૂબ દ્રવ્ય સંચય કરવાની છે. તે એક મોટો માણસ થવા અને ખૂબ દ્રવ્ય સંગ્રહ કરવા અભિલાષા રાખે છે. કેટલોક વખત નોકરી કરતાં જ્યારે તેની પાસે કેટલુંક ધન એકઠું થાય છે ત્યારે તેનું સુખ તે વળી બીજી કોઇ વસ્તુ તરફ વળે છે; અને તે શી વસ્તુ તે કહેવાની જરૂર છે? તે સ્ત્રી છે. હવે આ યુવકને એક સ્ત્રી સાથે લગ્ન કરવાની કામના થાય છે, તેને માટે મહા પ્રયાસે એકઠી કરેલી દોલત ખર્ચી નાખવા તે તૈયાર થાય છે, હવે તેને માતાની ગોદ, સુખ આપતી નથી. રમકડાંઓ પણ તેને મોહ પમાડતાં નથી. વાર્તાનાં પુસ્તકો પણ

એક બાજુ પડયાં રહે છે; અને જ્યારે તે પુસ્તકો પોતાની કામનાને અનુકૂળ સુખ આપનાર જણાય છે ત્યારેજ કોઈ કોઈ વખત તેને વાંચવા માટે તે પોતાના હાથમાં લે છે. હવે સ્ત્રીને અર્થે તેણે સર્વસ્વ અર્પણ કરી દીધું છે. હમણાં જે તેના સુખનો મુખ્ય વિષય છે તેના સુખના ક્ષુદ્ર મનોરથને ખાતર તેણે પોતાનું સર્વ મહા સંકટો વેઠીને પ્રાપ્ત કરેલું દ્રવ્ય રફેદફે કરી નાખ્યું છે. આ યુવક થોડા કાળ સુધી પોતાની રમણી જોડે રમણ કરે છે; અને જુઓ પાછું તે સુખ હવે ત્યાં નથી. ત્યાંથીએ હવે તેણે કંઇક આગળ પ્રયાણ કર્યું છે. પહેલાં પોતાની સ્ત્રીથી જે તેને આનંદ થતો હતો તે હવે થતો નથી. આ એક સામાન્ય યુવકનો દાખલો લીધો છે; અને તેપણ એક પૂર્વ હિંદુસ્તાનના યુવકનો દાખલો લીધો છે; તે યુવકનું સુખ, તે સ્ત્રીમાંથી પસાર થઇ ભવિષ્યની સંતતિ તરફ વળ્યું છે. હવે સંતતિ, તે તેના જીવનનો મનોરથ છે. તેને ફરજંદ હોવાની અભિલાષા થાય છે. તેને દિવ્ય અને ફીરસ્તા સમાન ફરજંદ હોવાની કામના છે. 'રામ'ને આ દેશના રીત રિવાજનો પુરતો ખ્યાલ નથી. પરંતુ હિંદુસ્તાનમાં તો લગ્ન કર્યા પછી લોકો સંતતિની પ્રાપ્તિને માટે બહુજ વળખાં મારે છે. તેને અર્થે તેઓ ઈશ્વિરની પ્રાર્થના કરે છે. તેઓ પ્રિય ફરજંદની પ્રાપ્તિ માટે પોતાથી બનતું બધું કરી છૂટે છે, ડૉકટરોની સલાહ લે છે; કોઈ સાધુસંતની દુવા લેવા મથે છે, જંતરમંતર, દોરા ધાગા વગેરે કરવામાં કંઇ બાકી રાખતા નથી.

તે જુવાન ગૃહસ્થાશ્રમીનું સર્વ સુખ તે બાળકની આશામાં એકત્ર થાય છે. પેલો બાળક હવે સુખના પ્રયાસની, આનંદની પ્રગતિની છઠ્ઠી સ્થિતિમાં છે. હવે તે યુવક પોતાને ઘેર બાળકના જન્મથી કૃતાર્થ થયો છે. એના હર્ષનો પાર નથી. તે સદા ઉલ્લાસ અને ઉત્સાહમાં રહે છે. તે ઘડીએ ઘડીએ ફુલાઇ જાય છે. તે હવે જમીનથી હાથ હાથ ઉંચે ચાલે છે. ખરી રીતે કહીએ તો તે હવે ચાલતો નથી પણ ઉંચે હવામાં ઉડે છે. સંતતિની પ્રાપ્તિ થવાથી તેને સુખની છોળો ઉછળી રહી છે. આ છઠ્ઠી સ્થિતિમાં અર્થાત્-એ ચંદ્રવદનવાળા બાળકમાં એ મોટી ઉમ્મરના બાળકનું સુખ પૂર્ણ રીતે વિકાસ પામ્યું છે. જ્યારે તે પોતાના બાળકનું પ્રિય વદન જુએ છે ત્યારે તેના આનંદનો પાર રહેતો નથી. સામાન્ય મનુષ્યના સુખની હદ એટલે આવી રહી, તેના સુખની પરાકાષ્ઠા થઇ ગઇ. હવે અહીંથી તે યુવકની ઉતરતી અવસ્થા શરૂ થાય છે. હવે બાળક જેમ જેમ મોટું થતું જવાનું તેમ તેમ તેનો મોહ ઓછો થતો જવાનો; અને આ મનુષ્યનું સુખ તે થોડી વાર આ વસ્તુ માટે તો થોડી વાર પેલી વસ્તુમાં એમ એક પછી એક દરેકે દરેક વિષયમાં પ્રવાસ કરતું આગળ ને આગળ ચાલ્યું જવાનું. સાધારણ મનુષ્યને પોતાના બાળકની પ્રીતિમાં જેટલું પરમ સુખ લાગે છે, તેટલું પરમ સુખ તેને બીજા કશામાં પણ લાગતું નથી.

હવે આપણે આ બધી બાબતને જરા તપાસી જોઇએ કે સુખ તે માતાની ગોદ, રમકડાં, પુસ્તકો, દ્રવ્ય, સ્ત્રી, સંતતિ વગેરે આવા વિષયોમાં રહે છે? કે એ તે દુનીઆની કોઈ બીજીજ વસ્તુમાં રહે છે? હવે વધારે આગળ જતાં પહેલાં સુખની ગતિને સૂર્યના પ્રકાશની ગતિ સાથે સરખાવી જોઇએ. સૂર્યનો પ્રકાશ પણ એક સ્થાનથી બીજે સ્થાન એમ પ્રવાસ કર્યા કરે છે. એ સૂર્યનો પ્રકાશ એક વખત ભારતવર્ષ ઉપર પ્રકાશે છે; અને બીજી વખત તે યૂરોપખંડ ઉપર પ્રકાશે છે. આગળ ને આગળ એમ એ પ્રકાશ પ્રવાસ કર્યા કરે છે. જ્યારે સંધ્યાની છાયા પડે છે ત્યારે જુઓ! સૂર્યનો પ્રકાશ કેવી ઝડપથી એક સ્થાનથી બીજે સ્થાન એમ આગળ ને આગળ દોડયો જાય છે. તે ત્યાંથી પૂર્વ અમેરિકા ઉપર પ્રકાશે છે;

અને ત્યાંથી તે પશ્ચિમ પ્રદેશમાં આગળ પ્રવાસ કરે છે. જુઓ તે સૂર્યનો પ્રકાશ એક દેશમાંથી બીજા દેશમાં સરેરાટ સરકતો સરકતો અને કેટલીક વખત છલંગો મારતો મારતો આગળ ને આગળ વધે છે. ત્યાર પછી તે પોતાની પ્રભા જાપાન ઉપર પસારી હજી આગળ ચાલ્યો જાય છે. આ સૂર્યનો પ્રકાશ એક દેશમાંથી બીજા પ્રદેશમાં પ્રવાસ કરે છે, પરંતુ આ બધા જુદા જુદા પ્રદેશો કે જ્યાં તે પ્રકાશ જોવામાં આવ્યો છે, તે કંઇ તે પ્રકાશનું મૂળ કે ઉત્પત્તિસ્થાન નથી. તે પ્રકાશનું ઉત્પત્તિસ્થાન તે કોઇ બીજેજ સ્થળે હોવું જોઇએ; અને તે પ્રકાશનું ઉત્પત્તિસ્થાન તે સૂર્ય છે. આવીજ રીતે સૂર્યના પ્રકાશની માફક સુખ કે જે એક સ્થળેથી બીજે સ્થળે પ્રવાસ કરે છે તેને તપાસી જોઇએ કે એ કયાંથી આવે છે, તેનું ઉત્પત્તિસ્થાન કયાં છે? હવે આપણે સુખના સૂર્યને જોઇએ.

જે ગૃહસ્થ સંતાનપ્રાપ્તિથી કૃતાર્થ થયો છે તેનોજ હવે આપણે દાખલો લઈએ. તે ગૃહસ્થ પોતાની ઑફીસમાં કામમાં ગુંથાએલો છે; અને અચાનક 'ટન' 'ટન' એમ ઘંટડીનો નાદ તે સાંભળે છે. એ ઘંટડી તે ટેલિફોનની (વાત કરવાના યંત્રની) ઘંટડી છે. એકદમ છલંગ મારી ઝડપથી ટેલિફોન તરફ તે જાય છે. પણ એ શાના સમાચાર હશે, એવા ખ્યાલે સાંભળવા જતાં તેનું હૃદય ધડકે છે. લોકો કહે છે કે આવતી આપત્તિનાં પગરણ પહેલેથી જણાય છે. આવો પ્રસંગ તેણે પહેલાં કદિ અનુભવ્યો નથી. તે ટેલિફોનના યંત્ર પાસે જઈ પહોંચે છે; અને તે ટેલિફોનને કાન દઇને સાંભળે છે. અરે! આ તે શી આફતના સમાચાર હશે! તે ગૃહસ્થ ગભરાયલા હૃદયે નિસાસા મૂકયા કરતો હતો; એ લગભગ બેભાન બની ગયો હતો. તેના ગાલ ઉપરથી લાલાશ ઉડી ગઇ હતી. તે નિસ્તેજ અને ઉદાસ ચ્હેરે રઘવાટ કરતો પાછો પોતાની જગ્યાએ આવ્યો, અને પોતાનો કોટ અને ટોપી પહેરી જાણે તે તોપના ગોળાથી ઘવાયો હોય એવી સ્થિતિમાં પોતાની ઑફિસની બહાર ચાલ્યો. તે તે ખાતાના ઉપરી, મુખ્ય અધિકારીની રજા લેવી પણ ભૂલી ગયો. તેમજ ત્યાંના પટાવાળા જોડે પણ તેણે કંઈ કહેવડાવ્યું નહિ. તેણે ત્યાં ટેબલ ઉપર પડેલા કાગળોને બરાબર ગોઠવી ટેબલના ખાનામાં પણ મૂકયા નહિ; અને તે ટેબલના ખાનાને તાળું પણ વાસ્યું નહિ. તે તદ્દન સૂનકાર બની ગયો હતો, તેથી આ બધી વ્યવસ્થા કર્યા વગર એમને એમ પરભાર્યો ઑફિસની બહાર ચાલ્યો ગયો. આથી એના જોડેના ઑફિસવાળાઓને ઘણો અચંબો લાગ્યો. તે ત્યાંથી ગભરાટમાં ને ગભરાટમાં મહોલ્લામાં આવી પહોંચ્યો, ત્યાં એક ગાડી દોડી જતી હતી તેમાં તે બેસી ગયો. એટલી વારમાં ટપાલના કાગળ વહેંચનારો તેને મળે છે, તે તેને એક કાગળ આપે છે. જે દુનીઆની દૃષ્ટિએ તે ખુશખબર કહેવાતી હોય તો તે કાગળમાં તેણે એક ખુશખબર વાંચી. તે ખુશખબર તે તેને ભાગે લૉટરીથી દ્રવ્યની એક મોટી રકમ મળવાની હતી. તેણે એક લૉટરીની ટિકિટમાં ભાગ રાખ્યો હતો, તેમાંથી તેને ભાગે ૧૦૦ *ડાલર આવ્યા હતા. વારૂ, આ ખુશખબરથી તેને અત્યંત હર્ષ થયો હોવો જોઇએ! તેને આનંદ આનંદ થઇ ગયો હોવો જોઇએ! પણ ખરી રીતે જોતાં તે કશું એ નહોતું, આ બધું તેને મિથ્યા હતું. ટેલિફોનથી તેને જે સમાચાર મળ્યા હતા, તે સમાચારથી તેના હૃદયમાં જરી પણ શાંતિ નહોતી. આ કાગળના ખુશખબરથી તેને જરી પણ હર્ષ થયો નહિ. જે ગાડીમાં તે બેઠેલો હતો તે ગાડીમાં તેના મોં આગળજ તેના જેવીજ સ્થિતિમાં એક મોટો અમલદાર બેઠેલો હતો. આ અમલદારને પણ જીવનનું એક સ્વપ્ન વીતી ગયું હતું.

* આશરે સવાબે રૂપીઆની કિંમતનું અમેરિકામાં ચાલતું નાણું.

આ અમલદારને આ ગૃહસ્થ જોડે કંઇક વાતચીત કરવાની ઇચ્છા હતી. પણ જુઓ! તેણે તો એના તરફ જરી નજર સરખી પણ નાખી નહિ; અને મોં ફેરવી ગાડીમાંથી ચાલતો થયો. વળી તેને એક સ્ત્રીમિત્રનું મનોહર વદન નિહાળવું હતું તેથી તે સુંદર સ્ત્રીને મળવાની; અને તેની સાથે વાતચીત કરવાની તેને અભિલાષા હતી. પણ તે પાછો તે સ્ત્રીનું સુખદ મંદ હાસ્ય ભૂલી ગયો. વારૂ, હવે આપણે એને વધારે વખત ઉચાટમાં રાખવો એ ઠીક નથી; અને આપણે પણ હવે વધારે વખત અટવાવું એ યોગ્ય નથી. જે પોળની અંદર એનું ઘર આવેલું હતું ત્યાં તે પોળ આગળ તે આવી પહોંચ્યો. ત્યાં તો જબરો ઘોંઘાટ અને શોરબકોર થઈ રહ્યો હતો. વળી આકાશમાં ઉંચે જતા અને સૂર્યનારાયણને ઢાંકી નાખતા ધૂમાડાના ગોટેગોટ તેણે જોયા. તેણે ગગનમાં ચારે તરફ અગ્નિની જ્વાળાઓ ફેલાતી જોઈ. આ જબ્બર આગ કે જે ઘરની આસપાસ ફરી વળીને તેને બાળીને ખાખ કરતી હતી, તેથી તે ગૃહસ્થની સ્ત્રી, દાદી, માતા અને મિત્રો કળારોળ કરી રહ્યાં હતાં. ત્યાં તેણે ટોળે વળી ઉભેલાં પોતાનાં બધાં સગાં વહાલાં જોયાં; પણ તેમાં તેણે એક પોતાની પ્રિય વસ્તુ જોઈ નહિ; અને તે પ્રિય વસ્તુ તે તેના પરમ સુખનું સાધન તેનું પ્રિય બાળક હતું. તે તેણે તેમાં ક્યાંએ જોયું નહિ. તેણે પોતાનું પ્રિય નાનું બાળક ગુમાવ્યું. તે ત્યાં નહોતું. તેણે પોતાની સ્ત્રીને પોતાના પ્રિય બાળકના સંબંધમાં પૂછપરછ કરી. તે સ્ત્રી કંઈ પણ જવાબ આપી શકી નહિ, પણ ડસકાં ખાતાં ખાતાં કંઇક ભાગ્યું તુટયું બોલી કે મારાથી બોલી શકાતું નથી. પણ તેણે ખરી હકીકત શું છે તે શોધી કાઢી; તેના જાણવામાં આવ્યું કે બાળક તો ઘરમાં રહી ગયું છે. જ્યારે આગ શરૂ થઇ ત્યારે તે બાળક ધાવની સમીપમાં હતું; ધાવે તેને પારણામાં સુવાડયું હતું. તે તેમાં લસલસાટ ઉંઘતું હતું; અને ધાવ તો એકદમ ઘરની બહાર જતી રહી હતી. ઘરનાં બધાં માણસો આ આગ ચારે તરફ ફરી વળેલી જોઈને ભયભીતપણે એકદમ ઘરની બહાર નીકળી ગયાં હતાં. દરેકનો એવો ખ્યાલ હતો કે ઘરના બીજા કોઈ પણ માણસ પાસે તે બાળક હશે. બધાંએ ઘરની બહાર આવ્યાં. પછી જણાયું કે બાળક તો ઘરમાં રહી ગયું છે; અને આગ તો ખૂબ વધી પડી છે, ઘરની ચારે બાજુએ ફરી વળી છે. આથી કેટલાકે કાગારોળ કરી મૂકી; કેટલાકે દાંત કરડવા માંડયા; કેટલાકે હોઠ પીસવા માંડયા; અને કેટલાકે છાતીઓ કુટવા માંડી, પણ હવે કશોએ ઉપાય રહ્યો નહોતો.

આ ઠેકાણે આ ગૃહસ્થ, તેની સ્ત્રી, માતા, મિત્રો અને તે બાળકની ધાવ, એ બધાં દયા ઉપજાવે એવી રીતે આક્રંદ કરી કરીને પાસે ઉભેલા લોકોને અને પોલીસોને પોતાના બાળકને બચાવવા માટે, પોતાના પ્રિય બાળકને ઉગારવા માટે આજીજી કરતાં હતાં. "ગમે તે ઉપાયે અમારા પ્રિય બાળકને બચાવો, અમે અમારૂં સર્વસ્થ આપી દઈશું, આજથી દશ વર્ષ સુધીમાં જે કંઈ ધનપ્રાપ્તિ થશે તે પણ બધું અમે આપી દઇશું. અમારૂં જે કંઈ હશે તે સર્વ કુરબાન કરીશું. પણ કોઇ અમારા બાળકને બચાવો." (તમારે એક વાત યાદ રાખવાની છે કે જે દેશમાં આ બનાવ બનવા પામ્યો છે તે દેશમાં આ દેશના જેટલી વીમા કંપનીઓ નથી.) તે બાળકને અર્થે તેઓ સર્વ આપી દેવા તૈયાર છે. ખરેખર બાળક એ એક ઘણી મીઠી વસ્તુ છે. તે પ્રિય નાનું બાળક અતિ સુખદ વસ્તુ છે, તેથી તે બાળકની ખાતર બધી મીલકત, આપણી બધી દોલત, અને આપણા બધા સ્વાર્થનો ભોગ આપવો એ બરાબર યોગ્ય છે. પણ 'રામ' એક વાતનો ખુલાસો પૂછે છે કેઃ "બાળક એ સુખનું મૂળ છે ખરૂં? શું આ દુનીઆમાં બાળકજ મીઠામાં મીઠી વસ્તુ છે? અથવા સુખનું મૂળ તે કોઇ

બીજેજ ઠેકાણે છે ? અહીં જરા બરાબર ધ્યાન આપીને સાંભળજો ! આ ઠેકાણે તે બાળકને અર્થે દરેક વસ્તુનો ભોગ આપવામાં આવે છે, પણ કોઈ ઉત્તમ વસ્તુને ખાતર, કોઇ બીજીજ વસ્તુને ખાતર, શું તે બાળકનોજ ભોગ આમાં આપવામાં નથી આવતો વારૂ ? બાળકને ખાતર ધનદોલત માલમીલકત વગેરે સર્વસ્વ આપી દેવામાં આવે છે. પરંતુ તે પ્રિય નાના બાળકનો કોઈ બીજીજ વસ્તુને ખાતર આમાં ભોગ આપી દેવામાં આવે છે. કોઈ બીજીજ વિશેષ વસ્તુને ખાતર તેને કુરબાન કરી દેવામાં આવે છે ! હવે તે વિશેષ વસ્તુ તે બાળક કરતાં જરૂર અધિક સુખદ અને મીઠી હોવી જોઇએ ! તે વિશેષ વસ્તુ તે સુખનું સત્ય કેન્દ્ર હોવું જોઇએ, તે સુખનું ખરૂં મૂળ હોવું જોઇએ. વારૂ, તે વસ્તુ શું છે ? જુઓ તે વસ્તુ તે આત્મા છે ! લોકો પોતે શા માટે આગમાં કૂદી પડતા નથી ? જો તેઓ પોતે આગમાં કૂદી પડે, તો તેઓને પોતાનોજ ભોગ આપવો પડે અને તેમ કરવાને તેઓ તૈયાર નથી ! અહીં તે બાળકને ખાતર સર્વસ્વ કુરબાન કરી દેવામાં આવે છે ખરૂં પણ આત્માને ખાતર તે બાળકને પણ કુરબાન કરી દેવામાં આવે છે !

હવે આપણે જોઇએ છીએ કે તે બાળક કે જે સુખની સર્વથી ઉચ્ચ વસ્તુ હતી તેમાં પણ સુખ છે નહિ. તે બાળક સુંદર, મનોહર અને સુખરૂપ ભાસે છે તેનું કારણ કે સુખનો પ્રકાશ કે જે આત્મામાંથી આવે છે તે પ્રકાશવડેજ તે સુખરૂપ ભાસે છે. પણ તે પ્રકાશ કંઈ તે બાળકમાં નથી. જો બાળકમાં જ હોત, તો તે બાળકમાં ને બાળકમાંજ સદા કાયમ રહેત. માટે આ ઉપરથી ખુબ ધ્યાનમાં રાખો કે જે સુખરૂપી પ્રકાશવડે તે બાળકનું મુખ સુખરૂપ લાગતું હતું. તે પ્રકાશ આત્મામાંથી જ સ્ફુરતો હતો. તેનું મૂળ આત્મામાં જ હતું.

હવે આપણે જે સુખનું મૂળ છે, જે સુખનું ધામ છે, તેની કંઈક નજીકમાં આવ્યા છીએ. આપણે સમજી શકયા છીએ કે **બાળકને ખાતર કંઈ બાળક પ્રિય નથી, પણ બાળક એ આત્માને ખાતર પ્રિય છે. સ્ત્રી એ કંઈ સ્ત્રીને ખાતર અથવા પતિ એ કંઈ પતિને ખાતર પ્રિય નથી, પરંતુ આત્માને ખાતર જ પ્રિય છે.** ખરી વસ્તુસ્થિતિ તે આજ છે. આજ સત્ય છે. **વસ્તુને ખાતર વસ્તુને ચહાઇએ છીએ એમ લોકોનું કહેવું છે. પણ તે તેમ નજ હોઈ શકે, તે તેમ નજ હોઈ શકે.** ધનને અર્થે કંઇ ધન પ્રિય નથી, ધન એ આત્માને અર્થે પ્રિય છે. સ્ત્રી કે જે એક વખત બહુ જ પ્રિય હોય છે તે જ્યારે પતિને બરાબર અનુકૂળ રહેતી નથી, ત્યારે અપ્રિય થઈ પડી તેનો તરતજ ત્યાગ કરવામાં આવે છે. તેમજ પતિ કે જે એક વખત અતિ પ્રિય હોય છે તે જ્યારે તેની સ્ત્રીના લાભમાં અડચણ કરતા થાય છે ત્યારે તેણી તરતજ તેને ત્યજી દે છે. જ્યારે દ્રવ્યથી આપણો હેતુ પાર પડતો નથી ત્યારે તે દ્રવ્યનો પણ આપણે ત્યાગ કરી દઇએ છીએ. તમે નીરોની હકીકત તો જાણતા હશો, તે સુંદર રોમ શહેર, તે પોતાની રાજ્યધાનીનું શહેર, તે તેને જરી પણ ઉપયોગી અને લાભકારક જણાયું નહિ. પણ તેને તો એક પ્રચંડ આગ જોવામાં સુખ જણાયું, તે આખું શહેર સળગાવી મૂકવામાંજ તેને વિશેષ આનંદ લાગ્યો. આમ જુઓ, તે નજીકના એક ડુંગરના શિખર ઉપર ચડી ગયો; અને પોતાના નોકરોને આજ્ઞા કરી કે જાઓ આખા શહેરને તમે એવું તો સળગાવી મૂકો કે જેથી એક જબ્બર પ્રચંડ આગ

ભભુકી ઉઠે કે જે જોઈને મને આનંદ થાય. આ તરફ શહેર બળ્યા કરતું હતું; અને તેને આનંદ થતો હતો. આજ પ્રમાણે તમે જોશો કે જ્યારે ધન દોલતથી આપણો અર્થ સધાતો નથી ત્યારે આપણે તરત તેનો ત્યાગ કરી દઈએ છીએ. 'રામે' એક ચમત્કારી અને અજબ બનાવ નજરોનજર જોયો છે. ગંગા નદીમાં એક વખત જબ્બર પૂર આવ્યું હતું, તે પૂર વધ્યાજ કરતું હતું. ત્યાં તે નદીના કાંઠા ઉપર એક વૃક્ષ આવેલું હતું. તેની શાખાઓ ઉપર કેટલાંક વાંદરાં બેઠાં હતાં તેમાં એક વાંદરી અને તેનાં કેટલાંક બચ્ચાં હતાં. આ વધતા જતા પૂરથી આ બચ્ચાંઓ ભયભીત થઈ પોતાની મા પાસે દોડી આવ્યાં પણ પાણી તો જ્યાં તે બધાં બેઠાં હતાં ત્યાં સુધી ચડી ગયું. પછી તે વાંદરી ત્યાંથી એક ઉંચી ડાળીએ કૂદી ગઈ ત્યાં પણ પાણી આવી ગયું. વળી ત્યાંથી તે વાંદરી તે ઝાડની ઉંચામાં ઉંચી ટોચ ઉપર જઈને બેઠી, પણ પૂરનું પાણી એટલેજ ન અટકતાં તે ત્યાં પણ ફરી વળ્યું. તે વાંદરીનાં બધાં બચ્ચાં તેના શરીરે બાઝી રહ્યાં હતાં. તે પાણી જ્યાં તે વાંદરીના પગ સુધી આવી ગયું કે એકદમ તે વાંદરીએ પોતાના એક બચ્ચાને હાથમાં પકડી પોતાના પગ નીચે દબાવી તેના ઉપર તે ચડી બેઠી. પાણી તો આથીએ ઉંચે ચડયું; અને તે વાંદરી બીજું એક બચ્ચું લઈ પોતાના પગ નીચે નાખી તેના ઉપર ચડી બેઠી. હજી પણ પાણી ઉંચે ચડતું ગયું અને તે વાંદરી પોતાના ત્રીજા બચ્ચાને પણ પકડીને નિષ્ઠુરપણે પોતાના બચાવને ખાતર પોતાના પગ નીચે નાખી તેના ઉપર ચડી બેઠી. દુનીઆમાં બધું આવુંજ છે; જ્યાં લગી આપણા સ્વાર્થ અને લાભને હાનિ ન પહોંચે ત્યાં લગીજ આપણે લોકોને અને વસ્તુઓને ચહાઈએ છીએ. **જે ઘડીએ આપણો સ્વાર્થ ન સર્યો તેજ ઘડીએ આપણે દરેક વસ્તુનો ત્યાગ કરી દઈએ છીએ.**

આ પ્રમાણે આપણે નિર્ણય ઉપર આવીએ છીએ કે સુખનું સ્થાન, સુખનું મૂળ આપણા પોતાનામાંજ ક્યાંક છે, એ સુખનું મૂળ આપણામાં છે, પણ તે કયે ઠેકાણે છે? શું તે આપણા પગમાં છે? પગ એ આખા શરીરને ટેકારૂપ છે, તેથી કદાચ પગમાં ધારીએ, પણ નહિ, તેમ નથી. જો તે પગમાં હોત તો પગ એજ દુનીઆમાં પરમ પ્રિય વસ્તુ થઈ પડત. અલબત પગ પણ બહારની બીજી કોઈ વસ્તુ કરતાં વધારે પ્રિય છે. પણ તે આપણા હાથ કરતાં કંઈ વધારે પ્રિય નથી! ત્યારે શું હાથ એ સુખનું મૂળ છે? હાથ જો કે પગ કરતાં વધારે પ્રિય છે પરંતુ તે પણ કાંઈ સુખનું મૂળ નથી. ત્યારે શું સુખ તે આપણી આંખમાં કે નાકમાં છે? જો કે આંખ અને નાક એ બેશક હાથ કરતાં વધારે પ્રિય છે ખરાં પણ સુખ તો તેમાંએ નથી. ત્યારે આંખ અને નાક કરતાં પણ વધારે પ્રિય વસ્તુ કયી છે તે શોધી કાઢો. એક સમય આપણે આખું શરીર લઈએ તોપણ આપણને એમજ સમજાશે કે તે પણ સુખનું મૂળ નથી. કારણ આપણે જોઈએ છીએ કે આ આખું શરીર આપણે છોડતા જઈએ છીએ; આપણે પ્રત્યેક ક્ષણે વિકાર પામતા જઈએ છીએ; અને થોડાં વર્ષોમાં આપણા શરીરના દરેકે દરેક પરમાણુ નવા બની જાય છે. ત્યારે તે સુખ કદાચ આપણા મસ્તકમાં, આપણી બુદ્ધિમાં અથવા તો આપણા મનમાં હશે કે તે બુદ્ધિ કરતાં પણ કોઈ વસ્તુ વધારે પ્રિય છે? તેની આપણે તપાસ કરીએ. જો કોઈ વસ્તુ બુદ્ધિ કરતાં વધારે પ્રિય અને સુખદ હોય તો તેજ જરૂર સુખનું સ્થાન હોવું જોઈએ; અને તે વસ્તુ તે આપણું જીવન (Life) છે, અથવા હિંદુઓના શબ્દમાં કહીએ તો તે પ્રાણ છે. કારણ કે લોકો બહુ વખત બુદ્ધિનો

નાશ થતાંએ જીવવું પસંદ કરે છે. કાંતો તદ્દન મરી જવું, અથવા ચિત્તભ્રમ, દિવાના માણસ તરીકે જીવન ગાળવું એ બેમાંથી એક સ્થિતિ આપણે પસંદ કરવાની હોય તો તેમાંથી ચિત્તભ્રમની–દિવાના તરીકેની સ્થિતિજ દરેક જણ પસંદ કરશે. આવી રીતે આપણે જોઇએ છીએ કે જીવનના યજ્ઞમાં બુદ્ધિનું પણ બળિદાન આપવામાં આવે છે. ત્યારે હવે તમને એમ લાગશે કે જીવન–વ્યક્તિગત જીવન એજ સુખનું સ્થાન હોવું જોઈએ ! જેમાંથી સર્વ સુખ સ્ફુરે છે એવા સુખનો ભાનુ એજ હોવો જોઈએ ! વારૂ એ પ્રમાણે છે ખરૂં કે નહિ એની પણ તમે ખાત્રી કરી જુઓ. વેદાન્ત તો કહે છે કે ના, જીવન પણ સુખનું સ્થાન નથી. સુખનું ધામ–આભ્યન્તર સ્વર્ગ તો એથીએ હજી દૂર છે; "એ તો માનુષી અને વ્યક્તિગત જીવનથી પણ પર છે."

'રામ' એક વખત મરણ પથારીએ પડેલા એક જુવાન ગૃહસ્થને જોવા ગયો હતો; તે માણસ ઘણા ખરાબ વ્યાધિથી પીડાતો હતો, એના શરીરમાં અતિશય વેદના થતી હતી. શરૂઆતમાં દર્દ પગનાં આંગળાંમાં થતું હતું. પ્રથમ તે કંઇ એટલું બધું નહોતું પણ ધીરે-ધીરે વધવા માડયું; અને તેનું આખું શરીર તણાઇ જવા માંડયું. હવે થોડે થોડે તે દર્દ ઢીંચણ સુધી વધી ગયું. અને ત્યાંથીએ આગળને આગળ વધતુંજ ગયું. આખરે તે ભયંકર દર્દ તેના જઠર સુધી પહોંચ્યું; અને જ્યારે તે તેના રક્તાશયમાં ફરી વળ્યું કે તરતજ તે મરણ પામ્યો. આ વખતે તેને એટલી બધી પીડા થતી હતી કે જેને લીધે આ મરનાર આખર વખતે નીચે પ્રમાણે શબ્દો બોલ્યા કરતો હતો. "આ શરીર ક્યારે પડી જશે ? આ પ્રાણ ક્યારે મારો છૂટકો કરશે ?" તે યુવકના અંતકાળના આવા શબ્દો હતા. તમે જાણો છો કે આ દેશમાં જ્યારે કોઈ માણસ મરી જાય છે ત્યારે તમે એવું કહો છો કે He gave up the ghost, તેણે સેતાનનો ત્યાગ કર્યો અને હિંદુસ્તાનમાં અમે કહીએ છીએ કે He gave up the body, તેણે દેહ છોડયો. અમારામાં અને તમારામાં શો તફાવત છે તે આના ઉપરથી તમને સ્પષ્ટ જણાશે. અહીં તમારે ત્યાં શરીરને આત્મા સમાન ગણવામાં આવે છે; અને સેતાન તે જાણે શરીરરૂપી આત્માને વળગ્યો હોય એવું માનવામાં આવે છે. જ્યારે હિંદુસ્તાનમાં શરીરને પોતાના સ્વરૂપથી કોઇ બાહ્ય વસ્તુ તરીકે ગણવામાં આવે છે; અને આત્માને પોતાના ખરા સ્વરૂપ તરીકે ગણવામાં આવે છે. હિંદુસ્તાનમાં જ્યારે કોઇ માણસ મરી જાય છે ત્યારે તે માણસ મરી જાય છે એમ માનતા નથી. પણ એમ માને છે કે માત્ર દેહાંતર થાય છે, ખોળીઉં બદલવામાં આવે છે; પણ તે જાતે કંઈ નાશ પામતો નથી; અને આજ ભાવના શબ્દો તે મરનાર યુવકમાંથી નીકળતા હતા કે "અરે ! હું ક્યારે આ શરીર છોડીશ ? આ પ્રાણ ક્યારે છૂટી જશે ?"

અહીં જીવન કરતાં પણ કોઇ ઉચ્ચ વસ્તુ આપણી પાસે છે; પ્રાણ કરતાં પણ તે ચઢીઆતી છે. તે વસ્તુ એ છે કે જેને "મારૂં જીવન" "મારો પ્રાણ" એમ કહે છે. તે કોઈ એવી વસ્તુ છે કે જે જીવનને અને પ્રાણને ધારણ કરે છે. છતાં તે પ્રાણ અને જીવનથી પણ શ્રેષ્ઠ છે, વળી તે કોઇ એવી વસ્તુ છે, કે દરેક જણના પ્રાણ અને જીવન કરતાં પણ વધારે સુખરૂપ છે. અહીં આપણે જોઇએ છીએ કે એજ પ્રાણ અથવા જીવન તે વ્યક્તિમાં રહેલા શ્રેષ્ઠ ચૈતન્યને–કે જે ચૈતન્ય પ્રાણ કરતાં પણ ઉચ્ચ છે તેને–સંતોષ આપતું નથી ત્યારે તે પ્રાણ અથવા જીવનનો પણ ભોગ આપવામાં આવે છે. તે પ્રાણ અથવા જીવનને ત્યજી દેવામાં આવે છે. અહીં આપણે કોઇ એવી વસ્તુ જોઇએ છીએ કે

જે આપણા પ્રાણુ અને જીવન કરતાં પણુ ઉત્તમ છે; અને જેને અર્થે એ પ્રાણુ અને જીવનનો ભોગ આપવામાં આવે છે; તે વસ્તુજ અવશ્ય સર્વથી વધારે સુખરૂપ હોવી જોઇએ, તેજ આનંદનું સ્થાન હોવું જોઈએ. તેજ આપણા ઉલ્લાસનું ઉત્પત્તિસ્થાન અને મૂળરૂપ હોવું જોઇએ. પ્રાણુ અથવા જીવન એ આપણુને બુદ્ધિ કરતાં પણુ અધિક પ્રિય શાથી લાગે છે; તે હવે આપણુને બરાબર સમજાયું છે. કારણુ કે એ પ્રાણુ તમારી અંદર રહેલા આત્માની, સત્ય સ્વરૂપની બહુજ સમીપમાં છે. આપણાં નેત્રો કરતાં પણુ આપણી બુદ્ધિ આપણુને વધારે પ્રિય શાથી લાગે છે? કારણુ કે બુદ્ધિ એ નેત્રો કરતાં આત્માની વધારે સમીપમાં છે; અને એ નેત્રો પગ કરતાં વધારે પ્રિય કેમ લાગે છે? કારણુ કે પગ કરતાં એ અંતરાત્માની વધારે ઝાંખી કરે છે. દરેક જણુ બીજાના-પડોશીના બાળક કરતાં પોતાના બાળકને રૂપાળું શાથી ગણે છે વારૂ? વેદાન્ત કહે છે કે 'જેને તમે મ્હારૂં કહો છો તેને તમે તમારા આત્મારૂપી સુવર્ણરસાયનથી રસો છો' કોઈ પણુ પુસ્તક કે જેની અંદર તમારી પોતાની લેખિનીથી લખાએલો એકાદો નિબંધ છે તે બીજા કોઇ પણુ પુસ્તક કરતાં-પછી ભલે તે પુસ્તક કદિ પ્લેટો જેવાની કલમથી લખાયલું હોય તોપણુ-તે તમને ઘણુંજ ઉત્તમ શાથી લાગે છે? કારણુ કે એ પુસ્તક કે જેને તમે 'મ્હારૂં' કહો છો તેમાં તમારા આત્માનો પ્રકાશ પડયો છે, ને તમારી અંદર રહેલી સ્વર્ગીય દિવ્યતાના પ્રકાશથી તે દિવ્ય બનેલું છે. આવી રીતે હિંદુઓ કહે છે કે તમારા આનંદનું નામ અને ધામ એ તમારી અંદરજ છે. અખિલ સ્વર્ગ એ તમારી અંદરજ છે, સર્વ સુખનું મૂળ તે તમારી અંદરજ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી સુખને બહારના વિષયમાં કયાંય શોધ્યા કરવું એ કેવું અયુક્ત છે?

હિંદુસ્તાનમાં એક એવી વાત પ્રચલિત છે કે, એક આશક હતો, તે પોતાની માશુક અર્થે વિરહથી ઝુર્યા કરતો હતો. વિરહથી તેનું શરીર છેક સુકાઇ ગયું હતું અને તેનાં હાડકે હાડકાં દેખાતાં હતાં. તેના શરીરમાં જરીએ માંસ કે લોહી રહ્યું નહોતું. એ દેશનો રાજા કે જેના રાજ્યની અંદર આ જુવાન માણસ રહેતો હતો તેણે તેને એક દિવસે પોતાના દરબારમાં બોલાવી મંગાવ્યો, તેમજ તેની માશુકને પણુ પોતાની હજુરમાં હાજર રખાવી. રાજાએ જ્યારે જોયું કે એ સ્ત્રી તો નરી કુવડ જેવી છે, ત્યારે તેણે પોતાના દરબારને શોભાવે એવી સુંદર નવયૌવનાઓ બોલાવી મંગાવી અને પેલા આશકની આગળ હારબંધ ઉભી રાખી અને તેમાંથી કોઈ પણુ એક પસંદ કરી લેવાનું તેને ફરમાવવામાં આવ્યું. પેલો માણસ બોલ્યોઃ હે શાહ! હે રાજન્! આપ મૂર્ખો ન બનો. આપ જાણો છો કે ઇશક એ માણસને કેવો અંધ બનાવી દે છે? હે રાજન્! આપ એ આપની દૃષ્ટિથી નહિ જોઇ શકો. મ્હારી દૃષ્ટિથી તેણીને જુઓ અને પછીથી આપ કહો કે તે સ્ત્રી સુંદર છે કે કુવડ છે. આ દુનિયાના સર્વ મોહનું આજ રહસ્ય છે. દુનિયાના સર્વ પદાર્થોના આકર્ષકપણાની એજ કુંચી છે. **હે મનુષ્યો! તમે તમારી દૃષ્ટિવડેજ સર્વ વસ્તુઓને મોહક બનાવો છો.** તે તે દૃષ્ટિથી તે તે વસ્તુઓ તરફ જોઇ તેના ઉપર તમેજ તમારો પ્રકાશ નાંખો છો. આપણે ગ્રીસના પુરાણુમાં ઇકોના સંબંધમાં કથા વાંચીએ છીએ કે તે પોતાનીજ પ્રતિમામાં આસક્ત બની હતી. દરેક મોહક પદાર્થોના સંબંધમાં આવુંજ છે. તે તમારી અંદર વિરાજતા આત્માનુંજ, તમારી અંદર રહેલા સ્વર્ગનુંજ કેવળ પ્રતિબિંબ છે. તે માત્ર તમારીજ છાયા છે વસ્તુસ્થિતિ આવી છતાં તમે તમારી પોતાનીજ છાયા પકડવા દોડો એ કેવું વિચિત્ર છે?

એક નાનું બાળક, એક છેકજ નાનું બાળક કે જે તરતમાંજ હજી માંડમાંડ ગોઠણીએ ચાલતાં શિખ્યું હતું, તેની હકીકત 'રામ' જાણે છે. તે નાના બાળકે એક સમયે પોતાનો પડછાયો જોયો, તે તેને કાંઈ અજબજ ચીજ જણાઈ. તે બાળકને તે પડછાયાનું માથું પકડવાનું મન થયું. તેણે તે પડછાયાના માથા તરફ ગોઠણીએ ચાલવા માંડયું, પણ તે પડછાયે પણ તેની સાથે સાથે તેવીજ રીતે ચાલવા માંડયું. તે બાળક જેમ જેમ આગળ ગયું, તેમ તેમ તેનો પડછાયો પણ આગળ ને આગળ ગયો. બાળકે માથું પોતાના હાથમાં નહિ આવવાથી રડવા માંડયું. બાળક ચાલતાં ચાલતાં ધબ દઇને પડી જતું તો તેની જોડે તેનો પડછાયો પણ પડી જતો. તે બાળક જરા ઉંચુ થઈ જ્યાં ફરી પોતાનું માથું પકડવા જતું હતું, તેવામાં તેની માતા કે જે આ બધું જોયાં કરતી હતી, તેણીને પોતાના બાળકની દયા આવવાથી તેણીએ તેનો હાથ લઇ તેને માથે અડકાડાવ્યો અને હવે જુઓ કે તે પડછાયાનું માથું તે બાળકના હાથમાં આવ્યું. એજ પ્રમાણે તમે તમારૂં માથું પકડો એટલે તેની સાથેજ તમારા પડછાયાનું માથું પણ પકડાશે. સ્વર્ગ ને નરક તમારા પોતાની અંદરજ છે. શક્તિ, આનંદ અને જીવનનું મૂળ, એ તમારી પોતાની અંદરજ છે. મનુષ્યનો પ્રભુ, કુદરત અને દેવતાઓ એ સર્વે તમારા પોતામાંજ છે. હે જગતના લોકો! તમે સાંભળો, આ બોધ ઘરના છાપરા ઉપરથી, મોટાં શહેરોના ચકલાઓ ઉપરથી અને બીજા રાજમાર્ગો ઉપરથી સર્વેને જાહેર કરવા યોગ્ય છે. આ બોધ સર્વે જનોએ ઉંચે સ્વરે ગર્જી ગર્જીને પ્રસિદ્ધ કરવા યોગ્ય છે કે તમે કોઇ પણ વસ્તુને જાણવા માગતા હો, તમે કોઇ પણ વસ્તુને પ્રાપ્ત કરવા માગતા હો તો તમે તમારા પડછાયા પાછળ દોડશો નહિ! પરંતુ તમે તમારા માથાનેજ પકડજો. તમે અંતર્મુખ થાઓ. આ તમે એકવાર બરાબર સમજો અને પછી તમે જોશો કે ગગનમંડળના તારાઓ તે તમારીજ ઉપજાવેલી સૃષ્ટિ છે, તમે જોશો કે **પ્રેમના સર્વે વિષયો, દુનિયાના સકળ મોહક અને આકર્ષક પદાર્થો, એ તમારાં પોતાનાંજ પ્રતિબિંબ-કેવળ તમારી પોતાનીજ છાયા છે. આ કેવું અયોગ્ય છે કે "ટોપી અને ઘંટડીઓ" માટે આપણે આપણો પ્રાણ પણ આપીએ છીએ; અને જીવતોડ મહેનત કરીને આખરે માત્ર ધૂમાડાના બાચકાજ ભરીએ છીએ.**

હિંદુસ્તાનમાં એક સ્ત્રીના સંબંધમાં એક રમુજી વાત છે. એ સ્ત્રીએ પોતાના ઘરમાં પોતાની એક સોય ખોઈ નાંખી અને પછી ઘરની બહાર જઇને તે ખોવાએલી સોયને ખોળવા માંડી. કોઇએ પૂછયું કેઃ "તમે શું ખોળો છો?" તેણીએ જવાબ આપ્યો કે "હું મ્હારી ખોવાયલી સોય ખોળું છું" પૂછનારે ફરીથી પૂછયું કે "તમે તે કયે ઠેકાણે ખોઇ?" તેણીએ કહ્યું કે "ઘરમાં." તે ગૃહસ્થે કહ્યું કે "ઘરમાં ખોવાયલી સોયને ઘરની બહાર-પોળમાં શોધવી એ તે કેવી મૂર્ખાઇ?" તેણીએ આ સાંભળી જવાબ આપ્યો કે "મ્હારે મ્હારા ઘરમાં દીવો કરવા તેલ નથી, અને આ પોળમાં તો આ પોળના ફાનસનું અજવાળુ છે તેથી મ્હારી ખોવાઈ ગએલી સોય ઘરમાં ન શોધતાં ઘરની બહાર પોળમાં શોધું છું."

જનસમાજના સંબંધમાં પણ આવુંજ છે. સ્વર્ગ એ તમારા પોતાની અંદરજ છે. નંદનવન, સર્વે સુખનો સાગર, એ સર્વે તમારા પોતાના અંતરમાંજ છે. વસ્તુસ્થિતિ આવી છતાં તમે પોળોમાં પડેલી વસ્તુઓમાં, બહારના પદાર્થોમાં, ઇંદ્રિયોના અર્થોમાં, સુખ મેળવવા મથો છો એ કેવું આશ્ચર્યકારક છે?

આના જેવીજ અમારે ત્યાં–હિંદુસ્તાનમાં એક ચિત્તભ્રમવાળા માણસના સંબંધમાં એક બીજી રમુજી વાત પ્રચલિત છે. એક પોળમાં કેટલાક છોકરાઓ રમત રમતા હતા, તેમની આગળ એક ચિત્તભ્રમવાળો માણસ આવીને કહેવા લાગ્યો કેઃ આપણા શહેરના કોટવાળને ત્યાં આજે એક મોટી જ્યાફતની ધામધૂમ થઈરહી છે. ત્યાં બધા છોકરાઓને પણ નોતરવામાં આવ્યા છે. મીઠાઈની વાત આવી એટલે પછી છોકરાઓની વાત તો તમે જાણોજ છોની? શહેરના કોટવાલને ત્યાં ઉજાણી છે તેની પેલા ચિત્તભ્રમવાળા માણસે ખાત્રી આપવાથી તે બધા છોકરાઓ તે કોટવાલને ઘેર દોડી ગયા; પરંતુ ત્યાંતો ઉજાણી કે બુજાણી કશુંએ નહોતું. આથી બિચારા છોકરાઓ ઝંખવાણા પડી ગયા; અને એમની હાંસી થઈ. ત્યાં પેલો ચિત્તભ્રમવાળો માણસ પણ એમની પછવાડે પછવાડે આવ્યો હતો, તેને છોકરાઓએ પૂછ્યુંઃ ભાઈ! આ ખોટી વાત છે એ જાણવા છતાં તમે પણ અહીં કેમ આવ્યા છો? પેલા માણસે જવાબ આપ્યો કેઃ રખેને ખરેખાત ઉજાણી ઠરે! ગપ ગોળો પણ કદાચ ખરી વાત ઠરે તો હું રહી જાઉં કેની! અને હું રહી જાઉં એ મને ઠીક ન લાગ્યું તેથી હું પણ તમારી પછવાડે પછવાડે આવ્યો છું.

જગતના મનુષ્યોના સંબંધમાં પણ એવુંજ છે. તેઓ પોતાની કલ્પનાથી કે પોતાનીજ વાંચ્છનાથી પુષ્પોને રમ્ય બનાવે છે; વિશ્વની દરેક વસ્તુને મોહક બનાવે છે; પોતાનીજ કલ્પનાથી દરેક વસ્તુ ઇચ્છવા લાયક બનાવે છે; અને પછી પેલા ચિત્તભ્રમવાળા માણસની માફક એ વસ્તુઓ પ્રાપ્ત કરવાને માટે તેમની પાછળ પાછળ જવાનું પસંદ કરે છે કે રખેને અમે રહી ન જઈએ!

## ઉપસંહાર

ખરા સુખનું ધામ તમારી પોતાનીજ અંદર છે, તેને તમે પ્રાપ્ત કરો; અને પછી તમારી સર્વે કામનાઓ તત્કાળ તૃપ્ત થઇ જશે, અને દુઃખ તથા આપત્તિનો અંત આવી જશે.

જુઓ આ રાનનાં વૃક્ષો, જીગરનાં એ સગાં મ્હારાં;
જીવન મુજમાં ધડકતું જે, ખડકમાં પણ ધડકતું તે.
મ્હારૂં માંસ આ પૃથ્વી રમું સ્નેહે પશુઓથી.
સદા છું ક્રૂર ભમરીથી, મધુર મધુ મક્ષિકાઓનું.
મજેનું પુષ્પ શું ખીલ્યુ! સ્ફુરણ મુજ પ્રેમનું એ છે;
અને આ પાણીનાં ઝરણાં, વહે છે મ્હારી ઇચ્છાએ.
પ્રકાશે ભાનુ આ ગગને, લટકતા પુષ્પ શો શિરે;
વણે મૃત્યુ જીવન-તાણો સદા હું છું અમર તોએ.
નથી જન્મ્યો કદી હું તો, છતાં મુજ શ્વાસ ઉચ્છવાસો;
ઉછળતા સાગરે અગણિત, મહા છોળો સદા એ તો.

**અરે! સુખનું ધામ તે તમારી અંદરજ છે, ઇંદ્રિયોના વિષયોમાં સુખ મેળવવા મથો નહિ, તમારી અંદર રહેલા સુખનો સ્વાનુભવ કરો!**

ૐ ૐ ૐ

# १५—परिमितमां अपरिमित.

બાનુઓ અને ગૃહસ્થોના સ્વરૂપે વિરાજતો મ્હારો અનન્ત આત્મા !

આજનો વિષય શરૂ કરતા પહેલાં બહુ ભાગે દુનિયામાં શ્રોતાજનો કેવા પ્રકારના હોય છે તેમના સંબંધમાં હું બે શબ્દો બોલવાની જરૂર ગણું છું.

દુનિયામાં બહુ ભાગે લોકો એવા હોય છે કે તેઓ પોતે પોતાના કાનથી સાંભળતા નથી, પણ બીજાનાજ કાનથી સાંભળે છે. તેઓ પોતે પોતાની આંખોથી જોતા નથી પણ મિત્રોની આંખોથી જુએ છે. પોતાની રૂચિથી રસ-સ્વાદ લેતા નથી, પરંતુ બીજાનીજ રૂચિથી લે છે. આ બધું કેવું વિચિત્ર છે ! હે જગતના માનવીઓ ! હરેક પ્રસંગે તમે તમારીજ આંખોથી જુઓ, તમે તમારાજ કાનથી સાંભળો, દરેક પ્રસંગે તમે તમારી પોતાનીજ સમજશક્તિનો ઉપયોગ કરો, તમારાં આંખ, કાન કંઇ અમસ્થાં અને શોભા માટે નથી; પરંતુ તે તમારા પોતાના ઉપયોગને અર્થેજ છે.

એક દિવસ 'રામ' એક મહોલ્લામાંથી પસાર થતો હતો, તેવામાં ત્યાં તેને એક ગૃહસ્થનો મેળાપ થયો. તેણે 'રામ'ને કહ્યું: તમે આવો પહેરવેશ કેમ પહેરો છો ? આવો પહેરવેશ પહેરવામાં તમારો શો હેતુ છે ? તમે અમારૂં ધ્યાન શા માટે ખેંચો છો? 'રામ' તરફ તે હમ્મેશાં મંદમંદ અને ખડખડ હસ્યા કરે છે. રામ કહે છે કે જો તમને હિંદુ સાધુઓના પહેરવેશથી આનંદ પડતો હોય અને મંદહાસ્ય આવતું હોય તો તમારા મંદહાસ્યથી મને આનંદ થાય છે.

તમારૂં મંદહાસ્ય એ મ્હારૂં મંદહાસ્ય છે.

પણ મહેરબાની કરી યોગ્ય રસ્તે જાઓ. જો વર્ત્તમાનપત્રો કોઇ પણ માણસની તરફેણમાં અથવા વિરૂદ્ધમાં એક પણ શબ્દ લખે તો સમસ્ત જનસમાજ તે મંજુર કરી લે છે.

આ વર્ત્તમાનપત્રો આમ લખે છે અને તે વર્ત્તમાનપત્રો તેમ લખે છે એમ લોકો કહે છે. પણ વર્ત્તમાનપત્રોના લખાણોનું મૂળ શું છે ? સામાન્ય રીતે છોકરાઓ અને સ્ત્રીઓ એ વર્ત્તમાનપત્રોના ખબર આપનારા હોય છે. એ બધી બીના કંઇ વિદ્વાન લેખકને હાથેથી લખાએલી હોતી નથી. પણ તે હલકી પંક્તિના ખબરપત્રીઓના હાથથી લખાએલી હોય છે. જો કોઈ શહેર-ફોજદાર જેવો મોટો માણસ, બીજા કોઇ માણસનાં વખાણ કરવા લાગે, અથવા લોકમાં ખ્યાતિ પામેલો કોઇ માણસ કોઇને માન આપે તો બીજા બધા લોકો પણ તેમજ કરવા મંડી પડે છે. આ કંઈ સ્વતંત્રતા ન કહેવાય. દરેક પ્રસંગે તમારા પોતાના કાનમો તેમજ તમારી પોતાની આંખોનો ઉપયોગ કરવો એજ સ્વતંત્રતાનો અર્થ છે.

---

* આ ભાષણ સ્વામીજીએ સાનફ્રાન્સીસ્કો શહેરમાં ધી ગ્રેટ ગૉલ્ડન નામના સ્થળમાં ઇ. સ. ૧૯૦૩, જાન્યુઆરીની ૧૦ તારીખે આપ્યું હતું.

જે માણસે 'રામ'ને પૂછ્યું હતું કે તમે આવો પહેરવેશ કેમ પહેરો છો? તેને 'રામે' જવાબ આપ્યો કે ભાઇ, મને કહો કે હ.રે આ રંગનું વસ્ત્ર શા માટે નહિ પહેરવું અને કોઇ બીજાજ રંગનું પહેરવું? આના બદલે 'રામે' શા માટે કાળા કે ધોળા રંગનું વસ્ત્ર પહેરવું જોઇએ? મહેરબાની કરીને એનું કોઇ કારણ હોય તો તે મને કહો કે એમાં તમને શો દોષ જણાય છે? તે કોઇ પણ દોષ જણાવી શકયો નહિ; અને તેણે સ્વિકાર્યું કે મ્હારા રંગીન વસ્ત્રના જેવુંજ તમારૂં રંગીન વસ્ત્ર પણ તમને અનુકૂળ છે. મ્હારા વસ્ત્રની પેઠે આ તમારૂં વસ્ત્ર પણ ટાઢ તડકામાંથી તમારૂં સંરક્ષણ કરે છે. બીજા રંગની માફક આ રંગ પણ સરસ છે. કોઇ પણ વસ્ત્ર જોશો તો તેને કોઇ ને કોઇ રંગ તો હશેજ. જો તેને કાળો રંગ હશે તો તે પણ એક રંગ છે. અને ધોળો રંગ હશે તો તે પણ એક રંગ છે. જો તે ગુલાબી હશે તો તે પણ એક રંગ છે. આ કે તે કોઈ પણ જાતનો તેને રંગ તો હોય છેજ, રંગ વગર તે હોઇ શકેજ નહિ.

'રામે' તેને કહ્યું કે તમે તમારા પ્રતિ, તમારી આંખો પ્રતિ અને તમારા કાન પ્રતિ દયાળુ થાઓ. તમે તમારી આંખોનો ઉપયોગ કરો; તમે તમારા કાનનો ઉપયોગ કરો; અને ત્યાર પછીજ તમે નિર્ણય ઉપર આવો. તમે બીજાઓએ કરેલા નિર્ણય પકડી બેસો નહિ. તમે બીજાના અભિપ્રાયથી લેવાઈ જાઓ નહિ. **બીજાના અભિપ્રાયોથી લેવાઈ જવાની નબળાઇથી જેમ તમે દૂર રહેશો તેમ તમે સ્વતંત્ર બનશો.**

તમે તમારાજ કાનથી, તમારીજ બુદ્ધિથી અને તમારીજ તુલના શક્તિથી આ ભાષણ સાંભળો, એવી 'રામ'ની ઇચ્છા છે. જો તમે આ ભાષણો બરાબર ધ્યાનપૂર્વક સાંભળશો, તો 'રામ' તમને ખાત્રી આપે છે કે એથી તમને મહાન ફાયદો થશે. ઉદ્વેગ, ભય અને દરેક જાતના ઉપદ્રવથી તમે મુક્ત થશો.

લોકો કહે છે તે તમે જાણો છો કે સર્વેને માત્ર ધનજ જોઇએ છીએ. પણ સાહેબ, તે ધન તમને શાને માટે જોઇએ છીએ? તમે તે ધન સુખનેજ અર્થે ચહાઓ છો, બીજા કશાને અર્થે નહિ. છતાં તે ધનથી સુખ મળતું નથી. તમને સુખ મળે એવી તો અહીં એકજ વસ્તુ છે. કેટલાક એમ કહે છે કે અમે એવાં ભાષણો સાંભળવા માગીએ છીએ કે જે અમારા હૃદયમાં સારી છાપ પાડે અને ઊંડી અસર કરે—અર્થાત્ અમે એવાં ભાષણો સાંભળવા માગીએ છીએ કે જે અમને તત્કાળ અને પ્રત્યક્ષ ફળ આપે. તમે કોઇ બાળકના જેવા ન થશો. કોઇ પણ બાળક આગળ એકાદી મહોર કે શકરપારાનો કકડો ધરશો તો તે બાળક તરત તે એમાંથી શકરપારાનો કકડો લેશે, કે જેને ખાવાથી તેજ વખતે તે બાળકનું ગળ્યું મ્હોં થાય. તે કંઈ સોના રૂપાનો કકડો લેશે નહિ. તમે પણ તે બાળકના જેવા ન થશો.

કેટલીક વખત ભાષણો અને વક્તૃત્વ એ તરત અસર કરનારાં થઈ પડે છે; પણ તે માત્ર શકરપારા જેવાંજ હોય છે. એમાં કોઇ જાતની જાથુની અસર હોતી નથી. અહીં તો એક એવી વસ્તુ છે કે જે તમારા ઉપર જાથુની ચિરસ્થાયી અસર કરશે. લોકો યુનિવર્સીટીઓમાં અને કૉલેજોમાં ત્યાંના પ્રોફેસરો (પંડિતો) અને ઉપદેશકોનાં ભાષણો કલાકે કલાકે સાંભળે છે, પણ ત્યાં તે પ્રોફેસરો વક્તૃત્વશક્તિ બતાવતા હોય અથવા તો વક્તૃત્વ કળાના નિયમોને અનુસરતા હોય એમ કંઈ જણાતું નથી. પ્રોફેસરો સામાન્ય રીતે ધીમે ધીમે, શાંતિથી અને

વિચારી વિચારીને પોતાના વિદ્યાર્થીઓ આગળ ભાષણો આપે છે. પણ વિદ્યાર્થીઓએ તેઓના મ્હોંમાંથી નીકળતો એકે એક શબ્દ ગ્રહણ કરવોજ જોઇએ. પછી તે પ્રોફેસરોમાં વિદ્યાર્થી ઉપર તત્કાળ અસર કરે એવી ઈશ્વરી શક્તિ હોય કે ન હોય, પણ વિદ્યાર્થીઓએ તો તેઓના મ્હોંમાંથી નીકળતા દરેકે દરેક શબ્દ ઝીલી લેવા જોઇએ.

આ પ્રમાણે આજે 'રામ' પણ દુનિયાને કહે છે કે જેવી રીતે વિદ્યાર્થીઓ પ્રોફેસરોના શબ્દો સાંભળે છે તેવીજ રીતે દુનિયાએ પણ 'રામ'ના શબ્દો સાંભળવા જોઇએ. તમે કદાચ એમ કહેશો કે આ શબ્દો આડંબરના છે, પણ હા, એ વખત હવે આવે છે કે જ્યારે.....[1]

પરિમિતમાં અપરિમિત એ આજ રાત્રિની ચર્ચાનો વિષય છે. જ્ઞાનને લોકપ્રિય કરવું એ દુર્ઘટ છે; અને તેમાં પણ વળી તત્ત્વજ્ઞાનને લોકપ્રિય કરવું એ તો ઘણુંજ દુર્ઘટ કામ છે. સોક્રેટિસ અને તેના શબ્દો સંપૂર્ણ રીતે ખરા છે કે "જ્ઞાન એ સદ્‌ગુણ છે" અંતે આ એક એવો વિચાર છે, કે જે આખી આદમ જાત ઉપર સત્તા ભોગવશે. એ એજ જ્ઞાન છે કે જે મનુષ્ય જાત ઉપર સત્તા ભોગવે છે. એ એજ જ્ઞાન છે કે જે કર્મમાં રૂપાન્તર પામે છે. લોકોને બધું તૈયાર થએલું જોઇએ છે, પણ તે તૈયાર થએલું લાંબો વખત ટકતું નથી. 'રામ' તમને એવું જ્ઞાન આપે છે કે જે તમને કર્મની અનંત શક્તિમાં ફેરવી નાખશે. એને લોકપ્રિય કરવું એ મુશ્કેલ છે, તોપણ આ કઠિન અને અઘરા વિષયને જેમ બને તેમ સરળ કરવા અમે બનતો પ્રયાસ કરીશું.

દુનિયામાં તમને જે નાનામાં નાની વસ્તુ જણાય તેનાથી આપણે પ્રથમ શરૂઆત કરીશું. એક ખસખસનો દાણો અથવા રાઈનો દાણો અથવા તમારી મરજીમાં આવે તેવું કોઇ પણ બીજ લ્યો. આ બીજ ઘણુંજ નાનું છે. એને હથેળીમાં મૂકી મ્હોં આગળ ધરો. આ બીજ એ શું છે? તેને આપણે જરા તપાસીએ.

જમીનમાં આ બીજને વાવો. ઘણાજ થોડા વખતમાં તેમાંથી સુંદર પાનવાળો એક છોડ થશે, અને અમુક સમયે તે એક મૂળ બીજ તે આપણને પાછાં હજારો બીજાં બીજ આપશે. આ આપણને મળેલાં હજારો બિયાં પાછાં વાવી દો અને તેમાંથી આપણને તેજ જાતનાં પાછાં લાખો બિયાં મળશે. વળી તમે પાછાં લાખોએ વાવી દો અને તેમાંથી પાછાં કરોડો બિયાં મળશે. આ શો ચમત્કાર? તે મૂળ બીજ કે જેનાથી આપણે શરૂઆત કરી હતી તે હવે ક્યાં છે? તે તો આ જમીનમાં નાશ થઇ ગયું છે. તે હવે હતું નહોતું થઈ ગયું છે. પણ તે બીજમાંથી તેજ જાતનાં લાખો અને કરોડો બીજ હવે આપણે પ્રાપ્ત કર્યાં છે. આ મૂળ બીજ કે જેનાથી આપણે આરંભ કર્યો છે, તેની અંદર કેવું અપરિમિત સામર્થ્ય, કેવી અપરિમિત અનુદ્‌ભૂત (ઉત્પન્ન નહિ થએલી) શક્તિ ગૂઢપણે તિરોભાવ પામીને રહેલી હતી!

હવે પાછો એક પ્રશ્ન ઉઠે છે કે "આ ખસખસનું અથવા રાઈનું બીજ છે, એમ કહેવામાં તમારો શો આશય છે? માત્ર બીજનો આકાર, કદ, વજન અને ગંધજ કહેવાનો આપનો ભાવ છે, પરંતુ "તેના જેવી બીજી અનેક આકૃતિઓની ઉત્પત્તિનું સ્થાન" એવો પણ બીજો અને ખરો અર્થ તેનો ખરો કે નહિ? વજનમાં, રંગમાં, વાસમાં, અને સ્વાદમાં એ મૂળ બીજના જેવુંજ આપણે એક બીજું કૃત્રિમ બીજ બનાવીએ. પણ તે

---

૧ 'રામ' આ વખતે તદ્દન શાંત થઇ ગયા હતા; અને એવા વિચારમાં ગરકાવ થઇ ગયા હતા કે આખી દુનિયા જરૂર એક વખત આધ્યાત્મિક જીવનના ઝરામાંથી તૃપ્તિપર્યંત પાન કરશે અને અંતિમ લક્ષ્ય કે જે 'રામ' દર્શાવી રહ્યા હતા તેજ માનવ જાતિનું નિર્માણ-સ્થાન બનશે.

કદિ મૂળ બીજ જેવું નહિજ નીવડે. તે તો એક રમત જેવુંજ થશે, તે તો એક બાળકના રમકડા સમાનજ બનશે. આવી રીતે આપણે જોઇએ છીએ કે બીજ એ શબ્દમાં આંતર અને બાહ્ય એમ બે અર્થ રહેલા છે. આકૃતિ, કદ, વજન અને તેના જે જે ગુણો આપણે આપણી જ્ઞાનેંદ્રિયોથી જાણી શકીએ, એ તો બીજ શબ્દનો બાહ્ય અર્થજ છે; અને અપરિમિત અને અનંત સામર્થ્ય, અપરિમિત અને અનંત છુપી શક્તિ એ બીજની આકૃતિમાં ગૂઢપણે રહેલ હોવાથી એ બીજ શબ્દનો આંતર અર્થ અનંત અને અદ્દ્ભુત વસ્તુ એવો છે. એજ રીતે આપણે હરેક પરિમિત પદાર્થમાં અપરિમિતપણું જોઇ શકીએ છીએ. હરેક હદવાળી આકૃતિમાં અનહદ સામર્થ્ય અને અનહદ અનુદ્દ્ભૂત શક્તિ, અનહદ ઉત્પાદક શક્તિ રહેલી આપણે જોઈ શકીએ છીએ; અને એ આંતર અનંતતા, તેજ એ બીજ શબ્દનો ખરો અર્થ છે, તેની બાહ્ય આકૃતિ એ કાંઇ તેનો ખરો અર્થ નથી. જો એજ ખરો અર્થ હોય તો પછી તેના બાહ્ય આકારના નાશની સાથેજ આ અપરિમિત અનુદ્દ્ભૂત શક્તિ, આ અનેક ઉત્પાદક શક્તિ પણ નાશ પામવી જોઇએ; પણ તેમ બને છે ? આ બીજનું બાહ્ય સ્વરૂપ જમીનમાં સડીને નાશ પામે છે, પણ શું તે બીજમાં રહેલી અપરિમિતતા અને અનંતતા પણ નાશ પામે છે? ના, ના, એ તો જરીએ નાશ પામતી નથી. એ અપરિમિતતાનો નાશજ કેવી રીતે હોઇ શકે! એ અનંતતાનો વિનાશજ કેવી રીતે થઈ શકે? એનો નાશ તો કદિએ થતોજ નથી. પ્રથમ બીજમાંથી ઉતરોત્તર હજારમી વખત ઉત્પન્ન થએલું એક બીજ આપણે લ્યો. ધારો કે એ બીજને આપણે લીધું. એ બીજને પાછું વાવો, એ બીજને પાછું જમીનમાં પ્રેરો અને પછી તમે જોશો કે એ પ્રથમ બીજના જેવીજ આ બીજમાં પણ વિકાસની અપરિમિત અને અનંત શક્તિ રહેલી છે! આ લાખમી વખત ઉત્પન્ન થએલા બીજની અંદર પણ મૂળ બીજના જેવીજ અપરિમિત અનુદ્દ્ભૂત ઉત્પાદક શક્તિ રહેલી છે!

આ પ્રમાણે બીજની અંદર રહેલી અપરિમિતતા, અનંતતા એજ એ 'બીજ' શબ્દનો ખરો અર્થ છે એ હવે આપણે જાણ્યું છે. આ અપરિમિતતા અને અનંતતા જેવી મૂળ બીજમાં પ્રથમ આપણે જોઈ હતી, તેવી ને તેવીજ તે મૂળ બીજમાંથી હજારમી વખત ઉત્પન્ન થએલા બીજમાં પણ કાયમ રહેલી આપણે જોઇએ છીએ; અને કરોડમી વખત ઉત્પન્ન થએલા બીજમાં પણ તે તેવી ને તેવીજ કાયમ રહેશે. એ ઉપરથી હવે આપણે સમજી શકીએ છીએ કે બીજની અંદર રહેલું અપરિમિત સામર્થ્ય અને અપરિમિત ઉત્પાદનયોગ્યતા એ અવિકારી છે, એ અવિનાશી છે, તે કદિએ નાશ પામતું નથી. બીજનું બાહ્ય સ્વરૂપ નાશ પામશે પણ તેનું આંતર સ્વરૂપ કદિએ નાશ પામતું નથી.

આ પ્રમાણે બીજનો આત્મા કે જેને હું બીજની અંદર રહેલી ખરી અપરિમિતતા-અનંતતા કહું છું, તે કદિએ નાશ પામતો નથી; તે કદિએ વિકાર પામતો નથી. તે કાલે, આજે અને હમ્મેશાં તેનો તેજ રહે છે.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે 'બીજ' એ વસ્તુનો ખરો અર્થ કે જેને હું બીજનું ચૈતન્ય અથવા આત્મા કહું છું, તે કદિએ ક્ષીણ થતો નથી, કે વૃદ્ધિ પામતો નથી. સારાંશમાં બીજનું ખરૂં સ્વરૂપ કાલે, આજે અને સર્વદા તેનું તેજ છે. તે અપરિમિત છે; તે અનંત છે; બીજની આકૃતિના નાશની સાથે-બીજના રૂપના નાશની સાથે તે અનંતતાનો નાશ થતો નથી. તે અવિનાશી છે; તે અવિકારી છે; તેની અંદર વૃદ્ધિ કે ક્ષય કંઇ પણ થતું નથી.

(કંઇ પણ પુનરૂક્તિ થતી હોય તો 'રામ'ને તેને માટે ક્ષમા કરશો. કારણ કે 'રામ' જાણે છે કે પુનરૂક્તિ એ કેટલીક વખતે જરૂરની છે.)

કેટલી વખત પ્રોટોઝા (Protoza) કહેવાતા પ્રોટોપ્લેઝમ (Protoplasam) ના આદ્ય ઉત્પન્ન સૂક્ષ્મ જીવ કે જેને તમે સૂક્ષ્મ જંતુઓ કહી શકશો તે કેવી રીતે વિકાસ પામે છે તે તમે જાણો છો? ભૌતિક શાસ્ત્રીઓના કહેવા પ્રમાણે તે સૂક્ષ્મ જંતુઓ દ્વિધાકરણથી-તેના બબ્બે કડકા થવાથી વિકાસ પામે છે. આ દ્વિધાકરણ સ્વાભાવિક રીતેજ થાય છે. એવા એક સૂક્ષ્મજંતુના તીક્ષ્ણ શસ્ત્રવડે બરાબર બે સરખા ભાગ કરો, પછી તેનું શું થશે? કહેશો કે આવું કરવું એ ક્રૂરતા છે. કોઈ પણ માણસનું દ્વિધાકરણ કરીએ-તેના શરીરમાં કટારી મારીને જો તેના બે ભાગ કરીએ તો તે માણસ મરી જવાનો. આવીજ રીતે તે સૂક્ષ્મ જંતુના બે ભાગ કરીએ તો તે પણ જરૂર નાશ પામવાનો! પણ ખરૂં જોતાં તે તેમ નથી. તે સૂક્ષ્મ જંતુના બે ભાગ કરતાંજ તે તો ઉલટો એકનો બે બને છે. આ એક પરમ આશ્ચર્ય છે! તેના બે ભાગ કરો એટલે તે એકમાંથી બે થવાના; અને તે પણ પ્રથમના જેટલાજ મોટા! વળી આ બન્નેને લઈને તેના બે બે વિભાગ કરો. વળી તે પ્રત્યેકના બે બે વિભાગ કરો. આવી રીતે કરતાં તમે જોશો કે તેનો નાશ થવાને બદલે બળમાં અને વેગમાં મૂળ જંતુના જેવાજ તમારી પાસે અસંખ્ય જંતુઓ થશે. આવી રીતે તમારી મરજીમાં આવે તેટલા ગણા તે સૂક્ષ્મ જંતુઓને તમે ઉત્પન્ન કરી શકશો. તમે તેની જેટલી સંખ્યા વધારવા ધારશો તેટલી વધારી શકશો. આ કેવું આશ્ચર્ય! કેવું આશ્ચર્ય!

આ તમારી આગળ જે જંતુ પડેલો છે તેનો આકાર અને શરીર તમે જુઓ છો. સૂક્ષ્મ-જીવ એ શબ્દનો હું બાહ્ય અર્થમાં ઉપયોગ કરૂં છું. તે જંતુનો આકાર, તેનું શરીર, તેનું કદ, તેનું વજન, તેનો રંગ, વગેરે તેના શરીરનું બંધારણ એજ તેનો બાહ્ય અર્થ છે. એ જંતુનું બાહ્ય સ્વરૂપ આ છે. સૂક્ષ્મ જીવનું સત્ય સ્વરૂપ તે તેની આંતર શક્તિ છે. આંતર તેજ, આંતર ચેતના એજ સૂક્ષ્મ જીવનો ખરો અર્થ છે. બાહ્ય સૂક્ષ્મ જીવને મારી નાખો, તેના શરીરનો નાશ કરી નાખો; પણ તેથી કંઇ સત્ય જીવન-આત્મા અથવા તમે જો તેને ચૈતન્ય કહેતા હો તો તે ચૈતન્યનો નાશ થનાર નથી. તે તો જેમનું તેમ સદાકાળ એક રૂપેજ રહે છે. શરીરોને બદલ્યા કરો, શરીરોનો નાશ કર્યા કરો, પણ શરીરના નાશથી તે સત્ય ચૈતન્યનો કદિ પણ નાશ થતો નથી. શરીરનો નાશ થવાથી તો માત્ર આકારનોજ નાશ થાય છે.

બંધુઓ! એ અમરતા એજ તમારૂં સત્ય-દિવ્ય સ્વરૂપ છે. એ બાહ્ય જીવને લાખો અને કરોડો ગણા કરી શકાયા, પણ તેના શરીરની અંદર ગૂઢપણે રહેલું એ સત્ય ચૈતન્ય તો તેમનું તેમ અને ત્યાંનું ત્યાંજ છે! પરિમિતમાં અપરિમિત તે એજ છે! વિનાશીમાંનું અવિનાશી તત્ત્વ તે એજ!

હવે એ પ્રશ્ન ઉદ્ભવે છે કે જ્યારે શરીરો અનેક થતાં જાય છે, ત્યારે શું તેની જોડે તેની અંદર રહેલી અનંત શક્તિ પણ અનેક થતી જાય છે? શું તેની સંખ્યા પણ વધતી જાય છે? ના, એ શક્તિ કે તેની સંખ્યા વધતીએ નથી અને ઘટતીએ નથી. આ દૃશ્ય શરીરની અંદર રહેલી તે સત્ય અનંત વસ્તુ તો કોઈ રીતે વિકારજ પામતી નથી! તે કોઇ રીતે વધતી પણ નથી અને ક્ષીણ પણ થતી નથી. તે તો સદા જેવી ને તેવીજ એકરસ-એક સ્વરૂપેજ રહે છે.

એક દૃષ્ટાંત આપી વેદાંતની દૃષ્ટિએ આનો ખુલાસો કરીએ.

એક નાનું બાળક હતું, જેને પહેલાં કદિ દર્પણ દેખાડવામાં આવ્યું નહોતું. તમે જાણો છો કે પૂર્વ હિંદુસ્તાનમાં નાના બાળકને કદિ દર્પણ દેખાડવામાં આવતું નથી. એક દિવસે તે નાનું બાળક ઘુંટણીએ ચાલી પોતાના વ્હાલા પિતાના દિવાનખાનામાં ગયું. તે દિવાનખાનામાં ભીંતે ટેકવીને ભોંય ઉપર મુકેલું એક દર્પણ હતું. તે બાળક તે દર્પણ પાસે જઇ પહોંચ્યું, અને જુઓ હવે મજાહ ! તે દર્પણમાં એક બાળક ! એક નાના સરખા બાળકનો દેખાવ તેની નજરે પડે છે. તમે જાણો છો કે હમ્મેશાં બાળકો બાળકો તરફ વધારે ખેંચાય છે. તમારામાંથી કોઇને બાળક હોય તો તેને તેડીને કોઈ વખત તમે તમારા મિત્રને ત્યાં જજો. ત્યાં તમે તમારા મિત્ર સાથે વાતચીત કરવા લાગશો એટલામાં તો તે બાળક તે ઘરનાં બાળકો સાથે ભાઇબંધી કરી લેશે. પેલા બાળકે પોતાના જેવડું એક બાળક તે દર્પણમાં જોયું એટલે તરતજ તે બાળક દર્પણ માંહેલા બાળક તરફ ધસી ગયું. એમ થતાં તરતજ દર્પણ માંહેલું બાળક પણ તે બહારના બાળક તરફ ધસી આવ્યું. તે બાળક તો બહુ રાજી થવા લાગ્યું કે દર્પણ માંહેલું બાળક તે મ્હારૂં ભાઈબંધ છે, અને મ્હારી પેઠેજ તે મને પણ ચહાય છે. તેઓનાં નાક એકબીજાનાં નાક સાથે અડકયાં. તે બાળકે પોતાનું નાક દર્પણને અડકાડયું, એટલે દર્પણ માંહેલા બાળકે પણ પોતાનું નાક ચાટલાને અડકાડયું. આવી રીતે એક બીજાનાં નાક એક બીજા સાથે અડકાડવામાં આવ્યાં, ત્યાર પછી તેઓએ એક બીજાનો હોઠ એક બીજાના હોઠ સાથે અડકાડયો. વળી તે બાળકે પોતાના હાથ ચાટલાં ઉપર મૂક્યા, એટલે દર્પણ માંહેલા બાળકે પણ જાણે હાથથી હાથ મેળવવા જતું હોય તેવી રીતે પોતાનો હાથ બહારના બાળક તરફ લંબાવ્યો; પણ તે બાળકે જેવો પોતાનો હાથ તે દર્પણ ઉપર મૂક્યો, કે તરતજ તે દર્પણ જમીન ઉપર સપાટ પડી ગયું અને તેના બે કકડા થઇ ગયા. હવે પેલા બાળકને તેમાં એકના બદલામાં હવે બે બાળકો જણાયાં. તેની માતા કે જે જોડેના ખંડમાં કામ કરતી હતી, તેણી આ ચાટલું ભાગ્યાનો અવાજ સાંભળીને પોતાના પતિના ખંડમાં દોડી આવી, અને ત્યાં જોયું કે પોતાનો પતિ ત્યાં નથી અને બાળકે ત્યાં દિવાનખાનામાં પડેલી વસ્તુઓની ભાંગફોડ કરવા માંડી છે. ચાટલું ભાંગી નાંખેલું જોઇને જાણે હમણાં ટીપી નાંખશે એવી રીતે ધમકાવતી તેણી તેની પાસે આવી, પણ તમે જાણો છો કે માતાની ધમકી, માતાનો ગુસ્સો અને માતા જે ભવાં ચડાવે છે તે સર્વ અમથુંજ હોય છે, એમ બાળક પોતાના અનુભવથી જાણે છે; જેથી ત્હેં આ શું કર્યું ? તું આ શું કરે છે ? વગેરે માતાના ધમકીના શબ્દોથી આ બાળક બીન્યું નહિ. બાળકને આ શબ્દો ધમકીના નહિ લાગ્યા, પણ તેને તો તે ઉલટા સવળા લાગ્યા. તેણે જવાબ આપ્યો:–" મા ! જો, જો, આ મ્હેં બે બનાવ્યાં, આ મ્હેં બે કર્યાં." આ પ્રમાણે આ બાળકે એક બાળકમાંથી બે બાળક કર્યાં. મોટી ઉમ્મરનું થતાં પહેલાજ આ બાળક તો બે બાળકનો પિતા થયું ! તેનું કહેવું સાંભળી માતા હસી પડી અને બાળકને ઉચકીને પોતાના ખંડમાં લઇ ગઈ.

તમે પેલા દર્પણના બે કકડા ઉપાડી લ્યો. અને તેને એમને એમ ન રહેવા દેતાં બેના ચાર કકડા કરો એટલે તમને તેમાં ચાર બાળકો જણાશે. એ નાનું બાળક તે દર્પણના ચાર કકડાના આઠ કકડા કરીને આઠ બાળક પણ ઉત્પન્ન કરી શકશે. આવી રીતે મરજીમાં આવે એટલાં બાળકો ઉત્પન્ન કરી શકાય; પણ આપણને એક પ્રશ્ન ઉઠે છે કે, દર્પણના કકડા કરવાથી

તે ખરી વસ્તુમાં, તે ખરા બાળકમાં કંઇ વધઘટ થાય છે ખરી ? તેમાં તો કંઇ પણ વધારો કે ઘટાડો થતોજ નથી. વધારો અને ઘટાડો તે માત્ર પેલા દર્પણના ટુકડાઓમાંજ થાય છે. દર્પણના ટુકડાઓમાં જે તમે વધારો જુઓ છો તે વધારો કાંઇ તે બાળકમાં નથી, તે તો તેમનું તેમજ છે. અપરિમિતમાં કેવી રીતે વધારો થઇ શકે ? અને જો થઇ શકે તો તે અપરિમિતતાનું નામ અનંતતાજ નહિ. એજ પ્રમાણે અનંતતામાં ઘટાડો પણ કેવી રીતે થઈ શકે ? જો થઈ શકે તો તેનું નામ પણ અપરિમિતતા અને અનંતતાજ નહિ.

આ પ્રમાણે સૂક્ષ્મ જંતુના દ્વિધાકરણના સંબંધમાં પણ વેદાન્તમો ખુલાસો એજ છે કે જ્યારે તમે એક સૂક્ષ્મ જંતુ લઈ તેના બે વિભાગ કરો છો, ત્યારે તેનું શરીર કે જે બરાબર પેલા દર્પણના જેવુંજ છે તેના બે વિભાગ થાય છે ખરા; પરંતુ તે સૂક્ષ્મ જંતુના શરીરના વિભાગ કરવાથી કંઇ તેની આંતર શક્તિ–તેની આંતર સત્ય અનંતતા–તેનો આંતર સત્ય જીવ–તેનું આંતર સત્ય ચૈતન્ય–તેનો અંતરાત્મા દેવ–અથવા તમને યોગ્ય લાગે તે તેને નામ આપો; તેનો કોઈ પણ રીતે વિભાગ થતો નથી. જ્યારે સૂક્ષ્મ જીવનાં શરીરોનો વધારો કરવામાં આવે છે, ત્યારે તે સૂક્ષ્મ જીવમાં રહેલી જે સત્ય શક્તિ–જે સત્ય દિવ્યતા તેમાં કોઇ પણ જાતની વૃદ્ધિ થતી નથી; તે તો તેમની તેમજ રહે છે. તે શક્તિ પેલા ખરા બાળકના સમાન છે, અને તે સૂક્ષ્મ જીવનાં શરીરો તે પેલા દર્પણના કકડા સમાન છે. જ્યારે તે સૂક્ષ્મ જીવનાં શરીરોના ભાગ, તેના પણ ભાગ અને વળી તે ભાગના પણ ભાગ કરવામાં આવે છે, ત્યારે તેની અંદર રહેલી જે અવિકાર્ય અનંત શક્તિ છે, તે આ બધાં હજારો અને લાખો શરીરોમાં એકસરખી રીતે આવિર્ભાવ પામતી ચાલે છે. તે પોતાનું પ્રતિબિંબ અને આભાસ પાડયા કરે છે; છતાં પોતે તો તેને તેજ રહે છે. તે એકજ છે. તે દ્વૈત નથી. તે બહુ નથી. તે **एकमेवाऽद्वितीयं** છે. અહા ! કેવું પરમ આશ્ચર્ય ! અહો ! કેવો આનંદ ! આ શરીરના ભાગ કરો, આ શરીરને છેદી નાખો અને છતાં હું છેદાતો નથી ! હું મરતો નથી ! મ્હારો સત્ય આત્મા, મારૂં સત્ય રૂપ તો મરણ પામતુંજ નથી. આ શરીરને ભલે આમને આમ જીવંત બાળી નાંખો, તમારી મરજીમાં આવે તેમ તેનું કરો, પણ તે આત્માને કોઇ જાતની આંચ આવવાની નથી. તમારી જાતે તમે **અપરિમિત અને અનંત છો તેનો તમે સ્વાનુભવ કરો**, તે તમે જાણો. જે ક્ષણે મનુષ્ય પોતે પોતાનું સત્ય સ્વરૂપ જાણે છે, તેજ ક્ષણે તે નિર્બંધ થાય છે. હરેક ભય–વિઘ્ન–હરેક વ્યાધિ એ સૌથી તે પર થાય છે; માટે તેને જાણો અને તે રૂપ થાઓ.

અહા ! આ કેવું આશ્ચર્યનું આશ્ચર્ય છે કે તે એકજ અનંત શક્તિ આ સર્વે શરીરોમાં, આ બધી દશ્ય વ્યક્તિઓમાં, આ બધી દશ્ય આકૃતિઓમાં પ્રકાશે છે ! અહા ! તે હું છું, તે હું છું. તે અનંત એવો હુંજ મહાન વક્તાઓનાં શરીરોમાં, મહાત્માઓનાં તનુમાં, તેમજ અધમ જંતુઓના દેહમાં આવિર્ભાવ પામું છું ! અહા કેવો આનંદ ! હું અપરિમિત શરીર નહિ પણ અપરિમિત અનંત આત્મા છું. આ સત્યનો અનુભવ કરો અને સ્વતંત્ર બનો. આ કેવળ શબ્દોજ નથી. આ કેવળ કાલ્પનિક વાતોજ નથી, પણ આ સત્યનું પણ સત્ય છે. તે પરમ સત્ય, તે સત્ય શક્તિ કે જે તમે છો તેનો અનુભવ કરો. તમે અનંત છો એનો તમે અનુભવ કરશો કે તત્કાળ તમે હરેક આપત્તિ અને વિઘ્નથી મુક્ત થઈ જશો.

ધારો કે અહીં જગતમાં હજારો દર્પણો છે. એમાંનું એક કાળું છે, એક સફેદ છે, એક રાતું છે, એક પીળું છે, એક લીલું છે, એક બાહ્યગોળ છે, એક અંતર્ગોળ છે,

એક પાસાવાળું છે, એક દર્પણ દૂરદર્શી છે, તો એક સમીપ છે. આવી રીતે ઘણી ઘણી જાતનાં દર્પણો ચારે તરફ છે. એક માણસ તે બધાંના મધ્યભાગમાં ઉભો છે, તેનું દર્પણોમાં પ્રતિબિંબ પડે છે. એક ઠેકાણે એક રાતા દર્પણમાં તે પોતાને રાતો દેખે છે, એક ઠેકાણે પીળો દેખે છે, એક ઠેકાણે કાળો દેખે છે, અંતર્ગોળ દર્પણમાં તો તે બહુજ હસવું આવે એવો પોતાનો બેડોળ આકાર જુએ છે. બાહ્યગોળ દર્પણમાં વળી પેટ પકડીને હસવું પડે એવો પોતાને વિરૂપ થએલો તે જુએ છે. આવી રીતે અનેક પ્રકારના આકાર અને રૂપમાં તે પોતાનેજ રહેલો જુએ છે; તેમ આ બધાં ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં માત્ર એક અભેદ્ય–અવિકાર્ય–અનાદ્યનંત–અચળ અને અદ્વિતીય સત્ય રહેલું છે તેને તમે જાણો અને સ્વતંત્ર બનો. તેને તમે જાણો અને તમામ શોક અને મોહને નિર્મૂળ કરો. તમારૂં સત્ય–દિવ્ય અને અનંત સ્વરૂપ, કે જે આ ભિન્ન ભિન્ન કાચમાં આવિર્ભાવ અને સ્ફુરણ પામે છે, તેનો આ વિરૂપતા અને બેડોળપણા સાથે કોઇ પણ જાતનો સંબંધ નથી. ભિન્નતા તો માત્ર તમારા શરીરમાંજ છે. આ બધાં શરીર અને મન તે જુદી જુદી જાતના કાચ સમાન છે. એક શરીર દૂરદર્શી કાચના જેવું, તો એક શરીર પાસાવાળા કાચના જેવું; એક શરીર સફેત કાચના જેવું, તો એક શરીર અંતર્ગોળ કાચના જેવું અને એક બાહ્યગોળ કાચના જેવું. આવી રીતે જુદાં જુદાં શરીરો તે જુદા જુદા કાચના જેવાં હોઇ શકે; પણ તમે પોતે કાંઈ એ બાહ્ય અસત્ય શરીરો નથી. અજ્ઞાનતાથી તમે તમારી જાતને શરીર કહો છો પરંતુ તેથી કાંઇ તમે તે શરીર બની જતા નથી. તમે તો અનંત શક્તિ છો; તમે અવિકારી–નિત્ય–અચળ અને દિવ્ય છો, તે તમે જાણો, તે તમે અનુભવો અને પછી અખિલ જગતમાં, અખિલ વિશ્વમાં તમે તમારા સ્વરૂપને સર્વત્ર વસી રહેલું જોશો.

હિંદુસ્તાનમાં કાચનાં ઘરો થાય છે, એ કાચનાં ઘરમાં ચારે તરફ ભિંતોમાં અને ઉપર છતોમાં જુદી જુદી જાતના કાચ અને દર્પણોજ ટાંગવામાં આવે છે. ઘરનો માલિક તે ઘરમાં આવે છે, અને ત્યાં ચારે બાજુએ તે પોતાને પ્રતિબિંબિત થએલો જુએ છે.

એક વખત આવાજ કાચના ઘરમાં એક કૂતરો આવી લાગ્યો. તે ગૃહસ્થની જમણી બાજુએ એક કૂતરાનું લશ્કર આવતું હોય એમ તે કૂતરાને લાગ્યું. તમે જાણો છો કે કૂતરાઓ ઘણા ઝેરીલા હોય છે. તેઓ પોતાની નજીકમાં બીજા કોઇ કૂતરાને દેખી ખમી શકતા નથી. તે ઘણાજ ખારીલા હોય છે. જ્યારે આ કૂતરાએ તે ગૃહસ્થની જમણી બાજુ તરફ અનેક કૂતરાઓ આવતા જોયા ત્યારે તે ત્યાંથી ડાબી બાજુ તરફ ફર્યો, પણ તે તરફ પણ ભિંતોમાં હજારો જુદી જુદી જાતના કાચ જડેલા હતા; તેથી તે બાજુમાં પણ જાણે તે ગૃહસ્થને ટુકડે ટુકડા કરી ફાડી ખાવા દોડયું આવતું હોય એવું એક કૂતરાનું લશ્કર તેને જણાયું ! તે ત્રીજી ભિંત તરફ ફર્યો તો ત્યાં પણ તેણે તેજ જાતના કૂતરાઓ જોયા. ચોથી ભિંત તરફ પણ તેણે તેવુંજ જોયું. તેણે ડોક ઉંચી કરીને ઉપર જોયું તો જાણે તે ગૃહસ્થને ટુકડે ટુકડા કરી ફાડી ખાવા આકાશમાંથી હજારો કૂતરાઓ આવતા હોય એમ જણાયું. તે કૂતરો આથી બહુ ભયભીત થઇ ગયો. તેણે ફલંગ મારી એટલે આ બધા કૂતરાઓએ પણ ચારે તરફથી ફલંગ મારી, આ જોઈને તે ભસવા લાગ્યો એટલે ચારે બાજુના કૂતરાઓએ પણ ભસવા માંડયું. પોતાના તરફ બધા કૂતરાઓ મ્હોં ફાડી રહ્યા હોય એમ તેને જણાયું. તેના ભસવાથી ચારે બાજુની ભિંતોમાંથી તેવોજ અવાજ ફરી વળ્યો. હવે તેણે બહુ ભયથી વ્યાકુળ થઈ જઇને કૂદવા માંડયું; ઘડીકમાં આમ અને ઘડીકમાં તેમ તેણે દોડાદોડ કરી મૂકી. અંતે તે બિચારો બહાવરો બની ત્યાંને ત્યાંજ થાકીને મરણ પામ્યો !

આજ પ્રમાણે વેદાંત તમને કહે છે કે આ દુનિયા એ એક મહાન કાચગૃહ છે; અને આ બધાં શરીરો તે જુદી જુદી જાતના કાચો છે. જેવી રીતે પેલા કૂતરાએ ચારે બાજુની ભિંતોમાં પોતાને પ્રતિબિંબિત થએલો જોયો, તેવીજ રીતે તમારો સત્ય આત્મા પણ ચારે તરફ પ્રતિબિંબિત થએલો છે. બરાબર એજ પ્રમાણે એકજ અપરિમિત આત્મા, એકજ અપરિમિત દિવ્ય સ્વરૂપ, એકજ અપરિમિત શક્તિ આ સર્વ ભિન્ન ભિન્ન રૂપોમાં પ્રતિબિંબિત થાય છે. આ એકજ અનંત 'રામ' સર્વે ભૂત પ્રાણીઓમાં પ્રતિબિંબિત થઈ રહ્યો છે. અજ્ઞાન લોકો પેલા કૂતરાની માફક આ દુનિયામાં આવે છે, અને કહે છે કે "પેલો માણસ મારો વિનાશ કરશે, મારા ટુકડા કરી નાખશે, તે મને ઠાર મારી નાખશે." આહા ! ! આ જગતમાં કેટલો બધો ભય અને ઈર્ષ્યા ? અને તે શાથી છે ? એ કૂતરાના જેવી અજ્ઞાનતાથીજ છે. આ દુનિયામાં ઈર્ષ્યા અને ભય તે કૂતરાના જેવી અજ્ઞાનતાને લઈનેજ છે. તમે તમારી સમજણ ફેરવી નાંખો; અને પછી એક મહાન કાચગૃહના માલિકની માફક આ દુનિયામાં આવો. તમે આ દુનિયામાં (Dog) શ્વાનની માફક નહિ પણ (God) પ્રભુની માફક આવો, એટલે તમે કાચગૃહના પ્રભુ બનશો. તમે આ સમસ્ત વિશ્વના માલિક બનશો; તેમજ તમારા હરીફો-મિત્રો અને શત્રુઓને આગળ વધતા જોઇને તમારૂં હૃદય હર્ષથી પ્રફુલ્લિત થશે. કોઇનો પણ વિજય જોઇને તમે આનંદમાં ગરકાવ થશો. આવી રીતે આ દુનિયાને તમે એક સ્વર્ગધામ જેવી જોશો-બનાવી દેશો.

હવે આપણે મનુષ્યવર્ગ તરફ વળીએ. તમે બીજના દૃષ્ટાંતમાં પરિમિત વસ્તુમાં અપરિમિત વસ્તુ જોઈ છે. તે એક વનસ્પતિ વર્ગનું દૃષ્ટાંત હતું. તે પછી તમને સૂક્ષ્મ જીવમાં પરિમિતમાં અપરિમિતપણું દર્શાવવામાં આવ્યું છે, કે જે એક પ્રાણીવર્ગનું દૃષ્ટાંત હતું. વળી તમે કાચના દૃષ્ટાંતમાં પરિમિત વસ્તુમાં અપરિમિતપણું જોયું, તે દૃષ્ટાંત ખનિજ વર્ગમાંથી લેવામાં આવ્યું હતું. હવે આપણે મનુષ્ય વર્ગ તરફ વળીએ.

જેવી રીતે મૂળ બીજ નાશ પામ્યું, અને તેમાંથી હજારો બીજાં બીજો ઉત્પન્ન થયાં તો પણ વસ્તુતઃ જે સત્ય બીજ છે તે તો વધ્યુંએ નહિ અને ઘટયું પણ નહિ. તે તો એક સ્વરૂપે જેવું ને તેવુંજ રહ્યું. વળી જેવી રીતે મૂળ સૂક્ષ્મ જંતુ નાશ પામે છે, અને તેમાંથી હજારો જીવો ઉત્પન્ન થાય છે છતાં પણ સત્યનો જીવ તો તેજ રહે છે; અથવા જેવી રીતે દર્પણ ફુટી જાય છે તો પણ તે સત્ય બાળકના કકડા થતા નથી; તેજ રીતે જ્યારે માણસ મરી જાય છે ત્યારે તે પોતાની પાછળ બે સંતાન અને કેટલીક વખત તો ડઝન ડઝન સંતાન મૂકી જાય છે; કેટલાક કેટલાક અંગ્રેજોને હિંદુસ્તાનમાં રહેનાર ઍંગ્લો ઇન્ડિયનોને કોડી કોડી સંતાન હોય છે અને જ્યારે માબાપ મૃત્યુને પામે છે, ત્યારે ડઝન ડઝન અને કોડી કોડી સંતાન તેમની જગ્યાએ આવે છે. એ પાછા મરી જાય છે ત્યારે પોતાની જગ્યાએ પાછા બીજાં ચાર ગણાં સંતાન મૂકતા જાય છે તેવુંજ આમાં પણ છે જેવી રીતે મૂળ બીજ મરી જાય છે અને તેમાંથી બે, ચાર, આઠ અને તેમાંથી કાળે કરીને હજારો બીજો થાય છે, તેવીજ રીતે સ્ત્રી અને પુરૂષનાં જોડાંઓમાંથી તેજ જાતનાં કુટુંબ; એટલુંજ નહિ પણ હજારો અને લાખો જોડાં વૃદ્ધિ પામે છે.

અહીં આના સંબંધમાં વિસ્તારથી કહેવાનો અવકાશ નથી. આ એક ભાષણમાં તો માત્ર તેની રૂપરેખાજ આપી શકાય.

વેદાંત કહે છે કે જેવી રીત બીજ, સૂક્ષ્મ જીવ અને કાચના સંબંધમાં છે; તેવીજ રીત તમારા સંબંધમાં પણ છે. આદ્ય પુરૂષ અને આદ્ય સ્ત્રીનું જોડું મૃત્યુ પામ્યું; અને

તેમાંથી–ધારો કે બાઇબલનો આદમ અને ઇવ નામનાં જોડાંમાંથી–આ જગતની સકળ માનવસૃષ્ટિ ઉત્પન્ન થઇ.

અહીં ફરીથી તમને વેદાંત કહે છે કે આ દૃશ્ય પ્રપંચનું નાનાપણું એ તમારા ખરા આત્મ સ્વરૂપમાં કંઇ પણ વૃદ્ધિ કે ન્યૂનતા કરી શકતું નથી. તમારી અંદર રહેલું તમારૂં સત્ય સ્વરૂપ તો અપરિમિત અને અનંત છે. બધી માનવજાત એક વખત નાશ પામે તોપણ એકજ જોડું રહેવા પામ્યું તો કરોડોની વસ્તી થઇ જવાની. અપરિમિત અનંત અને અનુદ્ભૂત શક્તિ મનુષ્યનાં પહેલાં જોડાંમાં ગૂઢપણે રહેલી હતી, તેજ હાલ દરેકે દરેક જોડાંમાં જરી પણ વધઘટ થયા વગર જેવી ને તેવીજ રહેલી છે; અને આ અપરિમિતતા, આ અનંતતા તેજ તમે છો. આ અપરિમિત શક્તિ, આ અપરિમિત ઉત્પાદક સામર્થ્ય તે તમેજ છો. વળી આ અનંત શક્તિ તમામ શરીરોમાં એક સરખી જ રહેલી છે. એ સર્વે શરીરોને કાચની માફક અનેક કરી શકાય, પણ તેમાં રહેલું સત્ય–મનુષ્યત્વ સત્ય–અનંતતા તો સદા એકજ રહેવાની. આ શરીર ઉપર ભલે તમને અનુરાગ હોય, તમારી મરજીમાં આવે તેવું ભલે તમે એને ગણો, પરંતુ આ શરીર તે તમે પોતે તો નથીજ. તમે તો તે અનંત શકિત છો, કે જે અનંત શકિત એક અને અભેદ્ય છે. તમે તો આજે, કાલે અને સર્વદા એકજ સ્વરૂપે છો. એક લોકપ્રસિદ્ધ દાખલાથી આને વધારે સ્પષ્ટ કરી શકાશે.

" ભાઈ તમે કોણ છો ? " " હું ફલાણો ફલાણો છું ! " " વારૂ, તમે મનુષ્ય નથી ? " " વાહ ! અલબત, હું મનુષ્યજ છું. " " બહેન તમે કોણ છો ? " " હું ફલાણી છું. " " તમે મનુષ્ય જાત નથી ? " " વાહ કેમ નહિ ! હું મનુષ્ય જાત છું. " આવી રીતે કોઈ પણ માણસને પૂછો તો તે કહેશે કે હું મનુષ્ય છું; પણ કોઇ મંદ બુદ્ધિવાળાને આ પ્રશ્ન પૂછો તો એ કદિ નહિ કહે કે હું મનુષ્ય છું. તે એટલું તો કહેશે કે હું તો ફલાણો અથવા ફલાણી છું; પણ કદાચ તેને સમજાવવામાં આવે કે વાહ ! તમે તો મનુષ્ય જાત છો. તો તે કબૂલ કરશે કે હા, હા, બરાબર હું મનુષ્ય છું.

આપણને તો ફલાણા ભાઇ અને ફલાણી બાઇ, એવુંજ જ્યાં ત્યાં સ્થૂળ નજરે જણાય છે. સત્ય મનુષ્યત્વને કાંઈ સ્થૂળ આંખે આપણે જોઈ શકતા નથી. છતાં એટલું તો આપણે જાણીએ છીએજ કે બધી વસ્તુઓમાં મનુષ્યત્વ એ શ્રેષ્ઠ વસ્તુ છે. બધાંજ શરીરોમાં આ મનુષ્ય વિદ્યમાન છે. તમારી આગળ અમુક ભાઇને લાવો. તેમાંથી મનુષ્યત્વનો ભાગ બાદ કરો. એટલે અવશેષ શું રહે ? કંઇ પણ નહિ. બધુંજ જતું રહ્યું. બધું હતું નહોતું થઇ ગયું. બાઇ ભાઇ-પણું અને એવી બીજી ઉપાધિઓ દૂર કરશો તો તેથી મનુષ્યત્વ જતું રહેનાર નથી. એજ પ્રમાણેના તમારી અંદર અવ્યક્તપણે રહેલી શક્તિ અથવા તમારી અંદર રહેલી અપરિમિતતા, અનંતતા અર્થમાંજ 'રામ' મનુષ્ય એ પદનો ઉપયોગ કરે છે. બર્કલીના શબ્દોથી ભૂલાવો ખાશો નહિ. એકવાર એની તુલના કરો, એનું બરાબર પરિશીલન કરો, પછી તમને જણાશે કે ખરેખર આપણા અંતરમાં કોઇ અપરિચ્છિન્ન, અનંત વસ્તુ રહેલી છે, કે જેને જોઈ શકાય એમ નથી કે સાંભળી શકાય એમ નથી; તેમજ જેનો સ્વાદ લઈ શકાય એમ નથી અને તોપણ તમે જે આ બધું જુઓ છો સર્વનું તેજ મૂળ છે. જે કંઈ આપણે જોઈએ છીએ તે સર્વે જોવાપણાનું તેજ કારણ છે. જે કંઈ આપણે શ્રવણ કરીએ છીએ તે સર્વે શ્રવણનું પણ તેજ મૂળ કારણ છે. જે કંઈ આપણે આસ્વાદન કરીએ છીએ તે સર્વેનું પણ એજ સત્ય

કારણ છે. તે સત્ય છે, તે દિવ્ય છે. જોવું, સાંભળવું, સ્પર્શ કરવો વગેરે ઇંદ્રિયજન્ય જ્ઞાન કરાવનાર એજ એક શક્તિ છે. તે સર્વત્ર છે, તેમ છતાં તે અકથ્ય છે. આવી રીતે આપણે જોઇએ છીએ કે પરિમિત વસ્તુમાં રહેલી અપરિમિતતા અને અનંતતા એ જોઇ શકાય એમ નથી, સાંભળી શકાય એમ નથી, તેનો વિચાર કરી શકાય એમ નથી, તેમજ તેમની કલ્પના પણ થઇ શકે એમ નથી; છતાં જે કાંઇ તમે જુઓ છો, જે કંઇ સાંભળો છો, જે કંઇ તમે સુંઘો છો તે સર્વે તેના વડેજ છે. તે અકથનીય છે. તોપણ જે કંઇ કથન કરવામાં આવે છે તે સર્વેનું તેજ મૂળ છે, તે સર્વેનું તેજ સત્ય સ્વરૂપ છે.

છેવટમાં 'રામ' તમારી કૃપાની યાચના કરે છે. તે કૃપા તે તમારા પોતાની ઉપર જ કરવાની છે કે તમે મનુષ્ય બનો! આ બધાં શરીરો તે ઝાકળના બિંદુ સમાન છે, અને સત્ય મનુષ્ય તો તે સૂર્યના કિરણોની પેઠે તે ઝાકળનાં જલકણોરૂપી મણિગણની અંદર રહેલા સૂત્રસમાન છે. જો તમે કોઈ વખત ક્ષણવાર શાંત બેસી પ્રતીતિ કરશો કે હું વિરાટ્ પુરૂષ છું, અનંત શક્તિ છું, તો તમે તે સર્વ છો એમ તમને જણાશે. વિરાટ પુરૂષ થવું એટલે હું વિરાટ્ છું, હું સર્વ છું, હું અવર્ણ્ય છું, હું આશ્ચર્યવત્ છું એમ અનુભવવું. તમે બધા એક છો એમ માનો એટલે તત્કાળ તમે બધા ઐક્ય-ભાવ પામશો. ભાઈપણાથી અને બાઈ-પણાથી તમે પર થાઓ, એ ઉપાધિથી પર થયા કે તરતજ તમે આ સર્વેની સાથે એકતા પામશો. આ કેવો મહાન વિચાર કે તમે બધા એક થાઓ છો! તમે બધી આલમ, દુનિયા સાથે એકરૂપ બનો છો!

હું જે આત્મા અગોચર તે, સૃજું છું વિશ્વ ગોચર આ;
તપું છું અગ્નિમાં તે જે, પ્રકાશું ભાનુ ને શશિમાં. ૧
ગ્રહો ને તારલાઓ આ, કરૂં ચળકાટ રહી તેમાં;
વહું છું વાયુની સાથે, અને ઉછળું તરંગોમાં. ૨
ધરીને જન્મ બાળકનો, રમું છું માતને ખોળે;
અને બુઝર્ગ થઈ ચાલું, જરી તરી દંડને ટેકે. ૩
અહીં હું ભૃંગ થઈ ગુંજું, અને તહીં સિંહ થઇ ગર્જું;
તરૂં છું મસ્ત થઈ જળમાં, વળી આ વૃક્ષ થઈ ઝુલું. ૪
લીલી હરિઆળી થઇ ઉગું, ઉડું શુક લોહિતાક્ષી થઇ;
ઝબૂકે વીજળી ગર્ભે, ચઢું એવાં હું વાદળ થઇ. ૫
અને આ હું ઋતુ સર્વે, સમુદ્રો હુંજ ઉછળતા:
સ્ફુરે, લય થાય, દેખાએ, ચરાચર વિશ્વ મ્હારામાં. ૬

(ઉપનિષદ્, સર એડ્વિન, આર્નોલ્ડના અંગ્રેજી ભાષાંતર ઉપરથી.)

તમે અપરિમિત છો, તમે તે અનંત શક્તિ છો, અને તે અનંત શક્તિએ આ સર્વે કલ્પિત અને મિથ્યા શરીરો રચ્યાં છે. તમેજ કાચના ગ્રહની માફક આ સમસ્ત વિશ્વને સૃજ્યું છે. આ અનંત બ્રહ્માંડમાં સર્વત્ર વ્યાપી રહેલ અપરિમિત શક્તિરૂપ પરમાત્મા તે તમે પોતેજ છો.

ૐ ૐ ૐ





# १६–मनप्रदेशमां चिद्‌भानुः*



બાનુઓ અને ગૃહસ્થોના સ્વરૂપે વિરાજીત અવિકારી આત્મા

અનિત્યમાં નિત્ય એ આજની રાત્રિના વ્યાખ્યાનનો વિષય છે. આજનો વિષય શરૂ કરવા પહેલાં 'રામ'ને એક પ્રશ્ન વારંવાર પૂછવામાં આવે છે તેના જવાબમાં કેટલુંક બોલવામાં આવશે. તે પ્રશ્ન એ છે કે, જે રંગનું વસ્ત્ર તમે ધારણ કરો છો તે રંગનું વસ્ત્ર ધારણ કરવામાં શો હેતુ સમાયલો છે? બુદ્ધધર્મના સાધુઓ પીળા રંગનાં વસ્ત્રો અને વેદાંતી સાધુઓ સ્વામીઓ અગ્નિના રંગનાં (ગેરૂઆ રંગનાં) વસ્ત્રો શા હેતુથી ધારણ કરે છે?

તમે જાણો છો કે પ્રત્યેક ધર્મમાં જ્ઞાનકાંડ (તત્વજ્ઞાન), કર્મકાંડ અને પુરાણ એવાં ત્રણ સ્વરૂપો હોય છે. કોઈ પણ ધર્મ, તત્વજ્ઞાન સિવાય ટકી શકે નહિ. પંડિત, વિદ્વાન કે બુદ્ધિશાળી જનસમાજના મનનું સમાધાન કરવાને અર્થે તત્વજ્ઞાન એ જરૂરનું છે. મનોભાવ, મનોરાજ્ય રસવૃત્તિના વિશેષ ગુણવાળા જનસમાજને શાંતિ આપે એને અર્થે પુરાણકથા એ આવશ્યક છે. તેમજ સામાન્ય વર્ગના જનસમાજને અર્થે ધર્મમાં કર્મકાંડ એ ઉપયોગી છે.

અમુક રંગનાં વસ્ત્રો ધારણ કરવાં એ વેદાંત ધર્મના કર્મકાંડનો એક વિધિ છે. ક્રિશ્ચિયન ધર્મના લોકો ક્રૉસનું (વધસ્તંભ, સાથીઆના આકારનું એક ચિહ્ન) ચિહ્ન શા માટે ધારણ કરે છે? એ પણ કર્મકાંડનો એક વિધિ છે. ક્રિશ્ચિયન લોકો એમના દેવળના શિખર ઉપર ક્રૉસનું ચિહ્ન શા માટે રાખે છે? તે એ કર્મકાંડનો એક વિધિ છે. રોમન કેથોલિક લોકોમાં (ક્રિશ્ચિયન ધર્મના કેટલાક પંથો માંહેલા એ નામના એક પંથવાળા લોકોમાં) કર્મકાંડનો–ભાગ અતિશય છે. પ્રોટેસ્ટન્ટ ધર્મમાં કર્મકાંડનો ભાગ થોડો છે, છતાં છે તો ખરોજ. તેઓને પણ તેના વગર ચાલી શકે એમ નથી. આવી રીતે આ રંગનાં વસ્ત્રો પણ વેદાંતધર્મના કર્મકાંડનોજ એક વિધિ છે. ક્રિશ્ચિયન લોકો ક્રૉસનો જે અર્થ કરે છે, તેજ અર્થ ગેરૂઆં વસ્ત્રનો હિંદુઓ કરે છે. ક્રૉસનો શો અર્થ છે? તે એક ક્રાઇસ્ટના મરણનું સ્મારક ચિહ્ન છે, તે ક્રાઇસ્ટ પ્રતિ એક પ્રેમસૂચન છે; પરંતુ બાઈબલમાં ન્યુટેસ્ટામેન્ટ નામના વિભાગમાં સેન્ટ પૉલ કે ક્રાઈસ્ટે એમ ફરમાન નથી કર્યું કે તમે ક્રાઇસ્ટનો ક્રૉસ ધારણ કરો. તમે તમારો ક્રૉસ ધારણ કરો, એમજ ફરમાવ્યું છે. ત્યાં આજ શબ્દો છે અને તેનો અર્થ એજ છે કે તમે તમારી દેહાત્મબુદ્ધિને ક્રૉસ ઉપર વધસ્તંભ ઉપર ચડાવો–દેહાત્મબુદ્ધિનો નાશ કરો. તમારી વિષયવાસનાનો નાશ કરો, તમારા અહંકારનો નાશ કરો, આવી રીતે આપણી સ્વાર્થી વૃત્તિઓનો, આપણા ક્ષુદ્ર અહંભાવનો, આપણી તુચ્છ અહંકારપૂર્ણ સ્વાર્થનિષ્ઠાનો નાશ કરવાના ચિહ્ન તરીકે ક્રૉસ હોવો જોઈએ; અને ક્રૉસ ધારણ કરવાનો અર્થ પણ તેજ છે. એનો આ અર્થ કરવો કે બીજો એ તમારી મુનસફી ઉપર આધાર રાખે છે; પરંતુ વેદાંત તો ક્રૉસનો આજ અર્થ કરવાની સદા ભલામણ કરે છે.

---

* સ્વામી રામતીર્થે સાન ફ્રાન્સીસ્કો શહેરમાં ગૉલ્ડન ગેટ હૉલ નામના સ્થળે ઇ. સ. ૧૯૦૩ જાન્યુઆરીની ૧૨મી તારીખે આ ભાષણ આપ્યું હતું.

વળી આજ અર્થથી બૌદ્ધો પીળા રંગનાં વસ્ત્ર ધારણ કરે છે. પીળો રંગ એ હિંદુસ્તાનમાં મૃત અવસ્થાનો રંગ છે. મૃત્યુ પામેલાનો વર્ણ પીળાશ ઉપર હોય છે. પીળાં વસ્ત્ર ધારણ કરવાં, પીળી કફની પહેરવી એનો હેતુ એ છે કે તેણે પોતાની દેહાત્મબુદ્ધિને અને વિષયવાસનાઓને તદ્દન નિર્મૂળ કરી છે, દરેક સ્વાર્થવૃત્તિથી પોતાને અલગ કર્યો છે. આવીજ રીતે જ્યારે રોમન કૅથોલિક ધર્માનુયાયીઓ કોઈ નવા સાધુને ધર્મોધિકારની દીક્ષા આપે છે, ત્યારે તેઓ તેને શબને લઇ જવાની પેટીમાં બેસારી તેના મસ્તક ઉપર જોબમાંથી એક પ્રકરણ વાંચી જાય છે, તેમજ મરી ગએલાના શબ ઉપર જે ભણવામાં આવે છે તે મંત્રો, સ્તોત્રો અને ધર્મવ્યાખ્યાનના ફકરાઓ તેના ઉપર ભણવામાં આવે છે; અને ત્યાર પછી શબને લઇ જવાની પેટીમાં તેને બેસાડવામાં આવે છે. દેહાત્મભાવથી હવે તે મરણ પામ્યો છે, તેની બધી વાસનાઓ નાશ પામી છે, અને તેની બધી મનોવૃત્તિઓ અને ઐહિક સુખની ઇચ્છાઓ ક્ષય પામી ગઈ છે એમ માનવામાં આવે છે. બૌદ્ધ સાધુઓને પીળાં વસ્ત્રો ધારણ કરવાં પડે છે તેનો અર્થ પણ એજ છે કે જેણે એ વસ્ત્ર ધારણ કર્યાં તેને હવે કોઇ પણ જાતની લોકેષણા કે વિષયવાસના રહી નથી. જાણે કે તે આ દુનિઆની દૃષ્ટિથી મૃત થઇ ગયો છે. આવીજ રીતે વેદાન્તી સાધુઓના વસ્ત્રનો કાષાય રંગ પણ અગ્નિનો રંગ છે. આ રંગ (ભાષણ કર્ત્તાએ પોતાનું વસ્ત્ર લઇને આ રંગ બતાવ્યો.) અગ્નિના રંગને બરાબર મળતો આવતો નથી; પણ આ રંગ કે જે અમેરિકામાં મને મળી શકયો છે તે લગભગ અગ્નિના રંગને મળતો રંગ છે. અમારે ત્યાં હિંદુસ્તાનમાં એક એવો રંગ મળે છે કે જે બરાબર અગ્નિના રંગ જેવોજ હોય છે. કોઇ એક હિંદુ સાધુ કોઇ ઠેકાણે બેઠો હોય અને એને જો તમે છેટેથી તેને જોયો હોય તો તે સાધુ છે કે અગ્નિનો ઢગ છે એ તમે બરાબર કહી શકશો નહિ. આ રંગ તે અગ્નિનો રંગ બતાવવાને માટે છે; અને એનો અર્થ એ થાય છે કે તે રંગનું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે, તેણે પોતાના દેહને દગ્ધ કરી નાખ્યો છે. તમે જાણો છો કે હિંદુસ્તાનમાં મૃત થએલાના દેહને દાટતા નથી પણ બાળે છે. આ કાષાય વસ્ત્રો ધારણ કરનારે પોતાના દેહનો ભોગ આપી દીધો છે, સત્યની વેદીમાં તેણે પોતાના દેહને સ્વાહા કરી નાખ્યો છે, એટલુંજ નહિ પણ તેણે પોતાની ઐહિક સર્વ ઇચ્છાઓને અને મનોરથોને ભસ્મસાત કરી દીધા છે. તેણે પોતાની સર્વ આશા અને તૃષ્ણાઓને અગ્નિમાં હોમી છે.

ક્રૉસનો રંગ રાતો હોય છે. ક્રાઇસ્ટના લોહીનો રંગ પણ રાતો છે. ક્રિશ્ચિયન લોકો પણ કંઇક રાતુંજ ઇચ્છે છે. આ વસ્ત્ર પણ રાતુંજ છે, અને લોહી અને અગ્નિ એમ બે અર્થવાળું છે. વળી આનો બીજો પણ અર્થ થાય છે. પીળો રંગ એ શરીરના મરણનો વિચાર, વિષયવાસનાના ક્ષયનો વિચાર દર્શાવે છે; પરંતુ જેઓ પીળી કફની પહેરતા નથી અને અગ્નિ રંગની કફનીઓ ધારણ કરે છે, એનો અર્થ એ છે કે એક દૃષ્ટિએ એનું મરણ અને બીજી દૃષ્ટિએ એનું જીવન છે. તમે જાણો છો કે અગ્નિની અંદર જીવનતત્ત્વ રહેલું છે. અગ્નિ એ જીવનપોષક છે, અગ્નિમાં શક્તિ રહેલી છે, અગ્નિની અંદર બળ રહેલું છે. રાતી કફની એ સૂચવે છે કે સર્વે ક્ષુલ્લક ઇચ્છાઓ-સર્વે ક્ષુદ્ર વિષયવૃત્તિઓ, અને સર્વે ક્ષુદ્ર મનોરથો એ સર્વેને અગ્નિમાં હોમી દીધાં છે, એ સર્વેનો નાશ કર્યો છે; પરંતુ બીજી બાજુએ તે હોમમાંથી અગ્નિ, જીવન, ચૈતન્ય અને શક્તિ આવિર્ભાવ પામ્યાં છે. એ પ્રમાણે કાષાય વસ્ત્રનો એક અર્થ વિષયાસક્તિનું મરણ અને બીજો અર્થ ચૈતન્યનું જીવન છે. તે જળસંસ્કારનો (Baptism) નહિ પણ જ્વલંત અગ્નિસંસ્કારનો-ચૈતન્યસંસ્કારનો ઉપદેશ કરે છે. આપણે બાઇ-

બલમાં પણ વાંચીએ છીએ કે: " He who would save his life must loose it " **"જેમને પોતાની જીંદગીનું સંરક્ષણ કરવાની ઇચ્છા હોય તેમણે પોતાના જીવનનો નાશ કરવોજ જોઇએ"** તમે તમારા ક્ષુદ્ર જીવનનો બાહ્ય નાશ કરો એટલે તમારા વાસ્તવિક જીવનનું સંરક્ષણ થશે, એ નિયમજ છે. હે જગતના માનવીઓ, તમે તમારા જીવનનો કેવો મહાન્ અનર્થ કરો છો ! તમે તમારા ઐહિક જીવનને કારાગૃહના-નરકવાસના જીવનસમાન બનાવો છો. 'રામ'ને તમે ક્ષમા કરશો; કારણ કે આજ સત્ય છે. તમારા હૃદય ઉપર શોક અને ચિંતાનો જબરજસ્ત પર્વત રહેલો છે. હિમાલય પર્વત તો ભવ્યતા અને સર્વ શક્તિનું સ્થાન છે, માટે તેને બદલે શોક અને ચિંતાનો જબરજસ્ત પર્વત એમજ આપણે કહીશું. લોકો પોતાને સદા ઘડીઆળના લોલકની માફક હર્ષ અને શોકની વચમાં ઝુલાવ્યા કરે છે. તેઓ બીજાની કૃપા અને ઇતિરાજી અથવા આશા અને ભયથી સર્વદા પોતાને ગ્રસ્ત ગણે છે. પોતેજ પોતાની કલ્પનાથી પોતાની આસપાસ કારાગૃહ અને નરકવાસ બનાવે છે.

વેદાંત તમને દીનતા અને અજ્ઞાનતામાંથી મુક્ત થવાની આજ્ઞા કરે છે. તે તમને ફરમાવે છે કે અજ્ઞાનતા, નીચ અહંત્વ, ક્ષુદ્ર સ્વાર્થભાવ, કે જે તમારા દિવ્ય જીવનને નરક સમાન બનાવે છે, તે સર્વને જ્ઞાનાગ્નિમાં બાળી ભસ્મ કરો. હિંદુઓ જ્ઞાનને અગ્નિ સમાન ગણે છે. એ જ્ઞાનાગ્નિમાં આ સર્વે મળ દોષાદિ ઇન્ધનોને હોમી-બાળી ભસ્મ કરી નાંખો; અને દિવ્ય, જ્વલંત અગ્નિસમાન થઇને નીકળો, એ કાષાય રંગનાં વસ્ત્રોનો અર્થ છે.

કોઇ એક બીજા ગૃહસ્થે એક વખતે મને પૂછયું હતું કે; " આ રંગનાં વસ્ત્રો ધારણ કરી તમે અમારૂં ધ્યાન કેમ ખેંચો છો ? 'રામે' જવાબ આપ્યો કે "વારૂ, ભાઈ મહેરબાની કરીને એટલું મને કહેશો કે આ રંગનાં વસ્ત્રોમાં કયો દોષ છે ?" તે ગૃહસ્થે કહ્યું કે " મને તો એમાં કંઈ દોષ જણાતો નથી, પણ બીજાઓને તે જણાય છે." બીજાની અજ્ઞાનતાના કંઇ તમે જવાબદાર નથી. તમે તમારી બુદ્ધિ અને મગજને તપાસો. આ વસ્ત્રોમાં તમને કંઇ દોષ જણાતો હોય તો તમે જાતે શોધી કાઢો. બીજાના દોષને અર્થે તમે જવાબદાર નથી.

સર્વથી મહાન્ સાધુ, ભારત વર્ષનો સર્વથી મહાન્ યોગી, સમસ્ત જગતનો મહાન્ સ્વામી તે આ ઉદય પામતો સૂર્ય છે. આ ઉદય પામતો સૂર્ય વેદાંતી સ્વામીનાં કાષાય વસ્ત્ર ધારણ કરી પ્રત્યેક દિવસ તમારી પાસે આવે છે. આ સૂર્ય તે આજની રાત્રિના વિષયમાં અનિત્ય શરીરોમાં રહેલા નિત્ય આત્માના દ્રષ્ટાંત તરીકે તમને કામ લાગશે. સત્ય સ્વરૂપ આત્મા કે જે અવિકારી, નિત્ય તેમજ જે આજે, કાલે અને સર્વદા એકજ રૂપે છે; તેની સંજ્ઞા તરીકે આ સૂર્યને આપણે લઇશું. મનુષ્યને જે વિકારી શરીરો છે તેની જગ્યાએ દ્રષ્ટાંતમાં વિકારી અને અનિત્ય પદાર્થોને આપણે લઇશું. મનુષ્યની અંદર વિકારી પદાર્થો રહેલા છે, તેમ તેની અંદર અવિકારી, નિત્ય સત્ય સનાતન આત્મા પણ રહેલો છે. સૂર્ય એ અવિકારી સત્ય આત્મા છે, તેમજ અનિત્ય પદાર્થો એ શરીરો છે. આ શરીરો ત્રણ પ્રકારનાં છે કે જેને સંસ્કૃતમાં સ્થૂળ શરીર, કારણ શરીર અને સૂક્ષ્મ શરીર કહેવામાં આવે છે.

આ ત્રણ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીર અનિત્ય અને વિકારી છે. આ શરીરો તે આત્મા નહિ પણ અનિત્ય વસ્તુ છે. એ તો ક્ષણિક અને અનિત્ય છે. એ ક્ષણિક અને અનિત્ય શરીરો તે તમે નથી. તમે તો અવિકારી અને અવિનાશી આત્મા છો. આ બાબત તમને આગળ સ્પષ્ટ કરી બતાવવામાં આવશે. આત્માનો તમને સ્પષ્ટ ખ્યાલ આવે એટલા માટે આપણે એક

દ્રષ્ટાંત લઈશું, કે જેના તરફ તમે મહેરબાની કરીને બરાબર લક્ષ્ય આપશો. આજરાત્રિએ કાંઈ મોટી દલીલો કે તર્ક ચલાવવામાં આવશે નહિ. માત્ર મનુષ્યના સ્વરૂપ સંબંધી હિંદુ લોકોનો જે સિદ્ધાંત છે, તેજ સ્પષ્ટ કરી બતાવવામાં આવશે. વખત મળશે તો એમાં તાત્વિક રીતે પ્રવેશી તેની દરેક બાજુએથી તુલના કરીશું. તમે જાણો છો કે તર્ક અને દલીલ કરતાં પહેલાં મૂળ સિદ્ધાંત શું છે તે આપણે સમજવો જોઇએ, તેથી આજ રાત્રિએ મૂળ સિદ્ધાંતના અર્થનું સ્પષ્ટીકરણ કરવું યોગ્ય ગણ્યું છે. એક વાત તમારે ધ્યાનમાં લેવાની છે કે આ સિદ્ધાંતને સ્પષ્ટ કરવામાં અને સમજાવવામાં સ્વતઃ પ્રમાણજ લેવામાં આવશે. કવી પોપ કહે છે કે " દૈવી સંપત્તિ એ એક એવી ખુબસુરત લાવણ્યમયી સ્વર્ગીય દેવી છે કે જેની પ્રીતિ મેળવવાને અર્થે આપણે માત્ર તેણીને બરાબર નિરખવીજ જોઇએ; " તેવી રીતે સત્ય એક એવી ખુબસુરત અને લાવણ્યમય મૂર્ત્તિ છે કે જે તમારા હ્રદયમંદિરમાં પ્રવેશ કરે તેને અર્થે તેને નિર્મળ દ્દષ્ટિથી નિહાળવાની જરૂર છે. સૂર્યને પોતાના અસ્તિત્વને અર્થે બીજા કોઈ પણ પ્રમાણની જરૂર નથી. કોઈપણ વસ્તુને જોવા માટે બહારના પ્રકાશની જરૂર પડે છે પણ પ્રકાશને પોતાને જોવા માટે બીજા પ્રકાશની જરૂર પડતી નથી. આવી રીતે આજ રાત્રે કોઈપણ જાતની દલીલ કે તર્ક સિવાય તમારી આગળ માત્ર સિદ્ધાંતજ ચર્ચવામાં આવશે.

હવે આપણે દ્રષ્ટાંત લઇએ.

કૃપા કરીને તમે સર્વ 'રામ'ની સાથે સાથે હિમાલય પર્વતના બરફના મેદાનમાં ચાલશો. ત્યાં રત્નના પર્વતો, સફેત બરફનાં મેદાનો, સાફ ધોળો સફેત મહાસાગર વગેરે આંખને આંજી નાંખે એવા ઝગઝગાટ કરતા દેખાવો આપણી નજરે પડે છે. જ્યાં ત્યાં તેજ, તેજ અને તેજ; સૃષ્ટિસૌન્દર્ય, ભવ્યતા અને પ્રભુભાવ પ્રસરી રહેલો જણાય છે. ત્યાં આપણને વનસ્પતિ, પ્રાણી કે મનુષ્ય, એમાંથી કશુંએ જણાતું નથી. ત્યાં બરફનાં મેદાનોમાં પ્રાણનું ઉત્પત્તિસ્થાન માત્ર સૂર્યજ દીઠામાં આવે છે. તે દિવ્ય ભૂમિમાં સૂર્યનું દેદીપ્યમાન બિંબ પ્રકાશી રહ્યું છે. અહા! કેવો ભવ્ય દેખાવ! કેટલીક વખત વાદળામાંથી નીકળતો સૂર્યનો પ્રકાશ પાછો સૂર્યબિંબ ઉપર પ્રતિબિંબિત થાય છે, અને એ સર્વ સૃષ્ટિસૌંદર્યને અગ્નિના જેવા ઝગઝગતા રાતાચોળ જેવા રંગમાં ભભુકાવે છે. એ આખો રમ્ય પ્રદેશ સન્યાસી કફની ધારણ કરી લે છે, એ આખા રમ્ય પ્રદેશને ભારતવર્ષના સાધુના રૂપમાં ફેરવી નાંખે છે. થોડા વખત પછી ત્યાં બધું પીળું બની જાય છે, અને રમ્ય પ્રદેશમાં માત્ર એકજ વસ્તુ સૂર્યજ જણાય છે.

હવે તમે જોઈ શકશો કે આ બરફનાં મેદાનોની અંદરજ ભારતવર્ષની મોટામાં મોટી નદીઓ અંતર્ભાવ પામીને રહેલી છે. ભારત વર્ષની બધી મોટી નદીઓ આ બરફનાં મેદાનોમાંથીજ નીકળીને વહેવા માંડે છે. આ હિમપ્રદેશમાંજ એ નદીઓનાં મૂળ અથવા કારણ શરીર રહેલાં છે. હવે તમે એ નદીઓના જીવનની બીજી અવસ્થા–બીજા શરીર તરફ મહેરબાની કરીને ચાલો.

અહીં આપણને જુદી જુદી જાતના દેખાવો તથા પ્રદેશો નજરે પડે છે. હજી આપણે બરફથી ઢંકાયલાં શિખરો ઉપર ગયા નથી; પરંતુ બહુ નીચાણના પ્રદેશમાં છીએ. અહીં યોજનના યોજન સુધી ચારે તરફ આપણે સુશોભિત ગુલાબનાં વનનાં વન જોઇએ છીએ. ગુલાબનાં પુષ્પોના મૃદુ અને મધુર પરિમલથી ચારે તરફનું સર્વ વાતાવરણ મસમસાટ અને સુગંધમય થઈ ગયું છે. આખું વર્ષ આશુક માશુકના રમ્ય સમયને ( Valentines ) સૂચવતા સુંદર,

મનોહર, મધુર, બુલબુલ તેમજ એવાં બીજાં પક્ષીઓનો કલરવ આપણા કાને પડે છે. પોતાના મધુર કંઠથી દશે દિશાને પૂરનાર એ દિવ્ય ગવૈયાઓ અહીં આપણા દીહામાં આવે છે. વળી ભવ્ય, સુંદર અને મનોહર વૃક્ષોની ઘટામાં સૌથી વિશેષ હૃદયંગમ ગંગા નદી અને બીજાં કેટલાંક ઝરણાંઓ આપણે જોઇએ છીએ. આ ગંગા નદી અને ઝરણાંઓ પર્વતોમાં વાંકાચૂંકા માર્ગે થઇને પોતાની સર્પાકારગતિથી રમણ કરતાં અને નૃત્ય કરતાં વહે છે. અહા ! કેવાં સુંદર ઝરણાંઓ અને સુંદર વહેળાઓ અહીં આપણે જોઇએ છીએ ! આ ઝરણાંઓમાં તટે આવેલા વૃક્ષોનાં પ્રતિબિંબ પડયાં છે. વળી બહુજ મનોહર અને મનોરંજક રીતે, ઘડીમાં આ રસ્તે તો ઘડીમાં તે રસ્તે, તો ઘડી પછી મોટો ચક્રાવો ને ચક્રાવો ખાતાં, વળી પાછાં ત્યાંથી એ ફરી આ રસ્તે અને તે રસ્તે વળતાં, તેમજ આખે રસ્તે ગાન કરતાં, આ સર્વે વહેળાઓ, નદીઓ અને ઝરણો ત્યાં વહ્યાં કરે છે.

આ શું ? આ નદીના જીવનની બીજી અવસ્થા. અહીં નદી પોતાના સૂક્ષ્મ શરીરની અવસ્થામાં છે. ઝરણાંનો અને વહેળાનો આકાર તે નદીનું સૂક્ષ્મ શરીર છે; તે કારણ સૂર્યના તાપ અને પ્રકાશને લઇ એ નદીના કારણ શરીરમાંથીજ નદીનું સૂક્ષ્મ શરીર નીકળ્યું છે. આ સૂક્ષ્મ શરીર બહુજ ચંચળ, તરલિત, વક્ર સર્પાકારગતિમાં છે. તે હવે અતિ વેગમાં ઉછાળા મારી એક સરોવરમાં પ્રવેશી ત્યાં લય પામી જાય છે.

હવે કંઇક જરા સપાટ પ્રદેશમાં આપણે ઉતરીએ. આ સપાટ પ્રદેશમાં આપણને કંઇ જુદાજ પ્રકારનો દેખાવ નજરે પડે છે. જે નદી અને પાણીનાં ઝરણાં બરફથી ઢંકાયલાં મેદાનોમાં કારણ શરીરરૂપે હતાં, અને જે નદી અને પ્રાણીનાં ઝરણાંએ આગળ જતાં પર્વતના નીચાણમાં સૂક્ષ્મ શરીરરૂપે ઘણીજ ચપળ અને તરંગી આકૃતિ ધારણ કરી હતી, તેજ પાણીનાં ઝરણાં અને તેજ નદીએ અહીં મેદાનમાં મલિન પ્રવાહનું સ્વરૂપ ધારણ કર્યું છે, તેની તેજ ગંગા જબરજસ્ત પ્રવાહ રૂપે અહીં વહી રહી છે; પણ તેમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. તેણે નવાંજ વસ્ત્ર અને નવોજ રંગ ધારણ કર્યો છે. હવે તેની અંદર તેનું મૂળ પારદર્શકપણું કે તેની મૂળ નિર્મળતા રહી નથી. તે હવે મલિન થઇ છે અને ડખોળાઇ ગઇ છે. તેનો રંગ પણ વિકૃત થઈ ગયો છે. તેનું પાણી ડોહળાઇ જવા સાથે તેની સાથે તેના વેગમાં પણ ફેરફાર થઇ ગયો છે. તેનું હવે વહન થઇ ગયું છે, પણ તેની સાથે બીજી બાજુએ તે હવે ઘણી ઉપયોગી થઇ છે. આ મહાન નદીમાં હોડીઓ અને નૌકાઓ ચાલી રહી છે ને તે દ્વારા માલ લાવવા મોકલવામાં આવે છે. આ ગંભીર નદીમાં હજારો લોકો સ્નાન કરવાને પ્રવેશ કરે છે. વળી ચારે તરફના પ્રદેશને પાણી પાઈ રસાળ કરવા માટે તેનો કાંસ અને નહેરોમાં પણ ઉપયોગ થઇ રહ્યો છે.

આ, નદીના જીવનની ત્રીજી અવસ્થા તેનું સ્થૂળ શરીર છે. નદીના જીવનની અને ઉપલાં સઘળાં શરીરોની પ્રેરક શક્તિ સૂર્યજ છે. આ દૃષ્ટાંત મનુષ્યજીવનને લાગુ પાડીએ.

તમારાં ત્રણ શરીરો કયાં છે ? અને તેઓનો એક બીજા સાથે તેમજ તમારા સત્ય સ્વરૂપ આત્મા સાથે શો સંબંધ છે ?

તમારી ગાઢ નિદ્રાવસ્થા કે જેની અંદર તમને બીજી કોઇ પણ વસ્તુનું ભાન રહેતું નથી; જ્યાં તમને દુનીઆ વિષે કંઈ પણ જ્ઞાન રહેતું નથી; જ્યાં પિતા એ પિતા નથી; માતા એ માતા નથી; ગૃહ એ ગૃહ નથી; જ્યાં કેવળ અજ્ઞાન સિવાય બીજું કશુંજ હોતું

નથી; જ્યાં કેવળ અપંચીકૃત ભૂતની અવસ્થા, મૃત્યુની એક સ્થિતિ, વિનાશનું એક સ્વરૂપ, ટુંકાણમાં શૂન્યતાની સ્થિતિજ માત્ર હોય છે. આવી અવસ્થામાં તમારૂં વાસ્તવિક સ્વરૂપ કેવું હોય છે?

આ સંબંધમાં વેદાંત કહે છે કે આ અવસ્થા કે જેના વિષે તમે કદિ વિચારજ કર્યો નથી, આ અવસ્થા કે જેના વિષે તમારા માંહેલા ઘણાઓએ કદિ ખ્યાલ પણ કર્યો નથી; તે અવસ્થામાં મનુષ્યનું કારણ શરીર અને તેનું ખરૂં સ્વરૂપ જે તેનો આત્મા તેજ માત્ર ત્યાં હોય છે. ઉપરના દૃષ્ટાંતમાં બરફનાં મેદાનમાં પ્રકાશતા સૂર્યની સાથે આત્માને અને નદીના જીવનની સાથે મનુષ્યના જીવનને સરખાવવામાં આવ્યાં છે.

તમે મહેરબાની કરીને બરાબર લક્ષ આપીને સાંભળજો; કારણ કે અહીં તમને એક બહુજ સૂક્ષ્મ વાત કહેવાની છે. એ વાત પહેલાં એક વખત તમને કહેવામાં આવી છે, તથાપિ આ પ્રસંગ એવો છે કે તેને પાછી ફરીથી કહેવાની જરૂર છે.

તમારી સુષુપ્તિ અવસ્થામાં આ દૃશ્ય પ્રપંચ રહેતો નથી. માત્ર ત્યાં સ્વપ્નલોક રહે છે. તમે તે અવસ્થામાંથી જાગો છો ત્યારે કહો છો કે "એ ગાઢ નિદ્રા અવસ્થામાં મને દૃશ્યાદિનું ભાન નહોતું, ત્યાં કાંઇ પણ નહોતું." વેદાન્ત કહે છે કે ખરેખર એ સુષુપ્તિ અવસ્થામાં કંઇપણ રહેતું નથી; પણ તમે જાણો છો કે હિગલે સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે (જર્મન તત્ત્વવેત્તા હિગલના પૂર્વે હિંદુઓએ સિદ્ધ કરી આપ્યું છે કે આ "કંઇ નહિ" ને કહેનારો તો તે સમયે પણ છેજ) કે આ "કંઇ નહિ" એજ તમારૂં કારણ શરીર છે. આ "કંઇ નહિ" કે જેને તમે જાગૃત અવસ્થામાં અજ્ઞાન અવસ્થા તરીકે વર્ણવો છો તેજ તમારૂં કારણ શરીર છે, એ તમારા જીવનનાં બરફનાં મેદાનો છે. બાઇબલમાં કહ્યું છે કે ઇશ્વરે "કંઈ નહિ"માંથી (શૂન્યમાંથી) આ સર્વ સૃષ્ટિ ઉત્પન્ન કરી, તેવી રીતે હિંદુઓએ પણ સિદ્ધ કરી આપ્યું છે કે આ કારણ શરીર કે જેને તમે જાગૃત અવસ્થામાં "કંઇ નહિ" અથવા તો અભાન-અજ્ઞાન કહો છો; તેજ કારણ શરીરમાંથી અથવા અજ્ઞાનમાંથી આ સમસ્ત સૃષ્ટિ આવિર્ભાવ પામે છે. કદિ તત્ત્વવેત્તાઓ આગળ આવી આનું ખંડન કરે કે "કંઇ નહિ" માંથી અર્થાત્ શૂન્યમાંથી દૃશ્ય પ્રપંચ કદિ ઉત્પન્ન થઇ શકેજ નહિ; તો વેદાંત સિદ્ધ કરી આપે છે કે જેને તમે "કંઇ નહિ" એમ કરીને કહો છો તે વાસ્તવિક રીતે તેજ પ્રમાણે નથી. જ્યારે તમે સુષુપ્તિમાંથી જાગો છો ત્યારેજ તમે તેને કંઇ નહિ એમ કહો છો. તમે જાણો છો કે 'કંઇ નહિ' પદનો તમારી ઇચ્છાનુસાર આપણે ગમે તે અર્થ કરી શકીએ; પણ વાસ્તવિક રીતે એ કંઈ નહિ-એજ તમારૂં કારણ શરીર છે. એ બરફનાં મેદાન સમાન છે. પણ તમે હવે પ્રશ્ન કરશો કે વારૂ, સુષુપ્તિઅવસ્થા કે જેને તમે કંઇ નહિ-અજ્ઞાન કહો છો અને જેમાંથી આ સર્વ દૃશ્ય પ્રપંચ ઉત્પન્ન થાય છે, અને જે બાહ્ય દૃષ્ટિથી અમને 'કંઇ નહિ' એવું લાગે છે, તે કારણ શરીર છે, એ વાત તો બરાબર અમે સમજ્યા; પરંતુ તમે કહોછો કે,-તમારા અંતરમાં રહેલા સૂર્યને જાણો-તમે તમારા હૃદયમંદિરમાં રહેલા ઈશ્વરને ઓળખો, તમે તમારો અંતરાત્મા કે જે તમારા કારણ શરીરરૂપી હિમપ્રદેશમાંથી આ અખિલ વિશ્વ સૃજે છે તેનો સાક્ષાત્કાર કરો; તે સૂર્ય, ઈશ્વર અથવા આત્માનો શો અર્થ છે? મહેરબાની કરી હવે એ પ્રશ્નનો ખુલાસો સાંભળો.

જ્યારે તમે ગાઢ નિદ્રામાંથી જાગો છો ત્યારે તમે કહો છો કે, "હું સુખેથી ઉંઘી ગયો

હતો, મને કશુંએ ભાન નહોતું." આના સંબંધમાં વેદાન્ત કહે છે કે, આ તમારા શબ્દો એક કાગળ ઉપર મહેરબાની કરીને લખો. આવું કહેવું એ, એક માણસ કે જેણે કહ્યું હતું કે "ઘોર રાત્રિએ, અમુક સ્થળે કોઈપણ નહોતુ" એના જેવું છે. એક માણસે ન્યાયાધીશની કોર્ટમાં આવી જણાવ્યું કે મધ્ય રાત્રિએ અમુક જગ્યાએ કોઇએ નહોતું. ન્યાયાધીશે આ એના શબ્દો કાગળ ઉપર લખવાને તેને ફરમાવ્યું. પેલા માણસે તે પ્રમાણે લખ્યા પછી ન્યાયાધીશે પૂછ્યું કે "તમે જે કહો છો તે ખરી હકીકત છે?" તેણે "હા" પાડી. ન્યાયાધીશે પાછું પૂછ્યું કે, "આ જે તમે કહો છો તે કોઇની કહેલી વાત કહો છો કે તે તમે જાતે જોએલી કહો છો? શું તમે તે નજરેનજર જોઇ છે?" તેણે કહ્યું "હા, તે મ્હેં નજરેનજર જોઇ છે." ન્યાયાધીશે કહ્યું "બહુ સારૂં!" "જો તમે આ હકીકત નજરેનજર જોએલી છે અને ત્યાં કોઇએ હાજર નહોતું, એ તમારૂં કહેવું સત્ય છે તો પછી તેને પ્રત્યક્ષ જાણનાર તરીકે નિદાન તમે તો ત્યાં હાજર હતાજ; અને જો હાજર હતા તો પછી "ત્યાં કોઇએ નહોતુ" એવું જે તમારૂં કહેવું છે તે કોઈ રીતે વાસ્તવિક નથી! કારણ કે એક મનુષ્ય તરીકે તમે તો ત્યાં હાજર હતાજ–અર્થાત્ ત્યાં નિદાન એક માણસ તો હાજર હતોજ!"

આ પ્રમાણે જ્યારે તમે કહો છો કે, "હું એવો તો ઘસઘસાટ ઉંઘી ગયો હતો કે મને કશુંએ ભાન નહોતું. ત્યાં કંઇપણ નહોતું, પણ મહેરબાન, હું કહું છું કે ત્યાં કંઇપણ નહોતું એમ નથી, પણ ત્યાં કંઇક હતુંજ; અને તે કંઈક તે તમે પોતેજ ત્યાં વિદ્યમાન હતા. જો તમે જાતે ઉંઘી ગએલા હોત, જો તમારૂં સત્ય સ્વરૂપ, સત્ય આત્મા, સત્ય ભાનુ, સત્ય બિંબ, સત્ય ઈશ્વર એ જો ત્યાં નજ હોત; તો "મને કશુંએ ભાન નહોતું" એવું અભાન અને ત્યાં "કશુંએ નહોતું" એ અજ્ઞાનનું ભાન તમને કેવી રીતે થાત! છતાં એ અભાન અને અજ્ઞાનનું ભાન તમને રહ્યું છે તેથી તમે ત્યાં હાજર હતાજ." આવી રીતે તમારી સુષુપ્તિ અવસ્થામાં–ગાઢ નિદ્રા અવસ્થામાં એક તો 'કંઇ નહિ' અથવા અજ્ઞાન–કે જે બરફનાં મેદાન સમાન છે, તેમજ જેને કારણ શરીર કહેવામાં આવે છે તે હતું; અને બીજો સ્વયં પ્રકાશ, જ્યોતિ રૂપ, ઈશ્વિર સ્વરૂપ અને સાક્ષીભૂત આત્મા–કે જે એ અભાનનું ભાન કરે છે, અને એ અવસ્થાની વિજનતામાં પણ પ્રકાશી રહ્યા છે–તે હતો; એમ બે વસ્તુઓ ત્યાં પણ રહે છેજ. આ દૃષ્ટાંતમાં સત્ય સ્વરૂપ આત્મા એ નિત્ય અને અવિકારી સૂર્યરૂપ છે; અને સુષુપ્તિ અવસ્થાનું 'કંઇ નહિ' રૂપ અજ્ઞાન કે જે તમારૂં કારણ શરીર છે, તે અનિત્ય અને અવિકારી બરફનાં મેદાનોરૂપ છે. કારણ શરીર એ વિકારી અને ક્ષણિક કેમ છે? કારણ કે જ્યારે તમે સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્ન અવસ્થામાં આવો છો, જ્યારે તમે સ્વપ્ન અવસ્થામાં આવો છો, ત્યારે તે 'કંઇ નહિ' એવું જે અજ્ઞાન તે ત્યાં રહેતું નથી. એ અજ્ઞાન ત્યાં નાશ પામે છે. હવે સુષુપ્તિ અવસ્થાનું કંઈ નહિ એવું જે અજ્ઞાન એજ જો તમારૂં સત્ય સ્વરૂપ હોત તો તે જેવું ને તેવું–વિકાર પામ્યા વગરજ સદા રહ્યું હોત; પરંતુ તે તેમ ન રહેતાં વિકાર પામે છે. તે સુષુપ્તિ અવસ્થા સ્વપ્નાવસ્થામાં રૂપાન્તર પામે છે. એજ બતાવી આપે છે કે એ નિત્ય નથી. એ કારણ શરીર સત્ય નથી. તમે આશ્ચર્યચકિત થઇ પૂછશો કે આ સર્વ દૃશ્ય પ્રપંચ તે અજ્ઞાનમાંથી–શૂન્યમાંથી કેવી રીતે આવિર્ભાવ પામે? પણ તે શૂન્યમાંથીજ આવિર્ભાવ પામે છે એ સત્ય છે. તમે યૂરોપ અને અમેરિકામાં વસ્તુસ્થિતિને જુદીજ રીતે વિચારો છો. તમે વસ્તુના સ્વરૂપનું ઉંધીજ રીતે આલોચન કરો છો. 'રામ'ના વચન ઉપર શ્રદ્ધા રાખો. આજ સત્ય છે અને એજ સત્ય અખિલ વિશ્વમાં એક વખત વહેલું મોડું પ્રત્યેક મનુષ્યના હૃદયમાં વ્યાપ્ત થશે.

અહીંના લોકોમાં વસ્તુને અવળી રીતે ગ્રહણ કરવાની રૂઢી પડી ગઈ છે. તેઓ નીચે વહેતી સરિતાને ઉંચે પર્વત ઉપર ચઢાવવા માગે છે. આ કેવળ અસ્વાભાવિક પ્રથા છે; અને આથી "સુષુપ્તિ અવસ્થાના અજ્ઞાનમાંથી–શૂન્યમાંથી સ્વપ્ન અવસ્થા ઉદ્ભવે છે" એવું જે 'રામ'નું કહેવું છે તેમાં તમને અચંબો લાગે એમાં નવાઈ નથી. તમને અચંબો તો લાગશે, પરંતુ તમે તેને પુરતું મનન અને સમર્થન કરી તપાસો કે, શું કુદરતની આવી ઘટના નથી? આ આપણી પૃથ્વી ક્યાંથી ઉત્પન્ન થઈ? આ તમારી પૃથ્વી પ્રથમ નેબ્યુલર અવસ્થામાં (અપંચીકૃત અવ્યક્ત) અવસ્થામાં હતી. આ બધું દૃશ્ય પ્રપંચ એક વખત તમારી સુષુપ્તિ અવસ્થાની માફક અવ્યક્ત નિરાકાર સ્થિતિમાં હતું. તે એક વખત અપંચીકૃત અવસ્થામાં હતું. એવી અપંચીકૃત ભૂતની સ્થિતિમાંથી સર્વે જાતની વનસ્પતિ, તેમજ પશુ–પક્ષી અને મનુષ્ય પ્રાણી ઉત્પન્ન થયાં છે. વેદાંત કહે છે કે જે સત્ય તમે બાહ્યદૃષ્ટિથી ખલક–કુદરતમાં જુઓ છો, તેજ આધ્યાત્મિક દૃષ્ટિથી પણ સત્ય છે. જો આ સમસ્ત જગત શૂન્યમાંથી–અજ્ઞાનમાંથી ઉદ્ભવ્યું છે, તો તમારી સ્વપ્ન અને જાગ્રત અવસ્થા પણ તમારી સુષુપ્તિ અવસ્થાના અજ્ઞાનમાંથી ઉદ્ભવેજ. તમારી જાગ્રત અને સ્વપ્ન અવસ્થા પણ એમાંથી ઉત્પન્ન થઇ. આવીજ રીતે દરેક મનુષ્યના જીવનવ્યવહારમાં પણ દીઠામાં આવે છે. મનુષ્યની બાલ્યવસ્થા એ સુષુપ્તિ અવસ્થા જેવી છે. એ સુષુપ્તિ જેવી બાલ્યાવસ્થામાંથીજ મનુષ્ય ક્રમે ક્રમે, તમે જેને ઉચ્ચ અવસ્થાઓ કહો છો તે અવસ્થાઓમાં આવે છે. જો કે ઉચ્ચ અને નીચ એ પણ સંબંધ વાચક શબ્દોજ છે.

જે નિયમ સમસ્ત વિશ્વમાં દીઠામાં આવે છે તેવાજ નિયમ પ્રત્યેક મનુષ્યના સામાન્ય જીવનમાં પણ દીઠામાં આવે છે. અર્થાત્ 'પિંડે તેજ બ્રહ્માંડે' છે. આ સુષુપ્તિ અવસ્થામાંથી સ્વપ્ન અવસ્થા ઉદ્ભવે છે. જાગ્રત અવસ્થાના સંસ્કારથીજ સ્વપ્ન અવસ્થા પ્રાપ્ત થાય છે એવું લોકોનું કહેવું છે; પરંતુ એ અવસ્થાનું ખરૂં સ્વરૂપ શું છે તે વાત તમારા હિગલ, કાન્ટ વગેરે સર્વ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ બરાબર સ્પષ્ટ કરી શકતા નથી તમને વેદાંત જ્યારે સાબીત કરી આપશે ત્યારે તમને બહુ આશ્ચર્ય લાગશે. આ વિષયને વિશેષપણે ચર્ચવાને અત્યારે આપણને અવકાશ નથી, પણ તે બીજા કોઇ એક ભાષણમાં અથવા કોઇ એક જુદા પુસ્તકમાં તમને સાબીત કરી આપવામાં આવશે.

હવે આપણે સ્વપ્નાવસ્થામાં આવીએ. જાણે કે બરફનાં મેદાનોમાં થઇને આપણે પર્વતોમાં નીચા આવતા હોઇએ તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાંથી–સ્વપ્નાવસ્થામાં આપણે આવીએ છીએ. ધારો કે હજી તમે પર્વત ઉપર સ્વપ્નમાં છો. અહીં સૂક્ષ્મ શરીરમાં રહેલો સ્વપ્નાવસ્થાને અનુભવતો તૈજસ્ આત્મા (આ સ્વપ્નાવસ્થામાં કહેલા આત્માનું નામ છે) કલ્પનાના તથા મનોરાજ્યના પ્રદેશમાં સ્થિત થએલો પોતાને જુએ છે. તે ઘડીવાર પક્ષી બને છે, તો ઘડીવાર રાજા બને છે. વળી બીજીજ પળે તે સંપત્તિહીન ભિખારી બને છે. પાછો વળી તે હિમાલય પર્વત ઉપર માર્ગ ભૂલી ગયો હોય એવો કોઇ એક મનુષ્ય બને છે; અને પછી તે લંડન જેવા મોટા શહેરનો શહેરી બને છે.

તે ઘડીએક આ શહેરમાં તો ઘડીએક પેલા શહેરમાં જાય છે. કેવી અસ્થિરતા! કેવી અનિત્યતા! જેવી રીતે પર્વતમાં ઝરણાંઓ અનિત્ય, વિકારી, અસ્થિર અને ક્ષણિક હોઇ ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરે છે; તેવીજ સ્થિતિ તે સ્વપ્નાવસ્થામાં રહેલા તમારા તૈજસ્ આત્માની છે. જેવી રીતે પર્વત ઉપર વહેતાં ઝરણાં ત્વરિત વેગવાળાં હોય છે, તેવીજ રીતે તમે

સ્વપ્નાવસ્થામાં ઘડીકમાં આ, તો ઘડીકમાં તે, એમ દરેક વસ્તુ પ્રાપ્ત કરવા ત્વરિત અને વેગવાળા હો છો. વહેળા અને નાની નાની નદીઓ પર્વતોમાં જેવી રીતે સ્વચ્છંદે રમણ કરતી ખળખળાટ વહે છે, તેવી રીતે તમારો તૈજસ્ આત્મા પણ ત્યાં સ્વપ્નાવસ્થામાં સ્વચ્છંદે રમણ કરતો વિહરે છે. તમે મનોરાજ્યના પ્રદેશમાં વસો છો તે અવસ્થામાં મરી ગએલાં તે સજીવન, અને સજીવન તે મરી ગએલાં દેખાય છે. મનોરાજ્ય અને કલ્પનાની આ કેવી આશ્ચર્યકારક અવસ્થા ! કલ્પના અને મનોરાજ્યવાળી આ સ્વપ્નાવસ્થા તે પર્વત ઉપર વહેતા ઝરણાની સૂક્ષ્મ અવસ્થા સમાન છે. સ્વપ્નાવસ્થાનો અનુભવ કરી, તમારી બીજી અવસ્થામાંથી –જાણે કે પર્વત ઉપરથી તમે નીચે આવતા હો, એવી રીતે–તમે નીચે આવો છો. તમે જાગ્રત થાવ છો. જેવી રીતે ભૂતળ ઉપર સરિતા પોતાના સ્થૂળ સ્વરૂપમાં પ્રવહન કરે છે, તેવી રીતે તમે પણ સ્થૂળ શરીરમાં–તમારી જાગ્રત અવસ્થામાં–તમારો વ્યવહાર ચલાવો છો. આવી રીતે તમારી સુષુપ્તિ અવસ્થા એ કારણ શરીર; તમારી સ્વપ્નાવસ્થા એ સૂક્ષ્મ શરીર; અને તમારી જાગ્રત અવસ્થા એ સ્થૂળ શરીર છે, એ તમે બરાબર સમજ્યા હશો ? તમે જાણો છો કે, સરિતા જ્યારે પર્વત ઉપરથી નીચે ઉતરી સપાટ પ્રદેશ ઉપર વહેવા લાગે છે, ત્યારે પણ તેનું સૂક્ષ્મ શરીર તો તેનું તેજ રહે છે, પણ તે માત્ર મલિન વસ્ત્ર ધારણ કરે છે. તમે પર્વતમાંથી વહેતું પાણી જોએલું છે. તે નિર્મળ અને સ્વચ્છ પાણી કાદવ, મટોડી અને સપાટ પ્રદેશમાં ગુપ્તપણે રહેલું છે. પર્વતમાં જોએલી નદીના સૂક્ષ્મ શરીરમાં કોઇ પણ રીતે ફેરફાર થયો નથી, પણ માત્ર તેણે નવું સ્વરૂપ ધારણ કર્યું છે. આવી રીતે સૂક્ષ્મ શરીરવાળી નદી જ્યારે વહેતી વહેતી સપાટ પ્રદેશમાં આવે છે અને કાદવવાળું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે નદીએ સ્થૂળ શરીર ધારણ કર્યું છે; એમ આપણે કહીએ છીએ. જ્યારે કારણ શરીરમાંથી સૂક્ષ્મ શરીર ઉદ્ભવ્યું ત્યારે આવો પ્રકાર નહોતો. ત્યારે તો કારણ શરીરને વિલીન થઇ સૂક્ષ્મ શરીરરૂપે થવાનું હતું; અને હવે જાગ્રત અવસ્થામાં આવવા સારૂ કાંઈ સૂક્ષ્મ શરીરને વિલીન થવાનું, રૂપાંતર પામવાનું રહેતું નથી. તેને ફક્ત નવું સ્વરૂપ–નવું વસ્ત્રજ ધારણ કરવું પડે છે. વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે.

તમારી જાગ્રત અવસ્થામાં તમારૂં સૂક્ષ્મ શરીર–અર્થાત તમારૂં મન અને તમારી બુદ્ધિ કે જે સ્વપ્નાવસ્થામાં હોય છે, તે કંઇ અદૃશ્ય થઈ જતાં નથી; પણ તેનાં તેજ રહે છે. અને વધારામાં માત્ર મસ્તક વગેરે સર્વે ભૌતિક અંગો વસ્ત્રની માફક ધારણ કરવામાં આવે છે. જ્યારે તમે નિદ્રા અવસ્થામાં જાવ છો ત્યારે જેવી રીતે આપણે પહેરેલાં વસ્ત્રો ઉતારી ખૂંટીએ મૂકીએ છીએ, તેવી રીતે સૂક્ષ્મ શરીર સ્થૂળ શરીરથી જુદું પડે છે.

જેવી રીતે સુતી વખતે લોકો પોતાના શરીર ઉપર પહેરેલાં વસ્ત્ર ઉતારી એક કોરે મૂકે છે, તેવી રીતે તમે તમારૂં જાગ્રત અવસ્થાવાળા સ્થૂળ શરીરમાંથી તમારૂં ભાન ખેંચી લ્યો છો, અને સ્વપ્નામાં માત્ર તમારૂં સૂક્ષ્મ શરીરજ કાયમ રહે છે. વારૂ, એ સૂક્ષ્મ શરીર શું છે ? તે પણ એક સ્થૂળ શરીરની માફક ભૌતિક શરીરજ છે હવે એ વાત તમને સાબીત કરી આપવામાં આવશે. વળી સાથે સાથે સૂક્ષ્મ શરીરનો સ્થૂળ શરીર સાથે અને સ્થૂળ શરીરનો સૂક્ષ્મ શરીર સાથે શો સંબંધ છે, તે વાત પણ તમને સાબીત કરી આપવામાં આવશે. તમે જાણો છો કે નદીઓ બહુ ભાગે શિઆળાની ઋતુમાં ( અહીં શિઆળાને રાત્રિની જોડે સરખાવવામાં આવ્યો છે. ) તેઓના સ્થૂળ શરીરનો ત્યાગ કરે છે; અને માત્ર સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે. અર્થાત્ શિઆળાની ઋતુમાં નદીઓ પ્રવાહમાં નાની બને છે, અને પોતાનું કાદવ અને મટોડીવાળું

મલિન વસ્ત્ર છોડી નિર્મળતા ધારણ કરે છે, (નિર્મળતા એ નદીનું સૂક્ષ્મ શરીર છે.) જાણે કે તે નદીઓ સુવા જાય છે. જેવી રીતે નદીઓ કાદવ અને મટોડીવાળું પોતાનું સ્થૂળ શરીર છોડીને નિર્મળ પ્રવાહરૂપે સૂક્ષ્મ શરીર ધારણ કરે છે, તેવી રીતે તમે પણ દરરોજ રાત્રિએ (રાત્રિ એ તમારો શિઆળો છે.) સુવા જાવ છો, ત્યારે તમારા સ્થૂળ શરીરનો ત્યાગ કરીને એટલે કે તેમાંથી તમારૂં ભાન સમેટી લઇને માત્ર તમે તમારૂં સૂક્ષ્મ શરીરજ રહેવા દો છો.

આમાં જે સૂર્ય નદીના કારણ શરીરમાં પ્રકાશતો હતો તેનો તેજ સૂર્ય તેના સૂક્ષ્મ શરીરમાં પણ પ્રકાશે છે, અને તેનો તેજ સૂર્ય નદીના સ્થૂળ શરીરમાં પ્રકાશે છે.

એજ પ્રમાણે જે સત્ય સ્વયંપ્રકાશ **આ**ત્મા સુષુપ્તિ અવસ્થાના કારણ શરીરમાં પ્રકાશતો હતો, તેનો તેજ સ્વયંપ્રકાશ **આ**ત્મા સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મ શરીરમાં તેમજ જાગ્રત અવસ્થાના સ્થૂળ શરીરમાં પ્રકાશ્યા કરે છે. ત્યારે એમાં તફાવત શું છે? તફાવત માત્ર પ્રકાશના પરાવર્ત્તનમાં-પ્રકાશ પડવામાંજ છે. જ્યારે સૂર્ય બરફનાં મેદાનોમાં-નદીના કારણ શરીરમાં પ્રકાશતો હતો ત્યારે ત્યાં સૂર્યનું પ્રતિબિંબ જણાતું નહોતું. બરફને પીગાળવાની સૂર્યની ક્રિયા પ્રચંડપણે ચાલતી હતી ખરી, પણ ત્યાં સૂર્યનું પ્રતિબિંબ કે પરાવર્ત્તન જણાતું નહોતું; પરંતુ જ્યારે તે સૂર્ય નદીના સૂક્ષ્મ શરીરમાં પ્રકાશવા લાગ્યો ત્યારે તેમાં તેનું પ્રતિબિંબ અને પરાવર્ત્તન જણાવા લાગ્યું.

ત્યારે હવે આ પ્રતિબિંબ એટલે શું?

આ **બિં**બ તે તમારી અંદર રહેલો અવિકારી, અવિનાશી સત્ય **આ**ત્મા છે. તે ઇશ્વર અને બ્રહ્મ છે. જ્યારે તમે તમારી સુષુપ્તિ અવસ્થામાં હો છો ત્યારે તેજ **આ**ત્મા-દેવ તમારી અંદર વિદ્યમાન હોય છે, તેજ **આ**ત્મ-દેવ તમારા કારણ શરીરમાં પ્રકાશે છે. બારિક રીતે તપાસી જુઓ, તમારી સુષુપ્તિ અવસ્થામાં અહંકાર હોતો નથી. હું સુઈ ગયોછું, હું વૃદ્ધિ પામું છું, હું અન્ન પચાવું છું, હું આ કરૂં છું, હું તે કરૂં છું, અર્થાત્ આવો કોઇ પણ જાતનો હુંકાર-અહંકારનો ખ્યાલ રહેતો નથી. ત્યાં માત્ર સત્ય આત્મ-દેવ વિદ્યમાન રહે છે, પરંતુ ત્યાં કંઇ અહંકાર રહેતો નથી. આ મિથ્યા બાહ્ય અહં કે જેને લોકો સત્ય **આ**ત્મા તરીકે ગણે છે તે ત્યાં નથી. તે સ્વપ્નાવસ્થામાં દ્રશ્યમાન થાય છે. તમારી સ્વપ્નાવસ્થા એ નદીની બીજી સૂક્ષ્મ અવસ્થા જેવી છે. આ સૂક્ષ્મ અને જાગ્રત અવસ્થામાં તે અહંકારનો પ્રાદુર્ભાવ થાય છે. સપાટ પ્રદેશમાં વહેતી સરિતાના સ્થૂળ શરીરના જેવી તમારી જાગ્રત અવસ્થા છે. નદીના સ્થૂળ શરીરમાં સૂર્ય બરાબર રીતે પ્રકાશે છે; જો કે તે સૂર્ય બરફના પ્રદેશમાં એજ પ્રમાણે પ્રકાશતો હતો, પરંતુ ઝરણાંઓમાં અને કાદવ તથા મટોડીવાળી નદીના પ્રવાહમાં તો તે પ્રકાશે છે. તેનું ત્યાં પ્રતિબંબ પણ જણાય છે. આવી રીતે તમારી જાગ્રત અવસ્થામાં પણ આત્મ-દેવનું પ્રતિબિંબ દીઠામાં આવે છે. હું આ કરૂં છું, હું તે કરૂં છું, હુ આ છું, હું તે છું, આ અહંકાર, આ મિથ્યા આત્મા જાગ્રત અવસ્થામાં પણ જણાય છે; પણ તમે જુઓ છો કે સ્વપ્નાવસ્થાના અને જાગ્રત અવસ્થાના અહંકારમાં તફાવત છે જેવી રીતે પર્વત ઉપર વહેતાં ઝરણાંઓ અને વહેળાઓમાં સૂર્યનું પ્રતિબિંબ અસ્થિર અને તરલિત હોય છે, તેવીજ રીતે તમારી સ્વપ્નાવસ્થામાં તમારો અહંકાર કે જે આત્માનું પ્રતિબિંબ છે તે ક્ષણિક, ચંચળ, અસ્થિર, તરલિત અને વિકારી છે; અને સપાટ પ્રદેશમાં વહેતી નદીના મંદ પ્રવાહમાં જણાતા પ્રતિબિંબની માફક તમારી જાગ્રત અવસ્થામાં પ્રકાશતો પ્રતિબિંબરૂપે તમારો અહંકાર સ્થિર અને સ્થાયી છે.

આ કંઈક જરા વિશેષ સ્પષ્ટ કરવાની જરૂર છે. લોકો કહે છે કે સૂક્ષ્મ શરીરમાંથી સ્થૂળ શરીર ઉત્પન્ન થાય છે, એ તમે શા આધારે કહો છો ? લોકો કહે છે કે જાગ્રત અવસ્થા કરતાં સ્વપ્ન અવસ્થાને તમે શા આધારે ઉચ્ચ ગણો છો ? જુઓ ધ્યાન આપો. તમારી જાગ્રત અવસ્થાનો અનુભવ શાનો બનેલો છે ? તમારી જાગ્રત અવસ્થાનો અનુભવ એ દેશ, કાલ અને કાર્ય-કારણાત્મક છે. એ દેશ, કાલ અને કાર્ય-કારણના વિચાર વગર તમે કોઈ પણ ચીજનો આ બ્રહ્માંડના કોઈ પણ પદાર્થનો ખ્યાલ કરી શકશો ? કદી નહિ, કદી નહિ. દેશ, કાલ અને કાર્ય-કારણ વગર તમે કોઈ પણ વસ્તુનો ખ્યાલ નહિ કરી શકો. એના સિવાય વસ્તુનો ખ્યાલ આણવો અશક્ય છે. આ દેશ, કાળ અને કાર્ય-કારણભાવ એ તમારી સૃષ્ટિના વાણા તાણા સમાન છે. એ દેશ, કાલ અને કાર્ય-કારણભાવ તમારી સ્વપ્ન તેમજ જાગ્રત અવસ્થામાં છે. તમને ખબર છે કે મેક્ષમુલર કેન્ટના " ક્રિટિક ઑફ પ્યોર રીઝન " નામના ગ્રંથના ભાષાંતરમાં તેની પ્રસ્તાવના લખતાં કહે છે કે, જે તત્વજ્ઞાન તે શિખવે છે તેજ તત્વજ્ઞાન કેન્ટ શિખવે છે. વળી તે કહે છે કે, દેશ, કાળ અને કાર્ય-કારણ ભાવ એ આદ્ય છે, એ કેન્ટે સ્પષ્ટ રીતે સાબીત કરી આપ્યું છે, અને હિંદુઓએ તે સાબીત કરી આપ્યું નથી; પણ રામનું એવું કહેવું છે કે મેક્ષમુલરે હિંદુઓના પૂરેપૂરા ગ્રંથો જોયા નથી. વળી રામનું એવું કહેવું છે કે હિંદુઓએ દેશ, કાળ અને કાર્ય-કારણભાવ આદ્ય અને મનોગત છે એમ સિદ્ધ કરી આપ્યું છે. વળી તેમણે સિદ્ધ કરી આપ્યું છે કે આ પ્રમાણે એક રીતે જોતાં તમારી જાગ્રત અવસ્થાનો અનુભવ તે તમારા સ્વપ્ન અવસ્થાના અનુભવના પરિણામ રૂપ છે. તમો ધીરજથી સાંભળજો. તમારી સુષુપ્તિ અવસ્થામાં તમને દેશ, કાલ કે કાર્ય-કારણભાવ એ કશાનો ખ્યાલ હોતો નથી. તમને સ્વપ્નાવસ્થામાં હો છો ત્યાં દેશ, કાલ અને કાર્ય-કારણભાવ અસ્તિત્વમાં આવે છે. હિંદુઓ કહે છે કે જેવી રીતે બીજમાંથી ન્હાનો અને નાજુક અંકુર ફુટે છે, તેવી રીતે તમારી સ્વપ્નાવસ્થાના દેશ, કાલ અને કાર્ય-કારણભાવ તમારી સુષુપ્તિ અવસ્થામાંથી ઉત્પન્ન થાય છે; અને પછી તે જાગ્રત અવસ્થામાં મહાન વૃક્ષ સમાન પરિણામ પામે છે. આ પછી તે દેશ, કાલ અને કાર્ય-કારણભાવ જબરજસ્ત અને પ્રચંડ નદી સમાન બની પોતાનું સ્થૂળ સ્વરૂપ ધારણ કરે છે. જેમ જેમ તમે વૃદ્ધિ પામતા જાઓ છો તેમ તેમ તમારી સાથેજ દેશ, કાલ અને કાર્ય-કારણભાવ પણ વૃદ્ધિ પામતાં જાય છે. અર્થાત્ પ્રમાતા ( અંતઃકરણ ) એ વિકાશ પામતા દેશ, કાલ અને કાર્ય-કારણભાવના પરિણામ સિવાય બીજું કંઈ પણ નથી.

તમારી સ્વપ્નાવસ્થામાં પણ કાલનું અસ્તિત્વ છે; પણ જાગ્રત અવસ્થાના કાલમાન સાથે એને સરખાવી જોશો તો તમને જણાશે કે સ્વપ્નાવસ્થાનો કાલ ક્ષણિક, અસ્થિર, ચળ, અસ્પષ્ટ, અનિશ્ચિત અને અનિયત છે, અને જાગ્રત અવસ્થાનો કાલ તે કુદરતી રીતે પરિણત સ્વરૂપમાં હોય છે; અર્થાત્ સ્વપ્ન અવસ્થાનો કાલ તે સંપૂર્ણપણે વિકાશ પામેલો હોય છે. એ તમને અનુભવ છે કે સ્વપ્નમાં કેટલીક વખત મરેલાં જીવતાં, અને જીવતાં એ મરેલાં, દેખાય છે; પણ આવી રીતે કંઈ જાગ્રત અવસ્થામાં જણાતું નથી. એ જાગ્રત અવસ્થામાં કાલ એ નિશ્ચિત હોય છે; અને સ્વપ્નાવસ્થામાં ભૂતકાળ એ ભવિષ્યકાળ અને ભવિષ્યકાળ એ ભૂતકાળ બને છે. જાગ્રત અવસ્થામાં આવો પ્રકાર નથી. તમે સાંભળ્યું હશે કે 'મહમ્મદ પેગંબરને આઠમા આસમાનમાં જતાં દીર્ઘ કાળ લાગ્યો હતો; પણ તેમણે જ્યાં જાગીને જોયું તો માત્ર ત્યાં જતાં એ સેકન્ડજ થઈ હતી.

આવી રીતે તમારી જાગ્રત અવસ્થાના પદાર્થો તે તમારી સ્વપ્નાવસ્થાના પદાર્થોથી જાતમાં ભિન્ન નથી, પણ તેના પ્રમાણમાં અને અંશમાં ભિન્નતા છે. સ્વપ્નાવસ્થાના પદાર્થો ક્ષણિક, વિકારી, અસ્થિર અને અનિયમિત હોય છે; જેમ કોઈ એક ન્હાના છોડને આપણી મરજી પ્રમાણે વાળી ઉછેરી શકીએ છીએ તેવી રીતે આ સ્વપ્નાવસ્થાના પદાર્થોમાં પણ આપણી ઇચ્છાનુસાર ફેરફાર કરી શકીએ છીએ; પણ જ્યારે તે ન્હાનો છોડ મટી જઇને મ્હોટું વૃક્ષ બને છે ત્યારે આપણે એને કોઇ પણ રીતે વાળી કે ફેરવી શકતા નથી. તમારી સ્વપ્નાવસ્થામાં તમે એક સ્ત્રી જુઓ છો, એક સેકન્ડમાં તેજ સ્ત્રી તે ઘોડી બને છે, વળી તે ઘોડો બને છે. તેમાંથી વળી પાછો તમારી આગળ એક જીવતો માણસ તમે જુઓ છો. પળવારમાં વળી એજ માણસ મરી જાય છે, અને તેને બદલે હવે તમારી નજર આગળ એક પર્વત ખડો થાય છે. વળી તે પર્વત હતો ન હતો થઇ જઇ તેની જગ્યાએ ત્યાં અગ્નિ ભભૂકે છે. જે પદાર્થો તમે તમારી સ્વપ્નાવસ્થામાં જુઓ છો તે પદાર્થો તમારી સુષુપ્તિ અવસ્થામાં ન્હોતા; તો પણ જેવી રીતે બરફના પ્રદેશોમાંથી ન્હાનાં ન્હાનાં ઝરણાં અને વહેળા નીકળે છે, તેવી રીતે સુષુપ્તિ અવસ્થામાંથી એ બધા પદાર્થો ઉત્પન્ન થયા છે. તમારી જાગ્રત અવસ્થામાં પણ આ આદ્ય સૂક્ષ્મ અવસ્થામાંનાજ દેશ અને કાલ પૂર્ણપણે વિકાશ પામી સ્થિર અને નિયત સ્વરૂપ ધારણ કરે છે.

આ પ્રમાણે તમારી સ્વપ્નાવસ્થાનું જ્ઞાન અને બુદ્ધિ તે તમારી જાગ્રત અવસ્થા સાથે સંબંધ ધરાવે છે. રામ પોતે પોતાના જાતિ અનુભવથી પણ જાણે છે કે ઘણી વખત, હું જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે જાગ્રત અવસ્થામાં ગણિતના બહુ અઘરા દાખલા કે જેને વિષે હું બહુ વિચાર કર્યા કરતો હતો અને ગણી શકયો ન્હોતો, તે સ્વપ્નાવસ્થામાં હું બરાબર ગણી શકયો હતો; પણ પાછો જાગ્રત થતાં તે કેમ ગણવા તે મને સમજાતું નહિ. દલીલ અને મુદ્દામાં દોષ હતો. તમારી સ્વપ્નાવસ્થાની દલીલો પણ વિકારી, ક્ષણિક, અસ્પષ્ટ હોય છે; તોપણ જેવી રીતે એક વિકાશ પામેલા વૃક્ષનો એક વિકાશ પામતા છોડ તેમજ હજી તરતના ફુટેલા વિકાશ પામતા અંકુર સાથે સંબંધ છે; તેવીજ રીતે તે દલીલોનો પણ તમારી જાગ્રત અવસ્થાની દલીલો સાથે સંબંધ છે.





# ૧૭–પાપ અને તેનો આત્મા સાથે સંબંધ.*



બ્હેનો અને ભાઇઓ !

આજનો વિષય ગયા અઠવાડીઆમાં જે કેટલાંક ભાષણો આપવામાં આવ્યાં છે, તેના અનુસંધાનમાં છે; જેથી જેઓએ પહેલાનાં ભાષણો સાંભળ્યાં હશે તેઓજ આ ભાષણ બરાબર રીતે સમજી શકશે.

હિંદુસ્થાનમાં કોઇ એક દેવાલયમાં એક દિવસે કોઇ એક માણુસ મીઠાઇ વહેંચતો હતો. હિંદુસ્થાનના લોકોમાં એવો રીવાજ છે કે જ્યારે કોઇ માણુસને મ્હોટો લાભ થયો હોય ત્યારે ગરીબ લોકોમાં મીઠાઈ વહેંચવામાં આવે છે. પેલો માણુસ મીઠાઈ વહેંચતો હતો તેવામાં કોઇ એક બીજા માણુસે ત્યાં આવી પેલા માણુસને પ્રશ્ન કર્યો કે, ભાઈ તમે શા નિમિત્ત આ મીઠાઇ વહેંચો છો ? તેણે ઉત્તરમાં જણાવ્યું કે, મ્હારો ઘોડો ખોવાઇ ગયો છે તે નિમિત્તે આજે હું મીઠાઇ વહેંચું છું. આવો ઉત્તર સાંભળીને લોકોને ઘણી નવાઇ લાગી; અને બોલ્યા કે વાહ ! એકતો તમે ઘોડો ખોયો છે અને વળી મીઠાઇ વહેંચો છો ! તેણે કહ્યું મહેરબાની કરી મ્હારા કહેવાનો ખોટો અર્થ ન કરો. મેં જો કે ઘોડો તો ગુમાવ્યો છે; પરંતુ તે ઘોડા ઉપર બેસનારને તો બચાવી લીધો છે. એક લૂંટારાઓની ટોળી મ્હારો ઘોડો ચોરી ગઇ હતી. જે વખતે તે લૂંટારાઓ તે ઘોડો લઇ ગયા તે વખતે હું તે ઘોડા ઉપર બેઠેલો ન્હોતો. જો હું તે ઘોડા ઉપર બેઠેલો હોત, તો મને પણ તેઓ લઈ ગયા હોત. હું પરમેશ્વરનો ઉપકાર માનું છું કે, સદ્‌ભાગ્યે તેઓ તે ઘોડાની સાથે મને લઇ ગયા નથી અને એકલા ઘોડાનેજ લઈ ગયા છે. આ સાંભળીને લોકોને ખૂબ હસવું આવ્યું, અને કહ્યું કે આ કેવો ભલો માણુસ છે !

બ્હેનો અને ભાઇઓ, જો કે આ વાત એક હસવા જેવી લાગે છે, તોપણ એ વાત દરેકે દરેક જણે પોતપોતાને લાગુ પાડી જોવી જોઈએ કે પેલા માણુસ કરતાં પણ વધારે હસવા જેવું આપણે પોતે તો કરતા નથી ? પેલા માણુસે જો કે પોતાનો ઘોડોજ ગુમાવ્યો હતો, અને તે ઘોડા ઉપર બેસનારને–પોતાને તો તેણે ગુમાવ્યો ન હતો, પણ અરે ! આ દુનીઆમાં હજારો અને લાખો માણુસો શું કરી રહ્યા છે ? તેઓ પોતાના ઘોડાને સાચવવા યત્ન કરી રહ્યા છે ખરા, પરંતુ ખુદ ઘોડેસ્વારને તો તેઓ ગુમાવે છે ! આતો પેલા કરતાં છેકજ ખરાબ ! પેલા માણુસનું તો ખુશાલીનું કારણુ યોગ્ય હતું કે તેણે ઘોડાનેજ ગુમાવ્યો હતો પણ ઘોડેસ્વાર તો બચી ગયો હતો. દરેક જણ જાણે છે કે એ ઘોડેસ્વારનો એ ઘોડાની સાથે જેટલો સંબંધ છે તેટલોજ સંબંધ આપણું ખરૂં સ્વરૂપ જે આત્મા પોતે તેનો એ સૂક્ષ્મ શરીર સાથે છે. આપણે કોઇ માણુસને તેની ઉત્પત્તિ અને તેના ખરા સ્વરૂપ વિષે પૂછીએ કેઃ–“ તમે શું છો ? ” “ તમે શું કરો છો ? ” તો તેનો જવાબ એવોજ મળવાનો કે, “ હું

* આ ભાષણ સ્વામી રામતીર્થે ઇ. સ. ૧૯૦૨ નવેમ્બર તારીખ ૧૬ મી ને રવિવારે આપ્યું હતું.

ફલાણો ફલાણો છું અને ફલાણી ફલાણી ઑફીસમાં કામ કરૂ છું." આ બધાં લક્ષણો અને જવાબ એ માત્ર સ્થૂલ શરીરનેજ લાગુ પડે છે. અર્થાત્ આ જવાબ કોઇ રીતે મુદ્દાસર નથી. તેનો આ જવાબ એવો નથી કે જેથી તેનું ખરૂં સ્વરૂપ આપણે જાણી શકીએ.

આપણે ઘોડેસ્વારના સંબંધમાં જાણવા માગીએ છીએ, પણ એ પ્રશ્ન તો એ ઉડાવીજ દે છે અને જેના સંબંધમાં આપણે કશુંએ જાણવા માગતા નથી તે વાત તે આપણી આગળ ધરે છે. આમાં ઉત્તર આપનારો પોતાના ઘોડાનેજ ઘોડેસ્વાર ગણે છે, એવું નથી થતું વારૂ ? "ઘોડો ખોવાયો છે;" "ઘોડો ખોવાયો છે;" "ઘોડો ખોવાયો છે;" એમ ચારે તરફ આ વખતમાં સંભળાય છે. પણ ખરેખર શું ખોવાયું છે ? ઘોડો ? ના, ના. એ તો ઘોડેસ્વારજ ખોવાયો છે; છતાં દરેક જણ ભ્રમને વશ થઈ કહે છે કે ઘોડો ખોવાયો છે ! તેજ પ્રમાણે માણસ એ શું છે એમ પૂછતાં ઘોડાનુંજ લક્ષણ, ચિહ્ન વગેરે કહેવાને દરેક મંડી પડે છે ! જેથી સમજાય છે કે ઘોડો નહિ પણ તે ઘોડેસ્વારજ ખોવાયો છે, જે ખોવાયલું છે તે શરીર નહિ પણ **આત્મા** છે. આપણે પોતેજ ખોવાયા છીએ ! આપણું સત્યસ્વરૂપજ ખોવાયું છે ! આ એક વિચિત્ર આશ્ચર્યજ છે !

ત્યારે હવે આપણે આપણી જાતને, સ્વારને, **આત્માને** કેવી રીતે શોધી કહાડીશું ? ગયા અઠવાડીઆમાં લગભગ દરરોજ આ પ્રશ્નનો જવાબ આપવામાં આવ્યો છે. આજે આપણે જુદાજ દૃષ્ટિબિંદુથી-પાપના દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નનો જવાબ ચર્ચીશું. પાપનું મૂળ શું છે આ સૃષ્ટિમાં પાપ કેવી રીતે પ્રવેશ્યું ? આ પ્રશ્નનો જે ખુલાસો આપવામાં આવનાર છે તે તમને કદાચ વિપરીત અને અયુક્ત લાગશે. તે તમને કદાચ આશ્ચર્યકારક અને નવાઇભર્યો લાગશે; પરંતુ આશ્ચર્ય ન પામશો. આ આશ્ચર્યકારક સમાધાનની તમારા પોતાના બાઈબલના વચનની સાથે એકવાક્યતા છે એમ સાબીત કરી શકાશે. આ **બાઇબલને હિંદુઓ જે અર્થમાં સમજી** શકશે તે અર્થમાં યુરોપના લોકો કદી સમજી શકવાના નથી; કારણ કે ક્રાઇસ્ટ એ એશીઆનો વતની હતો; અને કહેતા હશો તો એ પણ સાબીત કરી આપવામાં આવશે કે તેનો હિંદુસ્થાન સાથે પણ સંબંધ હતો. એ બાઇબલની અંદર જે અલંકાર અને રૂપક છે તે સર્વે હિંદુશાસ્ત્રોમાં વારંવાર દીઠામાં આવે છે. આવી રીતે એશીઆ ખંડમાં રહેનાર, હિંદુઓ એ અલંકાર અને રૂપકથી પરિચિત હોવાથી પશ્ચિમના લોકો કરતાં બાઇબલને તેઓ વધારે સારી રીતે સમજી શકે છે, અને તેને અનુસરીને ઉપલા પ્રશ્નનું હમણાં જે કાંઇ સમાધાન કરવામાં આવશે તે તમારામાંના કેટલાકને આશ્ચર્યકારક અને અત્યાર સુધી માનતા આવેલા પોતાના વિચારો અને ભાવનાઓની વિરૂદ્ધ લાગશે; પરંતુ ક્ષમાદૃષ્ટિથી થોડીવાર ધીરજ રાખવાની તમને વિનતિ છે, કારણ કે એકંદરે આ ઉપરથી આશ્ચર્યકારક જણાતું સમાધાન તમારા બાઇબલ શાસ્ત્રના વચનથી કોઇ રીતે અસંગત નથી. હવે પાપના વિષયની ચર્ચા શરૂ કરતાં પહેલાં એના પહેલાંની બીજી કેટલીક બાબતો આપણે ચર્ચીશું.

જે જન્મે છે તે જરૂર મરવાનાજ "जातस्य हि ध्रुवो मृत्युः" આવું છતાં પણ લોકો મૃત્યુનો કદી પણ વિચાર કરતા નથી તેનું શું કારણ ? મૃત્યુના વિચાર માત્રથી પણ શરીરમાં ભય ઉત્પન્ન થઇ નખથી તે શિખા પર્યંત માણસને કંપારી છુટે છે. આપણે કહીએ છીએ કે ભૂતકાળમાં જે મહાન્ રાજા મહારાજાઓ હતા તે સર્વે કાળના મુખમાં ગ્રાસ થઇ

ગયા છે, અવતારી પુરૂષો અને પેગંબરો કે જેઓએ મર્ત્ય જીવોનો ઉદ્ધાર કર્યો છે તેઓનાં શરીર પણ આખરે પડી ગયાં છે. પૂર્વે જે લક્ષાધિપતિ અને કરોડાધિપતિ શ્રીમંતો હતા તેઓ અને જેઓનાં શરીર મજબૂત વજ્ર સમાન હતાં તેઓ પણ સર્વે આજે મરણને શરણ થઇ ગયા છે, અને વિચાર કરીને જોઇશું તો આપણાં શરીર પણ એક વખત અવશ્ય કરીને મોડાં વહેલાં પડવાનાંજ. ધારો કે કદાચ હજી તમે સાત દશકા જીવો, કે એથી બમણા કે ચારગણા જીવો પણ તેથી શું ! આખરે જરૂર એક વખત મરવાનું તો ખરૂંજ ! એમાં કાંઈ છૂટકો નથી. એતો નિર્માણુજ છે; અને અરે ! આવું છતાં વ્યવહાર વખતે કોઈ પણ 'મૃત્યુ છે' એમ માનતું નથી એ ઘણીજ નવાઇની વાત છે ! કોઇ પણ મરણનો વિચાર આવવા દેતુંજ નથી ! કોઇને તે વિચાર ગમતોજ નથી ! દરેક જણ સગાંવહાલાંઓ અને મિત્રો સાથેનો સંબંધ વધાર્યાંજ કરે છે. દરેક જણ દિનપ્રતિદિન પોતાના કાર્યક્ષેત્રમાં વૃદ્ધિજ કરતા જાય છે, આ વ્યવહારનો પસારો એવો તો વધાર્યો જાય છે કે જાણે કોઇ દિવસ એમને મરવાનું નથી ! જાણે કોઇ દિવસ એમને મૃત્યુનો સંબંધજ થવાનો નથી ! આવું શાથી ? આનું કારણ શું ? કોઇ એક માણસ મરણનું નામ સાંભળે છે કે એના આખા શરીરે જ્વરજ ચઢે છે ! આમ શાથી ? એક બાજુ મૃત્યુ એ નિશ્ચિત છે, અને બીજી બાજુ જેમ કોઈ પક્ષી પોતાની પાંખો ઉપર પાણી પડયું હોય તો તે તેને ખંખેરી સાફ કરી નાંખે છે, તેવી રીતે આપણે જરીએ મૃત્યુનો વિચાર સરખો પણ મનમાં આવવા દેતા નથી ! આપણે વ્યવહાર–કામમાં મૃત્યુ છે એમ નથી માનતા તેનું કારણ શું ? તમે ભલે મૃત્યુના વર્ણનનાં પદો ગાઓ, પણ વ્યવહારમાં તો મૃત્યુ છે એમ તમે કદી નથીજ માનવાના. આનું શું કારણ હશે ? વેદાંત આનો એવો ખુલાસો કરે છે કેઃ–આ બધાનું ખરૂં કારણ એ છે કે તમારૂં ખરૂં સ્વરૂપ એ અમર છે. તમારો આત્મા કદી પણ મરણ પામતો નથી, તમારૂં શરીર કે જેને મરણ છે અને પ્રત્યેક ક્ષણે મરતુંજ જાય છે, જે દરેક પળે વિશીર્ણ થતુંજ જાય છે, જેમાં ફેરફાર થતોજ જાય છે, એ તમારૂં પોતાનું સત્ય સ્વરૂપજ નથી, એ તમારો આત્મા નથી. તમારી અંદર કોઇક એવી વસ્તુ છે કે જેને કદાપિ મરણ નથી. આપણા શરીરમાં જે આત્મા રહેલો છે એજ આપણું ખરૂં સ્વરૂપ છે. એને કદીએ મૃત્યુજ નથી; પણ તમે કહેશો કે આપણે દરરોજના વ્યવહારમાં તો આપણો આત્મા અમર છે એમ કદી માનતા નથી, પણ આપણું શરીર અમર છે એવુંજ માનીએ છીએ તેનું કેમ ? આ ઠેકાણે હિંદુધર્મનું વેદાંતશાસ્ત્ર એવો ખુલાસો કરે છે કે હા, એ વાત ખરી છે કે આત્મા કદીજ મરતો નથી. શરીરજ મરે છે; પરંતુ તે આત્માના ધર્મને, આપણા તે સ્વરૂપના મહિમાને ભ્રાંતિથીજ મર્ત્ય સ્વભાવવાળા શરીરમાં આરોપિત કરવામાં આવે છે, અને આ આરોપણ થવાનું મૂળ કારણ તે અવિદ્યા છે, અજ્ઞાન છે. આવી માન્યતા સાર્વત્રિક છે. જ્યાં ત્યાં દરેક દેશોની અંદર આવોજ વિચાર પ્રચલિત છે. પશુઓમાં પણ એજ વિચાર પ્રવર્તે છે. વેદાંત સિવાય બીજું કોઇ પણ તત્વજ્ઞાન આ સર્વત્ર પ્રચલિત માન્યતાનું નિરૂપણ કરતું નથી. આ માન્યતા તે કંઇ માન્યતાજ નથી ? પણ તે એક સત્ય વસ્તુ છે; તેથી તેનું નિરૂપણ કરવું જ જોઇએ. જે તત્વજ્ઞાન કુદરતનાં સર્વ સત્યોનું નિરૂપણ કરતું નથી, તે તત્વજ્ઞાન જ નથી. ઘણાં ખરાં તત્વજ્ઞાનોની માફક વેદાંતશાસ્ત્ર કાંઇ આ વિષયનો ખુલાસો કર્યા વિના રહેતું નથી. કારણ સ્વાભાવિકજ હોવું જોઇએ. બહારનાં કારણો નિરૂપણ કરવાના દિવસો ગયા. કોઇ માણસ નીચે પડી જાય છે, તો તેનું નીચે પડી જવાનું કારણ પડનાર માણસ કદાચ એમ કહેશે કે જમીન લપસણી હતી અથવા એવુંજ કંઇક હતું; પરંતુ

ખરૂં કારણ તો પડનારની અંદરજ હોવું જોઇએ, નહિ કે તે બહાર હોવું જોઇએ. અને પડવાનું કારણ આપણને જો તે પડેલી વસ્તુમાંજ જણાય, તો પછી બહારના કારણ તરફ વળવાનો આપણને કશો જ હક નથી. અનુભવસિદ્ધ અમરત્વની માન્યતા જો બહારના કારણથી નહિ તો અંદરના કારણથી તમે કેવી રીતે પ્રતિપાદન કરો છો? આપણા શરીરની અંદર એવું કંઈ પણ નથી જણાતું કે જેને લઇને આપણી અમરત્વની માન્યતાને ટેકો મળે. તેમજ આપણા મનપ્રદેશમાં પણ એવું કંઈ નજરે પડતું નથી કે જેથી આપણને આવો ખ્યાલ આવે. એકવાર તમે શરીર અને મનપ્રદેશથી પર થાઓ, એટલે પછી વેદાંત તમને સત્યસ્વરૂપ આત્માનું દર્શન કરાવશે કે જેનું વર્ણન પહેલાંનાં ભાષણોમાં થઇ ગયું છે તે આત્મા અજર, અમર અને સર્વનો દૃષ્ટા, જ્યોતિરૂપ છે; તેમજ તે ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં, સર્વદા એકરૂપ છે. તે આત્મામાંજ વિશ્વની અમરત્વની માન્યતાનું કારણ છે એમ આપણે જોઈ શકીએ છીએ. ગેલીલીઓની પૂર્વે લોકોમાં જેવી એક ભૂલભરેલી માન્યતા ચાલતી હતી, તેવીજ હાલમાં પણ આ એક ભૂલભરેલી માન્યતા લોકોમાં ચાલે છે. ગેલીલીઓની પૂર્વે પૃથ્વીની ગતિ સૂર્યને આરોપિત કરવામાં આવતી હતી એ જેવી એક ભૂલ છે, તેવીજ તમારી ભૂલ આત્માનું દિવ્ય અમરત્વ શરીરને આરોપિત કરવામાં રહેલી છે.

હવે એક પ્રશ્ન ઉઠે છે કે મનુષ્યમાં અમર આત્મા છે, અને મરણ સ્વભાવવાળું શરીર પણ છે, વળી તેની સાથે અજ્ઞાન અર્થાત્ અવિદ્યા પણ રહેલી છે. આ અજ્ઞાન–આ અવિદ્યા ક્યાંથી આવી? અહીં આપણે જોઇએ છીએ કે એ અજ્ઞાન અવિદ્યા એ મનુષ્યમાં પોતામાંજ છે અને તે દિવ્ય આત્મા અને શરીર તે પણ મનુષ્યમાંજ છે. કોઇ પણ તમારી દૃષ્ટિ-મર્યાદાની પેલી પાર નથી. શરીર, મન, અમર આત્મા અને અજ્ઞાન આ બધાની સમગ્ર ક્રિયાથી જ મરણ સ્વભાવવાળા શરીરમાં અમરત્વનો અધ્યાસ થાય છે.

ફરી આપણે જરી એની ઉલટ તપાસ કરીએ. દુનિયામાં કોઇ પણ માણસ મુક્ત નથી, છતાં દરેક જણ પોતાને મુક્ત માને છે, અને મુક્તિનોજ વિચાર કરે છે, તથા મુક્તિનીજ સર્વદા ઇચ્છા રાખે છે તે કેવી રીતે? તમે કહેશો કે મનુષ્ય મુક્ત છે; પરંતુ તમે અનેક જાતની આશા, તૃષ્ણા, મોહ અને મમતાથી ઘેરાયલા નથી વારૂ? છોજ. ત્યારે તમે મુક્ત છો એમ કેવી રીતે કહી શકો? કોઇ મિષ્ટ ફળ અથવા કોઈ સ્વાદિષ્ટ અન્ન તમારૂં મન લલચાવી તમને દાસ બનાવી શકે છે. કોઈ પણ ભભકાદાર રંગ ક્ષણવારમાં તમારૂં મન આકર્ષી શકે છે, તે તમને મોહપાશમાં બદ્ધ કરી શકે છે. આ દુનિયાની સમૃદ્ધિનો કોઇ પણ વિચાર તમને ઘડીવારમાં વશ કરી શકે છે અને છતાં તમે કહો છો કે અમો મુક્ત છીએ. ખરી સ્વતંત્રતાથી તમારી મરજી પ્રમાણે તમે વર્તી શકો છો કે નહિ તેની તમે સૂક્ષ્મપણે મહેરબાની કરી તપાસ તો કરી જુઓ? તમે ઇચ્છો છો કંઇક ને થઈ જાય છે કંઈક; એવું નથી થતું વારૂ? છતાં તમે એવી પ્રવૃત્તિને અટકાવી શકતા નથી. તમે ક્રોધના દાસ છો. તમે તમારી વૃત્તિઓના દાસ છો. લોકો વાસ્તવિક રીતે સ્વતંત્ર થઇ શકતા નથી, છતાં પણ તેઓ સદા સર્વકાળ મુક્તિનો, સ્વતંત્રતાનો વિચાર કર્યા કરે છે. સ્વતંત્રતા એ એમને બહુજ મીઠી, સ્પૃહણીય અને પ્રિય લાગે છે. આ શાથી વારૂ? હિંદુસ્થાનમાં રવિવાર એ સ્વતંત્રતાનો દિવસ જણાય છે, અને એ સ્વતંત્રતાના વિચારદ્વારા બાળકોને અઠવાડીઆના વારનું શિક્ષણ આપવામાં આવે છે.

દરરોજ બાળકો પોતાની માતાને પૂછે છે કે આજે શો વાર છે? પછી સોમવાર, મંગળ-

વાર કે બુધવાર જે વાર હોય તે તેઓની માતા તેઓને કહે છે. બાળકો પછી આંગળીઓને વેઢે સોમવાર, મંગળવાર, બુધવાર એમ ગણવા માંડે છે અને કહે છે કે હવે પાછો રવિવાર ક્યારે આવશે ?

એ શું છે કે જે આ પૃથ્વી ઉપર આટલી બધી કાપાકૂપી અને ખૂનરેજી કરાવે છે ? એ સ્વતંત્રાનોજ-મુક્ત થવાનોજ વિચાર છે. એવો કયો વિચાર હતો કે જેને લઇને અમેરિકનોને તેમનો પોતાનો જન્મભૂમિ સાથેનો સંબંધ તોડવો પડયો ? એ શું હતું ? એ સ્વતંત્રતાનો વિચાર હતો. વળી દરેક ધર્મનો ઉદ્દેશ શો છે ? અમારા સંસ્કૃત સાહિત્યમાં મોક્ષ એવો એક શબ્દ છે કે જેનો અર્થ છુટ, સ્વાધીનતા, સ્વતંત્રતા, મુક્તિ એવો થાય છે. હે સ્વતંત્રતા દેવી, હે મુક્તિ મૈયા, દરેક જણ આ પ્રિય મુક્તિ મેળવવા માટે તલસે છે અને તેની શોધમાં ને શોધમાં રાત્રિ દિવસ ભમ્યા કરે છે. આવું છતાં પણ જે ખરેખરા મુક્ત હોય, અને જેને ખરેખર સ્વતંત્ર કહી શકાય, એવાં કેટલાં માણસો આપણે જોઇએ છીએ ? તેવા ઘણાજ થોડા છે.

વેદાંત કહે છે કે તમે સદા સર્વદા દુઃખ, દેશ, કાળ અને કાર્ય-કારણભાવ એમ ત્રણ પ્રકારની ભીંતોવાળા બંદીખાનામાં પૂરાયલા છો. જ્યારે તમારો દરેકે દરેક વિચાર કાર્ય-કારણભાવથી સાંકળાયેલો છે, અને જ્યારે તમે કાર્ય-કારણભાવની સાંકળથી બંધાયલા છો; ત્યારે પછી તમે આ સંસારમાં સ્વતંત્ર તે કેવી રીતે હોઇ શકો ? આવું છતાં સ્વતંત્રતા, મુક્તિ એ સર્વેની અભીષ્ટ વસ્તુ છે. આ તમને વિપરીત અને અજબ નથી જણાતું ? આ શબ્દોમાંજ તમને વિરોધ નથી ભાસતો ? આનો વિચાર કરી જુઓ.

વેદાંત કહે છે કે આનું એક કારણ છે, અને તે કારણ તે તમારી પોતાની અંદરજ છે, તે કંઈ તમારી બહાર નથી. આ સ્વતંત્ર થવાનો વિચાર, આ મુક્ત થવાનો વિચાર, આ સર્વ વિશ્વવ્યાપી વિચાર આપણને કહે છે કે તમારી અંદર કંઇક છે, અને એ કંઈક તે જ તમારૂં સત્ય સ્વરૂપ છે, એજ તમે પોતેજ છો; કારણ કે આ સ્વતંત્રતા-આ મુક્તિ તમે તમારા પોતાને માટે જ ઇચ્છો છો, તમારી જાત માટેજ ઇચ્છો છો, તમારા સત્ય સ્વરૂપ માટે જ ઇચ્છો છો, બીજા કોઇને જ માટે નહિ. તમારી અંદર એવી કોઈ એક વસ્તુ છે કે જે નિત્ય, મુક્ત, અપરિમિત અને અનંત છે. આ સર્વવ્યાપી વિચાર અસ્ખલિત વાણીમાં પ્રબોધન કરે છે કેઃ- આ સત્ય સ્વરૂપ આત્મા, એ એવી એક વસ્તુ છે કે જે સર્વાંશે મુક્ત છે, સર્વાંશે સ્વતંત્ર છે. સૂર્યની ગતિ પૃથ્વીને આરોપિત કરવાની અને સૂર્યના કિરણો પૃથ્વીમાં કલ્પવાની અર્થાત્ એકના ધર્મ બીજાને આરોપિત કરવાની જે જાતની ભૂલ અજ્ઞાની લોકો કરે છે; તે જ જાતની ભૂલને લઇને અનાત્મવસ્તુ એવાં જે શરીર અને મન છે, તેને અર્થે આપણે મુક્તિ ઇચ્છીએ છીએ.

આ દુનિયામાં એક બીજી આશ્ચર્યકારક બીના એ છે કે જો આપણે જીવબુદ્ધિથી જોઇએ તો દરેક જણ આ જગતમાં પાપી છે, દરેક જણ કોઇ ને કોઈ દોષ અને અપરાધને લઇને પોતે અપરાધી થાય છે, છતાં પોતે અપરાધી અને પાપી છે એવું કોઇ પણ માણસ પોતાના ઉંડા અંતઃકરણમાં માનતું નથી. આ મહીતળ ઉપર, આ વિસ્તારવાળી પૃથ્વી ઉપર એવો એકે માણસ નથી કે જે પોતે સ્વભાવે પાપી છે એવું માનતો હોય !

વસ્તુતઃ કોઈ પણ માણસ પોતે પોતાને પાપી ગણતોજ નથી. બહારથી કદાચ તમે પોતાને

પાપી કહો તો એથી શું? કારણ કે પોતાને પાપી અને અપરાધી કહીને પણ ખરી રીતે તો લોકો પોતાને નિષ્પાપ જ ગણાવવાને ઇચ્છે છે. દરેક જણ પોતે પોતાના મનથી તો પવિત્રજ છે. આનું શું કારણ? કેટલાક લોકો દેવાલયમાં પોતાનાં પાપ કબૂલ કરી દેછે; પણ જ્યાં તેઓ દેવાલયની બહાર આવ્યા, અને જો તેમને કોઇએ ચોર કે પાપી કહીને બોલાવ્યા, તો તેઓ તરતજ ક્રોધે ભરાઈ કહેનાર ઉપર બદનક્ષીની ફરીઆદ માંડી તેને સજા કરાવવાના. આતો માત્ર ઈશ્વરની સમક્ષજ—માત્ર દેવાલયમાંજ તેઓ ઈશ્વરની આંખમાં ધૂળ નાંખવા માગે છે.

દુનીઆમાં કેવો અવળો પ્રકાર ચાલે છે તે આવી વસ્તુસ્થિતિ આપણને બરાબર ખ્યાલ આપે છે. આ વિરોધ કેવી રીતે દૂર કરી છકાય? વેદાંત કહે છે કે, "અમે પાપી નથી, અમે અપરાધી નથી, અમે કેવળ નિષ્પાપ છીએ" આવું આવું જનસમાજના હૃદયનું સ્વાભાવિક સ્ફુરણ કોઇ પણ રીતે અટકાવી શકાય તેમ નથીજ. "અમે સ્વભાવે નિષ્પાપ છીએ" એવી સર્વની વિશ્વવ્યાપી માન્યતા, આત્મા પોતે સત્યસ્વરૂપ, પવિત્ર, નિષ્પાપ છે; એવું માનવામાં સબળ પ્રમાણ અને સબળ આધાર રૂપ છે. એ સત્યસ્વરૂપ આત્મા, નિષ્પાપ, શુદ્ધ અને પવિત્રમાં પવિત્ર છે. આ સમાધાન જો તમે માન્ય ન કરતા હો, તો તમેજ મહેરબાની કરીને બીજી રીતે તેનું સમાધાન કરી બતાવો!

આ દુનીઆમાં જેટલી સંપત્તિ છે તે હું ભેગી કરી શકવાનો નથી; મ્હારી તૃષ્ણા શાંત થાય એટરી સમૃદ્ધિ હું મેળવી શકવાનો નથી; એવું દરેક જણ પોતે પોતાના મનમાં જાણે છે. આપણે આપણા દરરોજના વ્યહવારમાં આવું અનુભવીએ છીએ. કોઈ પ્રસિદ્ધ કરોડાધિપતિ પાસે જઇને એને પૂછો કે કેમ હવે તમારી તૃષ્ણા શાંત પામી છે? તમને હવે સંતોષ થયો છે? જો એ નિખાલસપણે પોતાનું હૃદય ખૂલ્લું કરીને જણાવે તો મને ખાત્રી છે કે તે એવુંજ કહેશે કે અમારી તૃષ્ણા હજી પણ ક્ષય પામી નથી; વધારે ને વધારે વધતી જાય છે. મનની શાંતિ કરવામાં ચાર અબજ ડૉલર કે માત્ર ચાર ડૉલર, એમાં તફાવત નથી. શાંતિ, સમાધાન વગેરે કંઈ દ્રવ્યનું કાર્ય નથી, ઉલટું જેઓ નિર્ધન છે તેઓ ઘણાખરા અધિક શાંત હોય છે; અને તે કારણ પણ કંઇ તેઓનું ઓછું ધન નથી, પરંતુ અજાણપણે આચારમાં મૂકેલું વેદાંતજ હોવું જોઇએ. કારણ કે ધન એ જાતે પોતાના માલીકને કોઈ પણ જાતનો આનંદ આપી શકતું નથી.

આપણને ખાત્રી છે કે ધનના સંગ્રહથી—ભૌતિક સંપત્તિથી—આપણને સુખ કે શાંતિ મળતી નથી; અને તોપણ દરેક જણ તેની પ્રાપ્તિ માટે રાત્રિ દિવસ તલસ્યા કરે છે; શું આ એક અજબ વિરોધ નથી? એ શાથી થાય છે? કોઇપણ માણસ આ આખી પૃથ્વીને પોતાની કરી શકનાર નથી; અને ધારો કે કદાચ પોતાની કરી, તો વળી તેને ચંદ્રલોક પર સામ્રાજ્ય મેળવવાની તૃષ્ણા થશે, આખી પૃથ્વી ઉપર સામ્રાજ્ય મેળવવાની તૃષ્ણા થશે. આખી પૃથ્વી ઉપર સામ્રાજ્ય ભોગવનારા રોમના બાદશાહોનો વિચાર કરો. એમના સ્મરણ માત્રથી પણ શું તમને કંપ નથી છુટતો? સીઝર અને નીરોના મનની સ્થિતિનો વિચાર કરો. શું તેઓ સંતોષ પામ્યા હતા? તેઓ માંહેલો એક તો કેવળ ખાધાનોજ શોખીન હતો. તે પેટપૂર્ણ ખાતો, એના પેટમાં જરી પણ માગ રહેતો નહિ; ત્યારે તેની પાસે એક ઉલટી કરવાની દવા હતી તે ખાઇ તે ખાધેલું ઓકી કહાડતો અને પાછી બીજી થાળી પીરસાવતો. તેમાંથી પણ પણ તે પાછો પેટ ભરીને ખાતો. પાછો વળી ઉલટી કરતો અને પાછો વળી થાળી પીરસાવી

ખાતો—આવી રીતે તે પોતાની વાસના તૃપ્ત કરવાને આખો દિવસ ખાતો અને ઉલટી કરતો. શું આથી એને તૃપ્તિ થતી? તેને શાંતિ થતી? ના! જરી પણ નહિ. કદાચ તમે આખી દુનીઆનુ રાજ્ય મેળવો પણ તમારા પોતાના આત્માનું સામ્રાજ્ય ગુમાવો, તો તેથી શો લાભ થયો? તથાપિ સમૃદ્ધિ મેળવવાની લોલુપતા આપણે કેમ છોડી શકતા નથી! વેદાંત આનું કારણ એમ કહે છે કે તમારી અંદર રહેલો સત્ય આત્મા, તમારી અંદર રહેલું સત્ય અહં, એ અખિલ બ્રહ્માંડનો અધિપતિ છે અને તેથીજ તમને આખી દુનીઆના અધિપતિ થવાની ઇચ્છા થાય છે.

હિંદુસ્તાનના એક બાદશાહના સંબંધમાં એવી વાત ચાલે છે કે તેના શાહજાદાને પોતાને રાજ્યપાટના માલીક થવાની ઇચ્છા થઇ, તેથી તેણે બાદશાહને બંદીખાનામાં નાંખ્યો—રાજ્યપ્રાપ્તિની તૃષ્ણા શાંત કરવા માટે પુત્રે પિતાને બંદીખાનામાં નાંખ્યો. એક વખતે એ પિતાએ પોતાના પુત્રને એક કાગળ લખ્યો કે કેટલાક વિદ્યાર્થીઓને મ્હારી પાસે મોકલ કે જેથી વિદ્યાર્થીઓને શિક્ષણ આપીને પણ મ્હારા મનને રાજી કરૂં. પુત્ર કાગળ વાંચી વિચાર કરવા લાગ્યો કે, પિતાના લખ્યા પ્રમાણે મ્હારે કહ્યું કરવું કે કેમ! "આટલાં બધાં વર્ષો એમણે રાજ્યપાટ ભોગવ્યું છતાં એમની રાજ્ય કરવાની વાસના હજી ગઇ નથી, હજી વિદ્યાર્થીઓ ઉપર અમલ ચલાવવાની એમને ઇચ્છા છે; કોઇના પણ ઉપર અમલ ચલાવવાની એમને વાસના છે. તેઓ પોતાના પૂર્વ સ્વભાવને ત્યાગ કરી શકતા નથી."

બધું આવી રીતેજ છે. પૂર્વનો સ્વભાવ આપણામાં સુદૃઢ થઇ ગયો છે. એનો આપણે ત્યાગ નહિ કરી શકીએ. તમારો સત્યસ્વરૂપ આત્મા બાદશાહ શાહજહાન, (વિસ્તૃત ભાવમાં આ શબ્દનો અર્થ અખિલ વિશ્વનો બાદશાહ થાય છે) એ અખિલ જગતનો બાદશાહ છે; પરંતુ તમે તમારા બાદશાહને બંદીખાનામાં નાંખ્યો છે. તમે તમારા શરીરરૂપી કારાગૃહમાં તેને બદ્ધ કર્યો છે; તમે તમારી અલ્પતારૂપી કૉરેન્ટાઇનમાં તેને નાંખ્યો છે. તે સત્યસ્વરૂપ, તે અખિલ બ્રહ્માંડપતિ આત્મા પોતાનો મૂળ સ્વભાવ કેવી રીતે ભૂલી શકે? તે પોતાની મૂળ પ્રકૃતિને કેવી રીતે દૂર કરી શકે? તમે તેને બંદીખાનામાં નાંખ્યો છે, પરંતુ બંદીખાનામાં પડયો પડયો પણ તે આખી દુનીઆનું સામ્રાજ્ય ઇચ્છે છે. દુનીઆમાં કોઈએ મહત્વાકાંક્ષી થવું જ નહિ એવું જો તમે ઈચ્છતા હો તો તેનો ત્યાગ કરાવવા અર્થે તમે લોકોને બોધ કરી શકશો? કદિ નહિ? એ અશક્ય છે.

કેટલુંક કઠોર શબ્દોમાં બોલવું પડે છે તેને માટે મહેરબાની કરીને 'રામ' ને ક્ષમા આપશો; પરંતુ સત્ય તો કહેવુંજ જોઇએ. 'રામ' મનુષ્યો કરતાં સત્યને વધારે માન આપે છે. બાઇબલની અંદર મેથ્યુના પાંચમા પ્રકરણમાં પર્વત ઉપરના ધર્મોપદેશ વખતે કહેવામાં આવ્યું છે કેઃ—"કોઈ તમારા એક ગાલ ઉપર લપડાક મારે તો તેની આગળ તમે તમારો બીજો ગાલ પણ ધરજો. જ્યારે તમારે પવિત્ર સુવાર્તાનો બોધ કરવાનો હોય ત્યારે તમારે તમારી પાસે દ્રવ્ય રાખવું નહિ જોઈએ; વળી તે વખતે તમારે ઉઘાડે પગે અને ઉઘાડે માથે જવું જોઈએ. જો તમને ન્યાયની અદાલતમાં બોલવામાં આવે તો તે અદાલતમાં જતા પહેલાં ત્યાં શું કરવું એવો વિચાર કરશો નહિ. તમે નિષ્કપટ અને સત્ય બોલનાર હશો તો તમારૂં મુખ ઉઘાડશો એટલે પોતાની મેળેજ તેમાંથી યોગ્ય શબ્દો નીકળશે. તમે સરોવરનાં કમળો અને ખેતરોનાં પંખેરૂઓને જુઓ. તેઓ આવતી કાલનો કદિએ વિચારજ કરતાં નથી, છતાં એવાં તો સુંદર આચ્છાદન ધારણ કરે છે કે તેની કદાચ સોલોમનને પણ ઇર્ષા આવે."

તમારા બાઈબલમાં એવું નથી આવ્યું કે, "ઝીણી સોયના નાકામાં થઈને કદાચ ઊંટ નીકળી જાય એ શકય છે; પરંતુ દ્રવ્યવાન સ્વર્ગના રાજ્યનો અનુભવ કરે એ કદિએ શકય નથી." તમે તમારા બાઈબલમાં એવું નથી વાંચ્યું કે, એક ધનાઢય ગૃહસ્થ ક્રાઇસ્ટ પાસે આવ્યો; અને પોતાને દીક્ષા આપવા માટે પૂછયું. ક્રાઇસ્ટે તેને શો ઉત્તર આપ્યો? "તમારે માટે માત્ર એકજ રસ્તો છે કે તમારા સર્વ ધનનો ત્યાગ કરી દેવો જોઇએ તોજ તમને શાંતિ મળશે." ત્યાગના આવા સ્વરૂપનું આ પ્રકરણ કે જેને એકલા હિંદુસ્તાન માંહેલા મીશનરીઓજ નહિ, પણ આખી દુનીઆના મીશનરીઓ પણ ગુપ્ત રાખે છે, તે પ્રકરણ વેદાંતના જ્ઞાનનુંજ પ્રબોધન કરે છે, કે જેને અનુસરીને હજીએ હિંદુસ્તાનના હજારો સાધુઓ પોતાનું જીવન ગાળે છે. અહીં આપ જરા ધ્યાન આપી વિચારશો કે આમ છતાં પણ એ પવિત્ર ત્યાગનો ઉપદેશ કરવાને બ્હાને તમારા લોકો-પાદરી અને ધર્મોપદેશક તરીકે હિંદુસ્તાનમાં જાય છે!

આ આશ્ચર્યકારક નથી કે જેઓ ત્યાગને નામે હિંદુસ્તાનમાં જાય છે; અને પછી ત્યાં દરરોજ પોતાની ઘોડાગાડીઓમાં બેસીને ફરે છે, ભભકાદાર બંગલાઓમાં રહે છે, ત્રણસો કે ચારસો ડૉલર જેવો મોટો દરમાયો લે છે, રાજા મહારાજાના જેવા ઠાઠમાં રહે છે, છતાં પાછાં તેઓ કહે છે કે અમે લોકોને ત્યાગનો ઉપદેશ કરીએ છીએ! શું આ આશ્ચર્ય જેવું નથી? વેદાંત કહે છે કે, "દરેક વસ્તુ પોતાની કરવી, તેના ઉપર પોતાનો હક્ક કરવો" આવી જે લોકોની વૃત્તિ છે તે વૃત્તિને દાબી રાખવા માટે લોકોને તમે ગમે તેટલું શિક્ષણ આપો અથવા ધર્મસ્થાન ઉપરથી ગમે તેટલો ઉપદેશ કરો, પણ તેને તેઓ કદિ પણ દબાવી શકવાના નથી; કારણ કે તમારા આત્માના સાર્વત્રિક સામ્રાજ્યનો, તમારા આત્માના અખિલ વિશ્વ ઉપરના આધિપત્યનો તમે કદિએ નાશ કરી શકો એમ નથી. પણ ત્યારે શું આ રોગ અસાધ્ય છે? શું આ દુનીઆમાં એનું કંઈ ઔષધજ નથી? ના, ના એનો ઉપાય જરૂર છે. આ મહા પાપનું કારણ અજ્ઞાન છે; આ અજ્ઞાનજ આત્માના ધર્મને અનાત્મ વસ્તુરૂપ શરીરમાં આરોપિત કરાવી શરીરના દુઃખાદિ ધર્મો તે આનંદરૂપ આત્મામાં કલ્પાવે છે. આ **અજ્ઞાનને તમે ટાળો અને પછી તમે જોશો કે મનુષ્ય એ કોઇ પણ પ્રકારના ધન કે સમૃદ્ધિ વગર પણ ધનાઢય અને સમૃદ્ધિવાન છે.** તમે જોશો કે **મનુષ્ય એ કોઇ પણ મુલક કે રાજ્ય વગર પણ અખિલ વિશ્વનો અધિરાજ છે.** જ્યાં સુધી અજ્ઞાન રહેલું છે, ત્યાં સુધી તો લોભ અને તૃષ્ણાની વૃત્તિ રહેવાનીજ. તેને માટે બીજો ઉપાય કે માર્ગજ નથી. આ જ્ઞાન પ્રાપ્ત કરો, આ દૈવી જ્ઞાન સંપાદન કરી આત્માને મુક્ત કરો, હવે એને કારાગૃહમાં વધારે વખત રાખતા નહિ. ત્રણે કાળમાં રહેલો એવો જે તમારો સત્ય, નિત્ય આત્મા તેનો અપરોક્ષાનુભવ કરો, કે જે આત્મા અખિલ વિશ્વનો ઈશ્વર માલિક અને નિયંતા છે. **તમે પુનીતમાં પુનીત અને પવિત્રમાં પવિત્ર છો.** આ બધાનો તમે અનુભવ કરો, એટલે પછી આ દુનીઆની વસ્તુ અને સંપત્તિને પોતાની કરી લેવાનો જરી પણ વિચાર કરવો એ તમને અધમ અને પાપરૂપ લાગશે.

મહાન અલેકઝાન્ડર દુનીઆના જે મુલકો એની જાણમાં હતા તે બધા ઉપર જીત મેળવીને જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો, ત્યારે હિંદુસ્તાનમાંના કેટલાક વિલક્ષણ પુરૂષો કે જેમના સંબંધમાં અનેક પ્રકારની વાતો તેના સાંભળવામાં આવતી હતી, તેમને મળવાની તેને ઇચ્છા

થઈ. સિંધુ નદીના તટ ઉપર એક પરમહંસ રહેતા હતા, ત્યાં તેને લઇ જવામાં આવ્યો. એ પરમહંસ નદીતટની રેતીના દડમાં બેઠેલા હતા. ઉઘાડે માથે, ઉઘાડે પગે અને દિગંબર સ્વરૂપે હતા. કાલે કયાંથી ભિક્ષાન્ન આવશે તેનો પણ તેમને વિચાર નહોતો. મહાન્ અલેકઝાન્ડરે પૃથ્વીઆના મૂલ્યવાન ઝગઝગતા હીરા અને રત્નથી જડિત દેદીપ્યમાન તાજ માથે ધારણ કર્યો હતો. આવો મહાન્ પ્રતાપશાળી અલેકઝાન્ડર આ પરમહંસની પાસે આવીને ઉભો. આ પરમહંસને વેંતભર કોપીન સરખી પણ નહોતી. કેવો વિરોધાભાસ ! એક પાસ મહાન્ અલેકઝાન્ડરના શરીર ઉપર આખી દુનીઆની સમૃદ્ધિ છે; અને બીજી બાજુ પરમહંસના શરીર ઉપર એક ટુકડો વસ્ત્ર સરખુંએ નથી ! પણ તમારે તો આ મહાન્ વ્યક્તિઓના દારિદ્રય અને સમૃદ્ધિનો નિશ્ચય એમની મુખમુદ્રા ઉપરથીજ કરવાનો છે-

બ્હેનો અને ભાઇઓ, તમે તમારા વ્રણભાગને ઢાંકવા માટે રાત્રિ અને દિવસ સમૃદ્ધિ મેળવવા અનેક જાતનાં વળખાં માર્યા કરો છો, એ ઘાને ગુપ્ત રાખવા માટે સણના પાટાઓ બાંધ્યા કરો છો; પણ આ મહાત્મા કે જેમનો આત્મા સમૃદ્ધિવાન્ છે, જેમણે પોતાની અખિલ સમૃદ્ધિ અને તેનો મહિમા જાણ્યો છે, તે સાવ નગ્ન એક બાજુએ બેઠેલા છે. સમીપમાં મહાન્ અલેકઝાન્ડર બાદશાહ કે જેમને પોતાની આંતર દરિદ્રતા છુપાવવાની વૃત્તિ છે તે ઉભો છે. એ મહાત્માની તેજસ્વી મુખાકૃતિ જુઓ. એના ઉપર સુખ, શાંતિ અને આનંદ તરવરી રહ્યાં છે. મહાન્ અલેકઝાન્ડર, મહાત્માની આ સ્થિતિ જોઇને આશ્ચર્યચકિત થયો. તે મહાત્મા ઉપર તેને ઘણીજ પૂજ્યબુદ્ધિ થઇ; અને તેજ વખતે તે બાદશાહે તે મહાત્માને પોતાને મુલક ગ્રીસ આવવાને વિનંતિ કરી. મહાત્મા તો ખડખડ હસી પડયા અને જવાબ આપ્યો કેઃ—" **આ ખલક દુનીઆ કે જે મ્હારામાં છે, એ કદિ મને પોતાની અંદર સમાવી શકે એમ નથી. આખું વિશ્વ મ્હારી અંદર છે. ગ્રીસ અને રોમ** પણ મ્હારી અંદરજ છે. કેટલાએ સૂર્યો અને તારાઓ તો મ્હારી અંદરજ ઉગે છે અને આથમે છે."

મહાન્ અલેકઝાન્ડર આવી ભાષાથી પરિચિત નહોતો, તેથી તેને ઘણો અચંબો લાગ્યો. તેણે એ મહાત્માને કહ્યું; હું ત્યાં તમને જોઇએ એટલું દ્રવ્ય આપીશ. હું તમને ઐહિક સુખમાં ગરકાવ કરી નાખીશ. લોકોને જે જે વસ્તુઓ મોહ પમાડી આકર્ષે છે, તે બધી વસ્તુઓ હું તમારી સેવામાં રજુ કરીશ; પરંતુ મહેરબાની કરીને તમે અમારે મુલક ગ્રીસ ચાલો. પરમહંસ આ સાંભળીને પાછા હસી પડયા અને કહ્યું કેઃ-" હીરા, માણિકય, સૂર્ય, અને તારાઓ એ સર્વે મ્હારાવડેજ પ્રકાશે છે. ગ્રહાદિક અંતરિક્ષ ગોળાઓનો મહિમા પણ મ્હારાવડેજ છે. વસ્તુઓનું સર્વે મોહકપણું અને સર્વ આકર્ષકપણું તે મ્હારાવડેજ છે. પ્રથમ જગતના પદાર્થોમાં મહિમા અને મોહ કલ્પવો અને પછી તે પદાર્થો પ્રાપ્ત કરવા માટે ઐહિક સંપત્તિના દ્વારે માગતા ફરવું, **સુખ અને આનંદ મેળવવા માટે વિષયાસક્તિ અને પશુવૃત્તિના બારણે ભિક્ષા માગતા ફરવું, એ મ્હારા સ્વરૂપને હીણુપત લગાડવા જેવું છે,** એ મ્હારી જાતને લાંછન લગાડવા જેવું છે, એ મને અણછાજતું છે; **હું કદિ એટલે નીચે જઇ શકવાનો નથી.** હું કદિ એને અર્થે દ્વારેદ્વાર માગતો ફરવાનો નથી."

આ શબ્દોથી મહાન્ અલેકઝાન્ડર ઘણોજ આશ્ચર્ય પામ્યો અને ક્રોધના આવેશમાં આવી ગયો. પોતાની મ્યાનમાંથી તરવાર કાઢી જ્યાં તે મહાત્માનો શિરચ્છેદ કરવા જાય છે ત્યાં તો તે મહાત્મા વિશેષ ઉલ્લાસમાં આવી નાભિમાંથી ખડખડ હસતા પાછા બોલવા લાગ્યા કેઃ—

" અરે અલેકઝાન્ડર ! તું ત્હારી આખી જીંદગાનીમાં આના જેવું કદિ હડહડતું જુઠું

નહિ બોલ્યો હોય ! એ તરવાર ક્યાં છે કે જે મને હણી શકે ? એ અસ્ત્ર ક્યાં છે કે જે મને છેદી શકે ? એ આપત્તિ ક્યાં છે કે જે મારા આનંદ અને ઉલ્લાસને વિલીન કરી શકે ? આજ, કાલ અને સર્વદા, નિત્ય, એકરૂપ, નિર્મળ, પવિત્રમાં પવિત્ર અને અખિલ વિશ્વનો માલીક, તે હું છું. અરે અલેકઝાન્ડર આ તારા હાથ કે જે આ ક્રિયા કરે છે તેમાં ક્રિયા કરાવનાર શક્તિ પણ હુંજ છું." "તમારા શરીરના ક્રિયાતંતુઓને બળ આપનાર શક્તિ, તે હુંજ છું" આ શબ્દો સાંભળી મહાન્ અલેકઝાન્ડરના હાથમાંથી તરવાર સરી પડી.

અહીં આપણે જોઇએ છીએ કે લોકોને ત્યાગનું સ્વરૂપ જણાવવા માટે માત્ર એકજ માર્ગ છે. જ્યારે બીજી શ્રેષ્ઠ સંપત્તિથી આપણે સંપન્ન થઇએ છીએ ત્યારેજ આપણે ઐહિક સ્થૂળ વસ્તુનો ત્યાગ કરવા શક્તિવાન થઇએ છીએ. એ નિયમ તમે નથી સાંભળ્યો ? બાહ્ય ત્યાગ ત્યારેજ કરી શકાય છે કે જ્યારે આંતર પૂર્ણતા, આંતર સ્વામિત્વ અથવા આંતર સ્વરાજ્ય પ્રાપ્ત કરાય છે. આ સિવાય બીજો માર્ગ નથી–રસ્તોજ નથી !

નાન્યઃ પન્થા વિદ્યતેઽયનાય ! નાન્યઃ પન્થા વિદ્યતેઽયનાય ! ।

દુનીઆમાં ક્રોધનું અસ્તિત્વ શાથી છે ? આપણે ઘણાએ જુસ્સાદાર ઉપદેશો સાંભળીએ છીએ કે, હૃદયની દુર્બળતા રાખવી જોઇએ નહિ, આપણે કદિએ ક્રોધ કરવો જોઇએ નહિ; અને છતાંએ વખત આવતાં આપણે આપણી નિર્બળતાને અટકાવી શકતા નથી અને ક્રોધ કરીએ છીએ. એનું કારણ શું ? ક્રોધ, વૈર, કેવળ સ્વાર્થવૃત્તિ, આ બધી પાપવૃત્તિઓ શાથી ? વેદાન્ત ઉપર કહેલા સિદ્ધાંતથીજ આ સર્વ પાપના સંબંધમાં ખુલાસો કરે છે. આ બધા પાપોના સંબંધમાં અત્યારે ખુલાસો કરવા જેટલો વખત ભાગ્યેજ હશે. જો તમારે એ બધા પાપોના સંબંધમાં ખુલાસો જોઇતો હોય તો તમે 'રામ'ને આશ્રમે આવશો તો ઠીક પડશે. ત્યાં એ બધાં પાપ, એનું કારણ અને એ સંબંધમાં શાસ્ત્રનો શો નિર્ણય છે; એ બધાના સંબંધમાં સારી પેઠે સમાધાન કરી આપવામાં આવશે. હમણાં તો બહુજ ટુંક વખત હોવાથી 'રામ' માત્ર સારાંશ રૂપેજ કહે છે, અને તમારૂં ધ્યાન ખેંચે છે કે આ **બધાં પાપો માત્ર અજ્ઞાનને લઇનેજ છે;** કે જે અજ્ઞાન અનાત્મ શરીરમાં અને મનમાં આત્મબુદ્ધિની ભ્રાંતિ કરાવે છે. આ અજ્ઞાનનો ધ્વંસ કરો, એટલે પછી કોઈ પણ જાતનું પાપ રહેવાનું નથી. બીજા કોઈ પણ ઉપાયથી તમે તમારાં પાપ દૂર કરવા માગશો તો તે દરેક પ્રયત્ન નિષ્ફળજ જશે. બીજી કોઈ પણ વસ્તુનો નાશ થઇ શકતો હોય કે નહિ, પણ અજ્ઞાનનો તો નિઃશંકપણે નાશ કરી શકાય છે. આપણે અજ્ઞાનને દૂર કરી શકીશુંજ. બાળક જ્યારે જન્મે છે, ત્યારે દુનીઆની ઘણી વસ્તુઓથી તે અજ્ઞાન હોય છે; પરંતુ જેમ જેમ તે મોટું થતું જાય છે તેમ તેમ ધીરે ધીરે તેનું અજ્ઞાન દૂર થતું જાય છે. એ આપણ દરેકને અનુભવસિદ્ધ છે, અને તે ઉપરથી પણ કહી શકાશે કે અજ્ઞાન એ દૂર કરી શકાય એવી વસ્તુ છે.

વસ્તુસ્થિતિ આમ હોવાથી જે શક્તિ તમને ક્રોધ કરાવે છે; પાપવૃત્તિ તરફ દોરે છે; દ્રવ્યસંચય કરવા માટે પ્રેરે છે; તે શક્તિનો નાશ, નિગ્રહ કરી શકાવાનો નથી. એ શક્તિ તો સર્વદા રહેવાનીજ. વેદાંત કહે છે કે એ શક્તિને ધારીશું તો આપણે આત્મામાં પલટાવી શકીશું. એનો દુરૂપયોગ ન કરો, પણ એનો સદુપયોગ કરો. એ શક્તિ તમારા સત્ય સ્વરૂપની છે, એ શક્તિ તમારી અંદર રહેલા આત્માની છે, કે જે આત્મા અપ્રતિમ અને અખિલ બ્રહ્માંડનો અધિપતિ છે.

દરેક જણ મુક્ત થવા ઇચ્છે છે, દરેકને એ મુક્તિનો ખ્યાલ પ્રિય લાગે છે, એનું કારણ

શું ? માત્ર એજ કે તે અપ્રતિમ, ઉચ્ચ અને ઉન્નત સ્થિતિને પામવું; એ દરેકને માટે શક્ય છે; અને જે સ્થિતિને પામવાથી તમે સંપૂર્ણ રીતે મુક્ત થાઓ, તે સ્થિતિને તમે પ્રાપ્ત કરો એવી આત્મશક્તિની પ્રેરણા છે. આ સ્થિતિને પ્રાપ્ત કરવાથી તમે અદ્વિતીય અને અપ્રતિમ થાઓ છો; કેમકે **તમારૂં સત્ય સ્વરૂપ–આત્મા એ અપ્રતિમ અને અદ્વિતીય છે.** ઐહિક સ્વાર્થવૃત્તિનો અને લોભવૃત્તિનો તમે નાશ કરવા માગતા હો તો નકી જાણજો કે તેના સત્ય સ્વરૂપનો તમે કદિ પણ નાશ કરી શકશો નહિ. તે અનાદિ અને અનંત એવા આત્માનો કેવી રીતે નાશ કરી શકાય ? હા, તમે દરેક વસ્તુનો દુરૂપયોગ કરી કરીને સ્વર્ગને નરક બનાવી શકો ખરા.

ઇંગ્લંડના એક ક્રિશ્ચિયન ધર્મગુરૂના સંબંધમાં એવી એક વાત છે કે, તેણે એક દિવસે મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી ડાર્વિન અને હકઝલીના મૃત્યુના સમાચાર જાણ્યા. આ ઉપરથી તેને વિચાર આવ્યો કે આ પુરૂષો તે નરકમાં ગયા હશે કે સ્વર્ગે ? આના સંબંધમાં એને રાત દિવસ ખૂબ વિચાર આવવા લાગ્યા. તેણે વિચાર્યું કે આ પુરૂષોએ કોઇ પણ જાતનું પાપ કદિ કર્યું નથી; પણ તેઓ બાઇબલ અને ક્રાઇસ્ટને માનતા નહોતા અને તેથી ક્રિશ્ચિયન પણ નહોતા, તો તેઓ નરકેજ જવા જોઇએ; પરંતુ આવા નિર્ણયથી કંઈ તેનું મન સમાધાન પામ્યું નહિ, તેને પાછા વિચાર આવવા લાગ્યા. તેણે ધાર્યું કે તેઓ ઘણા સારા માણસ હતા, અને તેઓએ આ દુનીઆમાં ઘણાં સારાં કામ કર્યાં છે; જેથી તેઓને નરકવાસ તો યોગ્યજ નથી. પણ ત્યારે તેઓ કયાં ગયા હશે ? આમ વિચારની ગડમથલ કરતો કરતો તે ઉંઘી ગયો. તેને એક વિચિત્ર સ્વપ્નું આવ્યું કે જાણે એ પોતેજ મરી ગયો અને પોતાને સ્વર્ગમાં લઈ જવામાં આવ્યો. જે જે લોકો સ્વર્ગમાં જાય એવા તેને લાગતા હતા, જે જે ક્રિશ્ચિયન બંધુઓ દેવળમાં આવતા હતા, તે સર્વેને ત્યાં તેણે જોયા. પછી ત્યાં તેણે વિજ્ઞાન શાસ્ત્રી હકઝલી અને ડાર્વિનના સંબંધમાં પુછી જોયું તો ત્યાંના દ્વારપાળ અને બીજા વ્યવસ્થાપકોએ તેને જવાબ આપ્યો કે તેઓ તો છેક નીચામાં નીચા નરકમાં ગયા છે.

પછી એ ધર્મગુરૂએ ત્યાંના વ્યવસ્થાપકને વિનંતિ કરી કે જો તમે મને એ નીચામાં નીચા નરકમાં જવાની આજ્ઞા આપો તો ત્યાં હું તે લોકોની મુલાકાત લઇ આપણા પવિત્ર બાઈબલનો એમને ઉપદેશ કરૂં, અને એમને સિદ્ધ કરી આપું કે બાઇબલનાં પવિત્ર વચન નહિ માનવારૂપી તમે ઘોર પાપ કર્યું છે; તેનુંજ આ ફળ તમારે ભોગવવું પડે છે. કેટલીક હા ના પછી આખરે એ વ્યવસ્થાપકે ત્યાં જવા દેવાની તેને હા પાડી; અને ત્યાર પછી તેને તે નરક સુધી જવાની એક ટીકીટ કાઢી આપવામાં આવી. સ્વર્ગમાં અને નરકમાં પણ જવા આવવાની આગગાડીઓ છે, એ સાંભળીને તમને ઘણી નવાઈ લાગશે; પણ એ ધર્મગુરૂ રેલવેના વ્યાપાર અને તાર ખાતાની પ્રવૃત્તિમાં ઘણો રચ્યો પચ્યો રહેતો હતો તેથી તેને સ્વપ્નમાં પણ એવાજ વિચાર અને રેલવેનો દેખાવ ખડો થાય એમાં નવાઇ જેવું નથી.

વારૂ, પછી આ ધર્મગુરૂએ ફર્સ્ટ કલાસની ટીકીટ લીધી. રેલવેગાડી ત્યાંથી ઉપડીને ઝપાટાબંધ આગળ ચાલી. ત્યાં વચમાં સ્ટેશનો આવતાં હતાં; કારણ કે તે ઉંચામાં ઉંચા સ્વર્ગમાંથી નીચામાં નીચા નરકમાં જવાનો હતો. તેને લાગ્યું કે હવે આપણે જેમ જેમ નીચે જતા જઇએ છીએ, તેમ તેમ ખરાબ ને ખરાબ પ્રદેશ આવતો જાય છે. જ્યાં તે નીચામાં નીચા નરકસ્થાનમાં જઇ પહોંચ્યો ત્યાં તો તેને ભાન પણ રહી શકયું નહિ. ત્યાં તો ચારે તરફથી એવી દુર્ગંધ આવતી હતી કે તેને પોતાને નાકે કંઇક નેપકીન અને રૂમાલ ધરવા

પડયા; છતાંએ તે મૂર્છિત થઈ જતો હતો. ત્યાં રડારડ, બૂમાબૂમ અને દાંતના પીસવાનો ખૂબ અવાજ અને ઘોંઘાટ મચી રહ્યા હતો. વળી એ નરકસ્થાનનો દેખાવ પણ એવો હતો કે ચીતરી ચઢે. તેનાથી જોઈ શકાતું નહિ. આવા અધમ સ્થાનમાં આવવા માટે હવે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો.

થોડી મિનિટ પછી તો રેલવે પ્લેટફૉર્મ ઉપર મુસાફરોની જાણુની ખાતર "નીચામાં નીચું નરક! નીચામાં નીચું નરક!" એમ લોકો બૂમ પાડવા લાગ્યા. વળી તે સ્ટેશનની ભીંત ઉપર "નીચામાં નીચું નરક!" એમ કોતરેલું પણ હતું; પરંતુ પેલા ધર્મગુરૂને ઘણો અચંબો લાગ્યો અને દરેક જણને પૂછવા લાગ્યો કેઃ–" આ તે નરક છે? કે આ તે સ્વર્ગભૂમિ છે? આ નરકભૂમિ તો ન હોય. ના, ના, આ તો એ ન હોઇ શકે. આ નીચામાં નીચું નરકસ્થાન ન હોય. આ તો સ્વર્ગજ હોવું જોઇએ." રેલવેગાર્ડ અને ડ્રાઇવરે તેને કહ્યું કેઃ–"આ નરકભૂમિજ છે." એટલીવારમાં તો ત્યાં એક માણુસ આવ્યો અને તેણે કહ્યું કેઃ–" ચાલો મહેરબાન, નીચે ઉતરી જાઓ, તમારે જ્યાં જવાનું છે તે આજ સ્ટેશન છે."

તે બિચારો નીચે તો ઉતરી ગયો પણ તેને ઘણું આશ્ચર્ય લાગવા માંડયું; કારણ કે નરકભૂમિ તે કોઇ નીચામાં નીચું અને અધમમાં અધમસ્થાન હશે એમ એના મનમાં ખ્યાલ હતો; અને આ તો ઉચ્ચમાં ઉચ્ચ સ્વર્ગભૂમિની પણ સ્પર્ધા કરે એવી ભૂમિ તેને જણાઇ. તે ત્યાંથી રેલવે સ્ટેશન છોડી આગળ ચાલ્યો ત્યાં તો સુશોભિત મોટી મોટી ભવ્ય વાટિકાઓ તેની નજરે પડી. એ વાટિકામાં અનેક જાતનાં સુગંધિદાર ફૂલો મ્હેકી રહ્યાં હતાં, અને સુગંધવાળો મંદવાયુ પણ વાઈ રહ્યો હતો, એટલામાં ત્યાં એક ઉંચા કદાવર ગૃહસ્થનો તેને ભેટો થયો. તેણે તેનું નામ પૂછયું અને મનમાં વિચારવા લાગ્યો કે, કહે ના કહે પણ આ માણુસને મેં પહેલાં કયાંક જોએલો છે. પેલો કદાવર માણુસ આગળ ચાલ્યો જતો હતો, અને આ તેની પુંઠે પુંઠે જતો હતો. એટલામાં પેલા કદાવર માણુસે તેને બોલાવ્યો, એટલે તે ધર્મગુરૂ બહુજ ખુશ થયો. બન્ને જણે એક બીજાના હાથ મેળવ્યા; અને તે ધર્મગુરૂએ તેને ઓળખી કહાડયો. એ કોણુ હતો? એ હકઝલી હતો. તેણે તેને પૂછયુંઃ–" આ શું છે? શું આ નીચામાં નીચું નરક છે?" હકઝલીએ જવાબ આપ્યોઃ–" હા, ખરેખર તેજ છે." પછી તે ધર્મગુરૂએ કહ્યુંઃ–" હું તમને અહીં ઉપદેશ કરવા આવ્યો છું, પણ પ્રથમ તમે મને એ કહો કે મને આ કંઇક જુદુંજ નજરે પડે છે તેનું કારણુ શું છે?" હકઝલીએ જવાબ આપ્યોઃ–" બરાબર છે, તમારો નરકના સંબંધનો ખ્યાલ કંઇ ખોટો નથી. અમે જ્યારે પ્રથમ અહિં આવ્યા ત્યારે સૌથી ખરાબમાં ખરાબ અને નહિ ઇચ્છવા જોગ સ્થાન તે આ નરકનું સ્થાન હતું." પછી તેણે તે માંહેલા હજી મૂળસ્વરૂપમાં રહેલા કેટલાક ભાગો બતાવ્યા. તે બધા મલિન નરકના કુંડ હતા. તે સિવાય તેણે એક બીજો પણ ભાગ બતાવ્યો; ત્યાં લોખંડના ધગધગતા સ્તંભ હતા. વળી તેણે બીજા કેટલાક ભાગો બતાવ્યા; તે અતિ તપી ગએલાં રેતીનાં મેદાનો અને બાફ મારતા છાણુખાદ વગેરે ખાતરના ઢગલાઓ હતા.

પછી હકઝલીએ કંઇક પોતાનો વૃત્તાંત કહેવા માંડયોઃ–" અમને સૌથી પહેલાં પેલા દુર્ગંધવાળા કુંડમાં નાંખવામાં આવ્યા; પરંતુ અમે ત્યાં જ્યાં સુધી રહ્યા ત્યાં સુધી એ કુંડ માંહેનું દુર્ગંધવાળું પાણી ઉલેચી ઉલેચીને પાસેના તપ્ત લોખંડના સ્તંભો ઉપર નાંખતા. આવી રીતે અમે એ કુંડના કાંઠા ઉપર આવેલા લોખંડના સ્તંભો ઉપર એ કુંડ માંહેલું ગલીચ પાણી નાંખ્યાજ કર્યું. ત્યાર પછી ત્યાંના વ્યવસ્થાપકો અમને ત્યાંથી ઉકળતા તેલના કઢાયામાં

નાખવા લઈ જવાના હતા; પણ તેમ ન કરતાં તેઓ અમને પેલા તદ્દન ઠંડા પડી ગએલા લોખંડના સ્તંભો પાસે લઈ ગયા કે જે લોખંડના સ્તંભોને અમે હવે સારી પેઠે સ્પર્શ કરી શકતા હતા; છતાં પણ હજી બીજા કેટલાક લોખંડના સ્તંભો ધગધગતી સ્થિતિમાં હતા. ત્યાર પછી અમે ત્યાં જે ઠંડા પડી ગએલા લોખંડના સ્તંભો હતા, તેમાંથી કેટલોક ભાગ લઈ તે તપ્ત સ્તંભો આગળ તેને ધરી ધરીને તેમાંથી કેટલાક સાંચા અને ઓજારો બનાવવાને શક્તિમાન થયા. પછી ત્યાંથી તેઓ અમને છાણુ હઘાર વગેરે ખાતરવાળું જે મેદાન છે, ત્યાં લઈ જવાના હતા. આખરે તેઓ ત્યાં અમને લઈ ગયા; પણ અમે પેલા લોખંડના બનાવેલા યંત્ર અને કોદાળીવતી ખોદકામ ચલાવ્યું. ત્યાંથીએ વળી એક બીજા નજીકના મેદાનમાં અમને તેઓ લઈ ગયા. પેલાં યંત્ર અને ઓજારો જે અમારી પાસે તૈયાર હતાં તેનાવડે અમે ત્યાં પણ કેટલીક ચીજો નાંખી. એણે અમારી ખાતરની ગરજ સારી; અને આવી રીતે આખરે અમે થોડે થોડે આ નરકભૂમિને ખરેખરી આવી સ્વર્ગભુમિમાં પલટાવી નાંખવામાં ફતેહમંદ નીવડયા."

મૂળ મુદ્દાની વાત એ છે કે આ નરકભૂમિમાં જે જોઈએ તે સાધનો તો હતાં, પણ માત્ર તે સાધનોની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવવાથીજ આ નીચામાં નીચી નરકભૂમિ, ઉચ્ચમાં ઉચ્ચ દિવ્ય સ્વર્ગભૂમિ બની ગઈ છે.

વેદાંત કહે છે કે આજ પ્રમાણે દિવ્ય અને સત્ય આત્મવસ્તુ, તેમજ મિથ્યા અને અસત્ય અનાત્મવસ્તુ તમારી અંદરજ છે; પરંતુ તેનો તમે દુરૂપયોગ કરેલો છે. તમે એને ઉલટ સુલટ કરી નાંખ્યું છે; ઘોડાને ગાડીની આગળ જોડવો જોઈએ તેના બદલામાં તમે ગાડીને ઘોડા આગળ જોડો છો. આવી રીતે તમે આ દુનિયાને નરકભૂમિ બનાવી દો છો. તમારે કોઈ પણ વસ્તુને નિર્મૂળ કરવાની કે નાશ કરવાની જરૂર નથી. આ તમારો મહત્વાકાંક્ષી સ્વભાવ, આ તમારૂં સ્વાર્થીપણું, આ તમારો ક્રોધી સ્વભાવ, અને આવી બીજી કેટલીક વૃત્તિઓ કે જે નરક સમાન છે, તેનો તમે નાશ નહિ કરી શકો; પરંતુ માત્ર તેની તમે શુભ વ્યવસ્થા કરી શકશો. કોઈ પણ શક્તિનો નાશ થઈ શકતો નથી. માત્ર તેની યોગ્ય વ્યવસ્થા સદુપયોગ કરો તો આ નરકને પણ તમે પરમ સ્વર્ગધામમાં પલટાવી શકો. વેદાંત કહે છે કે આ જગતમાંથી પાપ અને દુઃખનો લય કરી નાખવા માટે માત્ર એકજ રસ્તો છે,—ઉદાસીન અને ગમગીન વર્તન રાખવાથી એ વસ્તુસ્થિતિમાં કંઈ પણ ફેરફાર થઈ શકવાનો નથી,–એ બધા પાપમાંથી મુક્ત થવાનો તો માત્ર એકજ રસ્તો છે, એ બધા વિકારને–એ બધા પ્રલોભનને દબાવવાનો માત્ર એકજ માર્ગ છે; અને તે માર્ગ તે તમારા સત્ય સ્વરૂપ આત્માને જાણવો તેજ છે. જ્યાં સુધી જગતના વિષયોનો ભભકો અને મહિમા કે જે તમને મોહ પમાડે છે અને આકર્ષે છે તેનો તમે લય કર્યો નથી; ત્યાંસુધી તમે વિષયવૃત્તિઓ ઉપર કદિ પણ જય મેળવી શકવાના નથી. જ્યારે તમે તમારા સત્ય આત્મસ્વરૂપને જાણુશો ત્યારેજ તમે સર્વ વિષયવૃત્તિઓનો નિગ્રહ કરી શકશો; એટલુંજ નહિ પણ સર્વથા મુક્ત થઈ દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમ સુખની પ્રાપ્તિ થશે; અને એજ પરમ સ્વર્ગ છે. ૐ

"પાપનું નિદાન અને તેની પરીક્ષા" એ નામથી આનું આજ ભાષણુ "ધી એકેડેમી ઓફ સાયન્સીઝ" નામના સ્થળમાં ઇ. સ. ૧૯૦૨ ડીસેંબરની ૨૦ મી તારીખે ફરીથી આપવામાં આવ્યું હતું. એમાંના ઉત્તમ ઉત્તમ ભાગો કે જે પૂર્વ ભાષણના અનુસંધાન રૂપે છે તે હવે પછીના ભાગમાં આપવામાં આવ્યા છે.





# ૧૮–પાપનું નિદાન અને પરીક્ષા.



જેવી રીતે જળકુકડી મલિન સરોવરમાં રહે છે તો પણ તે સરોવરના પાણી કે મલિનતાથી તેના શરીરનો કોઈ પણ ભાગ ભીંજાતોજ નથી; તેવીજ રીતે વેદાન્ત કહે છે કે, હે મનુષ્ય ! તારામાં એવી કોઇ એક વસ્તુ છે કે જે સ્વભાવસિદ્ધ નિર્મળ અને નિર્લેપ છે. તારા શરીરના દોષ, પાપ અને દુર્બળતાથી તે વસ્તુ કેવળ અબાધ્ય છે ! આ પ્રમાદ અને પાપની દુનિયામાં પણ તે કેવળ નિષ્પાપ અને નિર્મળ છે ! ત્યારે હવે ભૂલ ક્યાં થાય છે ? વાસ્તવિક રીતે નિષ્પાપપણું એ સત્ય–પવિત્રતા સ્વરૂપ–આત્માનો ધર્મ છે; પરંતુ તે ધર્મને ભ્રમથી આપણે શરીરમાં લગાડીએ છીએ, શરીર અને મન નિષ્પાપ અને નિર્દોષ છે એ વિચાર કોણે લોકોના હૃદયમાં પ્રેર્યો હશે ? કોઈ સેતાને કે બહારના પિશાચે આ વિચાર તમારા હૃદયમાં પ્રેર્યો નથી, પણ તે તમારી અંદર છે. પદાર્થનું કારણ તે પદાર્થમાંજ હોવું જોઇએ. એક પદાર્થનું કારણ બીજાજ પદાર્થમાં આરોપિત કરવાના દિવસો હવે ચાલ્યા ગયા. ચાલતાં ચાલતાં જો કોઈ પણ માણસ પડી જતો તો તેના પડી જવાનું કારણ કોઇ ભૂત કે પ્રેતમાં આરોપિત કરવામાં આવતું; પરંતુ હવે સૃષ્ટિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન આવા સમાધાનને કબૂલ રાખતું નથી. પદાર્થનું કારણ પદાર્થોમાંજ આપણે શોધવું જોઈએ. આપણે જાણીએ છીએ કે શરીર એ પાપ અને દોષથી ભરપૂર છે, છતાં આપણે પોતાને નિર્દોષ અને નિષ્પાપ ગણીએ છીએ, તેનો શો ખુલાસો હશે ? વેદાંત કહે છે કે કોઈ પણ બહારના સેતાનનો આશ્રય લઇને આનું સમાધાન આપશો નહિ. કોઇ પણ બહારના ભૂત પ્રેતનો દોષ ગણીને આનો ખુલાસો કરશો નહિં એનું કારણ પણ તમારી અંદરજ છે. પવિત્રમાં પવિત્ર વસ્તુ તમારી અંદરજ છે. નિર્મળમાં નિર્મળ અને નિષ્પાપમાં નિષ્પાપ એવી કોઈ એકવસ્તુ તમારી અંદર છે કે જેનું અસ્તિત્વ આપણને આપણો આત્મા પ્રતીત કરાવે છે. આપણું શરીર ગમે તેટલું પાપ અને દોષવાળું હોય તો પણ એથી આપણા સત્ય સ્વરૂપને જરી પણ બાધ આવે એમ નથી. તેની સત્તા તે સત્ય સ્વરૂપ આત્માનું નિષ્પાપણું સદા કાયમજ રહેવાનું તેનો નાશ કરી શકાય એમ નથી.

હવે આપણે જુદી જૂદી જાતનાં પાપ અને તેનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ કેવાં છે તે તપાસીએ.

એ બધામાં “ ખુશામત ” એ પ્રથમ નંબરે આવે છે. જો કે આ પાપ મહા પાતકમાં ગણાતું નથી તો પણ દુનિયામાં તે જ્યાં ત્યાં છે. આનું શું કારણ હશે કે ક્ષુદ્ર જંતુથી માંડી ઠેઠ બ્રહ્મા પર્યંત સૌને ખુશામત પ્રિય છે ? દરેક જણ ખુશામતના દાસ કેમ છે ? દરેક જણને પોતાની પ્રશંસા, વાહ વાહ, શાબાશી મેળવવાની અભિલાષા હોય છે; દરેક જણ પોતાના સંબંધમાં ઉંચો મત કરાવવા ઇચ્છા રાખે છે; આનું શું કારણ હશે ?

જ્યારે તમે વ્હાલથી અને પ્રેમથી કોઈ એક શ્વાનની પીઠ ઉપર હાથ ફેરવી તેને થાબડો છો; ત્યારે તે શ્વાન પણ આનંદમાં આવી જઇને પોતાની પુંછડી હલાવી ગેલ કરે છે. આવી રીતે શ્વાનને પણ ખુશામત પ્રિય છે. ઘોડાઓને પણ ખુશામત ગમે છે. જ્યારે કોઈ એક

ઘોડાનો માલિક પોતાના ઘોડાની પીઠ ઉપર હાથ ફેરવી પ્રેમથી તેને પંપાળે છે, ત્યારે તે ઘોડો તરત પોતાના કાન ઉંચા કરી ટટાર થઇ જાય છે.

હિંદુસ્તાનમાં કેટલાક રાજાઓ શિકાર કરવા માટે શિકારી કૂતરાને બદલે વાઘ પાળે છે. એ વાઘની શિકાર કરવાની એવી રીત હોય છે કે જો ત્રણ ફલંગમાં શિકાર પકડાયો તો ઠીક છે, નહિ તો નિરૂત્સાહ બની તે ત્યાંજ બેસી જાય છે. આવે પ્રસંગે રાજા ત્યાં આવી તે વાઘની પીઠ ઉપર હાથ ફેરવી તેને ખૂબ થાબડે છે, એટલે તે પાછો ટટાર થઇ ખડો થઈ જાય છે. આવી રીતે વાઘને પણ ખુશામત પ્રિય હોય છે. હવે કોઈ એક નિર્માલ્ય માણસનો દાખલો લ્યો. એક કેવળ નકામા અને ભારરૂપ માણસ પાસે જઈ તેને જરા માન આપી વખાણો, એટલે તરતજ તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લિત થઈ જશે, અને ગાલ ઉપર લાલી જણાઈ આવશે. જે દેશોની અંદર દેવતાઓને પૂજવાનો ચાલ છે, ત્યાં આપણે સાંભળીએ છીએ કે દેવતાઓ પણ પોતાની પ્રશંસા અને સ્તુતિથી પ્રસન્ન થાય છે; અને એકેશ્વર-વાદીની પ્રાર્થનામાં પણ શું હોય છે? તેમનાં સ્તોત્રો કેવાં હોય છે? નિષ્પક્ષપાત આ બધું તપાસશો તો તમને જણાશે કે તેમાં પણ ખુશામત અને પ્રશંસા સિવાય બીજું કશું હોતું નથી. આવી રીતે વિશ્વમાં સર્વત્ર ખુશામતનું અસ્તિત્વ હોવાનું કારણ શું? સર્વને ખુશામત પ્રિય છે; પરંતુ એવો એકે માણુસ જણાતો નથી કે, જેટલી પ્રશંસા તેને પ્રિય લાગે છે તેટલી પ્રશંસાને તે લાયક હોય! વેદાંત આનું એવું સમાધાન કરે છે કે, વસ્તુતઃ તમારી અંદર કોઇ એવી વસ્તુ રહેલી છે કે જે શ્રેષ્ટમાં શ્રેષ્ઠ હોઇને પોતાના અસ્તિત્વની પ્રતીતિ કરાવી રહી છે. દરેક મનુષ્યમાં સત્ય સ્વરૂપ આત્મા વિરાજી રહ્યો છે, કે જે આત્મા મહાનમાં મહાન અને પ્રષ્ટમાં શ્રેષ્ટ છે. જ્યારે કોઇ પ્રશંસા કરનાર આપણી પાસે આવી આપણી પ્રશંસા કરવા માંડે છે, આપણા ગુણ ગાવા લાગે છે, ત્યારે આપણે ખુશ ખુશ થઇ જઇએ છીએ; તેનું કારણ કાંઈ તે પ્રશંસા સત્ય હોવાનું નથી; વેદાંત કહે છે કે તમારા ખુશ થવાનું કારણ તે તમારી પોતાની અંદરજ છે, તમારા પોતાના આત્મામાંજ તે છે. તમારી ઇંદ્રિયોની પાછળ કોઈ એક વસ્તુ છે, કોઈ એક મહાન શક્તિ છે, કોઇ એક કુટસ્થ–અવિનાશી–મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ છે, કે જે તમારૂં સત્ય સ્વરૂપ યાને આત્મા છે; અને જે આ સર્વે જાતની પ્રશંસા અને વખાણને યોગ્ય છે. એ તમારો આત્મા એવો તો મહાન છે કે કોઇ પણ પ્રશંસા, કોઈ પણ વખાણ, કોઈ પણ મહિમા, એ સત્ય સ્વરૂપ આત્માને યોગ્ય થઇ શકે એમ નથી. આ ઉપરથી તમે એવો અર્થ ન કરશો કે 'રામ' ખુશામતને ઉત્તેજન આપે છે. 'રામ' કદિ ખુશામતને ઉત્તેજન આપે એમ નથી. ખુશામત, પ્રશંસા અને મહિમા, એ સર્વે સત્ય સ્વરૂપ આત્મા પ્રત્યેજ શોભે તેમ છે. ક્ષુદ્ર શરીરને તે શોભતાંજ નથી. આપણા આ મર્યાદિત શરીરને અર્થે તે નજ થવાં જોઇએ. "Render unto the Caesar the things tnose are Caesar's and render unto God the things those are God's." "જે સીઝરનું હોય તે સીઝરને અને ઇશ્વરનું હોય તે ઇશ્વરને આપો." સીઝરનું ઇશ્વરને અને ઈશ્વરનું સીઝરને આપવાની ભૂલ કરવી તેમાંજ પાપ રહેલું છે. એકનું બીજાને આપવામાંજ આપણને ખુશામતના દાસ થવાનું પાતક લાગે છે. આમ કરવાથી આપણે ગાડીની આગળ ઘોડો ઉભો રાખવાને બદલે ઘોડાની આગળ ગાડીને ઉભી રાખીએ છીએ. જો તમે તમારૂં સ્વરૂપ ઓળખો, જો તમે મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વસ્તુ સાથે એકરૂપ થાઓ અને એજ તમારો આત્મા છે એવું જાણો, તો તમારા

શરીર અને મનથી પર થઇ તમે ખરેખર મહાનમાં મહાન અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ થશો. તમેજ તમારા આદર્શ બનશો; એટલુંજ નહિ પણ તમેજ તમારા પોતાના ઇશ્વર થશો. આનો તમે સ્વાનુભવ કરો એટલે તમે મુક્ત થઇ જશો. સત્ય સ્વરૂપ આત્માનો મહિમા શરીરમાં આરોપિત કરવામાંજ અને પછી તે શરીરને અર્થે મહિમા અને પ્રશંસા કરવામાંજ આપણી ભૂલ થાય છે. અહીંજ ભૂલ થાય છે.

કોઇ એક ગૃહસ્થ 'રામ' પાસે આવ્યો અને તેણે કહ્યું કે મહેરબાન આમ જુઓ, અમારા ધર્મના અનુયાયીઓની તેમજ બીજાના ધર્મમાંથી અમારા ધર્મમાં આવેલાઓની સંખ્યા સર્વ કરતાં અધિક છે, તેથી અમારો ધર્મ દુનિયામાં સર્વથી શ્રેષ્ઠ છે. અમારા ધર્મને માનનારાઓની મોટામાં મોટી સંખ્યા હોવાથી તે સર્વ કરતાં શ્રેષ્ઠ હોવો જોઇએ. રામે જવાબ આપ્યો. ભાઇ તમે જરા બરાબર તપાસ કરીને કહો તો ઠીક પડે. તમે સેતાનને માનો છો ? તેણે 'હા' પાડી. રામે કહ્યું 'ઠીક' ત્યારે તમારા ધર્મને માનનારાઓની મ્હોટામાં મ્હોટી સંખ્યા છે કે સેતાનની ? સંખ્યાની અધિકતાથીજ સત્યનો નિર્ણય થતો હોય, તો તમારા બધા કરતાં સેતાનની શ્રેષ્ઠતા વધારે કહેવાય.

આપણે કહીએ છીએ કે અભિમાન અને દંભ, કે જેને તમે ભલે સેતાનનું મુખ કહો, તેણે આ દુનીઆમાં દરેકે દરેક મનુષ્યને ઘેરી લીધો છે. આ શાથી ? વળી તેની સાથે એ પણ આપણે જાણીએ છીએ કે આ આ શરીર કોઇ પણ જાતનું અભિમાન અથવા કોઇ પણ જાતના દંભને માટે યોગ્ય નથી; તથાપિ દરેક જણ અભિમાન અને દંભ કરે છે; આનું શું કારણ ? વિશ્વમાં સર્વ ઉપર અમલ ચલાવનારી આવી વસ્તુ કયાંથી આવી ? આવો સર્વત્ર વિરોધાભાસ અને આવો સર્વત્ર અસત્યાભાસ કયાંથી આવ્યો ? એ તમારી પોતાની અંદરથીજ આવવું જોઇએ, એનું કારણ બહાર શોધવાનું નથી. તમારી અંદર કોઇ એક શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ તત્વ છે કે જે તમારૂં પોતાનું સત્ય સ્વરૂપ છે; તેને તમારે ઓળખવાનું અને જાણવાનું છે. જ્યારે તમે તમારા સત્ય સ્વરૂપને ઓળખશો અને જાણશો, જ્યારે તમે તમારા સત્ય સ્વરૂપનો સ્વાનુભવ કરશો, ત્યારે તમે આ ક્ષુદ્ર શરીરની મહત્તા મેળવવાને ખાતર વળખાં નહિ મારો, પછી તમે આ ક્ષુદ્ર શરીરને માટે દંભ કરવાનું કદિ પસંદ નહિ કરો. જો તમે તમારા સત્ય સ્વરૂપને જાણશો, જો તમારા હૃદયને તેના તરફ ફેરવશો તો તમેજ તમારા પોતાના ઉદ્ધારક બનશો. **જો તમે તમારા અંતરમાં રહેલા પ્રભુનો સાક્ષાત્કાર કરશો, તો પછી આ અલ્પ અને ક્ષુદ્ર શરીરનો મહિમા વધારવો અને તેનાં વખાણ સાંભળવાં એ તમને અધમમાં અધમ લાગશે;** એટલુંજ નહિ પણ એ તમને તમારી જાતને અધમ કરનારૂં અને લાંછન લગાડનારૂં જણાશે; અને પછી તમે શારીરિક દંભ અને અભિમાનથી પર થશો. શારીરિક દંભ અને અભિમાનથી પર થવાનો રસ્તો પણ આજ છે.

તમારી અંદર વિરાજી રહેલો આત્મા–તમારૂં સત્ય સ્વરૂપ એ મહાનમાં મહાન, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને દેવનો પણ દેવ હોવાથી તે પોતાનો સ્વભાવ કેવી રીતે છોડી શકે ? એ આત્મા પોતે એક ક્ષુદ્ર જંતુ અને દીન છે એવું તે કેવી રીતે માને ? એ એવા ઘોર અજ્ઞાનમાં પોતાનું કેવી રીતે પતન કરે ? કદિ પણ તે પોતાનો સ્વભાવ તજી શકવાનો નથી, અને આથીજ આખા વિશ્વમાં સર્વત્ર દંભ અને અભિમાન દીઠામાં આવે છે. આવી રીતે સમાધાન કરીને હું કંઇ દંભ અને અભિમાનને ઉત્તેજન આપવા માગતો નથી; કેમકે શરીરને માટે દંભ અને અભિમાન કરવાનું કોઇ પણ રીતે યોગ્ય નથી.

આપણે જાણીએ છીએ કે પૃથ્વી ફરે છે પણ સૂર્ય ફરતો નથી; છતાં પણ આપણે ભ્રમમાં પડીએ છીએ, અને પૃથ્વીની ગતિ સૂર્યમાં અને સૂર્યની સ્થિરતા પૃથ્વીમાં આરોપિત કરીએ છીએ. માન અને બડાઇના ભૂખ્યા લોકો પણ આવીજ જાતની ભૂલ કરે છે. તેઓને પણ આજ જાતની ભ્રાંતિ થાય છે. અહીં સૂર્યની જગ્યાએ સૂર્યનો પણ સૂર્ય અને જ્યોતિનો પણ જ્યોતિ એવો **આ**ત્મા છે કે જે **આ**ત્મા સદા અચળ અને સર્વ મહિમાના કારણરૂપ છે; અને પૃથ્વીની જગ્યાએ આપણું શરીર છે, કે જે દરેક ક્ષણે ફર્યા કરે છે, વિકાર પામ્યા કરે છે, અને કોઇ પણ જાતના મહિમા અને પ્રશંસાને પાત્ર નથી. આવું છતાં આત્માનો મહિમા શરીરમાં આરોપણ કરવાની શરીરના વિકારાદિ ધર્મ સત્ય સ્વરૂપ **આ**ત્મામાં કલ્પવાની આપણે ભૂલ કરીએ છીએ. આ ભુલ, આ ભ્રાંતિ, આ અજ્ઞાનજ આ ક્ષુલ્લક શરીરનું અભિમાન વધારવાનું કારણ છે. આ અજ્ઞાનને **સે**તાન કહી શકાય; અને જો તે **સે**તાનને અજ્ઞાનની માફક સ્થળાંતર હોય તો આપણે એમ કહી શકીએ કે આ **સે**તાનજ આ જગતમાં આવીને **આ**ત્માનો ધર્મ શરીરમાં અને શરીરનો ધર્મ **આ**ત્મામાં આરોપાવીને સર્વને ભ્રાંતિ કરાવે છે. આ અજ્ઞાનને દૂર કરો ! આ સેતાનનો ધ્વંસ કરો એટલે તમારો દંભ અને અભિમાન નાશ પામશે.

ભોગ, તૃષ્ણા અને સંગ્રહ કરવાની લાલસા આ દુનિયામાં સ્ત્રી, પુરૂષ અને પશુ એ દરેકમાં જ્યાં ત્યા બધે શાથી હશે વારૂ? દરેક જણને પોતાની આસપાસની દરેક વસ્તુ મેળવવાની તૃષ્ણા કોઇની પુરી પડતી નથી. જેમ જેમ તમે વધારે ને વધારે વસ્તુઓ પ્રાપ્ત કરતા જાઓ છો, તેમ તેમ તમારી તૃષ્ણા પણ વધારે ને વધારેજ વધતી જાય છે. તૃષ્ણાને વધારે ને વધારે પોષણ મળતું જાય છે. **જો તમે રાજા થાઓ તો તમારી તૃષ્ણા પણ રાજા થાય છે.** જો તમે **ગરીબ થાઓ તો તમારી તૃષ્ણા પણ ગરીબ થાય છે.** આખી દુનીઆમાં ચારે તરફ સર્વત્ર એનું આવું સામ્રાજ્ય શાથી હશે? ક્રિશ્ચિયનોના દેવળોમાં, હિંદુઓના મંદિરોમાં અને મુસલમાનોની મસજીદોમાં ધર્મોપદેશકો "ભાઇઓ, તૃષ્ણા ન કરશો, લોભ ન કરશો" એવા લાંબા લાંબા ઉપદેશો આપે છે. તેઓ તે તૃષ્ણાને દબાવી દેવાને માટે તેને નિર્મૂળ કરવા માટે બહુએ મથે છે; પરંતુ તૃષ્ણા તો જેવી ને તેવીજ રહે છે એનું શું કારણ છે? આ દર્દને નિર્મૂળ કરવાનો વિચાર કરતાં પહેલાં, તેનું કારણ આપણે જાણવું જોઇએ. કાલ્પનિક ખુલાસો ચાલી શકશે નહિ.

**વે**દાંત આનો એવો ખુલાસો કરે છે કે હે માનવ, તમારી અંદર પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરતો એવો સત્યરૂપ **આ**ત્મા વિરાજી રહ્યો છે. એ અવિનાશી છે, એનો કદિ વિનાશ: થઈ શકે એમ નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે કોઇ પણ શક્તિનો નાશ થઇ શકતો નથી, **વે**દાંત પણ એનો એવોજ ખુલાસો કરે છે કે હે ઉપદેશકો, હે ન્યાયાધીશો, હે ક્રિશ્ચિયનો, હે હિંદુઓ, હે મુસલમાનો, તમે આ તૃષ્ણાના રૂપમાં જણાતી શક્તિનો કદિ નાશ કરી શકો એમ નથી. અનાદિ કાળથી સૃષ્ટિના સર્વે ધર્મો, તૃષ્ણા, લોભ, સ્વાર્થીપણું વગેરેની વિરૂદ્ધમાં પ્રબોધન કરી રહ્યા છે; પરંતુ તમારા **વેદ, બાઇબલ** અને **કુરાન** એને દૂર કરી શકયાં નથી. એનો કોઇ પણ નાશ કરી શકે એમ નથી. માત્ર તેને પલટાવી તેનો સદુપયોગજ કરી શકાય એમ છે. **વે**દાંત કહે છે કે હે જગતના માનવીઓ, તમે ભૂલ કરો છો, તમે ઇશ્વિર એવો ત્રણ અક્ષરવાળો પરમ પવિત્ર શબ્દ લ્યો, એ શબ્દને ઉંધી રીતે વાંચો, એમાં શો ફેરફાર થાય છે? પવિત્રમાં પવિત્ર જે God (ઇશ્વર) શબ્દ છે તેને તમે અવળી રીતે વાંચો છો,

અવળી રીતે સમજો છો, અને આવી રીતે ખરેખર તમે પોતેજ Dog (શ્વાન) બનો છો; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો તમે પવિત્રમાં પવિત્ર એવા God (ઈશ્વર) છો. આત્માનો ધર્મ શરીરમાં અને શરીરનો ધર્મ આત્મામાં એમ ઉલટ સુલટ એક બીજાના ધર્મ એક બીજામાં આરોપણ કરવાની ભૂલથી તમે તૃષ્ણા વગેરેના ભોગ થઈ પડો છો. આ ભૂલ અને અજ્ઞાનને તમે દૂર કરો એટલે પછી તમે અજર, અમર એવા ઈશ્વિર સ્વરૂપ બનશો. આવી જાતની ભૂલમાંથી તમે તમારા આત્માને ઉદ્ધારો, **તમે દૃઢ આત્મનિષ્ઠ બનો. તમે પવિત્રમાં પણ પવિત્ર, માલીકના પણ માલીક, દેવોના પણ દેવ અને સકળ બ્રહ્માંડના સ્વામી છો, એવો તમે યથાર્થ સ્વાનુભવ કરો. પછી તમારી આસપાસ ભૌતિક પદાર્થો પ્રાપ્ત કરવા અને તેનો સંગ્રહ કરવાની તમને કદિ પણ વૃત્તિ થશે નહિ.**

હવે આપણે અનુરાગ અને શોકના વિષય તરફ આવીએ. મનુષ્ય આ રોગનો ભોગ થઈ પડે છે. તેની એવી ઈચ્છા હોય છે કે મ્હારી પાસે જે પદાર્થો છે તેનો કદિએ નાશ થવો ન જોઈએ; એ સદાકાળ જેવા ને તેવા કાયમ રહેવા જોઈએ. મનુષ્ય પોતાની પ્રિય વસ્તુનો નાશ થતાં શોક અને ચિંતામાં ઘેરાઈ જાય છે. આ શોક અને ચિંતા શું બતાવી આપે છે? એક વાર જો આપણે જ્ઞાનદૃષ્ટિથી જાણ્યું કે આ જગતમાં દરેક વસ્તુ વિકારી, વિનાશી અને પ્રવાહરૂપે છે; તો પછી આપણી પ્રિય વસ્તુઓ સદાકાળ જેવીને તેવી રહે, એવી આપણે કદિ પણ આશા રાખી શકીએ ખરા? છતાં પણ એવુંજ આપણે ઈચ્છીએ છીએ, તે શાથી વારૂ? વેદાંત કહે છે કે, " હે મનુષ્ય, ત્હારી અંદર એવી કોઈ એક વસ્તુ છે કે જે વાસ્તવિક રીતે અવિકારી, અવિનાશી અને સર્વદા એકજ સ્વરૂપે છે, માત્ર ભ્રાંતિથીજ તમારા સત્યસ્વરૂપ આત્માનો અવિકારી સ્વભાવ તે તમારા વિકારી સ્વભાવવાળા શરીરમાં આરોપવામાં આવે છે, આજ એનું કારણ છે. તે ભ્રાંતિ અને અજ્ઞાનનો ધ્વંસ કરો એટલે પછી તમે સદાને માટે વિષયાનુરાગથી મુક્ત થશો."

વારૂ, ત્યારે આલસ્ય અને જડતાનું કારણ શું હશે? વેદાંતના સિદ્ધાંત પ્રમાણે તમારા દરેકની અંદર વિરાજી રહેલો તમારો સત્ય સ્વરૂપ આત્મા સંપૂર્ણ રીતે અચળ અને શાંત છે, એજ આલસ્ય અને જડતા સર્વત્ર હોવાનું કારણ છે. એ સત્ય સ્વરૂપ આત્મા અપરિમિત હોવાથી તેને ગતિ નથી; અપરિમિત વસ્તુને ગતિ હોઈ શકે પણ નહિ. આ એક વર્તુલ છે. અહીં પાછું એક બીજું વર્તુલ છે. જ્યાં આ છે ત્યાં બીજાં નથી અને જ્યાં બીજું છે ત્યાં આ નથી, એક બીજા એક બીજાનું અસ્તિત્વ મર્યાદિત કરે તો બન્ને પરિમિત થાય. જો આપણે કોઈ વર્તુલને અપરિમિત બનાવવું હોય તો તેનો સર્વત્ર ઘેરાવો આવવો જોઈએ. પછી તેમાં બીજા કોઈ પણ નાના વર્તુલ માટે અવકાશ રહેશે નહિ જો કોઈ પણ વર્તુલ એને પરિચ્છિન્ન કરે તો તે વર્તુલ કદિ અપરિમિત કહી શકાયજ નહિ. જો વર્તુલને અપરિમિત બનાવવું હોય તો તે એકજ હોવું જોઈએ. તેના સિવાય તેની બહાર બીજું એકે વર્તુલ હોવું નહિ. તેની બહાર બીજું એકે વર્તુલ ન હોવાથી એવું એકે સ્થળ નથી રહેતું કે જે તે અપરિમિત વર્તુલથી વ્યાપ્ત ન હોય. આવી રીતે અપરિમિત વસ્તુને કોઈ પણ જાતનો અવકાશ ન હોવાથી તેને સ્થળાંતર રહેતું નથી. અપરિમિત વસ્તુમાં કોઈ પણ જાતનો વિકાર પણ નજ હોઈ શકે. આપણી અંદર વિરાજી રહેલો આપણો સત્ય સ્વરૂપ આત્મા અપરિમિત છે; અને તે સંપૂર્ણ રીતે અચળ અને શાંત છે. તેમાં કોઈ પણ જાતની ગતિ નથી. તેમાં

કોઈ પણ જાતની ક્રિયા નથી. વસ્તુસ્થિતિ આમ હોવાથી આપણા આત્માનું અપરિમિતપણું, શાંતપણું, અક્રિયપણું, અજ્ઞાનથી આપણે આપણા શરીરને લગાડીએ છીએ અને તેથી આપણા શરીરમાં આલસ્ય અને જડતાનું આપણને ભાન થાય છે. દુનીઆમાં સર્વત્ર આલસ્ય અને જડતા હોવાનું કારણ આજ છે.

દુનિયામાં કોઈને પણ પોતાનો હરીફ ગમતો નથી તેનું શું કારણ હશે? દરેક જણને સ્વતંત્ર માલિક થવાની ઈચ્છા શા માટે હોય છે?

" I am monarch of all I survey.
my right there is none to dispute; "

" હું જે કંઈ નિહાળું છું તે સર્વનો અધિરાજ છું. દુનિયામાં એવો એક પણ પદાર્થ નથી કે જે મ્હારા હક્ક સામે વાંધો ઉઠાવે. "

પ્રત્યેક જણને આવી ઇચ્છા હોવાનું કારણ શું? આ કઠિન અને વિચારણીય પ્રશ્નનો વેદાંત એવો ખુલાસો કરે છે કે, હે મનુજ! ત્હારી અંદર **एकमेवाद्वितीयम्** એવો **આ**ત્મા રહેલો છે, તે અપ્રતિમ હોઇ બ્રહ્માંડમાં તેનું કોઈ પણ પ્રતિસ્પર્ધી નથી. અજ્ઞાન અને ભ્રાંતિથી એ અદ્વિતીય **આ**ત્માનું એકપણું અને મહિમા આપણા શરીરમાં કલ્પવામાં આવે છે. આથીજ હું એકલો અને કોઈ પણ પ્રતિસ્પર્ધી વગરનો હોઉં, એવું દરેકનું સ્વાભાવિક વલણ હોય છે.

હવે આપણે બીજાં પાપોનો ખુલાસો કરવાની જરૂર નથી; કારણ કે વેદાંત બધાં પાપોનો આવીજ રીતે ખુલાસો કરે છે. મહાપાતકનું પણ તે આવીજ રીતે સમાધાન કરે છે. અજ્ઞાન કે જે **આ**ત્મા અને **અ**નાત્મામાં ભ્રાંતિ કરાવે છે; તેને દૂર કરવું એજ માત્ર આ સર્વે સામાન્ય અને મહાપાપોનો ક્ષય કરવાનો ઉપાય છે.

કોઇએક માણુસ પેટના અને આંખના એમ બે જાતના દરદથી પીડાતો હતો, તેથી તે તેની દવા કરાવવા માટે એક ડૉકટર પાસે ગયો. ડૉકટરે તેનું દર્દ તપાસી તેને બે જાતની દવાનાં પડીકાં આપ્યાં. આંખમાં નાંખવા માટેનું પડીકું સીસું અને ગંધકની મેળવણીના સુરમાનું હતું કે જે એક જાતનું ઝેર છે. બીજું પડીકું ખાવા માટેનું હતું તે મરી મરચાં વગેરે ચુર્ણનું હતું. આ માણસને આંખમાં નાખવાનું પડીકું કયું અને ફાકી જવાનું પડીકું કયું, તેનું ભાન ન રહેવાથી તેણે તો ખાવાનું હતું તે આંખમાં નાંખી દીધું; અને આંખમાં નાખવાનું હતું તેને તે ફાકી ગયો. પરિણામ એ આવ્યું કે તે આંખે આંધળો થઇ ગયો અને જઠર પણ બગડી ગયું.

લોકોમાં બધે આવુંજ ચાલે છે; દુનિયામાં જે પાપ દીઠામાં આવે છે તે અસ્તિત્વનું પણ આજ કારણ છે. અહિં આંખની જગ્યાએ તમારી અંદર રહેલો જ્યોતિનો પણ જ્યોતિએવો **આ**ત્મા છે; અને પેટની જગ્યાએ તમારૂં શરીર છે. **આ**ત્માને અર્થે જે કરવાનું તે શરીરને અર્થે અને શરીરને અર્થે જે કરવાનું છે તે **આ**ત્માને અર્થે કરવામાં આવે છે. **આ**ત્માના ધર્મ તે શરીરમાં અને શરીરના ધર્મ તે આત્મામાં આરોપિત કરવામાં આવે છે. દરેક વસ્તુ ઉંધી ચતી કરી નાખવામાં આવી છે, દરેક વસ્તુના સ્વરૂપના જ્ઞાનની ભ્રાંતિ થઈ ગઇ છે. દુનિયામાં જે કાંઇ પાપ દીઠામાં આવે છે તેનું અસ્તિત્વ આથીજ છે. વસ્તુને સુલટી કરો એટલે તેની સાથે તમે પણ સુલટા થઇ જશો. તમારો વાસ્તવિક ઉત્કર્ષ થશે; અને તમે દેવના પણ દેવ બનશો.

આવી રીતે તમારી અંદર વસ્તુ છે, પરંતુ આત્માને નીચે અને શરીરને ઉપર કરી નાખવામાં આવ્યું છે; અને પરમ સ્વર્ગને નરક બનાવી દેવામાં આવ્યું છે તમે દરેક વસ્તુને સુલટી કરો એટલે પછી ઘોરમાં ઘોર અને નિંદ્યમાં નિંદ્ય પાપ પણ રમ્ય અને પુનીતરૂપ ધારણ કરશે. તમારી દૃષ્ટિને સુલટી કરો એટલે તમે પરમ મહેશ્વર સ્વરૂપ બનશો.

ઇશ્વરને નહિ માનનારા એક ગૃહસ્થે "ઈશ્વર કોઇ પણ ઠેકાણે નથી" એવી રીતે ચારે તરફ પોતાના ઘરની બધી દીવાલો ઉપર લખ્યું હતું. તે અનીશ્વરવાદી–નાસ્તિક હતો. તેનો ધંધો વકીલાતનો હતો. એક દિવસે એક અસીલ આવ્યો અને પોતાના કેસના સંબંધમાં કેટલીક વાતચીત કર્યા બાદ તેણે તે વકીલને ૫૦૦ ડૉલર આપવા માંડયા. વકીલે તે લેવા ના પાડી અને કહ્યું કે, હું તો ૧૦૦૦ ડૉલર લઇશ. અસીલે કહ્યું:–એક હજાર તો એક હજાર, પણ તે કેસ જીત્યા પછીજ; અને જો ૫૦૦ ડૉલર લેવા કબૂલ કરતા હો તો હું હમણાંજ આપી દઉં. વકીલને તે કેસમાં જીતવાની સંપૂર્ણ ખાત્રી હતી તેથી તેણે કેસ જીતાયા પછીથી ૧૦૦૦ ડૉલર લેવાના કબૂલ કરીને તે કેસ પોતાના હાથમાં લીધો. પોતે કેસ બરાબર સમજી ગયો છે, એવી દૃઢ માન્યતાથી તે કોર્ટમાં ગયો. તે કેસના મુદ્દાને બરાબર ધ્યાનપૂર્વક વિચારીને ગયો હતો, પરંતુ પ્રતિવાદીના વકીલે એવું તો એક કાયદાનું–ઝીણુ પૉઇન્ટ કાઢયું કે તે અંતે તે કેસ જીતી શકયો નહિ. જે ૧૦૦૦ ડૉલર મળવાના હતા તે પણ તેને મળ્યા નહિ. આથી તે ઉત્સાહભંગ થઇ ખિન્ન સ્થિતિમાં ઘેર આવ્યો. તે ઉદાસપણે ટેબલને અઢેલીને બેઠો હતો, એટલામાં તેનો પ્રિય પુત્ર કે જેણે હમણાંજ જોડણી શિખવાની શરૂઆત કરી હતી, તે ત્યાં આવ્યો; અને ચારે તરફ દીવાલ ઉપર "God is no where" (ઇશ્વર કોઇ પણ ઠેકાણે નથી) આવું જે લખેલું હતું તેની જોડણી કરવા લાગ્યો. આ વાક્ય તેને માટે બહુજ લાંબુ હતું તેથી તેણે God is (ઇશ્વર છે) આ બે શબ્દની પ્રથમ જોડણી કરી; અને બાકીનો જે No where શબ્દ તે બહુ લાંબો હોવાથી અને એમાં ઘણા અક્ષરો આવતા હોવાથી તેણે તે શબ્દના Now (હવે) અને here (અહીં) એમ બે ભાગ કરી તેની જોડણી કરી આમ ચારે તરફ ભીંતો ઉપર લખેલા મોટા વાકયની જોડણી કરવામાં તે ફતેહમંદ નીવડયો, તેથી તેણે હર્ષમાં કૂદાકૂદ કરી મૂકી. બધું આમજ છે.

વેદાંતની એવી આજ્ઞા છે કે તમે દરેક શબ્દની સવળી રીતે જોડણી કરો; અવળી રીતે વાંચો નહિ. "God is no where" (ઈશ્વર કોઇ પણ ઠેકાણે નથી) આ વાકય કે જે પાતકકારક છે, તેને "God is now here" (ઈશ્વર હવે અહીં છે,) એમ વાંચો. તમારા પાપ કર્મોની અંદર પણ તમારી દિવ્યતા સાબીત કરી આપવામાં આવે છે; અને દિવ્યતા એજ તમારો મૂળ સ્વભાવ છે, આનો તમે સ્વાનુભવ કરો એટલે પછી દુનિયાં તમારે માટે બેહસ્ત બની જશે. અખિલ વિશ્વ તે તમારે માટે સ્વર્ગ અને નંદન વનમાં ફેરવાઇ જશે.

એક વખતે પરીક્ષામાં "ક્રાઇસ્ટે પાણીમાંથી દારૂ બનાવવાનો જે ચમત્કાર કર્યો હતો" તેના સંબંધમાં નિબંધ લખાવવામાં આવ્યો. આખું પરીક્ષાગૃહ વિદ્યાર્થીઓથી ચીકાર ભરાઇ ગયું હતું; અને એકેએક વિદ્યાર્થી નિબંધ લખવા મંડી પડયા હતા; પરંતુ તેમાંથી એક વિદ્યાર્થી ત્યાં બેઠો બેઠો સીસોડીઓજ વગાડયા કરતો હતો મનમાં ને મનમાં કાંઇક ગાતો હતો; અને ઘડીમાં આ ખૂણા તરફ તો ઘડીમાં પેલા ખુણા તરફ ડાફોરીઆં મારતો હતો. તેણે કાગળ ઉપર એક અક્ષર સરખો પણ લખ્યો નહોતો. આવી પરીક્ષાના સ્થળે પણ તે તો રમતજ કરતો હતો. આ એક સ્વતંત્ર ખવાસનો વિદ્યાર્થી હતો. એનું નામ બાઇરન હતું. જ્યારે નિબંધ

લખવાનો વખત પૂરો થઇ ગયો, ત્યારે સુપરિન્ટેન્ડેંટ બધા વિદ્યાર્થીઓ પાસેથી નિબંધના કાગળો એકઠા કરતો કરતો બાઇરન પાસે આવી મશ્કરી કરીને બોલ્યો કે, લાંબો નિબંધ લખી બાઇરન થાકી ગયો છે, તેને માટે સુપરિન્ટેન્ડન્ટ બહુ દિલગીર છે. બાઇરને તે વખતેજ હાથમાં પેન લઇ પરીક્ષાપત્રમાં એકજ વાકય લખી સુપરિન્ટેન્ડન્ટને આપી દીધું. પરીક્ષાનું પરિણામ બહાર પડયું, ત્યારે તે નિબંધનું પહેલું ઈનામ બાઇરન જેણે એકજ વાકય લખી કાઢયું હતું તેને મળ્યું. સુપરિટેન્ડન્ટ બાઇરનને એક એદી છોકરો ગણતો હતો. તેને આ ઈનામની વાત જાણીને ઘણીજ નવાઇ લાગી. ઇનામને માટે જે બીજા ઉમેદવાર વિદ્યાર્થીઓ હતા; તેમણે, બાઇરનને નિબંધ કલાસમાં વાંચી જવાને પોતાના પરીક્ષકને વિનંતિ કરી. તે નિબંધમાં બાઇરને શું લખ્યું હતું? " The water saw her master and blushed " " જળદેવીએ પોતાના સ્વામીને જોયો; અને તેના મુખ ઉપર સુરખી છવાઇ રહી. " ક્રાઇસ્ટના ચમત્કારમાં આજ રહસ્ય હતું કે જેનાવડે તેણે પાણીનું દારૂમાં રૂપાન્તર કરી નાખ્યું હતું. બાઇરનનો આખો નિબંધ તે આજ હતો. ખરેખર આપણને આ એક નવાઇ જેવું નથી લાગતું વારૂ? જ્યારે મ્હોં ઉપર સુરખી છવાઇ રહે છે, ત્યારે તે મ્હોં રક્તવર્ણ થાય છે. તે જળ રક્તવર્ણી મદિરા થઇ ગયું. જ્યારે કોઇ પણ સ્ત્રી પોતાના પ્રિય પતિનો સાદ સાંભળે છે, ત્યારે તેણીના મુખ ઉપર સુરખી છવાઇ રહે છે. જલદેવીએ પોતાના સ્વામીનું મુખ જોયું અને તેણીના મુખ ઉપર સુરખી છવાઇ રહી. આ એનો ભાવાર્થ છે. આવો નિબંધ ઉત્તમ ખરો કે નહિ?

તમે તમારી અંદર રહેલા તમારા સત્ય સ્વરૂપને જાણો. ક્રાઇસ્ટની માફક "પિતા અને પુત્ર એક છે" એવી પ્રતીતિ કરો. " સૃષ્ટિના આદિકાળમાં શબ્દ હતો; અને તે શબ્દ તે સરજનહાર પ્રભુની સાથે હતો, " આનો તમે સ્વાનુભવ કરો. " સ્વર્ગનું પણ સ્વર્ગ તમારી અંદર રહેલું છે, " તેને એક વાર અનુભવી ખાત્રી કરો. પછી કોઈ પણ મલિનમાં મલિન જળાશય તે તમારે માટે એક અમૃતનું સરોવર બનશે. દરેકે દરેક કારાગૃહ તે તમારે માટે એક ઉત્તમમાં ઉત્તમ સ્વર્ગધામ બનશે. તમને કોઈ પણ જાતની મુશ્કેલી કે હરકત નડશે નહિ; અને તમે આ સર્વ વિશ્વના માલિક બનશો.



# ૧૯–આપણું સત્ય સ્વરૂપ.*



બાનુઓ અને ગૃહસ્થોના સ્વરૂપે વિરાજતો સર્વ શક્તિમાન ઇશ્વર !

આપણે જર્મનીમાં એક માણસના સંબંધમાં એવી દંતકથા ચાલતી સાંભળીએ છીએ કે, તેણે પોતે પોતાનો પડછાયો ગુમાવ્યો અને તેને અર્થે તેને બહુજ સહન કરવું પડયું. તેને તેના બધા મિત્રોએ ત્યજી દીધો; તેની બધી સંપત્તિ પણ જતી રહી અને તે ઘણીજ શોચનીય સ્થિતિમાં આવી ગયો. જ્યારે આમજ છે તો પછી જે માણસ પડછાયાને બદલે પોતાનું સ્વરૂપજ ગુમાવે છે, તેના સંબંધમાં તમે શું ધારશો ? પડછાયો ગુમાવનારના સંબંધમાં તો હજી કંઇ પણ આશા છે; પરંતુ જે માણસ પોતે પોતાનું ખરૂં સ્વરૂપ–પોતાની જાતજ ગુમાવે છે, તેના સંબંધમાં શી આશા હોઇ શકે ?

આ જગતમાં બહુ ભાગે આવુંજ છે. લગભગ બધા લોકોએ પડછાયો નહિ, પણ સ્વરૂપજ ગુમાવ્યું છે. આ એક પરમ આશ્ચર્ય છે ! શરીર તો માત્ર પડછાયો છે, માત્ર છાયા છે, અને આત્મા એજ આપણું સત્ય સ્વરૂપ છે. દરેક માણસ પોતાના પડછાયાના સંબંધમાં, પોતાના શરીરના સંબંધમાં જરીએજરી કહેશે; પરંતુ પોતાના સ્વરૂપના સંબંધમાં, આત્માના સંબંધમાં કહે એવા બહુજ થોડા મનુષ્યો છે ! તમે શું છો ? તમે તમારા પોતાના સ્વરૂપને ગુમાવીને ત્રણે લોકની પ્રાપ્તિ કરો તોપણ તે શા કામની ? લોકો આ બાહ્ય વિશ્વને પ્રાપ્ત કરવા સારૂ રાતદિવસ તનતોડ મહેનત કરે છે; પરંતુ પોતાનો આત્મા ગુમાવે છે ! તેઓને પોતાનું સ્વરૂપ તો યાદજ આવતું નથી ! શું ગુમાવવામાં આવ્યું ? ઘોડો કે ઘોડેસ્વાર ? ઘોડેસ્વારજ ગુમાવવામાં આવ્યો છે. શરીર એ અશ્વ છે, અને જે આત્મા–જે આપણું સત્ય સ્વરૂપ–તે સ્વાર છે. સ્વારજ ગુમાવવામાં આવ્યો છે; અશ્વ તો છેજ. દરેકજણ આ અશ્વ માટે તો જરીએ જરી માહિતી આપશે; પરંતુ આપણને સ્વારની–આત્માની–આપણા સત્ય સ્વરૂપની માહિતીની જરૂર છે. આજ ખરેખરો ગહન વિષય છે. આ વિષયમાંજ આખા જગતના તત્ત્વવેત્તાઓ મગજમારી કરી રહ્યા છે; તેના તત્ત્વનિર્ણયને માટે પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા છે. આ ઘણોજ ગંભીર વિષય છે અને એક કલાક જેટલા ટુંક વખતમાં એને ન્યાય આપવો એ દુર્ઘટ છે; તોપણ તેને દૃષ્ટાંત અને વાર્તાદ્વારા જેમ બનશે તેમ આપણે સરળ કરીશું.

આ વિષય એક વખત ૧૫, ૧૬ વર્ષની વયના એક યુવકને સમજાવવામાં આવ્યો હતો અને તે યુવક ટુંક સમયમાં તે બરાબર સમજી પણ ગયો હતો. જો એક ૧૫, ૧૬ વર્ષનો યુવક આ વિષય સમજી શકયો, તો પછી તમે તો આ વિષય સમજશોજ. પણ માત્ર તે સમજવાને અર્થે તમારે પુરતું લક્ષ આપવું પડશે. તે નાના કુમારને સમજાવવા માટે જે પદ્ધતિ સ્વીકારવામાં આવી હતી, તેજ પદ્ધતિથી તમને પણ સમજાવવામાં આવશે.

---

* આ ભાષણ સ્વામી રામતીર્થે સાનફ્રાન્સિસ્કોમાં ગોલ્ડનગેટ નામના હોલમાં ઇ. સ. ૧૯૦૩ ના જાન્યુવારીની ૭ મી તારીખે આપ્યું હતું.

એક વખત પર્વત ઉપર 'રામ'ની પાસે એક રાજકુમાર આવ્યો અને પ્રશ્ન પૂછયોઃ— "સ્વામીજી, ઈશ્વરનું સ્વરૂપ શું છે ?" 'રામે' કહ્યુંઃ—"આ એક એવો વિષય છે કે જેની દરેકે દરેક તત્ત્વજ્ઞાની ઋષિ, મુનિ અને દરેકે દરેક ધર્મ ખોજ કરે છે; અને તમારે તો ટુંક સમયમાં આ જાણવાની જીજ્ઞાસા છે." તે કુમારે કહ્યુંઃ—"હા સ્વામીજી, હું બીજે એનો ખુલાસો કરાવવા કયાં જાઉં ? આપજ કૃપા કરીને મ્હારા મનનું સમાધાન થાય એવી રીતે સમજાવો."

"પ્રિય કુમાર ! તમે ઈશ્વર શું છે, એ જાણવાની ઈચ્છા રાખો છો ? એની મુલાકાત લેવા માગો છો ? પણ એવો એક નિયમ છે કે, જ્યારે કોઈ મોટા માણસની મુલાકાત લેવાની હોય ત્યારે તેણે પોતાનું નામ ઠામ સૂચવનારૂં એક પત્તું પ્રથમ મોકલાવવું જોઇએ, માટે તમારે પણ તમારા નામ ઠામવાળું એક પત્તું ઈશ્વરને મોકલાવવું જોઇએ. તમે કોણ છો ? તે તમારા નામ ઠામવાળું પત્તું તમે મને આપો, એટલે હું તે ઈશ્વરને હાથોહાથ આપીશ અને ઇશ્વર તમારી મુલાકાત લેશે; અને તે પછી ઇશ્વરનું સ્વરૂપ તમને સમજાશે." તે રાજકુમારે કહ્યુંઃ— "ઠીક સ્વામીજી, આપનું કહેવું યથાર્થ છે. હું મ્હારૂં નામ ઠામ આપને જણાવું છું." "હિંદુસ્તાનના ઉત્તર વિભાગમાં હિમાલય પર્વત ઉપર, અમુક રાજા રાજ્ય કરે છે તેનો હું કુમાર છું; અને અમુક મ્હારૂં નામ છે." આવી રીતે તેણે એક કાગળની ચીઠી ઉપર લખી કાઢયું. એ ચીઠી 'રામે' લીધી અને વાંચી જોઈ. તે ચીઠી ઇશ્વરને ન પહોંચાડતાં તે કુમારનેજ પાછી આપવામાં આવી; અને તેને કહેવામાં આવ્યું કે, "હે કુમાર તમે શું છો તે તમે જાણતા નથી !" "એક અભણ અને અજ્ઞાન માણસ, કે જે તમારા પિતાજીને મળવા માગે છે; પરંતુ પોતાનું નામ ઠામ લખી શકતો નથી, એના જેવા તમે છો. શું તમારા પિતાજી એને મળશે ? તમે પણ તમારૂં નામ લખી શકતા નથી. તમને ઇશ્વર કેવી રીતે મળે ? પહેલાં તમે શું છો ? તે બરાબર જણાવો, ત્યાર પછી ઇશ્વર સાક્ષાત જાતે આવી તમને હૃદય સરસા ચાંપીને મળશે."

આ સાંભળી કુમારે મનમાં ખુબ વિચાર કર્યો, અને પછી તેણે કહ્યુંઃ—"સ્વામીજી, હવે હું બરાબર સમજ્યો. મ્હારૂં નામ લખવામાં મ્હેં ભૂલ કરી છે. મ્હેં મ્હારા આ પંચમહાભૂતના સંઘાતવાળા શરીરનુંજ નામ લખ્યું છે, મ્હારૂં જે ખરૂં સ્વરૂપ તેનું નામ મ્હેં લખ્યું નથી."

કુમારની પાસે તેનો એક અનુચર ઉભો હતો, તેને આ કંઈ સમજાયું નહિ, તેથી કુમારને કહેવામાં આવ્યું કે, "આ તમારો અનુચર તમારો કહેવાનો ભાવ બરાબર સમજ્યો નથી; તેથી તમારા કહેવાનો ભાવ તેને તમે બરાબર સમજાવો." કુમારે પોતાના માણસને પ્રશ્ન કર્યો; "વારૂ ફલાણા ભાઈ, આ કાર્ડ કોનું છે ?" તે અનુચરે કહ્યુંઃ—"તે મ્હારૂં છે." તે કુમારે તે અનુચરની લાકડી પોતાના હાથમાં લઇ પાછો તેને પ્રશ્ન કર્યો કે, "આ લાકડી કોની છે" ? તેણે જવાબ આપ્યોઃ—"તે મ્હારી છે." "વારૂ, આ તમે પહેર્યો છે તે સાફો કોનો છે ?" તે માણસે જવાબ આપ્યો કે, "તે મ્હારો છે." કુમારે કહ્યુંઃ—"બહુ સારૂં જ્યારે આ સાફો તમારો છે, ત્યારે આ સાફો અને તમારી વચ્ચે અમુક જાતનો કાંઈક સંબંધ છે. આ સાફો એ તમારી મીલકત છે, અને તમે એ સાફાના માલિક છો, ત્યારે તમે સાફો તો નહિજ." તેણે કહ્યું—"ખરેખર, એ તો દેખીતુંજ છે." "વારૂ, આ સીસાપેન તમારી છે, એના માલિક તમે છો, અને તમે એ સીસાપેન નથી." તેણે કહ્યુંઃ—"હા તેમજ છે." "સારૂ" એમ કહીને કુમારે પોતાના અનુચરના કાન પકડયા અને તેને પાછો સવાલ પૂછયો

કે, "આ કાન કોના છે?" અનુચરે જવાબ આપ્યો:-"તે મ્હારા છે." કુમારે કહ્યું:-"બહુ સારૂં, એ કાન તમારા છે, એ કાનના માલીક તમે છો, અને તેથી તે કાન તમે નથી. વારૂ, કાનની માફક આ નાક પણ તમારૂં છે; અને તે તમારૂં છે, તેથી તે નાક પણ તમે નથી." તે હજુરીઆના શરીર તરફ હાથ કરીને કુમારે કહ્યું:-આવીજ રીતે "આ આખું શરીર કોનું છે?" તે અનુચરે જવાબ આપ્યો:-"આ શરીર પણ મ્હારૂં છે." "ભાઈ જ્યારે આ શરીર તમારૂં છે ત્યારે તમે તો શરીર નહિજ; અને તમે તે શરીર નજ હોઈ શકો, કારણ કે તમે કહોછો કે આ શરીર મ્હારૂં છે, આ મ્હારા કાન છે, આ મ્હારૂં માથું છે, આ મ્હારા હાથ છે. આવું તમારૂં કહેવુંજ બતાવી આપે છે કે, તમે કંઇ જૂદીજ વસ્તુ છો, અને કાન, હાથ, આંખ એ ઇંદ્રિયોવાળું શરીર તે પણ કાંઇક જુદીજ વસ્તુ છે. આ શરીર એ તમારૂં છે, અને તમે આ શરીરવાળા, શરીરી છો. શરીર એ તમારા પહેરવાના વસ્ત્ર સમાન છે; અને એ શરીરરૂપી વસ્ત્રના તમે માલિક છો. શરીર એ તમારો અશ્વ છે, અને તમે એ અશ્વના સ્વાર છો. ત્યારે હવે, તમે શું છો? એ વિચારો" પેલો અનુચર આટલા સુધી આ બધું બરાબર સમજી ગયો, અને કુમારને એક કાગળના ટુકડામાં પોતાનું નામ ઠામ લખી આપવાનું કહેવામાં આવતાં તે કુમારે પોતાનું ખરૂં નામ લખી આપવાને બદલે પોતાના શરીરનું નામ લખી આપ્યું એ કુમારે ભૂલ કરી હતી, એ પણ બરાબર સમજી ગયો. હવે પાછું કુમારને પુછવાનું શરૂ કરવામાં આવ્યું:-"જ્યારે તમે શરીર નથી, તમે કાન નથી, તમે આંખો નથી, એવું કંઈ પણ તમે નથી, ત્યારે તમે શું છો?" કુમારે ખુબ વિચાર કરીને જવાબ આપ્યો:-"હા બરાબર! હું શરીર તો નહિજ, પણ હું મન છું, હું મનજ હોઈ શકું" પાછો એ કુમારને પલતાવવામાં આવ્યો કે, "આ તમે કહો છો તે બરાબર છે?"

"વારૂ તમારા શરીરમાં કેટલાં હાડકાં છે તે તમે કહી શકશો? આજ સવારમાં જે કંઈ તમે અન્ન ખાધું, તે તમારા શરીરમાં હાલ કયાં છે, તે જણાવી શકશો?" કુમાર કંઈ જવાબ આપી શકયો નહિ. પણ એના મ્હોંમાંથી આ શબ્દો નીકળ્યા:-"મ્હારી બુદ્ધિનો એમાં પ્રવેશ નથી. મ્હેં પ્રાણુશાસ્ત્ર કે શારીરિકશાસ્ત્ર વાંચ્યું નથી; તેથી આ વિષયને મ્હારી બુદ્ધિ સમજી શકે એમ નથી. મ્હારૂં મન એનું ગ્રહણ કરી શકતું નથી." તે કુમારને પાછો બીજો પ્રશ્ન કરવામાં આવ્યો:-"હે પ્રિય કુમાર! હે વત્સ! તમે તમારા કહેવાથી કબૂલ થઇ જાઓ છો કે, બુદ્ધિ તે તમારી છે, મન તે તમારૂં છે, વિચારસ્થાન તે તમારૂં છે. વારૂ, જો બદ્ધિ એ તમારી છે, તો બુદ્ધિ એ તમે નથી; જો મન એ તમારૂં છે, તો મન એ પણ તમે નથી; ત્યારે તમે શું છો? મહેરબાની કરીને વિચાર કરો. ચોક્કસપણે ખ્યાલ કરો, અને તમે શું છો? તે જણાવો. તે જાણવામાં આવશે, ત્યારેજ ઈશ્વરનું સાન્નિધ્ય થઈ તેનાં તમને દર્શન થશે. વગર વિલંબે તમને ઇશ્વર પાસે લઈ જવામાં આવશે."

તે કુમારે ખૂબ વિચાર કરી જોયો; તેણે વિચાર કરવામાં કંઇપણ બાકી રાખી નહિ; પરંતુ કંઇએ ગમ પડી શકી નહિ, તેથી તેણે કહ્યું:-"સ્વામીજી! આમાં મ્હારી બુદ્ધિ જરીએ ચાલતી નથી; મ્હારૂં મન ત્યાં લવલેશ ગતિ કરી શકતું નથી."

અહા! આ કેવા તેના યથાર્થ શબ્દો છે! ત્યાં ઇશ્વર પાસે એ મન કે બુદ્ધિ કોઇએ જઇ શકતું નથી. સત્ય સ્વરૂપ આત્મા-ઇશ્વર એ મન, વાણી અને બુદ્ધિથી પર છે.

પછી તે કુમારને કહેવામાં આવ્યું કે:–"તમે થોડી વાર એકાંતમાં બેસી શાંત ચિત્તે તમને જેટલું તમારી બુદ્ધિથી સમજાયું હોય, તેટલાનું બરાબર મનન કરો. હું શરીર નથી, હું મન નથી, એ જો તમને યથાર્થ લાગતું હોય, તો તેને તમે આચરણમાં મૂકો; તેનો તમે તમારા અનુભવના તેમજ વર્તનના શબ્દોમાં જાપ કરો. તમે પ્રત્યક્ષ અનુભવ કરી જુઓ કે, તમે શરીર કે મન, એ કંઇએ નથી. જો તમે માત્ર આજ વિચારને તમારા આચરણમાં મૂકો, જો હું શરીર અને મનથી પર છું, એટલુંજ જો સત્ય તમને સમજાયું હોય, અને માત્ર તેટલુંજ જો તમે તમારા વર્તનમાં મૂકશો, તો દરેક જાતની ચિંતા અને ભયથી તમે મુક્ત થઇ જશો. શરીર અને મનના પ્રદેશમાંથી જ્યારે તમે તમારી જાતને ઉંચે લઈ જશો, ત્યારે ભય તમારી પુંઠ છોડી જશે; અને સર્વ ઉદ્વેગ અને શોક લય પામી જશે."

ત્યાર પછી તે કુમારને પોતે શું છે, તેની પ્રતીતિ કરાવવાને કંઇક મદદ કરવામાં આવી; અને પાછો તેને પ્રશ્ન કરવામાં આવ્યો કે:–" ભાઇ કુમાર, આજ તમે શું શું કર્યું ? આજ સવારમાં તમે શા શાં કામ કર્યાં તે તમે જરા જણાવશો ?"

તેણે કહેવા માંડયું; " હું વહેલો પરોઢીઆમાં ઉઠયો, ત્યાર પછી નહાઇ ધોઇને અમુક કેટલુંક કામ કર્યું. નાસ્તો કર્યો, પુસ્તકમાંથી કેટલુંક વાંચ્યું, કેટલાક પત્રો લખ્યા, કેટલાક મિત્રોને ઘેર જઇ તેમની મુલાકાત લીધી મ્હારે ત્યાં આવેલા મિત્રોનો મેળાપ કર્યો અને ત્યાર પછી અહિં આપના દર્શનાર્થે આવ્યો. "

ફરી તે કુમારને પૂછવામાં આવ્યું:–" બસ આટલુંજ ? તમે આથી વધારે કામ નથી કર્યાં ? વિચારી જુઓ ! " તેણે પાછું વિચારી જોયું અને બીજાં કેટલાંએક કરેલાં કામો પાછાં જણાવ્યાં. " હજી બધાં કામો તમે કહ્યાં નથી, હજી બીજાં ઘણાં બાકી છે; તમે આ સિવાય બીજાં હજારો કામ કર્યાં છે, હજારો તો શું પણ લાખો કામ કર્યાં છે, બીજાં અસંખ્ય કર્મો કર્યાં છે; અને તે છતાં તે તમે કહેતા નથી, એ યોગ્ય નથી. તમે શું શું કર્યું તે બધું મહેરબાની કરીને કહો. તમે સવારમાં જે જે કર્યું તે જરીએ જરી જણાવો. "

જે થોડાંક કામો પોતે ગણાવ્યાં તે ઉપરાંત બીજાં હજારો કામો પોતે કર્યાં છે, એવા અજબ શબ્દો સાંભળીને તે કુમારને ઘણોજ અચંબો લાગ્યો; અને કહ્યું કે, " સ્વામીજી, મ્હેં તમને જે કામો ગણાવ્યાં તે ઉપરાંત મ્હેં એકે કામ કર્યું નથી. " " નહિ ભાઇ, નહિ, તે ઉપરાંત તો તમે લાખો, કરોડો અને અસંખ્યાત બીજાં કામો કર્યાં છે, તેનું શું ? "

તે કુમારને પૂછવામાં આવ્યું:–"આ સ્વામી તરફ કોણ જોઇ રહ્યું છે ?" તેણે કહ્યું:–"હુ" "તમે સ્વામીના મ્હોં સામું જોઇ રહ્યા છો ? અને આ પડખે ગંગા નદી વહે છે, તેના સામું પણ તમેજ જોઇ રહ્યા છો ?" તેણે કહ્યું:–" હા, હુંજ જોઈ રહ્યો છું. " " વારૂ, તમે નદી અને સ્વામીનું મુખ એ બન્ને જુઓ છો, પણ આંખની અંદર રહેલા છ સ્નાયુઓને કોણ પ્રેરે છે ? તમે જાણો છો કે જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે આંખના છ સ્નાયુઓ ક્રિયા કરે છે ? તે ક્રિયા કરવાને કોણ પ્રેરે છે ? તે બીજો કોઇ પણ અન્ય નજ હોઇ શકે ? બ્હારનો કોઇ બીજોજ પ્રેરનાર નજ હોઈ શકે. તે તમારો પોતાનો આત્માજ હોવો જોઇએ; કે જે નેત્રની જોવાની ક્રિયામાં તેના સ્નાયુઓને પ્રેરે છે. "

તે કુમારે જવાબ આપ્યો:–" તે હુંજ તેને પ્રેરનાર મ્હારા સિવાય બીજો નજ હોઈ શકે. "

"વારૂ, કુમાર, હમણાં આ પાછું કોણ જોઇ રહ્યું છે? વળી આ ચર્ચામાં ધ્યાન કોણ આપી રહ્યું છે?" તે કુમારે જવાબ આપ્યો:-"તે હું તો હું." "વારૂ, તમે જોઇ રહ્યા છો, તમે ચર્ચામાં ધ્યાન આપી રહ્યા છો, તો વળી તમારા બોલવાના તંતુઓને કોણ ચલાવી રહ્યું છે? તે પણ તમારા સિવાય બીજો કોઇ નજ હોઇ શકે. આજ સવારમાં નાસ્તો કોણે કર્યો?" તે કુમારે કહ્યું: "નાસ્તો કરનાર પણ હુંજ" "વારૂ, નાસ્તો પણ તમે કર્યો, અને મળ-વિસર્જન પણ તમેજ કરવાના! તમારાસિવાય બીજો કોઇપણ ન હોઇ શકે."

તે કુમારે આટલા સૂધી આ સર્વ કબુલ કર્યું. પાછું તે કુમારને કહેવામાં આવ્યું કે, "પ્રિય કુમાર! જે કંઇ આ ચર્ચા થઇ, તેના ઉપર આપણે થોડોક વિચાર કરીએ. જે ખાધેલા અન્નનું પ્રાચન થાય છે, તે પાચન થવામાં હજારો ક્રિયાઓનો સમાવેશ થએલો છે. પ્રાણવાયુ મિશ્ર કરવાની ક્રિયા ચાલે છે. ત્યાર પછી લોહી તૈયાર થાય છે. પછી તે લોહી રક્તવાહિનીઓમાં વહે છે. પછી તે ખાધેલું અન્ન સ્નાયુ, હાડ, માંસ, કેશ વગેરેમાં રૂપાન્તર પામે છે. શરીરમાં વૃદ્ધિ પામવાની ક્રિયાઓ ચાલી રહેલી હોય છે. આવી બીજી ઘણીએ ક્રિયાઓ ચાલી રહેલી હોય છે, અને આ બધી ક્રિયાઓનો અન્નને પાચન કરવાની ક્રિયા સાથે સંબંધ રહેલો છે. જે વખતે તમે અન્ન ખાધું, તે વખતે જે શ્વાસોચ્છ્વાસ થતા હતા તેનું કારણ પણ તમેજ છો; તમારી નસોમાં જે લોહી વહે છે, તેનું કારણ પણ તમેજ છો; તમારા શરીરમાં જે વાળ ઉગીને વૃદ્ધિ પામે છે, તેનું કારણ પણ તમેજ છો; વળી જે તમારૂં શરીર વિકાસ પામે છે, તેનું કારણ પણ તમે ને તમેજ છો. જુઓ, કેટલી બધી ક્રિયાઓ, કેટલા બધાં કામો તમે પ્રત્યેક પળે કરી રહ્યા છો!"

આ સાંભળી કુમાર વિચારમાં પડ્યો; તેણે આ બાબત ઉપર બહુજ વિચાર કર્યો અને કહ્યું કે; "સ્વામીજી આપનું કહેવું યથાર્થ છે, ખરેખર આ શરીરમાં હજારો ક્રિયાઓ થઇ રહી છે, કે જેને મ્હારી બુદ્ધિ જાણતી નથી; જેના સંબંધમાં મ્હારૂં મન કેવળ અજ્ઞાન છે. આ સર્વે ક્રિયાઓનો કરનાર છે હુંજ છું, છતાં મ્હેં આટલાંજ કામો કર્યાં, એવું જે કહ્યું, તે મ્હારી ભૂલ છે."

હજી કંઇક વિશેષ સ્પષ્ટ કરવાની જરૂર છે. આ તમારા શરીરમાં મુખ્ય બે જાતની ક્રિયાઓ થઇ રહી છે. તે બે જાતની ક્રિયાઓ તે ઐચ્છિક અને અનૈચ્છિક છે. ઐચ્છિક ક્રિયાઓ એને કહેવામાં આવે છે કે જે ક્રિયાઓ મન અને બુદ્ધિદ્વારા કરવામાં આવે છે, અર્થાત્ વાંચવું, ચાલવું, વાત કરવી, ખાવું, પીવું, વગેરે ક્રિયાઓ ઐચ્છિક છે. આ સિવાય બીજી હજારો એવી ક્રિયાઓ છે કે, જે આપણી ઇચ્છા વગર એમને એમ થયા કરે છે. અર્થાત્ મન અને બુદ્ધિની સહાયતા વગર એ સર્વ ક્રિયાઓ થયાં જાય છે, દાખલા તરીકે શ્વાસોચ્છ્વાસ લેવા, શરીરની નસોમાં લોહીનું વહેવું, વાળ ઉગવા, વગેરે, વગેરે આને અનૈચ્છિક ક્રિયાઓ કહે છે.

જે ક્રિયાઓ મન અને બુદ્ધિદ્વારા ઐચ્છિક રીતે થાય છે, તેજ ક્રિયાઓ માત્ર 'અમે કરીએ છીએ' એમ કહેવામાં અને માનવામાં લોકો દેખાતી ભૂલ કરે છે. બાકીની જે ક્રિયાઓ અને કર્મો મન અને બુદ્ધિ સિવાય એમને એમ અનિચ્છાથી થયા કરે છે, એ ક્રિયાઓને તો તદ્દન બાજુએ મૂકવામાં આવે છે. તેઓ તે ક્રિયાઓને પોતાના કામોમાં ગણતા નથી, અને ભૂલથી પોતાના આત્માને પોતાના સમર્યાદ મનમાં મર્યાદિત કરી, પોતાના અનંત સ્વરૂપને

પોતાની સમર્યાદ બુદ્ધિરૂપ ગણી, લોકો હાથે કરીને પોતે કંગાલ અને દુઃખી બને છે! લોકો કહે છે કે; "ઇશ્વર અમારી અંદર વસી રહ્યા છે." બહુ સારૂં, આખા સ્વર્ગનું સામ્રાજ્ય તમારી અંદર છે; પરંતુ તે ગર્ભ કે જે તમારી અંદર છે તે તમે છો; પણ કંઈ તે ગર્ભ ઉપરના છોડાં તે તમે નથી. જરા મહેરબાની કરી આનો તમારા અંતઃકરણથી વિચાર કરી જુઓ! તમે તે ગર્ભ છો કે તે ગર્ભ ઉપરના છોડાં છો? જે તમારી અંદર વસી રહેલો છે, તે તમે છો કે બાહ્ય છોતરાં તે તમે છો? તેનો તમે ખ્યાલ કરી જુઓ.

કેટલાક લોકો એમ કહે છે કે, "અરે સાહેબ, અમે ખાઇએ છીએ અને કુદરત તેને પચાવી દે છે." ન્યાય, સત્ય અને સ્વતંત્રતાને ખાતર તમે જરા વિચારી જુઓ કે, તમે તે કુદરત છો કે તમે તે કેવળ શરીર છો? તે કુદરત અને પરમાત્મા તે તમેજ છો. જો તમે તમારા ખ્યાલો તમારી પહેલાંની માન્યતા અને વ્હેમોને ત્યાગ કરી આ વિષયના સંબંધમા વિચારશો, તપાસશો અને તાત્પર્ય જોશો, તો તમારા સન્મુખ ઉભેલા 'રામ'ના મતને તમે પણ માનતા થશો. તમને સમજાશે કે વસ્તુના અંદર રહેલો ગર્ભ અને સમસ્ત કુદરત તે તમેજ છો.

ઘણે ભાગે તમારા માંહેલા બધા મ્હારી દલીલનું તાત્પર્ય સમજ્યા હોવા જોઇએ; પરંતુ તે રાજકુમાર તે બરાબર સમજ્યો નહોતો. તે કુમારે કહ્યું:–"વારૂ! સ્વામીજી, હું આટલું તો બરાબર સમજ્યો છું કે "બુદ્ધિ અને મન સિવાય હું કંઇક જુદોજ છું." આ વખતે આ રાજકુમારનો પેલો અનુચર કે જે ત્યાંજ નજીકમાં બેઠો હતો તેણે કહ્યું:–"પણ સાહેબ, આપ જેટલું સમજ્યા છો, એટલું મને જરા સ્પષ્ટ રીતે સમજાવવાની કૃપા કરશો? કારણ કે હું તે જોઇએ એવું બરાબર સમજી શકયો નથી." "વારૂ" કહી તે ખીજમતદારને સમજાવવાને અર્થે એને પૂછવામાં આવ્યું કે, "ભાઇ તમે જ્યારે પથારીમાં જઇ સૂઈ રહો છો ત્યારે તે અવસ્થામાં તમે જીવતા રહો છો કે મરણ પામો છો?" ખીજમતદારે જવાબ આપ્યો:– "મરણ પામતો નથી, જીવતો રહું છું." "ત્યારે તે વખતે તમારી બુદ્ધિ અને મનનું શું થાય છે?" તેણે જવાબ આપ્યો:–" તે ત્યાંનાં ત્યાં હોય છે; અને તેને અંગે અનેક જાતનાં સ્વપ્નાં હું ત્યાં અનુભવું છું." "વારૂ પણ જે વખતે તમે ગાઢપણે ઉંઘી જાઓ છો, અને સ્વપ્નું સરખું પણ આવતું નથી, તે વખતે તમારી બુદ્ધિ અને મન કયાં જાય છે?"

તેણે આના સંબંધમાં વિચાર કરીને જવાબ આપ્યો કેઃ–" તે અવસ્થામાં મન કે બુદ્ધિ ત્યાં રહેતાં નથી." "વારૂ, મન કે બુદ્ધિ તો ત્યાં રહેતાં નથી; પરંતુ તે અવસ્થામાં તમે તો રહો છો કે નહિ?" તેણે જવાબ આપ્યો:–"હા, હું તો રહું છું જ, તે ગાઢ નિદ્રાવસ્થામાં પણ મ્હારૂં અસ્તિત્વ તો કાયમ રહે છેજ." "વારૂ, જરા આમ જુઓ. ગાઢ નિદ્રાવસ્થા કે જ્યાં મન કે બુદ્ધિ રહેતાં નથી, તે મન અને બુદ્ધિને ખુંટીએ મૂકેલાં વસ્ત્રની માફક, એક બાજુ મૂકવામાં આવે છે; અને ગાઢ નિદ્રાવસ્થામાં પણ તમે કાયમ રહો છો. તે અનુચરે કહ્યું:–" આનો ભાવાથ હું હજી પણ બરાબર સમજી શકયો નથી."

તે ખીજમતદારને કહેવામાં આવ્યું કે, "વારૂ, જયારે તમે બરાબર ગાઢ ઉંઘ લઇને ઉઠો છો, ત્યારે તમે એમ નથી કહેતા કે આજ રાત્રે મને બરાબર ઉંઘ આવી, મને જરી સ્વપ્નું સરખું પણ આવ્યું નથી, મને એક ઉંઘે વહાણું વાઇ ગયું." તેણે કહ્યું:–"હા એમ અમે કહીએ છીએ;" "વારૂ હવે આપણે જરા આગળ ચલાવીએ. આ બાબત ઘણીજ બારિક છે, તેથી તમારે સમજવા માટે બરાબર લક્ષ આપવું પડશે. જ્યારે તમે તમારી ગાઢ નિદ્રાવસ્થા-

માંથી જાગી ઉઠો છો, ત્યારે તમે એમ કહો છો કે “ મને એવી તો ઘસઘસાટ ઉંઘ આવી ગઈ કે આખી રાતમાં જરી સ્વપ્નું સરખું પણ મને આવ્યું નથી, અને નદી, પર્વત, બાપ, મા, ઘર કે કુટુંબ કે કશું પણ મને ત્યાં જણાયું નથી. ” આ કહેવું કેવું છે કે અમુક એક માણસ અમુક નિર્જન સ્થાનમાં મધ્ય રાત્રિએ પોતે એકલોજ હતો, અને જ્યારે તે કોર્ટમાં ગયો અને માજીસ્ટ્રેટે તેની જુબાની લીધી ત્યારે તેણે કહ્યું કે, તે અમુક જગ્યામાં રાત્રિએ કોઇ પણ માણસ નહોતો, એના જેવું અસત્ય છે; કારણ કે ત્યાં કોઇએ માણસ નહોતો એમ જાણવા માટે ઓછામાં ઓછો તે વખતે તે પોતે તો ત્યાં હાજર હતોજ. ”

“આવી રીતે ગાઢ નિદ્રામાં માતા, પિતા, પતિ, પત્ની, ઘર કે કુટુંબ એ કશુંએ નહોતું એ વાત ખરી; પરંતુ તમે તો ત્યાં હતાજ. કારણ કે તમે જો નજ હોત તો “મને જરી સ્વપ્ન સરખું આવ્યું નથી ” “ મને કશુંએ ભાન નથી ” આવો અનુભવ અમને કોણ કહેત ? ત્યારે તમે મન અને બુદ્ધિથી કંઈક જૂદીજ વસ્તુ છો. તમારૂં મન અને બુદ્ધિ ઉંઘી ગયાં હતાં, તમારૂં મગજ એક રીતે સુપ્ત હતું, પણ તમે જાતે કંઇ સુપ્ત હતા નહિ; તમે તો જાગ્રતજ હતા. જો તમે ઉંઘી ગયા હોત તો શરીરમાં નસે નસમાં લોહીને કોણ ફેલાવત, તેમજ જઠરની અંદર પાચન થવાની ક્રિયાને કોણ ચલાવત ? જો તમે ખરેખર ઉંઘી જ ગયા હોત તો શરીરની વૃદ્ધિક્રિયા કોણ કાયમ રાખત ? ચલાવત ? વાસ્તે તમે તો કોઇ એવી વસ્તુ છો, કે જે કદિએ ઉંઘતી નથી. બુદ્ધિ અને મન ઉંઘે છે; તમે તો ઉંઘતા નથી, પણ જાગ્રત રહો છો. મન, બુદ્ધિ અને શરીરથી પર તમે કોઈ જૂદીજ વસ્તુ છો.”

આ વખતે કુમાર બોલી ઉઠયો કે, “ સ્વામીજી, સ્વામીજી, આતો હું બરાબર સમજી ગયો છું; અને હવે મ્હારા જાણવામાં આવ્યું છે કે હું કોઇ એક દિવ્ય અને અનંત શક્તિ છું કે જે કોઇ દિવસ ઉંઘતી નથી, તેમજ તેમાં કોઇ દિવસ કોઇપણ સ્થિતિમાં ફેરફાર થતો નથી. મ્હારી બાલ્યાવસ્થામાં જે કંઈ હમણાં મારૂં મગજ છે તેના કરતાં કાંઈ જૂદુંજ હતું, તેમજ તે વખતનું શરીર પણ કંઇ જૂદુંજ હતું. મ્હારી બાલ્યાવસ્થામાં મ્હારી બુદ્ધિ, મન, શરીર અને વિચાર, તે હમણાંના કરતાં તદ્દન જૂદીજ જાતનાં હતાં. ” રાજકુમાર આટલું કહી શાંત થઈ ગયો; પરંતુ તે બાબત વિશેષ દૃઢ કરવાને અર્થે ‘રામે’ આગળ ચલાવ્યું. ડૉકટરો કહે છે કે સાત વર્ષ પછી શરીરનું બધું બંધારણ બદલાઇ જાય છે. દરેક ક્ષણે શરીરમાં ફેરફાર થતોજ જાય છે; અને દરેક પળે આપણા મન તથા વિચારમાં પણ ફેર પડતો જાય છે. બાલ્યાવસ્થામાં જે આપણા વિચારો હતા તે હવે કયાં છે ? બાલ્યાવસ્થાના દિવસોમાં તમને સૂર્ય તે એક દેવદૂતોને ખાવાની સુંદર રોટલી જેવો જણાતો હતો, ચંદ્ર તે એક રમણીય કાચના કકડા જેવો લાગતો હતો અને તારાઓ તે મોટા મોટા હીરાઓ જેવા ભાસતા હતા, પણ હવે તે ખ્યાલો કયાં છે ? તમારૂં મન, તમારી બુદ્ધિ એ તદ્દન ફરી ગયાં છે. આ બધો ફેરફાર થયા છતાં હું જ્યારે બાળક હતો, હું જ્યારે નાનો હતો, હું જ્યારે સીતેર વર્ષની ઉમ્મરનો થઇશ, એવું જે તમે કહો છો તે બતાવી આપે છે કે તમે કોઇ એવી વસ્તુ છો કે જે બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં એકની એક અને જેવીને તેવીજ રહે છે. હું ઉંઘી ગયો, મને ગાઢ નિદ્રા આવી ગઇ, આવું આવું જ્યારે તમે કહો છો ત્યારે એ ઉપરથી ચોખ્ખું સાબીત થાય છે કે તમારી અંદર કોઈ સત્ય ‘ હું ’ છે, તે સત્ય એજ તમારૂં સ્વરૂપ છે, કે જે જાગ્રત,

સ્વપ્ન અને સુષુપ્તિમાં ( ગાઢ નિદ્રામાં ) સદા એકજ રૂપે કાયમ રહે છે. તમારી અંદર કોઈ એવી વસ્તુ છે કે જે તમારી શુદ્ધિ અને અશુદ્ધિ અવસ્થામાં એકજ રૂપે રહે છે; તેમજ જે ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, લખતાં, વાંચતાં પણ એકજ સ્વરૂપે સ્થિત હોય છે. કૃપા કરી તમે બરાબર વિચાર કરી જુઓ કે શું તમે કોઇ એવી વસ્તુ નથી કે જે દરેક અવસ્થામાંજ આજ, કાલ અને સર્વદા સ્વરૂપમાં લવલેશ પણ ફેરફાર થયા વગર એકજ સ્વરૂપે કાયમ રહે છે? જો આ ખરૂં લાગતું હોય, તો હજી જરા વધારે વિચાર કરી જુઓ, એટલે પછી તરતજ તમને ઇશ્વરનો આપોઆપ સાક્ષાત્કાર થશે. તમને જે કહેવામાં આવ્યું હતું, તે તમને યાદ હશે કે તમે તમને પોતાને જાણો; તમારૂં નામ ઠામ એક કાગળ ઉપર લખીને આપો, એટલે પછી તરત તમને ઇશ્વરનાં સાક્ષાત્ દર્શન કરાવવામાં આવશે !

હવે જ્યારે રાજકુમારને પોતે શું છે તે સમજાયું-પોતે એક અવિકારી, નિત્ય અને ગાઢ નિદ્રામાં પણ જાગ્રત એવું કોઇ તત્ત્વ છે, એવું જ્યારે તેના જાણવામાં આવ્યું; ત્યારે તેને ઇશ્વરનું સ્વરૂપ જાણવાની વિશેષ જીજ્ઞાસા થઇ. ત્યાર પછી તે કુમારને પૂછવામાં આવ્યું કે, “ ભાઈ, આ જે વૃક્ષો વૃદ્ધિ પામે છે, તે તરફ જોઇને કહો કે તે જે શક્તિવડે વૃદ્ધિ પામે છે, તેમની શક્તિથી નિરાળી છે કે તેજ છે ? ” તેણે જવાબ આપ્યો કેઃ–“ ના, ના, તે તો તેની તેજ હોવી જોઇએ. ” “ વારૂ, ત્યારે આ વૃક્ષોમાં વૃદ્ધિ કરનાર જે શક્તિ છે તે શક્તિ આ પશુઓના શરીરને વૃદ્ધિ કરનાર જે શક્તિ છે, તે શક્તિથી ભિન્ન છે કે તેની તેજ છે ? ” તેણે કહ્યું:–“ ના, ના, એ પણ તેની તેજ હોવી જોઇએ. ” “ વારૂ, આ શક્તિ કે જે આ તારાઓને ગતિમાં મૂકે છે, તે શક્તિ નદીના પ્રવાહને ચલાવનાર શક્તિ કરતાં કોઇ ભિન્ન શક્તિ છે કે તેની તેજ છે ? ” તેણે કહ્યું:–“ના, તે પણ તેની તેજ હોવી જોઇએ.” બરાબર છે. જે શક્તિવડે આ વૃક્ષો વૃદ્ધિ પામે છે, એને જે શક્તિવડે તમારાં શરીર વૃદ્ધિ પામે છે, તે બંને શક્તિ કદીએ ભિન્ન નજ હોઈ શકે. કુદરતમાં સર્વત્ર વ્યાપી રહેલી એકજ શક્તિથી, સર્વત્ર વ્યાપી રહેલી એકજ દિવ્યતાથી, તે એકજ અજ્ઞેય તત્ત્વથી, આ સર્વ તારાઓ પ્રકાશે છે, અને તમારાં નેત્રો પલકારા મારે છે. તેજ એકજ શક્તિવડે તમારા શરીરના કેશ કે જેને તમે મ્હારા કહો છો, તે વૃદ્ધિ પામે છે. તેજ શક્તિવડે તમારૂં લોહી તમારી રક્તવાહિનીઓમાં વહે છે. જે શક્તિવડે તમારો ખાધેલો ખોરાક પાચન થાય છે, તે શક્તિ તમે નથી શું ? જે મન અને બુદ્ધિથી પર છે તે શું તમે નહિ ? ખરેખર તેજ તમે છો. જો આ યથાર્થ છે, તો આ સર્વ સૃષ્ટિનું જે નિયામક બળ તે પણ તમેજ છો. જે આ દિવ્યતા છે તે પણ તમેજ છો. જે ઇશ્વર છે, તે પણ તમેજ છો–જે અજ્ઞેય વસ્તુ છે, તે પણ તમેજ છો. જે શક્તિ, બળ, તત્ત્વ અને બીજું જે કંઇ તમે કહેતા હો, તે સર્વ પણ તમેજ છો. એજ દિવ્ય સ્વરૂપ–એજ સર્વેશ્વર કે જે સર્વત્ર વસી રહે છે, તે પણ બસ તમેજ છો.

તે કુમાર ઘણોજ આશ્ચર્યચકિત થઈને બોલ્યો કે; “ ખરેખર હું તો ઇશ્વરને જાણવા માગતો હતો, અને આતો મ્હારૂં સ્વરૂપ–મ્હારો આત્મા–એજ ઇશ્વર છે, એમ મ્હેં જાણ્યું. મ્હેં કેવો મૂર્ખાઇ ભરેલો પ્રશ્ન કર્યો હતો ! મ્હારે મ્હારૂં પોતાનુંજ સ્વરૂપ જાણવાનું હતું. હું પોતે શું છું ? તેજ પ્રથમ મ્હારે જાણવાનું હતું. હવે ઇશ્વર શું છે તેનું મને જ્ઞાન થયું.”

આ સત્ય સમજવા માટે આપણુને જે મુશ્કેલી નડે છે, તે એ છે કે લોકો બાળકની માફક વર્તે છે. તમને ખબર છે કે બાળકો કોઇ કોઈ વખત અમુકજ રકાબી કે અમુકજ થાળીમાં ખાવું પસંદ કરે છે. તેઓ કહેવાનાં કે, " હું તો મ્હારીજ રકાબીમાં ખાઇશ, હું મ્હારી તાસકમાંજ ખાઇશ, બીજી રકાબીમાં નહિજ ખાઉં. " અરે બાળકો ! આ અમુકજ રકાબી માત્ર તમારી નથી, પરંતુ આ ઘરમાં જેટલી રકાબીઓ છે, તે સર્વેજ તમારાં છે. આ ભૂલ છે. લોકો જો પોતે પોતાનું સ્વરૂપ જાણે તો સર્વ શક્તિમાન સર્વેશ્વર તે પોતેજ છે, એ તેમને સમજાશે; પરંતુ અમુકજ રકાબી, અમુકજ વિચાર, અમુકજ મગજ પોતાનું છે, એમજ તેઓ માની લે છે. જેટલું મ્હારા મગજથી, બુદ્ધિ અને મનથી સમજાશે, તેટલુંજ હું ખરૂં માનીશ, બાકીનાને હું માન્ય કરતો નથી. આ અમુક થાળીની અંદર જો મને પીરસવામાં આવશે છોજ હુંતો ખાઈશ. આ બધા બાળક ભાવ છે. તેઓ દરેક વસ્તુ પોતાની રકાબીમાંથીજ લેવા માગે છે; અને તેમાંજ પોતાનું માન સમજે છે. તેઓ એ નાની સરખી રકાબી કે જેની અંદર તેમને આત્મભાવ થઇ ગયો છે, તેની આસપાસ સર્વસ્વ એકત્ર કરવા માગે છે. સ્વાર્થીપણાનું અને સર્વે ઉદ્વેગ તથા દુઃખોનું આજ કારણ છે. એવી ખોટી માન્યતામાંથી મુક્ત થાઓ; તમારૂં સત્યસ્વરૂપ તેજ સર્વ છે, એનો સ્વાનુભવ કરો; આ દેહાભિમાનને છોડો; એટલે તત્કાળ તમે સુખરૂપ અને વિશ્વરૂપ બનશો. તે કુમારે જેવી ભૂલ કરી હતી તેવીજ આ ભૂલ છે. તે કુમારને પાછો એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે, "તમે કયાં રહો છો ?" તેના જવાબમાં તેણે પોતાના રાજ્યપાટના નગરનું નામ લઈને કહ્યું કે, "ત્યાં હું રહું છું." "અરે કુમાર ! તે પાટનગરજ માત્ર તમારૂં રહેવાનું સ્થાન નથી; પરંતુ તમારા રાજ્યનો આખો પ્રદેશ એ તમારો છે. તમે તમારા રાજ્યધાનીના પાટનગરમાં રહોછો, તથાપિ એ આખું રાજ્ય તમારૂં છે. આ સુશોભિત રમ્ય પ્રદેશ, આ દિવ્ય દેખાવો, આ ભવ્ય હિમાલય પર્વતની રમ્ય રચના એ સર્વે તમારૂં છે; માત્ર તે પાટનગર જ કંઈ તમારૂં નથી. "

બધા લોકો આવીજ ભૂલ કરે છે. તમારો આત્મા અથવા સત્ય સ્વરૂપનું પાટનગર તે ભલે તમારી બુદ્ધિને તમારૂં મન કહેવાય; પરંતુ એટલુંજ માત્ર તમારૂં અને બીજું તમારૂં નહિ, એવું કહેવાનો તમને કંઇ પણ હક્ક નથી. તમારા મનની અને તમારી બુદ્ધિની આ નાની સરખી રાજ્યધાની—આ નાનું સરખું પાટનગર એજ માત્ર કંઈક તમારૂં છે એમ નહિ; પરંતુ આ આખું વિશાળ વિશ્વ તમારૂં છે. આખું બ્રહ્માંડ તમારૂં છે. બ્રહ્માંડના ગર્ભમાં રહેલ અનેક સૂર્ય, અનેક ચંદ્ર, અનેક પૃથ્વી, અનેક ગ્રહો અને અનેક સ્વર્ગો એ સર્વે તમારાં છે. આ તમે જાણો, તમે તમારો સ્વભાવસિદ્ધ હક્ક ફરીથી પ્રાપ્ત કરો, એટલે પછી બધી જાતના ઉદ્વેગ, દુઃખ અને આપત્તિ નાશ પામશે.

લોકો મુક્તિના સંબંધમાં વાતો કરે છે; પણ તમે શાથી બદ્ધ છો, તે તમારે પ્રથમ જોવાનું છે. જો તમે મુક્ત થવા માગતા હો તો, તમારા બંધનું કારણ શું છે ? તે તમારે જાણવુંજ જોઇએ. એ તો એક વાંદરાની વાતના જેવું છે- હિંદુસ્તાનમાં વાંદરાઓને કંઇક અજબ રીતેજ પકડવામાં આવે છે. કેટલાક સાંકડા મોંનાં વાસણોને જમીન ઉપર મજબુતપણે દાટવામાં આવે છે. તે વાસણોમાં કેટલાંક ખાવાનાં ફળ નાંખવામાં આવે છે. પછી ત્યાં તે વાસણો પાસે કેટલાક વાંદરાં દોડયાં દોડયાં આવે છે, અને તે ફળ લેવાને માટે વાસણોમાં પોતાના હાથ ઘાલે છે. પછી તેઓ પેલા ફળની બરાબર મુઠ્ઠી ભરીને પોતાના હાથ બહાર

કહાડવા જાય છે; પરંતુ તે વાસણુ બહુજ સાંકડા મ્હોંનાં હોવાથી હાથ બહાર નીકળી શકતા નથી, અને અન્તે તે વાંદરા પકડાઇ જાય છે, ત્યાંથી તેઓ છુટી શકતા નથી.

અમે એ પૂછીએ છીએ કે, એ શું છે કે જે તમને બદ્ધ કરે છે? તમે બદ્ધ અને પરતંત્ર શાથી થાઓ છો? અહીંઆં આ એક વિશાળ વિશ્વરૂપી રમ્ય અને મહાન વન છે, અને આ વિશાળ ભવાટવીમાં ઠેકઠેકાણે સાંકડા મ્હોંવાળાં વાસણો ગોઠવી દેવામાં આવ્યાં છે. એ વાસણ તે શું છે? એ તમારા સાંકડા વિચાર, મન અને બુદ્ધિ છે. તેની અંદર અખરોટ અને એવાં બીજાં કેટલાક ફળ રહેલાં છે. લોકોએ તે ફળની મોટી મોટી મુઠીઓ ભરી છે. પોતાના વિચાર, મન અને બુદ્ધિથી જે કરવામાં આવે છે તેની સાથે તેઓને મમત્વ બંધાય છે. 'હું મન છું' એવી રીતે તાદાત્મભાવ લોકોને થઇ જાય છે, દરેક જણુ વ્યવહારમાં મન સ્વરૂપ થઈ જાય છે. 'હું મન છું,' 'હું બુદ્ધિ છું,' આવી રીતે કહીને તેઓ સાંકડા અને સંકુચિત વાસણ માંહેલા ફળની મજબૂત મુઠીઓ ભરે છે. જે તમને પરતંત્ર અને ગુલામ બનાવે છે તે આજ છે. તમને જે ઉદ્વેગ, ભય, લાલચ અને બીજી બધી જાતના ત્રાસના જે દાસ બનાવે છે તે આજ છે. તમને બદ્ધ કરે છે તે આજ છે. આ જગતમાં આપણે જે જે દુઃખો ભોગવીએ છીએ તે સર્વેનું કારણ પણ આજ છે. જો તમે આમાંથી મુક્ત થવા માગતા હો, જો તમે ખરેખરા મુમુક્ષુ હો, તો માત્ર તમે તમારી મુઠીનાં લીધેલાં ફળ છોડી દો, તમારી મુઠી ઉઘાડી નાખો; એટલે પછી આ આખાં વનનાં વન તે તમારાંજ છે. તમે ત્યાં એક ઝાડથી બીજે ઝાડ, બીજે ઝાડથી ત્રીજે ઝાડ, એમ સ્વચ્છંદે કૂદયા કરો અને ત્યાં જે અનેક જાતનાં અખરોટ વગેરેનાં ફળો છે તે મરજીમાં આવે એટલાં ખાધા કરો, કારણ કે આ બધું જંગલ તે તમારૂંજ છે. એના માલિક તમેજ છો. આ ખલક–દુનિયા તમારીજ છે. માત્ર તમે અહંમમત્વવાળું અજ્ઞાન છોડી દો, પછી તમે સ્વતંત્ર અને મુક્ત થશો, તમેજ તમારા ઉદ્ધારક બનશો.

> જ્યાં છે સુકાળ તહીં જે કરવો દુકાળ, શું એ ઘટે જરી તને? નહિ લેશ યોગ્ય;
> જ્યાં છે સુકાળ તહીં જે કરવો દુકાળ, આનંદરૂપ તુજ એ ક્રૂર શત્રુ જાણ.
> આવો નહિ થઇશ આ કદી ના કરીશ, ત્હારૂં સ્વરૂપ ઉરમાં જરી તો વિચાર!
> અંકુર રૂપ તુજમાં જગ આ સમાયું, શાને કરી કૃપણતા દિન દુઃખી થાવું?

આ સર્વ સ્વામિત્વનો ત્યાગ કરી આ નાના સરખા મનની અંદર રહેલી કેટલીક વસ્તુઓથી પોતાની જાતને મર્યાદિત કરવી એ પણ કૃપણુતા છે.

જો તમે આ સર્વરૂપ વિશ્વ સાથે એકતા સાધો, તો આ તમારૂં નાનું સરખું મન તે અનંત સામર્થ્યવાળું થાય છે, તેની તમને ખાત્રી થશે; અને એજ તમને સમસ્ત બ્રહ્માંડ સાથે એક દિલ બનાવશે.

> "Oh, we can wait no longer,
> We too take ship, O soul,
> ( here the word soul means intellect )
> Joyous we too launch out on trackless seas
> Fearless for unknown shores on waves of ecstacy to sail,
> Amid the wafting winds, ( thou pressing me to thee, I thee to me, O Soul )

Carolling free, singing our song of God
Chanting out chant of pleasant exploration
With laugh and many a kiss,
( Let others deprecate, let others, weep for sin remorse humiliation)
O soul, thou pleasest me, I thee,
Ah more than any priest, O soul, we too believe in God
But with the mystery of God we dare not dally.
O Soul, thou pleasest me, I thee,
Sailing these seas or on the hills, or waking in the night,
Thoughts, silent thoughts of Time and Space and Death, like waters flowing,

Bear me indeed as through the regions infinite,
Whose air I breath, whose ripples hear, lave me all over,
Bathe me, O God, in thee, mounting to thee
I and my soul to range in range of thee.
O thou transcendent,
Nameless, the fibre and the breath,
Light of the light, shedding forth universes, thou centre of them,
Thou mightier centre of the true, the good loving
Thou moral, spirltual fountan—affection's source-thou reservoir,
O pensive soul of me—O thirst unsatisfied—waitest not there ?
( Waitest not haply for us somewhere there the Comrade perfect ? )
Thou pluse—thon motive of the stars, suns, systems.
That, circling, move in order, safe, harmonious,
Athwart the shapeless vastnesses of space,
How should I think, how breathe a single breath, how speak, if, out of myself,

I could not launch, to those, superior uniceses ?
Swiftly I shrivel at the thought of God,

At Nature and its wonders, Time and Space and Death,
But that I, turning, call to thee, O soul, Thou actual me,
And lo, thou gently masterest the orbs,
Thou matest Time, smilest content at Death,
And fillest swellest full the vastnesses of Space.
Greater than stars or suns
Bounding, O soul, thou journeyest forth;
What love than thine and ours could wider amplify ?
What aspirations, wishes, outvie thine and ours, O soul ?
What dreams of the ideal ? what plans of purity, perfection, strength ?
What cheerful willingness for others' sake to give up all ?

For others' sake to suffer all?
Reckoning ahead, O soul, when thou, the time achiev'd,
The seas all cross'd, wheather'd the capes, the voyage done,
Surronded copest, frontest God, yieldest, the aim attain'd,
As fill'd with friendship, love complete, the Elder Brother found,
The Younger melts in foundness in his arms.
Passage to more than India!
Are thy wings plumed inedeed for such far flights?
O soul, voyagest thou indeed on voyages like those?
Disportest thou on waters such as those?
Soundest below the Sancrit and the Vedas?
Then have thy bent unleash'd.
Passage to you, your shores, ye aged fierce enigmas!
Passage to you, to mastership of you, ye strangling problems!
You, strew'd with the wrecks of skeletons, that, living never reach'd you.

**ભાવાર્થ**—અરે! હવે આપણે વધારે વખત થોભી શકીશું નહિ. હે આત્મબંધુ! આપણે પણ હવે આપણી નૌકા લઇએ! આનંદપૂર્ણ થઈ અગમ્ય મહાસાગરમાં આપણે પણ હવે આપણી નૌકા ઝુકાવીએ!

જ્યાં પવન સુસવાટા મારી રહ્યો છે, (હે આત્મબંધુ! જ્યાં ત્હારા હેલા મને અને મ્હારા હેલા તને વાગે છે,) તે મહાસાગરમાં સ્વચ્છંદે સંકીર્તન કરતાં કરતાં, ઈશ્વરનું સ્તવન કરતાં કરતાં, અને વારંવાર હાસ્ય અને આલિંગન સહિત આનંદપ્રદ શોધનાં ગીત ગાતાં ગાતાં, (ભલે બીજા લોકો પાપને માટે પશ્ચાતાપ કરે, દિલગીર થાય, પોતાની આંખમાંથી આંસુ પાડે કે પછી પોતાને પતિત અને અધમ ગણે, પરંતુ) આપણે તો હર્ષના ઉછાળામાં ઉછળતાં ઉછળતાં નિર્ભયપણે કોઇ અગોચર કાંઠા તરફ આપણું વહાણ હંકારવાનું છે. હે આત્મબંધુ! તું મને આનંદજનક છે, અને હું તને આનંદજનક છું.

હે આત્મબંધુ! કોઇ પણ ધર્મગુરૂ કરતાં આપણને ઇશ્વરમાં વિશેષ શ્રદ્ધા છે; પરંતુ ઇશ્વરના ભેદોમાં આપણે લવલેશ પણ ચંચુપ્રવેશ કરી શકીશું નહિ. હે આત્મબંધુ! તું મને આનંદજનક છે, અને હું તને આનંદજનક છું.

સમુદ્રોની અંદર મુસાફરી કરતાં કે ટેકરીઓ ઉપર ચઢતાં કે રાત્રિએ જાગરણ કરતાં ખળખળ વહેતા જળની માફક દેશ, કાળ અને મૃત્યુના આવતા શાંત વિચારો મને અનંત પ્રદેશમાં લઇ જાય છે. એ અનંત પ્રદેશના વાતાવરણમાં હું શ્વાસોચ્છ્વાસ લઉં છું, ઉછળતા અને અરસપરસ અફળાતા મોજાંઓના ધ્વનિનું હું શ્રવણ કરૂં છું, કે જે મોજાંઓ મને ચારે તરફથી ભીંજવી નવડાવી નાખે છે. હે વિભુ! ત્હારા સાન્નિધ્યમાં આવવાને માટે નીકળેલો અને તેથીજ ત્હારી તરફ ધસ્યો ધસ્યો આવતો એવો હું અને આ મ્હારો આત્મબંધુ, તેમને તું ત્હારી અંદર નિમગ્ન કરી દે.

હે પરમાત્મન્! હે અનામી! હે સૂત્રાત્મન્! હે પ્રાણ સ્વરૂપ! તું જ્યોતિનો પણ જ્યોતિ છે. ત્હારામાં અનેક વિશ્વ ઉત્પન્ન થાય છે. તું એ બધાનું કેંદ્ર છે. તું સત્ય કલ્યાણ અને પ્રેમનું પરમ નિધાન છે. તું નીતિ અને ધર્મનું મૂળ તથા સ્નેહનો સાગર છે. હે વિચારલીન આત્મબંધુ! ત્યાં જવા માટે શું તું આતુર નથી? જ્યાં આપણો પૂર્ણ સખા વિરાજે છે ત્યાં આપણે જઇએ, તેને માટે શું તું ઉત્સુક નથી!

અગાધ અને નિરાકાર આકાશની અંદર જરી પણ એક બીજા સાથે અથડાયા વગર શાંતિથી, નિયમપૂર્વક અને ક્રમથી ચક્રાકારમાં ફરતા તારાઓ, સૂર્યો તથા સૌરમંડળોના હેતુ અને ગતિરૂપ તું છે. મ્હારા સ્વરૂપથી બહાર રહી હું કેવી રીતે એક ક્ષણ પણ (આનો) વિચાર કરી શકું? એક શ્વાસ સરખો પણ કેવી રીતે લઇ શકું? એક શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કેવી રીતે કરી શકું? તેમજ એ ઉચ્ચતર લોકો તરફ હું પ્રયાણ પણ કેવી રીતે કરી શકું? ઇશ્વર, કુદરત અને કુદરતના ચમત્કારો, દેશ, કાળ અને મૃત્યુ એમના વિચાર માત્રથીજ હું તત્ક્ષણ આભો બની પાછો હઠી જાઉં છું; પરંતુ (આત્મનિષ્ઠ) આવો હું, ત્હારા તરફ ફરીને તને કહું છું કે હે આત્મબંધુ! તું મ્હારા સમાન છે, અને આમ જો, તું આ બ્રહ્માંડના અનેક લોકો ઉપર આધિપત્ય ભોગવે છે, તું કાળને (સમયને) પાછો હઠાવે છે. તું મૃત્યુના સામું જોઇ જોઇને શાંત ચિત્તે હસ્યા કરે છે, અને આ વિશાળ આકાશને ભરીને તેને તું સંપૂર્ણ કરે છે.

હે આત્મબંધુ! તું ગૃહો અને સૂર્યની ગતિ કરતાં પણ વિશેષ ગતિથી પ્રવાસ કરે છે. હે આત્મબંધુ! એવો કયો પ્રેમ છે કે જે ત્હારા અને મ્હારા પ્રેમ કરતાં વિશેષ વિસ્તારમાં પ્રસરે છે! એવી કયી મહત્વાકાંક્ષાઓ અને ઇચ્છાઓ છે કે જે ત્હારી અને મ્હારી વચ્ચેની મહત્વાકાંક્ષાઓ અને ઇચ્છાઓ કરતાં ચઢી જાય એમ છે? એવી કઇ ઇષ્ટિ તેમજ એવી કઈ પવિત્રતા, સંપૂર્ણતા અને સામર્થ્યની ઘટનાઓ છે? બીજાને અર્થે સર્વ-સ્વનો ભોગ આપવાની, તેમજ બીજાને અર્થે સર્વ સહન કરવાની બીજી કઇ આનંદમયી સ્વેચ્છા છે?

હે આત્મબંધુ! એક પછી એક દિવસો ગણતાં ગણતાં આખરે જ્યારે વખત આવી લાગે છે, અને જ્યારે એક પછી એક એમ બધા સમુદ્રોને તું ઓળંગી જાય છે, જ્યારે જૂદી જૂદી ભૂશિરોનાં હવાપાણીનો તું અનુભવ કરી લે છે, અને આવી રીતે જયારે ત્હારી મહાન યાત્રા પુરી થઇ જાય છે (સફલિત થાય છે,) ત્યારે જેવી રીતે કોઇ પ્રેમ અને મૈત્રીથી ભરપુર વડિલબંધુ નજરે પડતાં તેનો કનિષ્ટ બંધુ ધસ્યો ધસ્યો તેની પાસે જઇ તેને ભેટતાં વાત્સલ્યમાં વિલીન થઈ જાય, તેવી રીતે તું ઉપર નીચે, આગળ પાછળ, એમ સર્વત્ર ઇશ્વરને પ્રાપ્ત કરી તેની અંદર પ્રેમનિમગ્ન થઈ જાય છે; અને આવી રીતે ત્હારો આંતર ઉદ્દેશ (મુરાદ) પુરો થાય છે.

હિંદ કરતાં પણ આપણે ઘણેજ દૂર પ્રદેશમાં જવાનું છે. શું એટલે બધે દૂર જવા માટે ત્હારી પાંખો તેં સમારેલી છે? (પ્રૌઢ અને મજબૂત કરેલી છે?) હે આત્મબંધુ! શું તું આવા આવા લાંબા પ્રવાસ કરે છે? શું તું આવા સમુદ્રોની અંદર સેલગાહ કરે છે? શું તું વેદ, વેદાંત અને એવા બીજા સંસ્કૃત સાહિત્યમાં પારંગત થયો છે? તો હવે ત્હારી વૃત્તિઓ અને વાસનાઓનો નાશ કર. ઓ દૂર અનિર્ણીત પ્રાચીન પ્રશ્નો! હવે હું તમારા

તરફ પ્રયાણ કરૂં છું. ખુવાર થએલા કંઈક જીવો હાડપંજરોથી વ્યાપ્ત અને જ્યાં જીવતાં જીવતાં કોઈપણ મનુષ્ય જઈ શકયો નથી, એવા હે ગુંચવતા અને ત્રાસ આપતા પ્રશ્નો! તમારા ઉપર આધિપત્ય મેળવવા હું તમારી તરફ પ્રયાણ કરૂં છું.

તમારી નૌકા હંકારો; સત્ય સ્વરૂપ આત્મા તરફ તમે જલદીથી પ્રયાણ કરો; આ શરીરના ભ્રમથી તમે મુક્ત થાઓ. આ અલ્પ અને ક્ષુદ્ર શરીરના મોહને તમે છોડી દો. આ શરીર અને મનની અંદર તમેજ તમારી જાતને મુગ્ધ કરી છે, તેમાંથી તમે મુક્ત થઇ જાઓ તમે તમારી નૌકાને હંકારો. નિત્ય, સત્ય એવા આપણા સ્વરૂપ તરફ અતિ વેગથી તમે પ્રયાણ કરો. હિંદ કરતાં પણ તમારે ઘણેજ દૂરના પ્રદેશમાં જવું છે.

Passage to more than India!
O Secret of the earth and sky!
Of you O waters of the sea! O winding creeks and rivers!
Of you O woods and fields! of you strong mountains of my land!
Of you O prairies! of you gray rocks!
O morning red! O clouds! O rain and snows!
O day and night, passage to you!

**ભાવાર્થ:**—આપણે હિંદ કરતાં પણ ઘણે દૂરના પ્રદેશમાં જવાનું છે. હે પૃથ્વી અને આકાશમાં રહસ્યો! હે સમુદ્રનાં જળ! હે વાંકાં ચૂકાં વહેતાં ઝરણાંઓ અને નદીઓ! હે અરણ્યો અને ખેતરો! હે મ્હારી જન્મભૂમિના જબરદસ્ત પર્વતો! હે લીલી વનસ્પતિથી છવાયલા ખડકો! હે અરૂણોદયની શક્તિઓ! હે મેઘમંડળ! હે પર્જન્ય! હે હિમગિરિઓ! હે રાત્રિ અને દિવસ! હું તમારી તરફ પ્રયાણ કરતો આવું છું.

તમે આ દેહાત્મબુદ્ધિથી પર થાઓ, એટલે પછી આ બધા તરફ પ્રયાણ કરી શકશો. આ સર્વે તે તમે પોતેજ છો, એમ તમને પ્રતીતિ થશે.

O sun and moon and all you stars! Sirius and Jupiter!
Passage to you!
Passage, immediate passage! the blood burus in my veins!
Away, O soul! hoist instantly the anchor!
Cut the hawsers-haul out shake out every sail!
Have we not stood here like trees in the ground long enough?
Have we not grovel'd here long enough, eating and drinking like mere brutes?
Have we not darken'd and dazed ourselves with books long enough?
Sail forth—steer for the deep waters only,
Reckless O soul, exploring, I with thee, and thou with me
For we are bound where manner has not yet dared to go
And we will risk the ship, ourselves and all.
O my brave soul!
O farther, farther sail!
O daring joy, but safe! are they not all the seas of God?
O farther, farther, farther sail!

**ભાવાર્થઃ**—હે સૂર્ય, ચંદ્ર અને સર્વે તારાઓ! હે Sirius અને બૃહસ્પતિ! હું તમારી તરફ પ્રયાણ કરતો આવું છું; હું તમારી ને તમારી તરફ જ આવતો જોઉં છું; હું તમારા તરફ ઘણાજ વેગથી પ્રયાણ કરૂં છું! મ્હારી નસોમાં લોહી ઉકળી રહ્યું છે. આત્મબંધુ! આગળ વધ, સમુદ્રમાં નાંખેલું લંગર ઉતાવળ કરી ઉપાડી લે. કાંઠે બાંધેલાં દોરડાંઓ જલદીથી તોડી નાંખ. એ બધાને સંકેલી લે. દરેકે દરેક સઢને ચઢાવી દે. શું અહીં આપણે બહુજ લાંબા વખતથી વૃક્ષોની માફક એકને એક સ્થળમાં પડી નથી રહ્યા? શું આપણે પશુઓની માફક આપણો બધો વખત ખાવામાં ને પીવામાંજ વ્યતિત નથી કર્યો? આપણે પોતે પોતાને પુસ્તકોમાં ગરકાવ કરી અંધ અને નિસ્તેજ નથી બનાવ્યા?

આગળ ને આગળ હંકાર્યા કર. ભરદરિયામાં જવાને માટે આપણા વહાણને વેગથી ચલાવ. હે આત્મબંધુ! સાહસિકપણે શોધ કરતો કરતો તું આગળ ને આગળ ચાલ, હું ત્હારી સાથે અને તું મ્હારી સાથે છે; કારણ કે આપણે એવા સ્નેહ સંબંધથી બંધાયલા છીએ કે જ્યાં જવાને માટે આ સંસારના રીતરીવાજો હજી કદિ હિંમત કરી શકયા નથી, અને આમ કરતાં કદાચ આપણી નૌકા, આપણે અને આપણું બીજું સર્વસ્વ જોખમમાં આવી પડે તોપણ શું? હે મ્હારા વીર્યવાન આત્મબંધુ! આગળ ને આગળ આપણી નૌકા ચલાવ. હે નિર્ભય અને ક્ષેમપ્રદ આનંદ સ્વરૂપ! શું આ બધા સમુદ્રો તે પ્રભુના સમુદ્રો નથી? ચલાવ, ચલાવ અગાડી ને અગાડી આપણી નૌકા હંકાર્યા કર.





# ૨૦—અંતઃપ્રેરણાનું સ્વરૂપ.*



હિંદુસ્તાનમાં કોઈ વખત એક સભામાં વિદ્વાન અને ડાહ્યા પુરૂષો એકઠા થયા હતા. ત્યાં હિંદુશાસ્ત્રમાંથી પવિત્ર ધર્મસૂત્રોનું પ્રવચન થઈ રહ્યું હતું. આ સભા વિસર્જન થવાની તૈયારીમાં હતી એટલામાં એક માણસ બોલી ઉઠયો કે આ શહેરમાં કોઇ એક મહાત્મા પધાર્યા છે; અને તેઓ નદી કિનારે ઉતર્યા છે.

આમ કહીને તેણે તે સાધુનાં અત્યંત વખાણ કર્યાં. આ સાંભળીને લોકોને સ્વાભાવિક રીતે આ મહાત્મા વિષે વિશેષ જીજ્ઞાસા થઇ. એ સભામાં પાંજરામાં પુરાએલો એક પોપટ–ગુલામ હતો; તેણે આ મહાત્મા વિષેની વાત કાન દઈને સાંભળી, અને તેણે જે ગૃહસ્થ આ મહાત્માના સંબંધમાં વાત કરતો હતો, તેને કહ્યું:–“ મ્હારી વતી તે મહાત્મા પાસે જઇને તમે પૂછી આવશો કે આ પિંજરામાં પુરાએલા ગુલામ પક્ષીના છુટકારા માટે કોઈ ઉપાય છે ? ” તે ગૃહસ્થે “ હા ” કહી, ને તે મહાત્માની પાસે જઇને તે પોપટનો પ્રશ્ન રજુ કર્યો. આ પ્રશ્નનો ઉત્તર એ મહાત્માએ ન આપતાં પાસેની નદીમાં નહાવા પડી તે નદીના પ્રવાહમાં પોતે તણાવા માંડયું–જાણે કે તે ખરેખર તણાતા હોય અને મૃતપ્રાય થઇ ગયા હોય એવા જણાવા લાગ્યા. સાધુની આ સ્થિતિ જોઈ ત્યાં ઉભેલા લોકોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું; અને જે ગૃહસ્થે પાંજરામાં બદ્ધ થએલા ગુલામ–પોપટનો સંદેશો આણ્યો હતો, તેને તેઓએ ઘણોજ ઠપકો આપ્યો. લોકોને એમ લાગ્યું કે પિંજરામાં પુરાએલા પોપટની વાત સાંભળીને દયાળુ હૃદય હોવાને લીધે સ્વામી મૂર્ચ્છિત થઇ ગયા છે. આ મહાત્મા તે દિવસે આખો દહાડો આ સ્થિતિમાંજ રહ્યા. બીજે દિવસે પ્રથમના ઠેકાણે પાછી સભા ભરાઈ, ત્યારે તે બદ્ધ થએલા પોપટે પેલો ગૃહસ્થ કે જે ત્યાં હાજર હતો, તેને પૂછયું:–“ કેમ ભાઇ, મ્હારા સંદેશાનો ઉત્તર મળ્યો કે નહિ ? ”

ગૃહસ્થે જવાબ આપ્યો:–“ પોપટજી ! જેવો તમારો સંદેશો મ્હેં મહાત્માને વિદિત કર્યો કે તરતજ તે મહાત્મા મૂર્ચ્છિત થઇ ગયા જેવા જણાયા, અને નદીના પ્રવાહમાં તણાવા લાગ્યા વગેરે ” સભામાં બેઠેલા લોકો આ સાંભળી બહુજ આશ્ચર્યચકિત થયા, અને વિચારવા લાગ્યા કે આનો અર્થ શો ? તે પોપટ જો કે બુદ્ધિશાળી નહોતો, તો પણ તેને એ મહાત્માના વર્તનનું રહસ્ય સમજાયું; અને તે સાધુ મૂર્છા પામ્યા, એ શબ્દો સાંભળીને તરતજ પોતે મૂર્છા પામી બેભાન થઇ ગયો–અને જાણે મરી ગયો હોય એવો તે જણાયો. સભામાં બેઠેલા માણસોને જોઈને ઘણીજ તાજુબી લાગી અને તેઓ કહેવા લાગ્યા કે ખરેખર આ સંદેશો કંઈ ભેદવાળો હોવો જોઇએ ! જ્યારે પાસે ઉભેલા માણસોને લાગ્યું કે આ પોપટ મરી ગયો છે, ત્યારે તે મરેલા પોપટને પાંજરામાં પુરી રાખવો તે તેઓને યોગ્ય લાગ્યું નહિ, તેથી તેઓએ તો તે પાંજરાનું બારણું ઉઘાડી નાંખ્યું. જ્યાં તે પોપટને ઉચકીને બહાર

* આ ભાષણ સ્વામી રામતીર્થે તા. ૨૧ મી ફેબ્રુઆરી ૧૯૦૩ ના રોજ આપ્યું હતું.

નાંખવા ગયા કે તરતજ પાંજરામાંથી છુટો થઇને બહાર ઉડી ગયો. પછી તે એ સભામાં બેઠેલા લોકોને કહેવા લાગ્યો કેઃ-"હે શ્રોતાજનો ! હે જગતના માનવીઓ ! તમે આ પવિત્ર શાસ્ત્રો સાંભળવાને દરરોજ એકઠા થાઓ છો; પરંતુ ધર્મની પ્રતીતિ, મુક્તિ અને અંતઃપ્રેરણા કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે હજી તમે કોઇ પણ જાણતા નથી. તે સાધુ મહાત્માનો જે સંદેશો મને કહેવામાં આવ્યો તે ઉપરથી હું જાણી શકયો કે તે સાધુ ખરી રીતે મૂર્છા પામ્યા નહોતા; પરંતુ મ્હારા સંદેશાના પ્રશ્નનો પ્રત્યુત્તર જાણે કે મૂર્છા પામીને પોતે આપતા હોય એમ મને અંતઃસ્ફુરણા થઇ. આવી રીતે તે મહાત્માએ મને મુક્તિનો ખરો રસ્તો બતાવ્યો; અને તે રસ્તો તે આજ છે કે, "બાહ્ય મૃત્યુ એજ અંતર્જ્ઞાન અને મોક્ષનો માર્ગ છે." દેહાત્મ બુદ્ધિનો નાશ તેજ અંતઃપ્રેરણાનો ખરો રસ્તો છે. દેહાત્મબુદ્ધિથી પર થવું, આધ્યાત્મિક સ્થિતિમાં જોડાવું, અંતઃમોક્ષ કે જ્યાં આ દેહ મૃતપ્રાય થાય છે તે કોટિએ પહોંચવું, એજ મોક્ષનો સત્ય માર્ગ છે. જ્યારે આ મર્યાદિત અલ્પ જીવનને, જ્યારે આ ક્ષુદ્ર દેહાભિમાનને ભૂલી જવાય છે, જ્યારે એને તદ્દન નિર્મૂળ કરવામાં આવે છે; ત્યારેજ સત્ય જીવનનો ખરો રસ્તો આપણે હાથ લાગે છે. સંસ્કૃતમાં બરાબર અર્થસૂચક બે શબ્દો છે; તે માંહેલો એક **ભોગ** અને બીજો **યોગ** શબ્દ છે. તમારા માંહેલા ઘણા આ **યોગ** શબ્દથી વાકેફ હશે, અને કદાચ તમે વાંચ્યું પણ હશે કે આ **યોગ**નો ઉલટો શબ્દ તે **ભોગ** શબ્દ છે. **ભોગ** શબ્દનો મૂળ અર્થ મોજમઝા થાય છે; અને **યોગ** શબ્દનો અર્થ **ત્યાગ** થાય છે.

આ જગતમાં લોકો મોજશોખ અને વિલાસની વાતો કરે છ; પરંતુ મોજશોખ અને ભોગ તે શું છે? જો તમે બરાબર પૃથક્કરણ બુદ્ધિથી વિચાર કરી જોશો, તો તમને જણાશે કે તે **ભોગ** ને **યોગ-ત્યાગ** સિવાય બીજું કંઈ પણ નથી.

ખરી રીતે ત્યાગ સિવાય બીજા કશામાં વાસ્તવિક આનંદ નથી, અને અંતઃસ્ફુરણા પણ નથી. અરે ! ત્યાગ સિવાય બીજા કશામાં ખરી પ્રભુભક્તિ પણ નથી. જે વખતે તમને તમારા તુચ્છ દેહાભિમાનનું જરી પણ ભાન રહેશે નહિ; કારણ કે જે પળે આનંદ છે તે પળે તે આનંદનો ભોક્તા હોઈ શકે નહિ. જે વખતે અંતઃપ્રેરણા થાય છે, તે વખતે "હું જાણું છુ" ને "હું કરૂં છુ" એવો બિચાર રહેતો નથી. તે બિચાર ત્યાં રહી શકેજ નહિ. મહાન પુરૂષોએ આ બિષય ઉપર જે જે કહ્યું છે તે આજ છેઃ-"જે મનુષ્યને પોતાનું સ્વાધીનપણું પ્રાપ્ત થયું છે તે મનુષ્ય કાવ્યનાં બારણાં વ્યર્થજ ઠોકે છે." (તેને કાવ્ય કરવાના પ્રયત્નની જરૂર નથી). તમે કાવ્યરસિક તેમજ કાવ્ય કરનાર એમ બન્ને સાથે સાથે હોઈ શકો નહિ. તમે તમારા પોતાના માલિક તેમજ કવિતા કરનાર હોઈ શકો નહિ. કોઈ પણ માણસ લખી શકે અને તેની સાથે લખે છે એમ તેને ભાન હોઇ શકે નહિ. જ્યારે મનુષ્ય કર્તા તરિકેનું ભાન ભૂલી પોતે ભાનસ્વરૂપજ-જ્ઞાનસ્વરૂપ બની જાય છે, ત્યારેજ તે ખરી અંતઃ પ્રેરણાની પરાકાષ્ટાએ પહોંચે છે. કારીગરે પોતાની કારીગરીમાં તલ્લીન થઇ જવું જોઇએ. જો તમે લોકોમાં મહાન કારીગર તરીકે ગણાતા હો તો તે બીજાની દૃષ્ટિથીજ ગણાઓ છો. તમારી દૃષ્ટિથી નહિ. "હું કરૂં છું" એવો વિચાર ત્યાં રહેતો નથી. તમે તો તે કાર્ય સાથે એકરૂપ બની જાઓ છો. કારીગર, કારીગરી અને કારીગરીવાળી વસ્તુ, એ સર્વે એકરૂપ થઈ જાય છે.

ત્યાં દ્વૈતપણું નષ્ટ થાય છે. ત્યાં જ્ઞાતા, જ્ઞાન કે જ્ઞેય એવો કોઇ ભેદ રહેતો નથી. લોકો કહે છે કે આ મહાત્મા પુરૂષ છે; પરંતુ જો તે પોતે પોતાને મહાત્મા ગણતો હોય તો તે મહાત્માજ નથી. જો તે પોતે પોતાને અંતઃસ્ફુરણવાળો જ્ઞાની ગણતો હોય તો તેને કદિ

અંતઃસ્ફુરણા થતીજ નથી. માત્ર લોકોજ તેને મહાત્મા અને અંતઃસ્ફુરણાવાળો જ્ઞાની કહી શકે. મનુષ્યો મેઘધનુષ્ય તરફ જુએ છે, અને તેની રમણીય રંગબેરંગી છાયા જોઈને આલ્હાદ પામે છે. સદા તેનાં વખાણ કર્યા કરે છે; પરંતુ જે સ્થળે તે મેઘધનુષ્ય જણાય છે તેજ સ્થળે જઈને તમે જોશો તો તમને ત્યાં મેઘધનુષ્ય જેવી કોઇ વસ્તુજ જણાશે નહિ. માત્ર તે સ્થળની સામી બાજુએ ઉભેલા લોકોનેજ તે મેઘધનુષ્ય જણાય છે.

આવીજ રીતે લોકો પોતાની દૃષ્ટિથી કોઈ પણ પુરૂષને મહાત્મા, અંતઃસ્પુરણાવાળો, ત્રિકાળ જ્ઞાની, તત્વવેત્તા, પ્રખર લેખક કે દિવ્ય વિચારશીલ ગણે છે; પરંતુ પોતાની દૃષ્ટિથી તે માણસને " હું લેખક છું ", " હું વિચારશીલ છું ", " મને અંતઃસ્પુરણા થાય છે," એવો કોઇ પણ જાતનો ભ્રમ થતો નથી. તેનું કશું પણ તેને ભાન હોતું નથી. કારીગરે પોતાની જાતને પોતાની કારીગરીમાંજ સમર્પણ કરવી જોઇએ. મધમાખીઓ જેવી રીતે પોતાનું આખું જીવન પોતાના ડંખમાં સમર્પણ કરે છે, તેવીજ રીતે કારીગરોએ પણ પોતાનું સર્વસ્વ જીવન પોતાની કારીગરીમાંજ સમર્પણ કરવું જોઇએ. આમાંજ અંતઃપ્રેરણાનું સર્વ રહસ્ય સમાએલું છે. મધમાખ જ્યારે તમને ડંખ મારે છે ત્યારે તે ડંખ મારીને તરતજ મરણ પામે છે. આવીજ રીતે એનેજ ખરો અંતઃપ્રેરણાવાળો જ્ઞાની કહેવાય, કે તે જે કાર્ય કરે છે તેમાં પોતાની જાતને સંપૂર્ણ રીતે હોમી દે છે. આજ સર્વ રહસ્યનું રહસ્ય છે. તમને અંતઃસ્ફુરણ થાય અને તેજ વખતે તમે તેના ભોક્તા હો, એવું કદિ પણ બની શકે નહિ. તમે કોઇ પણ વસ્તુના સુખના ભોક્તા બનો, એટલે તમે જોશો કે પછી તમને કોઇ પણ જાતની અંતઃસ્ફુરણા થશે નહિ. તમારી અંતઃસ્પુરણાનો તો જગતના માનવીઓજ ઉપભોગ કરશે. ભોક્તાપણું અને અંતઃપ્રેરણા એ બન્ને કદિ સાથે હોઇ શકે નહિ. તમે આનંદના ભોક્તા નહિ થાઓ, પરંતુ એ સ્થિતિથી પણ પર આનંદસ્વરૂપ–થઇ જવાના.

પતંગિયું દીપકની જ્યોતિમાં ઉડીને પડે છે; અને પોતાનો પ્રેમ કેવો છે એ જગતને સાબીત કરી આપે છે. બીજાં સામાન્ય કુદાં અને માખીઓમાંથી પતંગીઆંને ઓળખી કાઢવા માટે, એને આપણે દીપકની જ્યોતિમાં દગ્ધ થતું જોઇશું. આવીજ રીતે કોઈ પણ મનુષ્ય અંતઃસ્ફુરણાવાળો, કાળદર્શી કે તત્ત્વવેત્તા છે, તે સાબીત કરી આપવાને માટે તેણે ત્યાગસ્વરૂપી પૂર્ણ યોગી થવું જોઇએ. તે ભય કે શોકથી રહિત થાય છે. તેને આ સંસારની કોઈ પણ વાસના કે ઇચ્છા રહેતી નથી. તે આ સંસારની દૃષ્ટિથી મૃત થઇ જાય છે.

કોઈ પણ મહાન બુદ્ધિશાળી પુરૂષ જીવંત કુદરત સિવાય બીજે કોઇ પણ ઠેકાણેથી અંતઃસ્ફુરણા પ્રાપ્ત કરી શકતો નથી. આને આપણે એક કુદરતનોજ દાખલો લઈ સ્પષ્ટ રીતે સાબીત કરી આપીશું. પાણી એ પૃથ્વીને જીવન આપનાર છે. આ દુનિયામાં સર્વેની વૃદ્ધિ અને વિકાસનું કારણ પાણી અને પ્રકાશ છે. તમારી જમીનનો પાક પાણીથીજ થાય છે. પાણી એ ઇશ્વરની એક મહાન આશીર્વાદ રૂપ બક્ષીસ છે. અમેરિકામાં લોકોને વરસાદ પસંદ નથી; પરંતુ હિંદુસ્તાન અને પૂર્વ તરફના સર્વ દેશોની અંદર વરસાદજ માત્ર દુનિયાની ઉત્તમમાં ઉત્તમ આશીર્વાદ રૂપ વસ્તુ ગણાય છે. મહાન તત્ત્વવેત્તાઓ, મહાન કવિઓ અને એવા બીજા મહાન પુરૂષો કે જેમને અંતઃસ્ફુરણા પામવાની ઇચ્છા છે તેઓ જ્યારે આકાશમાં વાદળાં ઘોરંઓ ઘાલે છે, અને ગર્જના તથા વિજળી થઇ મુસલધારે વરસાદ વરસે છે, ત્યારે તેઓ તે તકનો લાભ લે છે. કવિઓ અને અંતઃસ્ફુરણાવાળા પુરૂષો આવી વર્ષાઋતુના પ્રસંગની અભિલાષા કરે છે. 'રામ' પોતે પણ પોતાના જાતિ અનુભવથી કહી શકે છે કે જ્યારે બહાર

આકાશ ઘનઘોર થઇ વરસાદ પડે છે, ત્યારે બીજા કોઇ પણ પ્રસંગ કરતાં આ વખતે 'રામ' ઘણાજ આનંદ અને ઉલ્લાસથી કવિતા કરી શકે છે. જ્યારે વરસાદ ઝરમર ઝરમર વરસી રહ્યો હોય છે, ત્યારે મન પોતેજ સ્ફુર્તિ પામે છે, અને ચિત્ત કાવ્યની વૃત્તિથી પ્રેરાય છે. આ રીતે આવું વાતાવરણ સ્વાભાવિક રીતે અંતઃપ્રેરણાજનક બને છે. વર્ષાદ્વારા આકાશ અને પૃથ્વીની એકતા સિવાય આવા અલૌકિક આનંદ માટે બીજું કોઇ પણ બાહ્ય કારણ આપી શકાય એમ નથી. આ વર્ષા પડતી વખત લોકોને એમ લાગે છે કે જાણે આ સ્વર્ગ ને પૃથ્વી એક થતાં હોય નહિ ! અહીંઆં આપણે જોઈએ કે એવું શું છે કે જે આપણામાં અંતઃસ્ફુરણા ઉત્પન્ન કરે છે અને વરસાદ લાવે છે? એવું શું છે કે જેથી ચારે તરફ ઝાકળ વરસે છે અને સરસ પવનની લહરીઓ વાય છે ? એવું શું છે કે જેથી આ સમસ્ત વિશ્વ પ્રેરિત થાય છે? વિજ્ઞાન શાસ્ત્ર આપણને કહે છે કે આ પ્રેરણાનું કારણ જેને આપણે એક પરિપૂર્ણ અવસ્થા ( Saturation ) કહીએ છીએ તે છે. હવે આ શબ્દ એવો છે કે તેને સ્પષ્ટ સમજાવવાની જરૂર છે. એક દૂધનો પ્યાલો લ્યો. તેની અંદર ખાંડ નાંખો એટલે તે ઓગળી જશે. વળી બીજી થોડી ખાંડ એમાં નાંખો અને તે પણ પાછી ઓગળી જશે. એમ વારંવાર ખાંડ નાંખતાં નાંખતાં આખરે એવી પરાકાષ્ટા-હદ આવશે કે પછી એમાં નાંખેલી ખાંડ જરી પણ ઓગળશે નહિ. આ હદ, આ અવસ્થા, આ પરાકાષ્ટા, તેનેજ વસ્તુની પરિપૂર્ણાવસ્થા ( સેચ્યુરેશન Saturation ) કહેવામાં આવે છે. આવીજ રીતે આપણે જોઈએ છીએ કે પાણી અમુક હદ સુધીજ મીઠાને ઓગાળી શકે છે, એમ છતાં જો એની અંદર વધારે મીઠું ઉમેરવામાં આવે તો તે ઓગળ્યા વગર એમને એમ તળીયે પડયું રહેશે. અત્રે પાણી મીઠાથી પૂર્ણપણે ભરપૂર ( Saturation ) છે. પાણી માટીવડે પણ આ પ્રમાણે પરિપૂર્ણ (Saturation) થાય છે. આપણે પાણીમાં અમુક પ્રમાણમાં માટી નાખીએ અને તે ઓગળી જશે, પરંતુ એની હદ ઉપરાંત જરી પણ વધારે માટી તેમાં નાંખીએ તો તે ઓગળશે નહિ.

આપણી આસપાસ જે વાતાવરણ આવી રહેલું છે, તેની અંદર નાઈટ્રોજન, ઑકસીજન, કારબન ડીઓકસાઈડ, જીવનદ્રવ્ય ને બીજા કેટલાક જુદી જુદી જાતના ભૌતિક પરમાણુઓ રહેલા છે. આ વાતાવરણની અંદર વરાળ રહેલી છે, એ વાતાવરણમાં જલકણ ચારે તરફ ઉડતા રહે છે; પરંતુ જ્યારે હદ ઉપરાંત વરાળરૂપ જળ આપણા વાતાવરણમાં ભરાય છે, ત્યારે તે વધારાની વરાળ આપણને દૃશ્યમાન થાય છે; અને એ હદ ઉપરાંતનું વધારાનું જળ વરસાદ અથવા ઝાકળરૂપે નીચે પૃથ્વી ઉપર પડે છે. આવી રીતે જ્યારે વાતાવરણ પાણીથી ભરપૂર (saturated) સેચ્યુરેઈટેડ થાય છે અને તેની હદ ઉપરાંતનું જળ સમાવી શકતું નથી, ત્યારે આ આપણી પૃથ્વી ઉપર વરસાદ પડે છે, ઝાકળ પડે છે, ઝરમર ઝરમર મેહુલો વરસે છે અને વાતાવરણમાં આવાજ બીજા બનાવો બનવા પામે છે. વરસાદ પડવા વગેરેના આવા ફેરફાર, આપણું વાતાવરણ પાણી વડે જ્યારે પરિપૂર્ણ રીતે ભરપુર થાય છે ત્યારેજ આપણને માલૂમ પડે છે. આ પરિપૂર્ણ અવસ્થા સેચ્યુરેશન ( saturation ) કેવી રીતે ઉત્પન્ન થાય છે તે આપણે આગળ ઉપર વિચારીશું, પણ હાલ એટલુંજ બસ છે કે વાતાવરણને પણ અંતઃપ્રેરણા થવા માટે અથવા બીજા શબ્દોમાં કહીએ તો એ વાતાવરણ આપણા ઉપર વરસાદ વરસાવે તેને માટે એ વાતાવરણ પરિપૂર્ણ અવસ્થામાં આવવું જોઇએ. એટલુંજ નહિ પણ પરિપૂર્ણ અવસ્થાથી-એ પરાકાષ્ટાની અવસ્થાથી પણ કંઈક પર જવું જોઇએ; અને ત્યારેજ આપણને સંતોષકારક રીતે તેનું પરિણામ માલૂમ પડશે.

આપણે આ દુનિયામાં જે મહાન પરિણામો જોઇએ છીએ, તે આવી પરિપૂર્ણ અવસ્થા પ્રાપ્ત થયા પછીજ. આવીજ રીતે તમારા મનને આ વાતાવરણ સાથે સરખાવી શકાય. જ્યારે આપણું મન કોઇ એક વિચારથી પરિપૂર્ણ રીતે ગ્રસ્ત થાય છે, એ વિચારમાંજ તે કેવળ તલ્લીન થાય છે; ત્યારે એ વિચાર તમારા મનને વશ કરે છે, તમારા મનના અણુએ અણુમાં એ વ્યાપ્ત થાય છે, એટલુંજ નહિ પણ તમને પોતાને પણ તે ગરકાવ કરી નાંખે છે. આવે વખતે તમે તમારા મનને ઘણીજ અજબ સ્થિતિમાં જોશો, તમે તે સ્થિતિને કદાચ અજંપાની સ્થિતિ ( unrest ) કહેશો. મનની આ સ્થિત શાંત ( Calm ) અને ઘનતાની સ્થિતિને ( State of Closeness ) મળતી આવે છે. તમે જાણો કે જ્યારે મેઘ ખુબ ઘોરંઓ ઘાલીને અંધારે છે, ત્યારે આજ જરૂર વરસાદ પડશે, એવી સર્વ લોકોને આશા બંધાય છે.

જ્યારે બહુજ ઘનઘોર થાય છે ત્યારે આપણું વાતાવરણ પાણીથી ભરપૂર થઈ જાય છે, અને એની પરાકાષ્ટાની હદ આવી રહેતાં આ પૃથ્વી ઉપર વરસાદ વરસશેજ, એવું સર્વને જણાય છે. આ પ્રમાણેજ જ્યારે તમારૂં મન કોઈ એક વિચારમાં છેક ગરકાવ થઇ જાય છે ત્યારે તે એક એવી સ્થિતિમાં હોય છે કે જે સ્થિતિ શાંત અને ઘનતાની સ્થિતિને મળતી સ્થિતિ હોય છે. જ્યારે તમારૂં મન તમારી કોઇ પ્રિય વસ્તુમાં લાગે છે ત્યારે તમને જણાતું હશે કે એ સમયે તમારૂં મન તદ્દન શાંત, સ્થિર અને કોઈ અવર્ણ્ય સ્થિતિમાં હોય છે, લોકો તેને અજંપાની સ્થિતિ કહે છે. જ્યારે આ સ્થિતિ એની હદ કરતાં આગળ વધે છે ત્યારેજ તમને અંતઃપ્રેરણા થાય છે; અને કાવ્યનાં અવનવાં ઝરણાં સ્ફુરે છે. આ અવસ્થાજ તમને કવિ બનાવે છે. આ અવસ્થાજ સુંદર મધુર કાવ્ય, કવનો અને રમણીય ગીતોનો વરસાદ વરસાવે છે. જ્યારે તમારૂં મન અંતઃપ્રેરણાની—સ્ફુરણાની પર સ્થિતિએ જાય છે ત્યારેજ તમારા વિચારો શબ્દરૂપે તમારા કાગળ ઉપર લખાય છે.

તમારામાંથી જેમણે ગણિતના કઠિન દાખલાઓ ગણવાનો તેમજ તત્ત્વજ્ઞાનના ગૂઢ પ્રશ્નોનો ખુલાસો મેળવવાનો પ્રયત્ન કર્યો હશે તેઓ જાતિ અનુભવથી ' રામ ' આ કહેવા સાથે બરાબર એકમત થશે કે આપણે એક ગણિતનો કઠિન દાખલો ગણવા બેસીએ; પરંતુ આપણું મન આ બીજી કોઇ ઘડભાંગમાં ગુંથાએલું હોય છે, તો પ્રયત્ન કર્યા છતાં પણ દાખલો બેસતો નથી, ત્યારે તમે જરા અકળાઓ છો અને બીજી વસ્તુઓમાંથી મનને તમે દૂર કરો છો; અર્થાત્ ગણિતનો અમુક દાખલો બેસારવાનોજ વિચાર માત્ર તમારા સન્મુખ તરવરી રહે છે. આમ છતાં હજુ પણ તે દાખલો બેસતો નથી, બીજી બધી વૃત્તિઓ અને બહારના વિષયોનો સંગ જો કે દૂર થાય છે તથાપિ " હુ કરૂ છું, હું તેનું માન ખાટીશ " એવો અહંકારનો વિચાર ત્યાં કાયમ રહે છે. પછી શું થાય છે તે જુઓ. થોડીવાર પછી જ્યારે તમે તે દાખલો પાછો ગણવા માંડો છો, અને તેના સંબંધમાં ઉપરા ઉપરી વિચાર કર્યા કરો છો ત્યારે અહંકારનો—અર્થાત્ મ્હારા ત્હારાનો તથા દેશકાળનો સઘળો વિચાર નાશ પામે છે, અને જે દાખલો બેસતો નથી તે બેસારવાનોજ માત્ર વિચાર રમી રહે છે. જ્યારે આવી પરાકાષ્ટાની સ્થિતિ આવે છે, ત્યારે તમારા મનમાં એકજ વિચાર વ્યાપી રહે છે; અર્થાત્ આપણે તે વિચારરૂપ બની જઇએ છીએ. આજ સ્થિતિમાં પતંગ અગ્નિની જ્વાળામાં પોતાને બાળી ભસ્મ કરે છે, અને મધમાખીઓ પોતાની જીંદગીનો ભોગ આપે છે. આ સ્થિતિમાં ભોક્તૃત્વનો વિચાર નાશ પામે છે અને ક્ષુદ્ર અહંકાર રહેતો નથી. આવી પરાકાષ્ટાની સ્થિતિએજ દેહાભિમાનનો નાશ ( Crucifisetion ) થાય છે,

આ સ્થિતિ જ્યાં થઇ કે તરતજ અંતઃસ્ફુરણા થવા લાગે છે. તમારા હૃદયમાંથી એકદમ વિજળીના ઝબકારાની માફક ગણિતના તે કઠિન દાખલાના સમાધાનનું સ્ફુરણ થઇ આવે છે! "મને સુઝી આવ્યું, મને ગમપડી" આવાં આવાં વાક્યો બોલતા લોકોને તમે નથી સાંભળ્યા? આવાં જીવનમૃત્યુ (Death in life) સિવાય તમને કદિ આનંદ કે અંતઃપ્રેરણા થશે નહિ.

કારીગરો, શિક્ષકો, તત્ત્વજ્ઞાનીઓ અને તત્ત્વચિંતકો પોતે પોતાના વિષયોમાં અંતઃપ્રેરણા પામે છે, પરંતુ આ અંતઃપ્રેરણા માત્ર દેહાભિમાનનો નાશ થવાથીજ પ્રાપ્ત થાય છે. આ દુનિયામાં મનુષ્યોને ભોકતા અગર કર્તા તરિકે રહેવાનું બહુ ગમે છે; પરંતુ વેદાન્ત બતાવી આપે છે કે કોઇ પણ વસ્તુના ભોક્તા બનવું, એ કુદરતના નિયમની વિરૂદ્ધ છે. આ ભોગ ભોગવનાર અસત્ય આત્મા મિથ્યા અહંભાવ છે-તે તમે પોતે નથી. સર્વ તત્ત્વચિંતકોએ અને તત્ત્વજ્ઞાનીઓએ જાણવું જોઇએ કે તેમનું શરીર, મન અને તેમનો દરેક જીવન વ્યાપાર એ સમસ્ત દુનિયાના ભોગ માટે છે. આજ સત્ય માર્ગ છે. જો તમારે ભોક્તા થવું હોય તો મોક્ષનો માર્ગ, સુખનો રસ્તો, આનંદનો પંથ, તમારે માટે બંધ છે. તમે આ દુનિયાનો કદિ ઉપભોગ કરી શકતા નથી. તમારે માટે માત્ર એકજ રસ્તો છે, અને તે એ છે કે તમારે તમારા દેહને, મનને અને સર્વસ્વને કોઇ દૈવીસત્તા (Divinity) ભોગવે છે, એમ જોવાનું છે. ક્રાઇસ્ટે કહ્યું છે કે "આ મ્હારૂં માંસ ખાઇ જાઓ, તેનું ભક્ષણ કરી જાઓ." "આ મ્હારા લોહીનું તમારે પાન કરી જવાનું છે." **તે મનુષ્યને ધન્ય છે અને તેજ મનુષ્ય ખરો સુખી છે કે જેનું જીવન એક સતત આત્મસમર્પણરૂપ છે-બળિદાનરૂપ છે.**

જ્યારે આપણે આવી સંપૂર્ણ પરાકાષ્ટાની સ્થિતિએ પહોંચીએ છીએ, જ્યારે આપણું મન એકજ વિચારમાં તલ્લીન થઈ જાય છે, જ્યારે આપણને પોતાને પોતાનું પણ ભાન ન રહેતાં એ વિચારમાં આપણે લીન થઈ જઇએ છીએ, ત્યારે મહાન દૈવી ગાયક, દિવ્ય વાદ્ય-દિવ્ય વીણા પોતાના હાથમાં લે છે; અને આ દિવ્યવાદ્યદ્વારા હૃદયગંમ અલૌકિક નાદ ઉત્પન્ન કરે છે.

આ ઇશ્વરી વીણામાંથી ગંભીર અને મહાન ધ્વનિઓ નીકળે છે; પરંતુ જ્યાં સુધી આ મનુષ્ય બાળક, આ વાદ્ય પોતાને હાથ રાખવા ઇચ્છે છે, અને તે મહાન ગાયકને હાથ સોંપવા ઇચ્છતો નથી; ત્યાં સુધી એ વાદ્યમાંથી બેસુર અવાજોજ નીકળવાના. જ્યાં સુધી ભોગ્ય વસ્તુનો ભોગવનાર આ અસત્ય દેહાભિમાન કાયમ રહે છે, અને દેહાધ્યાસ છૂટી શકતો નથી, ત્યાં સુધી આ શરીરદ્વારા વાદ્યના બેસુર અવાજોજ નીકળવાના. તમે આ શરીર-આ દિવ્યવાદ્ય દૈવીસત્તાને સોંપી દો, અસત્ય અહંત્વથી દૂર થાઓ, એ બધાથી પર થાઓ. આવું થાય ત્યારેજ, આવી પરાકાષ્ટાની સ્થિતિએ જ ઈશ્વર પોતે આ વાદ્ય પોતાના હાથમાં લે છે. એ મહાન ગાયક આ દિવ્ય વાદ્યને છેડી એમાંથી મધુર અને અલૌકિક નાદ કહાડે છે, એ વાદ્યમાંથી સુરસ સ્વર નીકળે છે. તેજ વખતે તમને હૃદયમાં સ્ફુરણ થાય છે. આ અંતઃપ્રેરણા એજ કર્તા-ઇશ્વર છે. જ્યારે ક્ષુદ્રક અહંતા નાશ પામે છે, ત્યારે જ મનુષ્યને આ અંતઃપ્રેરણા થાય છે.

આપણે જાણીએ છીએ કે ક્રાઇસ્ટે લોકોને પોતાનો ઉદ્દેશ આપવો શરૂ કર્યો, તેના પહેલાં સેતાને તેને આ સંસારનાં સુખ ભોગવવા માટે અનેક રીતે લલચાવવા પ્રયત્ન કર્યો. તેના ઉપભોગને માટે સપ્તલોક હતા. ખાવાને માટે અનેક જાતના રસવાળા અને સ્વાદિષ્ટ પદાર્થો હતા. રાજ્ય કરવા માટે મહારાજ્ય હતું. અનેક પ્રકારના ચમત્કારો કરી દુનિયામાં તેને યશ મેળવવાનો હતો. આવી આવી વિવિધ લાલચો અને આકર્ષક વસ્તુઓ તેની સામે હતી;

પરંતુ ક્રાઇસ્ટે કહ્યું કેઃ–" હે સેતાન ! તું મ્હારી પાછળ પાછળ ચાલ્યો આવ, પણ મ્હારે ત્હારા હાથનું કશુંએ લેવું નથી. " કેવાં ઉત્તમ વચનો ! હે અમેરિકા અને યૂરોપના લોકો ! ક્રાઇસ્ટનો આ ઉપદેશ સદા તમારી સન્મુખ રાખો કે, " હે સેતાન ! તું મ્હારી પાછળ રહે. મ્હારે ત્હારા હાથનું કશુંએ લેવું નથી. " આ સઘળી બાહ્ય અસત્ ભૌતિક વસ્તુની મારામારી, ખેંચાખેંચી અને લૂંટાલૂંટ છતાં ક્રાઇસ્ટનો આ ઉપદેશ તમારે ધ્યાનમાં રાખવો જોઇએ. ક્રાઇસ્ટે આ સંસારની દરેક વસ્તુનો ત્યાગ કર્યો હતો. તેણે ત્યાગ અને ક્રૉસ ( આત્મભોગ ) નો સ્વીકાર કર્યો છે. તેણે યથાર્થ સંન્યાસ ધારણ કર્યો છે. તમારી આગળ સ્ફુરણાનું આ રહસ્ય અને દૃષ્ટાંત મોજુદ છે. જ્યાં સુધી ભોક્તૃત્વ અને કર્તૃત્વનો વિચાર તમારા મગજમાં ઠસેલો છે, જ્યાં સુધી " હું કરૂં છું, હું કરૂં છું, મારે માન ખાટવાનું છે " એવા વિચાર તદ્દન નષ્ટ થાય નહિ, ત્યાં સુધી તમને કદિ પ્રેરણા થવાની નથી.

'રામ' તમને એક વાત કહી આજનો વિષય પૂરો કરશે. હિંદુ શાસ્ત્રમાં ત્રણ અસુરોના સંબંધમાં એક સાંભળવાલાયક વાત છે. એ ત્રણ પુરૂષોમાં અદ્‌ભુત શક્તિ હતી, તે જબરદસ્ત યોદ્ધાઓ હતા, કોઈ પણ માણસ તેમને જીતી શકતો નહિ, તેઓ કંઇ અજબજ પુરૂષો હતા. કંઇએક લોકો એમની પાસે આવી એમની સાથે યુદ્ધ કરતા; પરંતુ તેમનાથી હાર ખાઇ તેઓ વિલે મોંએ પાછા જતા. જે માણસો તેમની સાથે યુદ્ધ કરતા તેઓની સંખ્યા હજારોની હતી, છતાં આ ત્રણ અસુરો તેમને હરાવી દેતા. પ્રતિસ્પર્ધિઓ આમ વારંવાર લોકોને હાર પમાડતા હોવાથી કેટલાક લોકો ભેગા થઇને એક મહાત્મા પાસે ગયા અને તે મહાત્માને વિનવીને પૂછયું કે આ ત્રાસ આપતા અસુરોને કેવી રીતે હરાવી શકાય ? તે મહાત્માએ કહ્યું કે ભાઇઓ ! તમારેજ તે અસુરોના અજીતપણાનું કારણ શોધી કહાડવું જોઇએ કે તેઓ કેવી રીતે અજીત છે. બહુ બહુ વિચાર કર્યા પછી અંતે લોકોને સમજાયું કે, એનું કારણ એ છે કે એ અસુરો પોતાના મનમાં " અમે કર્તા છીએ, અમે ભોક્તા છીએ " એવો કદિએ વિચાર આવવા દેતા નથી. જ્યારે તેઓ જીત મેળવતા ત્યારે તેમને તેવો વિચાર સરખો પણ આવતો નહિ. તેઓ કદિ પોતાના વિજયનો આનંદ અનુભવવા ઇચ્છતા નહિ. જ્યારે તેઓ યુદ્ધ કરતા ત્યારે " હું ફલાણો દેહધારી છું અને હું ફલાણા સાથે યુદ્ધ કરૂં છું " એવો વિચાર તદ્દન એમના મનમાંથી નષ્ટ થતો હતો. દુનિયામાં આવાજ માણસો વીરપુરૂષ થઈ શકે છે. તમારા જાણવામાં છે કે રણાંગણમાં યુદ્ધ કરતો યોદ્ધો યુદ્ધના કામમાં પોતાનું ભાન ભૂલી જાય છે; અને યુદ્ધમાંજ ગરકાવ થઈ જાય છે. " હું કરૂં છું " એવા વિચારનો ત્યાં જરી પણ અવકાશ રહેતો નથી. એનું શરીર તે યુદ્ધમાં એક યંત્રરૂપ બને છે. તે પોતેજ મૂર્તિમાન યુદ્ધ બને છે. તેના હસ્ત અને પાય દૈવીસત્તા સાથે અનુસંધાન પામે છે. આ અસુરો પણ યુદ્ધ કરતા ત્યારે એવીજ રીતે તદ્રૂપ બની જતા. " હું લડું છું " એવો વિચાર તેમને ક્ષણવાર પણ આવતો નહિ. જેવી રીતે કોઇ એક યંત્ર ચાલે તેવી રીતે તેમના શરીરની ક્રિયા થતી. તેમના અજીતપણાનું સત્ય રહસ્ય આજ હતું. અત્યાર સુધી કોઇ પણ તેમનો પરાજય કરી શકયો ન હતો; પરંતુ હવે તેમના અજીતપણાનું રહસ્ય સમજાયાથી તે મહાત્માએ એ અસુરોને જીતવાનો ઉપાય બતાવ્યો. તેમણે કહ્યું કે એ અસુરોની સાથે યુદ્ધમાં ઉતર્યા પછી તેમની પાસેથી તમારે નાસી જવું, પછી પાછા ત્યાં તેમની પાસે જઇને યુદ્ધની માગણી કરવી. પાછા જ્યારે તેઓ તમારી સાથે યુદ્ધ કરવા આવે ત્યારે એમની સાથે થોડી ઘણી ઝપાઝપી કરીને તેમને જય પમાડી ત્યાંથી

નાસી જજો ! આ પ્રમાણે વારંવાર કરવાથી અંતે તે અજીત યોદ્ધાઓ હાર પામશે. લોકોએ આ મહાત્માના કહેવા પ્રમાણે કર્યું; અને અંતે ધીમે ધીમે અજીત યોદ્ધાઓ પોતાની ખરી સ્થિતિમાંથી-તેમના વાસ્તવિક અજીતપણામાંથી પતન પામતા ગયા. તેમને પોતાના શરીરનું તથા બળનું ભાન થવા લાગ્યું અને પોતે અજીત છે, એમ તેમનો નિશ્ચય થયો. તેમને વારંવારની જીતથી તેઓના મનમાં પોતાના સંબંધમાં જેતા તરિકેનો વિચાર બંધાયો. આ યોદ્ધાઓ દેહરૂપી પીંજરામાં પુરાયા; અને પોતાને બંધીવાનબનાવ્યા. " હું કરૂં છું " અથવા " હું મહાન યોદ્ધા છું " એવા વિચારોએ તેમના મનમાં ઘર ઘાલ્યું અને તેમને ગુલામ બનાવ્યા. તેમની અંદર દિવ્ય અંતરાત્માની જગ્યાએ ક્ષુલ્લક અહંકારનો વાસ થયો. એ અસુરોની આવી સ્થિતિ થયાથી લોકો તેને સહજમાં જીતી શકયા; તે અસુરો જીતાયા અને કેદ પકડાયા.

હવે આ દૃષ્ટાંતનો સાર શો છે એ તમે વિચારો. જ્યાં સુધી તમે ઈશ્વરના એક તંત્ર તરિકે કામ કરો છો, અને જ્યાં સુધી તમે દૈવીસત્તામાં સ્થિત છો, ત્યાં સુધી તમે કોઈથી પણ ન જીતાવ એવા અજીત છો. " હું ભોક્તા છું, " " હું કર્તા છું " આવા વિચારથી પર સ્થિતિવાળા પેલા ત્રણ અસુરોના સમાન તમે છો; પરંતુ જ્યારે લોકો તમારી પાસે આવી તમારાં વખાણ કરે, તમને મગરૂર બનાવે, તમારી ખુશામત કરી તમને ઉંચે ચઢાવે, હરેક પ્રકારે તમારા મનને રૂચતી તમારી તારીફ કરે, ત્યારે તમે એક અજીત ને વિજયવંત છો, એમ તમને ભાન થવાનું. તમે વીર છો, તમે વિજયી છો, બીજાઓ તમારાથી હારી જાય છે, એમ તમને ખ્યાલ આવતો જશે; અને " હું આ કર્મ કરૂં છું ને એ કર્મનું ફળ હું જરૂર ભોગવીશ; " " હું ભોક્તા છું " આવા વિચાર તમને બંધીવાન બનાવશે; અને તમે તમારી મૂળ સ્થિતિમાંથી અધઃપતન પામશો. તમે હારી જશો. તમારી શક્તિ નાશ પામશે. તમે બળહીન થઇ જશો. બાઇબલમાં પણ એવીજ વાત છે તે તમે શું નથી જાણતા ? જ્યારે ક્રાઇસ્ટ પર્વત ઉપરથી પાછો આવ્યો ત્યારે તેનામાં મહાન સામર્થ્ય હતું. તે કેટલોક વખત પોતાના મિત્રના સમાગમમાં રહ્યો, અનેક પ્રકારની વાતચીતો કરી પોતાનો કેટલોક જીવનકાળ વ્યતિત કર્યો. પછી એક વખત ક્રાઇસ્ટના મુખમાંથી એવા શબ્દો નીકળ્યા કે, " મને એવો કોણ સ્પર્શ કરી ગયો છે કે જેથી મારૂં સામર્થ્ય જતું રહેતું હોય એવું મને લાગે છે ! " બાઇબલમાં આ વાત સ્પષ્ટ જણાય છે. ત્યાં પણ આજ બાબત છે કે જ્યારે તમે " હું કરૂં છું, " " હું ભોગવું છું " એવા દેહાભિમાનથી પર થાઓ છો, ત્યારેજ તમારા દ્વારા ઈશ્વરી શક્તિ કામ કરે છે, અને તમને તમારા હૃદયમાં સ્ફુરણ થાય છે; પરંતુ જ્યાં સુધી તમે પોતાનું કામ કરીને લોકોના મત, ખુશામત અને તારીફને પસંદ કરો છો, ત્યાં સુધી તમારી શક્તિ તદ્દન નાશ પામેલા જેવી જણાય છે, અને તમે આ ક્ષુલ્લક દેહરૂપી પીંજરામાં પૂરાએલા રહો છો. તમે આ પીંજરાની બહાર આવો, અને જરૂર તમારા અંતઃકરણમાં સ્ફુરણ થશે; પરંતુ જો તમે દેહાધ્યાસમાં જકડાશો તો તમારો કાંઈ પણ પત્તો લાગશે નહિ.

ધારો કે અહીં એક સુંદર ચાલતી ઘડીઆળ છે, રાત્રિદિવસ તે બરાબર ચાલે છે, એને લોહચુંબકની શક્તિવાળી બનાવવા માટે તેની પાસે એક મોટો લોહચુંબકનો પદાર્થ લાવવામાં આવે છે; આથી એ ઘડીઆળની અંદર રહેલી લોહની સ્પ્રિંગમાં એ લોહચુંબકની શક્તિ આવે છે, અને તે ઘડીઆળ બંધ પડી નકામું થાય છે. હવે તે ઘડીઆળને શું કરવું ? તે ઘડીઆળને જમીનમાં દાટી દો. તેને લોહચુંબકની અસરથી દૂર કરો, એટલે તે પાછું પોતાની અસલ સ્થિતિમાં આવશે.

તમારા અંતઃકરણમાં વિરાજી રહેલો તમારો અંતરાત્મા દૈવી અને ઇશ્વરી છે. દરેકે દરેક બાળક સ્વભાવથી અંતઃસ્ફુર્ણાવાળાં હોય છે. દરેકે દરેક જન્મથીજ કવિ હોય છે. જો તમે ઇશ્વરી નિયમાનુસાર તમારૂં જીવન ગાળો, જો તમે કુદરતના નિયમાનુસાર તમારૂં વર્ત્તન રાખો, તો હમ્મેશાં તમારૂં જીવન પ્રેરણામયજ રહેશે. જો તમે તમારા સત્ય આત્મામાં નિષ્ટા પામીને રહેશો, જો તમે તમારા આત્માના અનુસંધાનમાં રહેશો, તો તે બધો વખત તમને સ્ફુર્ણાજ થયા કરશે. તમારો દોષ એ છે કે તમારૂં મન આ દુનિયાની લોહચુંબકના જેવી આકર્ષક વસ્તુઓમાં ગ્રસ્ત થાય છે, સંસારના મોહ તમને આકર્ષે છે, અને આવી રીતે તમે તમારા પોતાના સત્પંથથી ભ્રષ્ટ થાઓ છો. જો તમને હાલ તમારા હૃદયમાં સ્ફૂર્ણ થતું ન હોય તો, તેનું ખરૂં કારણ એજ છે કે તમારામાં વિરાગ કે ત્યાગ નથી. તમે ઐહિક વસ્તુઓના મોહમાં ફસાઓ છો, તે વસ્તુઓ સાથે તમે દૃઢ બંધન પામો છો. જો તમે તમારી મૂળ શક્તિ અને પ્રેરણા વગેરે પ્રાપ્ત કરવા માગતા હો, તો તમે ખરા ત્યાગી અને વિરાગી બનો. ઇશ્વિરમાં–સત્ય આત્મામાં તમે વિલીન થઇ જાઓ. થોડા વખત સુધી તમે એકાંતમાં રહો. તમારા સત્ય સ્વરૂપનું ધ્યાન ધરવા માટે દિવસનો થોડો ભાગ તમે એકાંત સેવો. આવી રીતે કરવાથી તમને દૂષિત કરનાર લોહચુંબકના જેવી આ દુનિયાની ભૌતિક અસરો તમારાથી દૂર થશે, અને તમારૂં મન ફરીથી બરાબર વ્યવસ્થિત થશે, તથા તમે અંતઃસ્પુર્ણ પામતા થશો. જ્યારે કોઈ પણ વહાણ દરિયામાં કેટલોએક વખત ફર્યા કરે છે, ત્યારે તે વહાણની અંદર કેટલીક અવ્યવસ્થા થઇ જાય છે, તે વહાણનો કેટલોએક ભાગ બગડી જાય છે. હવે જો તે વહાણને આપણે સુધારવાનું હોય તો થોડો વખત તેને રીપેર કરવાના કારખાના ( dock ) માં રાખવાની જરૂર છે. તેવીજ રીતે તમારી જાત ઘણો વખત દુનિયાદારીના કામકાજમાં, મોહક શક્તિઓના સંગમાં, આપણને દૂષિત કરનાર આસપાસના વાતાવરણમાં તમે અવ્યવસ્થિત થઈ અધઃપતન પામશો. તમારી આંતર નૈસર્ગિક પ્રેરણાશક્તિનો નાશ થઈ જશે. જેમ તમે તમારા વહાણમાં સાવધાન અને હુશીઆરીમાં રહો છો, તેમ આ શરીર રૂપી વહાણમાં પણ તમે સાવધાન અને હુશીઆર રહો. તમારા શરીરને દિવસનો થોડો વખત પણ આ દુનિયાની વસ્તુઓની અસરોથી અલગ રાખો, અને તમે તમારા આત્મામાંજ સ્થિત રહો, તમને અતઃસ્ફુર્ણ થાય એવાં કેટલાંક પુસ્તકો વાંચો અને જે પુરૂષોના સંસર્ગમાં રહેતાં તમે ઉન્નત સ્થિતિમાં આવો એવા પુરૂષોના સત્સંગ કરો; અથવા તો સદા એકાંતજ સેવો. તમારો કેટલોક વખત ધ્યાનમાં ગાળો. આવી રીતે તમારી પોતાની નૈસર્ગિક પ્રેરણાની અદ્ભુત શક્તિ તમને પાછી પ્રાપ્ત થશે. શું દરરોજ તમારે તમારૂં શરીર ન્હાઇ ધોઇને સ્વચ્છ રાખવું નથી પડતું ? શું દરરોજ તમારે તમારૂં ઘર વાળી ઝુડીને સાફ કરવું નથી પડતું ?

આવીજ રીતે તમારે તમારા મનને પણ દરરોજ સ્વચ્છ અને નિર્મળ રાખવાની જરૂર છે. જ્યાંસુધી દુનિયાના વિચારો, દુનિયાની લાલચો અને દુનિયાના વિષયોના ઉપભોગની વાસનાઓ, અથવા “ હું કરૂં છું ” એવા અહંતાના ખ્યાલો તમારામાં મોજુદ છે, જ્યાં સુધી તમારૂં દેહાભિમાન નાશ પામ્યું ( crucified ) નથી, ત્યાં સુધી તમારે માટે કોઈ પણ જાતની આશા નથી. “ દેહાભિમાનના નાશ સિવાય અંતઃપ્રેરણા થવા માટે બીજો કોઈ પણ રસ્તો નથી. ”

ૐ ૐ ૐ



# ૨૧–સત્યનો માર્ગ અથવા સત્યનો પ્રદેશ.*

વર્તમાનપત્રોમાં જણાવ્યા પ્રમાણે આજનો વિષય “ સત્યનો માર્ગ ” એ છે. પાશ્ચિમાત્ય મનુષ્યોને આ મથાળા ઉપરના વિષયમાં કાંઈ અર્થ સમાએલો સમજાશે; પરંતુ વેદાન્તની દૃષ્ટિથી જોતાં આ મથાળામાં ભૂલ જણાય છે. સત્ય તરફ જવાનો માર્ગ અથવા સત્યનો માર્ગ, આ શબ્દોમાંજ વિરૂદ્ધતા છે. સત્ય કદિ દૂર છેજ નહિ; તો પછી તેના તરફ જવાનો માર્ગજ ક્યાંથી હોય ? એટલે કે એ માર્ગને અવકાશજ નથી. तद्दूरेतदन्तिके સત્ય તો તમારી પાસેજ છે, બલ્કે તમે પોતેજ એ છો. તમે તેમાં રહ્યા છો; એટલુંજ નહિ પણ સાક્ષાત્ તમે પોતેજ સત્ય છો. આમ છે તો પછી “ સત્યનો માર્ગ ” એમ ઉચ્ચાર કરવો, એજ વિચિત્રતા છે. ઈશ્વરત્વનું ભાન થવું, દિવ્યતાનું ભાન થવું, એ ચીજ–એ સ્થિતિ, બીજેથી લઇ આવવાની કે મેળવવાની નથી, એને કાંઇ ઉત્પન્ન કરવાની નથી. એતો છેજ, ઉત્પન્ન થઈ રહેલીજ છે, અને તે તમે પોતેજ છો, માત્ર જે ઇચ્છાઓ–વાસનાઓથી તમે બંધાઇ રહ્યા છો, તેના કોકડાને ઉકેલવાનુંજ બાકી છે. જે કરેલું માની લીધું છે તે નથી કર્યું એમ કરવાનું છે. ઈશ્વરને જાણવાને–તેનો સાક્ષાત્કાર કરવાને માટે ખરી રીતે કાંઈજ કરવાનું નથી. માત્ર કર્મની જે બેડી પહેરી છે તેને તોડી નાંખો એટલે પત્યું. સ્થિતિજ ફેરવી નાંખો એટલે તમે પોતે સત્યરૂપ છો; પરંતુ આ બંધનમાંથી મુક્ત થવું એ કેટલાકને ઘણું કઠિન લાગે છે, તેથી કરીને સત્યનો માર્ગ શોધી જાણવા સારૂ બંધનમાંથી કેવા પ્રકારે મુક્ત થવું તે વિષે આજે બોલીશું.

જગતની જાળ તોડવા યત્ન કરવાની આવશ્યકતા છે. હવે આ જાળ–આ સાંકળો–આ બંધનો કે જેણે તમને બાંધી લીધા તે શું છે ? આજે તમે આ વાત માનો યા ના માનો, અમેરિકનો તથા યૂરોપિયનો આજે આ વાતની ખૂબી જોઇ શકે યા ના જોઈ શકે; પરંતુ સત્ય તો જે છે તેજ છે ! તે કદિ બદલાવાનું નથી. સત્ય એ છે કે તમારાં સર્વ બંધનો, તમારા પ્રેમ, તમારી વાસનાઓ ને ઇચ્છારૂપી સાંકળોથીજ તમે બંધાયેલા છો. એજ તમને બંધનકર્તા છે. એથી કરીનેજ તમે પ્રભુને જોઇ શકતા નથી. આજ કારાગૃહ છે. તમે વાસનારૂપી બન્ધનથી તેમાં પૂરાએલા છો. એકી સમયે બે ધણીની નોકરી બની નાજ શકે ! શ્યામજી તથા શયતાન, બન્નેને સાથે ભજાય નહિ. દેહના ગુલામ થઇ, દેહમાં મમત્વ રાખી વિશ્વના નિયંતારૂપે કદિ થવાયજ નહિ. સત્યનો સાક્ષાત્કાર કરવો એટલેજ વિશ્વના નિયંતા થવું; અને ઇચ્છાઓ, વાસનાઓ રાખવી એટલે ગુલામગીરીમાં, બન્ધનમાં, કારાગૃહમાં હાથે કરીને પૂરાઇ રહેવું. દરેક મનુષ્ય ક્રાઇસ્ટ થવા ઇચ્છા રાખે છે, દરેક મનુષ્ય સત્યનો સાક્ષાત્કાર કરવા ઝંખે છે, પેગંબર કે અવતારી પુરુષ થવા મનમાં કામના કરે છે; પરંતુ એવો કોઈ ભાગ્યેજ મળી આવશે કે જે તે સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પોતાની પ્રિય વસ્તુઓનો ભોગ આપે !

---

* સને ૧૯૦૩ ના માર્ચ મહિનાની ૧ લી તારીખે સ્વામી રામતીર્થજીએ આપેલું ભાષણ.

પૂર્વે હિંદુસ્તાનમાં એક મોટો કુસ્તીબાજ મલ્લ હતો. તે હજામ પાસે છુંદણાં છુંદાવવા ગયો ને તેને પોતાના બન્ને હાથ ઉપર મોટા ભવ્ય સિંહની આકૃતિ કાઢવાનું કહ્યું. આ સિંહાકૃતિ કઢાવવાના કારણમાં તેણે કહ્યું કે જ્યારે સૂર્ય સિંહરાશિમાં હતો તે વખત મ્હારો જન્મ થયો છે, તેથી કરીને મ્હારા ઉપર તે રાશિની અસર થએલી છે, ને હું બહાદૂર, શૂર ગણાઉં છું. હજામે છુંદણું કાઢવા સોય લીધી ને સ્હેજ શરીર ઉપર ભોંકી; પરંતુ આ મલ્લ તે સહન કરી ના શક્યો. એણે હજામને કહ્યું; "ભાઈ! ઉભો રહે, ઉભો રહે, તું શું કરે છે?" હજામે કહ્યું:–"કે સિંહની પૂંછડી કાઢવી શરૂ કરી છે." આ મલ્લ–કહેવાતો મલ્લ–ખરી રીતે તો પીડા ખમી શકતો નહોતો, છતાં તેણે ઢોંગ કરી કહ્યું:–"ભલા માણસ! તને એટલી ખબર નથી કે હાલના જમાનામાં ફેશનવાળા લોકો પોતાના કૂતરા અને ઘોડાઓની પૂંછડી કાપી નાંખે છે? માટે પૂંછડી વિનાનો સિંહ કાઢ; કારણ કે તે ઘણો બળવાન જણાશે. પૂંછડીની કાંઈ જરૂર નથી." હજામે કહ્યું:–"બહુ સારૂં, પૂંછડી નથી કાઢતો, પણ હવે તેના બીજા અવયવો કાઢું છું." એમ કહી પાછી સોય શરીરપર ભોંકી. આ પણ સહન ના થઇ શક્યું એટલે તે બોલી ઉઠયો:–"હવે વળી શું કરે છે?" હજામે કહ્યું કે "કાન કાઢું છું." પેલાએ કહ્યું કેઃ–"ભલા માણસ! તું તો મૂર્ખોજ છે, એટલી પણ ખબર નથી કે કુતરાના કાન પણ કાપી નંખાય છે? કાન વિનાનો સિંહ ઉત્તમ પ્રકારનો હોય છે." હજામે કાન કાઢવા બંધ રાખ્યા ને બીજા ભાગો કાઢવા શરૂ કર્યા, તો તે દુઃખ પણ તેનાથી સહન ના થઈ શક્યું, એટલે વળી તે બોલી ઉઠયો:–"અલ્યા! હવે પાછું શું કાઢે છે?" હજામે કહ્યું:–"હવે તો સિંહનો કટિનો ભાગ કાઢું છું." પેલો બોલ્યો:–"તને કવિતાનુંએ જ્ઞાન નથી. ભારતવર્ષના મહાન કવિઓએ સિંહની નાજુક કટિની તો સ્રીઓના તે અંગને ઉપમા આપી છે. તેની કેડ તો માત્ર કહેવાનીજ હોય છે, કારણ કે તે ઘણી પાતળી હોય છે, માટે કેડ કાઢવાની પણ જરૂર નથી." હજામે છુંદણું છુંદવું બંધ રાખ્યું, સોય ઠેકાણે મૂકી દીધી, ને છેવટે કહ્યું:–"ભાઇ! આપ પધારો!"

હવે આ મનુષ્ય કે જે પોતે સિંહરાશિમાં જન્મ્યાનું કહે છે, પોતાને મોટો કુસ્તીબાજ મલ્લ કહેવડાવે છે, પોતે સિંહ છે એમ સમજવા પ્રયત્ન કરે છે, ને પોતાના અંગ ઉપર સિંહાકૃતિ કઢાવવા ઈચ્છે છે; પરંતુ તેમ કરતાં જે દુઃખ સહન કરવું પડે તે ખમવાને તે તૈયાર નથી! જગતમાં જનસમુદાયનો મોટો ભાગ આવોજ છે. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની તેને ઈચ્છા છે, વેદાન્તનો પાર પામવા તે ઉત્કટ ઇચ્છા રાખે છે, સત્યને એક ક્ષણમાં જાણવા ઉત્સુક છે, પૂર્ણતા પામવા–મહાત્મા થવા તે એકે પગે થઈ રહે છે; પરંતુ જ્યારે પોતાના આત્મામાં તે પૂર્ણતાને કોતરવાનો વખત આવે છે ત્યારે તે ટાંકણાં સહન કરી શકતો નથી. દુઃખની લાગણી તેનાથી ખમાતી નથી. તે સમયે તે વિચારમાં પડી જાય છે, આનાકાની કરે છે. અર્થાત્ પોતાની ઈચ્છા ફલિભૂત થવા ઝંખે છે ખરો, પરંતુ તેને માટે જે ભોગ આપવો પડે તે આપવાને તે તૈયાર નથી.

સત્યને જાણવા માટે, દિવ્યતાનો સાક્ષાત્કાર કરવાને માટે, તમારી વ્હાલામાં વ્હાલી–પ્રિયમાં પ્રિય ઈચ્છાઓને વિંધી નાખવી પડશે. વ્હાલામાં વ્હાલી ઈચ્છાઓ–પ્રિય લાગતાં બંધનો તમારે તોડી નાખવાં જોઇએ. દેહમાંની વાસનાઓ, જગતની જાળો તોડી ફોડીને દૂર નાખી દેવી જોઇએ. તમારે પવિત્ર થવાને માટે, તમોને અધમાવસ્થામાં લઈ જનાર–અધોગતિએ પહોં-

ચાડનાર તમારી વિષય વાસનાઓથી તમારે સ્વતંત્ર થવુંજ જોઇએ. ભોગ આપ્યા વના ઈશ્વરનો સાક્ષાત્કાર થવો કઠિન છે. ભોગ આપ્યા સિવાય તમારો સ્વાત્મ હક્ક પાછો મેળવી શકાશે નહિ. જગતમાં પવિત્ર મનવાળા, પવિત્ર હૃદયવાળા મનુષ્યોજ સુખી છે; કારણ કે તેમનેજ પ્રભુ મળે છે. તેમનેજ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. હૃદયની પવિત્રતા એ શું છે ? હૃદયની પવિત્રતા એટલે દેહાત્મક પાપોથી દૂર રહેવું; એટલુંજ નહિ પણ તેમાં ઘણો અર્થ રહેલો છે, તેમાં ઘણું ગુહ્ય રહેલું છે. આજ આ વાત મનમાં ઉતરે-પસંદ પડે યા ના પડે, પણ એક દિવસ એવો આવશેજ કે જ્યારે તમને આ વાત સત્ય ભાસશે અને મનમાં ઉંડી ઉતરશે. દરેક પ્રકારની મમતા-પછી તે ઘર ઉપર હો કે પોતાની ઘડીઆળ ઉપર હો, કૂતરા ઉપર હો કે માતા, પિતા, સ્ત્રી, પુત્રાદિક ગમે તેના ઉપર હો; પરંતુ જેને સત્યનો સાક્ષાત્કાર કરવા ઇચ્છા છે, જે મનુષ્ય આ ક્ષણેજ સંપૂર્ણ સત્ય જાણવા ઇચ્છે છે, તેને તો તે મમતા અધોગતિએ પહોંચાડનારી-નબળી પાડનારીજ છે. જગતના પદાર્થોના મોહથી છુટા થવું-સ્વતંત્ર થવું, એનુંજ નામ અંતઃકરણની પવિત્રતા; એનુંજ નામ ત્યાગ. આવી પવિત્રતાથીજ ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે છે.

જૂનાં પુરાણોમાં એટલાન્ટાની એક સુંદર વાત છે. એટલાન્ટાને એક બળવાન મનુષ્યની સાથે દોડવાની શરત થઇ હતી. દોડવામાં એટલાન્ટા સર્વથી આગળ નીકળી જતી હતી; પરંતુ એક જણે દોડવાની શરતમાં એટલાન્ટાને કેમ જીતાય તે વિષે પોતાના પ્રિય દેવ જ્યુપિટરની સલાહ લીધી. દેવે તેને વિચિત્ર સલાહ આપી કહ્યું કે, જે રસ્તા ઉપરથી દોડવાનું હોય તે આખે રસ્તે નાના નાના સોનાના કડકા પાથરી રાખ. ધ્યાન રાખો કે પોતાનો પ્રિય ભક્ત શરતમાં એટલાન્ટાને જીતી જાય તે માટે આ વિના બીજી યુક્તિજ તે દેવની પાસે નહોતી; કારણ કે એટલાન્ટાને એક મહાન દેવતા તરફથી વરદાન મળેલું હતું કે જેથી તે આખા વિશ્વમાં સર્વથી બળવાન ને ત્વરિત ગતિવાળી હતી. જ્યુપિટરના ભકતે આખે રસ્તે સોનું વેર્યું અને એટલાન્ટાને દોડવાની શરતનું કહેણ મોકલ્યું. બન્નેએ દોડવું શરૂ કર્યું. આ મનુષ્ય એટલાન્ટાના કરતાં ઘણો નબળો હતો તેથી એટલાન્ટા ક્ષણ વારમાં તેનાથી આગળ નીકળી ગઇ; પરંતુ રસ્તામાં સુવર્ણની ઈંટો પડેલી દીઠી ને પેલા મનુષ્યને કાંઇ દીઠો નહિ, એટલે તેણે પેલી ઇંટો ઉપાડી લેવા માંડી. એટલાન્ટા આમ સોનું લેવા ઉભી રહી એટલામાં પેલો ભક્ત આગળ નીકળી ગયો, વળી ક્ષણ માત્રમાં તેણે તેને પકડી પાડયો. પરંતુ રસ્તાની ડાબી બાજુ ઉપર સોનાની ઇંટો જોઈ તેથી તે ત્યાં જઇ તે લેવા લાગી. આ દરમ્યાન પાછો પેલો ભક્ત આગળ નીકળી પડયો. એટલાન્ટાએ તેને ફરીથી પણ પકડી પાડયો. વળી અહીં સોનાની બીજી ઈંટો જોવામાં આવી એટલે પાછી તે ઉપાડી લેવાને થોભી, દરમ્યાન પેલો આગળ નીકળી પડયો. એમ છેક શરતના અંત સુધી ચાલ્યું. એટલાન્ટા પાસે હવે સોનાનો મોટો ગાંસડો થઇ ગયો હતો તેથી ભાર ઉંચકી આગળ નીકળી જવું કઠિન થઈ પડયું, અને અંતે પેલો ભક્ત જીતી ગયો. જેટલું સુવર્ણ એટલાન્ટાએ એકઠું કર્યું હતું તે સર્વ પેલા ભક્તને મળ્યું અને તે પોતે પણ તેને મળી. આથી એ ભક્તની ઇચ્છા પૂર્ણ થઇ.

જનસમુદાયમાંથી જે મનુષ્યો સત્યના માર્ગે જવા ઇચ્છા રાખે છે, તેમાંના ઘણાખરાઓની સ્થિતિ પણ એટલાન્ટાના જેવીજ છે. સત્ય માર્ગ પકડતાંની સાથેજ દરેક પ્રકારની અધમ તૃષ્ણા-લાલસા સામી આવી ઉભી રહે છે. તેને લઇ લેવા તમો ઉભા રહો છો; પરંતુ જે ક્ષણે

તેને ઉપાડી લેવા જાઓ છો, જગતની તૃષ્ણા તૃપ્ત કરવા જાઓ છો; તેજ ક્ષણે પાછળ પડી જાઓ છો, ભવાટવીમાં ગોથાં ખાઓ છો, કરવાનાં કામ મુલ્તવી રાખો છો, થોભી જાઓ છો, અને તેજ ક્ષણે તમે સર્વસ્વ ખુઓ છો ! ! ઓ મનુષ્યો ! જગતની જાળથી–મોહ–લાલસા, તૃષ્ણાથી સાવધાન રહો; જડવાદથી સાવધાન રહો ! સત્ય વસ્તુ પણ પ્રાપ્ત કરો અને જગતનાં ઐહિક સુખો પણ ભોગવો, એ બન્ને વાર્તા એક સાથે બનેજ નહિ. જગતનાં સુખોમાં લપટાયા તેજ ક્ષણે સત્ય હાથમાંથી છુટી જશે, સત્ય આગળનું આગળ જતું રહેશે. તમે જાણો છો કે ‘ રામ ’ આજે તમને જે સત્ય છે તે કહે છે. ઘણા ઘણા મનુષ્યો ‘ રામ ’ પાસે આવીને વારંવાર એજ કહે છે કે અમને સાક્ષાત્કાર કરાવો, અમારે સાક્ષાત્કાર કરવો છે. હા ! આ ક્ષણેજ સાક્ષાત્કાર થાય, પણ તમારી મોહજાળ તોડી નાંખો; તેમજ ઇર્ષ્યા, તિરસ્કાર વગેરે વૃતિઓથી મુક્ત થાઓ. ઇર્ષ્યા, તિરસ્કાર શું છે ? માત્ર અધોમુખી વાસના, તૃષ્ણા, મોહ એજ છે. જ્યારે આપણને બીજી કોઈ બાબતમાં મોહ હોય છે, ત્યારે જ આપણે બીજા કોઇનો તિરસ્કાર કરીએ છીએ. આથી પ્રશ્ન થશે કે અમે અમારી સંતતિ, ભાઈ, ભાંડુ, પતિ, પત્ની વગેરેનો ત્યાગ કેવા પ્રકારે કરીએ ? પરંતુ એ તમારે પોતાનેજ જોવાનું છે કે તે કેમ થઇ શકે ? સત્ય વાત તો એજ છે કે એક જે સત્ય છે તેજ ઇશ્વર છે, તેનેજ પિતા ગણો, માતા ગણો, સ્ત્રી, ગુરૂ, પિતામહ, ઘરબાર વગેરે, સર્વસ્વ માત્ર તેનેજ ગણો. દરેક પદાર્થ ઉપરથી મોહ કાઢી નાંખો, ને માત્ર એકજ વસ્તુ ઉપર એકાગ્ર દૃષ્ટિ રાખો. એકજ સત્ય–દિવ્ય જ્યોતિ ઉપર નજર રાખો ! એટલે તેજ ક્ષણે તમને સાક્ષાત્કાર થશે.

હિંદુસ્તાનની ભાષામાં એક સુંદર ગીત છે; પરંતુ તે અહીં ગાઇ સંભળાવવાની આવશ્યક્તા નથી. તેનો સારાંશ એ છે કે જો સત્ય માર્ગે પળતાં, સત્યનો સાક્ષાત્કાર કરતાં પિતા આડે આવે તો તેને નહિ ગણકારતાં તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરો. જેમ હિંદના નરરત્ન, ભક્તશૂર પ્રહલાદે કર્યું હતું તેમ. વળી જો માતા સત્યના સાક્ષાત્કારમાં વચ્ચે આવે તો તેનો ત્યાગ કરો. નવસંહિતા આમ કહે છે. હિંદુઓનાં ધર્મ પુસ્તકોમાં માતાપિતાનો આમ ત્યાગ કરવા કહેલું નથી; પરંતુ માતાપિતાપર સત્યને માટે પ્રેમ રાખો. સત્યના માર્ગે જતાં જ્યાં સુધી માતાપિતા આડે ના આવે, ખલેલ ના પ્હોંચાડે ત્યાં સુધી તેમને માન આપો, તેમના ઉપર પ્રેમ રાખો. જો સત્ય તરફ જતાં ભાઈ આડે આવતો હોય તો જેમ વિભીષણે રાવણનો ત્યાગ કર્યો તેમ તમે પણ ભાઇનો ત્યાગ કરો. પત્ની વચ્ચે આવતી હોય તો યોગીરાજ ભર્તૃહરી માફક સ્ત્રીને અળગી કરો. જો પતિ આડે આવે તો મીરાંબાઈ માફક પતિનો સંગ ત્યજો. જો ગુરૂ–ધર્મગુરૂ સત્યના સાક્ષાત્કારમાં વિક્ષેપ નાંખે તો તેને પણ દૂર કરો, જેમ ભીષ્મપિતામહે કર્યું હતું તેમ; કારણ કે તમારો ખરો સંબંધી, ઇષ્ટમિત્ર માત્ર સત્યજ છે. તે સિવાય કોઇ છેજ નહિ. બીજા સર્વ સંબંધીઓ, મિત્રો વગેરે ક્ષણિક છે–નાશવંત છે; પરંતુ સત્ય હરદમ તમારી પાસે છે. સત્ય તમે પોતેજ છો. માતાપિતા, સ્ત્રી, સંતતિ, મિત્ર વગેરે સર્વ કરતાં સત્ય તમારૂં પાસેમાં પાસેનું સંબંધી છે; માટે સર્વ કરતાં સત્યને વિશેષ માન આપો.

હિંદુસ્તાનના એક રાજાની જીંદગીનું એક સુંદર દૃષ્ટાંત છે. તે સત્યને માર્ગે ચાલતો હતો. હિમાલયના બરફથી ઢંકાયેલા પર્વતના શિખર ઉપર તે પોતાનું શરીર ઓગાળવા

જતો હતો. તેના વિષે વાત લાંબી છે. સંપૂર્ણ વાત રામને કરવાની જરૂર નથી. કોઇક કારણને લઇને તે રાજા પોતાનાં સગાં–સંબંધીઓની સાથે હિમાલયના શિખર ઉપર જતો હતો. વાત એવી છે કે રાજા સત્યને માર્ગે ચાલ્યો જતો હતો, સત્યની શોધમાં જતો હતો. સર્વથી આગળ પોતે ચાલતો હતો. તેની પાછળ તેનાથી નાનો ભાઈ ચાલતો હતો. ને તેની પાછળ તેનાથી ન્હાનો ભાઇ ચાલતો હતો. એમ ક્રમ વાર બધા ચાલતા હતા. આ સર્વ ભાઇઓની પાછળ આ રાજાના સ્ત્રી ચાલી આવતી હતી. રાજાની દૃષ્ટિ પોતાના લક્ષ્ય બિન્દુ ઉપર હતી અને તે આગળ ચાલ્યો જતો હતો. તેવામાં પોતાની સ્ત્રીને પાછળ રુદન કરતી ચાલી આવતી તેણે સાંભળી. તે અથડાતી, પીટાતી ચાલી આવતી હતી; કારણ કે તે તેની પાછળ પાછળ ચાલી શકતી નહોતી. તે થાકી ગઈ હતી ને મરણ–શરણ થાય એમ હતું; તેથી રુદન કરતી હતી. છતાં રાજા પાછું વાળી જોતો પણ નથી; પરંતુ સત્ય તરફ દૃષ્ટિ રાખી, સ્ત્રીને ત્વરાથી સાથે આવી પ્હોંચવા કહે છે. સ્ત્રી રાજાથી થોડાકજ કદમ દૂર છે; પરંતુ તે તેને પ્હોંચી શકતી નથી. સત્યથી એક ડગલું પણ પાછા હઠવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. રાજા યુધિષ્ઠિર સત્યથી પાછો ફરે એમ નહોતું. સ્ત્રી લથડે છે, પડે છે, પરંતુ સ્ત્રીને ખાતર રાજા સત્યનો માર્ગ છોડી વળતો નથી. પૂર્વ જન્મોમાં અનેક સ્ત્રીઓ તમારે થઇ ગઈ છે, ને જો હવે તમારા પુનર્જન્મો થાય તો બીજી કેટલી પરણશો, તે જાણી શકાય તેમ નથી. કેટલાંએ સગાંસંબંધી થશે ને થયાં હશે; પરંતુ આ સગાંસંબંધીઓની ખાતર સત્યથી પાછું પગલું ભરવાનું નથી. આગળ ચાલ્યા જાઓ. કશાથી પણ પાછા પડો નહિ, પાછું પગલું ભરશો નહિ. સ્ત્રી કરતાં સત્યને વધારે ચ્હાઓ. દિવ્યતાને વધારે પૂજો. આ વાત મનુષ્ય માત્રને માટે છે. સત્ય, દિવ્યતા, સર્વ કાળને માટે એકજ છે, ને શાશ્વત છે; જ્યારે જગતની જાળો ક્ષણિક છે. એક સિદ્ધાન્ત સ્મરણમાં રાખો કે જે તમારા ભલા માટે છે, જે ખરેખરી રીતે તમારે માટે ભલું છે, તે તમારી સ્ત્રી અને સંબંધીઓ માટે પણ ભલુંજ છે. જો તમને લાગે કે તમારી સ્ત્રીથી જુદા રહેવામાં, દૂર રહેવામાં તમને લાભ છે, તો તમારી સ્ત્રીને પણ તમારાથી દૂર રહેવામાં લાભજ સમાયલો છે. આ એક નિયમ છે, સિદ્ધાન્ત છે. જે દિવ્યતા, સત્ય તમારી અંદર રહેલું છે તેજ સત્ય તમારી સ્ત્રીમાં પણ વ્યાપ્ત છે. યુધિષ્ટિર રાજાની સ્ત્રી પડી ગઇ, પણ રાજા તો આગળજ ચાલે ગયો, ને પોતાના ભ્રાતાઓને પાછળ પાછળ, ચાલ્યા આવવા કહ્યું. તે ભાઇઓ પણ કેટલોક સમય તો તેની પાછળ પાછળ દોડયા, પણ પછી કનિષ્ટ ભ્રાતા થાકી જઈ લઠડીયાં ખાવા લાગ્યો તેથી બુમ પાડી બોલ્યો:–“ હે બન્ધુ યુધિષ્ટિર ! હે જ્યેષ્ટ ભ્રાતા ! હું મરણને શરણ થાઉં છું માટે ઉગારો, બચાવો. ” પણ રાજા સત્ય ઉપરની દૃષ્ટિ છોડતો નથી, એ તો આગળ ને આગળ ચાલ્યોજ જાય છે. માત્ર કનિષ્ટ બંધુને કહે છે કે:–“ધૈર્ય રાખ, હિમ્મત રાખ, ને થોડું છેટું છે તે દોડીને આવી પ્હોંચ. ” પરંતુ હાથ ખેંચી સાથે લઇ જવા એક ડગલું પણ પાછો હઠતો નથી. ધસ્યો ધસ્યો ચાલ્યોજ જાય છે. કનિષ્ટ ભ્રાતા મરણ પામે છે. થોડીવારમાં બીજો બન્ધુ લથડે છે, ને તે પણ સહાયતા માટે બૂમ પાડે છે; પરંતુ જ્યેષ્ટ ભ્રાતા યુધિષ્ઠિર મુખ ફેરવતો નથી. આ પ્રમાણે સર્વ ભ્રાતાઓ મરણ પામે છે, પરંતુ રાજા ચળ્યો નહિ. એક પગલું પણ પાછો હઠયો નહિ. સત્ય માર્ગેજ ચાલ્યો ગયો. પછી જ્યારે રાજા સત્યના શિખરે પ્હોંચ્યો, પોતાના લક્ષ્યબિંદુએ પહોંચ્યો, ત્યાં પરમાત્માએ પોતે સાક્ષાત્ દર્શન દીધાં. સત્ય સાકારરૂપે સમક્ષ આવી ઉભું રહ્યું. બાઇબલમાં જેમ આપણે વાંચીએ છીએ કે પ્રભુએ

કબુતરના રુપે દર્શન દીધાં તેવીજ રીતે સત્ય સાક્ષાત્ આવી ઉભું રહ્યું. પ્રભુએ રાજાને આ દેહેજ સ્વર્ગમાં ચાલ્યા જવાને કહ્યું. બાઈબલમાં પણ જોઇએ છીએ કે કેટલાંક મનુષ્યોને પ્રભુએ જીવતાં સ્વર્ગમાં લઇ લીધાં હતાં, તેમજ રાજાને પ્રભુએ કહ્યું. રાજાએ પોતાની જમણી બાજુ તરફ દૃષ્ટિ કરી તો એક કુતરો સાથે જોયો, તેથી રાજાએ કહ્યું:–" હે પ્રભુ ! પરમાત્મા ! સત્વ સ્વરૂપ ! જો સ્વર્ગના શિખરે મ્હને મોકલવો હોય, તો આ કુતરાને પણ મ્હારી સાથે આવવા દ્યો." વાત આગળ ચાલે છે કે ઇશ્વરે–સત્યે કહ્યું કે; " એ બને નહિ. સ્વર્ગના શિખરે જવાને કુતરો લાયક નથી; કારણ કે તેને હજી અનેક જન્મો લેવાના છે, મનુષ્ય યોનિમાં હજી તેને જન્મવાનું છે, ને ત્યાં સત્ય માર્ગે જીવન ગાળવાનું છે, ત્યાર પછીજ એ ત્યાં આવી શકે. હાલ તો માત્ર તુંજ આ દેહે સ્વર્ગમાં જઇ શકે તેમ છે." રાજા કહે છે:–"હે સત્ય ! હે ઇશ્વર ! હું અહીં કાંઇ સ્વર્ગના સુખ માટે આવ્યો નથી. હું તો તારે માટે આવ્યો છું; માટે જો મને સ્વર્ગના ઉચ્ચ શિખરે લેઇ જવો હોય તો આ શ્વાનને પણ સાથે આવવા દેવો જોઇએ. મ્હારી સ્ત્રી મ્હારી સાથે આવી ના શકી, સત્ય માર્ગમાં તે ચળી, લથડી. બન્ધુઓ પણ સાથે રહી ના શક્યા, તેઓએ પણ મ્હને ત્યજી દીધો, મોહને વશ થયા; પરંતુ માત્ર આ શ્વાનજ એકલો મ્હારી સાથે રહ્યો, તેણે મને છોડયો નહિ. તે માત્ર મ્હારા દુઃખનો ભાગીયો થયો. કલહ કંકાસની વૃત્તિઓનાં પરસ્પર યુદ્ધ ઈ૦ સર્વ સમયે તેજ મ્હારી સાથે રહ્યો છે. જો મ્હારા દુઃખોમાં એ ભાગીયો થયો છે, તો પછી મ્હારાં સુખોમાં–સ્વર્ગનાં સુખોમાં એ શા કારણથી ભાગીયો ના થાય ? જો આ શ્વાનને મ્હારાં સુખોમાં ભાગીયો નહિ કરો તો તમારા સ્વર્ગની મને દરકાર નથી. શ્વાન મ્હારી સાથે ના આવે તો સ્વર્ગનું પછી મ્હારે કાંઈ પ્રયોજન નથી."

વાત આગળ ચાલે છે. સાકાર સત્ય અથવા ઇશ્વરે કહ્યું કે; " હે યુધિષ્ઠિર રાજા ! બીજું કાંઈ વરદાન માગ ! શ્વાનને સાથે લેઈ લેવાનું ના કહે." રાજા કહે છે; " હે બ્રહ્મ ! અહીંથી ચાલ્યા જાઓ. તમે સત્ય કે ઇશ્વર નથી. તું કોઈ પિશાચ હશે ! સત્ય, ઇશ્વર તો તું હોઇજ ના શકે ? કારણ કે જો તમે સત્ય–ઇશ્વર હો તો તમારી સમક્ષજ અન્યાય શા સારૂ થવો જોઈએ ? જો માત્ર હુંજ એકલો સ્વર્ગનાં સુખનો ભોક્તા થાઉં, તો શ્વાન તરફ અન્યાય થાય. જે શ્વાને મ્હારાં દુઃખોમાં ભાગ લીધો છે, તેને તમે મ્હારાં સુખોમાં ભાગ લેવા ના કહો, તો તમે સાકાર સત્ય યા ઇશ્વર હોઇજ ના શકો." વાત આગળ ચાલે છે કે આ ઉપરથી સત્ય યા ઇશ્વર પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશ્યા, અને જે શ્વાન જણાતો હતો તે શ્વાન જણાયો નહિ; પરંતુ પ્રભુ પોતેજ સાક્ષાત્ જણાયા. રાજાની આ પ્રમાણે પરીક્ષા–કસોટી થઈ, ને અંતે કસોટીમાં રાજા પાર ઉતર્યો.

આ પ્રમાણે સત્યને માર્ગે ચાલવાનું છે. તમારૂં વ્હાલામાં વ્હાલું, પાસેમાં પાસેનું સગું–સંબંધી, સત્યને માર્ગે ચાલતાં સાથે ના ઉભું રહે તો તેમને સંબંધીઓ કે મિત્રો તરીકે કોઈ દિવસ માનશોજ નહિ. જો માત્ર શ્વાન સરખો પણ સત્યને માર્ગે સાથે રહે તો તેજ તમારો પાસેમાંનો પાસેનો સગો છે એમ સમજજો. આ રીતે સત્યના બિન્દુથી જોઈનેજ મિત્રોની પસંદગી કરજો. દુષ્ટ વાસના,, મલિન વાસનાને ઉત્તેજીત કરતા મિત્રો તરફ લક્ષ ના આપશો; તેમને દુશ્મન ગણશો. જો તેમને મિત્ર ગણશો તો તેમની સાથે તમે પણ દુઃખ અને દરિદ્રતા વગેરે ભોગવશો.

**એક હિન્દુ સાધુની વાત છે કે તે ભૂખ્યો–ક્ષુધાતુર રસ્તે ચાલ્યો જતો હતો અને હિંદુ-**

સ્તાનમાં તો તમે જાણો છોજ કે કેટલાક સાધુ પુરૂષો ક્ષુધા લાગે છે ત્યારેજ પર્વતો ઉપ-રથી ઉતરી આવી રસ્તાઓમાં ફરે છે. કવચિત્‌જ રસ્તામાં તો નીકળે છે. ઘણું ખરૂં તેઓ શહેર બ્હાર જંગલોમાંજ રહે છે ને ત્યાં ઇશ્વરનું ધ્યાન ધરે છે. હવે આ સાધુને ક્ષુધા લાગી હતી. તેને અન્ન મળ્યું તે ખાધું. જો રામ પણ કાંઇ ખાતો હોય તો તે તમે દુરગુજર કરશો. ત્યાં એક નવયૌવના સ્ત્રી આવી પ્હોંચી ને સ્વાદિષ્ટ ભોજન લાવી. સાધુએ પાસેના કપડામાં ટુકડો રોટલો લીધો ને લઇને જંગલમાં ચાલ્યો ગયો. ટુકડા રોટ-લાને પાણીમાં બોળ્યો ને ખાઇ ગયો. બીજે દિવસે પાછો સમયસર તે સાધુ શેરીઓ ને મોહોલ્લામાં નીકળ્યો. પેલીજ સ્ત્રીએ આવીને પાછું કંઇ સારૂં મિષ્ટાન્ન આપ્યું. સાધુ તે પછી પાછો જંગલમાં ગયો ને ત્રીજે દિવસે પણ એ પ્રમાણે આવ્યો. તે દિવસે પણ તે બાઇ રોજ કરતાં ઉત્તમ અન્ન લાવી અને તે અન્ન સાધુને આપતાં આપતાં "સાધુ પુરૂષ! તમારી રાહ જોઇ જોઇને મ્હારી આંખો તણાઇ ગઇ. આપની આંખોએ મ્હને મોહ લગાડયો છે!" આ શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા. સાધુ ચાલ્યો ગયો ને બીજે ઘેર ભિક્ષા કરીને પછી જંગલમાં ગયો. ત્યાં જઈ નદીમાં પેલી નવયૌવના સ્ત્રીએ આપેલું અન્ન જળમાં ફેંકી દીધું ને બીજે દિવસે શું કર્યું કે મોટા લોઢાના સોયા ઘણા ધગધગતા ઉના કર્યા, ને તે વડે પોતાનાં ચક્ષુ ફોડી નાંખ્યાં અને તે ડોળા કાઢી લઈ કપડામાં વીંટી દીધા. પછી એક લા-કડીના આધારથી ઘણી મુશીબતે તે શેરીમાં ગયો. ત્યાં એ સ્ત્રી ઘણી ઉત્સુક થઇ સાધુની રાહ જોતી ઉભી હતી. સાધુ ત્યાં આવી પહોંચ્યો; પરંતુ તેણે દૃષ્ટિ પૃથ્વી ઉપર રાખી હતી, તેથી તે સ્ત્રીને તેની સ્થિતિ શી છે, તે ખબર ના પડી. પણ જ્યારે તે સ્વાદિષ્ટ અન્ન લ-ઇને આવી તે વખતે સાધુએ પોતાની આંખના જુદા કહાડી લીધેલા ડોળા તેની તરફ ધરી કહ્યું; "હે માતા! આ આંખો લેઈ લે! આ ચક્ષુએ તને મોહિત કરી છે, તો તે ચક્ષુઓ તારી પાસે રાખવા તારો અધિકાર છે. માતા! ચક્ષુઓ તારે જોઇતાં હતાં તો હવે લે, એના ઉપર પ્રેમ કર, તેનો ઉપયોગ કર, તારી નજરમાં આવે તે આ ચક્ષુઓને કર, પણ દયાની ખાતર, પ્રભુની ખાતર મ્હને મ્હારા માર્ગમાંથી ચલાયમાન કરીશ નહિ. સત્યના માર્ગમાંથી મ્હને લથડાવીશ નહિ." આ ઉપરથી એ સમજવાનું છે કે જો ચક્ષુઓ—આંખો, સત્ય માર્ગે જતાં નડતર કરતી હોય તો તેનો પણ ત્યાગ કરવો જોઇએ. આત્મા અંધકારમાં ડુબી જાય, તેના કરતાં શરીરને પ્રકાશ ના મળે તો વધારે સારૂં. એજ ખરો રસ્તો છે. સાક્ષાત્કાર કરવામાં જો ચક્ષુ નડતાં હોય તો તે ફોડી નાખો. જો કર્ણથી મોહ પામતા હો તો તે કાપી નાંખો. સ્ત્રી, ધન, માલમિલ્કત જે કાંઇ નડતું હોય તેનો ત્યાગ કરો. જેવી રીતે સ્ત્રી તથા સગાં-સંબંધી ઉપર પ્રેમ રાખો છો, તેવીજ રીતે સત્ય ઉપર પ્રેમ રાખો. જેટલા ઉત્સાહથી સ્ત્રીને ઝંખો છો, તેટલાજ ઉત્સાહથી દિવ્ય પ્રેમ અથવા આત્માના સાક્ષાત્કાર માટે ઝંખતા રહો. અરે! જેટલો પ્રેમ સ્ત્રી ઉપર દેખાડો છો તેથી અડધો પણ પ્રેમ પ્રભુ ઉપર હોય તો તેજ ક્ષણે સત્યનો તમને સાક્ષાત્કાર થશે. ઇશ્વરનો સાક્ષાત્કાર કરી સત્ય માર્ગે વળી, સામે આવી ઉભી રહેતી લાલચો દૂર કરી શકશો. સામાન્ય લાલચોથી દૂર રહી એમના ઉપર જય મેળવશો તો શું જણાશે? સત્યનો રસ્તો ખડબચડો નહિ લાગે, સુંદરતા વિનાનો નહિ જણાય. સત્યનો માર્ગ સોયના છેડા કરતાં પણ સાંકડો કહેવાય છે. વેદોમાં કહેલું છે કે સત્યનો માર્ગ અસ્ત્રાની ધાર કરતાં પણ સાંકડો ને તીક્ષ્ણ છે; પરંતુ આ પૂર્ણ સત્ય નથી. શરૂઆ-તમાં તે રસ્તો સાંકડો લાગે છે, તીક્ષ્ણ લાગે છે; પરંતુ સામાન્ય લાલચો ઉપર જ્યારે જયવંત

નીવડો ત્યારે રસ્તો આશ્ચર્ય સાથે સુંદર લાગશે. રસ્તો અતિ સુગમ થઇ પડશે. સર્વ પ્રકૃતિ તમારી મદદે આવેલી જણાશે. સર્વ વસ્તુઓ તમારી તરફેણમાં આવીને ખડી થશે. આ લાલચો, મુશીબતો, નડતરો, કલહો અને વિરૂદ્ધતાજ માત્ર તમને રોકી રાખે છે. એજ તમને માત્ર ભયભીત કરે છે; પરંતુ ખરી રીતે તેઓ તમને ઈજા કરતાં નથી. જો તમે તેમના તરફ દ્રઢતાથીજોઇ રહો, તેમનેજ જો ભયભીત કરો, તો જણાશે કે કઠિનતા માત્ર ઉપર ઉપરનીજ હતી. સર્વ પ્રકૃતિ તમારી બાજુમાં આવી ઉભી રહેશે. અખિલ વિશ્વ તમારા નોકર થઇ રહેશે, આ સ્થિતિ જરૂર થશે.

એક હિન્દુ (રામાયણ) શાસ્ત્ર જે હિંદુસ્તાનની ઇલીયડ કહેવાય છે. જેમાં જગતના નહિતો હિંદુસ્તાનના એક મહાન્ શૂરવીર રામની વાત લખેલી છે. તેમાં કહ્યું છે કે જ્યારે રામચંદ્રજી સત્યની શોધમાં નીકળી પડયા, ત્યારે સર્વ પ્રકૃતિએ દાસત્વ સ્વીકાર્યું હતું. એમાં લખ્યું છે કે વાનરોએ લશ્કર પુરૂં પાડયું, ખીસ્કોલીઓએ શ્વેતબંધુ રામેશ્વરનો પુલ બાંધવામાં મદદ કરી, રાજહંસો રામના દુશ્મનોનું નિકંદન કાઢવા મદદે આવી પ્હોંચ્યા, પાષાણ પોતાનો સ્વભાવ ભૂલી ગયા, તેમને સમુદ્રના જળમાં નાંખ્યા તે વખતે ડૂબી જવાને બદલે તેમણે કહ્યું કેઃ—"સત્યને માટે, સત્યવાદીના કાર્યના વિજય માટે અમે ડુબી નહિ જતાં તરીશું." પવન અને વાયુ, અગ્નિ, મરુત્ વગેરે સર્વ રામની મદદે ખડું રહ્યું હતું. ઇંગ્રેજીમાં કહેવત છે કે, "વાયુ સમુદ્રનાં મોજાં હરદમ શૂરાને માટેજ છે." શરૂઆતની કહેવાતી મુશ્કેલીઓ દૂર કરવા આગ્રહથી મંડીએ છીએ ત્યારે સર્વ પ્રકૃતિ આપણી તરફેણમાં ઉભી રહે છે. શરૂઆતમાંજ જો લાલચોના યુદ્ધમાં જીત મેળવશો તો પ્રકૃતિ તમારૂં દાસત્વ સ્વીકારશે. સત્યને માટેજ આગ્રહ રાખો એટલે તમને જણાશે કે તમે આ સામાન્ય સાધારણ જગતમાં વસતા નથી. જગત્ ચમત્કારથી પૂર્ણ લાગશે, સર્વત્ર ચમત્કારજ જણાશે અને પછી જો દેવો તમને સહાય ના થાય તો તેમનાં દુર્ભાગ્યજ સમજવાં. પ્રકૃતિ ઉત્સુકતાથી વિશ્વના નિયંતાની રાહ જુએ છે. તમેજ વિશ્વના નિયંતા છો. અખિલ વિશ્વના ધણી તમેજ છો; પરંતુ માત્ર જો સત્યને પકડી રહો તોજ.

હવે રામ જગતૃના એક મહાપુરૂષ બલ્કે અખિલ વિશ્વના મહાત્માની વાત કહી આ વિષય સમાપ્ત કરશે. એ મહાત્માનું નામ શમ્સટેબ્રીજ છે. આ પુરૂષનો જન્મ વિચિત્ર સંયોગોમાં થયો હતો. વાર્તા સત્ય હો યા અસત્ય હો, આપણે એ સંબંધે કાંઇ લેવા દેવા નથી, પરંતુ તેમાં કાંઇ સત્ય તો હોવુંજ જોઇએ. તેનો બાપ ઘણોજ નિર્ધન હતો ને તેણે પોતાનું સર્વ જીવન ઈશ્વિરભક્તિમાંજ ગાળ્યું હતું. તે પોતાના દેહના જન્મનું ભાન પણ ભૂલી ગયો. પોતે જગતમાં છે એજ ભૂલી ગયો. તેને મન 'જગત્' એવું કાંઈ હતુંજ નહિ. પ્રભુ, પરમાત્મા, દિવ્યતા, પોતેજ હતો. જ્યારે મનુષ્યની રગે રગમાં, રુંવાટે રુંવાટામાં એકજ વિચાર સ્થિર હોય છે, પ્રભુનુંજ નિરંતર ધ્યાન રહે છે, ત્યારે તેના શરીરના પ્રત્યેક છિદ્રમાં પ્રભુ ને પ્રભુજ જણાય છે. એમ કહેવાય છે કે તે જ્યારે બ્હાર ફરવા નીકળતો ત્યારે લોકો તેના શરીરમાંથી નીકળતા. "હું પરમાત્મા છું, अहं ब्रह्मास्मि, शिवोऽहं शिवोऽहं" ના સુસ્વર સાંભળતા. આ ગાન તેના મુખ ઉપરનું ગાન "અનલ હક્ક, અનલ હક્ક" એજ હતું. સામાન્ય જનસમાજ તેની આસપાસ વિંટળાઇ વળતો ને તેને મરણશરણ પ્હોંચાડવા તૈયાર થતો; કારણ તેને તેઓ નાસ્તિક ગણુતા હતા, અને કહેતા કે એ પોતે પ્રભુ છે એમ શા સારૂ કહે છે? પરંતુ તેને મન શરીર એ શરીર નહોતું, જગત્ જગત્ નહોતું, પોતેજ માત્ર સર્વવ્યાપી હતો. "અનલ હક્ક" એ શબ્દો મુખેથી ઉચ્ચારાતા તેનું પણ તેને ભાન નહોતું. તે માત્ર પ્રભુમયજ હતો અને "અનલ હક્ક" ના શબ્દો માત્ર નિદ્રામાં જેમ ઘોરણ બોલે છે તેમ

નીકળતા હતા. છતાં લોકો તો તેનું મૃત્યુ લાવવા ઇચ્છતા હતા. તેને એ બાબતમાં કાંઇ પરવા નહોતી. કોને મારવાનો હતો ? દેહનું મરણ આણે; પરંતુ તેને મન તો દેહ જેવું કાંઇ હતુંજ નહિ. તેના દેહને મારો તેથી તેને દુઃખ શું થવાનું હતું ? એમ કહેવાય છે કે આ મહાત્માને શૂળી ઉપર ચ્હડાવવામાં આવ્યો; પરંતુ શૂળી ઉપર ચડતાં મહાત્માનું મુખારવિંદ સ્મિત કરી રહ્યું હતું. પ્રત્યેક રૂંવાટાંમાંથી " અનલ હક્ક " સંભળાતું હતું. દેહની સાથે તેને કાંઈ લેવા દેવા નહોતી. આ પ્રમાણે સત્યને માટે દેહનો ત્યાગ કરવો પડે તોતેની પણ દરકાર કરવી જોઇએ નહિ; અને એમ થયું એટલે આ એકજ બાકી રહેલી જગત્‌માંની આસક્તિ તૂટી જાય છે. આમ કરવાને બદલે, જગત્‌ની આસક્તિને માટે સત્યનો ત્યાગ કરવો એ કેવું વિચિત્ર છે ! હવે આ મહાત્મા શૂળી ઉપર ચડયો ને તેનો દેહ પડયો તે સમયેદેહમાંથી રક્ત વહેવા માંડયું ને તેનાં બિન્દુઓ નીચે જમીન ઉપર પડયાં. વાતમાં કહ્યું છે કે આ બિન્દુઓને એક કુમારિકાએ એકઠાં કરી ભરી લીધાં. આ કુમારિકા પણ તે સાધુના મતની અને સિદ્ધાન્તનીજ હતી. તે એ રક્ત પી ગઇ અને તેથી કરીને તેને ગર્ભ રહ્યો. આ વાત સત્ય હો, વા અસત્ય હો; આપણે તેની સાથે કાંઇ લેવા દેવા નથી. વેદાન્તની દ્રષ્ટિયે, ક્રાઇસ્ટનો જન્મ પણ વિચિત્ર પ્રકારે, વિના પિતાએ થયો હોય, થઇ શકવાનો સંભવતો હોય, તો આ પણ બનવા જોગ છે; કારણ આ મહાત્મા પણ ક્રાઇસ્ટથી ઉતરતો નહતો. ઉલટો ઘણી બાબતોમાં તેનાથી ચ્હડીયાતો હતો. આ કુમારિકાએ એક પુત્રને જન્મ આપ્યો. આ પુત્રનું જીવન બાલપણમાંથીજ દિવ્યરૂપ હતું. તે પ્રભુમય હતો. પિતાનાથી પણ ઉત્કૃષ્ટ હતો. આ વીરની વાણીદ્વારા એક મહાન, ઘણુંજ મ્હોટું પુસ્તક રચાયું. કલમ ને ખડીયાવતી આ પુસ્તક એણે લખ્યું નહોતું; પણ એમ કહેવાય છે કે હરદમ એ બોલતો ત્યારે કવિતાજ નીકળી આવતી, પણ તે કવિતા તમારા અમેરિકન કવિઓ જેવી નહોતી. કવિતાના સત્ય સ્વરૂપમાં તે કવિતા હતી. માત્ર પરમાત્મરૂપજ હતી. તે દિવ્ય વિચારોથી પરિપૂર્ણ હતી. તેનો દરેક શબ્દ સુવર્ણ સમાન છે.

આ પુરૂષ વિષે એક બીજી પણ વાત વખાણવા યોગ્ય છે. એક સમયે કેટલાક મનુષ્યો સરકસ જેવા કોઇ તમાશાને અંગે રાજા પાસે આવ્યા. રાજા ખેલોથી આનંદ પામ્યો, ને તેમને એક હજાર ડૉલર આપ્યા; પણ પાછળથી રાજાને પશ્ચાત્તાપ થયો. કારણ કે દરરોજ આવા નકામા ખેલોમાં હજારો ડાલર ફેંકી દેવા તે તેને વ્યાજબી લાગ્યું નહિ. જેથી રાજાએ પૈસા પાછા લેવા માટે એક યુકિત કરીને કહ્યું કે, તમે સિંહનો વેષ લેઇને આવોને જો તે વેષ આબેહુબ ભજવી બતાવશો તો આથી પણ વધારે ઇનામ આપીશ; પણ જો બરાબર ભજવાશે નહિ તો તમારી માલમિલ્કત, ધન દોલત સર્વ જપ્ત કરવામાં આવશે. આ ખેલાડીઓ, તેમ કરી શકયા નહિ ને રાજાને ખુશી કરી શકયા નહિ. હિંદુસ્તાનમાં જે પ્રાણીનો વેષ લેવામાં આવે છે, તે પ્રાણી જેવીરીતે હાલે ચાલે, ખાય પીયે, તે પ્રમાણે કરી બતાવવામાં આવે છે; પરંતુ સિંહનું રૂપ તેઓથી લેઇ શકાતું નથી. આ લોકો આપણા મહાત્મા પાસે આવ્યા ને તેની આગળ રૂદન કરવા લાગ્યા.વાર્તામાં કહ્યું છે કે આ મહાત્માને અખિલ વિશ્વમાં અભેદ હોવાને લીધે, સર્વમાં પોતે પોતાનેજ જોતોહતો. તેને લીધે તેને આ લોકોની દયા આવી ને તેમને કહ્યું; " ધૈર્ય રાખો, કારણ હુ પોતેજ સિંહરૂપ થઇને આવીશ, હું પોતેજ એ પ્રયોગ કરી બતાવીશ- " આ વાત આગળ ચાલે છે કે બીજેદિવસે રાજા સભામાં આ પ્રયોગ જોવા બેઠો હતો. તે વખતે એકાએક વિદ્યુતની ત્વરાએ ખરેખરો સિંહ કૂદીને મેદાનમાં આવ્યો. સિંહે ગર્જના કરવા માંડી ને રાજાના બાળકને ઉંચકી

ફાડી નાંખ્યું. પછી બીજું એક બાળક ઉંચકી લીધું ને ઉંચે આકાશમાં ફેંક્યું. આ મનુષ્ય ખરેખરી રીતે પરમાત્મા હતો તેને મન " હું એક નિયંત્રિત થયેલો દેહ છું " એ વાત સ્વપ્નવત્-ભૂતકાળની થઈ હતી, એવા શબ્દોમાં તેને કાંઇ અર્થજ લાગતો નહિ. જે ઇશ્વરે સિંહરૂપે દર્શન દીધું હતું તે ઇશ્વર તે પોતેજ હતો. પ્રયોગ પૂર્ણ થયો. સાધુ તે બાળકને મૃત્યુ પમાડી ચાલ્યો ગયો; કારણ કે સિંહરૂપ થઇને તે દેહનું કે બીજા દેહનું અભિમાન રાખવાનું તેને નહોતું. દેહાભિમાન તેમને હોતુંજ નથી; પરંતુ અહીં રાજા તો ક્રોધાયમાન થયો હતો, તેના હજુરીઆઓ, રાજ્યસેવકો પણ ક્રોધથી વ્યાપ્ત થયા હતા ને આ પુરૂષ ઉપર વેર લેવા તત્પર થયા, તેથી તેની પાસે જઇને બોલ્યાઃ-" સાહેબ આ બાળકને પુનઃ જીવન આપો. જો તમે એને મૃત્યુ પમાડયો છે તો હવે પાછો જીવતો પણ કરો. ક્રાઇસ્ટ પણ મૃત્યુશય્યાપર પડેલામાં ચેતના લાવતો હતો. બીસ્મીલ્લાહનો અર્થજ એ છે કે પ્રભુના નામ ખાતર ઉભો થા. પ્રભુની કીર્તિ વધારીને ચૈતન્યમય થા. પુનઃ જીવનમય થા. તેઓએ પ્રભુની ખાતર બાળકને જીવનયુક્ત કરવા કહ્યું." સાધુ હાસ્ય કરતો હતો. તેણે કહ્યું:-" પ્રભુના નામ ખાતર જીવતો થા." છોકરામાં ચેતન આવ્યું નહિ. વળી એણે કહ્યું " ઇશ્વરના નામ ખાતર ચેતનમય થા. " પણ છોકરો જાગૃત ના થયો. વળી પણ એજ શબ્દો ઉચ્ચાર્યા પણ વૃથા. સાધુ હસ્યો ને પછી બોલ્યો:-" કમ બીઝીની " 'મ્હારી આજ્ઞાથી, મ્હારા હુકમથી ચૈતન્ય આવો !' તરતજ છોકરો આળસ મરડી ઉભો થયો. છોકરો જીવતો થયો પણ લોકો આ જોઇને ખમી શકયા નહિ. સહન કરી શકયા નહિ. તેઓ બોલ્યાઃ-" આ નાસ્તિક પોતે જાતે આ માટે માન લે છે માટે તેને મારી નાંખવો જોઈએ. " સાધુને આ વિષે કાંઈ પરવા નહોતી. લોકો ખરી હકીકત સમજ્યા નહિ, કારણ તે પોતાના દેહને ઇશ્વર તરીકે ગણતો નહોતો, તેથી દેહ તો કયારનોએ મૃતપ્રાય થયો હતો. લોકો તેને જીવતો બાળી મૂકવા તત્પર થયા. વાર્તામાં કહ્યું છે કે આ સાંભળી સાધુએ તેજ ક્ષણે પોતાના નખવતી પ્રાણીઓની ચામડી જેમ ઉતરડી નાંખે છે, તેમ પોતાના શરીર ઉપરની ચામડી ઉતારી નાંખીને દૂર ફેંકી દીધી. આ સમયની એક અત્યુત્તમ કવિતા તેણે બનાવી છે. કાવ્ય બહુ લાબું બનાવેલું છે. ભાવાર્થ તેનો એવો છે કે, " હે દેહ ! તું કે જે જગતના હલાહલ વિષને અમૃત સમાન ગણે છે, અને હે આત્મા ! તું કે જે જગતના હલાહલ વિષને અમૃત સમાન ગણે છે, ને હે આત્મા ! તું કે જે જગતના અમૃતને એટલે કે વિષયાદિક ભોગોને વિષ સમાન જાણે છે તેને માટે આ લોકો અહીં વાટ જોઇને ઉભા રહ્યા છે. જગત મૃત ( મૃત શરીર એટલે વિષયાદિક વિષયો ) શરીર જેવું છે. જગતના ભોગો મૃત શરીર જેવાજ છે. જે લોકો તેની પાછળ પાછળ દોડે છે, તે કુતરાથી કાંઇ ચ્હડીઆતા નથી. એવા કુતરાઓ અહીં ચોતરફ ઉભા છે; તેમને ભોજન માટે આ માંસ આપ. આ વાર્તા સત્ય હો યા અસત્ય હો, રામને એ સંબંધે કાંઇ લેવા દેવા નથી, પરંતુ વાર્તાનું રહસ્ય ધ્યાનમાં રાખવાનું છે.

આ પ્રમાણે સત્યનો સાક્ષાત્કાર કરવાને, સત્ય માર્ગે ચાલવાને બધી આસક્તિ છોડી જગતની ક્ષુલ્લક વાસનાઓની પાર જાઓ. સ્વાર્થી ઇચ્છાઓને તોડી નાંખો. જગતની સ્વાર્થી જાળોથી છુટા થશો તો પછી સત્ય શું છે તે તરત સમજાશે. આ ક્ષણે તમે પોતેજ સત્ય જાણશો. મધ્ય કોટીના લોકોજ પ્રાર્થના કરે છે કે, " અમને બુદ્ધિ પ્રકાશ વધારે આપો. " તમારે એવી પ્રાર્થના કરવાની જરૂર નથી. જો સર્વ વાસનાઓથી દૂર રહેશો, જગતની જાળો તોડી નાંખશો, કારણ કે તમે જાણો છો કે પ્રત્યેક વાસના તમારામાંથી અમુક અંશ લઇ જાય છે,

તો પછી સત્ય તમારી સમક્ષ આવી ઉભું રહેશેજ. ભાગ્યેજ આપણે પૂર્ણત્વ પામેલા પુરૂષો જોઇએ છીએ. જ્ઞાની પૂર્ણ પુરૂષ છે. તેને જે જ્ઞાન થયેલું છે, તેજ સત્ય છે. પ્રત્યેક ઈચ્છા, પ્રત્યેક આસક્તિ તમને પોતાના અંશ બનાવે છે; પરંતુ જે ક્ષણે જ્ઞાનની પણ ઇચ્છા કાઢી નાંખશો, અને રાગ દ્વેષથી સ્વતંત્ર થઇ, મન સ્થિર કરી, દેહાભિમાન દૂર કરી, દરેક પદાર્થ ઉપરથી મન ઉઠાવી લઇ, પ્રણવમંત્ર જપશો, તેજ ક્ષણે તમારા શરીરનાં રૂવાંટાં ઉભાં થઇ રક્ત તમારી રગેરગમાં વહન કરશે. તમે પોતેજ આ શરીર ઉત્પન્ન નથી કર્યું ? આ આશ્ચર્ય ભરેલું જગત તમારીજ કૃતિ છે, તમેજ ઉત્પન્ન કર્યું છે. યાદ રાખો તમારી દ્વારા જે સાંભળે છે તે કોણ છે ? તમે પોતેજ તે નથી ? કોણ તમારી દ્વારા જુએ છે ? શું તમે પોતે તે નથી ? તમારા શરીરમાં લોહીનું વહન કોણ કરે છે ? તમે પોતે શું તેના કર્તા નથી ? જો તમે પોતેજ, તમારો આત્માજ આશ્ચર્યજનક કામ કરી શકે છે તો પછી આ જગત્ પણ તમારૂંજ ઉત્પન્ન કરેલું છે એમ દૃઢ માનો; અને તમારી પોતાની દિવ્યતામાં આનંદ માનો; અને આત્માનંદ રૂપ બનો, સચ્ચિદાનંદ બનો. સર્વ તુચ્છ વાસના ક્ષુલ્લક ઈચ્છાઓથી દૂર થાઓ. ઓમ્ ઓમ્‌નો જપ કરો. જો થોડો સમય એ પ્રમાણે કરશો તો પગથી તે માથા સુધી તમારૂં સર્વ શરીર તેજોમય થશે. જ્યારે પ્રકાશ જ્ઞાન તમે સ્વયં પોતેજ છો તો પછી તેને માટે યાચના, પ્રાર્થના શું કરવા કરવી જોઇએ ? પૂર્ણ થાઓ, વાસના દૂર કરો, આસક્તિ છોડો. આકર્ષણ ને નિરાકર્ષણથી દૂર થાઓ, તેનો ત્યાગ કરો. આસક્તિજ સત્યથી દૂર રાખે છે, તેજ સત્યનો વિયોગ પડાવે છે. ઘેર જાઓ ત્યારે જોજો કે શેના ઉપર આસક્તિ ચોંટી છે. જો નામ કે કીર્તિ ઉપર આસક્તિ હોય તો તે ત્યજો. લોકપ્રિયતામાં ચિત્ત ચોંટયું હોય તો તેથી દૂર થાઓ; જગતને સહાય કરવા ઉપર આસક્તિ લાગી હોય તો તે ઈચ્છા દૂર કરો. આ જરા વિચિત્ર લાગશે, પણ જગતને તમારી સાહાયની જરૂર છે. એમ માની જગતને દુર્બળ શા સારૂં ગણો છો ? જગત એવું દુર્બળ શા માટે હોવું જોઇએ કે જેથી તમારી સહાયતાની તેને જરૂર પડે ?

રામ કહે છે કે તમારૂં કર્તવ્ય, તમારો ધર્મ કોઇ પણ ઇચ્છા વિના કરે જાઓ. કર્તવ્યમાં અધિકાર રાખો. કર્તવ્યમાં આનંદ માનો, કારણકે કર્તવ્ય પોતેજ આનંદ રૂપ છે. કર્તવ્ય એટલેજ સાક્ષાત્કાર છે. કર્તવ્યને ખાતરજ કર્તવ્ય કરો. અન્ય કોઇ ઇચ્છાથી કરશો નહિ. એમ કરવાથી સાક્ષાત્કાર થાય છે. એક રાજા જેમ ફુટબૉલની કે બીજી કોઈ રમત આનંદ માટેજ રમે છે, તેમ સ્વતંત્રપણે આનંદ માટેજ કર્તવ્ય કરો; કારણકે આનન્દ-સુખ કર્તવ્ય રૂપેજ રહેલું છે. કોઇ વસ્તુથી આપણે બંધાયેલા નથી, સ્વતંત્ર છીએ.

લોકો ધર્મ, ધર્મ ને ધર્મ કરી રહ્યા છે. એ બાહ્ય ધર્મ તમારા ઉપર શા માટે સામ્રાજ્ય ભોગવે ? તમે પોતેજ તમારા દેવ છો. ભય ના રાખો. જે કર્તવ્ય કરવાથી તમે ધાર્મિક થાઓ છો, જે કર્તવ્યને તમે ધાર્મિક કહો છો, પવિત્ર ગણો છો, તેવા કર્તવ્યમાં રોકાયલા હો, ત્યારે તો ઠીક છે; પરંતુ જ્યારે નિવૃત્તિમાં બેઠા હો, નકામા બેઠા હો, તમારા ઘરમાં બેઠા હો, તે સમયે તો તમારા આત્માનુંજ ભાન કરો, તમારી દિવ્યતામાંજ મશગુલ રહો, અને સ્વાત્માનંદ ભોગવો, એજ ઉત્તમ કાર્ય છે. જે આસક્તિઓ હોય તે તે સમયે દૂર કરો. જનસમાજ કહે છે કે આસક્તિની આવશ્યકતા છે, જગતનાં કાર્યોને સ્થાયી રાખવા માટે તેની જરૂર છે, પરંતુ આ અસત્ય વિચાર છે. સર્વ આસક્તિ છોડી દો, સર્વ તૃષ્ણાથી સ્વતંત્ર બનો એટલે તેજ ક્ષણે સ્વતંત્ર થશો, અને કોઇ પણ જવાબદારી કે ભાર તમારે શિર રહેલો નથી એમ તમને લાગશે. તમે હાથે કરીનેજ જવાબદારી વ્હોરી લીધી છે. તૃષ્ણાઓ, ઇચ્છાઓથી મુક્ત

થાઓ. આને માટે કોઇ બીજી વ્યક્તિની જરૂર નથી. જ્યારે કોઈ પણ જવાબદારી તમારા પર નથી એમ તમને લાગશે; જ્યારે સર્વ પ્રેમ, પ્રેમની વસ્તુઓ તમારી પાસે છે એમ તમને લાગશે; જ્યારે આવા વેદાન્તના સિદ્ધાન્તમાં તમે રમણ કરશો; ત્યારે તમે સ્વયંપ્રકાશ થશો. સર્વ પ્રકાશના પણ પ્રકાશ, જ્ઞાનના પણ જ્ઞાન તમે થશો તો પછી જ્ઞાનને માટે પ્રાર્થના કોની પાસે કરવાની રહેશે ? આ ગુહ્યરહસ્ય છે. સ્વતંત્ર બનો. તમને બન્ધનમાં કોણ નાંખે છે ? તમને દાસત્વ કોણ આપે છે ? તમારી પોતાનીજ તૃષ્ણા, બીજું કોઈજ નહિ. જગતની સર્વ વિદ્યુત્ શક્તિ, સર્વ સિદ્ધિઓ તમારામાંથી વહન કરશે. જગતમાંના સર્વ ચમત્કારો તમારા દાસ થઈને રહેશે. તમારી વાસનાઓ દૂર કરો એટલે આ ક્ષણેજ મુક્ત થશો, અને મુક્ત થશો પછી એવું શું છે કે જેથી તમે આનન્દમાં ગરકાવ નહિ થાઓ ? નહિ ભય કે નહિ જવાબદારી. ભય શા માટે ? તમને અમુક વસ્તુ તમારી પાસેથી જતી રહેશે તેનો ભય લાગે છે, તેથીજ તમે અમુક વ્યક્તિથી ભય પામો છો; તેથીજ હાસ્યાસ્પદ થવાનો ભય રહે છે; તેથીજ કીર્તિની ઝંખના કરો છો ને એવી આસક્તિને લીધેજ ભય રહે છે. સર્વ ચિંતા એ ઇચ્છાઓનુંજ પરિણામ છે. શિરોવેદના, હૃદયવેદના, સર્વ ઇચ્છાઓનાંજ પરિણામ છે. દેશના પ્રમુખ અથવા રાજા સમક્ષ તમે સંકોચ પામો છો, ડરો છો, કોકડું વળો છો, કારણ કે તમે તેમની કૃપાની અભિલાષા રાખો છો. ઇચ્છાઓથી મુક્ત થાઓ તો બાદશાહોના બાદશાહ, સ્વામીના સ્વામી તમે પોતેજ છો. એક પછી એક ઇચ્છાઓ દૂર કરી કે તરત કેવો આનંદ થશે ? તેથી રામ કહે છે કે સત્યનો માર્ગ કાંઈ શોધી કાઢવાનો નથી, મેળવવાનો નથી, માત્ર ઇચ્છાઓથી જે કારાગૃહ ઉભું કર્યું છે તેજ તોડી પાડો. એનેજ માટે તમારે પ્રયત્ન કરવાનો છે.

ઓમ્ ! ઓમ્ !

અફીણ બીજ સમાન છે, જગતૃષ્ણા સર્વે;
ઝડપ્યું ફળને જે ઘડી, પ્રકાશ તેનો ઝળકે.
સરિતા જળપટપર પડયો, જેમ બરફ પ્રકાશ;
ક્ષણ ઉજળું દેખાઇને, થશે સદંતર નાશ.
જીવ જંતુની જાતનો, જાણે નહિ ક્યાં વાસ;
ઉડે, નાસે પ્રથમથી, એવી છે એ વાત.
મેઘધનુષ સમાન છે, સુંદર તેના રંગ;
ઝંઝાવાત થતાં થશે, વ્યોમ પટેથી ભંગ.

" બર્ન્સ. "





# ૨૨–ધર્મનું લક્ષ્યબિન્દુ.*



**મ્હારાં આત્મ સ્વરૂપો !**

આજનું ભાષણ, હવેથી જે નિયમિત રીતે એકધારાં ભાષણ કરવામાં આવશે તેના ઉપોદ્‌ઘાત રૂપે છે.

"ધર્મનું લક્ષ્યબિન્દુ શું છે ને તેને સિદ્ધ કરવા હિન્દુઓ કેવી રીતે યત્ન કરે છે ?"

હિન્દુઓના અદ્વૈત મત પ્રમાણે વ્યક્તિ પરમાત્મા છે. કિમતીમાં કિમતી જવાહીર, સર્વ ખજાનો, સચ્ચિદાનંદ, ને સર્વ સુખનું મૂળ પોતાનામાંજ રહેલું છે. દરેક વ્યક્તિ ઈશ્વર છે ને ઈશ્વરમાં દરેક જણ છે. જો આમ છે તો પછી લોકો દુઃખ કેમ પામે છે? લોકો પાસે દુઃખનો ઉપાય નથી તેથી કે તેમનામાં અમર્યાદ આનંદ રહેલો નથી તેથી, કે તેમની પાસે તે કિમતી જવાહીર નથી તેથી શું તેઓ દુઃખ પામે છે? ના એમ નથી. જે ગ્રંથિથી તેઓ બંધાઈ રહ્યા છે તે ગ્રંથિ કેમ છોડાવવી તેની તેમને ખબર નથી. સુખ જે ડબ્બીમાં ભરાઈ રહ્યું છે તે ડબ્બી કેમ ખોલવી એજ તેઓ જાણતા નથી. બીજી રીતે કહીએ તો લોકો આત્માને કેમ જાણવો–તેનો સાક્ષાત્કાર કેમ કરવો તેજ જાણતા નથી. આપણે સ્વહસ્તેજ, પોતાના વડેજ સુખરૂપી કિમતી જવાહીર ઉપર પડદો નાંખી દીધો છે ને જાતે દુઃખી થયા છીએ. ઇમર્સન કહે છે કે "**દરેક મનુષ્ય, ઈશ્વર હોવા છતાં મૂર્ખનો પાઠ ભજવે છે.**"

સર્વ પંથો આપણી આંખ ઉપરનો પડદો તોડવાનાજ પ્રયત્ન કરે છે. કેટલાક પંથો આ પડદાને બને તેટલો પારદર્શક કરી શક્યા છે; સર્વ પંથોમાં સત્ય સ્વરૂપને સમજનારા મનુષ્યો હોય છે; અને જ્યાં જ્યાં પણ સત્ય સ્વરૂપ સમજાય છે, ત્યાં ત્યાં આંખ ઉપર પડેલો પડદો જાડો હોય કે પાતળો હોય પણ તે તોડીને આરપાર જોઇ શકાય છે–સત્ય સ્વરૂપ સમજી શકાય છે. દાખલા તરીકેઃ–

આ એક પડદો (સ્વામીજીએ પોતાની આંખો ઉપર આ વખતે રૂમાલ ઢાંક્યો) મ્હારી આંખ ઉપર છે. પડદો ખસેડીને જોઈ શકાય તેમ છે ખરૂં, પરંતુ તે પાછો આંખ ઉપર આવીને પડે છે. પડદો હવે પાતળો થાય છે, (અહીં સ્વામીજીએ રૂમાલનાં પડ ઉકેલ્યાં) ને આમ પાતળો થાય છે ત્યારે પણ તે ખસેડી શકાય તેમ છે, પણ વળી આંખો ઉપર આવી પડે છે. પડદો આંખ ઉપરથી સ્થાયી દૂર થતો નથી. હજી પણ પાતળો કરીએ, અને આ સ્થિતિમાં પણ તે દૂર ખસેડી શકાય તેમ છે; પરંતુ આંખો ઉપર પાછો આવીને પડે છે. જ્યારે પડદો તાંતણા જેવો પાતળો થઇ જાય છે ત્યારે જો કે તેને ખસેડતા નથી; છતાં પણ વસ્તુ આર-પારથી જોઇ શકાય છે. આ પડદો પણ સમય ઉપર આપણે ખસેડી શકીએ તેમ છે, અને જ્યારે ઘણોજ પાતળો પડદો થઇ જાય છે ત્યારે તે ખરી રીતે પડદોજ નથી એમ કહીએ

* હમેંટીક બ્રધરહુડ હોલમાં આપેલું ભાષણ. સાનફ્રાન્સીસ્કો, શનિવાર–તા. ૫ ડીસેમ્બર, ૧૯૦૨.

તોપણ ચાલે, કેમકે એવો નહિ જેવો પડદો હોય તોપણ આપણે સચ્ચિદાનંદને અનુભવી શકીએ છીએ. બલ્કે પરમાત્મા રૂપજ બનીએ છીએ. આ જગતની કોઇ પણ વસ્તુ આપણા સુખનો ઉચ્છેદ કરી શકતી નથી. આ બાબતમાં વેદાન્ત બીજા પંથો કરતાં ચ્હડીયાતો છે. વેદાન્ત અજ્ઞાનરૂપી પડદાને ( માયાને ) તોડી નાંખી જ્ઞાનીને પ્રવૃત્તિની માંહે પણ આનન્દ અનુભવાવે છે.

દરેક પંથના હિમાયતીઓ કોઇક સમયે પ્રભુમાં લીન થઇ જઈ માયાના પડદાને તોડી શકે છે; પણ તે જ્યાં સુધી પ્રભુમાં એકલીન હોય ત્યાંસુધીજ. વેદાન્તી પણ એવી સુખમય સમાધિમાં રહી શકે છે; પરંતુ તે ઉપરાંત તે સાધારણ સ્થિતિમાં પણ સચ્ચિદાનંદનું સુખ અનુભવે છે. બીજા પંથવાળા જેમની આંખો ઉપર માયાનો પડદો ગાઢો છે તે તેમ કરી શકતા નથી.

હિંદુસ્તાનના પંથો માફક જગતના સર્વ પંથોના પણ ત્રણ મુખ્ય વિભાગ પાડી શકાય. સંસ્કૃતમાં આ વિભાગને **"तस्यैवाहम्" "तवैवाहम्" "त्वमेवाहम्"** એમ કહેવાય છે. **"तस्यैवाहम्"**નો અર્થ "હું તેનો છું" એમ થાય છે, આ પ્રમાણેની માન્યતાને માયાનો ઘણો ગાઢ પડદો લાગેલો છે. આનાથી ચ્હડતું બીજું પગલું "**तवैवाहम्**" નું છે, જેનો અર્થ "હું ત્હારો છું" એવો થાય છે. પહેલામાં ને બીજામાં જે તફાવત છે તે સ્હેજ સમજાય તેવો છે. પહેલા મત પ્રમાણે ઇશ્વરભક્ત પોતાને ઇશ્વરથી દૂર સમજે છે. ઈશ્વર આ જગત્માં જાણે ના હોય, અદૃશ્ય હોય તેમ ત્રીજા પુરુષમાં તેને સંબોધે છે. આ સ્થિતિ આવશ્યક છે, કારણ તે ખરા–સત્ય ધર્મની શરૂઆત છે. દરેક ધાર્મિક વ્યક્તિને આ સ્થિતિ માતાના દૂધ સમાન છે. આ સ્થિતિથી શરૂઆત થયા વિના આગળ વધવું અશક્ય છે. "હું તેનો છું" આટલીજ ભાવના જો કેળવાય તો તે કેટલી મધુર લાગે છે! ઇશ્વરભક્ત પ્રભાતના પહોરમાં જાગૃત થતાં કહે છે કે "પ્રભુએ મને કૃપા કરી જાગૃત કર્યો." પોતાના નિત્ય કર્મમાં પ્રવૃત્ત થતાં કહે છે કે "મ્હારી ફરજો બજાવવા પ્રભુએ મને પ્રેર્યો છે." સર્વ જગત, પોતાનાં સગાંસંબંધી, સર્વ પ્રભુએ તેને આપેલાં છે એમજ તે સમજે છે. અહા! જગત આ વિચારને લઇને સ્વર્ગ સમાન બને છે. મનુષ્ય ખરા અંતઃકરણથી એમ માને કે દરેક વસ્તુ ઇશ્વરની છે અને પોતે પણ તેનોજ છે, તો પછી સંસાર તેને માટે સ્વર્ગજ છે. આવી ભાવના પણ જો બરાબર દૃઢ હોય તો તેવો પુરુષ પણ આનન્દમયજ બને છે. આ ભાવના પ્રમાણે જો કર્મ કરે તો તેની મધુરતા ઓર આવે છે; પરંતુ આ ભાવના પણ માત્ર હજી સત્ય ધર્મની શરૂઆતજ છે.

ઉપર કહી તે ભાવના સાથે "હું ત્હારો છું" એ ભાવનાને સરખાવીએ. દર પળે મ્હારે ત્હારી જરૂર છે, હું ત્હારો ને ત્હારોજ છું. પહેલી ભાવના મધુરતર છે. તફાવત હવે જુઓ. માયાનો પડદો સ્હેજ પાતળો થવાથી આ બીજી ભાવના સ્ફુરે છે. આમાં ઇશ્વરને ત્રીજા પુરુષમાં સંબોધતા નથી. તે અદૃશ્ય કે ગેરહાજર હોય તેમ કહેતા નથી; પરંતુ આપણી સન્મુખ હોય એમ બોલીએ છીએ. આ ભાવનામાં ઇશ્વર આપણી વધારે પાસે છે, આપણે તેના પરિચયમાં વધારે આવીએ છીએ. એક ધાર્મિક પંથ તરીકે આ મત, આવી ભાવના, ઉંચી છે; પણ ઘણી વખત મનુષ્ય "ઇશ્વર પોતાની સન્મુખ છે" એમ સમજતો હોવા છતાં પણ આ ભાવનાને અંગે જેટલી તીવ્ર ઇચ્છા જોઇએ તેટલી તેનામાં હોતી નથી. જેટલી જ્વલંત ને જાગૃત શ્રદ્ધા જોઇએ તેટલી શ્રદ્ધાની તેનામાં ખામી હોય છે.

દૃઢ શ્રદ્ધા જો પહેલી ભાવનામાં પણ હોય તો માયાનો પડદો ત્યાં પણ નહિ જેવોજ રહે છે. રોમેરોમમાં, શરીરના લોહીના બિન્દુએ બિન્દુમાં જો આ પહેલી ભાવના ઓતપ્રોત થએલી હોય કે "હું તેનો છું" તો તેવી દૃઢ માન્યતાથી માયાનો પડદો આંખ ઉપરથી દૂર થઈ ઈશ્વરપ્રાપ્તિ થાય છે, તેવી ભાવનાથી મનુષ્ય ઈશ્વર બને છે. કેટલીક વખત મનુષ્ય બીજી ભાવનાવાળો હોય છે તો ખરો, પણ પહેલી ભાવનાવાળો મનુષ્ય પોતાની માન્યતામાં જેટલો તન્મય હોય છે તેટલો બીજી ભાવનાવાળો હોતો નથી, તેથી શ્રદ્ધાની ન્યૂનતાને લીધે તેને સ્વાત્માનંદ પ્રાપ્ત થતો નથી.

ત્રીજી ભાવના "त्वमेवाहम्" "હું તે તું છું" એ છે. પહેલી ભાવનામાં હું તેનો છું, બીજીમાં "હું ત્હારો છું" ને આ ત્રીજીમાં "હું તું છું." પહેલીમાં ઈશ્વર દૂર સમજાય છે; બીજીમાં સન્મુખ છે એમ ધારીએ છીએ; પરંતુ આ છેલ્લી સ્થિતિમાં આવીએ છીએ, ત્યારે દ્વૈતભાવ ઉડી જઈ અદ્વૈતભાવ આવે છે. પ્રેમ અને પ્રેમ જેના ઉપર કરવાનો છે તે વસ્તુનો અભેદ થઇ જાય છે. આમ અભેદોર્મિ થવાથી વેદાન્તનો સાક્ષાત્કાર થાય છે. પતંગીયું દીવાની પાસે ને પાસે જતું જાય છે ને અંતે દીવામાં બળી મરી પોતે પણ દીપકરૂપ બને છે. ઉપનિષદ્ શબ્દનો અર્થ (ઉપ એટલે પાસે ને નિ એટલે નક્કી તથા षद् એટલે નાશ) પરમાત્માની એટલા તો પાસે જઇ પહોંચવું કે ભેદભાવના, દૂરત્વ, નક્કી નાશ પામે. ઈશ્વરનો ખરો ભક્ત તેની સાથે એકમય થઇ જાય છે, અને તેનાથી સ્વાભાવિક રીતેજ "अहंब्रह्मास्मि" "હું બ્રહ્મ છું" એમ બોલી જવાય છે. ર્મમાં ઉંચામાં ઉંચી સ્થિતિ આ છે. પરા ભક્તિ જેને કહે છે તે આજ છે. આનેજ વેદાન્ત કહે છે, ને તેનો અર્થ જ્ઞાનનો અન્ત એમ થાય છે. સર્વ જ્ઞાનનો છેડો આ છે. આ ભાવનાથીજ ધર્મના લક્ષ્યબિન્દુએ પહોંચી શકાય છે. આ ભાવનાથીજ માયાનો પડદો સમૂળો દૂર થાય છે; પરંતુ કેટલાકને આ ભાવનામાં જોઇએ તેટલી દૃઢતા થતી નથી, તેથી કરીને તેઓ માયાનો પડદો તોડીને સાક્ષાત્કાર કરી શકતા નથી. વળી કેટલાક મનુષ્યો બુદ્ધિબળવડે-જ્ઞાનદૃષ્ટિએ આ સ્થિતિએ આવ્યા પછી હૃદયમાં આ ભાવના દૃઢ કરવી શરૂ કરે છે, ને અંતે માયાનો પડદો ખોલી નાંખી આત્માનંદ અનુભવે છે. આવા પુરુષોનો મોક્ષ થયો કહેવાય છે, તેઓ આ જન્મમાંજ જીવન્મુક્ત કહેવાય છે.

માયાનો પડદો ઓછો કરવાનું કાર્ય બુદ્ધિદ્વારા થાય છે, ને પડદો ઉંચકી દૂર ફેંકવાનું કાર્ય ભાવના કર્યાથી થાય છે. ઉપર ત્રણે પ્રકારેની ભાવના કહી. હવે એ ત્રણે ભાવનામાં રહેલા જૂદા જૂદા મનુષ્યો કેવી રીતે માયારૂપી પડદો દૂર ફેંકી શકે છે, તે જોઇએ. હિંદુઓમાં પ્રવર્તતી કેટલીક વાર્તાઓના દાખલા આપી તે જણાવીશું.

એક કન્યા ઘણાજ પ્રેમમાં પડીને પ્રેમમય બની ગઇ હતી. એક સમય તે ઘણી માંદી પડી ત્યારે વૈદ્યોને બોલાવ્યા. વૈદ્યોએ કહ્યું કે તેના શરીરમાંથી થોડું લોહી કાઢી નાંખીએ તોજ તે સાજી થઈ શકે. આ અભિપ્રાયને લીધે તેની ફસ ખોલવાનું શરૂ કર્યું; પરંતુ તેના શરીરમાંથી લોહી ન નીકળતાં ઉલટું તેના આશકના શરીરમાંથી લોહી નીકળતું જણાયું. આ અભેદતા કેવી આશ્ચર્યકારક છે? આને આપણે દંતકથા-ગપ્પ કહીશું, પરંતુ આમ બનવાજોગ છે. ઘણી વખત પ્રેમમાં લુબ્ધ થયેલા મનુષ્યો, પોતાના જીવનમાં કાંઇક આ પ્રકારનો અનુભવ લે છે. પેલી કન્યા પોતાના શરીરનું ભાન ભૂલી ગઈ હતી ને પોતાનું અસ્તિત્વ (શરીર, દેહ તરીકેનું) ભૂલી ગઇ હતી ને પોતે પોતાના આશક સાથે,

પ્રેમ સાથે એકરૂપ થઇ ગઇ હતી. આવા પ્રકારની એકરૂપતા તેજ ધર્મ કહેવાય. હું તે ઇશ્વર બનો, ને ઇશ્વર તે હું બનો. હિંદુ ધર્મ પુસ્તક ' યોગવાસિષ્ટ ' કરીને છે, તેમાં એક વાત છે કે, એક સ્ત્રી અગ્નિમાં પડી; પરંતુ અગ્નિથી તે બળી નહિ. એ સ્ત્રીના આશકને પણ અગ્નિમાં નાંખ્યો તો તે પણ બળ્યો નહિ. આમ શાથી બન્યું ? તેમને નદીમાં નાંખવામાં આવ્યાં પણ તે ડૂબીને તણાયાં નહિ. પર્વતોની ટોચ ઉપરથી તેમને ફેંકવામાં આવ્યાં; પરંતુ તેમનો એક વાળ પણ વાંકો ના થયો, આનું કારણ શું ? તે વિષેનો ખુલાસો તે સમયે તેઓ ના કરી શક્યાં; કારણ પોતાના અસ્તિત્વનુંજ તેમને ભાન નહોતું. ઘણા કાળ પછી આમ કંઇ ઇજા ના થવાનું કારણ તેમને પૂછવામાં આવ્યું, ત્યારે તેમણે કહ્યું કે તેઓ એક બીજામાં તન્મય હતાં તેથી કરીને અગ્નિ અગ્નિ રૂપે નહોતો. અગ્નિ પોતાના હૃદયનો આશક જણાયો. પાણી પાણી રૂપે નહોતું પરંતુ પોતાનો પ્રેમજ હતું. પર્વત પર્વત રૂપે નહોતો, દેહ દેહ રૂપે નહોતો. સર્વ કોઇને પોતા રૂપજ દેખતાં હતાં તો પછી પોતાનો પ્રેમ પોતાને કીયે પ્રકારે હાનિ કરી શકે ?

પુરાણોમાં આપણે વાંચીએ છીએ કે એક પિતા, પોતાનો પુત્ર કે જે ધાર્મિક જીવન ગાળતો હતો, તેનાથી તેને વિમુખ કરવા પ્રયત્ન કરતો હતો. જગતના વ્યવહારમાં પોતાની માફક પડી રહેવા તેને શીખામણ દેતો હતો; પરંતુ પિતાની આ પ્રકારની શીખામણ કાંઇ કામ કરી શકી નહિ. પિતાએ પુત્રને અટકાવવા માટે અગ્નિમાં નાંખ્યો, પણ અગ્નિથી તે બળ્યો નહિ; ત્યારે વ્હેતા પાણીમાં ફેંકયો તો પાણી ઉપર તે તરવા લાગ્યો. એ બાળકને પ્રકૃતિ ઇજા કરવાને બદલે ઉલટી સહાયક થઇ; કારણ કે સર્વત્ર તે પ્રભુનેજ જોઇ રહ્યો હતો, સર્વત્ર પ્રેમ ને પ્રેમજ તેની દૃષ્ટિએ પડતો હતો. તે બાળકને અગ્નિ, પાણી, શસ્ત્ર, અસ્ત્ર વગેરે સ્વર્ગસમાન લાગતાં હતાં. તો પછી કોઇ પણ તેને શી હાનિ કરી શકે તેમ હતું ?

એક વખત એક સાધુ ગંગાજીના મુખ આગળ જ્યાં હિમાલય પર્વતનું ગાઢું જંગલ આવી રહ્યું છે ત્યા આગળ કિનારે બેઠો હતો, સામે કિનારે બીજા સાધુઓ તેને નિહાળતા બેઠા હતા. આ સાધુ તો માત્ર " **शिवोहम् शिवोहम्** " એમ ઉચ્ચાર કર્યે જતો હતો, એટલામાં એક વાઘ ત્યાં આવી ચ્હડયો. વાઘ સાધુ પાસે આવ્યો ને તેને પંઝામાં પકડયો. સાધુ તો આ વખતે પણ **शिवोहम्**નો ઉચ્ચાર કર્યે જતો હતો. નિડરતાથી, અસ્ખલિત સ્વરથી મંત્રોચાર કર્યે જતો હતો, વાઘે તેના હાથ ને પગ તોડી નાંખ્યા; પણ મંત્રોચ્ચાર તો ચાલે જતો હતો. આનો અર્થ શો ? **शिवोहम, शिवोहम** કહેવાથી શું તેનામાં નાસ્તિકતા આવી હતી ? બીલકુલ નહિ. સાધુને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો હતો. પ્રેમમાં તન્મય થયેલું સ્ત્રી પુરૂષનું જોડું પ્રેમનાં શિખરે ચ્હડીને આજ સ્થિતિ અનુભવે છે. માતાઓ પોતાના બાળક ઉપર એટલો તો પ્રેમ ધરાવે છે કે તેમને પોતાનો આત્મા, પોતાનો જીગર કહીને સંબોધે છે, કારણ એક બીજાનો સ્વાર્થ–ભલું થવાનાં કારણો જુદાં નથી, એકજ છે.

પ્રભુનું સ્મરણ કરી, પ્રભુને ભેટી, તેની સાથે સંલગ્ન થઇ એવી તો અભેદતા પ્રાપ્ત કરો કે પછી કોઇ દિવસ વિયોગની વાતજ ના રહે. " **बलीयसी केवलमीश्वरेच्छा** " આમ રટણ કરવા કરતાં " મ્હારી ઇચ્છા પરિપૂર્ણ થાઓ " " મ્હારીજ ઇચ્છાથી સઘળું બને છે " એમ દૃઢ માનો, એમ ભજ્યા કરો.

હાલ અમેરિકામાં જે રીતભાત પ્રચલિત છે તે કરતાં ઘણી જુદી જાતની રીતભાત પૂર્વે

હિન્દુસ્તાનમાં હતી. અમેરિકામાં રાત્રે દીવા કરવા સારૂ વિજળીક શક્તિનો ઉપયોગ થાય છે. રામ જે સમયની વાત કહે છે તે સમયે હિંદુસ્તાનમાં માટીનાં કોડીયાં દીવા કરવા માટે વપરાતાં હતાં; ને જ્યારે એક ઘરમાં કોઇએ દીવો કર્યો હોય ત્યારે આડોશીપાડોશી તેના ઘરમાં જઇને દીવો સળગાવી આવતાં. એક સંધ્યા સમયે એક કન્યા જે શ્રીકૃષ્ણ ઉપર આસકત થઈ હતી તે કૃષ્ણના પિતાના ઘરમાં દીવો સળગાવવા ગઇ. ખરૂં જોતાં તો તે માત્ર સૂર્ય જેવી કાન્તિવાળા કૃષ્ણના મુખના તેજમાં પતંગીયા માફક ઝંપલાવવાજ ગઇ હતી. ત્યાં જતાં દીવાની જ્યોતિ તરફ દૃષ્ટિ ના નાંખતાં, કૃષ્ણના મુખ ભણી જોઇ રહીને તેણે દીવો સળગાવવા માંડયો. કૃષ્ણના મુખભણી જોતાં તે તેમાં એટલી તો તલ્લીન થઇ ગઈ કે પોતાના દીવાની વાટ સળગાવતાં પોતાની આંગળી બળતી હતી તેનું પણ તેને ભાન ન રહ્યું. આમ આંગળી બળે જતી હતી, અને વખત ચાલ્યો જતો હતો પણ તેને ઘેર જવાનું પણ સાંભર્યું નહિ. એ કન્યાની માતા અધીરી બની તેથી તે કૃષ્ણના પિતાને ત્યાં ગઇ, ને જુવે છે તો છોકરીની આંગળી બળે જાય છે ! માતા ગળગળી થઇ ગઇ ને રૂદન કરતી બોલી ઉઠીઃ-"અરેરે દીકરી ! તું શું કરે છે ?" આ સાંભળી તે છોકરી સાવધ થઇ. આવા પ્રેમમાંજ અભેદતા ઉત્પન્ન થાય છે. આ અભેદતાને એટલે કે તે મ્હારો આત્મા પરમાત્માજ છે, હું ઇશ્વરજ છું; આ ભાવનાને-ત્રીજી સ્થિતિ કહેવામાં આવે છે, ને ત્યાર પછીની જે સ્થિતિ થાય છે તેશબ્દથી વર્ણવી શકાય તેમ નથી.

ઉપરની વાર્તા પ્રેમની ત્રીજી સ્થિતિનું ચિત્ર આપે છે. હવે 'હું ત્હારો છુ" એ બીજી દશાને સમજાવવા સારૂ આપણે નીચલું દૃષ્ટાન્ત જોઇએ. એક બે છોકરાઓ કોઇ ગુરુ પાસે ગયા અને તેમને 'આપ અમને ધર્મોપદેશ કરો' એમ વિનવ્યું. ગુરુ બોલ્યાઃ-"ભાઇ તમારી પરીક્ષા કર્યા વિના તમને ઉપદેશ થાય નહિ." એમ કહીને તેમણે બન્ને છોકરાઓને અક્કેક કબુતર આપ્યું; અને તેઓને કહ્યુંઃ-" તમને કોઇ ના દેખે એવી એકાન્ત જગામાં જઇને આ કબુતરને મારી લાવો." આજ્ઞા થતાંજ એક છોકરો સીધો સીધો લોકોની ગરદીવાળા રસ્તા પર ગયો અને રસ્તે ચાલતા લોકો તરફ પીઠ ફેરવીનેએક લુગડાનો કકડો પોતાના માથા પર ઓઢી લીધો. પછી પેલા કબુતરને પકડીને તેની ડોક મરડી નાંખી, અને તેને લઇને ગુરુ પાસે આવી કહેવા લાગ્યોઃ-" ગુરુજી, ગુરુજી ! આપની આજ્ઞા બજાવી, જુઓ આ આપે કહ્યું તે કરી આવ્યો !" ગુરુએ પૂછયુંઃ-" ભાઈ! આ કબુતરને તેં માર્યું ત્યારે કોઇ તને જોતું તો નહોતું ને ?" શિષ્ય બોલ્યોઃ-" ના કોઈ પણ ત્યાં નહોતું." ગુરૂ કહેઃ-" ઠીક હવે ત્હારો સાથી શું કરી આવે છે તે જોઇએ."

પેલો બીજો છોકરો ગાઢા જંગલમાં ગયો અને કબુતરની ડોકી મરડી નાંખવા તૈયાર થયો. તે સમયે તે ગરીબ પક્ષીની આંખો દયા ઉપજે તેવી બ્હેબાકળી થઈ અને તે પોતાના હિંસક તરફ જોઈ રહી હતી. આ આંખોમાં કાંઈ એવું તો તેજ પ્રકાશતું હતું કે પેલો છોકરો ગભરાયો; ગુરુના કહેવા પ્રમાણે કરવા જતાં વાત વસમી લાગી. આ એકાન્ત સ્થળમાં પણ કોઈ જોતું નથી, તે વાત ખોટી લાગી; કારણકે "અન્ય કોઈ" જોનાર તરીકે પોતાના કૃત્યનો સાક્ષી કબુતરની આંખોમાં જણાયો. અહા ! કોઈ એવું સ્થળજ નથી કે જ્યાં આપણે એકલા હોઇએ ! છોકરાને વિચાર થયો કે હવે શું કરવું ને કયાં જવું ? તે તો જંગલમાં આગળ ને આગળ ચાલ્યો ગયો. ફરીથી કબુતરની ડોક મરડવા જતાં એની એજ આંખો ટગર ટગર સામું જોઈ રહી. વખતો વખત આમ થવા માંડયું, પરંતુ ગુરુનો આદેશ અમલમાં

મૂકી ના શકયો. નિરાશ થઇ ગુરુ પાસે ગયો ને મસ્તક નમાવી રોઇ પડયો. કબુતરને ગુરુના પગઆગળ મૂકયું ને બોલ્યોઃ–" ગુરૂજી! સ્વામીજી ! આ સ્થિતિ ખમાતી નથી. ઇશ્વર વિષે જ્ઞાન આપો. આમ પરીક્ષા કરવા કરતાં બીજો રસ્તો દેખાડો. દયા કરીને દિવ્ય જ્ઞાન આપો. " ગુરુએ શિષ્યને છાતી સરસો છાંપ્યો ને પ્રેમથી કહ્યું:–" વ્હાલા શિષ્ય ! જેમ એકાંત સ્થળમાં પણ દુષ્ટ કૃત્ય કરતાં, કબુતરની આંખોમાં ત્હારા કૃત્યનો સાક્ષી જણાયો, તેમ તું ગમે ત્યાં હોય ને લાલચોથી ખરાબ કામ કરવા તત્પર થાય ત્યારે યાદ રાખજે કે પ્રભુ સર્વત્ર છે ને સર્વ કૃત્યોનો સાક્ષી છે. **પ્રભુ મ્હને જુએ છે એ ખૂબ યાદ રાખજે.** હરદમ ઇશ્વરને સાક્ષી રાખીને કૃત્ય કરજે. "

કહે છે કે, નેપલ્સમાં એક મહાન પદર્શન–સ્થળ છે. ત્યાં છાપરામાં ઉંચે છત ઉપર એક દિવ્ય આકૃતિ છે. તે પ્રદર્શનના મકાનના ગમે તે ભાગમાં હોઇએ, માળ ઉપર કે નીચે તળીયે હોઇયે, તો પણ સર્વ સ્થળેથી તે આકૃતિ જણાય છે; તે આકૃતિની ચળકતી આંખો આપણા સ્હામું જોતી હોય તેમ લાગે છે. જે લોકો બીજી સ્થિતિ તેમાં હોય છે, જો ખરેખરી એ સ્થિતિ અનુભવતા હોય છે, તો ઇશ્વરને પોતાના દરેક કૃત્યમાં સાક્ષીભૂત સમજે છે.

હવે શરૂઆતમાં થતી ધાર્મિક સ્થિતિ વિષે કહીશું. " હું તેનો છું " " હું પ્રભુનો છું " આ સ્થિતિનો સાક્ષાત્કાર કરવો એ પણ કેટલી કઠણ વાત છે ? કારણકે જો મનુષ્ય આ સ્થિતિમાં પણ ઓતપ્રોત થઈ ગયો હોય, આ સ્થિતિનો પણ ખરો સાક્ષાત્કાર તેને થાય તો તે જગત્‌માં દિવ્યતાને પામી શકે છે. હિંદુસ્તાનમાં એક સાધુ હતો તે કોઈ સ્થળે નોકરી કરતો હતો, તેનું કાર્ય માત્ર દાન આપવાનું હતું. લોકોને અન્ન વસ્ત્ર આપવા ઉપર એ નિયમાયલો હતો. કેટલાક ગરીબ લોકો, સાધુ જેનો નોકર હતો તેની પાસેથી તેર શેર લોટ લેવાનો હુકમ લઇને આવ્યા. સાધુ મ્હોટેથી એક, બે, ત્રણ એમ બોલી બોલીને જોખતો જતો હતો ને લોટ આપે જતો હતો. હવે હિંદુસ્તાનમાં "**તેર**" ને "**તેરા**" કહે છે. આનો અર્થ તેર પણ છે ને ત્હારૂં એમ પણ થાય છે. આ સાધુ પ્રભુમાં એટલો તો તલ્લીન હતો કે પ્રભુનું નામ સાંભળતાં તેના રોમેરોમ આહ્‌લાદથી ઉભાં થઇ જતાં હતાં. બારની સંખ્યા સુધી બોલતાં બોલતાં તેર બોલવાનો વખત આવ્યો ને " તેરા " એમ કહેતાં વાતજ તે પોતાની સ્થિતિ ભૂલી ગયો. જગતને પણ ભૂલી ગયો, ને પોતે શું કરે છે તે પણ ભૂલી ગયો. આ ધૂનમાં " તેરા " " તેરા " એમ કહેતાં કહેતાં સમાધિસ્થ થઇ જઇ, આત્માનંદ ભોગવવા મંડયો. આ પ્રમાણે શરૂઆતની સ્થિતિમાં પણ જો ખરો સાક્ષાત્કાર થાય છે તો ઉંચામાં ઉંચા શિખરે પહોંચી શકાય છે. ઢોંગ ના કરવો હોય, ધર્મ ધર્મ એમ માત્ર મ્હોંએથીજ બોલ્યા ના કરવું હોય, અને ઇશ્વરની આંખમાં ધૂળ ના નાંખવી હોય તો જે સ્થિતિમાં હોઇએ તે સ્થિતિનો પૂર્ણ અનુભવ લેવો જોઇએ. હિંદુઓના મત પ્રમાણે જે ખરી ધાર્મિક વૃતિવાળા થાય છે તેજ આ જન્મમાં કે બીજા જન્મમાં ચ્હડતી પાયરીએ ચ્હડે છે, ને બીજા જન્મમાં પણ જો તેજ વૃત્તિ કાયમ રહે તો તે પછીના જન્મમાં તેથી પણ વધારે ચ્હડતી સ્થિતિમાં જાય છે; અને છેલ્લી સ્થિતિમાં આવે છે ત્યારે મોક્ષ થાય છે. ફરી જન્મ લેવો પડતો નથી. ઇશ્વરત્વને પામે છે. એમ !

" અહા ! આનન્દ રસથી મ્હારો સુખનો પ્યાલો ઉભરાઇ જાય છે. સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે. પ્રભાતનો મીઠો ને મધુર વાયુ મ્હારો કાર્યવાહક છે અને તેના સ્પર્શથી આહ્‌લાદપામી

જગત ખીલતું જાય છે, તે મ્હારોજ પ્રતાપ છે. મેઘ ધનુષ્યના રંગો મ્હારા આભૂષણરૂપ છે. પ્રકાશ મ્હારા સંદેશા લઇ જાય છે ને વિધુત તેમને પ્રજ્વલિત કરે છે. પ્રેમી ને પ્રેમીનાં હૃદયો હું પોતેજ છું. ઇચ્છાઓ તથા ઉર્મિઓ પણ હુંજ છું."

"પ્રફુલ્લિત ગુલાબનાં સ્મિત, ઝાકળરૂપી મોતી, આનંદપ્રદ સૂર્યનાં કિરણો, રૂપેરી ચંદ્રપ્રકાશ, મીઠાં ને મધુર સ્વચ્છ રમતાં કૂદતાં મોજાં, ઝુલતાં ઝાડો, એક બીજા સાથે લપટાઇ ગયેલી વેલીઓ, ગુંજારવ કરતા ભ્રમરો, એ સર્વે મ્હારાજ વિચારો પ્રદર્શિત કરવાનાં સાધનો છે, મ્હારાજ મધુર શ્વાસોચ્છ્વાસ છે. "સોહમ્" મ્હારૂં જન્મ મરણ છે. સર્વ સારા ને નરતામાં, કટુતા ને મધુરતામાં, હુંજ રમણ કરી રહ્યો છું."

"શું કરૂં ને કયાં જાઉં તેનો મને વિચાર નથી, કારણ કે અખિલ બ્રહ્માંડમાં હું વ્યાપ્ત છું. કાળ ને શક્તિ હુંજ છું. મ્હારે ઇચ્છા કરવાની જરૂર નથી શંકા ને દિલગીરીથી હું પીડાતો નથી; કારણ કે સર્વનું મૂળ હુંજ છું. ભૂત, ભવિષ્ય ને વર્તમાન અહીંજ છે. દૂર તે સમીપ છે. સર્વ શંકાઓનું સમાધાન થયું છે. સર્વ સ્વાર્થ, બેડી ને બન્ધનો મ્હારે તાબે છે. અરિ ને મિત્રનો અધિષ્ટાતા દેવ હુંજ છું. મ્હારી આજ્ઞા સર્વને માન્ય છે." "રામ."





# ૨૩–ખરી દિવ્યતા અને માનસિક શક્તિઓ.*

પ્રશ્ન—માનસિક શક્તિ કેળવીને મૃત્યુ પામેલાઓની સાથે વાતચીત કરવી, તે યોગ્ય છે કે કેમ ? અને જો યોગ્ય હોય તો તેને માટે કોઇ અમુક પદ્ધતિ છે કે કેમ ?

ઉત્તર—આ પ્રશ્નનો ઉત્તર પૂર્ણ રીતે આપવાને માટે વેદાન્ત આ બાબતમાં શું કહે છે તે સવિસ્તર કહેવાની જરૂર છે.

વેદાન્ત પ્રમાણે બે રસ્તા છે; પ્રવૃત્તિ અને નિવૃત્તિ. એક કર્મમાર્ગ ને બીજો જ્ઞાનમાર્ગ અથવા ત્યાગ. કર્મમાર્ગ જેને ક્રિશ્ચિયનો કર્મથી મોક્ષ મેળવવાનું કહે છે તેને મળતો છે; ને જેને ક્રિશ્ચિયનોનું ધર્મશાસ્ત્ર "શ્રદ્ધાથી મુક્તિ' કહે છે, તેને જ્ઞાનમાર્ગ મળતો આવે છે.

હિંદુઓના મત પ્રમાણે પ્રવૃત્તિમાર્ગનું લક્ષ્યબિન્દુ સ્વાર્થી આત્મશક્તિઓ સંપાદન કરવાનું, જડ જગત ઉપર સ્વામિત્વ વધારવાનું અને આર્થિક સંપત્તિથી સુખ-સાધન વધારવાનું છે. દરેક વ્યક્તિને આ માર્ગ અમુક સ્થિતિમાં સ્વાભાવિક છે, પણ તેથી કાંઈ સત્ય જીવન કે સત્ય અમરતા પ્રાપ્ત કરી શકાતી નથી. આ માર્ગમાં બહુ પ્રયોગો કરવા પડે છે; પરંતુ એક અવસ્થા એવી પણ આવવીજ જોઇએ કે જ્યારે આ માર્ગને તજી દઇ, ત્યાગનો જ્ઞાનમાર્ગ ગ્રહણ કરવો જોઇએ. આપણા પરમ સુખને અર્થે આ માર્ગની પણ આવશ્યકતા છે.

પ્રવૃતિમાર્ગ ત્રણ પ્રકારનો છે. પ્રવૃત્તિમાર્ગ એટલે માત્ર દુનિયાદારી છે; અને એ દુનિયાદારીના પેટા વિભાગ કરીએ તો તે ત્રણ પ્રકારની છે.

પહેલી—પ્રત્યક્ષ સંસાર એટલે જડ-સ્થૂલ જગત.

બીજી—માનસિક સંસાર એટલે સૂક્ષ્મ જગત.

ત્રીજી—અવિજ્ઞાત સંસાર એટલે અદૃશ્ય જગત-જાણી ના શકાય તેવું જગત.

આપણે જ્યારે સ્વપ્નાવસ્થામાં હોઇએ છીએ અથવા તો સૂક્ષ્મ કે માનસિક જગતમાં હોઇએ છીએ, તે સમયે સ્થૂલ જગતનું અસ્તિત્વ હોતું નથી; તેથી કરીને તેને આપણે અદૃશ્ય કે અવિજ્ઞાત સંસાર કહીશું. કાંઇક અંશે ભરનિદ્રાવસ્થા અવિજ્ઞાત સંસારને મળતી આવે છે. આ સ્થિતિમાં "મ્હારૂં ત્હારૂં" એ ભેદભાવ રહેતો નથી. હિંદુ, મુસલમાન તથા ખ્રિસ્તીઓ જેને સ્વર્ગ કહે છે, તે માનસિક સંસાર છે. આ માનસિક સંસારના પેટા વિભાગ ઘણા છે; એમાંના અમુક પેટા વિભાગમાં ભૂતપ્રેતનું અસ્તિત્વ છે એમ કહીએ છીએ. આ વિષે સવિસ્તર હાલ કહેવાની જરૂર નથી. પ્રવૃત્તિ માર્ગ માત્ર જડ જગતને લગતો છે.

એક મહાન વિજ્ઞાનશાસ્ત્રી વિજળી ને વરાળની આશ્ચર્યજનક શોધ કરે છે ને તેથી કરીને સ્વશક્તિમાં ઉમેરો કરે છે, તેમજ મૂળ તત્ત્વો ઉપર કાબુ મેળવે છે. તેને આપણે જેટલે અંશે જડ વસ્તુઓથી સુખ મળે તેટલે અંશેજ આપણે માન આપીએ છીએ; પરંતુ મોક્ષ, આત્માનંદ, પૂર્ણાનંદ લેવાને આપણે તેની પાસે જતા નથી, કારણ કે તે વિષયમાં તેનું જ્ઞાન કાંઇજ નથી. તેજ પ્રમાણે માનસિક જ્ઞાનનો કોઇ મોટો જ્ઞાની હોય તે આપણને મનની

* તા. ૧૫-૧૨-૦૨ ને દિવસે સાન્ફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહુડ હૉલમાં આપેલ ભાષણ.

લાગણીઓ, ઉર્મિઓ વગેરે વિષે જ્ઞાન આપી શકે. તેઓ પોત પોતાના વિષયમાં મહાજ્ઞાની છે; પરંતુ જે ખરી આવશ્યક વસ્તુ છે તે તેઓ આપી શકે તેમ નથી.

હિંદુસ્તાનમાં એવા ઘણા લોકો છે કે જે મૃત્યુ પામેલા સાથે સંબંધ ધરાવી શકે છે. જેને બીજી દુનિયા કહે છે તે વિષે તેઓ જ્ઞાન ધરાવે છે, માનસિક સૃષ્ટિ સાથે તેઓ સંબંધ ધરાવે છે; પરંતુ છેવટે તો સંસાર તે સંસારજ રહે છે. પરમતત્ત્વનું જ્ઞાન તે તો સંસારથી ઘણે દૂરજ છે. આ પરમતત્ત્વનું જ્ઞાન એજ સત્ય જ્ઞાન છે. માનસિક સંસારના જ્ઞાનીને આપણે માન આપીએ તેમાં વાંધો નથી, પણ તેનાથી આપણો એ અંતિમ હેતુ સરતો નથી.

હિંદુસ્તાનમાં એક સદ્ગૃહસ્થ 'રામ'નો પરમ મિત્ર છે, ને તે માનસિક શાસ્ત્રમાં પ્રવીણ છે. એક સ્થળે તેની આંખે પાટા બાંધી ગણિતશાસ્ત્રનું પુસ્તક તેની આગળ ધરવામાં આવ્યું. આ પુસ્તક એણે જન્મારામાં જોએલું નહોતું, છતાં બંધ આંખે તે વાંચી શકતો હતો. ગણિતશાસ્ત્રનાં અમુક ચિહ્નો જેનાં નામ તે જાણતોજ નહોતો, છતાં તે તે વાંચી ગયો. એક કોરા કાગળ ઉપર તે પુસ્તકમાંથી એજ સ્થિતિમાં નકલ કરી ગયો. ચિહ્નોનાં ખરાં નામો તો તે નહોતો કહી શકયો, પરંતુ નકલ કરી શકયો. બીજાના વિચારો પણ તે જાણી શકતો અને જોયા વિના તમે જે લખ્યું હોય તે લખી જતો. તે માનસિક શાસ્ત્રમાં પ્રવીણ હતો. જડ જગતનો અનુયાયી હતો, પવિત્ર કે સુખી મનુષ્ય નહોતો.

માનસિક વિદ્યાને એક લૌકિક શાસ્ત્ર તરીકે આપણે માન આપી શકીએ; પરંતુ જે વસ્તુથી સચ્ચિદાનંદની પ્રાપ્તિ થાય છે તેમાં ને એમાં ભૂલ ખાવી ન જોઇએ.

હિંદુસ્તાનના એક મનુષ્ય વિષે આપણે જાણીએ છીએ કે તે છ માસ પર્યંત મૃતપ્રાય જેવો પડી રહ્યો હતો. આ વિદ્યાને ખેચરી મુદ્રા કહે છે ને તેનું વર્ણન હઠયોગમાં આપેલું છે. છ માસ પર્યંત જીવનની કોઈ પણ નિશાની તેનામાં જણાતી નહોતી, રગોમાં લોહી પણ વહેતું નહોતું, છ માસ પછી તેનું ઉત્થાન થયું, આ ઉપરથી આ પુરૂષને એક બીજો ક્રાઇસ્ટ કહી શકીએ; પરંતુ તે મુક્ત કે સુખી મનુષ્ય નહોતો. તેણે જે જે ગુન્હાઓ, પાપો કર્યાં હતાં તે કહેવાની જરૂર નથી; પરંતુ જે રાજાના દરબારમાં તે આ પ્રયોગ કરતો હતો, તેણે એને ધક્કા મારીને પોતાને ત્યાંથી હાંકી કાઢયો હતો.

વળી એક બીજો હતો તે પાણી ઉપર ચાલી શકતો હતો. એક ખરા સાધુએ હસીને તેને પૂછયું કે આ શક્તિ મેળવતાં કેટલો વખત લાગ્યો હતો ? જવાબમાં તેણે કહ્યું કે સત્તર વર્ષ લાગ્યાં. સાધુએ કહ્યું કે સત્તર વર્ષમાં થઇને માત્ર બેજ પૈસા જેટલી કિંમતની શક્તિ ત્હેં મેળવી છે ! ( કારણ કે નદીને સામે તીરે જવાને હોડીવાળાને એથી વધારે પૈસા લોકો આપતા નથી. ) મતલબ કે આવા પ્રકારની સિદ્ધિઓથી કાંઈ પૂર્ણતા આવતી નથી. જેવા પ્રકારે બીજી સંપત્તિઓ બંધનકારક છે તેજ પ્રમાણે તેનાથી પણ બન્ધનજ થાય છે. પછી તે બંધન ગમે તો સુવર્ણનું હો કે લોહનું હો; પણ તે અંતે તો બંધનજ છે. બન્નેથી ગુલામગીરી, અસ્વતંત્રતા તો છેજ. જો આવા પ્રકારની સિદ્ધિઓજ મનુષ્યને પવિત્ર બનાવતી હોય તો તો કૂતરાંઓ પણ પવિત્ર બને. સુંઘવાની શક્તિ શ્વાનમાં જેટલી હોય છે, તેટલી મનુષ્યમાં હોતી નથી, માટે જો એવી શક્તિઓથી મોટાઇ કે પવિત્રતા આવતી હોય તો કૂતરાંઓજ મનુષ્યથી અધિક શ્રેષ્ઠ ગણાવાં જોઇએ.

એક ફકીર હતો તે રંકને રાય બનાવી શકતો હતો. આ શક્તિ કીયા પ્રકારે તેને મળી હતી એમ પૂછવામાં આવતાં તેણે ઉત્તર આપ્યો કે, "ઉપવાસ કરી કરીને ગોમૂત્ર વગેરેથી

પવિત્ર થવાથી આ શક્તિ પ્રાપ્ત થઇ છે. અમુક વ્રત વગેરે કરીને આ સ્થિતિ પ્રાપ્ત કરી છે." એક મિત્રે તેને કહ્યું કે, "તું અન્યને રાજા બનાવે છે ને બીજાને મોટી પદ્વીએ ચઢાવી શકે છે, પણ ત્હારે નશીબે તો ગાયનું છાણુ ને મૂત્રજ રહે છે ને!"

આમ હિંદુઓ આવી શક્તિવાળાઓને માન આપે છે એટલુંજ. બાકી ખરૂં સુખ તો આત્માને ઓળખવામાંજ રહેલું છે એમ તેઓ દૃઢપણે માને છે. એક હઠયોગી હિંદુસ્તાનમાં એકાદ રાજા પાસે ગયો ને ત્યાં સમાધિ ચડાવીને બેઠો. આ યોગીમાં જીવની કાંઈ પણ નિશાની જણાતી નહોતી. લોકોએ તેના શરીરની આસપાસ એક ઝુંપડી બાંધી દીધી, કારણ કે વરસાદ ને પવનના તોફાનથી યોગીને હરકત ના થાય. એક સમયે રાત્રિને સમયે સખ્ત તોફાન થયું ને કોટડી પડી ગઈ તેથી કરીને ઈંટો ખરવા માંડી; ને તે યોગીના માથા ઉપર વાગવા લાગી. યોગી સમાધિથી મુક્ત થઇ જાગૃત થયો, ને જાગતાંજ બોલ્યોઃ—"હે રાજા! ઈનામમાં મને ઘોડો આપ, મને ઘોડો આપ!" આ પ્રમાણે આવા પુરૂષો ધ્યાનસ્થ હોય છે એટલો વખતજ શાન્ત અવસ્થામાં હોય છે. જ્યાં તેમને જગતનું ભાન થાય છે એટલે સાધારણ મનુષ્યના જેવીજ કંગાલ સ્થિતિમાં તેઓ આવી પડે છે.

તલવાર કટારી કે મોટાં ચપ્પુઓ મ્હોંમાં નાખી ગળી જવાં, ચામડીની આરપાર સોયા ઘોચવા ને એવા એવા અનેક ખેલો હિંદુસ્તાનમાં સામાન્ય છે. વળી ત્રણ ચાર કલાક સમાધિમાં પડી રહેવું તે પણ સામાન્ય છે; પરંતુ આ રીતથી કાંઇ દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. અનેક જણ આ પ્રકારે હિંદુસ્તાનમાં કાર્ય કરે છે, પણ તે માયાનો પડદો ક્ષણભરજ દૂર કરી શકે છે, તેથી કરીને કાંઇ સ્થાયી સુખની પ્રાપ્તિ થતી નથી.

તળાવમાંથી લીલને દૂર ખસેડવાથી નીચે ચોખ્ખું ને મીઠું જળ જણાય છે, તેમ મનરૂપી તળાવમાંથી કચરો થોડા સમયને માટે દૂર કર્યાથી ધ્યાન કે સમાધિ ધરવાનું બની શકે તેમાં નવાઈ નથી; પરંતુ દુઃખને મળમાંથી તો નાશ કરી શકાતુંજ નથી. વારંવાર આ કચરો દૂર કરવો જોઇએ તેથી કરીને ધીમે ધીમે કચરાનો થર પાતળો થતો જશે, ને અંતે નિર્મળ ને સ્વચ્છ જળ સ્થાયી જણાશે. વેદાન્તનો હેતુ આજ છે.

ધારો કે એક કરડે એવો સર્પ ટાઢને લીધે ગુંચળું વળીને પડી રહ્યો છે. કોઈ તેને પકડીને અગ્નિ આગળ ઉષ્ણુતા લાવવાને મૂકે, તો ગરમ થવાથી તે ગુંચળું છોડી એકદમ સીધો થઈને કરડશે. ગુંચળું વાળીને પડયો હતો તે સમયે પણ ઝેર તો તેનામાં રહેલુંજ હતું. આ પ્રમાણે મનરૂપી સર્પ જ્યાં સુધી ગુંચળું વાળીને પડી રહે છે ત્યાં સુધી કેટલાક ધ્યાન ધરી શકે છે; કારણુ કે ઇચ્છારૂપી ફેણ અને મનરૂપી સર્પ એટલો સમય મૃત્યુ પામેલો જણાય છે, બાકી ખરી રીતે કાંઈ મૃત્યુ પામેલો નથી. સર્પ બીજે પ્રકારે પણ પકડી શકાય છે. મંત્રોચ્ચાર કરી મોરલી વગાડતાં વગાડતાં સર્પને મોહિત કરી શકાય છે, પછી ચતુરાઇથી સર્પને પકડવામાં આવે છે ને તેના ઝેરી દાંત કાઢી લેવાય છે; જેથી સર્પ બોખો બની રહે છે, અને ઝેર તેનામાંથી જતું રહે છે. મનને સ્થિર કરવાને માટે વેદાન્ત પણ આ રસ્તો બતાવે છે.

માનસિકશક્તિના અભ્યાસીઓ પોતાના મનને ટાઢથી ગુંચળું વાળી પડી રહેલા સર્પ જેવી સ્થિતિમાં લાવી શકે છે અને તેથી કરીને થોડા સમયને માટે આનંદ ભોગવી શકે છે; પરંતુ ટાઢથી પીડાતા મનરૂપી સર્પને જ્યારે સગાં સંબંધી ઉષ્ણુતા આપે છે કે તરતજ ગુંચળું છૂટી જાય છે ને ઇચ્છાઓરૂપી વિષ જાગૃત થાય છે, કારણુ કે સર્પને મોહિત કરી તેના દાંત કાઢી નાંખી ઝેર દૂર કરેલું નથી હોતું, જેથી ખરી માનસિક શક્તિ પ્રાપ્ત થતી નથી.

આવી શક્તિ ધરાવનારા ઘણાકો પોતાની શક્તિનો ઉપયોગ પૈસા કમાવામાં કરે છે. મનને ધ્યાનસ્થ કરવું એ ઘણી સારી વાત છે; પરંતુ અંતે તેમાંથી ઇચ્છાઓરૂપી ઝેર દૂર કરવું જોઇએ. જ્યારે મનની દરેક પ્રકારની નિર્બળતા દૂર થાય ત્યારેજ એ સર્પ વિષ વિનાનો બને છે, ને ત્યાર પછીજ તમારા નિત્ય કર્મમાં તથા જગતમાં કોઇ પણ ભય વિના તમે નિશ્ચિંત ફરી શકશો. મનુષ્ય મદિરા પાન કરી નિશામાં પોતાનાં ઘરબાર થોડી કિંમતે વેચી દે છે, અને ખતપત્ર પણ કરી દે છે. પછી જ્યારે તેની સ્રી કોઈ ઉપચારથી નિશો ઉતારી દે કે તેજ વખતે પોતાના કૃત્ય માટે પશ્ચાત્તાપ કરે છે; અને ન્યાયની અદાલતમાં ઘરબાર વેચાતાં લેનાર ઉપર ફરીયાદ માંડે છે કે નિશામાં કરેલાં કૃત્ય માટે પોતે જવાબદાર નથી. તેજ પ્રમાણે મનની થોડા સમયની ધ્યાનસ્થ સ્થિતિમાં મનુષ્યો ઇશ્વરને સર્વસ્વ અર્પણ કરી દે છે; પરંતુ એ સ્થિતિથી મુક્ત થતાં વારજ ઇશ્વરને સમર્પેલું તેની પાસેથી પાછું લઇ લે છે. જગતની તૃષ્ણાઓ મનને વિહ્વલ બનાવે છે. અમુક વખત સુધી ધ્યાનસ્થ રહી શકાય તે પણ જો કે છે તો સારૂંજ, પરંતુ મનની સ્થાયી એવી સ્થિતિ રહે ત્યારેજ પરમાનંદની પ્રાપ્તિ થઈ શકે. જ્યાં સુધી મનને માર્યું નથી, મનનું વલણ ચોક્કસ પ્રકારનું બનાવ્યું નથી, ત્યાં સુધી જગતની જંજાળ વળગીજ રહે છે.

વેદાન્તના મત પ્રમાણે એક ક્ષણભર પણ જો દિવ્યતાનું ધ્યાન ધરો તો અમુક શક્તિ પ્રાપ્ત થાય છે; પરંતુ જો નિયમસર જ્ઞાનના ઉંચા શિખરે પહોંચવા પ્રયત્ન કરો તો અખિલ વિશ્વ તમારે તાબે થઇ રહેશે. જો કોઈ રાજાના નોકરને ખોળવા નીકળીએ તો તે મળતાં એ એકલોજ આપણો મિત્ર થાય છે, રાજા કાંઇ આપણો મિત્ર થતો નથી; માટે પહેલેથીજ રાજાને મળવા પ્રયત્ન કરો કે જેથી કરીને તેના હાથ નીચેના સર્વ આપોઆપજ મિત્રતા બાંધવા દોડી આવશે. હિંદુસ્તાનમાં કેટલાક એવા છે કે તેમને અમુક જાતની શક્તિઓ મેળવવાની ઇચ્છા હોય છે ને તેઓ તે મેળવે પણ છે; જ્યારે કેટલાક એવી શક્તિથી દૂરજ રહેવા માગે છે ને માત્ર ખરી જરૂરની વસ્તુ–જ્ઞાનમાર્ગ, ત્યાગમાર્ગને રસ્તેજ જવા ઇચ્છે છે. જો કે કોઈ પણ પ્રકારના ત્યાગ વિના કોઈ પણ જાતની શક્તિ મેળવી શકાતીજ નથી; પરંતુ તે ત્યાગ પૂર્ણ નથી હોતો. **જો પૂર્ણ ત્યાગ કર્યો હોય તો પછી સર્વ જગત તમારૂંજ છે.** ખરી રીતે તો શક્તિઓ, સિદ્ધિઓ તમને ખોળતી આવે એજ રસ્તો પકડવો જોઇએ; **તે શક્તિઓની પાછળ તમારે દોડવું ન જોઇએ.**

માનસિક શક્તિ કેળવણી એ યોગ્ય છે? એક શક્તિ તરીકે તો એ જડ જગતનીજ વસ્તુ છે? વેદાન્ત કહે છે મૃત્યુ પામેલાની સાથે તમે સંબંધ બાંધી શકો તેમાં શક નથી; પરંતુ તેના કરતાં જીવતાં સાથે સંબંધ રાખવો એ વધારે સારૂં નથી? મૃત્યુ પામેલાં આપણને આવીને મળે છે કે આપણે તેમનાં રૂપ ધરીએ છીએ એ પણ એક શક પડતીજ વાત છે. વેદાન્ત કહે છે કે જો માનસિક સંસારને જડ સંસારના દૃષ્ટિબિંદુથી જુઓ તો તો મૃત્યુ પામેલા તમને આવીને મળે છેજ, પણ ખરી રીતે તો જડસંસાર પ્રમાણે પણ "અમુક મનુષ્ય મને મળવા આવ્યો હતો" એમ કહેવું તે ખોટું છે; ખરી રીતે તો તમે પોતેજ તમારા સમક્ષ આવીને ઉભા રહો છો. સર્વ રૂપ તમે પોતેજ છો. વેદાન્ત પ્રમાણે તમે પોતેજ તમારા શત્રુ, મત્ર, ભાઈ વગેરે સર્વ છો; તેથી મૃત્યુ પામેલા આવીને મળે છે એમ કહેવું તે સત્ય નથી. બીજા રૂપમાં એ તો આપણે પોતેજ છીએ.

પ્રશ્ન:—માનસિક શક્તિ કેળવવાને સારૂ કોઈ અમુક રીતિ છે? જવાબમાં કહેવાનું કે, હા છે. એક વૈદ્ય થવાને કે એન્જીનિયર થવાને અમુક કેળવણી લેવીજ જોઇએ, અને તેજ પ્રમાણે માનસિક સંસારની વસ્તુઓ જોવાને સારૂ પણ અમુક કેળવણી લેવી જોઇએ. એ કેળવણી વિષે અહિં કાંઇ કહેવાની જરૂર નથી. 'રામ' મૃગજળની પાછળ ફાંફાં મારી દોડતા ફરવાની ભલામણ કરી શકે તેમ નથી, કારણ કે જ્યાં પવિત્ર મનુષ્ય વસે છે ત્યાં ભૂતપિશાચ આવી શકતાં નથી.

એક સમયે હિમાલયની ગુફામાં 'રામ' રહેતો હતો. આ ગુફામાં ભૂતનો વાસ છે એમ માન્યતા હતી. આસપાસના લોકો કહેતા હતા કે ઘણાક સાધુઓ એ ગુફામાં એક રાત્રિ રહેવાથી મરણ પામ્યા હતા, અને કેટલાક તો ગુફા જોવા જતાંજ મૂર્છા ખાઈ પડયા હતા; પરંતુ જ્યારે 'રામે' એ ગુફામાં રહેવાની ઈચ્છા દર્શાવી ત્યારે તે લોકો વિસ્મય પામ્યા. 'રામ' ઘણાક માસ તે ગુફામાં રહ્યો પણ ભૂતબૂત કાંઈ જણાયું નહિ. બધાં ભૂતો નાસી ગયાં હોય એમ લાગ્યું. ગુફામાં સર્પ, વીંછી વગેરે જીવજંતુ હતાં ને ગુફાની બહાર વાઘ રહેતા હતા; પરંતુ કોઇએ 'રામ'ના શરીરને કોઇ પણ પ્રકારે ઈજા કરી નહોતી.

વેદાન્તથી સાબીત થાય છે કે જીવન્મુક્તો, મૃત્યુ પછી ભૂતરૂપે અસ્તિત્વ ધરાવતા નથી. પોતાની તૃષ્ણામાં બંધાઇ રહેલાઓજ માત્ર ભૂતપિશાચનાં રૂપ ધારણ કરે છે. ડૉક્ટર જૉન્સન જે વાતોનો રાજા કહેવાય છે ને જે કદિ પણ વાદવિવાદમાં અંતે પોતાનોજ કક્કો ખરો કર્યા વિના રહેતો નહિ; તેને એક દિવસ સ્વપ્નું આવ્યું કે, બર્કે તેને વાદવિવાદમાં નિસ્તેજ કર્યો. જૉન્સન જેવાને તો આ ઘણું અસહ્ય થઇ પડયું. મન વિહ્વલ બન્યું, નિદ્રા લેવી તે પણ મુશ્કેલ થયું. તેણે કોઈ પણ પ્રકારે મન ઉપર કાબુ રાખવા પ્રયત્ન કરી આ ઉપર વિચાર કર્યો તો સમજાયું કે, બર્કે જે દલીલો કરી હતી તે ખરી રીતે તો જૉન્સનની પોતાનીજ હતી. બર્કને તો એ વાતનું સ્વપ્નું પણ નહોતું. એજ પ્રમાણે મનુષ્ય પોતેજ બીજા ભૂતપિશાચરૂપે પોતાને જણાય છે. સ્વપ્નમાં આપણે નદી, તળાવ, પર્વત વગેરે જોઇએ છીએ; પણ જો આપણે તે નદી, તળાવ ને પર્વત વગેરેથી તે સમયે જુદા હોઇએ, તો તો પછી આપણી પથારી નદીના પાણીથી ડુબીજ જવી જોઇએ અને આપણું ઘર પણ પર્વતના ભારથી ચગદાઈ જવું જોઈએ; પરંતુ એ નદીને પર્વતો સર્વ આપણામાંજ રહેલાં છે. ખરી રીતે કર્તા ને કર્મ બન્ને આપણે પોતેજ છીએ. ભૂત ને પિશાચ, ઈશ્વર ને દેવો, પાપી ને સાધુ સર્વ આપણે પોતેજ છીએ. આ વાત સમજો, માનો, તેનો સાક્ષાત્કાર કરો ને તેમ કરીને મુક્ત થાઓ. જ્ઞાનનો આજ સિદ્ધાન્ત છે કે તમારી પોતાની બહાર તમારૂં મધ્યબિન્દુ માનો નહિ; કારણ કે એ માન્યતાથી અધોગતિ આવશે. તમારા પોતાનાજ આત્મામાં વિશ્વાસ રાખો. જો એ મધ્યબિન્દુ છોડશો નહિ, તો કોઈ પણ શક્તિ તમને ડોલાવી નહિ શકે.



# ૨૪–મનોબળનો માનસિક નિયમ.

જેણે પોતાના આત્માને ઓળખ્યો છે, તેને આ જગતમાંની બીજી કઇ ઇચ્છા રહી હોય ! સાત સાત બાદશાહીના ભંડાર કે જગતની બીજી કોઇ પણ વસ્તુ તેનું મન ડોલાવી શકતી નથી. જગતની કોઇ પણ સુંદર વસ્તુ યા મોહક પદાર્થ તેને બાધ કરી શકતાં નથી. અહા ! શું સુખ ને પરમાનંદ! તેનું વર્ણનજ થઇ શકે તેમ નથી. શબ્દોમાં કહેવાને ભાષા પુરતી નથી. તે પરમાનંદ તમે પોતેજ છો, તે ઉચ્ચ સુખ તમારા પોતાનામાંજ છે ! અને તે તમારો આત્માજ છે !

પોતાના આત્માને ઓળખો, પછી કોઇ પણ વાતની ઇચ્છા રહેશે નહિ. અખિલ વિશ્વ તમારૂં પોતાનુંજ થઇને રહેશે.

સાંસારિક મૃગજળની ખાતર મનુષ્યો આ પરમાનંદને છોડી દેવામાં મોટી ભૂલ કરે છે. અનન્ત સુખ તમારૂંજ છે, તમે પોતેજ પરમાનંદ છો, તોપછી એ સુખ નહિ મેળવતાં આમ તેમ વલખાં શા સારૂ મારવાં? આનન્દ એ તમારો જન્મનો હક્ક છે. એક દમડી ખાતર લોકો પોતાનો જન્મનો હક્ક વેચી દે છે.

જુડાસ ઇસ્કેરીઓટે ત્રીસ રૂપિયા જેટલી કિંમતે મહાત્મા ક્રાઇસ્ટને વેચી દીધો; તેમ તમારા પોતાના આત્મારૂપી ક્રાઇસ્ટને તમે કદિ વેચશો નહિ. આ **જગતની નાશવંત વસ્તુઓને માટે તમારૂં શાશ્વત સુખ ધૂળધાણી કરશો નહિ.** ડહાપણ વાપરજો ને વધારે ડાહ્યા થજો.

મહાન અમૃતનો સાગર તમારામાંજ ભરેલો છે, સર્વ સુખ તમારા અંતઃકરણમાંજ ભરેલું છે. અંતઃકરણમાંજ તેને શોધો ને અનુભવો. એ સુખ તે કાંઇ તમારા શરીર, મન કે બુદ્ધિમાં નથી, એ તમારી ઇચ્છાઓ કે ઇચ્છિત વસ્તુઓમાં નથી, તમે પોતેજ આ જગતમાં અનેક રૂપે તમને પોતાને દેખાઓ છો. સ્મિત કરતું ગુલાબનું ફૂલ કે આકાશમાં ચળક ચળક થતા તારાઓ એ સર્વ તમારાં પોતાનાંજ રૂપો છે, તો પછી જગતમાં એવું શું છે કે જેની ઇચ્છા તમને રહે !

માત્ર પ્રણવનો ઉચ્ચાર કરો, ૐનું ગાન કરો, ને તેમ કરતાં ખરા અંતઃકરણથી તેનું ધ્યાન ધરો, તેનો સાક્ષાત્કાર કરો. ૐનો અર્થ "હું તે છું," " હું ને તે એકજ છીએ, " "તેજ હું છું " એવો થાય છે. પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરતી વખતે સર્વ નિર્બળતાને માનસિક બળથી કચરી નાંખતા હો એમ દૃઢપણે માનો. જયઘોષ સાથે તે નિર્બળતાને દૂર કરો.

પુરાણમાં એક કથા છે કે, એક સમયે કૃષ્ણ યમુના નદીમાં કૂદી પડયા ને તીરે ઉભેલાં તેમનાં સગાંસંબંધી આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગયાં. યમુના નદી પૂર જોસમાં વહેતી હતી ને

* તા. ૧૭ મી ડીસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટીક બ્રધરહુડ હૉલમાં આપેલું ભાષણ.

કૃષ્ણે અંદર ઝંપલાવ્યું. માતપિતા વગેરેએ જાણ્યું કે કૃષ્ણ ડુબી ગયા, ને બહાર જીવતા નહિ નીકળી શકે. કથામાં કહ્યું છે કે કૃષ્ણ છેક તળીએ પાતાળમાં ગયા. ત્યાં આગળ એક હજાર મસ્તકવાળો નાગ રહેતો હતો. કૃષ્ણે પોતાની બંસીનો નાદ કર્યો ને પ્રણવ મંત્રનો ઉચ્ચાર કરવો શરૂ કર્યો. મંત્રોચ્ચાર કરતે કરતે હજાર ફણાવાળા નાગનાં માથાં છુંદવા લાગ્યા; પરંતુ જેમ જેમ માથાં છુંદે તેમ તેમ બીજાં નવાં માથાં ઉત્પન્ન થવા લાગ્યાં. કામ મુશ્કેલ થઇ પડયું. કૃષ્ણે તો પોતાનુંજ કામ ચાલું રાખ્યું, ને અંતે થોડા સમયમાં નાગ મૃત્યુ પામ્યો. નાગના લોહીથી નદીનું જળ લાલ થઇ ગયું. નાગની બધી સ્ત્રીઓ કૃષ્ણને શરણે ગઇ ને તેમને નમસ્કાર કર્યાં. કૃષ્ણ ત્યાર પછી નદીમાંથી બહાર આવ્યા, તો સર્વે સંબંધીઓ વિસ્મય પામ્યાં ને આનન્દ આનન્દ થઇ રહ્યો. આ વાર્તામાં બે અર્થ રહેલા છે. આ કથા જેમને પોતાની દિવ્યતાનું ભાન કરવું હોય તેમને માટે સારરૂપ છે.

યમુના નદી એટલે મન, ને કૃષ્ણ એટલે પોતાનો આત્મા. મનમાં છેક ઉંડે ઉતર્યા વિના આત્માનું ભાન થતું નથી, માટે મનરૂપી નદીને છેક તળીએ જવાની જરૂર છે. ત્યાં જઇ ઇચ્છા, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે નાગોનાં મસ્તક છેદવાં જોઇએ. મનરૂપી નદીને નિર્મળ કરવી જોઇએ. જે પ્રમાણે કૃષ્ણે કર્યું તેજ પ્રમાણે કરવાની જરૂર છે. " " શબ્દનો ઉચ્ચાર નિરંતર કરવો જોઇએ, ને તેમ કરતે કરતે નિર્મળ જળ કરવું જોઇએ.

આ બંસરી તે કોણ ? એ બંસરી તમને માત્ર લક્ષણસૂચક છે. બંસરીએ શું કર્યું કે જેથી તેનાં આટલાં બધાં વખાણ થઇ રહ્યાં છે ? કીયા ઉત્તમ કર્મે કરીને તેની દિવ્યતા ગવાઇ છે ! મહાન મહાન રાજાધિરાજાઓ, અનેક રૂપગુણથી યુક્ત સુંદરીઓ, સર્વ જગત જે કૃષ્ણને આટલો બધો પૂજ્ય ગણે છે; તે કૃષ્ણ એ બંસરીને ચુમ્બન દે છે તેનું કારણ શું ? બંસરીને લોકો તરફથી પ્રશ્ન થતો કે " હે બંસરી ! કૃષ્ણ આટલો બધો પ્રેમ કોઇનાપર દેખાડતા નથી ને તને કેમ આટલું બધું માન આપે છે ? " બંસરીએ કહ્યું:-" મ્હારામાં એક ગુણ છે " તે એ કે " મ્હારા શરીરમાં જડ વસ્તુ રહી નથી. હું અંતરમાંથી સાફ છું. " આ પ્રમાણે હૃદયમાંથી જડ જગતની લાલસા દૂર કરી મન ઇશ્વરને સોંપી દેવું, જડ શરીર ઉપરનું મમત્વ છોડી દઈ, સર્વ સ્વાર્થી ઇચ્છાઓ, તૃષ્ણાઓ તજી દઇ મન પવિત્ર કરી ઈશ્વરને સમર્પણ કરી દો. દિવ્ય હૃદયથી ઇશ્વર ઉપર પ્રેમ કરો, ને આ સ્થિતિમાં રહી પ્રણવોચ્ચાર કરો એટલે તમારી પોતાની બંસરી વાગી અનાહત નાદ થશે. તમારા મનમાંથી સ્વાર્થ વગેરે કચરો દૂર કરી તેને બંસરી મુજબ પોલું સાફ બનાવો.

ૐ મંત્ર બોલતા મનરૂપી તળાવનું જળ નિર્મળ કરો. ઇચ્છાઓ રૂપી ઝેરી નાગોને પકડી પકડીને છુંદી નાંખો, મનને સ્થિર કરો, મનનું વલણ સત્ય રસ્તે થાય તેમ કરો. જેમ કબીરજીએ કહ્યું છે કે " મનકું એસા મારીએ ટુક ટુક હો જાય " તેમ કરો. દૃઢ પ્રતિજ્ઞા કરો કે મનરૂપી જળ વિષમય ના બને; અને કોઈના પીધામાં આવતાં તેને વિષ ચડે નહિ. જનમંડળ ભલે તમારાથી વિરૂદ્ધ પડે, તમને અનેક મુશીબતોમાં લાવી મૂકે; પરંતુ તમારા મનરૂપી જળમાંથી દિવ્ય, પવિત્ર ને નિર્મળ જળ વહેવા દેજો. અમૃતઝરો વહે એવું કરજો કે જેથી કરીને કોઇ મિત્ર કે દુશ્મનનું પણ અમંગળ થાય નહિ. ૐ મંત્રનો ઉચ્ચાર કરજો ને નિર્બળતાને સદાને માટે દૂર ફેંકી દેજો. દૃઢ મનોબળ કરી, માનસિક શક્તિ વધારી, જયનાદ કરી, અરિદળ ઉપર વિજય મેળવી, જયવંત થઇ દુંદુંભિનાદ કરજો.

આ સ્થિતિએ પહોંચતાં સર્વ ઈચ્છાઓ-લાલસાઓ જેમ નાગની સ્ત્રીઓ કૃષ્ણને શરણે ગઈ હતી તેમ તમારે તાબે થશે.

તમારાં દરરોજનાં સામાન્ય પાપો અને નિર્બળતાનું એક પત્રક બનાવો, અને જે દિવસે અમુક અધોગતિએ લઇ જનાર ઇચ્છા ઉત્પન્ન થાય તે દિવસના ખાનામાં તે ઇચ્છાની સામે નિશાની કરી રાખો. આમ કરતાં કરતાં તમારી નિર્બળતા શી શી છે, તે દેખાશે; પછી તે દૂર કરવા યત્ન કરો. જે દિવસે આવી અધમ ઇચ્છાને શરણે થાઓ, તેને બીજે દિવસે પ્રાતઃ-કાળમાં ઉઠી એકાન્ત સ્થળે બેસી ઉંડો વિચાર કરજો ને પોતાના આત્માને સંબોધી, ઠપકો દઇ મન સ્થિર કરજો, અને પુનઃ તે પ્રકારે પાપ ન થાય તેવી સાવચતી રાખજો. જગતમાં અનેક ભાષણો થાય છે; નાના કે મોટા, પવિત્ર કે અપવિત્ર દરેક જણ ભાષણો તો આપે છે; પરંતુ જ્યાં સુધી પોતે પોતાનેજ ભાષણ આપી મનોબળ વધારે નહિ ત્યાં સુધી સર્વ વૃથા છે. ઉન્નતિક્રમનાં પગથીઆં ચડવાને સારૂ પોતે પોતાના મનને શિખામણ દે તોજ શ્રેષ્ટ થાય. મનુષ્યને કેટલીક વખત દિલગીરી પેદા થાય છે, તે વખતે યત્નથી તેનું કારણ શોધે ને ઉપાય કરે તો તે દૂર થાય છે. દિલગીરી સમયે કોઇ ધર્મનું પુસ્તક-જેવું કે શ્રીમદ્ ભગવદ્ગીતા લઇ વાંચો અથવા તો મહાન તત્ત્વજ્ઞાનીઓનાં પુસ્તકો વાંચો કે જેથી તમારૂં મન દિવ્યભૂમિમાં રમણ કરે અને તમારી દિલગીરીનો ક્રમે ક્રમે જડમૂળથી નાશથઇ જાય. આ પ્રમાણે માયાથી કોઇ પણ સમયે ન લપટાવાનો પ્રયત્ન કરતાં કરતાં મન ઉપર કાબુ મળે છે ને અંતે જય મળતાં મુક્ત થવાય છે.

આ પ્રમાણે એક પછી એક દુર્ગુણને ઓળખી તેનું કારણ અને મૂળ શોધી કાઢી મનને શીખામણ દઈ તેનો ઉપાય કરવો જોઇએ. દરેકે પોતાની મેળેજ પોતાને સુધારવો જોઇએ. એકાન્તમાં બેસી જેથી તમને દુઃખ થતું હોય તેનો વિચાર કરો, વિચાર કરતાં કરતાં પ્રણવોચ્ચાર કર્યે જાઓ ને દુઃખને ફેડવા પ્રયત્ન કરો. આ પ્રમાણે કરતાં કરતાં મન દૃઢ થશે. મનરૂપી જળમાં આ પ્રકારના અનેક વિષમય નાગો વસે છે, તેનાં માથાં ઓમનો ઉચ્ચાર કરતાં કરતાં છુંદી નાંખો. સર્વ દુઃખો, સર્વ નિર્બળતા ને દુર્ગુણોનું મૂળ એકજ છે, અને તે મૂળ માત્ર અજ્ઞાનજ છે. આત્માને ન ઓળખવાની અજ્ઞાનતા એજ સર્વ દુઃખોનું મૂળ કારણ છે. પોતાના શરીરનેજ લોકો પોતાનો આત્મા સમજે છે, અને બાહ્ય જગતમાંથી સંપત્તિ પેદા કરી આનન્દ મેળવવા ઇચ્છે છે તેથીજ તેઓ દુઃખી થાય છે. જડ શરીર તમે નથી, એમ નક્કી સમજો. તમે સર્વવ્યાપી, અનન્ત પરમાત્મારૂપજ છો, એવી દૃઢ ભાવના કરો; ને તે પ્રમાણે સાક્ષાત્કાર કરો, તો માયાથી લપટાવાનો ભય રહેશે નહિ. સામાન્ય અજ્ઞાનતાના પેટા વિભાગમાં પ્રકૃતિના નિયમોનું અજ્ઞાન પણ મનુષ્યોને બાધ કરે છે, ને તેમને નિર્બળ બનાવે છે. પ્રકૃતિનો એક પવિત્ર નિયમ કે જે કદિ ઉલ્લંઘન કરાય તેમ નથી, તે એ છે કે તમે કોઈ પણ અપવિત્ર વિચાર, અમંગલ ધ્યાન કે તેવું કૃત્ય ગમે તેવા એકાન્ત સ્થળે કરો, તોપણ તમને પ્રકૃતિના દૃઢ ને કદિ કોઇથી પણ ઉલ્લંઘન ના થાય તેવા નિયમ પ્રમાણે તેવાં કૃત્યનો બદલો મળશેજ. દુઃખ ને દરિદ્ર તમારા પોતાના ઉપર આવી પડશેજ.

લોકો જાણે છે કે ગણિતશાસ્ત્ર પ્રમાણે આ વાત સત્ય નથી. જેટલી શ્રદ્ધા ગણિતશાસ્ત્રમાં તેમને છે, તે નિયમો જેટલા અનુલ્લંઘનીય લાગે છે તેટલા આ નિયમ લાગતા નથી; પણ આ પ્રમાણેનું તેમનું ધારવું તદ્દન ભૂલ ભરેલું છે. એકાન્તમાંની પણ એકાન્ત ગુફામાં પાપ

કરો તોપણુ જે ભૂમિ ઉપર ઉભા રહી તે પાપ કરો છો તે ભૂમિ ઉપર ઉગેલું નિર્જીવ ઘાસ પણુ તે વાતની સાક્ષી પૂરશે. તે ગુફાનો પથ્થર તથા આસપાસનાં ઝાડ વગેરેને પણુ વાચા થઈ તમારાં પાપો ખુલ્લાં કરશે. પ્રકૃતિને છેતરી શકશો નહિ. હૃદયમાં પાપી વિચાર ઉત્પન્ન થાય છે તેના પરિણામેજ બાહ્ય જગતમાં દુઃખદાયક બનાવો આપણુને વિંટળાઈ વળે છે. આવા દુઃખનું ખરૂં કારણુ ન જાણવાથીજ મનુષ્યો પોતાની સ્થિતિને દોષ દે છે; આસપાસના બનાવો ઉપર દોષ મૂકે છે; મિત્ર, બંધુ, સગાં, સંબંધીનો દોષ કાઢે છે; પણુ આ પરમ સત્ય વાત સર્વત્ર જાણીતી થવી જોઈએ કે ઈશ્વરની આંખમાં ધૂળ નાંખવાનો પ્રયત્ન કરવાથી આપણે પોતેજ અંધ બનીએ છીએ. **પ્રકૃતિનો નિયમ ડંકો વગાડીને કહે છે કે પવિત્ર રહો !** પવિત્ર રહો. છતાં અપવિત્રતાનો આશ્રય લ્યો તો તેનાં ફળ ભોગવવાંજ પડશે. આ નિયમો એક પછી એક લઈને તેનાં પરિણામનો વિચાર ગણિતશાસ્ત્ર પ્રમાણે કરવો જોઈએ. એક વખત આ નિયમ દૃઢપણે સમજાયો તો પછી તે અધમ ઈચ્છાઓ તરફ દુર્લક્ષ થશેજ; અને એવી રીતે ઇચ્છાઓ ઉપર કાબુ મેળવ્યા પછીજ મન સ્થિર કરી શકાય છે. પહેલું મનનું વલણ શુદ્ધ માર્ગે જવું જોઈએ, કારણકે તેની ખાસ આવશ્યકતા છે.

મન સ્થિર કરવા માટે ઉપવાસની જરૂર છે ?

ઉપવાસ સંબંધે 'રામ'નું એટલુંજ કહેવું છે કે ભૂખ્યા ન રહો, તેમજ અકરાંતિયા પણુ ન થાઓ. બંને રીતિઓ ખોટી છે. કેટલીક વખત ઉપવાસ સ્વાભાવિક રીતેજ કરવો પડે છે; કારણકે જમીએ નહિ તો સારૂં એમ આપણા મનનેજ લાગે છે. આ સમયે તે પ્રમાણે કરવામાં શ્રેય છે; પરંતુ બીજે સમયે જ્યારે અંતરાત્મા કહે કે સાત્વિક ખોરાક લેવો જોઈએ, તો તે સમયે તે પ્રમાણે પણુ વર્તવુંજ. ઉપવાસ એક માત્ર સહાયતારૂપે થવો જોઈએ. અમુક દિવસે ઉપવાસ કરવોજ જોઈએ એ રીતિ ભૂલભરેલી છે, કારણુ તે તો ઉપવાસના ગુલામ થઈ પડવા જેવું છે, ને ગુલામગીરી 'રામ'ને પસંદ નથી. હિંદુસ્તાનમાં લોકો અમુક દિવસે ઉપવાસ કરે છે. એકાદશી અથવા પૂર્ણિમાને દિવસે કેટલાક ઉપવાસ કરી અમુક પ્રકારનોજ ખોરાક લે છે કે જેથી કરીને પેટમાં ભાર ન થાય. તે દિવસે મન સ્થિર રાખી ભગવદ્ભજન કરે છે. સ્વાર્થી ઇચ્છાઓ, લાલચો વગેરેને ખોરાક ન આપવો તેજ ખરો ઉપવાસ કહી શકાય.





# ૨૫–સ્વર્ગનું રાજ્ય.*

સ્વર્ગનું રાજ્ય આપણા અંતઃકરણમાંજ છે તો તેનો સાક્ષાત્કાર કેમ કરવો ? આ વિષે એક સુંદર વાર્તા છે. કહેવાય છે કે એક સમયે દૈત્યો વેદોને ઉંચકીને પાતાળમાં નાસી ગયા. વેદનો અર્થ બે પ્રકારે થાય છે. મૂળ અર્થ 'જ્ઞાન અથવા સ્વર્ગનું રાજ્ય' એમ છે, ને બીજો અર્થ 'હિંદુઓનું પવિત્રમાં પવિત્ર શાસ્ત્ર' એ છે. જે દૈત્ય વેદોને લઇ નાસી ગયો હતો તેનું નામ શંખાસુર હતું. શંખાસુર એટલે શંખનો દૈત્ય અથવા શંખમાં રહેલો જીવડો.

હવે વેદોને પાછા લઇ આવવા અથવા તો નષ્ટ થએલા જ્ઞાનને પાછું ઉત્પન્ન કરવા માટે ઇશ્વરે મત્સ્યરૂપ ધારણ કર્યું. દૈત્ય સાથે યુદ્ધ કરી તેનો નાશ કર્યો, ને વેદો જગતમાં આણ્યા. છોકરાં આ પ્રકારની વાત વાંચીને અક્ષરશઃ ખરી માને છે, સાધારણ મનુષ્યો પણ અક્ષરે અક્ષરનો સામાન્ય અર્થ કરે છે; પરંતુ આ વાર્તામાં ઉંડો ગુહ્ય અર્થ સમાએલો છે. સામાન્ય સત્ય સમજાવવા આ કથા લખાએલી છે. ઈશ્વરે મત્સ્યાવતાર લીધો ને શંખાસુરનો વધ કરી વેદોને પૃથ્વી ઉપર આણ્યા. હવે આમ કરવાનું કારણ શું ? મત્સ્ય સમુદ્રમાં રહેનાર પ્રાણી છે ને શંખ પણ ત્યાંજ પેદા થાય છે. હવે ઈશ્વરે શંખમાં રહેલા જીવડાને મત્સ્યરૂપે થઈ મારી નાખ્યો, તેથી સમુદ્રના મોજાંએ શંખને કિનારા ઉપર આણી મૂક્યો. લોકોએ તેને લઈ લીધો ને તે વગાડતાં અંદરથી "ઓમ્" શબ્દ નીકળવા લાગ્યો. આ વેદ છે. આ અર્થમાં આ કથા લખાએલી છે. કથાકારનો મૂળ આશય ॐ શબ્દની વાસ્તવિકતા ને ઉપયોગીતા જણાવવાનો છે, કારણ કે પ્રણવમંત્રજ જગતમાં સર્વ જ્ઞાનનો અન્ત છે. સર્વ વેદો, સ્વર્ગનું રાજ્ય શંખમાંજ આવી વસેલું છે. હિંદુઓ સર્વ માંગલિક પ્રસંગે શંખધ્વનિ કરે છે ને સર્વ અમંગલ પ્રસંગે પણ તેનોજ ધ્વનિ કરે છે. મૃત્યુ, જન્મ, યુદ્ધ, પૂજા વગેરે સમયે તેનોજ ધ્વનિ કરે છે. ॐ શબ્દમાં જેઓ ઓતપ્રોત થઈ ગએલા છે તેઓ પરમાનન્દ ભોગવે છે. સ્વર્ગનું રાજ્ય મળે તેટલા સારૂ આજ કુંચી લગાડવાની છે. યૂરોપ અને અમેરિકાના લોકો જે વાત પોતાની બુદ્ધિ માન્ય ન કરે તે માનવા ના કહે છે. આ પ્રણવ મંત્રનો ઉપયોગ કેટલો બધો છે તે જો કે સાબિત ન કરી શકીએ, તો પણ આ મંત્રથી મનુષ્યના મન ઉપર કેટલી અસર થાય છે, તે તો ચોખ્ખુંજ છે. મનુષ્યના હૃદયનાં ગુપ્ત પડો ઉકેલીને જગતનો સર્વ ભંડાર આપણા સમક્ષ આ મંત્રથી આવીને ખડો થાય છે. કથાકારનો કહેવાનો આશય એ છે કે હિંદુઓના પવિત્ર શાસ્ત્રોનું જ્ઞાન જેમને પ્રાપ્ત થયું છે તે, જે સમયે પૂર્ણ અહ્‌લાદથી ॐ નો ઉચ્ચાર કરતા હતા તે સમયે થયું હતું. સર્વ જ્ઞાનનું મૂળ આ મંત્ર છે. જુદા જુદા દૃષ્ટિબિન્દુથી આ મંત્રની ઉપયોગીતા વિષે કહીશું. લોકો ખરા અંતઃકરણથી આ મંત્રનો ઉચ્ચાર કરે તેટલા માટે આની કેટલી ઉપયોગીતા છે, તે કહેવાની આવશ્યકતા છે.

---

* તારીખ ૧૯મી ડીસેમ્બર ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટીકબ્રધરહુડમાં આપેલું ભાષણ.

શરૂઆતમાં એજ કહેવાનું છે કે "ઓમ્" શબ્દ કોઈ અમુક ભાષાનો છે એમ નથી. સંસ્કૃત શબ્દ ગણીને તેના તરફ ઉદાસીન ન રહેશો. ઓમ્ એ ઈશ્વરના નામનોજ ઉચ્ચાર છે. આ શબ્દ કોઇને શીખવવો પડતો નથી. બાળક જન્મે ત્યારથીજ ઓમ્નો ઉચ્ચાર કરે છે, જો કે તે સ્પષ્ટ ઉચ્ચાર કરતું નથી, પરંતુ તેને લગતોજ ઉચ્ચાર એ કરે છે. ઓમ્ લખવો હોય તો ખરી રીતે તો અઉમ્ લખવો જોઇએ; પરંતુ સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે 'અ' ને 'ઉ' સાથે આવતાં 'ઓ' ઉચ્ચાર થાય છે. મુંગો મનુષ્ય પણ 'અઉમ્' નો ઉચ્ચાર કરી શકે છે, ને સ્વાભાવિક રીતે તેનાથી તેનોજ ઉચ્ચાર થઈ જાય છે. રમતની અંદર જ્યારે છોકરાંઓને ખૂબ આનન્દ પડે છે ત્યારે 'અઉમ્'ને મળતોજ ઉચ્ચાર તેમના મુખમાંથી નીકળી પડે છે. દરેક ભાષામાં આ શબ્દ છે. સંસ્કૃત, ફારસી, ઇંગ્રેજી અને જાપાનીઝ દરેક ભાષામાં એક યા બીજે રૂપે આ શબ્દ છે. જ્યારે મનુષ્યને આનન્દ અથવા બીજી કોઈ ઉર્મિ થાય છે, ત્યારે આ શબ્દનો ઉચ્ચાર સ્વાભાવિકજ થઈ જાય છે. જ્યારે મનુષ્ય દુઃખી અવસ્થામાં હોય છે કે માંદો હોય છે ત્યારે પણ આજ શબ્દનો ઉચ્ચાર થઇ જાય છે. હીબ્રુ, અરેબીક અને ઇંગ્રેજીમાં પ્રભુપ્રાર્થનાની અંતે "આમીન" અથવા "ઍમેન" એમ બોલાય છે, તે પણ ઓમ્ને મળતોજ શબ્દ છે. ગ્રીક મૂળાક્ષરોનો અન્તનો અક્ષર "ઓમેગા" છે, તેમાં પણ "ઓમ્" નો સમાવેશ ખાસ કરીને થએલો છે.

આ પ્રમાણે આ ઉચ્ચાર દરેક ભાષામાં, દરેક વ્યક્તિને, દરેક સ્થિતિમાં કેમ મ્હોંએ આવે છે? હિંદુઓ કહે છે કે આ શબ્દ શીતળ છાયાવાળું, સુંદર, સુશોભિત વૃક્ષ છે; ને તે વ્યાધિગ્રસ્ત અને પીડાથી બળતા મનુષ્યનું દુઃખ પોતાની શીતળ છાયાથી દૂર કરે છે. સ્વાભાવિક રીતેજ આ શબ્દના ઉચ્ચારથી હૃદય હલકું પડે છે. વ્યાધિગ્રસ્તને જો આ શબ્દોચ્ચારથી આરામ થાય, તોપછી શુદ્ધોચ્ચાર કરી નિરોગી મનુષ્ય તેનું રટણ કર્યા કરે તો તેને કેટલો બધો આનન્દ વ્યાપે? આ શબ્દને પ્રણવ કહે છે; એટલે કે તે જીવનમાં વ્યાપી રહ્યો છે, પ્રાણમાં વહન કરી રહ્યો છે, દરેક પ્રાણી આ ઉચ્ચાર કરે છે, પ્રાણની સાથેજ એ શબ્દ જોડાએલો છે. જોરથી શ્વાસોચ્છ્વાસ ચાલ્યો જતો હોય તો "સોહં" શબ્દનો ઉચ્ચાર થતો સમજાય છે. આ શબ્દ સર્વ પ્રાણીમાત્ર પ્રાણ સાથે જોડાએલો છે. આ શબ્દમાં "**स–ओ ह म्**" એ અક્ષરો આવેલા છે.

જગતનાં વ્યાકરણોમાં સંસ્કૃત વ્યાકરણ સૌથી પૂર્ણતા પામેલું છે. 'મ્' જો કે વ્યંજન છે; પરંતુ નાસિકામાંથી બોલાય છે, એટલે સ્વરને મળતો આવે છે. હવે 'ઓ' ને 'અ' બે સર્વ વ્યાકરણમાં સ્વરજ ગણાએલા છે. 'સ' ને 'હ' વ્યંજન છે. તે વ્યંજનને દૂર કરીએ તો માત્ર 'ઓ અમ'–'ઑમ્' એજ માત્ર શેષ રહે છે.

આ ઉપરથી સ્વર સ્વતંત્ર છે એ સમજાશે. વ્યંજન અસ્વતંત્ર છે, તેથી કરીને એકલા આવી શકતા નથી, બોલી શકાતા નથી. દાખલા તરીકે ઇંગ્રેજી 'ક' લ્યો, તેનો ઉચ્ચાર 'કે' થાય છે ને સંસ્કૃતમાં 'ક' બોલાય છે. આ વ્યંજન સાથે 'ઇ' કે 'અ' સ્વર જોડીએ તોપછી તે બરોબર બોલી શકાય છે. વ્યંજનથી જગતમાં નામ ને આકારનું ભાન થાય છે. સર્વે નામો ને આકૃતિઓ વ્યંજન સમાન છે, ને તેથી અસ્વતંત્ર છે. નામ કે આકાર પરમ સત્યના આધાર વિના સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં રહી શકે તેમ નથી. જગત આખું જે નામ ને જે રૂપથી વ્યાપ્ત છે તે નામ રૂપ સ્વતંત્ર રીતે પરમ સત્યના આધાર વિના ટકી શકે તેમ છેજ નહિ. આ પરમ સત્ય તે કેવળ જ્ઞાન, કેવળ આનન્દ છે, અને તે 'અઉમ્'થી ઓળખાય

છે. એ પ્રમાણે 'સોઽહં' માં "સ" ને "હ" નામ તથા રૂપને ઠેકાણે છે, ને તેમાં વ્યાપી રહેલો 'ઓમ' એ પરમ સત્ય છે.

ખાંડનાં રમકડાં જુદા જુદા પ્રકારનાં બનાવીએ તો તેમાં માત્ર તેના નામ ને આકારમાંજ ફેર જણાય છે, બાકી વસ્તતઃ સર્વે એકજ વસ્તુ–ખાંડનાંજ બનેલાં છે. સમુદ્રમાં એક મોજું અહીં જણાશે તો બીજું બીજે જણાશે, એક મોટું તો બીજું નાનું, પરંતુ સર્વ સમુદ્રમાંથીજ ઉદ્ભવે છે; મૂળ તો એ સર્વ પાણીજ છે. ફેર માત્ર રૂપ ને આકારમાં રહેલો છે. તેજ પ્રમાણે આંખો આંજી નાંખે એવો ચમકતો હીરો લ્યો, તે ઘણો સખ્ત ને લોઢા જેવી વસ્તુને પણ કાપી નાંખે તેવો હોય છે. હવે કોયલો લ્યો, તો તે ઘણોજ નરમ ને ઘસોએ તો લીટા થઈને ઘસાય એવો હોય છે. બન્નેના રૂપમાં આસમાન જમીનનો તફાવત છે, પણ રસાયણ શાસ્ત્રીઓ કહે છે કે આ બેમાં તફાવત કાંઈ નથી; કારણ બન્નેમાં 'કારબન' નું તત્ત્વ રહેલું છે. એકમાં કારબન તત્ત્વનાં રજકણો ને આકારની સ્થિતિ જુદી છે ને બીજામાં જુદી છે. ભેદ માત્ર આકારમાંજ છે. વસ્તુતઃ બન્ને એકજ તત્ત્વના બનેલા છે. જગતમાં સર્વ વસ્તુઓ માત્ર નામ ને આકારને લઈનેજ ભિન્ન ભિન્ન લાગે છે; પરંતુ સર્વત્ર એકજ પરમ સત્ય વ્યાપી રહેલું છે. તે અનાદ્યનન્ત ને અગમ્ય છે. આ તત્ત્વ સ્વયંવ્યાપી છે. આ સત્યને સ્વર કહીએ ને નામ તથા આકારને વ્યંજન કહીએ, તો સોહંમાંના સ ને હ, નામ તથા આકારને ઠેકાણે ગણાય, ને તેથી કરી તે પરતંત્ર છે; અને 'ઓમ્' સ્વરને પરમ સત્ય ગણીએ, તો તે સ્વતંત્ર છે. આ પ્રમાણે પ્રાણની અંદર વ્યાપી રહેલો 'ઓમ્' એ સ્વાભાવિક રીતેજ પરમાત્માનું રૂપ છે, તેનું નામ છે.

પ્રોફેસર મેક્સમુલર તથા બીજા તત્ત્વવેત્તાઓનું કહેવું છે કે ભાષા ને વિચાર, એ એક નાણાંની સવળી ને અવળી બાજુ જેવાં છે. એકના સિવાય બીજાનું અસ્તિત્વ સંભવતું નથી. કોઈ પણ વસ્તુ વિષે વિચાર આવ્યા વિના તે વસ્તુ જોઈ શકાય નહિ; તેમજ કોઈ પણ વસ્તુનું ભાન તે વિષે વિચાર આવ્યા વિના થાયજ નહિ. ભાષા ને વિચાર એ એકજ છે. ભાષા વિના વિચાર થઈજ ન શકે. નાનું બાળક ભાષા જાણતું નથી, તેથી તેને વિચાર પણ નથી. ભાષા જાણ્યા વિના બાળક વિચાર કરીજ ન શકે. માતા અનેક નામો બાળકને શિખવે છે. જેમ ભાષા ને વિચાર એકજ છે તેમ જગત ને વિચાર પણ એકજ છે. આ રીતે શબ્દને જગતનો અભેદ છે. વિચાર વિના કોઈ પણ વસ્તુ દૃશ્ય થતી નથી, માટેજ કહેવામાં આવ્યું છે કે જગતની ઉત્પત્તિ સમયે પ્રણવ શબ્દ હતો, ને તે ઈશ્વર પાસે હતો; બલ્કે તે ખુદ પોતેજ પરમાત્મા હતો. હવે આખી સૃષ્ટિને માટે એકજ શબ્દની જરૂર હતી. જે નિયામક સૃષ્ટિ અખિલ બ્રહ્માંડને ધારણ કરી રહી છે તેને માટે એક શબ્દની જરૂર જણાઈ. દરેક ભાષામાં કેટલાક અક્ષરો કંઠસ્થ, કેટલાક ઓષ્ઠસ્થ ને કેટલાક તાલુસ્થ છે; પણ કંઠની નીચેના સ્થાનેથી એક પણ અક્ષરનો ઉચ્ચાર કોઈ પણ ભાષામાં નથી. એક તરફ કંઠ મર્યાદારૂપ છે; ને બીજી બાજુ હોઠ મર્યાદારૂપ છે. હોઠની બહારથી એક પણ અક્ષરનો ઉચ્ચાર થતો નથી. 'અઉમ્' માં 'અ' કંઠસ્થ છે, 'ઉ' મધ્યસ્થ હોઈ તાલુની પાસેનો છે, ને 'મ્' ઓષ્ઠની સાથે નાસિકામાંથી બોલાય છે. આ પ્રમાણે 'અ' ઉચ્ચારની શરૂઆત દેખાડે છે, 'ઉ' મધ્ય દિશા જણાવે છે, ને 'મ્' તેનો અન્ત જણાવે છે; માટે 'ઓમ્' એ સ્વાભાવિકજ નામ છે. એ શબ્દ સર્વ ભાષાનો પ્રતિનિધિ છે, માટે સર્વ જગતનો પણ પ્રતિનિધિ છે. પ્રશ્ન થાય છે કે 'અ' માફક બીજા પણ અક્ષરો કંઠમાંથી બોલાય છે; તેમજ ઉ ને મ્ પ્રમાણે પણ

બીજા અક્ષરો બોલી શકાય છે; તો શા વાસ્તે 'અ' નેજ મહત્વ આપ્યું ને બીજાને નહિ ? કારણ એ છે કે આ અક્ષરો સ્વર છે. તે પરતંત્ર નથી પણ સ્વતંત્ર છે, ને દરેક બાળક પણ તેનો ઉચ્ચાર કરી શકે છે. મુંગાં પ્રાણી પણ તેનો ઉચ્ચાર કરી શકે છે. કોઇ આ અક્ષરો શીખવા જતું નથી, માટેજ તેમને સર્વોપરિ ગણેલા છે. મ્ ઓષ્ઠસ્થ તેમજ નાસિકામાંથી બોલાય છે તેથી કરીને તેને પ્રાણ સાથે ઘાઢો સંબંધ છે. આ ઉપરથી સમજાશે કે કોઇ પણ પરિપૂર્ણ શબ્દ હોય, તો તે ઓમ્ છે; ને તે સર્વ વિચાર, સર્વ જગતનો પ્રતિનિધિ છે.

વેદાન્ત ને હિંદુ તત્ત્વજ્ઞાન ઓમ્ શબ્દનેજ સમજાવવા પ્રયત્ન કરી રહ્યાં છે. કોઈ પણ વસ્તુ, નિયમ કે શક્તિ 'ઓમ્' શબ્દ વિના રહી શકે તેમ નથી.

ઉચ્ચાર બે પ્રકારના છે. એક સંભળાય તેવો બીજો ન સંભળાય તેવો. એકને ધ્યાનાત્મક ને બીજાને વર્ણાત્મક કહીશું. વર્ણાત્મક એટલે લખી શકાય તેવા ને ધ્યાનાત્મક એટલે લખી ન શકાય તેવા. સામાન્ય ભાષા વર્ણાત્મક છે પણ લાગણી દર્શાવવાની ભાષા ધ્યાનાત્મક છે.

મનુષ્ય હસે છે–આ હાસ્ય કોઇ પણ ભાષામાં લખીને દર્શાવી શકાશે ! મનુષ્ય રૂદન કરે છે–આ લાગણી દર્શાવવાને કોઈ શબ્દ નથી–લખીને સમજાવાય તેમ નથી. ધારો કે કોઇ પરદેશી આપણા દેશમાં આવે, તે આપણી ભાષા સમજી શકતો નથી, તેને કોઇ વસ્તુ જોઇતી હોય તો તે શું કહે છે એ આપણે નથી સમજતા, ને આપણે શું કહીએ છીએ તે એ નથી સમજતો. એ પરદેશી ધારો કે ક્ષુધાર્ત થયો છે, તેને ખાવાને કાંઇ જોઈએ છે ને ભાષા ન સમજવાથી તમે ધ્યાન આપતા નથી. મનુષ્ય રૂદન કરવા માંડે છે; એટલે તમે તરત સમજો છો કે એ દુઃખી છે. ધ્યાનાત્મક ભાષા સર્વત્ર સમજાય છે; પરંતુ વર્ણાત્મક તો અવશ્ય શીખ્યા વિના આવડતી નથી. ધ્યાનાત્મક ભાષા તેટલા માટે સ્વાભાવિક ભાષા છે. સંગીતની ભાષા ધ્યાનાત્મક છે. સંગીતની ભાષા વિચારની ભાષાથી ભિન્ન છે. સંગીત મોહક છે. સંગીતની મનુષ્ય ઉપર જે અસર થાય છે તે વિષે સાબિતિઓ વિજ્ઞાનશાસ્ત્ર ભલે આપી ન શકે, પણ તેથી કરીને સત્ય જે વાત છે તે કંઇ અસત્ય થનાર નથી. વિજ્ઞાનશાસ્ત્ર આ ન સમજાવી શકે તો તે પોતેજ અપૂર્ણ છે; તેજ પ્રમાણે 'ઓમ્' શબ્દ પણ મોહક છે. જે કોઇ મનુષ્ય એ શબ્દનું ગાન કરે છે તેનું મન સ્થિર બને છે. તેના સર્વ વિચાર અને સર્વ લાગણીઓ સમતોલ બને છે. તે આત્મામાં શાન્તિ રેડે છે. મનને ઇશ્વર સાથે જોડી દે છે. વિજ્ઞાનશાસ્ત્ર આનું કારણ ભલે ન સમજાવી શકે; પરંતુ આ સત્ય અનુભવથી સિદ્ધ છે. ઓમ્ શબ્દની સર્વવ્યાપકતા, સર્વજ્ઞતા ને શક્તિ, વિજ્ઞાન શાસ્ત્ર ન સમજાવી શકે તો તેમાં તેનીજ ન્યૂનતા, તેનીજ હલકાઈ રહેલી છે.





# ૨૬–પવિત્ર પ્રણવ શબ્દ.*

ગયા વખતે પવિત્ર પ્રણવમંત્ર વિષે થોડુંક કહ્યું હતું. સાત આઠ ભાષણો આપતાં પણ તેના વિષે સર્વ કહી શકાય તેમ નથી. સંસ્કૃત ભાષામાં પુસ્તકોનાં પુસ્તકો આ વિષય ઉપર ભરેલાં છે ને હજી પણ લખાયાં જાય છે. ખરી રીતે સર્વ વેદો, વેદાન્ત, સર્વ પવિત્ર શાસ્ત્રો 'ઓમ્' શબ્દમાં સમાઇ ગએલા છે.

હિંદુઓમાં ઘણા ઘણા પંથો છે; પરંતુ સર્વ પંથો 'ઓમ્' શબ્દને અંતઃકરણથી પૂજનીય ગણે છે. હીબ્રુ, મુસલમાન અને ક્રિશ્ચિયન એ સર્વ પણ પ્રાર્થનાની અન્તે 'ઍમેન' શબ્દનો ઉચ્ચાર કરે છે. મુસલમાનો જો કે 'ઍમેન' બોલતા નથી, પણ 'અમીન' કહે છે; છતાં એમ પણ બોલે છે તો ખરાજ. 'ઍમેન' ક્યારે બોલાય છે ? જ્યારે વાચા વિરમે છે, અને મન આત્મામાં ભળે છે ત્યારેજ બોલાય છે. હૃદયોર્મિ જેટલી હોય તેટલી સ્ખલિત થયા પછી જ્યારે પ્રભુમાં આપણે મળી જઇએ છીએ ત્યારે આ શબ્દોચ્ચાર કરીએ છીએ. અવાચ્ય, અગમ્ય અને અતર્ક્યને જ્યારે પહોંચાય છે ત્યારેજ આ ઉચ્ચાર સ્વાભાવિક રીતે થાય છે. હવે એ 'ઍમેન' શું છે ? માત્ર 'ઓમ્'જ છે, બીજું કાંઇ નથી. ઍમેન કે આમીનનો અર્થ વાચાનો અન્ત કે જ્ઞાનનો અન્ત એજ છે.

તાંત્રિકો 'ઓમ્' શબ્દને જૂદી રીતે સમજાવે છે, શૈવો જૂદી રીતે સમજાવે છે, વૈષ્ણવો જૂદી રીતે સમજાવે છે અને બીજા હિંદુ ધર્મો ભિન્ન ભિન્ન પ્રકારે સમજાવે છે; પરંતુ જે અર્થ તેનો અહીં કહેવામાં આવશે તે સર્વદેશીય ને સર્વમાન્ય છે.

ઓમ્‌માં અ, ઉ ને મ્ આવેલા છે. 'અ' ઉચ્ચાર વેદાન્ત પ્રમાણે જડ જગતનું એટલે કે જાગૃતાવસ્થામાં જે જગત જણાય છે તેનું ભાન કરાવે છે; જેથી તે પ્રત્યક્ષ સંસારને સ્થળે વપરાય છે.

સ્વપ્નાવસ્થાના સર્વ અનુભવોને 'ઉ' અક્ષરથી દર્શાવાય છે; દ્રષ્ટા ને દૃશ્ય એ બે એજ અક્ષરથી જણાવાય છે. માનસિક કે સૂક્ષ્મ સંસાર, સ્વર્ગ, નરક ને ભૂત પિશાચના જગતને 'ઉ' અક્ષરની સંજ્ઞા આપવામાં આવે છે.

'મ્' અવિજ્ઞાત સંસાર દર્શાવે છે. જાગૃત કે સુષુપ્તિ અવસ્થામાં જે સંસાર અવિજ્ઞાત છે, તેને 'મ્'ની સંજ્ઞા આપેલી છે. બુદ્ધિ જેને જાણી શકતી નથી તેવા સંસારને 'મ્'ની સંજ્ઞાથી ઓળખાવાય છે. આ રીતે 'ઓમ્' ત્રણે પ્રકારના સંસારને ઘેરી લે છે.

યૂરોપ અને અમેરિકાનું તત્ત્વજ્ઞાન સુષુપ્તિ અવસ્થા વિષે કાંઈજ જાણતું નથી. એ માત્ર જાગૃતાવસ્થાના અનુભવો ઉપરજ રચાએલું છે. હિંદુ લોક કહે છે કે આ રીત અપૂર્ણ છે. વિશ્વનું કાર્ય–કારણ સમજવાને આ રીત વાસ્તવિક નથી. મીલ, હેમીલ્ટન, બર્કલી ને સ્પેન્સર પણ જાગૃતાવસ્થાના અનુભવોજ વર્ણવે છે, ને એ માર્ગે ઈશ્વરને જાણવા માગે છે; પરંતુ

* તા. ૨૨ મી ડીસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટિક બ્રધરહુડમાં આપેલું ભાષણ.

ગણિતશાસ્ત્ર પ્રમાણે જ્ઞાત વસ્તુ ઉપરથી અજ્ઞાતને જાણવા માટે સર્વ દેશીય વિચાર કરવાની જરૂર છે. માત્ર સત્યનો એકજ ભાગ જોઈને સર્વ સત્ય એટલુંજ છે, એમ કેમ કહી શકાય ? વેદાન્ત આ સત્ય સંપૂર્ણ રીતે સમજાવે છે. જગતનો અનુભવ ત્રિવિધ છે, તો આ ત્રણે વિધિ પ્રમાણે વિચાર કરવો જોઈએ. સુષુપ્તિની અવિજ્ઞાત દશામાં જાગૃત સંસાર અદૃષ્ટ થાય છે, સુષુપ્તિની અવિજ્ઞાત દશામાં બુદ્ધિ ને અહંભાવનું અસ્તિત્વ રહેતું નથી, તો પણ આત્મા તો એજ રહે છે. આત્મા સર્વત્ર તથા સર્વ અવસ્થામાં વ્યાપ્ત રહેલો છે. મન બુદ્ધિ કે અંતઃકરણ એ આપણે પોતે નથી. આ જગત છે, વિશ્વ અહીંજ રહેલું છે, એ તમે શાથી જાણો છો ? કારણ માત્ર એજ કે તમે તેને જુઓ છો, તેમાંની વસ્તુઓને સ્પર્શ કરો છો, શબ્દ સાંભળો છો માટેજ; પરંતુ તેની સાબિતી માત્ર એટલા ઉપરથી થતી નથી. તમે કહેશો કે મહાન મહાન તત્ત્વજ્ઞાનીઓ એમજ કહી ગયા છે માટે વસ્તુસ્થિતિ એમજ હોવી જોઇએ. જાગૃતાવસ્થામાં સર્વ ઇન્દ્રિયો સ્થૂલ રૂપમાં હોય છે. સ્વપ્નાવસ્થામાં તેમ ન હોવા છતાં પણ ઇન્દ્રિયજન્ય જ્ઞાન તો થાય છેજ. બાહ્ય દૃષ્ટિ તે વખતે કામ કરતી નથી. સ્વપ્નાવસ્થામાં અનેક વસ્તુઓ ઉત્પન્ન કરીએ છીએ, ને તે વસ્તુઓનું ભાન થવાને માટે તેમના જેવીજ ઇન્દ્રિયો પણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં જે વસ્તુઓ ઉત્પન્ન કરીએ છીએ, તે તેમજ તે વસ્તુઓને જાણવાને જે ઇન્દ્રિયો ઉદ્ભવે છે તે એકજ શક્તિનાં ઉત્તર ને દક્ષિણ ધ્રુવ માફક જુદાં રૂપ છે. સ્વપ્નાવસ્થામાં ભોક્તા ને ભોક્તવ્ય બે સાથેજ ઉદ્ભવે છે. 'ઉ' અક્ષરમાં એ બન્નેનો સમાવેશ થાય છે.. વેદાન્તના નિયમ પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ ઇન્દ્રિયો અને ઇન્દ્રિયગમ્ય વસ્તુઓ, એ બંને ઉત્તર ને દક્ષિણ ધ્રુવ માફક એકજ શક્તિનાં જુદાં જુદાં રૂપો છે. સ્વપ્નમાં વસ્તુઓ તત્કાળ ઉત્પન્ન થએલી હોય છે, છતાં તેમનું અસ્તિત્વ જાણે લાંબા કાળથી હોય તેમ ભાસે છે. જાગૃતાવસ્થામાં પણ તે તેજ પ્રમાણે છે. આપણે જ્યારે કહીએ છીએ કે જગત જડ છે, ત્યારે આપણી ઇન્દ્રિયોના જડ અનુભવોને આધારેજ એમ કહીએ છીએ. એક ચિત્રમાંનો પુરૂષ, ચિત્રામણનાજ કૂતરાને ખરો કૂતરો કહે, તેવુંજ એ કથન છે; એટલે વાસ્તવિક રીતે બન્નેની સ્થિતિ અસત્ય છે. ઇન્દ્રિયો અસ્તિત્વમાં શાથી આવી ? મૂળતત્ત્વોને લીધે. મૂળતત્ત્વોનું આસ્તિત્વ શાથી સમજાય છે ? ઇન્દ્રિયોદ્વારા. આ પ્રશ્નોત્તરથી ચોખ્ખું જણાય છે કે જાગૃતાવસ્થાનું જગત પણ અસત્ય છે. સ્વપ્નાવસ્થાની પેઠેજ જાગૃતમાં પણ જ્યાં સુધી એ અવસ્થા રહે છે, ત્યાં સુધીજ તે અવસ્થાની વસ્તુઓ સત્ય ભાસે છે; માટે એમાંથી એકે અવસ્થાની વસ્તુઓ ખરી રીતે અસ્તિત્વમાં નથી એમ સાબિત થાય છે. જે વસ્તુ સર્વ અવસ્થામાં અચળ રહે, જેમાં કાંઈ પણ ફેરફાર કે વધઘટ ન થાય, તેનેજ હિંદુઓ સત્ય વસ્તુ કહે છે; અને જે વસ્તુ એક સમયે ભાસે અને બીજે સમયે અદ્રશ્ય થાય તે વસ્તુને હિંદુઓ અસત્ય કહે છે. હર્બર્ટ સ્પેન્સર પણ સત્યની વ્યાખ્યા એવીજ આપે છે.

સ્વપ્નાવસ્થા અસત્ય છે, એમ કહેવાનું કારણ શું ? કારણ એજ છે કે જાગૃતાવસ્થામાં તે હોતી નથી; માટે એજ નિયમ પ્રમાણે જાગૃતાવસ્થા પણ અસત્ય છે, કારણ કે સ્વપ્નાવસ્થામાં આ જડ જગત હોતું નથી.

અ–ઉ–મ– એમાંનો 'અ' સર્વવ્યાપી આત્માના આદર્શરૂપે, ભોક્તા ને ભોગ બન્ને રૂપમાં જાગૃતાવસ્થામાં રહેલો છે તેની સંજ્ઞા છે. મનુષ્યો કહે છે કે "મ્હારી પાસે રોકડા પૈસા આટલા છે, એજ સત્ય છે." અહા ! કેટલી મૂર્ખતા ! ખરૂં સત્ય તો તમારો આત્માજ છે. તે શાશ્વત, અચિંત્ય, અવર્ણ્ય અને અનાદ્યનન્ત છે. બાકીનું ઇન્દ્રિયોથી ભાસતું સર્વ જગત અસત્ય છે.

આ સિદ્ધાન્ત કેટલાકને માન્ય નથી. તેનું કારણ એ છે કે સ્વપ્નાવસ્થા અને સુષુપ્તિઅવસ્થાની હારમાં જાગૃતાવસ્થાને મૂકવામાં આવે છે; પરંતુ આ વિષે કેટલુંક કહેવાથી ખુલાસો થશે. હરદમ અર્ધથી પણ વિશેષ પૃથ્વી ઉપર સ્વપ્નાવસ્થા કે સુષુપ્તિ અવસ્થા પથરાઇ રહેલી છે. જાગૃતાવસ્થા જેટલોજ સમય સુષુપ્તિમાં લોકો ગાળે છે. બાળકની સ્થિતિ એ સ્વપ્નાવસ્થા નથી ? વળી મૃત્યુ એ શું છે ? એ પણ સુષુપ્તિ અવસ્થાજ છે. શરૂઆતનાં બાળકપણાનાં ચાર પાંચ વર્ષ તો એજ અવસ્થામાં જાય છે. પછી અર્ધું જીવન જાગૃતાવસ્થામાં પસાર થાય છે ને અર્ધું સ્વપ્નાવસ્થામાં તથા ઉંઘમાં જાય છે. આમ છે તો પછી જાગૃતાવસ્થાનાજ અનુભવો માત્ર સત્ય છે એમ કહેવાનો શો હક્ક છે ? ઉંઘતા હો છો તે સમયે શું મૃત્યુ પામેલા હો છો, કે જેથી તે સમયના અનુભવો અસત્ય ગણો છો ? જો જાગૃતાવસ્થાને સ્વપ્નાવસ્થા કરતાં બલવાન ગણતા હો તો વિદ્વાનમાં વિદ્વાન, મહાનમાં મહાન તત્ત્વજ્ઞાનીઓ, યોદ્ધાઓ, શૂરવીરો વગેરે અમુક સમયે લાચાર થઇ ભરઉંઘમાં કેમ પડી જાય છે ? એ નિદ્રારૂપી બળવાન શક્તિ તમારી જાગૃત રહેવાની ઇચ્છાને ગણકારતી નથી. જેમ નિદ્રા વખતની સ્થિતિને પોતાનો સંસાર છે, તેમજ જાગૃતાવસ્થાને પણ છે. તો પછી જો જાગૃતાવસ્થાને જો મહત્વ આપીએ તો સ્વપ્નાવસ્થાને શા સારૂ મહત્વ ન આપવું ?

અમેરિકનો ને યૂરોપીઅનો દરેક વાતનો ઘણા મતથી નિર્ણય કરે છે. આમ છે તો પછી સુષુપ્તિ ને સ્વપ્નાવસ્થાનો પણ જગતના અનુભવોના નિરાકરણમાં મત આપવાનો હક્ક છે. જો જાગૃતવસ્થાના અનુભવોથી સ્વપ્નાવસ્થા અસત્ય છે; તો તેજ નિયમ પ્રમાણે સ્વપ્નાવસ્થાના અનુભવો જાગૃતાવસ્થાને અસત્ય ગણશે. વળી જે સર્વ વનસ્પતિઓ સુષુપ્તિ અવસ્થામાં છે ને જે પ્રાણીઓ સ્વપ્નાવસ્થામાં છે, તેમના અનુભવ પ્રમાણે જગત અસત્યજ છે તો તેમનો અનુભવ પણ શા સારૂ ધ્યાનમાં ન લેવો ? આપણને જગતના પદાર્થો અમુક પ્રકારે અને આકારે દેખાય છે, તે કીડીને તથા હાથીને વળી જુદાજ પ્રકારે જણાય છે. કદાચ આપણે કહીશું કે માત્ર મનુષ્યનો જાગૃતાવસ્થાનોજ અનુભવ ધ્યાનમાં લેવો જોઇએ; પરંતુ જો સંપૂર્ણતા પામેલા પુરૂષોના અનુભવોને યથાર્થ રીતે ગ્રહણ કરીએ તો જણાશે કે આ સ્થૂલ જગત અસત્યજ છે. પ્રશ્ન કરશો કે કારણ શું ? આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ, તત્વજ્ઞાનીઓ જેવા કે હક્સલી, સ્પેન્સર વગેરે તો સ્થૂલ જગતની સત્યતા ભાર દઇ દઇને કહે છે, તો પછી તેમનો અનુભવ અસત્ય કેમ કહેવાય ? જરા શાન્ત થઇ વિચાર કરો, નિદ્રાવસ્થામાં ઉચ્ચારેલા તેમના મતને તમે વજન નહિ આપો; પણ ખરી ધ્યાનસ્થ સ્થિતિમાં થએલો અનુભવજ તેઓ વર્ણવે છે તેજ મહત્વનો છે. જે સમયે આ વિદ્વાનોના મુખમાંથી જ્ઞાનની ધારા વહે જાય છે તે સમયે જે જે મતો તેઓ બાંધે છે તેજ માત્ર મહત્વના હોય છે. તે સમયે તેમનાં રોમેરોમ ખડાં થાય છે, ને જાણે અદ્વૈતવાદનું ભાષણ આપતા હોય તેમ જણાય છે. આ સ્થિતિમાં "મ્હારૂં, ત્હારૂં" રહેતું નથી. આત્મભાવ, અહંભાવ કે જગતનું અસ્તિત્વ રહેતું નથી. ધ્યાની ધ્યાનસ્થ હોય છે આ સ્થિતિમાં સર્વ જ્ઞાન, સર્વ વેદો સ્વાભાવિક રીતે સૂર્યમાંથી જેમ તેજ નીકળી આવે છે તેમ તેમનામાંથી નીકળી આવે છે. એ સ્થિતિમાં તે બોલતો નથી. મહાન વિચારો ને નવી શોધો એજ દશામાં સ્ફુરી આવે છે. આ પ્રમાણે મહાન જ્ઞાનીઓનો ખરો અનુભવ, જગતની અસત્યતાનેજ સાબીત કરે છે. ધ્યાનસ્થ સ્થિતિમાં આપણે શું કરીએ છીએ ? અમુક વિષય ઉપર વિચાર કરીએ છીએ આપણું સર્વ મન અને શક્તિ એ વિષય ઉપર રાખીએ છીએ. આથી મનમાં આ વિષય એટલો

તો ઓતપ્રોત થઈ જાય છે કે મન તન્મય થઈ જાય છે, અને પરિણામ એ આવે છે કે તે વિષય ઉડી જાય છે ને માત્ર આપણે સત્ય જ્ઞાનમાંજ રમ્યા કરીએ છીએ.

માનસિક નિયમ પ્રમાણે અમુક વિષયનું જ્ઞાન થવાને માટે તેની સાથે બીજો ભિન્ન વિષય પણ હોવો જોઇએ. જ્યારે દ્વૈતભાવ મનમાં નથી રહેતો, ત્યારે વસ્તુજ્ઞાન સ્થિર હોય છે અને તેથી કરીને ઉચ્ચ સ્ફુરણા થાય છે.

**ટેનીસન જ્યારે લૉર્ડ ટેનીસન રહેતો નથી ત્યારેજ તે કવિ ટેનીસન બને છે.** તેજ પ્રમાણે બર્કલી ને હ્યુમ પણ જ્યારે અહંભાવ ભૂલી ગએલા હોય છે ત્યારેજ ખરા મહાન જ્ઞાનીઓ તરીકે ઝળકી નીકળેલા છે. કોઈ મહાન વિચાર આપણે પ્રદર્શિત કરીએ છીએ તે વખતે તેનું માન આપણે ન લેવું જોઇએ; કારણ કે જે સમયે તે વિચાર સ્ફુર્યો તે સમયે આપણે પોતે નહોતા; જો અહંભાવ રહેલો હોત તો કદિ પણ એ વિચાર સ્ફુરતજ નહિ. પ્રભુએજ અહંભાવ નહોતો તેથી સ્ફુરણા કરી. આ પ્રમાણે મહાન જ્ઞાનીઓની ધ્યાનસ્થ અવસ્થા ડંકો વગાડીને કહે છે કે જગત અસત્ય છે. યુદ્ધમાં પણ શૂરવીરો, જગતની સત્યતા દૂર રાખી અહંભાવ મૂકી દે છે, ત્યારેજ શૂરાં કૃત્યો કરી શકે છે. શરીર ઉપર અનેક શસ્ત્રાસ્ત્ર આવી પડે છે, લોહી વહે છે, પરંતુ તે વિષે તેમને ભાન હોતું નથી. તેઓ તો આગળ ને આગળ શત્રુઓ સામે ધસ્યાજ જાય છે. આ સ્થિતિમાં દુઃખ એ દુઃખ નથી લાગતું, કારણ શું ? કારણ એજ કે ત્યાં શરીર એ શરીર નથી રહેતું ને જગત એ જગત નથી રહેતું. એ રીતિએજ નેપોલિયન, વૉશિંગ્ટન, વૅલિંગ્ટન ને બીજા સઘળાઓ તેઓનાં કૃત્યોથી સાબીત કરી આપે છે કે જ્યારે અહંભાવ હોતો નથી ત્યારે જગત અસત્યજ છે.

જગતમાં આટલી બધી શોધોનું અસ્તિત્વ શાથી થાય છે ? મન જે સમયે માત્ર સત્ય જ્ઞાનમાંજ રમી રહે છે; આત્મા પોતે ઇશ્વરમય બની જાય છે; અખિલ વિશ્વનું જ્ઞાન પોતેજ બની જાય છે; તેજ સમયે શોધો અસત્ય જગતમાં ઉદ્‌ભવે છે.

'ૐ' નું ગુંજન કરતી વખતે ઇશ્વરમાંજ ધ્યાન પરોવવાનું છે. પોતેજ ઇશ્વર છે એવું ભાન કરવાનું છે. જેમ સૂર્ય પ્રભાતમાં કે સંધ્યા સમયે રંગો ઉત્પન્ન કરે છે, ને પાછા તે રંગોને ખેંચી લે છે; તેમ ત્રણે જગતનો પેદા કરનાર ને નાશ કરનાર એજ છે.

સ્વપ્નાવસ્થામાં તમે વાઘ વરૂ જુઓ છો, ને ભય લાગે છે કે આ વાઘ વરૂ તમને મારી નાંખશે; પરંતુ તે વાઘ કે વરૂ જુદાં નથી પણ તમે પોતેજ તે છો. વેદાન્ત કહે છે કે જાગૃતાવસ્થામાં પણ તમેજ દુશ્મનરૂપે, ને મિત્રરૂપે પણ જણાઓ છો. તમે પોતેજ સૂર્ય ને તળાવ બન્ને છો. તળાવમાં જે પ્રતિબિંબ પડે છે તે પણ તમે પોતેજ છો. દીપક ને પતંગીઉં બન્ને તમેજ છો. ૐ નો ગુંજારવ કરતી વખતે અદ્વૈતભાવ એટલે સુધી હૃદયમાં રાખવો જાઇએ કે જેથી તેનો સાક્ષાત્કાર થાય; ને દુષ્ટ વિચારો, કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, મત્સર વગેરે જડમુળથી નાશ પામે. જેમ ગઈ કાલનાં કરેલાં કૃત્યો આજે જણાતાં નથી, સ્વપ્નવત્ થઇ જાય છે; તેજ પ્રમાણે જાગૃતાવસ્થાના અનુભવો પણ સ્વપ્નવત છે. પરમ સત્ય તો તમારો આત્માજ છે–તમેજ છો, ને તેનોજ સાક્ષાત્કાર કરો.

કેટલાક લોકો વિચારને જડરૂપ આપવા ઇચ્છે છે; પરંતુ ખરી રીતે જડ વસ્તુઓનેજ વિચારરૂપે ગણવી જોઇએ. સૂક્ષ્મ સંસારની સરખામણીમાં તેઓ પ્રત્યક્ષ સંસારને સત્ય માને છે, પણ વેદાન્તના મત પ્રમાણે પ્રત્યક્ષ ને માનસિક સંસાર બન્ને અસત્ય છે. આ બન્નેની

પણ પેલી પાર જવું જોઇએ; કારણ કે શાન્તિ અને સુખ માત્ર સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થાય ત્યારેજ મળે છે.

લોકો કહે છે કે અમારે તો ખરૂં જીવન જોઇએ છે. માત્ર વિચારોજ જોઈતા નથી; પણ જીવન એટલે શું ? જીવન એટલે સ્વપ્નાવસ્થા ? સુષુપ્તિ અવસ્થા ? કે જાગૃતાવસ્થા ? આ સર્વ માત્ર આત્મારૂપજ છે. સત્ય જીવન તે તમે પોતેજ છો, તમારો આત્માજ છે, ઇન્દ્રિયોદ્વારા ખરાં સુખ કદી ભોગવાતાંજ નથી.

આત્માજ નગદ ધન અને ખરૂં જીવન છે. તેનો સાક્ષાત્કાર કરો તો આ જડ ભોગો તેમની મેળેજ તમને શોધતા આવશે. પતંગીઉં જેમ દીપક ઉપર તુટી પડે છે, તેમ આ ભોગો ને સુખો તમારી પાછળ પાછળ ઝંપલાવશે. આ આત્માજ પ્રણવમંત્ર છે.

અઉમ્ એ ત્રણ માત્રાઓ ઉપરથી હિંદુઓ અને વિશેષે કરીને વેદો, સત્ય વસ્તુ કઇ છે તેનો ભેદ ખોલે છે; માટે જે સમયે આ મંત્રનો ઉચ્ચાર કરો તે સમયે સર્વ તન ને મનથી તેમાંજ મચી રહો. તમારા આત્મામાં ઓતપ્રોત થઈ જાઓ. મનસા વાચા ને કૃત્યથી પ્રણવ-મંત્રનો ઉચ્ચાર કરો ! તમારી રગેરગ ને નસેનસમાં આ મંત્રનો ધ્વનિ જાગૃત કરો ! તમારાં હૃદયમાં તેના ધબકારા વાગવા દો. તમારા લોહીનાં ટીપે ટીપામાં આ મંત્રનો મધુર રસ રેડો. તમે પોતેજ સાક્ષાત સ્વયંભૂ, તેજના પણ તેજ, અખિલ વિશ્વના નિયંતા, પરમ પ્રભુ અને સત્ય સ્વરૂપ થઇને રહેશો. સૂર્યમંડળ, ચૌદભુવન ને અખિલ બ્રહ્માંડ તમારાં ગાન ગાશે ને સર્વ પ્રકૃતિ દાસ થઇ હાથ જોડી તમારી સમક્ષ ઉભી રહેશે. ઓમ્ ઓમ્ ॥





# ૨૭–हृदयस्थ हरि *

મોઝીઝનાં પુસ્તકોમાં લખ્યું છે કે ઇશ્વરે જગત ઉત્પન્ન કર્યું. તેણે પોતાની કૃતિ જોઇ ને તે સુંદર ને ઉંચ જણાઇ. જીનેસીઝની ચોપડીમાં પણ તેવુંજ લખેલું છે. આપણે જાણીએ છીએ કે, " બલીયસી કેવલમીશ્વરેચ્છા " એ મનની સ્થિતિને અનુકૂળ પડે છે, અને વેદાન્ત તે વાતને મજબૂત ટેકો આપે છે; પરંતુ હિંદુ આ વાક્યને જુદી રીતે બોલે છે. " બલીયસી કેવલં મમેચ્છા " એમ તે કહે છે. જેમ સ્ત્રી પોતાના પતિની ઇચ્છાનેજ પોતાની ઇચ્છા ગણીને કહે છે કે, " મ્હારીજ ઇચ્છા પ્રમાણે સર્વ થાય છે " તેવાજ ભાવથી તે કહે છે. પછી તેને પ્રભુની પ્રાર્થના કરવાની આવશ્યક્તા રહેતી નથી; કારણ કે ઐક્ય ભાવમાંજ તેનું મન રમણ કરે છે. પ્રથમ તેને પોતાના પતિની ઇચ્છાને પોતાની ઇચ્છા બનાવવા સારૂ પ્રયત્ન કરવો પડે છે, અને ભેદભાવને જીતવો પડે છે. વેદાન્ત એજ પ્રકારે આ જગતને પોતાની કૃતિ માને છે. જ્ઞાનીઓને તો—

> પથ્થર કેરાં કોટડાં, કારાગૃહ નવ લાગે,<br>
> લોઢા કેરે દાંડલે, પિંજર નાજ ઘડાયે;<br>
> શાન્ત સૌમ્ય જે ચિતડાં, હરદમ હરખે રાખે,<br>
> સ્વર્ગ સમું તેને ગણે, વિષાદ કાંઇ નવ પામે.

પરંતુ અજ્ઞાનીઓ તો પોતાના આત્માને ન ઓળખવાને લીધે અહંભાવથી ભરપૂર હોવાથી પોતાના મહેલોને પણ જેલથી અને ઘોર નરકથી પણ અધિક અધમ બનાવી મૂકે છે. ચિંતા, નીચ ઇચ્છાઓ તથા માનસિક ભયથી હાથે કરીનેજ બેડીઓ પહેરે છે.

વેદાન્ત કહે છે કે તમારા આત્મસુખનું કામ તમારૂંજ છે, બીજા કોઇનું નથી. જગત્તૃષ્ણાઓ તેમાં તમને બાધ કરનાર કોણ માત્ર છે ? સત્યનો સાક્ષાત્કાર કરો એટલે જીવનમુક્ત થશોજ. અમેરિકા ને યૂરોપમાં ઘણાખરા એમ સમજે છે કે વેદાન્ત પ્રમાણેનો સાક્ષાત્કાર થવો કઠિન છે. તે પ્રમાણે થવા સારૂ તો આપણે મનુષ્ય મટી ઈશ્વિર બનવું પડે છે; પરંતુ તેમ નથી. વેદાન્ત પ્રમાણે તો તમે પોતે ઇશ્વરજ છો, માત્ર તમે તે છો એ જાણવુંજ બાકી છે, ને તે પણ માત્ર જાણીને બેસી રહેવાનું નથી પણ એ મુજબ વર્ત્તન કરવાનું છે. એક મનુષ્ય મહા ધનવાન છે પણ પોતે ધનાઢ્ય છે તે વાત તે જાણતો નથી. એક બીજો છે તે ગરીબ છે. બન્ને જણ ઘરમાંથી પૈસો ખોદી કાઢવા મથે છે; પરંતુ પહેલા મનુષ્ય પાસે તો પૈસો છેજ એટલે તે તો ખોદશે કે તરતજ તે પામશે. જેની પાસે પૈસો ઘરમાં દાટેલો નથી, તેને મળનાર નથી. ખજાનો તમારા ઘરમાંજ છે. કંજુસ બનશો નહિ. તેનો સારી રીતે ઉપયોગ કરો. આત્મા સ્વભાવથી અપવિત્ર કે પાપી નથી. કોઇ એક વ્યક્તિના પાપોએ કરીને તે અધમ બન્યો નથી, ને તેના ઉદ્ધાર માટે કોઇ બીજા પવિત્ર આત્માની તેને જરૂર નથી.

* તારીખ ૨૪ મી ડીસેમ્બર ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સિસ્કોમાં હર્મેટીક બ્રધરહુડ હૉલમાં આપેલું ભાષણ.

લાકડાને ગમે તેટલું ઘસવાથી કાંઇ તે પારદર્શક નહિ બને; પણ કાચ ઉપર ડાઘા પડયા હોય, તો તેને ઘસી સાફ કરો એટલે તમારૂં મુખ તેમાં જોઇ શકશો. હવે એ કાંઇ તમારા પ્રયત્નથી પારદર્શક નથી થયું; માત્ર તમે તો જે વાસ્તવિક રીતે તેમાં રહેલું હતું તે બહાર દેખાય તેમ ખેંચી કાઢયું છે. લાકડું સ્વભાવથી પારદર્શક નથી, તેથી કોટી ઉપાયે પણ પારદર્શક બની શકે તેમ નથી.

દરેક મનુષ્ય અંતઃકરણથી માને છે કે પોતાનો મોક્ષ થનાર છે. આ સર્વમાન્ય નિયમથી પૂર્ણપણે સાબીત થાય છે કે મનુષ્ય સ્વભાવથી પાપી નથી. મનુષ્ય સત્ય રીતે ઇશ્વરજ છે. જો મનુષ્ય પોતે ઈશ્વર નજ હોત તો જગતમાં કોઈ દિવસ પેગંબર કે મહાન સાધુ ઉત્પન્ન થાતજ નહિ.

'રામ' તો કહે છે કે, " ભય ના પામો, કેડ કસીને મેદાનમાં ઉતરો, ને **જન્મનો તમારો જે હક્ક છે તેને કબજે કરો.** હુંજ ઇશ્વર છું તેનો સાક્ષાત્કાર કરો." કંપો નહિ, ભય ન પામો.

સીનાઈ પર્વત ઉપર ચાલતાં ચાલતાં મોઝીઝે ઝાડીમાં એક દિવ્ય જ્વાળા જોઇને તેને પૂછયું કે, " તું કોણ છે ? " ઉત્તર મળ્યો કે, " હું જે છું તે છું ! હું જે પવિત્ર છું તે તું પોતેજ છે ! " મનુષ્યનો આત્મા પારદર્શક હીરા જેવો છે. તેની છાયામાં બાજુ ઉપર કોઇ કાળી કે બીજા રંગની વસ્તુ મૂકો તો તે રંગ પ્રમાણે તે હીરાનો રંગ જણાશે; પણ ખરી રીતે તો તે સમયે પણ તે પવિત્ર હીરો રંગ વિનાનોજ છે. તે મુજબ તમે પોતે-તમારો આત્મ પણ જે છે તેજ છે. તે પવિત્રજ છે, તે રંગરહિતજ છે.

લોકો કહે છે કે હું ઇંગ્રેજ છું, અમેરિકન છું, સ્ત્રી છું, પુરુષ છું, એમ અનેક જણ અનેક પ્રકારે પોતાને ઓળખાવે છે; પરંતુ આત્મા સર્વત્ર સમાન છે ને તે અવિનાશી, અતકર્ય, અગોચર છે. તેના ઉપર આપણે આપણી અજ્ઞાનતાથી રંગ ચડાવીએ છીએ. પારદર્શક કાચ લ્યો અને તેની પાસે કોઇ રંગ મૂકો, તો રંગ તેમાં ભળી જતો નથી, પણ માત્ર તેનું પ્રતિબિંબજ તેમાં પડે છે. કાચ પોતે તો હમ્મેશાં ચોખ્ખોજ રહે છે. એજ પ્રમાણે આત્મા, સર્વવ્યાપી ૐ સદા શુદ્ધજ છે. તે પવિત્ર આત્મા તમે પોતે નથી એમ કહેવાનો તમને લેશ પણ અધિકાર નથી; કારણ કે સમયે સમયે તમે-આત્માએજ અનેક રૂપો ધારણ કરેલાં છે.

સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાથીજ સુખ ને મુક્તિ મળે છે. સત્ય સ્વરૂપ ત્રિકાળમાં એકજ રહે છે. તેને કાળ કોઇ પ્રકારે બાધ કરતો નથી; દેશ તેને દૂષિત કરી શકતો નથી; તેને તો સર્વ સમય વર્તમાનકાળજ છે. એ આત્મા તે પ્રણવમંત્ર ૐના નામથી ઓળખાય છે.

પર્શિયન ભાષા મુજબ 'ઓમ્' ને 'ઓ, હમ્' એમ બોલાય છે; જેનો અર્થ 'હું તે છું, હું ઈશ્વર છું' એવો થાય છે.

**હજારો રૂપોથી, ચકિત કર પ્રિયે તું મુજને,**<br>**પરંતુ ભેદો તો, નથી હું તું અંતર વિષે;**<br>**અનેકેન્દ્રિક જાલો, થકી મુખ ત્હારૂંય છુંપતું,**<br>**પરંતુ હું તો આ, અખિલ જગમાંહીય વિચરૂં.**

ફુલો સુવાસિતો, નવલ મધુરાં કાંઈ ઉગતાં,
પ્રિયે દર્શીની હા, મુજરૂપ એ તોય જુજવાં;
કંઇ નિર્મળ ન્હેરો, જળથકી જાગૃત વહતી,
અહો એ મોહિની! સમજ મુજ એ આકૃતિ ખરી.

સમુદ્રના તરંગમાંહી જે સમે હું ઉછળું,
રમણીય જાણુ હુંજ છું ને તુંજ તેય હુંજ છું;
બાંધતાં કાંઈ મેઘમંડળ બંધ તેના ટૂટતો,
કૃતિ ને વિકૃતિ સર્વે મુજ તણી એ જાણજો.
વિવિધ રંગે પુષ્પ જે પૃથ્વીપરે પથરાયલાં,
અનેક તે મુજ રૂપે છે મૃગાક્ષિ મ્હારા નામનાં;
યદિ દશ દિશે પ્રસરતી વેલ સુંદર મોહિની,
તે સર્વ મ્હારા રૂપના અભેદને દર્શાવતી.

મીઠું તેજ ઉગતું જે ગિરિપરે પ્રાતઃસમે શિખરે,
હા આહલાદીની તેજ હું નમન કરતો દ્વારે રહી તુજને;
વ્યોમે ચિત્ર વિચિત્ર રંગ ઉગીઆ મેઘ ધનુષ્યો તણા,
તે સર્વે મહીં આત્મ રાસ રમતો તોડી સહુ વાસના.

અંતર બાહિર જે રમતો, તુજ પાસ રહીને તે રટતો,
પ્રભુ નામ કદિ હું સહસ્ત્ર લઉં તે સઘળાં હું તુજને અરપું.

'રામ'ને મોઝીઝ વિષે થોડુંક કહેવાનું છે. ઝાડીમાં જ્યારે અવાજ સાંભળ્યો, ત્યારે તેણે પોતાની પાસે ફુફવાટા મારતો સર્પ દીઠો. મોઝીઝ ભયભીત બન્યો, ધ્રૂજી ગયો. આકાશવાણી થઈ કે 'હે મોઝીઝ! ભય ના પામ, સર્પને પકડ, મજબૂત પકડી રહે.' મોઝીઝ હજી પણ ધ્રૂજતો હતો ને આકાશવાણી થયે જતી હતી. મોઝીઝે એકદમ સર્પને પકડયો ને તે એકદમ રાજ્યદંડના રૂપમાં ફેરવાઇ ગયો. આ વાર્તાનો સારાંશ શો છે? સર્પ એટલે સત્ય. હિંદુઓ તથા એશીઆના બીજા લોકો સત્યને શેષનાગનું રૂપ કહે છે. સર્પ ગુંચળું વળીને પડી રહે છે ત્યારે બે ત્રણ કુંડાળાં વળે છે ને પોતાની પૂંછડી મ્હોંમાં રાખે છે. તે પ્રમાણે જગતમાં કુંડાળાની અંદર કુંડાળાં રહેલાં છે. દરેક વસ્તુ વારંવાર એક પછી એક આવે જાય છે ને એક બીજાના છેડે મળે છે, એવો વિશ્વનો નિયમ છે. તેટલા માટે સર્પને પકડવો એટલે દિવ્ય નિયમ, અખિલ બ્રહ્માંડનો સર્વવ્યાપી નિયમ અથવા જે પરમ સત્ય છે તેને ભયરહિત થઇને પકડવો. તમારા આત્માનો, પરમ સત્યનો સાક્ષાત્કાર કરો.

જે લોકો ગુલામગીરીમાં હતા, તેજ જાતિમાંનો મોઝીઝ હતો. તે વખતે યાહુદી લોકો ખરાબ સ્થિતિમાં હતા. પોતાના દેશમાંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા હતા ને તેઓ ભટકતા ફરતા હતા. અનેક જુલમો સહન કરતાં 'ઇશ્વર પણ જુલમી છે' એવી તેમની માન્યતા થઇ હતી. બળદો બધા એકઠા મળી ધર્મની પરિષદ ભરે, તો તેમનો ઇશ્વર વિષે કેવો વિચાર થાય? તેઓ તો ઇશ્વરને એક મહાન બળવાન બળદ તરીકેજ ઓળખે. તેજ પ્રમાણે

સિંહો જો કરે તો તે પણ એકાદ બળવાન ને ક્રૂર સિંહનેજ ઇશ્વર ગણે. આપણે આપણી યોગ્યતા ઉપરાંત વધારે વિચારી શકીએ નહિ; તે પ્રમાણે ભયભીત થએલા લોકો પણ ઇશ્વરને એક જુલ્મી નિયંતા તરીકે માને. સેમેટીક ભાષામાં ઈશ્વરને માલીક કહે છે. માલીક શબ્દની ઉત્પત્તિ એવી છે કે, જ્યારે યાહુદી લોકોમાં અનેક જાતો હતી, અને દરેક જાતિનો ઇશ્વર જુદો જુદો હતો, તે સમયે એક જાતિ ઈશ્વરને 'મોલોકે' નામથી ઓળખતી હતી. એક સમયે બીજા સાથેની લડાઈમાં ઈઝરાયેલની જાતે ઉપરીપણું મેળવ્યું, ને તેનો ઈશ્વર–મોલોકે બીજી જાતિના ઈશ્વરને હરાવી સર્વ યાહુદીનો ઇશ્વર પોતે બન્યો. તે સમયે એવા ઇશ્વરને ખોળવા લોકો મંડેલા હતા; પણ હાલ સમય બદલાયો છે. રાજા જેને શિરે છે, તેવું રાજ્ય લોકો માગતા નથી. હવે તો તેઓ સ્વરાજ્યની બૂમો પાડે છે. વિજ્ઞાન શાસ્ત્ર આગળ વધ્યું છે. ઈશ્વરને સૃષ્ટિનો નિયંતા માનવાનો જુનો વખત વ્યતીત થયો છે. વેદાન્તના સ્વતંત્ર આપનાર મત પ્રમાણે "अहंब्रह्मास्मि"નો વખત હવે તો આવી પહોંચ્યો છે. યાહુદીઓને રાજ્ય તરફથી કોઇ પણ જાતની સ્વતંત્રતા નહોતી, તેથી તેમનો ઇશ્વર પણ તેમનાથી જુદો હતો; પરંતુ અમેરિકામાં તેવી સ્થિતિ નથી. માટે તમારો ઇશ્વર તો તમારો આત્માજ હોવો જોઇએ. ગુલામગીરીનાં બંધનો હવે નકામાં છે. પ્રગતિ કામે વળગી ગઈ છે, માટે દરેક વસ્તુ ઊર્ધ્વગામી થવી જ જોઇએ. ઇશ્વરની ભાવના પણ આગળ વધવીજ જોઇએ.

એક એવો પણ સમય હતો કે જે વખતે ઇશ્વરને પણ એક પ્રતિસ્પર્ધી હોવાનો મત ચાલતો હતો. તેના હાથ નીચે નોકર–ચાકરો હતા, ને તેની શક્તિની હદ બંધાઈ હતી. સેતાન તેનો પ્રતિસ્પર્ધી હતો, અને દેવતા, દેવીઓ તેના નોકર ચાકરો હતાં. જગત તેણે સાત દિવસમાં રચ્યું હતું, ને તે કયે વખતે? મોઝીઝે પોતાનું પુસ્તક લખ્યું તે સમયે! મોઝીઝને થઇ ગયે આજે હજારો વર્ષ વ્યતીત થયાં છે, જગતપર અનેક ચક્રો ફરી ગયાં છે, તો હવે ઇશ્વરનો કોઇ પ્રતિસ્પર્ધી જીવતો ન હોવો જોઇએ; કેમકે હવે તેની શક્તિની અને ઉમરની પણ હદ ન હોવી જોઇએ. વિશ્વકર્તાના ધંધાથી કાંઈ વધારે ઉંચો તેનો ધંધો હોવો ન જોઇએ, વેદાન્ત સમજવાનો વખત હવે આવી પહોંચ્યો છે. ઘણા સમયથી તેને સમજવું જોઈતું હતું. એ પરમ સત્ય એજ કહે છે કે તમે પોતેજ ઇશ્વર છો. ઇશ્વર તમારાથી જુદો નથી. ઇશ્વર સ્વર્ગ કે નરકમાં નથી; પરંતુ સર્વત્ર છે, ને તમે પણ સર્વવ્યાપક છો. આ વિચારનો સાક્ષાત્કાર કરતાં પૂર્ણ સ્વતંત્રતા મળશે.

ભય પામી પ્રાર્થનાઓ કરીને શા વાસ્તે મગજને તસ્દી આપો છો? સત્યને કચરી ન નાંખો; હિમ્મતથી મેદાનમાં પડો; ડંકો વગાડીને કહો કે "अहंब्रह्मास्मि" એજ તમારો જન્મથી હક્ક છે. સામાન્ય લોકો હાલ પણ મોઝીઝની સ્થિતિમાં છે; અને તેથી તેઓ પોતે ઈશ્વર છે, એમ કહેતાં ભયભીત બની ધ્રૂજે છે. લોકોને આ શબ્દો ફુંફવાટા મારતા સર્પ સમાન લાગે છે; પરંતુ તમે દિવ્યજ છો, પવિત્રમાં પવિત્ર છો. જગત એ જગત નથી. સર્વ અવર્ણનીય શક્તિ તમેજ છો. તમે શરીર કે મન નથી, પણ એક પરમ સત્ય 'ॐ'તમેજ છો.

આત્મારૂપી હીરા પાસેથી રંગીન વસ્તુ દૂર ફેંકી દો, ને સત્યનો સાક્ષાત્કાર કરો; એટલે આ ફુંફવાટા મારતો સર્પ એક અનુપમ રાજ્યદંડ થઇને તમારા હાથમાં રહેશે. ક્ષુધા લાગશે તે સમયે એજ રાજ્યદંડ તેને શાન્તિ પમાડશે, તૃષ્ણાને પણ છીપાવશે; અને તમારા અંતઃકરણમાંથી સર્વ દુઃખો ને મુશીબતોને ઉથલાવી પાડશે.

મોઝીઝે આ રાજ્યદંડ પર્વત ઉપર પછાડયો કે તરતજ નિર્મળ જળ ખળખળ કરતું વહેવા માંડયું. ઈઝરાઈલ લોકોને નાસતાં નાસતાં રાતો સમુદ્ર ઓળંગવાની મુસીબત આવી પહોંચી. મોઝીઝે રાતા સમુદ્ર ઉપર રાજ્યદંડ ફેરવ્યો કે તરતજ સમુદ્રના વિભાગ પડી ગયા, જમીન દેખાઇ, ને ઇઝરાઈલો સુખેથી આગળ વધ્યા. જ્યાંસુધી આ સર્પ( સત્ય )ને પકડયો નથી ત્યાં સુધીજ તે ભયાનક લાગે છે, માટે હિમ્મત રાખી તેને પકડવોજ જોઇએ. પકડશો એટલે તરતજ વિસ્મય પામશો, તરતજ તમે વિશ્વનિયંતા થઈ જશો; પ્રકૃતિના સ્વામી બની જશો. આકાશ ને સૂર્યમંડળના અધિષ્ઠાતા દેવ થશો. લોકો ખોટોજ ભય રાખીને પાછા હઠે છે. અહા ! ઢીલ ન કરો. સત્વર આ સત્યનું ગ્રહણ કરો. સત્યનો સાક્ષાત્કાર કરો એટલે તમે જીવન્મુક્ત થશો.

'**अहं ब्रह्मास्मि**' ન કહેવું એજ પાપ છે. આત્માની ચોરી કરવી એજ અધમ કાર્ય છે. હું પુરૂષ કે સ્ત્રી છું, એમ બોલવું એજ અસત્ય ને નાસ્તિકતા છે. **સર્વ જગત તમારૂં છે, કંગાલ ન બનો. ઉપયોગ કરો. ખજાનો દાટી ન મૂકો. આત્મારૂપી અમૃત-જળનું પાન કરો.**

હિંદમાં આ પરમ સત્યના જ્ઞાનને ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યો એમ કહે છે. એક મનુષ્યના ગળામાં હીરાનો હાર પડેલો હતો, પણ તે વાતનું તેને વિસ્મરણ થઇ ગયું હતું. તેણે હારની ખોળાખોળ કરી મૂકી. ખોળ કરતાં નિષ્ફળ ગયો ને રોદન કરવા લાગ્યો. બીજાઓને શોધી કહાડવા વિનંતિ કરી તો કોઈએ આવીને તેને કહ્યું:-"બોલ ભાઈ! જો હું તારો હાર શોધી આપું તો શું આપીશ ?" પેલા મનુષ્યે કહ્યું:-"તું જે માગે તે આપું." પેલાએ તેના ગળા ઉપર હાથ નાખી હાર ખેંચ્યો ને કહ્યું:-"જો આ રહ્યો તારો હાર! એ કાંઇ ખોવાયો નહોતો. માત્ર તું તેને ભૂલી ગયો હતો." અહા ! કેવું આશ્ચર્ય ! તેજ પ્રમાણે તમારૂં ઈશ્વરત્વ કાંઇ બીજે ખોળવું પડે તેમ નથી. તમે ઈશ્વરજ છો. માત્ર વિસ્મરણ થઇ ગયું છે. એ અજ્ઞાન દૂર કરો કે પરમ જ્યોતિ ઝળકી નીકળશે. સ્વભાવથીજ તમે સ્વતંત્ર છો ગુલામગીરીમાં એ ભૂલી ગયા છો.

કોઇ રાજા ઉંઘમાં-સ્વપ્નમાં ભિખારી થયો લાગે, પણ તેથી શું કાંઇ તે ખરેખરો ભિખારી થઇ ગયો ? નહિજ. તેજ પ્રમાણે **એ બાદશાહોના પણ બાદશાહ! એ મારાં આત્મ સ્વરૂપો ! એ પરમ જ્યોતિ રૂપ પ્રભુ ! એ સચ્ચિદાનંદ! તમે જાણી બુઝીને ગુલામ-દાસ ન બનો !** અજ્ઞાનતાના સ્વપ્નમાં પડી ન રહો. સ્વતંત્ર નિમાયક થાઓ. પ્રભુનો સાક્ષાત્કાર કરો, ને પ્રભુ બનો. નિર્બળતા, ભય વગેરે દૂર કરી પવિત્ર પરમ સત્યનું ગ્રહણ કરો. અહા, કેવો આનન્દદાયી વિચાર છે! હૃદય કેટલું હલકું પડે છે ! તમારા મધ્ય બિન્દુથી દૂર ન જાઓ, સ્થિર રહો. આર્કીમેડીઝ કહેતો કે:-"જો એક એવું બિન્દુ મને જડે કે જે જગતનું મધ્ય બિન્દુ હોય, તો હું જગતને ફેરવી શકું." તે મધ્ય બિન્દુ તેને તો જડયું નહિ, પણ એ મધ્ય બિન્દુ તમારા તો અંતઃકરણમાંજ છે. તમે પોતેજ તે છો. તેને જોરથી પકડો, ને અખિલ વિશ્વ તમારાથી ચાલશે.

**ओम् ! ओम् !**





# ૨૮–પ્રશ્નોત્તર.*



પ્રશ્ન:—સમજ્યા વિના 'ઓમ્' નો ઉચ્ચાર કરે જવાથી કાંઇ ફાયદો છે ?

ઉત્તર:—હિમાલયના જંગલોમાં વસતા સાધુઓ પ્રણવમંત્રનો ઉચ્ચાર કરે છે, અથવા તો કોઈ પ્રકારનાં વાજીંત્રો વગાડી બીજા ઉચ્ચારો કરે છે, જેથી ઘણી વખત સર્પો, હરિણો ને બીજાં જંગલી પ્રાણીઓ પોતાનાં રહેઠાણમાંથી તે સાધુઓ પાસે આવે છે. હવે આ પ્રાણીઓ ગાયન સંબંધી કાંઇ પણ સમજતાં હોતાં નથી, ઓમનું પણ તેમને ભાન હોતું નથી; છતાં પણ તેની અસર એમના ઉપર થાય છે. માત્ર ઉચ્ચાર–નાદથીજ આટલી બધી અસર થાય, તો ખરા સમયે સતત 'ઓમ્'નો ઉચ્ચાર થયાથી આપણા જીવન ઉપર તે અસર કેમ ન કરે ?

દરેક ગાયનમાં ત્રણ વસ્તુઓ રહેલી છે. પહેલી ગાયનનો અર્થ, બીજી ગાયનના નિયમો, ને ત્રીજી ગાયનનો નાદ–તેની ભાષા. જો આ ત્રણેથી તમે વાકેફ હશો તો ગાયન પૂર્ણ રીતે અનુભવશો. જો એકાદ વસ્તુથી માહિત હશો તોપણ થોડેક દરજ્જે તો તમને તેમાં રસ પડવાનોજ. સર્પ ને હરિણો માત્ર નાદજ સમજે છે, ગાયનનો અર્થ કે નિયમો જાણતાં નથી; છતાં તેમને પણ તેમાં આનન્દ થાય છે. કેટલાંક ગાયનના નિયમ જાણવાથી અર્થને બાજુ ઉપર મૂકી તેમાંજ આનન્દ લે છે, ને કેટલાંક માત્ર અર્થમાંજ મોહ પામી જાય છે. આજ પ્રમાણે પ્રણવમંત્રમાં પણ ત્રણ વાનાં રહેલાં છે. પહેલો તેનો નાદ, બીજું તેના અર્થનું જ્ઞાન, ને ત્રીજું આપણી વર્તણુંકમાં–કૃત્યોમાં તેનો ઉપયોગ. જે મનુષ્ય આમ ત્રણે પ્રકારે ' ઓમ્ ' નું ગુંજન કરે છે, તે પોતાના જીવનને સતત એ ગાનરૂપજ બનાવે છે. દરેક વ્યક્તિ તેને પરમાત્મારૂપજ ભાસે છે; પરંતુ અનુભવ કરીને કે અર્થ સમજીને કે વર્ત્તનમાં મૂકીને ના બોલી શકો તોપણ તેનો ઉચ્ચાર કરવાનો છોડી નાજ દેશો; કારણ કે તેની પણ અસર થાય છેજ.

કેટલીક ચીજો એવી છે કે જેનું માત્ર નામ દેવાથી પણ મોંમાં પાણી છૂટે છે, તેજ પ્રમાણે માત્ર ઓમ્નો ઉચ્ચાર પણ અસર કરે છે. જો તમે ત્રણે પ્રકારે તેનો ઉચ્ચાર કરશો, તો તે પૂર્ણ અસર કરશે. શરૂઆતમાં કદાચ તેની અસર નહિ જણાય, પરંતુ અંતે ખાત્રી રાખો કે તેનું ફળ મળે છેજ.

ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે તળીએ ડાટાવાળી ટાંકીમાં પાણી વધારે ને વધારે ઉમેરતા જઇએ, તેમ દબાણ વધતું જાય છે; એ નિયમ પ્રમાણે આપણે ગણી શકીએ છીએ કે તળીઆનો ડાટો બહાર કાઢી નાખવાને કેટલું પાણી નાખીને કેટલું દબાણ કરવું જોઇએ. જો તે પ્રમાણે આપણે ' ઓમ્ ' ને શરીરરૂપી ટાંકીમાં રેડે જઇએ તો કયારે કેટલું દબાણ થશે તે

* તારીખ ૨૬ મી ડીસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે સાનફ્રાન્સીસ્કોમાં હર્મેટીક બ્રધરહુડ હૉલમાં આપેલું ભાષણ.

પણ જાણી શકાય; પરંતુ તે દબાણનો આવિર્ભાવ લોકો જાણે તે એક જુદી વાત છે, ને તે દબાણનો ઉદ્ભવ થવો તે એક જુદી વાત છે. છતાં એક વખત એવો આવશેજ કે દબાણ એટલું બધું વધી જશે કે તળીએથી ડાટો નીકળી જઈ ટાંકીમાંથી પાણી બહાર વહેવા માંડશેજ. અમુક સમય સુધી અસર નહિ જણાય, પણ અસર તો થતીજ જાય છે.

'રામ' જ્યારે બાળક હતો ત્યારે બીજાં બાળકો સાથે કેટલીક જાતના અનાજના દાણા લઇ વાડીમાં વાવતો, પછી તેને પાણી પાતો, ને ઉપર માટી ઢાંકી દેતો. આમ રમતમાં અમે એટલા તો ઉત્સુક થતા કે જમવાનું પણ ભૂલી જતા. દાણામાંથી શું નીકળશે, ને તે ક્યારે ઉગી નીકળશે, તે જોવા અમે ઘણા અધીરા બનતા હતા. હમણાં ફુટી નીકળશે, પાંચ મીનીટ પછી ફુટશે, એમ ઉત્સુક બની જોતા ને તે જગ્યાએથી લેશ માત્ર પણ ખસતા નહિ. કારણ અમારી ગેરહાજરીમાંજ ફણગા ફુટે તો ? પછી નીચા પડીને જોતા કે કાંઈ બહાર જણાય છે ? પણ કાંઇ જણાતું નહિ ! છેવટે નિરાશ થઈ માટી કાઢી નાખતાં, ને જોતા કે કાંઇ ફેર પડયો છે ? પણ કાંઈ જણાતું નહિ. વળી વધારે માટી કાઢી નાખતા, પણ કશું ઉગવા માંડેલું જણાતું નહિ. દાણા એમના એમજ રહેતા. માટે આમ બાળક માફક વાવેલાં બીને ઉગી નીકળતાં જોવાને અધીરા થશો નહિ. **વખત લાગશે પરંતુ અસર આબાદ થશે.**

પ્રશ્નઃ—અમે સાંભળ્યું છે કે મનોબળથી દર્દ મટાડનારાઓને અંતે બીજા અવતારમાં ભયાનક રોગો થાય છે, તે સત્ય છે ?

ઉત્તરઃ—ના. મનોબળથી દર્દ મટાડનારાઓ બીજા અવતારમાં રોગોના ભોગ થાય છેજ તે ખોટું છે. તેમાં એવું કાંઇ છેજ નહિ. જેમ જગતનાં બીજાં વ્યાવહારિક કાર્યો કરવાથી એવા રોગો થવાની વકી નથી, તેમ તેઓ પણ વૈદ્યકીય કામ કરે છે. જો દાક્તરી કામોથી બીજા અવતારમાં રોગો થવા સંભવ હોય તોજ મનોબળથી રોગ મટાડનારાઓને તેમ થાય. જો દાક્તરોને પોતાનાં કર્મનાં ફળ માઠાં ન મળતાં હોય તો આમને પણ નજ મળવાં જોઈએ. 'રામ'ને કેટલીક વખત પૂછવામાં આવે છે કે, 'તમે કેમ મનોબળથી દર્દ મટાડતા નથી ?' ઉત્તર એ કે 'રામ'ની દૃષ્ટિએ આ જડ જીવન લક્ષ દેવા લાયક જણાતું નથી. ક્રાઈસ્ટ પણ કંઈ પોતાની દર્દ મટાડવાની શક્તિનો ધંધો લઈને બેઠો નહોતો. જ્યારે જ્યારે કોઇનું દર્દ તે મટાડતો ત્યારે તે એમજ કહેતો કે, "તારી શ્રદ્ધાથી તું સાજો થઈ ગયો છે." 'રામ' જો એ પ્રમાણે કરે તો પરિણામ શું આવે ? દરેક વ્યક્તિ 'રામ'ની પાસે હેરાન કરવા આવે. આ બધાં કાર્યો વેપાર કરવા જેવાં છે. મનોબળથી દુઃખ દૂર કરવાનો ધંધો માણસને સત્ય મુક્તિથી દૂર રાખે છે.

પ્રશ્નઃ—જડ શરીરમાં રહેવા છતાં આત્મા પરમાત્મારૂપ બને ખરો ?

ઉત્તરઃ—આમાં આત્માનો અર્થ સમજવો જોઈએ. એક જળથી ભરેલું પાત્ર છે, ને તેમાં સૂર્યનું પ્રતિબિંબ પડે છે. હવે એક પાત્રમાંથી બીજા પાત્રમાં પાણી રેડો તો સૂર્યનું પ્રતિબિંબ બીજા પાત્રમાં પણ જણાશે. બીજા પાત્રમાંથી ત્રીજામાં પાણી રેડો એટલે પ્રતિબિંબ એ પાત્રમાં પણ દેખાશે. તે પ્રમાણે આ જડ શરીરને પાણીના પાત્ર સાથે સરખાવાય ને પાણીને સૂક્ષ્મ શરીર સાથે સરખાવાય. મૃત્યુ પછી સૂક્ષ્મ શરીર (ઇચ્છાઓ, મન વગેરે) એક જડ શરીર છોડીને બીજા જડ શરીરમાં પ્રવેશ કરે છે. કેટલાક સૂક્ષ્મ શરીરનેજ આત્મા કહે છે,

પરંતુ વેદાન્ત તેમ કહેતું નથી. વેદાન્તના મત પ્રમાણે તો જેમ સૂર્યનું પ્રતિબિંબ જણાય છે, તેમ જડ શરીરમાં આત્મા રહેલો છે. એ આત્મા સર્વાવસ્થામાં એક સરખી રીતે આવિર્ભાવ પામે છે. એ આત્મા કદીએ વિકાર પામતો નથી, તે હમ્મેશાં પૂર્ણજ છે. આત્માને સૂક્ષ્મ શરીર સમજતા હો તો તો તે અનેક જન્મો ધરે છે, ને અંતે અમુક સ્થિતિમાં આવ્યા પછી તેનો મોક્ષ થાય છે; પરંતુ જો તમે આજ જન્મમાં મોક્ષ પામવા વિષે ઘણાજ આતુર હો તો આ જન્મમાં પણ મુક્ત થઇ શકો તેમ છો, ને ફરી જન્મવાની કશી આવશ્યક્તા રહેતી નથી.

મૃત્યુ શું છે? માત્ર શરીરનું પડી જવું; એક પાત્રમાંથી બીજા પાત્રમાં પાણી રેડવું તેનુંજ નામ મૃત્યુ. સૂક્ષ્મ શરીરજ પુનર્જન્મ પામે છે, સૂક્ષ્મ શરીરજ બીજું સ્થૂળ શરીર ધારણ કરે છે, ને આત્મા સૂર્યના પ્રતિબિંબ માફક તેમાં પણ દેખાય છે. આત્મા કાંઇ તેથી પુનર્જન્મ પામતો નથી. સૂર્ય હમ્મેશાં બરાબર રીતે પ્રકાશે છે; પરંતુ તેનું પાણીમાં પડેલું પ્રતિબિંબ કાંઇ સદા પ્રકાશવાળું હોતું નથી. પાણી જ્યારે જડરૂપે એટલે કે બરફરૂપે હોય છે, ત્યારે સૂર્યનું પ્રતિબિંબ તેમાં બરોબર પડતું નથી. તેજ પ્રમાણે વરાળરૂપે હોય છે તે સમયે પણ પ્રતિબિંબ બરોબર પડતું નથી. જ્યારે પ્રવાહી રૂપમાં પાણી હોય છે ત્યારેજ સૂર્યનું પ્રતિબિંબ બરાબર પડે છે. માટીનાં પાત્રો એટલે કે આપણાં જડ શરીરો વનસ્પતિના રૂપમાં અને પ્રાણીઓના તથા મનુષ્યોના રૂપમાં અસ્તિત્વ ધરાવે છે. સૂક્ષ્મ શરીર પણ એક સમયે જડરૂપમાં હોય છે અને તે સમયે આત્માનું પ્રતિબિંબ તેમાં પડતું નથી. વૃક્ષો ને વેલાઓ તથા બીજાં પ્રાણીઓ જન્મે છે, વધે છે, ઉત્કર્ષ પામે છે; પણ તેમને "પોતે શું કરે છે" તે વિષે વિચાર કે ભાન હોતું નથી, માત્ર સ્વાભાવિક રીતેજ તેમની પ્રગતિ થયે જાય છે. આત્માના પ્રભાવથીજ માત્ર તેઓ આગળ વધે છે, "હું આમ કરૂં છું ને મેં આમ કર્યું" એ વિચાર તેમનામાં હોતો નથી.

સૂક્ષ્મ શરીર પણ આ પ્રમાણે અધમ પાત્રોમાંથી ધીમે ધીમે ઉચ્ચપાત્ર-મનુષ્યરૂપમાં-પ્રવાહી રૂપમાં-આવે છે, એટલે પ્રતિબિંબ પૂર્ણ રીતે પડે છે. આ સ્થિતિમાં ખરી રીતે તો સૂર્યજ-આત્માજ કર્તા ધર્તા છે, પણ તેનું પ્રતિબિંબ પડે છે તેને અહંભાવ પેદા થાય છે. મનુષ્યમાં આ અસત્ય અહંભાવ ઉત્પન્ન થાય છે. હું કરૂં છું, આ સમજણ અસત્ય છે; ખરો કર્તા તો ઈશ્વરજ માત્ર છે. ઈશ્વરની જવાબદારી સૂક્ષ્મ શરીર પોતે વોરી લે છે, એજ અજ્ઞાનતા છે. જેમ પાણીમાંનું પ્રતિબિંબ અસત્ય છે, તેમજ આ અહંભાવ પણ અસત્ય છે. સૂર્યને લીધેજ પ્રવાહી પાણીમાં અથવા તો સૂક્ષ્મ શરીરમાં પ્રગતિ થાય છે. સૂક્ષ્મ શરીર સૂર્યના તેજને વધારે ને વધારે પોતાનામાં સમાવતું જાય છે, તેમ તેમ તે સૂક્ષ્મ બનતું જાય છે. ધીમે ધીમે પાણી જેમ વરાળના રૂપમાં આવે છે, તેમ સૂક્ષ્મ શરીર પણ સૂક્ષ્મતરરૂપે બનવા પછી પ્રતિબિંબને ઝીલતું નથી; પરંતુ પોતેજ સૂર્યરૂપે બની રહે છે. આ પ્રમાણે મનુષ્ય પ્રગતિ પામતે પામતે પોતેજ પરમાત્મા બની રહે છે, ને અહંભાવ છોડી દે છે.

વરાળ રૂપે બનેલી વસ્તુઓ સાધારણ રીતે એક પાત્રમાંથી બીજા પાત્રમાં નાખી શકાતી નથી. જડ ને પ્રવાહી પદાર્થજ એક પાત્રથી બીજા પાત્રમાં ઠાલવી શકાય છે. હિંદુઓ સૂક્ષ્મ શરીરને વરાળરૂપમાં આણવા પ્રયત્ન કરે છે; કારણ કે તેમ કર્યાથી જડ શરીર મૂકયા પછી બીજા જડ શરીરમાં જવાનો બખત આવે નહિ. હિંદુ માતાની મોટામાં મોટી ઇચ્છા

એવો પુત્ર ઉત્પન્ન કરવાની હોય છે કે જે ફરીથી જન્મ પામે નહિ, જીવન્મુક્ત થઇ રહે–મોક્ષ પામે.

પ્રશ્નઃ—જીવન્મુક્ત પુરુષનો આત્મા મૃત્યુ પછી સૂક્ષ્મ શરીરના રૂપમાં રહે છે કે નહિ?

ઉત્તરઃ—એક પાત્રમાંથી જ્યારે વરાળ કાઢી નાખવામાં આવે છે, ત્યારે તે બ્રહ્માંડમાં ફરી વળે છે; તેમ જીવન્મુક્ત પુરુષનું સૂક્ષ્મ શરીર જગતનું શરીર બની જાય છે.

પ્રશ્નઃ—સૂક્ષ્મ શરીર શેનું બનેલું હોય છે?

ઉત્તરઃ—સૂક્ષ્મ શરીર ઇચ્છાઓ, વાસનાઓ, લાલસાઓ, લાગણીઓ ને વિચારોનું બને છે. જીવન્મુક્ત પુરુષની ઇચ્છાઓ અબાધિત હોય છે–સ્વાર્થરહિત હોય છે; તેથી તે વરાળ રૂપે રહે છે; ને જ્યારે તેનું શરીર પડે છે ત્યારે તે એક ગઠ્ઠા માફક બાઝી રહેતું નથી, પણ જગતમાં સર્વત્ર પ્રસરી જાય છે.

પર્શીઆના રાજા સાયરસ વિષે કહેવાય છે કે તે માત્ર જનસમૂહના કલ્યાણ અર્થેજ જીવન વ્યતીત કરતો હતો. મૃત્યુ સમયે તેણે કહ્યું હતું કેઃ–" મને કબ્બરમાં દાટશો નહિ, પણ તેના ટુકડે ટુકડા કરી આ પર્શીઆના રાજ્યમાં ખાતર નાખવા માટે વહેંચી દેજો." જીવન્મુક્તના સૂક્ષ્મ શરીરનું આમજ થાય છે. જીવન્મુક્ત ગમે તો જગતમાં પુસ્તકો રચી, ઉપદેશો આપી જનસેવા નહિ કરતો હોય, છતાં મૃત્યુ પછી તે જગતની સેવા કરે છે. કારણ કે તેનું સૂક્ષ્મ શરીર લોકોના ભલા માટે સર્વત્ર ફેલાઇ જાય છે. બાદશાહોના ભંડારની તેને દરકાર હોતી નથી, પુસ્તકો કે શાસ્ત્રો તેને વધારે કાંઈ શીખવતાં નથી. જ્યાં સુધી જીવતો હોય છે ત્યાં સુધી તે પોતાના પવિત્ર દર્શનથી પવિત્રતા ને સુખ પાથરે છે, ને મૃત્યુ પછી જગતનું કલ્યાણ કરે છે.

સૂર્યના તાપથી હવા પાતળી થાય છે ને ઉંચે ચડે છે; ને જે જગ્યાએથી ચડે છે તે જગ્યા ખાલી મૂકે છે. પરિણામ શું થશે? ચારે બાજુની ખાલી જગ્યા બીજી હવાથી ભરાઈ જશે. પૂર્ણ મનુષ્ય જેને કોઇ પણ જાતની સ્વાર્થી ઇચ્છાઓ નથી તે પુનર્જન્મ પામતો નથી. મૃત્યુ સમયે આત્મજ્ઞાનરૂપી અમૃત પીધાથી વિશ્વમાં પોતાની જગ્યા છોડી દે છે, ને પાતળી હવા માફક જગતની ઉપરના જગતમાં ચાલ્યો જાય છે. તેની જગ્યા ખાલી પડવાથી એની પાસેના બીજાઓ એટલે તેનાથી સહેજ ઉતરતી પંક્તિના લોકો ધસી આવી એની જગ્યા ભરી દે છે, તેમ તેથી પણ ઉતરતી પંક્તિના તેમની ઉપરની પંક્તિવાળાઓની જગ્યામાં જાય છે. આ પ્રમાણે આખું જગત ઊંચે માર્ગે જાય છે. આના જેવો બીજો કયો સારો સુધારક હોઇ શકે? બોલ્યા ચાલ્યા વિના તે જગતનો ઉદ્ધાર કર્યે જાય છે. આર્કીમેડીઝ જગતને હલાવવા અસમર્થ થયો; પરંતુ વેદાન્ત કહે છે કે તમે પોતેજ તમારૂં મધ્યબિન્દુ છો, તેને બરાબર સમજો ને ઓળખો, એટલે જગત એની મેળે હાલશે.

હવે બે બોલ અસત્યારોપણ વિષે કહીશું. પાણીવાળા પાત્રમાંજ સૂર્યનું પ્રતિબિંબ પડે છે. વિજ્ઞાનશાસ્ત્ર વગેરે શાસ્ત્રો સાબિત કરે છે કે આ અસત્ય દૃષ્ટિ છે. પ્રકાશમાત્ર બાહ્યનો છે ને પ્રતિબિંબ પ્રકાશના પરિવર્તનથીજ પડે છે. પ્રતિબિંબ એ આપણું પોતાનુંજ અનુમાન છે, ઇન્દ્રિયોનો ખોટો ખેલ છે. પાણીમાં એવું કાંઇ છેજ નહિ. આ પ્રતિબિંબ પાણીના હલન-ચલનથી હાલતું ચાલતું જણાય છે.

આપણા માથાના વાળ ને શરીરમાંનું લોહી કોણ ઉત્પન્ન કરે છે? આપણું જડ શરીર

કરે છે? બીલકુલ નહિ. અસત્ય વિચાર દૂર કરો. આત્માને ઓળખો. વિશ્વના નિયંતા તમે છો. પ્રકાશના પણ પ્રકાશ, પવિત્રમાં પણ પવિત્ર તમે છો.

સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મ શરીર થોડા સમય માટે જડરૂપ બને છે. રક્ત વહે છે, અન્ન પચે છે, પરંતુ હું આ કરૂં છું, એ વિચાર તેને રહેતો નથી–હોતો નથી. સ્વપ્નાવસ્થામાં સૂક્ષ્મ શરીર પ્રવાહીરૂપે રહે છે, સૂર્યનું પ્રતિબિંબ પડે છે, ને અહંભાવ પેદા થાય છે. હવે જો અહંભાવ સત્ય હોય તો તે હમ્મેશાં સર્વ સ્થિતિમાં રહેવો જોઇએ, પણ તે તો અસત્ય છે માટે સુષુપ્તિ અવસ્થામાં હોતો નથી. અહંભાવ છોડી ઉચ્ચગામી થાઓ. સૂર્યના પણ સૂર્ય તમે છો, અખંડાનન્દ તમેજ છો.

સામાન્ય લોકો આ અહંભાવમાં મચેલા છે. તેનેજ સત્ય માને છે, સર્વ દુઃખનું કારણ આજ છે. પાણી વહે જાય છે, તરંગો ને મોજાંઓ ઉછળે છે, આ બધાનું કારણ સૂર્યજ છે, પ્રતિબિંબ નથી; એ પ્રમાણે સૂક્ષ્મ શરીર પાણીરૂપ છે. આત્માની શક્તિથીજ તેમાં તરંગો ઉઠે છે. આમ છતાં મનુષ્ય અહંભાવને લીધેજ પોતે પોતાને કર્ત્તા માને છે. પાણીમાંના પ્રકાશના પ્રતિબિંબને શરીરમાંના મન સાથે સરખાવાય અથવા સૂક્ષ્મ શરીર સાથે સરખાવાય. શરીરને દુઃખ થાય છે ત્યારે કહીએ છીએ કેઃ-" મને દુઃખ થાય છે " કારણ કે આત્મા તથા શરીરને આપણે એક ગણીએ છીએ. વેદાન્ત કહે છે કે આ અસત્ય વિચાર દૂર કરો તોજ શાન્તિ થશે. શરીર કે મનની અવ્યવસ્થાથી સત્યસ્વરૂપને દુઃખ નજ થવું જોઇએ.

પ્રશ્નઃ—જડ શરીરમાં રહી આત્મા પૂર્ણ અવિર્ભાવ પામે છે?

ઉત્તરઃ—આનો ઉત્તર ' આત્મા ' નો આપણે શો અર્થ કરીએ છીએ તેના ઉપર રહે છે. આત્મા એટલે મન? બર્કલી, મીલ, હેમીલ્ટન, રીડ વગેરે તત્ત્વજ્ઞાનીઓ તો મનનેજ આત્મા કહે છે. આ અર્થમાં આત્માની પ્રગતિ નિર્મિત નથી. ને જો આત્માનો અર્થ સત્યસ્વરૂપ-પરમ સત્ય એમ કરીએ તો પ્રશ્ન રહેતો નથી; પરંતુ સામાન્ય જનના મનથી તો આત્મા એક માત્ર અમથું નામજ છે, કોઈ નિર્મિત નિશાની વિનાનીજ વસ્તુ છે. જેમનો આવો મત છે તેઓ ભલે પોતાનાં અનુમાનો જોઇએ તેવાં બાંધે.





# ૨૯–આત્મ સાક્ષાત્કાર કરવાની વિધિ.

વેદોના નિયમ પ્રમાણે મન સ્થિર કરી ધ્યાન ધરવા સારૂ “ આત્મા એ સૂર્યનો પણ સૂર્ય ને પ્રકાશનો પણ પ્રકાશ છે” એમ અનુભવ કરવો જોઈએ. મન અને તનની પાર જઇ આ સ્થિતિમાં આવો કે અખિલ બ્રહ્માંડ મેઘમંડળ માફક વિખરાઈ જશે. સર્વત્ર પ્રણવ મંત્ર-નુંજ અસ્તિત્વ અનુભવાશે. સર્વ પ્રકૃતિ દાસ થઇ હાજર થશે.

ઠીક પડે તો બે ઘડી રાત્રિ રહે એટલે ઉઠો; પવિત્ર થાઓ, ને બાલારુણ (ઉગતા સૂર્ય)-તરફ દૃષ્ટિ રાખી બેસો, સૂર્યની આસપાસ ફરી વળતા પ્રકાશ તરફ નજર રાખો. સુંદર ને મધુર પ્રકાશ મનને ઉત્તેજિત કરી, ઊર્ધ્વગામી કરશે; ને આહ્લાદ થતાં વારજ તમારી મરજી પ્રમાણે ઉચ્ચ વિચારોમાં, ઉચ્ચ ભૂમિમાં રમણ કરશો.

ગીલ્લીદંડા રમતી વખતે ગીલ્લીને જમીનથી બે છેડા ઉંચા રાખીને મૂકીએ છીએ ને જેવો ટોલ્લો મારીએ છીએ કે તે હવામાં ઉંચે ઉડે છે; ને પછી ખુબ દૂર જઈ પડે છે. આમાં બે વાનાં થાય છે. એક તો તેને પહેલી ઉંચે ચડાવીએ છીએ ને પછી જોરથી દંડો મારીએ છીએ; તેજ પ્રમાણે મનને ઊર્ધ્વગામી કરવા–ઈશ્વર તરફ વાળવા પહેલાં તેને સહજ ઉચ્ચ કરવું પડે છે; ને પછી જોરથી દિવ્ય વાતાવરણમાં ફેરવવું પડે છે.

આનન્દજનક વાતાવરણ અને સૃષ્ટિનો સુંદર દેખાવ પણ કેટલીક વખત મનને ઉંચે લઈ જાય છે, ને પછી તેને ઉંચે ને ઉંચે લઈ જવાનું સુગમ થઇ પડે છે; માટે શાન્ત સમય, એકાન્ત સુંદર દેખાવ વગેરેનો ઉપયોગ બરાબર સ્વાભાવિક રીતે કરજો. પ્રાતઃસમયે પક્ષીઓનો કિલકિલાટ, મધુર મધુર વહેતી ગુલાબી હવા, ને મીઠા પ્રકાશથી મન આનન્દ પામે છે. મનને દિવ્ય ભૂમિમાં લઈ જવા સારૂ, ઈશ્વરની સન્મુખ કરવા સારૂ, સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયનું મધુર તેજ અર્ધી મીંચાએલી આંખો ઉપર પડે તે સમયે પ્રણવમંત્રનો ઉચ્ચાર કરવો, ને તેમ કરતે કરતે તેનો ગાઇ, અનુભવી તથા અર્થ સમજીને અનુભવ કરવો.

જુદા જુદા લોકો ‘ઓમ્’ નો જુદો જુદો અર્થ કરે છે. આધ્યાત્મિક ઉન્નતિમાં જે મનુષ્ય જે સ્થિતિમાં આવ્યો હોય તે સ્થિતિમાં પોતાને અનુકુળ જે અર્થ થઈ પડે તે તેણે કરવો. કેટલાક ‘ओम्’ ને સૂર્યનો પણ સૂર્ય એમ ગણે છે ને સ્રીઓ જેમ પોતાનું મુખ આદર્શમાં જુએ છે તે પ્રમાણે ૐમાં તેને જુએ છે. આદર્શમાં જોતી વખતે આપણી ખાત્રી હોય છે કે જે પ્રતિબિંબ પડે છે તે આપણુંજ હોઈ કોઇ બહારની વસ્તુ એમાં જણાતી નથી. તે પ્રમાણે વેદાન્તિ પણ સૂર્ય તરફ તેવીજ ભાવનાથી જુએ છે કે મારો પોતાનોજ આત્મા એમાં દેખાય છે. એ માત્ર મારી પોતાનીજ છબી છે, મારીજ છાયા છે.

જેમ ચંદ્રનું તેજ એ સૂર્યનુંજ છે, તેમ વેદાન્તિ સૂર્યના તેજને પોતાનુંજ તેજ જાણે છે, ને તે પ્રમાણે કૃતિથી અનુભવમાં મૂકે છે. પૃથ્વી ફરે છે છતાં આપણે સમજીએ

છીએ કે સૂર્ય ફરે છે, પણ જ્યોતિષ શાસ્ત્રને જાણનારાને તો ખાત્રીજ છે કે પૃથ્વી ફરે છે. તે પ્રમાણે વેદાન્તિ પણ સૂર્યોદય તરફ દૃષ્ટિ કરતાં સમજે છે કે આ પ્રકાશ, આ ભવ્યતા મારી પોતાનીજ છે. જડ જગતમાં સૂર્ય એ પ્રકાશની, જ્ઞાનની ને શક્તિની સંજ્ઞા છે. સર્વ ગ્રહો તેનાજ તેજથી પરિક્રમણ કરે છે. સૂર્યને લીધેજ જગતમાં સર્વ હલનચલનની શક્તિ આવે છે. વળી એજ સૂર્ય સુંદરતાની સંજ્ઞા અને આકર્ષણ શક્તિ છે. આ પ્રમાણે સૂર્ય, જ્ઞાન, પ્રકાશ, જીવન, શક્તિ, અસ્તિત્વ, સુંદરતા અને આકર્ષણશક્તિની સંજ્ઞા છે; ને વેદાન્તિ આ સર્વ શક્તિઓ પોતાનીજ છે એમ અનુભવે છે; બલ્કે પોતેજ તે છે એમ દૃઢપણે માને છે. આ શક્તિઓ ચાટલામાં જેમ જોઇએ છીએ તેમ બહારથી પડતી જણાય છે; પરંતુ વાસ્તવિક રીતે તે આપણે પોતેજ—આપણો પોતાનો આત્માજ છે.

આ વિચારનો સાક્ષાત્કાર કરવાની શરૂઆત કરનારાઓએ ‘ઓમ્’ શબ્દનો આશ્રય લેવો જોઇએ; ‘ઓમ્’ નો ઉચ્ચાર કરતે કરતે “પોતેજ અખિલ વિશ્વ છે; સર્વ શક્તિ પોતેજ છે; પોતેજ અચળ અનાદ્યનન્ત છે;” એમ પૂર્ણ દૃઢતાથી તે માને છે ને અનુભવે છે. સર્વ આવિર્ભાવો પોતાનીજ આજ્ઞાથી, પોતાનાજ અસ્તિત્વથી થાય છે; બલ્કે પોતેજ તે સર્વ છે એમ તે સમજે છે. જગતમાં વનસ્પતિ ઉગે છે, અને પ્રાણીઓ શ્વાસોચ્છ્વાસ લે છે તે બધાનું કારણ હું પોતેજ છું. સર્વ દેવો, ગ્રહમંડળ, સૂર્ય વગેરે અખિલ બ્રહ્માંડ મારૂંજ રૂપ છે—મારામાંજ જીવે છે; એમ તેની માન્યતા હોય છે.

આપણે માનીએ છીએ કે તેજ વિના—પ્રકાશ વિના આપણે કાંઇજ જોઇ શકીએ નહિ; ત્યારે આપણે સ્વપ્નમાં કયા પ્રકારના પ્રકાશથી વસ્તુઓ જોઈ શકીએ છીએ? આપણા પોતાનાજ તેજથી, આત્માનાજ પ્રકાશથી આપણે તે જોઈ શકીએ છીએ. સ્વપ્નમાં હીરાનો ચળકાટ જોઇએ છીએ તે આપણુંજ તેજ છે; આપણા તેજનો માત્ર તે એક તરંગજ છે. સ્વપ્નમાં સૂર્ય કે ચંદ્રનું તેજ જોઇએ છીએ તે પણ માત્ર આપણા આત્મપ્રકાશનું એક મોજુંજ છે. તેજ પ્રમાણે જાગૃતાવસ્થામાં પણ જાણવું. આપણા આત્મપ્રકાશરૂપી સિંધુમાં સૂર્ય ને ચંદ્ર વગેરેના પ્રકાશો માત્ર મોજાં સમાનજ છે. વાસ્તવિક પ્રકાશ આપણો પોતાનોજ છે.

બાદશાહના પણ બાદશાહ અમે છીએ. જગતના સર્વ બાદશાહો, રાજાઓ, રાણાઓ, મારાંજ રૂપો છે. અનેક ફૂલવાડીઓમાં રંગબેરંગી સુવાસિત કુસુમો મારાંજ રૂપ છે. બ્રહ્માંડની સર્વ સુંદરતા, આનન્દ અને સ્મિત કરતાં મુખડાં હુંજ છું, સર્વત્ર મારીજ ઇચ્છા પ્રવર્તે છે. સર્વ પ્રાણીઓનું પોષણ મારીજ શક્તિથી થાય છે. સૂર્ય ને પૃથ્વી વગેરે મારી સત્તાથીજ પરિક્રમણ કરે જાય છે. વિશ્વની ઉત્પત્તિ પહેલાં પણ મારૂં અસ્તિત્વ હતું. દુષ્ટ વાસનાઓને અને મારે લેવા દેવા નથી. અસત્ય શરીર ને અસત્ય જગતનું એ કામ છે. મારી સન્મુખ આવવાનો તેમનો લેશ માત્ર અધિકાર નથી. દરેક કણમાં મારોજ પ્રકાશ પડે છે. મોટામાં મોટો ને નાનામાં નાનો સર્વ હુંજ છું. કોઈ નાનું કે કોઇ મોટું મારે મન નથી. જ્યાં જ્યાં મનુષ્યની દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં હુંજ છું. ભોક્તા ને ભોગ, દૃષ્ટા ને દૃશ્ય સર્વ હુંજ છું. રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, મહમ્મદ સર્વમાં હુંજ રમી રહેલો છું. વિદ્યુતમાં મારૂં તેજ પ્રકાશે છે; ગર્જનામાં મારીજ વિભૂતિ જણાય છે; વાયુ વગેરેમાં મારીજ શક્તિ રહેલી છે; મિત્ર પણ હું છું અને દુશ્મન પણ હુંજ છું; મ્હારે મિત્ર નથી તેમ દુશ્મન પણ નથી. ક્ષણિક ને ક્ષુલ્લક ઇચ્છાઓ! અધમ વાસનાઓ! જગતના ભંડારો! દૂર રહો.

મ્હારે તમારૂં કામ નથી. આ શરીરની ગમે તે સ્થિતિ હો મ્હારે તેની પરવા નથી; મ્હારે તેની સાથે કાંઇ લેવા દેવા નથી. સર્વ શરીર મ્હારાં છે. રામકૃષ્ણ, કેલ્વીન, ફ્રેન્કલીન, ન્યુટન સર્વ હું જ છું. કેન્ટના મગજમાં મ્હારીજ શક્તિ કામ કરી રહી હતી. બુદ્ધ ને શંકરમાં હું જ રમણ કરી રહ્યો હતો. પ્લેટો ને શેકશપીઅરની બુદ્ધિ એ મ્હારીજ શક્તિ હતી. જગતની તૃષ્ણાથીજ મનુષ્ય બન્ધન પામે છે. સર્વ બ્રહ્માંડ મ્હારામાં છે. બ્રહ્માંડ મને ધારી શકતું નથી. મ્હારે હદ નથી. જગત મ્હારામાં છે, છતાં હું સર્વમાં જણાઉં છું. સર્વના મન ને વિચારમાં હું જ છું. હું જ તમારામાં છું. બલ્કે હું ને તું એવું છેજ નહિ. ભેદજ નથી. સર્વત્ર અભેદ છે. હું જ તે છું; તે હું છું.

“पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥”

भगवद्गीता.

“હું જ અદશ્ય દિવ્ય શક્તિ છું ને સર્વ સૂક્ષ્મ તત્વોમાં વ્યાપી રહ્યો છું. હું જ અગ્નિમાં જ્વાળા રૂપ છું. સૂર્ય, ચંદ્ર, તારા ને ગ્રહો મ્હારાજ તેજથી પ્રકાશી રહ્યા છે. મરુત મ્હારીજ આજ્ઞાથી વહન કરે છે ને સમુદ્રનાં મોજાં ઉત્પન્ન કરે છે. પુરુષ ને સ્ત્રી, કિશોર ને કિશોરી, બાળક, જર્જરિત દેહવાળો અપંગ, એ સર્વ હું પોતેજ છું. ભમર, વ્યાઘ્ર ને મત્સ્ય પણ મ્હારાંજ સ્વરૂપ છે. રક્તાક્ષિ, નીલપક્ષિ, વૃક્ષો ને વનસ્પતિ, મેઘમંડળ ને વિદ્યુત સર્વ મ્હારામાંજ રહેલાં છે. અર્ણવ તથા ઋતુઓ મ્હારામાંથી શરૂ થાય છે ને મ્હારામાંજ શમી જાય છે.” (ઉપનિષદ્)

“સૂર્યના તેજમાં હું જ રહેલો છું, મધુર ગાનમાં મુગ્ધ કરવાની શક્તિ હું છું. વ્હેતાં જળ ઉપર મ્હારૂં જ રહેઠાણ છે ને નિદ્રામાં પણ હું જ છું. પહાડ ને અગ્નિના અસ્તિત્વથી ભૂતકાળની સ્થિતિ હું જ દર્શાવું છું ને સમુદ્રમાં બનતાં પરવાળાં તથા પૃથ્વી નીચે બનતા કોલસા ભૂતકાળને જણાવે છે.”

“કાળ ને વિચાર મ્હારાં માપક યંત્રો છે. સુવ્યવસ્થા પૂર્વક સમુદ્ર ઉત્પન્ન કરી પૃથ્વીનાં પડ બનાવ્યાં છે ને સાથે સાથે પથ્થર, શંખ વગેરે વસ્તુઓ પણ બનાવી છે.”

(ઇમર્સન)

“સૂર્યનાં કિરણોમાં હું જ વસેલો છું; ને સૂર્ય પણ હું જ છું. મ્હારી આજ્ઞાથીજ એક કણ પણ સ્થિતિમાં આવે છે ને સમુદ્ર ઉછળે છે. પ્રભાતનું મધુર તેજ ને સંધ્યાનો મધુર ગુલાબી પવન મ્હારાંજ સ્વરૂપો છે. પાંદડાંઓનો ઝીણો રવ ને સમુદ્રની ગર્જના મ્હારીજ જૂદી જૂદી શક્તિઓ છે. પક્ષી ને પક્ષીની ભયાનક ચીસો, આદર્શ ને તેમાં પરિવર્તન પામતી વસ્તુની છબી, નાદ ને તેનો પડઘો, એ સર્વ હું છું. પ્રેમ ને પ્રેમી, યોધ્ધો ને તેનાં શસ્ત્રાસ્ત્ર હું જ છું. નિશો, દ્રાક્ષ, કસ્તુરી ને મધ, પરોણો ને પરોણાગત કરનાર, બંસી ને મનુષ્યનું મન, મ્હારાજ આવિર્ભાવો છે. કનકની કાન્તિ, રત્નોનું તેજ, મોતીનું પાણી હું છું. ગુલાબ ને કોકિલા તથા તેનો કોકિલ રવ હું પોતેજ છું. ચકમક ને તેના તણખા, દીપક ને પતંગીઆં, સુખ ને દુઃખ, સારૂં ને નરતું, કૃત્ય ને કૃત્યની ઇચ્છા, એ સર્વ મ્હારાંજ સ્વરૂપ છે. લાલચો ને તેમના ભોગો, પાપી ને પાપની ક્ષમા તથા શિક્ષા હું જ છું. ત્રણે કાળમાં મ્હારૂં જ અસ્તિત્વ છે. જગતની ઉત્પત્તિ ને લય હું જ છું. આદિ ને અંત, ઉત્પત્તિ, સ્થિતિ ને લય મ્હારીજ શક્તિઓ છે.”

"જંગલનાં વૃક્ષો મ્હારાં સંબંધીઓ છે, ને મ્હારી રગોમાં જે તત્વ ધમકી રહેલું છે તેજ પર્વતો ને ખડકોમાં પણ વ્યાપી રહ્યું છે. માટી મ્હારૂં માંસ છે. ભ્રમરનો મધુર ગુંજારવ ને મધમાખનો ડંખ હું છું. કુસુમ મ્હારી કાન્તિ છે. સૂર્ય એ ઉંચે લટકાવેલું મ્હારૂં ફૂલડું છે. વિદ્યુત્‌માં હું ચમકું છું. મૃત્યુ અનેક આંટા મારે પણ હું અમર છું. હું અજન્મા છું છતાં સમુદ્રનાં મોજાં માફક જગતમાં જન્મો ધરૂં છું. મ્હારા શ્વાસોચ્છ્વાસથી કુસુમનો મધુર પરિમલ જામી રહે છે. સૂર્યનો પ્રકાશ મ્હારી કમળ સરીખી આંખોનું તેજ છે, મ્હારા ગુલાબી ગાલોના પ્રકાશથીજ સંધ્યા ખીલે છે ને મ્હારા પ્રેમને લીધેજ તારાઓ આકાશમાં ટકી રહ્યા છે. મીઠા જળની સરિતાઓ એ મ્હારી રગો છે; તથા વૃક્ષો એ મ્હારા સુંદર વાળ છે. અહા! શું રાક્ષસી શક્તિ! પર્વતો એ મ્હારાં હાડકાં છે ને સ્વર્ગ મ્હારી અર્ધાંગ્ના છે. હુંજ પતિ ને પત્ની બન્ને છું-માત્ર એક અભેદજ પ્રવર્તે છે."

"ચળક ચળક થા સુંદર તારા! ઝળકીને બોલાવ તું વ્હાલા!<br>
હે ઉત્તર તું મધુરા તારા? ધામ કીયે જઈ વસશું પ્યારા?<br>
તુંજ આંખોમાં હું ઝળકું છું, તુજમાં વ્હેતું જીવન હું છું."





# ३०—आत्मसाक्षात्कारनी केटलीक वातचीत.*

આ ચોપાનીઆમાં જે આત્મસાક્ષાત્કાર કરવાની વિધિ કહી છે તે વિષેના કેટલાક વાંધાનો નિર્ણય કરીશું.

શંકા પહેલીઃ—જે વિધિ તમે દેખાડો છો તે કાલ્પનિક છે-કલ્પના તથા વિચારને કેમ કેળવવા એટલુંજ માત્ર તેમાં દેખાડેલું છે.

પ્રિય વાંચકવર્ગ! આ શંકાનો વેદાન્ત ઉત્તર આપે છે કે જગતમાં સર્વ વસ્તુઓ, આપણું શરીર સુદ્ધાં બધાં કલ્પના શક્તિનાંજ કાર્યો છે. તમારી કલ્પના ને વિચારો ખોટે રસ્તે દોરાએલાં છે, તેને લીધેજ દુઃખ, મુશીબતો, ચિંતા વગેરે ઉત્પન્ન થયાં છે. આવા ખોટે રસ્તે દોરાએલા વિચારો ને કલ્પના તમને બંધન કરે છે, ને માત્ર સત્ય રસ્તે દોરેલા વિચાર ને કલ્પનાથીજ મુક્ત થવાય છે. સીધે રસ્તેજ સીધું પરિણામ આવે છે.

જે નિસરણી ઉપરથી ગબડી પડયા છો, તેજ નિસરણી ઉંચે પણ ચડાવશે. જે રસ્તેથી પડયા છો તેજ રસ્તે પાછે પગલે જવાથી સત્ય માર્ગે જવાશે. જે અવળે રસ્તે નીચે ઉતરી આવ્યા છો તે ઉંધે રસ્તેજ વેદાન્ત તમને લઇ જવા માગે છે. આડે લાકડે આડો વ્હેજ કામ કરશે.

વેદાન્ત સાબિત કરે છે કે આ વિશ્વ માત્ર તમારીજ કલ્પના, તમારાજ વિચાર વિના બીજું કાંઇ નથી. વિચારોને પવિત્ર કરો, ઉચ્ચગામી કરો. તેને સત્ય માર્ગે દોરો; એટલે પ્રકાશના પણ પ્રકાશ તમે પોતેજ બની રહેશો.

અતિસાર અને જુલાબ, એ બંને એકજ જાતની અસર કરે છે; પરંતુ જુલાબ એ એક ઉપાય છે, ને અતિસાર એ દર્દ છે. જડ જગતના વિચારો દાસત્વમાં આણે છે, દુઃખ સમાન છે, તમને બંધનમાં રાખી મૂકે છે; માટે વેદાન્ત જે જાતનો જુલાબ આપે છે તે ખુશીથી લ્યો. જગતના—દુનિયાદારીના વિચારો અતિસાર સમાન છે, ને વેદાન્તના વિચારો જુલાબ સમાન છે. એ જુલાબ લઇ દુઃખને ફેડો.

કેટલેક સ્થળે લોકો હાથ ધોવાને માટે સાબુનો ઉપયોગ કરતા નથી, પણ રખ્યા વાપરે છે. એ રખ્યા પણ એક જાતનો કચરોજ હોવાથી તમારા હાથ પણ કચરાવાળા થાય છે; પરંતુ આમ કરીને પછી પાણીથી હાથ ધોતાં, હાથનો મેલ તરતજ જાય છે; એટલુંજ નહિ પણ રખ્યા પણ તેની સાથે જતી રહે છે. તેજ પ્રમાણે વેદાન્તના વિચારો એક જાતની રખ્યા બરાબર છે. તેનાથી સર્વ અપવિત્રતા, મેલ, નિર્બળતા જતી રહેશે ને જે આજ સુધીના વિચારો મનમાં રમી રહ્યા છે તે પણ ચાલ્યા જશે. તમે ઉન્નત થશો.

---

* 'આત્મ સાક્ષાત્કાર કરવાની વિધિ' એ નામનું ચોપાનીયું વાંચી કેટલાક વાંધાઓ વાંચનારાઓ તરફથી ઉઠયા હતા તેનો ખુલાસો આમાં આપેલો છે. (તા. ૧૮ જાન્યુઆરી ૧૯૦૩ સાનફ્રાન્સિસ્કો ગોલ્ડન ગેઇટ હોટેલ.)

સ્વપ્નમાં અનેક જાતની વસ્તુઓ આપણે જોઈએ છીએ. એ વસ્તુઓ માત્ર વિચારોજ છે. ધારો કે કોઇ મનુષ્ય સ્વપ્નમાં સિંહ, વાઘ કે સર્પ જુએ છે, ત્યારે તે સમયે શું થાય છે ? એકદમ ઉંઘમાંથી તે જાગી ઉઠે છે. માત્ર મનનો વિચારજ આ રૂપ ધારણ કરે છે. બીજાં સર્વ સ્વપ્ન ઉડી જાય છે; ને ફક્ત વાઘજ તમે જોઇ રહો છો, ને તે પણ કદાચ ઘાસ ખાતો હોય કે પથ્થર ખાતો હોય તેમ જૂઓ છો. તેજ પ્રમાણે આ નાનકડા પુસ્તકમાં જે વિચારો દર્શાવેલા છે તે સ્વપ્નના વાઘ સમાન છે. જગત આખું સ્વપ્નવત્ છે. આ વાઘ સર્વ અસત્ય વિચારોથી તમને મુક્ત કરશે; ને તેની સાથે જાગૃત થતાં જેમ સ્વપ્નમાંનો વાઘ પણ નાશ પામે છે, તેમ આ વિચારરૂપી વ્યાઘ્ર પણ નાશ પામશે. જ્યાં વાચા પણ જઈ શકતી નથી એવા સત્ય ધામમાં તમે પહોંચી જશો, સર્વ જગત્ ને તમે પોતે એક સત્યસ્વરૂપમાં લીન થશો.

શંકા બીજી:—જ્યારે આવી સ્થિતિમાં આવીએ તો તે સ્થિતિ વિચાર વિનાની–ભાન વિનાની ન કહેવાય ? આવી ભાન વિનાની સ્થિતિ પ્રાપ્ત કરવાની શી આવશ્યકતા ?

વેદાન્ત ઉત્તર આપે છે કે; ભાઇઓ ! અરે, મ્હારાં આત્મ સ્વરૂપો ! ઉતાવળા ન થાઓ, જરા વિચાર કરો. સાક્ષાત્કારની સ્થિતિ તથા મૂર્છાની સ્થિતિમાં ઘણો તફાવત છે, આ બન્ને સ્થિતિમાં વિચારનો અભાવ એટલીજ સામાન્યતા છે; છતાં બન્નેમાં ફેર આસમાન જમીનનો છે. મૂર્છામાં મન વિચાર કરતું બંધ પડે છે, ચલન શક્તિના અભાવે મૂર્છામાં વિચાર બંધ પડે છે, મૂર્છા મૃત્યુને મળતી આવે છે; પરંતુ સાક્ષાત્કારની સ્થિતિમાં શક્તિ પૂર્ણ જોરમાં હોય છે, જ્ઞાનમય આનન્દમય સ્થિતિ હોય છે.

એકાદ ખંડમાં પ્રકાશ ન હોય તો આપણાથી અંદરની વસ્તુ જોઇ શકાતી નથી, તેમજ અતિશય પ્રકાશ હોય તો પણ દેખી શકાતું નથી. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે તેજના બે અણુઓ સામ સામી બાજૂએ હોય તો આપણે જોઇ શકીએ નહિ; પરંતુ તેજના અભાવે થતો અંધકાર અને અતિશય પ્રકાશને લીધે દૃષ્ટિ બંધ થવી, એ બે તદ્દન જુદીજ વાત છે.

ફેર બેના પરિણામમાં જણાય છે. એક મનુષ્ય વાયુના રોગથી પીડાતો વખતે બેભાન બની જાય છે ને જાગ્યા પછી નિર્બળ બની જાય છે. બીજો મનુષ્ય સાક્ષાત્કારની ધ્યાનસ્થ સ્થિતિમાં હોય છે તે વખતે તેની પણ હલનચલન શક્તિ બંધ પડેલી લાગે છે; પણ એ સ્થિતિમાંથી જાગૃત થતાં તે પૂર્ણ આહ્લાદમય ને પરમ જ્ઞાનમય બની જાય છે. તે બીજાને આનન્દ આપી શકે છે, અને બીજાનાં દુઃખો ફેડી શકે છે. આમાં વિચારનું બંધ પડવું તો ઉપલી બન્ને સ્થિતિમાં છે; પરંતુ ફેર આસમાન જમીનનો છે.

શંકા ત્રીજી:—અમારે તો જાગૃત જીવન જોઇએ છીએ, આવી મૃત્યુ અવસ્થા નથી જોઇતી.

વેદાન્ત કહે છે કે મૃત્યુ અવસ્થા કોઇ માગતું નથી. જેઓ એમ સમજે છે કે વેદાન્ત ઉદાસીન બનાવે છે, તે ભૂલ કરે છે. વેદાન્ત તમને સત્ય માર્ગેજ દોરે છે. સર્વ જગત તમારે તાબે રહે તેમ શીખવે છે.

વાસના, ઇચ્છા, વગેરેનો પ્રશ્ન આપણે લઈશું. વેદાન્ત ઉદાસીન જીવન ગાળવાને કહેતુંજ નથી. હરદમ જાગૃત જીવન ગાળવાનીજ ભલામણ કરે છે; પરંતુ વેદાન્ત પ્રમાણે જે ઇચ્છાઓ કરવી તેજ સત્ય છે. ઇચ્છા એટલે શું ? ઇચ્છા એટલે પ્રેમ; પ્રેમ એટલે બીજું કાંઇજ નહિ પણ અમુક વસ્તુ માટેની તીવ્ર ઇચ્છા. જો આમ ઇચ્છા એટલે પ્રેમ થાય છે, તો પછી સર્વ

ઇચ્છાઓ માત્ર પ્રેમજ છે; ઇશ્વર પણ પ્રેમરૂપજ છે અને તેથી સર્વ ઇચ્છાઓ પણ પરમેશ્વરરૂપજ છે. આ વાત સત્ય છે, તોપછી જે મનુષ્ય સર્વ જીવન પ્રેમમય ગાળે છે, તે અખિલ બ્રહ્માંડના ઉપર અધિકાર ભોગવે છે. જે મનુષ્ય પોતે સર્વમય બની જાય છે—સર્વે પોતાનાંજ રૂપ છે, એમ માને છે તે કેટલો આનન્દમાં રહે છે? તે ઇચ્છાઓવડે, પ્રેમવડે જગત ઉપર સામ્રાજ્ય ભોગવે છે. આ સ્થિતિએ પહોંચતાં દ્વેષ, ધિક્કાર વગેરેની લાગણીઓ નષ્ટ થાય છે. મિત્ર કે દુશ્મન સર્વેની ઇચ્છાઓ એ મ્હારીજ ઇચ્છા છે, એમજ માને છે. તેને કાંઇ પણ દુઃખ નથી. અનન્ત શક્તિ હુંજ છું, દરેક વ્યક્તિની જે જે ઇચ્છાઓ છે તે બધી મ્હારે લઇનેજ છે, આમ માનનાર આત્માને ઓળખી શકે છે અને સર્વનો અધિષ્ઠાતા દેવ બની રહે છે.

જગતમાં લોકો ઇચ્છા ને વાસનાઓનો ખોટો ઉપયોગ કરીને વસ્તુ સ્થિતિને ઉથલપાથલ કરી નાંખે છે. ઇચ્છા પ્રેમ છે ને પ્રેમ પ્રભુ છે; તો વેદાન્ત કહે છે કે સર્વની ઇચ્છાઓ તમેજ છો એવો સાક્ષાત્કાર કરો, પણ તેનો ખોટો ઉપયોગ ન કરશો. તમારી પોતાની ઇચ્છાઓ ને બીજાની ઇચ્છાઓમાં ફેર ગણશો નહિ. દરેક ઇચ્છા, પ્રેમસિંધુના તરંગ જેવી છે, અખિલ બ્રહ્માંડ અનન્ત પ્રેમસિંધુનું બનેલું છે. ગ્રહો ગુરૂત્વાકર્ષણની શક્તિથી આકાશમાં રહેલા છે. ગુરૂત્વાકર્ષણ એ આકર્ષણ શક્તિ છે, એટલે તે પ્રેમજ છે. રસાયણશાસ્ત્રનાં સર્વ મિશ્રણો રસાયણીક આકર્ષણથી થાય છે. આ એક અણુનો બીજા અણુઓ સાથેનો પ્રેમ બતાવે છે. આખું જગત પ્રેમસિંધુનાં મોજાંને તરંગ સમાન છે. વિજ્ઞાનશાસ્ત્ર તેમજ લૉર્ડ કેલ્વીને પણ સાબિત કર્યું છે કે દ્રવ્ય–પદાર્થ માત્રશક્તિ છે. એ શક્તિ ભિન્ન ભિન્ન રીતે દેખાય છે—ગુરૂત્વાકર્ષણથી જોડાઈ રહેવાથી, આકર્ષણથી, વિદ્યુતથી, ચુંબકથી, તેજ, ઉષ્ણતા વગેરેથી.

ચુંબક તથા વિદ્યુત શક્તિમાં શું છે? આકર્ષણ શક્તિ રહેલી છે. ઉષ્ણતાથી અણુઓ છુટા પડતા બાહ્ય રીતે જણાય છે, પરંતુ વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે એક પ્રકારે જે વિયોગ જણાય છે તે બીજે પ્રકારે પ્રેમ ને આકર્ષણજ દેખાડે છે.

હવે વેદાન્ત પ્રમાણે "આ સર્વ શક્તિ માત્ર તમેજ છો" એવા વિચારનો સાક્ષાત્કાર કરો તો પ્રેમ પ્રેમ ને પ્રેમમયજ બની રહેશો. ડાર્વિન અને બીજાઓ જે "અસ્તિત્વથી હાડમારી" નો મત ધરાવનારા છે, તેમને ડ્રમન્ડ જેવા પૂર્ણ બનાવે છે. ડ્રમન્ડ જેવા કહે છે કે હાડમારી ભોગવવાનોજ નિયમ માત્ર ઉન્નતિક્રમે ચડાવતો નથી; પરંતુ પ્રેમ, સદ્‌વર્તન ને આકર્ષણ જેવી શક્તિઓ પણ ઉન્નતિને રસ્તે જવામાં સહાયક થાય છે.

ઇચ્છાઓ એ પ્રેમ છે, પ્રેમ એ પ્રભુ છે ને તે પ્રભુ તમેજ છો. પ્રભુથી તમારો અભેદ છે, તેનો સાક્ષાત્કાર કરો. લોકો આ ઇચ્છાઓ અને પ્રેમને પ્રેમસિંધુ પ્રભુથી ભિન્ન સમજે છે; પણ તેમ નથી. જળમાં જેમ તરંગો ઉઠે છે પણ અંતે બધું જળજ છે, તેજ પ્રમાણે ઇચ્છાઓ વગેરે વૃત્તિઓ સત્ય સ્વરૂપના તરંગોજ છે, અને વાસ્તવિક રીતે એક સત્ય સ્વરૂપજ સર્વત્ર વ્યાપી રહેલું છે. એ સત્ય સ્વરૂપ બીજી વૃત્તિઓ રૂપી તરંગોથી છવાઇ જાય છે. વેદાન્ત આ તરંગોને ધ્યાન બહાર કરવાની ભલામણ કરતું નથી; પરંતુ તે કહે છે કે એ તરંગોને જોવા સમયે અને તે વિષે વિચાર કરવાના સમયે જે જળમાં–જે સત્ય સ્વરૂપમાં એ તરંગો ઉઠે છે તેને ભૂલી ન જાઓ. જ્યારે કોઇ બીજાનું વેર લે છે ત્યારે તે અપમાનિત થાય છે. આનું કારણ એ છે કે પ્રકૃતિ ને પ્રતિકૂળ તમારા મનની સ્થિતિ બનેલી છે. પ્રકૃતિને

અનુકૂળ મન બનાવો તો કોઇ પણ વ્યક્તિ તમારૂં અપમાન નહિ કરી શકે. ધર્મના ઝુંડા ઉડાવનારાઓએ આ નિયમ જાણવો જોઇએ. જે ક્ષણે નિરાશા ઉત્પન્ન થાય છે, જે ક્ષણે પ્રકૃતિ વિરુદ્ધ મનની સ્થિતિ બને છે, તે સમયે આખું વિશ્વ તમારી વિરુદ્ધ થઇને બેસશે; માટે મનની શાન્તિ કેમ રાખવી તે શીખો. **પવિત્ર વિચારો રાખો તો કોઇની તાકાત નથી કે તે તમારી વિરુદ્ધ જાય.** વેદાન્ત કહે છે કે, તમારી કે પારકાની ઇચ્છાઓનો ગેરઉપયોગ ન કરશો. જો મન સ્થિર રાખશો તો સર્વ ઇચ્છાઓને જીતી શકશો.

હવે એ સદુપયોગ કેવા પ્રકારે કરવો? દાખલા તરીકે એક મનુષ્ય ઘોડા ઉપર સ્વાર થઇને જાય છે; જો તે ઘોડો થાકેલો હોય તો ઘોડાને ખોરાક આપવા છતાં પણ સ્વાર પોતાના મનવડે એટલું તો સમજે છેજ કે, "ઘોડાના થાક કે ભૂખ સાથે પોતાને કાંઇજ લેવા દેવા નથી." ઘોડાની જે જરૂરીઆતો છે તે પોતાનીજ છે; એમ તે કદિ પણ માનતો નથી. વેદાન્તને જાણનારો ભૂખ્યો હશે તો પેટને તે અન્ન પૂરૂં પાડશે, પરંતુ અન્ન ન મળવાથી દુઃખી થશે નહિ. કેમકે ભૂખ ને તૃષા શરીરને લગતી છે–મનને તે લાગે છે, પરંતુ તેની સાથે આત્માને કાંઇ લેવા દેવા નથી. જે પોતાની દિવ્યતા દઢપણે સમજે છે, તેને મન તો ભૂખ, તૃષા કે થાક કાંઈ બાધ કરતાં લાગતાં નથી. જેમ ઘોડાની ભૂખ વગેરે તેના સ્વારને હેરાન કરતાં નથી, તેજ પ્રમાણે મન કે શરીરનો થાક ને ભૂખ આત્માને દુઃખકર્ત્તા થતાં નથી. શરીર ને મન માટે અમુક બાહ્ય વસ્તુઓની આવશ્યકતા છે, વ્યાવહારિક કાર્ય કરવા માટે તેની જરૂર પડતી હોવાથી વેદાન્તીનું મન આ વસ્તુઓ માટે ઇચ્છા કરે છે; પણ આત્મ-સાક્ષાત્કારને લીધે તે એ વિષે બહુ દરકાર કરતો નથી. કોઈ પણ વસ્તુની ઇચ્છા તેને દુઃખ ઉત્પન્ન કરતી નથી. કોઇ પક્ષી ઝાડની ડાળી ઉપર બેસી કલ્લોલ કરે, ને તેથી વૃક્ષની ડાળી આમ તેમ હાલે તેની તેને દરકાર હોતી નથી, કારણ કે ડાળી કદાચ તુટી જાય તોપણ પોતાની પાંખો વડે એકદમ ઉડી જવાશે, એમ તેના મનને ખાત્રી હોય છે. અહિયાં બાહ્ય રીતે તો ડાળીના આધારેજ તે બેઠેલું છે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં ડાળીથી તે સ્વતંત્રજ છે. આ પ્રમાણે વેદાન્તી પણ સામાન્ય મનુષ્યોની માફક ઇચ્છાઓથી લપેટાએલો હોય, છતાં પણ સ્વતંત્રજ છે. ઇચ્છા તૃપ્ત ના થતાં અજ્ઞાનીના જેવું તેને દુઃખ થતું નથી.

એક પેન્સીલ ખોવાયાથી આપણા મનને બહુ વ્યથા થતી નથી; પરંતુ જો પાંચ હજાર રૂપીઆ ગેરવલ્લે પડે તો કાળજું છટકી જાય છે. હવે શોધ તો એ બન્ને વસ્તુઓની મનુષ્ય કરે છે; પણ બન્નેમાં તફાવત છે. પેન્સીલ સારૂ તે વ્યગ્ર ચિત્તે કામ નથી કરતો, પણ રૂપીઆ સારૂ અવ્યવસ્થિત મનથી શોધ કરે છે. જ્યારે વેદાન્તીને મન રૂપીઆ જાય કે પેન્સીલ જાય તે બન્ને સરખાંજ છે. એક દાખલો લઈ આ વાત સુદઢ કરીએઃ—

એક સાધુ મોટા શહેરમાં થઇને જતો હતો. એક સ્ત્રીએ આ સાધુને પોતાને ઘેર આવવા કહ્યું. ઘેર જઇને તે સ્ત્રીએ સાધુને મીઠું દૂધ આપ્યું. દૂધ પ્યાલામાં કાઢતાં તેના ઉપર બાઝેલી તર પણ પ્યાલામાં પડી જવાથી પેલી સ્ત્રીથી "અરેરે" એવો ઉચ્ચાર થઈ ગયો. પછી પ્યાલામાં સાકર નાખી સાધુને આપ્યો. દૂધ ઉનું ખળખળતું હતું તે પાસે મૂકીને સાધુ વાતોએ ચઢયો. દૂધ ઉનું છે માટે સાધુ પીતા નથી એમ પેલી સ્ત્રીએ ધાર્યું; પણ થોડી વારે વાત પૂરી થતાં સાધુ ઉઠીને ચાલતો થતો હતો, ત્યારે પેલીએ પૂછ્યું:–"અરે મહારાજ! દૂધ કેમ ન પીધું?" સાધુએ કહ્યું:–"માતા! દૂધ આપતી વખતે સાકર ને તર બન્ને તમે તેમાં નાખ્યાં તેની સાથે 'અરે' પણ માંહી ઉમેર્યું છે; માટે તે મારે કામનું નથી' પેલી સ્ત્રી

શરમીંદી પડી ગઈ ને સાધુ ચાલતો થયો.

વેદાન્ત કહે છે કે કાર્ય કરો, ઇચ્છાઓ કરો, પરંતુ તેમ કરતાં હૃદયને દુઃખિત શા માટે કરો છો? કાર્યમાં હૃદયનાં દુઃખ ઉમેરો નહિ, પણ સ્થિર ચિત્તે કાર્ય કરો; એટલે તમારાં કાર્યો વિજયવંત થશે.

મનને સ્વસ્થ રાખવા શું કરવું જોઇએ? સામાન્ય રીતે મનુષ્ય અપવિત્ર વાતાવરણમાં રહે છે. વેદાન્ત કહે છે કે, તમારૂં વાતાવરણ તમને સહાયકારક હોવું જોઇએ. દરેક પગલે મુશીબતો દૂર થવી જોઇએ. જેમ અંધારી કોટડીમાં જતાં ને વાર કશું દેખાતું નથી; પરંતુ થોડી વાર ત્યાં રહ્યા પછી બધું દેખાય છે, તેમ વેદાન્ત કહે છે કે તમારી આસપાસના વાતાવરણ તરફ અવિકળ અને ભેદી નાંખે એવી સ્થિર દૃષ્ટિથી જુઓ તો બધુંજ પારદર્શક જણાશે, તેની આરપાર જોઈ શકશો, સર્વમાં દિવ્યતા જોશો. તમારી સ્થિતિ આસપાસના વાતાવરણને અનુકૂળ કરો. વેદાન્ત પ્રમાણે જો આ વાત તમે બરાબર સમજ્યા હો, તો તમારી આસપાસના પથ્થરોને પણ તમે પારદર્શક બનાવી શકશો; તે પોષાણો તમારી દૃષ્ટિને રોકનારા ન થતાં ઉલટા તમને મદદગાર થશે.

એક મોટો ઘાસનો ભારો જો કોઇ પશુ ઉપર લાદ્યો હોય તો ઉંચકી લઈ જતાં તેને મુશીબત પડે છે; પરંતુ તેજ ભાર જો તે પ્રાણી ખાઇ જશે તો પોતાનું શરીર ઉંચકી ચાલતાં તેને ભાર નહિ લાગે, પણ ઉલટી તેનામાં શક્તિ વધશે. માટે વેદાન્ત કહે છે કે, જગતનો ભાર ભલે વહન કરો, પણ તમારા ખભા ઉપર વહન કરો; માથા ઉપર મૂકશો તો ડોકી વળી જશે. અર્થાત્ એ ભારને તમારા શરીરનોજ ભાર સમજીને વહન કરશો તો એ તમને ખેદકારક નહિ થતાં તમને ઉન્નતિજ પ્રાપ્ત થશે.

વેદાન્તને બરોબર સમજવાથી આશ્ચર્ય સાથે સર્વત્ર પ્રભુને જોશો. અન્નમાં પ્રભુ, પાણીમાં પ્રભુ, વૃક્ષમાં પ્રભુ, સર્વત્ર પ્રભુ, પ્રભુ ને પ્રભુજ દેખશો. અખિલ બ્રહ્માંડ સ્વર્ગ સમાન ભાસશે. આમ વેદાન્ત તમારી ઇચ્છાઓ છીનવી લઇને તમને દુઃખી બનાવતું નથી; પરંતુ તમને સ્થિતિને અનુકૂળ થતાં શીખવે છે. ઇચ્છાઓના જુલમથી તેવો મનુષ્ય પીડાતો નથી, પણ સામી તે તેની દાસી થઇને ઉભી રહે છે. જો કોઈ ઘોડાની પૂંછડી બરાબર પકડી રાખે, તો ઘોડો કૂદશે ને તોફાન કરશે ને લાત પણ મારશે, લોકો એવુંજ કરે છે. **ઇચ્છાઓ એ ઘોડા જેવી છે, જે તેમની પૂછંડી પકડે છે તેની સાથે ઘસડાય છે ને ખાડામાં પડે છે.** માટે ઇચ્છારૂપી ઘોડાની પૂંછડી પકડશો નહિ, પણ સ્વારી કરજો, તેથી તે ઉલટી સહાયક થઇ પડશે, માટે તમારી ઇચ્છાઓ ઉપર સત્તા ભોગવો. આત્માનો સાક્ષાત્કાર કરો. **તમારી દિવ્યતા સમજશો તોજ તમે આનન્દ ભોગવશો.**

એક બીજી શંકા છે કે આમ મન ધ્યાનસ્થ રાખવાથી પ્રત્યાઘાત ન થાય? મગજને તે નિર્બળ નથી બનાવતું?

'રામ' તમને પોતાના અનુભવ ઉપરથી કહે છે કે, માત્ર તમારામાં આમ કરવાથી બળનીજ વૃદ્ધિ થશે. હવે કઇ વિધિ પ્રમાણે આ કાર્ય કરવું તે વિષે બે બોલ કહીશું:—

પ્રાતઃ સમયે કે બીજી કોઈ વેળાએ આ ચોપાનીઆમાં જે વિધિ સમજાવી છે, તે પ્રમાણે કરશો તો તે વખતે તમારૂં મન દિવ્યતા અનુભવશે, આહ્લાદ પામશે. જ્યારે આ સ્થિતિની પૂર્ણ ટોચે પહોંચો ત્યારે 'ઓમ્'નો ઉચ્ચાર કરવો બંધ કરજો. જ્યાં સુધી એ સ્થિતિ

રહે ત્યાં સુધી તેમાં રહેજો. ધીમે ધીમે એની મેળેજ પાછું જગતનું ભાન થવા માંડશે. કોઈ કદાચ અર્ધો કલાક આમ રહેશે, કોઇ કલાક રહેશે, કોઈ બે કે ત્રણ ને તેથી વધારે કલાક રહેશે. દિવસે દિવસે આમ વધારે સમય રહેશો ને તમારી દૈવી શક્તિ ઉત્તરોત્તર વધતી જશે.

જેઓ શરૂઆત કરનારા છે, તેમણે અર્ધા કલાકથી વધારે વખત આ સ્થિતિમાં રહેવું નહિ. એક બીજું પણ કહેવાનું છે કે જ્યારે ધ્યાનસ્થ થવા બેસશો, વિચાર દૃઢ કરવા બેસશો, તે વખતે અનેક બીજા વિચારો મન સાથે ખડા થશે. તે સમયે પ્રણવમંત્રનો ઉચ્ચાર કરે જજો ને જે વિચાર આવે તેનો છેડો આણજો. ઓમ્‌નો ઉચ્ચાર કરતી વખતે, જે સમયે સર્વત્ર અનાદ્યનન્તને અનુભવતા હો તે વખતે, જગતનો કોઇ વિચાર આવે તો તે વિચારનો એવી રીતે છેડો લાવવો કે ભવિષ્યમાં તે તમારી એક વર્તણુંક જેવો થઇ જાય. આ ખાસ ધ્યાનમાં રાખજો કે આ વિચારો તે સમયે ખડા થશેજ, અને તમારી વૃત્તિ બદલવા પ્રયત્ન કરશે, તે વખતે 'રામના' શબ્દો ફાયદાકારક માલૂમ પડશે.

ધારો કે પ્રવણમંત્રોચ્ચાર કરવો શરૂ કર્યો કે તરત પ્રેમ કે તિરસ્કારની વૃત્તિ ઉત્પન્ન થઇ. હવે આ વખતે શું કરવું ? એ વિચારને પકડી એવે પ્રકારે નિરાકરણ કરો કે તે તમારા મનમાંથી જડમૂળથી ઉખડી જાય. કેવી રીતે આમ કરશો ? માત્ર જ્ઞાનથીજ તેને ઉખેડી શકાશે. તિરસ્કારની વૃત્તિ ઉદ્દ્ભવે કે તરત તેનું કારણ શોધો, ને હમ્મેશાં જણાશે કે અજ્ઞાન, નિર્બળતા, અહંભાવને લીધેજ એ વૃત્તિ ઉત્પન્ન થઇ હતી. ધ્યાનસ્થ થતી વખતે અજ્ઞાનતાને લઇનેજ આવી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. 'રામ' કહે છે કે એવે સમયે એ વૃત્તિઓનું પૃથક્કરણ કરો; ને તેને જ્ઞાનથી ઉખેડી નાંખી 'ઓમ્'નો ઉચ્ચાર કરે જાઓ. પ્રણવ મંત્રોચ્ચાર કરતે કરતે દૃઢ શ્રદ્ધા રાખી, સ્વસ્થ મનથી ભવિષ્યમાં એવી વૃત્તિઓ ન ઉદ્દ્ભવે એવો નિશ્ચય કરો. આમ કર્યાથી મનનું વલણ ચોક્કસ થઇ જશે, તમારી નીતિનું ધોરણ ઉચ્ચ થશે, ને જગતનાં કાર્યોમાં તમને સહાય મળશે.

ધારો કે આવી વૃત્તિ દૂર કરતાં અર્ધો કલાક લાગ્યો ને ધ્યાનસ્થ થવાયું નહિ; તો કાંઇ ચિંતા નહિ. એક દિવસ એમ થશે; પરંતુ બીજે દિવસે જય મળશેજ. એક દિવસે અક્કેકી દુષ્ટ વૃત્તિને દબાવી દેતા જશો તો તમારા મનનું વલણ હમ્મેશ માટે દૃઢ થશે, ને જીવનમાં લાલચો જીતતાં શીખાશે. દુષ્ટ વૃત્તિઓ જીત્યા તો ભવિષ્ય ઘણું ઉજ્જવલ બનશે. દિવસે દિવસે દિવ્યતા પ્રાપ્ત થશે. ધ્યાનસ્થ થવાય યા ના થવાય તેની ચિંતા નહિ પણ નીતિ ઉચ્ચ થશે.

કેટલાક કહે છે કે કોઇ એવી રીત દેખાડો કે જેથી ધ્યાનસ્થ થઇ જવાય. ભાષણો અમારે સાંભળવાં નથી કે પુસ્તકો વાંચવાં નથી. આમ કહે છે તે મોટી ભૂલ કરે છે. તમારા માર્ગમાં કંટકરૂપ શું છે ? માત્ર અજ્ઞાન. ને આ અજ્ઞાન એટલે શું ? શંકા, વ્યાવહારિક વિચારો, દુષ્ટ વૃત્તિઓ વગેરે. જેને પોતાની દિવ્યતામાં, ઈશ્વર સાથેની અભેદતામાં શંકા નથી, તે તો હરદમ ધ્યાનસ્થજ છે. માત્ર શંકાઓ વગેરેજ મનને અસ્વસ્થ રાખે છે. જે મનુષ્ય પુસ્તકો વાંચી આ પ્રકારની નિર્બળતાનું શોધન કરે છે, તે ધીમે ધીમે શંકાઓ દૂર કરી શકે છે. સાધારણ મનુષ્ય પણ ખાસ ધ્યાનસ્થ સ્થિતિમાં આવવા પ્રયત્ન કરે ત્યારે આવી શકે છે; પરંતુ અભેદતામાં પૂર્ણ વિશ્વાસવાળો મનુષ્ય તો હાલતાં ચાલતાં કે ગમે તે સ્થિતિમાં ધ્યાનસ્થજ હોય છે. આવી સ્થિતિ જેની છે તેજ વધારે બળવાન છે.

# ૩૧—આત્મસાક્ષાત્કારમાં કેટલાક વાંધા.

પ્રશ્નઃ-મનુષ્યનો આત્મા કર્મો અને તેનાં ફળોનો કર્ત્તા ભોકતા નથી? મનુષ્યના કૃત્યને અને આત્માને લેવા દેવા નથી?

ઉત્તરઃ-ના, સત્ય સ્વરૂપ આત્મા વેદાન્ત પ્રમાણે કર્ત્તાએ નથી, તેમ ભોક્તાએ નથી. જો કર્તા કે ભોક્તા હોય તોજ તે અસ્પર્શ્ય રહી ન શકે. કર્ત્તા જેને તમે માનો છો તે તો અસત્ય અહંભાવ છે, આત્મા નહિ. આ અહંભાવને પણ આત્મામાંથીજ સત્તા સ્ફુર્તિ મળે છે.

પ્રશ્ન કઠિન છે, ને પૂર્ણ રીતે તથા સવિસ્તર તેમાં ઉંડા ઉતરીએ તો કલાકોના કલાકો જોઇએ, માટે માત્ર એકજ ઉદાહરણ આપીશું.

ધારો કે ભ્રમણાથી એક ખુણામાં તમે સર્પ દીઠો, પણ જ્યારે એની પાસે જઇને અ-ડકીને જોશો તો સર્પ નહિ જણાતાં માત્ર દોરડાનો કડકોજ જણાશે. દોરડાના કડકાને ભ્રમ-ણાથી તમે સર્પ તરીકે ગણ્યો, પણ વાસ્તવિક રીતે તો તે દોરડુંજ હતું. બુદ્ધિવડે વિચાર કરવા છતાં પણ તમે આત્માનેજ કર્ત્તા માનો છો, તેનું કારણ તમારી બુદ્ધિ પણ અસ્થિર અને ભ્રમિત હોય છે; પણ જે સ્થિતપ્રજ્ઞ છે, તે નિશ્ચળબુદ્ધિવાળો છે, તે તો આત્માને કદી પણ કર્ત્તા ભોક્તા માનતો નથી.

પાછળ આપણે સાક્ષાત્કાર કરવાની વિધિ વિષે કહ્યું છે. હવે આ કાર્યમાં જે ઘણીજ ભયંકર મુશ્કેલીઓ આવે છે તે વિષે કહીશું. અંતરની ને બાહ્યની ટીકા એ પણ મોટી મુ-શ્કેલીઓ છે.

બાહ્ય ટીકા એટલે શું? કેટલાક લોકોને ટીકા કરવી ઘણીજ પ્રિય હોય છે. જ્યાં સુધી મનુષ્ય દોષદૃષ્ટિ રાખે છે ત્યાં સુધી તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી. એક બાળક છે તે પ્રકૃતિથી 'ચોરી' શું એ સમજતું પણ નથી. હવે તેની સમક્ષ કોઈ ચોર આવી કોઇ વસ્તુ ઉપાડી જાય તો તે સુખેથી તેમ કરી શકશે; કારણ બાળકને ચોરી શું એ ભાનજ નથી. આ પ્રકારે બાહ્ય જગતમાં ચોરની ભાવના લાવીએ છીએ કે તરતજ આપણા અંતરમાં પણ એજ ભાવના જાગૃત થાય છે. બીજામાં દોષો જોવાનો પ્રયત્ન કરતાં આપણેજ દોષવાળા થઇએ છીએ. બંદુક છોડીએ છીએ કે બીજો ઘાયલ થાય છે ખરો; પણ તેનો ધકકો પાછો આપણને પણ વાગે છે. પ્રત્યાઘાત થાય છે ને આપણે પાછા હઠીએ છીએજ, તેમ **બીજામાં દોષ કાઢતાં તેના દોષો આપણે વ્હોરી લઇએ છીએ**, માટે આ દોષદૃષ્ટિની પાર જવું જોઇએ.

દુષ્ટ ઇચ્છાઓ કરતાં વારમાં આપણે પોતેજ તેના ભોગ થઈ પડીએ છીએ. ખાડો ખોદે છે તેજ પડે છે. તમને તમારા પોતાના ઉપર જો દયા હોય તો આવી વૃત્તિથી દૂર રહેજો. **બીજાની ઈર્ષ્યા કરતાં તે દોષ તમારામાંજ પેસી જાય છે.** જે દોષ બીજામાં હોય તેથી તમે મુક્ત રહો એજ ઠીક છે, બીજામાં અમુક દોષ છે એવી બુદ્ધિ કરવી એ હાનિકારક છે.

આ દોષ જોવાની વૃત્તિ સર્વત્ર છે. તેનું કારણ શું? એજ કે **નિર્બળ, અજ્ઞાની લોકોજ ઘણા ટીકાખોર હોય છે**; કારણકે ટીકા દ્વારા તેઓ પોતાનો બચાવ કરવા ઇચ્છે છે.

એક મનુષ્ય બીજાને અમુક કૃત્ય કરતો જૂએ છે, તે કૃત્ય જો પોતે કરે તો તે તેને નુકશાનકારક છે, તેથી તેને ધિક્કારવા યત્ન કરે છે. કારણ જો ન ધિક્કારે તો તેવું કૃત્ય કરવાને તે પોતેજ લલચાય; પરંતુ આ તો ટીકાની ઉજળી બાજુજ છે ને આત્મોન્નતિની અમુક સ્થિતિએ આ જરૂરનું પણ છે. પરંતુ નિર્બળ મનુષ્યો આમ ધિક્કારવામાં ભૂલ કરે છે. દુષ્ટ કૃત્ય કરનારા મનુષ્યના મનની નિર્બળતા ઉપર ભલે ટીકા કરો, પણ તેથી તેને પોતાને ધિક્કારવાનો તમને અધિકાર નથી. કહેવત છે કે "**પાપને ધિકકારો પણ પાપીને નહિ.**"

પાપને ધિક્કારવાની સાથે પાપી ઉપર પ્રેમ કરવો એ વાત મુશ્કેલ નથી. તમે કહેશો કે પાપ તે પાપજ છે, પણ જરા વિચાર કરો. કોઈ પણ કૃત્ય પોતાની મેળે પાપમય છેજ નહિ. જેમ શૂન્ય એકલું હોય તો તેની કિંમત નથી; તેમજ કૃત્ય એકલું પાપ કે અપાપ છેજ નહિ. શૂન્યને દશાંશના ચિ નની જમણી બાજુએ મૂકો તો તેની કિંમત ઓછી થશે ને ડાબી બાજુએ મૂકો તો કિંમત વધશે.

પાપના સ્વરૂપને ન સમજવાથીજ પાપને ધિક્કારવા સાથે પાપી ઉપર પ્રેમ કરવાનું મુશ્કેલ લાગે છે. મનુષ્ય અજ્ઞાનતાથી કૃત્યને મોટું ને નાનું સ્વરૂપ આપે છે. બળ યાદ રાખો કે ધર્મ ને સદ્‌ગુણ એ જેમ અંતઃકરણ માટે છે, તેમ પાપ પણ હૃદયને માટેજ છે. પાપ ને પુણ્યનો મનની સ્થિતિ સાથે સંબંધ છે, માટે મનનેજ ઉન્નત કરવાનું છે.

બાલ્યાવસ્થામાં બાળક માતાના સ્તનનું ધાવન કરે છે, પરંતુ પુખ્ત વયે એ પ્રમાણે કરવું ઘટિત કહેવાશે? કદાપી નહિ. બાળકને માટે એ યોગ્ય છે, પરંતુ મોટી વયે તે અયોગ્ય છે, અને તેથી પાપ છે. આ પ્રમાણે અમુક દૃષ્ટિબિન્દુથી અમુક કૃત્ય પાપ છે, પણ તેજ કૃત્ય બીજાને માટે બીજા દૃષ્ટિબિન્દુથી પાપ નથી. દુનિયામાં દરેક પાપને માટે આમજ છે એ ખુબ યાદ રાખવું. માટે કૃત્યોને ભલે ધિક્કારો પણ કૃત્યના કરનારાઓને ધિક્કારવાનો આપણને અધિકાર નથી. શેખસાદી ઇરાનનો એક વિદ્વાન ને નામાંકિત પુરુષ હતો. તેની કૃતિઓ-પુસ્તકો ઇમર્સને ઇંગ્રેજી ભાષામાં ઉતારી છે. તે લખે છે કે, " જ્યારે હું નાનો હતો ત્યારે મકકે મુસલમાનના પવિત્ર ધામમાં જતો હતો. " સંઘમાં રિવાજ હતો કે મધ્ય રાત્રિએ બધાએ ઉઠીને પ્રભુપ્રાર્થના કરવી. એક રાત્રિએ સાદી ને તેનો પિતા ઉઠયા, ને તેમણે પ્રાર્થના કરી, પણ બીજા કોઈ ઉઠયા નહિ. આથી સાદીએ પોતાના પિતાને કહ્યું કેઃ-" જૂઓ આ કેવા આળસુ લોકો છે કે કોઇ ઉઠતા નથી ને પ્રાર્થના કરતા નથી!" પિતાએ સખ્ત શબ્દોમાં કહ્યુંઃ—" અરે સાદી! વ્હાલા પુત્ર! તું પણ ન ઉઠયો હોત તો સારૂં હતું, કારણ કે વહેલા ઉઠીને આમ બીજાની નિંદા કરવી એ અયોગ્ય છે." ભલે પ્રાર્થના ન કરો પણ બીજાની નિંદા, ટીકા તો કરોજ નહિ.

કોઈ પુરુષ કાંઇ સારૂં કૃત્ય કરે, અને કુલાઈ જઇને પોતાના ગુણગાં કુંકે તથા બીજાઓની નિંદા કરે તો તેથી શું તે ગુણમાં કે નીતિમાં ચડીઆતો કહેવાશે? કદી નહિ. તે માત્ર એક દુર્ગુણને બદલે બીજો દુર્ગુણ ગ્રહણ કરે છે. આથી કરીને ખરો સાક્ષાત્કાર જે કરવાનો છે તે પ્રાપ્ત કરી શકાતો નથી. **જગત જો ટીકા કરવાની રૂઢીને પાપ ન**

ગણતું હોય તો તેમાં જગતનોજ વાંક છે. અનુભવ કહે છે કે જેનાં કૃત્યો જગતને પાપમય લાગે છે પણ જેનો આત્મા દયાથી ભીંજાઇ જાય છે, જે ઇશ્વરસન્મુખ રહે છે, જે નમ્ર છે, અને જેનું–હૃદય પ્રેમમય છે, તે બીજાઓ કરતાં સ્વર્ગનું સુખ વધારે ભોગવે છે.

બાઈબલમાં ફારીસીઝને ઘણા પવિત્ર ગણેલા છે. તેમનાં કૃત્યો પવિત્ર ગણાવ્યાં છે; પરંતુ તે ફીલીસ્ટાઇનો નમ્ર ને દયાળુ નહોતા. તેઓ ટીકાખોર--દોષદૃષ્ટિથી જોનારાઓ--હતા અને તેથી તેઓ ક્રાઈસ્ટથી મેરી મેગડેલન કરતાં વધારે દૂર હતાં. મેરી મેગડેલન દોષદૃષ્ટિવાળી નહોતી પણ તેનું હૃદય પ્રેમયુક્ત હતું; અને તેથી સત્યને તે જાણતી હતી અને ઈશ્વર સન્મુખ વધારે હતી. વીહન્ટે એક કાવ્ય લખ્યું છે. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ–

એક શેખ હતો, તેણે સ્વપ્નમાં એક દેવને પુસ્તકમાં લોકોનાં નામ લખતાં જોયો. શેખે તેને પૂછ્યુંઃ–" તમે શું કરો છો ? " દેવતાએ કહ્યુંઃ–"જે લોકો ઈશ્વરનું ભજન કરે છે, ઈશ્વરને પ્રિય છે, ને તેની સન્મુખ રહે છે; તેમનાં નામો લખું છું. " શેખે નિરાશ થઈને કહ્યું કેઃ– " બીજા માફક હું પણ ઈશ્વરભક્ત બનું એવી ઇચ્છા છે; પરંતુ મ્હેં કદિ ભક્તિ કરી નથી, ને કોઈ દિવસ ઉપવાસ પણ કર્યો નથી, તો મ્હારૂં નામ તો દાખલ નહિજ થાય ! હું સ્વર્ગમાં નહિ જઈ શકું ! " દેવતાઃ–"તેનો ઉપાય નથી. " આ ઉપરથી શેખે બીજો પ્રશ્ન પૂછયો કેઃ–" જે પુરુષો ઈશ્વરને નહિ ચ્હાતાં પોતાના માનવ બંધુઓને ચ્હાય છે તેમની એક યાદી બનાવશો ? જો એમ કરો તો મ્હારૂં નામ તેમાં દાખલ કરજો. " દેવતા એટલામાં અદૃશ્ય થઈ ગયો, ને પેલાને બીજું સ્વપ્ન આવ્યું. તે વખતે તે દેવતાના હાથમાં એક પુસ્તક હતું. દેવતા એ પુસ્તકના પાનાં ફેરવતો હતો, તે વખતે શેખે તેને પૂછ્યું કેઃ–" શું કરો છો ? " દેવતાઃ– " ફરીથી પુસ્તક તપાસી જાઉં છું ને ઈશ્વરભક્તોનાં નામ તેમની પંક્તિ પ્રમાણે ગોઠવું છું. " શેખે કહ્યુંઃ–" મને એ પુસ્તક જરા જોવા દેશો ? " દેવતાએ પુસ્તક જોવા આપ્યું તો શેખ વિસ્મય પામ્યો કે પોતાનું નામ સર્વની પહેલાં લખેલું હતું

જો તમે મનુષ્ય જાતિને ભજશો, એટલે કે મનુષ્યને મનુષ્ય તરિકે નહિ ગણતાં ઈશ્વરતુલ્ય ગણશો–દરેક વસ્તુમાં ઈશ્વરને જોશો–તો તમે ખુદ ઈશ્વરનેજ ભજો છો. ટીકા કરવી–નિંદા કરવી એ ઈશ્વરથી વિમુખ રહેવા જેવું છે. મનુષ્ય પોતાના દુર્ગુણો જાણવા છતાં પોતાને ધિક્કારતો નથી; પણ બીજામાં એજ દુર્ગુણ જોઇને તિરસ્કાર કરે છે ! તિરસ્કારથી દૂર રહો, દુર્ગુણથી દૂર રહો એટલે ઈશ્વરને તરત ઓળખશો.

એક રાજ્યનો નોકર પોતાનું કામકાજ છોડી રાજાની પાસેજ પોતાનો સઘળો સમય વ્યતીત કરે, તો તેને નોકરી વ્હેલી છોડવી પડે. તેણે રાજાને ભજતાં પણ પોતાની ફરજો તો અદા કરવીજ જોઇએ. તે મુજબ દેવદર્શને જવું, ત્યાં માળા ફેરવવી ને પ્રભુની ચરણપૂજા માત્ર કરવી એટલાથી નભે નહિ. મનુષ્યે પોતાના જાતિબંધુઓ તરફ પણ પોતાની ફરજો અદા કરવાની છે. પ્રભુને ઉત્તમ પ્રકારે ભજવાનો રસ્તો તો પોતાના મિત્ર વગેરેમાં પ્રભુને જોવો, તેના દોષો પ્રતિ લક્ષ ન કરતાં, તેની નિંદા ન કરતાં, દિવ્યતા જોવી એજ છે, અને તેમ કરતાં કરતાંજ આપણે આપણા અંતરમાં પ્રભુને જોઈ શકીશું.

આપણે આપણા શત્રુમાં દિવ્યતા–પ્રભુતા કેમ જોઇ શકતા નથી ? કારણ એ છે કે આપણે તેનામાં દોષ જોઇએ છીએ. આ દોષદૃષ્ટિ દૂર કરવી જોઇએ, અને સર્વત્ર પ્રભુનેજ

જોતાં શીખવું જોઇએ. ઘણી વખત નીરો જેવા લોકો પણ આપણે જોઇએ છીએ-તેઓ નાની વયમાં ધર્મિષ્ઠ ને નીતિવાન હોય છે, પરંતુ અંતે દુષ્ટ નીવડે છે. ઇંગ્લાંડનો પાંચમો હેન્રી રાજા નાનપણમાં અને જુવાનીમાં દુષ્ટ હતો, પરંતુ મોટી વયે ઘણો સારો નીવડયો હતો; માટે અમુક માણસ હંમેશાં આવોજ રહેશે, એમ નિશ્ચય કરી બેસવું નહિ. સર વૉલ્ટર સ્કૉટ નાનપણમાં જડ જેવો હતો, પરંતુ મોટી વયે તે એક મહાન પુરુષ થયો. સર આઇઝેક ન્યૂટને નિશાળમાં હિસાબ ન આવડવાથી ઘણી વાર સજા ખાધેલી; પરંતુ પાછળથી કેવો ઝળકયો તે બધાઓ જાણે છે. મેરી મેગડેલને જુવાનીમાં ઘણી દુષ્ટ હતી, પણ જ્યારે ક્રાઇસ્ટના સમાગમમાં આવી ત્યારે પવિત્ર થઇ ગઇ. આજ જે એક સામાન્ય પાપી ને દુષ્ટ જણાતો હોય, તે મનુષ્ય કાલે એક પવિત્રાત્મા પણ બની જાય; માટે યાદ રાખો કે મનુષ્ય કોઇ ખોટું કૃત્ય કરતો હોય તો તેનો તિરસ્કાર કરવાનો તમને અધિકાર નથી. તેનામાં દિવ્યતા જુઓ, તેના દોષ તરફ અલક્ષ કરો. કોઈ તમારા વિષે દુષ્ટ વિચાર કરે, તમારા દોષો કાઢે તો શું તે માટે વેર લેવું? ના, કદાપિ તેમ કરશો નહિ.

સૉક્રેટીસ કેદમાં હતો તે સમયે તેના અનુયાયીઓ તેને જેલરને લાંચ આપી નાસી છુટવાનું કહેતા હતા. સૉક્રેટીસે તેમને કહ્યું કેઃ-' લાંચ આપવી એ કાયદાસર છે? રાજ્યનો કાયદો તોડવો વ્યાજબી છે?' ત્યાં તો અનુયાયીઓએ ના કહી. ત્યારે સૉક્રેટીસે કહ્યું કેઃ-"જો એ વ્યાજબી નથી તો પછી મને શા માટે નાસી છુટવાનું કહો છો?" અનુયાયીઓએ કહ્યુંઃ-"રાજ્યે ખોટી શિક્ષા કરી છે, કાયદો ખોટી રીતે અમલમાં મૂકયો છે, માટે નાસવામાં કાંઇ પાપ કે ગુન્હો નથી." સૉક્રેટીસઃ-"અહા! તમે કાયદો તોડવાનું કહો છો? વેર લેવાનું કહો છો? હું જો કાયદો તોડું તો તેથી જે ભૂલ રાજ્યે કરી છે તે સુધારી શકાશે નહિ. **બે કાળી વસ્તુઓ એકઠી કર્યાથી એક ધોળી વસ્તુ ઉત્પન્ન થતી નથી."** જેમ બીજાઓ નિંદા કરતા હોય તેમ આપણે પણ કરીએ તો મૂળ જે અસત્ય છે તેમાં આપણે પણ ઉમેરોજ કરીએ છીએ; તેથી વસ્તુસ્થિતિ સુધરતી નથી.

નિંદા, ટીકા ને દુષ્ટ વિચારો કયારે હાનિકારક થાય છે? માત્ર જ્યારે આપણે આઘાતનો પ્રત્યાઘાત કરીએ ત્યારેજ. જો તેના ઉપર લક્ષ ન આપીએ, સાત્વિક વૃત્તિથી એ તરફ જોઇએ, તો તે બીલકુલ હાનિકર્ત્તા નથી. જેમ કોઇએ આપણને પત્ર લખ્યો હોય ને તે વાંચીએ તો સારી કે માઠી ખબર મુજબ તે આપણને અસર કરશે; પરંતુ કાગળ ઉઘાડીએજ નહિ, વાંચીએજ નહિ, કાગળ ગ્રહણુજ ન કરીએ, મોકલનારને પાછોજ મોકલી દઇએ તો શી અસર થવાની હતી? **તે પ્રમાણે દુષ્ટ વિચાર તરફ અલક્ષ રાખીએ તો તેવા વિચારો તેના પેદા કરનાર તરફજ પાછા વળે છે.** હવે અલક્ષ શી રીતે રહેવાય? આપણે આપણી દિવ્યતાનું ભાન રાખીએ, મધ્યબિન્દુથી ખસીએ નહિ, સાત્વિક વૃત્તિ રાખીએ, સત્યનો સાક્ષાત્કાર કરીએ, તો કાંઇજ હાનિ થાય એમ નથી.

એક કાવ્ય લખાએલું છે, તેનો ભાવાર્થ નીચે મુજબ છે. આ કાવ્ય જે સમયે મન મન રૂપે નહોતું તે વખતે લખાએલું છે. તેનો ભાવાર્થ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાનો છે, માયાને દૂર કરી નિંદા વગેરેથી દૂર રહેવાનો છેઃ—

"અહા! વ્હાલા! તું એટલો તો પાસે રહે કે જરાએ છેટું રહે નહિ." અહીં

'વ્હાલા' પ્રભુને સંબોધીને કહે છે કે એ જે પ્રભુ શિર ઉપરના વાળને ઉગવાની શક્તિ આપે છે, નસોમાં રક્ત વ્હેવડાવે છે ને વાચામાં શક્તિરૂપ છે. વાચામાં, દૃષ્ટિમાં, શ્રવણમાં, મિત્રમાં, શત્રુમાં, ભાઈમાં, સર્વમાં એજ પ્રભુ રમણ કરી રહ્યો છે. જાણીને આનન્દ પામો કે જાણીને કે અજાણતાં જે જે ઇચ્છાઓ કરો છો તે સર્વનું અંતિમ કારણ પ્રભુજ છે. સર્વ ઇચ્છાઓનો હેતુ પ્રભુ પ્રેમ મેળવવાનોજ છે, સુખ એજ ઈશ્વર છે."

દિવ્યતાનો–ઈશ્વરનો–સાક્ષાત્કાર એટલે સુધી થવો જોઇએ કે "મ્હારૂં ત્હારૂં" નષ્ટ થાય, સર્વ માયિક બન્ધનો ટૂટી જાય. જીસસ ક્રાઇસ્ટનું વચન સત્ય છે કે:–" તમારૂં સર્વ વહેંચી દો, ગરીબોને આપી દો, ને મ્હારી પાછળ ચાલો;" પરંતુ લોકો આમ કરતાં ડરે છે.

ઓ આધુનિક સુધારાવાળાઓ ! જીસસ ક્રાઇસ્ટનાં એ વચનામૃતો ને કૃત્યોમાં જે સત્ય રહેલું છે, તેનો વિચાર કરો. વેદાન્ત ડંકો વગાડીને કહે છે કે **સચ્ચિદાન્દ ને શયતાન એને કદિ પણ સાથે ભજી શકાય નહિ.** જ્યારે જગતના વિચારો, જગતનાં બન્ધનો, ધન–દોલત, ઇચ્છાઓ સર્વ પ્રભુમાં લીન થઈ જાય છે ત્યારેજ ખરો સાક્ષાત્કાર થાય છે.

"પ્રભુ ! મ્હારે કોઇ સગુંસંબંધી નથી માત્ર તુંજ મ્હારો સર્વ છે."

**त्वमेव माता च पिता त्वमेव । त्वमे बंधुश्च सखा मे ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव । त्वमेव सर्वं मम देव देव ॥**

દૃઢ રીતે ધારો કે પ્રભુમાંજ તમે રમણ કરી રહ્યા છો. તમારૂં શયન પણ પ્રભુજ છે. પ્રભુ પણ તમે પોતેજ છો. ओम् ! ओम् !





# ૩૨–જ્ઞાનવિષયક પ્રશ્નોત્તર.*



પ્રશ્ન:—" હું શરીર નથી, હું આત્મા છું, હું પ્રભુ છું " એમ કહેનાર એ કોણ છે ?

ઉત્તર:—સત્ય રીતે જોતાં આમ બોલવુંજ અશક્ય છે; કારણ કે સત્ય સ્વરૂપ આગળ વાચા જઈ શકતીજ નથી; તે તો વાચાથી પણ પર છે; અને તે માટે એવો ઉદ્ગાર વાચાથી થઈજ ન શકે; સૂક્ષ્મ શરીરજ આમ બોલે છે. પ્રશ્ન એ છે કે જો મન એમ કહે કે:–" હું બ્રહ્મ છું " તો એમ બોલવું એ અવાસ્તવિક નથી ? વેદાન્ત કહે છે કે એક રીતે મન કે બુદ્ધિ બ્રહ્મ નથી; પરંતુ બીજી રીતે એ મન ને બુદ્ધિ બ્રહ્મ સિવાય બીજું કાંઈજ નથી. શરીર પણ બ્રહ્મ છે અને અખિલ વિશ્વ પણ બ્રહ્મ છે. જેમ કાળા સર્પને દોરડું છે એમ ધારીએ છીએ; તેમજ આ પણ છે. અહીં કાળો વિશેષણ છે; પણ જ્યારે કહીએ કે સર્પ દોરડું છે, ત્યારે દોરડું એ કાંઇ સર્પનું વિશેષણ નથી. તે પ્રમાણે જ્યારે કહીએ કે મન, શરીર, એ બ્રહ્મ છે; ત્યારે બ્રહ્મ કે આત્મા એ મન, બુદ્ધિ કે શરીરનું વિશેષણ નથી. એક અર્થ એવો છે કે, મન ને બુદ્ધિ કે શરીર પોતે તે તે રૂપે છે એમ કબૂલ કરતાં નથી, પણ પોતે બ્રહ્મરૂપ છે એમ કહે છે. તેજ પ્રમાણે આપણે પણ જ્યારે કહીએ છીએ કે, " હું બ્રહ્મ છું. " ત્યારે તેનો અર્થ એમ નથી થતો કે ઈશ્વર મારૂં વિશેષણ કે ગુણ છે. 'હું ઈશ્વર છું' 'સર્પ કાળો છે' તેના જેવું નથી. ભાવાર્થ કે આપણે જે સ્વરૂપે બાહ્ય જગતમાં દેખાઇએ છીએ, તે માત્ર ભ્રમણા–માયા–છે, વાસ્તવિક રીતે તો આપણે સત્યસ્વરૂપજ છીએ.

શ્રોતાજનો ! જો તમે મને સ્વામિ કે 'રામ' એમ સંબોધો તો મોટી ભૂલ છે, હું કોઇજ નહિ પણ દિવ્યતા પોતેજ છું. આ શરીર તે હું નથી.

એક જણ ઉંઘતો હતો ને ઉંઘમાં પોતાને ચોર તરીકે પકડાએલો–ભિખારી થયેલો–જોયો. સર્વ દેવોને સહાય થવા તેણે પ્રાર્થના કરી, એક કચેરીમાંથી બીજી કચેરીમાં ગયો, અનેક કાયદાશાસ્ત્રીઓ પાસે ગયો, મિત્રો પાસે મદદ માટે ગયો; પરંતુ કાંઇ વળ્યું નહિ. છેવટે તે પોતે કેદખાનામાં પુરાયો ને રૂદન કરવા લાગ્યો; એટલામાં સર્પે આવીને એને ડંસ દીધો તેથી તે અતિશય પીડા પામ્યો. એ પીડા એટલી બધી થઈ કે જેથી તે જાગી ઉઠયો. હવે આ સ્વપ્નના સર્પને તો ઉલટો આશીર્વાદજ આપવો જોઇએ કે તેણે પીડામાંથી જાગૃત કર્યો. જાગૃત થતાં પોતે પથારીમાંજ પડેલો છે અને કુટુમ્બ કબીલા સાથે આનન્દમાં છે એમ તેણે જાણ્યું. એણે સ્વપ્નમાં પોતાને બંધાએલો જોયો, મદદ કરવા પ્રાર્થના કરવા લાગ્યો, સર્પ ડશ્યો ને અંતે જાગૃત થતાં સર્પ નષ્ટ થયો. અહીંઆં સ્વપ્નમાં રહેલા અહંભાવે સર્પનો નાશ કર્યો. બીજી વસ્તુઓ માફક અહંભાવ પણ સ્વપ્નમાંની વસ્તુ હતો અને તેને સર્પે મૃત્યુ પમાડયો. આ સર્પ પણ વિચિત્રજ હતો. તેણે કરડીને પોતાનો પણ નાશ કર્યો; કારણ

* તારીખ ૨૬ મી ફેબ્રુઆરી સને ૧૯૦૩ ના રોજ આપેલું ભાષણ.

કે જ્યારે તે મનુષ્ય જાગી ઉઠયો તે સમયે તે સર્પ પણ રહ્યો હતો નહિ.

વેદાન્ત પ્રમાણે આ સર્વ જગત માત્ર સ્વપ્ન છે, માયા છે; ને આ સ્વપ્નને જોનારો પણ કોણ છે? સ્વપ્ન ભોગવતો અહંભાવજ છે. સ્વપ્નમાં દેખાતા સર્વ મિત્રો, દેવો ને લોકો કેદખાનામાંના સોબતીઓ છે. મિત્ર પાસે મદદ માગવા જાઓ છો, પણ શાન્તિ કે મદદ મળતી નથી. જીવને સત્ય આનન્દ કે કાંઇ કળ પડતી નથી, પણ અંતે જ્યારે સર્પ ડંશે છે ત્યારેજ શાન્તિ મળે છે. હવે આ સર્પ શું છે? ત્યાગરૂપી સર્પ કરડવો જોઇએ. ત્યાગ શબ્દ સાંભળી તમે ચમકો છો-ગભરાઓ છો, પણ સત્ય ત્યાગ એટલે જ્ઞાન એવો અર્થ છે.

જ્યારે આ પ્રકારનો ત્યાગ થાય છે ત્યારેજ જ્ઞાન આવે છે. ત્યારેજ "અહં બ્રહ્માસ્મિ"નો અનુભવ થાય છે. અમેરિકનો અને યૂરોપિયનોને "અહં બ્રહ્માસ્મિ" કહેવું નાસ્તિકતા લાગે છે; પણ તે સુસવાટા મારતો સર્પ તમને ડશસે ત્યારેજ તમને ખરૂં સત્ય સમજાશે.

અરે ભલા મનુષ્યો! એ સર્પ ભલે ડસે. એનો ડંખ મધુર લાગશે, બન્ધનમાંથી મુક્ત થશો, સર્વ ચિંતાથી દૂર થશો. આ સત્યરૂપી સર્પ વિષ રેડશે નહિ, પણ અમૃતધારા વ્હેવડાવશે. તમે જાગૃત થશો ને સ્વપ્નનો અહંભાવ નષ્ટ થશે, જગત પણ નષ્ટ થશે.

આ ગપ ન માનશો, 'રામ' ના મગજની ભ્રાન્તિ ન ગણશો. આ પરમ સત્ય છે ને તે તમારા પોતાના અનુભવથી પણ જાણી શકશો. 'હું શરીર નથી' એમ સ્વપ્નમાં બનેલો ચોર કહે છે; કારણ કે તમે ઈશ્વિરની ચોરી કરી છે, સત્યને ચોરી લીધું છે, સત્યાત્માને છુપાવ્યો છે, ને તેથી આ સ્વપ્નનો ચોર સ્વપ્નાનાજ સર્પથી ડંશાય છે. ડંશનું પરિણામ એ આવે છે કે, તમે જાગૃત થાઓ છો ને તે પરમ સત્ય, આત્મા, જ્વલંત થાય છે; કે જે આત્મા અગમ્ય છે, અવર્ણનીય છે, વાચા તેને પહોંચી શકતી નથી.

પ્રશ્ન:—જો મૃત્યુ આ જાગૃત સંસારની નિદ્રા સમાન છે, તો તે મૃત્યુસમયે સંસારમાં શું થાય છે તે આપણે કેમ જાણી શકતા નથી?

ઉત્તર:—મૃત્યુરૂપી નિદ્રામાં હોય છે, ત્યારે તમારી પોતાનીજ ઉત્પન્ન કરેલી સૃષ્ટિમાં તમે વસો છો; ને જાગૃતાવસ્થામાં પણ તમારી પોતાનીજ પેદા કરેલી સૃષ્ટિમાં હો છો. આ રીતે મૃત્યુરૂપી નિદ્રાને જાગૃતાવસ્થાની સૃષ્ટિ મળતી આવે છે. તેમજ સ્વપ્નસૃષ્ટિ પણ જાગૃતાવસ્થાની સૃષ્ટિને મળતી આવે છે.

પ્રશ્ન:—આત્માને આરામની આવશ્યક્તા નથી તો પછી જે નિદ્રા લે છે તે કોણ?

ઉત્તર:—આત્મા કદિ નિદ્રા લેતો નથી, નિદ્રા તેને અડકી પણ શકતી નથી. વેદાન્ત પ્રમાણે નિદ્રાવસ્થા તેમજ જાગૃતાવસ્થા બન્ને માયાજ છે. નિદ્રા મનને તથા અહંભાવનેજ આવે છે; નિદ્રા અસત્યનેજ વળગે છે; સૂક્ષ્મ શરીરનેજ લાગે છે. નિદ્રા અહંભાવનોજ એક આવિર્ભાવ છે, માયા છે, સ્વપ્ન છે.

પ્રશ્ન:—મધ્યસ્થો મૃત્યુ પામેલાઓની સાથે વાતચીત કરી શકે છે?

ઉત્તર:—'રામ' કહે છે કે જાગૃતાવસ્થામાં પણ જે કાંઇ તમે જાણો છો, સમજો છો, તે સર્વ અંતરમાંથીજ આવે છે. જે વસ્તુઓ બહાર જણાય છે તે સર્વ તમારી અંદરજ રહેલી છે. બિન્દુદૃષ્ટિની સ્થિતિમાં, મધ્યસ્થ સ્થિતિમાં પણ જે કાંઇ જાણવામાં આવે છે તે સર્વ

અંતરમાંથીજ આવે છે. વિશ્વમાં જે કાંઇ છે તે બધું આત્મામાંથીજ છે એમ વેદાન્ત કહે છે. સર્વત્ર પરમાત્માજ વ્યાપી રહેલો છે એમ તે કહે છે. સર્વ સાધુ, ભૂત, પિશાચ, સૂર્ય, ચંદ્ર, ગ્રહો તમારા પોતાનાજ પેદા કરેલા છે. તમારી બહાર કાંઈ પણ નથી.

પર્શીઅન ભાષામાં એક સુંદર કાવ્ય છે, ને તે હાફીઝ નામે એક મહાન કવિ થઈ ગયો તેનું લખેલું છે. તે કહે છે કેઃ-"હે મન! શંકા, તર્ક સર્વ મૂકી દે, ને સ્વર્ગનાં દ્વાર ખોલે તેવા અમૃતથી-મદ્યથી, મારો પ્યાલો ભરી દે." અર્થ એમ નથી કે મદ્ય પીવો, પણ એમ કહે છે કે મન દિવ્ય બને એવો વિચાર કરવો, એવી મનની સ્થિતિ બનાવવી કે જેથી સ્વપ્નામાંથી જાગૃત કરે તેવો સર્પદંશ થાય, ને સ્વર્ગનાં દ્વાર ખુલી જાય. 'રામ' કહે છે કે ઇચ્છાઓ, શંકાઓ, તર્કવિતર્ક છોડી દો. અને 'રામ' ની સાથે દિવ્યતાથી મસ્ત બનો. 'રામે' હૃદય ખોલીને કહેવુંજ જોઇએ કે, "હે અમેરિકનો! **તમે કદિ પણ શિવ ને શયતાન બેને સાથે ભજી નહિ શકો. જગતનાં સુખો ભોગવો ને તે સાથે સત્યનો સાક્ષાત્કાર કરવા ઇચ્છો, એમ કોઈ પણ કાળે બનનાર નથી.** પરમ સત્ય જાણવા માટે તમારે જગતની ઇચ્છાઓને ત્યજવીજ જોઇએ. જગતની લાલસાની પાર જવુંજ જોઇએ. સર્વ બન્ધનો, દાસત્વ, ને માયા દૂર કરો. **ભોગ આપ્યા વિના, યજ્ઞ કર્યા વિના, સત્યની પ્રાપ્તિ નથી.** જો ભોગ આપી શકાય એમ ન હોય તો જે સ્થિતિ છે તેમાં ભલે સંતોષ પામી બેસી રહો. સાક્ષાત્કાર કરવો હોય, **પ્રભુત્વ પામવું હોય તો ભોગ આપો,** માયાને તજો એટલે સર્વ તમારે આધીન થશે." ક્રાઇસ્ટે આ પરમ સત્ય બેધડક કહ્યું છે, પણ આ શબ્દોની હાલ દરકાર પણ કોણ કરે છે? આજે આ શબ્દોના અર્થનો કેવો અનર્થ થાય છે! આ ઉપરથી 'રામ' ને એક વાત યાદ આવે છે. હિંદુસ્તાનમાં એક પ્રખ્યાત પુરુષ થઇ ગયો છે, તે મસ્તાન હતો. રસ્તે ચાલતાં તે ઉંચે સ્વરે બોલતો કેઃ-"હે ગ્રાહકો! હે દિવ્યતાના ગ્રાહકો! ચાલો! ચાલો! હે જગતના ભારથી દબાઈ ગએલાઓ! મારી સાથે ચાલો, દિવ્યતા મળશે." પોતાની ભાષામાં તે બોલતો હતો, ને કહેતો કે હે લોકો! "નોમ લે તો" એટલે કે જેને પરમેશ્વર જોઇતો હોય તે ચાલો. હવે 'નોમ' ના બે અર્થ થાય છે; એક ઈશ્વર ને બીજો જવાહીરથી સુશોભિત સુંદર હાર. એક ગૃહસ્થ રસ્તે જતો હતો તેણે આ સાંભળ્યું. તેને એક હીરાનો હાર વેચાતો લેવો હતો તેથી એક દિવસ પૂછતો પૂછતો પેલા બૂમ પાડી વેચનારના મકાને ગયો, ત્યાં ગયો તો ઘણી ગરીબાવસ્થા જોઈ તેથી વિસ્મય પામ્યો કે હીરા મોતી વેચનાર તે શું આવી સ્થિતિમાં રહેતો હશે! ઘરમાં ગયો તો પેલા મનુષ્યને દીઠો નહિ પણ એક નાના બાળકને દીઠું; તેને પૂછયું કે હીરાના હાર વેચનાર ક્યાં છે? બાળકે કહ્યું; "મારો પિતા બહાર ગયો છે, તે સંધ્યા સમયે આવશે, પણ આપને શું કામ છે તે કહેશો?" બાળકના બોલવાથી આ માણસ ઘણો ખુશી થયો તેથી તેણે કહ્યુંઃ-"મારે નોમ ખરીદવો છે" બાળકે સ્મિત કરી કહ્યુંઃ-"ઓહો! એમાં શું! નોમ તો હું આપું, એ તો બહુજ સહેલું છે." પેલો માણસ બહાર વાટ જોતો બેઠો ને બાળક ઘરમાં ગયું. ઘણી વાટ જોઈ પણ બાળક બહાર નીકળ્યું નહિ તેથી તે ગ્રાહક અધીરો બની પોતે પણ અંદર ગયો ને જોયું તો બાળક એક મોટો છરો લઇ ધાર ચડાવતું હતું. આ જોઇ તેણે કુતૂહલથી પૂછયુંઃ-"આ શું કરે છે? મને આમ બહાર ખોટી કરી તું રમતે ચડયો છે! મશ્કરી બશ્કરી કરે છે કે શું?" બાળકે કહ્યુંઃ-"માફ કરો, ધીરજ રાખો, એક ક્ષણ ખમી જાઓ, હું આવું છું." પેલા માણસે ગુસ્સે થઇ કહ્યુંઃ-"એકદમ આવ, છરો મૂકી દે."

બાળકઃ—નોમ ત્યારે તમારે નથી જોઈતો ?

પેલો માણસઃ—નોમજ જોઈએ છે પણ તે દેખાડ ક્યાં છે ? હું ઝવેરીને ત્યાં લઈ જઈ તેની કિંમત અંકાવું.

બાળકઃ—અમારૂં ‘ નોમ ’ એવું નથી કે જેની કિંમત ઝવેરીઓ આંકી શકે, તેની તો કિંમત ક્યારની અંકાએલીજ છે, તેને માટે આમ તેમ દોડધામ કરવી પડે તેમ નથી.

પેલો માણસઃ—એમ ? ત્યારે લાવ ઝટ દેખાડ. છરો મૂકી દે.

બાળકઃ—અરે પણ પહેલી કિંમત તો આપો પછી નોમ લ્યો.

પેલો માણસઃ—વાહ ! કિંમત લઈ પછી છરો મારી મને મારી નાંખવો છે કે શું ?

બાળકઃ—જો ‘ નોમ ’ ની કિંમત જાણતા નહોતા તો શા સારૂ અહીં આવ્યા ? ખબર નથી કે ‘ નોમ ’ મેળવવા સારૂ જીવન આપવું પડે છે ? જીવનનો ભોગ આપો તોજ ‘નોમ’ મળે છે, ને જે જીંદગી બચાવવા માગતું હશે તે ‘ નોમ ’ ને ખોશે.

અરેબીક ભાષામાં કહેવત છે કે, “ ઘોરમાં જતાં પહેલાંજ મરો, ને એમ કરીને જગતને સ્વર્ગ બનાવો. ” સંસ્કૃતમાં પણ કવિતાની ટુંકો ઉપર ટુંકો આ વિષય ઉપર રચાએલી છે. જગત તરફથી મ્હોં ફેરવશો, સર્વ પ્રકારે જગતથી વિમુખ થશો, ભોગો આપશો તો **જગતને મન વ્યાવહારિક રીતે મૃત્યુ પામશો; ત્યારેજ ખરૂં જીવન શરૂ થશે.** ઉપદેશકો ને શિક્ષકોના ખુશામતીઆ શબ્દોથી છેતરાશો નહિ. ‘રામ’ સત્ય કહે છે, ખુશામત કરતો નથી. વેદોમાં કહ્યું છે કેઃ—

મનુષ્યનું શરીર એક કિલ્લા જેવું છે ને ઈન્દ્રિયો તે કિલ્લામાં છિદ્ર સમાન છે. એ કિલ્લાનાં કાણાં આગળ તોપો ને બંદૂકો મૂકીએ છીએ. અંદરની બાજુથી તે છોડવામાં આવે છે, ને બહાર ભડાકા થાય છે. એ પ્રમાણે શરીરમાંથી બીજાઓ તરફ દૃષ્ટિરૂપી તોપો ને બંદૂકો છોડી તેમનાં હૃદય ને માથાં તકાય છે. આ શરીરરૂપી કિલ્લાના કર્ત્તા આત્માએ મનુષ્યની ખૂબ મશ્કરી કરી છે. તોપના ગોળાઓ અંદરથીજ બહાર છૂટે છે ને આમ છતાં મનુષ્ય બહાવરો બને છે ! તે સમજે છે કે આમ લડાઈ કરી હું જગતને જીતું છું, માલમત્તા વધારૂં છું; પરંતુ સત્ય એ છે કે પોતે મહા જોખમ ખેડે છે, પોતાનું સર્વસ્વ ખોઈ દે છે. મનુષ્ય ધારે છે કે પોતે જ્ઞાન મેળવે છે; પરંતુ આત્માને ભૂખે મારે છે. વેદાન્ત કહે છે જે મનુષ્ય તોપો ને બંદુકોને પોતાના તરફ તેમનાં મ્હોં રાખી છોડે છે તેજ જગતને જીતે છે. જેની દૃષ્ટિ બહાર અવલોકવાને બદલે અંદર અવલોકે છે, જેના કાન અંતઃકરણની વાત સાંભળે છે, શ્રવણ કરવાના **મૂળ કારણરૂપ આત્માને જે ઓળખે છે તેજ સત્ય રીતે જીવ્યો છે ને તેણેજ જગતને જીત્યું છે.**

વિચાર કરો, અંતઃકરણમાં જુઓ. આંખ શાથી જોઈ શકે છે, કાન શાથી સાંભળી શકે છે, વાળ શાથી ઉગે છે ? તે સર્વનું કારણ આત્માજ છે, પ્રભુજ તેનું કારણ છે. જો આ ઉપર જરા પણ વિચાર કરો તો તરતજ સમજાશે કે તમે પોતે ઈશ્વિર વિના બીજું કાંઈજ નથી. આમ અંતઃકરણમાં અનુભવો, વિશ્વના નિયંતા બનો, જીંદગી છેવટે વધતી જાય છે ને શરીર મૃત્યુ પામે છે. જ્ઞાનરૂપી અજવાળું મળે માટેજ જીવનરૂપી દીપકને બાળવો જોઈએ. **ઈશ્વિરત્વ પ્રાપ્ત કરવા માટે અહંભાવ બંધ થવોજ જોઈએ.**

પેલા બાળકે કહ્યુંઃ-મહેરબાન ! તમે નહોતા જાણતા કે નોમની કિંમત નક્કી થએલી છે?

નોમ (બાળકને મન નોમ એટલે પરમાત્મા હતો ને પેલાને મન હાર હતો) મેળવવા માટે આ છરાથી તમારૂં મસ્તક છેદવું પડશે ને ત્યારેજ 'નોમ'ની પ્રાપ્તિ થશે. પેલો ગ્રાહક તો બિચારો આભોજ બની ગયો ને મોટેથી બૂમ પાડી, તેથી આસપાસના લોકો ભરાઈ ગયા. તેણે તેમને કહ્યું કેઃ-"આ ઝુંપડામાં ઘાતકી મનુષ્યો વસે છે. આ બાળકનાં માબાપ ખૂની હોવાં જોઈએ, માટે સરકારમાં ફરિયાદ કરવી જોઈએ." લોકોએ કહ્યુંઃ-"આ બાળકનાં માબાપ તો દયાને માટે ખાસ જાણીતાં છે." એટલામાં પેલા બાળકનો બાપ આવી પહોંચ્યો, તેને પેલો ગ્રાહક મારવાની તૈયારીમાં હતો, પણ એતો શાન્ત ને સ્થિર ચિત્તે ઉભો રહ્યો. પેલા ગ્રાહકે જ્યારે તેને કહ્યું કેઃ-"નાના બાળકને પણ તું દુષ્ટ કૃત્યો કરતાં શીખવે છે, ત્યારે તું એવાં કેટલાં કૃત્ય કરતો હોઈશ?"

સાધુઃ—કેમ મહેરબાન! કેવાં દુષ્ટ કૃત્યો?

બધી અથઇતિ વાત ગ્રાહકે કહી એટલે સાધુનું હૃદય ભરાઈ આવ્યું, પવિત્ર વિચારોની પરંપરા ચાલી રહી, દિવ્યતામાં તે રમણ કરવા લાગ્યો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી ને ઉદ્‌ગાર કર્યો કેઃ-"પેગંબરો ને સાધુઓ! હે દેવો! શું વાત આટલે સુધી વધી ગઈ છે? પ્રભુનું નામ શું એટલું બધું સસ્તું થઈ ગયું છે? કે એક બાળકના હાથમાં પ્રભુનું નામ આવ્યું એટલે પ્રભુની કિંમત એટલી બધી ઘટી ગઈ, જેથી માત્ર હૃદય કે માથાને સાટેજ પ્રભુને વેચવા કહાડયો! અરે મધુર અનાદ્યનન્ત દેવ! એકજ જીવન સારૂ માત્ર તું વેચાય! ત્હારી કિંમત માત્ર એકજ જીવનની! અરે કરોડો, અસંખ્ય જીવનો ઉદ્‌ભવ પામો, ને ત્હારી એક પળ પણ ઝાંખી થાય તેટલા માટે તેમનો નાશ થાઓ. અસંખ્ય મસ્તકો ત્હારો સાક્ષાત્કાર કરવા માટે તો કપાવાં જોઈએ."

સાધુનાં વચનો સાંભળી પેલો ગ્રાહક ને લોકો વિસ્મય પામ્યા ને ત્યારેજ તેમને ખબર પડી કે નોમ શબ્દનો અર્થ હીરાનો હાર નથી પણ કાંઈ ઓરજ છે.

સ્વર્ગીય સુખરૂપી અમૃત ચાખવા માટે શી કિંમત આપવી પડે છે તે આ વાત ઉપરથી સમજાશે. જગતમાં રહી, **જગતનાં ક્ષણિક સુખો ભોગવવા લાલસા રાખીને પ્રભુને મેળવી ન શકાય;** માટે ભોગ આપો, **કિંમત આપો, તોજ પરમ સુખની પ્રાપ્તિ થઈ શકશે.**

એક મનુષ્ય રસ્તે ચાલતાં પડી ગયો ને પગને વાગ્યું, તેથી ગુરૂત્વાકર્ષણની શક્તિને નિંદવા લાગ્યો. લાખો મનુષ્ય ભલે પડે ને પગ ભાગે માટે શું ગુરૂત્વાકર્ષણનો દોષ કહાશે? નહિજ. દરેક પ્રકારનાં દુઃખો, અધઃપાત વગેરે માત્ર આપણી નિર્બળતાનાજ કારણથી છે. એ નિર્બળતા દૂર કરો. કોઇ બીજાનો તેમાં દોષ ન કાઢો.

એ નિર્બળતા શું છે? માત્ર અજ્ઞાનજ છે. તે અજ્ઞાનથી કરીનેજ શરીર તથા ઇન્દ્રિયો વગેરેને "આપણે પોતે છીએ" એમ માનીએ છીએ. આ અજ્ઞાન દૂર કર્યાથીજ આપણે કોણ છીએ તે જણાશે. આપણી પાંસળી કે જઠરાગ્નિનું અસ્તિત્વ ક્યારે માલૂમ પડે છે? જ્યારે તે બરાબર સ્થિતિમાં નથી હોતાં ત્યારેજ આપણે એ વસ્તુઓ શરીરમાં છે એમ જાણીએ છીએ. એજ પ્રમાણે શરીરનું ભાન ક્યારે થાય છે? જ્યારે તેમાં રોગ હોય છે ત્યારે. તન્દુરસ્તીમાં શરીર શરીર છે એમ કાંઈ ભાન થતું નથી. સર્વ જગત આપણું શરીર છે ને આપણે તન્દુરસ્તીમાં છીએ એમ માનો ને અનુભવો ત્યારેજ પરમ સુખ પામશો. એક સાધુને કોઈએ

પૂછ્યું કે:–" જીસસ ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો; તે વખતે તેને શૂળીનું ભાન કેમ ન થયું?" સાધુએ કહ્યું કે:–" તે વખતે તેની પાસે શરીરની આસપાસ નાળીએર હતાં." હિંદુસ્તાનમાં કોઇને મળવા જતાં, ભેટ મૂકવા સારૂ નાળીએર–શ્રીફળ લઈ જાય છે તેજ પ્રમાણે પેલા પ્રશ્ન પૂછનારે બે શ્રીફળ સાધુને આપ્યાં હતાં, તેમાંનું એક કાચું હતું ને બીજું સૂકાઇ ગયું હતું.

સાધુએ કહ્યું:–" આ શ્રીફળ કાચું છે ને હું તેની કાચલી ભાગું તો અંદરના ગલનું શું થશે ? " પેલા ભેટ મૂકનારે કહ્યું:–" એ પણ ભાગી જશે." સાધુ:–" વારૂ ત્યારે આ સૂકા શ્રીફળને ભાગું તો અંદરની વસ્તુનું શું થશે ? " ત્યારે પેલાએ કહ્યું:–" તો તો અંદરનો ગલ નહિ ભાગે તેને કાંઇ ઇજા નહિ થાય." સાધુ:–" કેમ ? " પેલા ભેટ મૂકનારે કહ્યું કે:– " સૂકા શ્રીફળમાંથી તો અંદરની વસ્તુ તેની મેળેજ છુટી પડી જાય છે ને કાચામાં તો એ વસ્તુ ચોટી રહે છે. " સાધુ:–"ઠીક. એજ પ્રમાણે જ્યારે ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો ત્યારે ખરી રીતે કોને ચડાવ્યો હતો ? " પેલાએ કહ્યું:–" એના શરીરને " સાધુ:–" ઠીક. જેમ સૂકા શ્રીફળને ભાગતાં અંદરના સત્વને ઈજા નહોતી થઈ, તેજ પ્રમાણે જીસસ ક્રાઇસ્ટને શૂળી ઉપર ચડાવ્યો તે વખતે તેનો આત્મા શરીરથી છુટો પડવાથી તેને ઇજા થઇ નહોતી; માટે દીલગીર શા માટે થાઓ છો ? તેને માટે શોક કેમ કરો છો ? "

શરીર ઉપર આસક્તિ એજ નિર્બળતા છે, ને આ આસક્તિ છોડી દેવી તેનેજ જગતના લોકો મરણ કહે છે. જ્યાં સુધી આ નિર્બળતા છોડશો નહિ ત્યાં સુધી મૃત્યુને જીતી શકશો નહિ. દુઃખ, દરિદ્રતા, વ્યાધિ, પીડા વગેરેની પાર જઇ શકશો નહિ. શરીરનું અસ્તિત્વજ નથી એમજ માનો. જીવન્મુક્ત એજ છે કે જે પ્રભુમય છે.

' રામ ' ઘણી વખત સાંભળે છે કે, "હું એજ ઇચ્છું છું કે જન્મ્યોજ ન હોત તો સારૂં." ડીનસ્વીફ્ટ જોબમાંથી વાંચતો હતો કે, " જે દિવસે મ્હારો જન્મ થયો તે દિવસજ નાશ પામો." ' રામ ' કહે છે કે, " ભાઇઓ ! એ દિવસની સ્મૃતિ નાશ કરવાનો એ ઉપાય નથી; પણ અહંકાર, ઇચ્છાઓ વગેરેનો નાશ કરો, ને ઇશ્વિરમાં એટલે સુધી મન પરોવો કે જાણે તમે પોતે છોજ નહિ, જાણે કદિ પણ જન્મ્યાજ નથી. ગાઢ નિદ્રામાં જાગૃતાવસ્થાના અનુભવો ભૂલી જવાય છે, તેમ સાક્ષાત્કારમાં એટલા તો મસ્ત બનો કે તમારા જગતમાંના બધા સંબંધોની વિસ્મૃતિ થાય. શ્રીફળની કાચલીને છોડાથી દૂર કરવાનો આજ રસ્તો છે, ને ત્યારેજ મૃત્યુ જીતી શકાશે. "

જુનાં ગીતો નવા વાજીંત્ર ઉપર નવા રાગે ગાવાં એજ સાક્ષાત્કારનો રસ્તો છે. ગીતો તો જુનાંજ રહેશે પણ તેના સૂર, રાગ જુદા નીકળશે. જગતને જુદીજ દૃષ્ટિથી જુઓ. દરેક વસ્તુમાં પ્રભુ જુઓ. પ્રભુની આંખે જગતને જુઓ. કેટલાંક દૃષ્ટાન્તથી આ વાત બરોબર સમજાવીએ.

એક સ્થળે અમે કેટલાક જણ ધ્યાનસ્થ હતા. ત્યાં એક જણ આવી ચડયો. ત્યાં આવીને એ તો રોવા ને કૂટવા લાગ્યો, પણ કોઇએ ધ્યાન ન આપ્યું ' રામ 'ના પુત્રના મૃત્યુથી તે શોકગ્રસ્ત થયો હતો, કારણ તે છોકરો તેનો સગો હતો. કોઇએ તેના તરફ લક્ષ આપ્યું નહિ, એટલે તે નીચે બેઠો; અને પછી તેની ચિંતા દૂર કરવા સારૂ તેને શાન્ત ચિત્તથી પૂછવામાં આવ્યું કે:–" શોક કરવાનું કારણ શું છે ? " તેણે કહ્યું:–"છોકરાનું મૃત્યુ તે ખમી શકતો નથી." બીજા બધા ત્યાં હતા તે તો જ્ઞાનમાંજ મસ્ત હતા, તેથી તેમને કાંઇ શોકની નીશાની જણાઈ નહિ, કારણ કે એ લોક જુનાં ગીતોને નવા રાગમાં ગાનારા હતા. પેલા મનુષ્યને કહેવામાં

આવ્યું કે:-" હે ભાઇ! તમે એ છોકરાના સંબંધી છો એમ કહો છો તે તો માત્ર " પવન વાય છે " એમ કહેવા બરોબર છે. તો પછી એ બાબતમાં અકુદરતી શું છે કે આટલા બધા વ્યગ્ર થઈ ગયા છો ? " નદી વહે છે " તેમાં આપણને વ્યગ્ર થવાનું શું કારણ છે ? કેમકે તે સ્વાભાવિકજ છે, પ્રકૃતિને અનુસરીનેજ છે. અમુકનું મૃત્યુ થયું કે પુત્રનું મૃત્યુ થયું, તેમાં પ્રકૃતિવિરૂદ્ધ શું થયું છે ? જન્મ તેનું મૃત્યુ તો અવશ્ય છેજ. પાઠશાળામાં દાખલ થાઓ છો ત્યારે કાંઇ ત્યાં ઘર કરી હમ્મેશ માટે રહેવા નથી જતા. માત્ર એક વર્ગમાંથી બીજા વર્ગમાં જવા ખાતરજ પાઠશાળામાં જઇએ છીએ. દાદરે ચડીએ છીએ તે પગથીએ પગથીએ ઉપર જવા માટેજ; નહિ કે એકજ પગથીઆ ઉપર ઉભા રહેવાને માટે; તેમ જન્મીએ છીએ તે પણ મૃત્યુ પામીને બીજો જન્મ ધારણ કરવાને માટેજ. માટે પુત્રનું મૃત્યુ થયું તે સ્વાભાવિકજ છે. એક શરીર છોડી બીજું શરીર ધારણ કરવા માટેજ તેમ બન્યું છે, તેમાં નવાઈ જેવું કાંઇજ નથી."

જગતમાં આ પ્રમાણે બુદ્ધિ રાખીને રહેવાથી, આત્માને પરમાત્મારૂપે ઓળખવાથી, દિવ્ય જ્ઞાનરૂપી દુર્બીનથી જગતરૂપી વેધશાળામાં ઉભા રહી સર્વત્ર દૃષ્ટિ નાંખવાથીજ સુખ ને આનન્દ સમાએલાં છે. તમે મન નથી, શરીર નથી, પ્રકાશના પણ પ્રકાશ છો, પરમ-સત્ય છો, આનો સાક્ષાત્કાર કરો, પૂર્ણ અનુભવ કરો, એજ આવશ્યક છે. આ શરીર ગમે તે સ્થળે હોય, ગમે તે સ્થિતિમાં હોય, તેની દરકાર શા માટે કરવી જોઇએ ? સાક્ષાત્કાર કરો, જ્ઞાનરૂપી અ ત પીઓ તો સર્વ જગત સ્વર્ગરૂપ બની રહેશે. પ્રભુને અનુભવો એટલે અખિલ બ્રહ્માંડ તમારૂં દાસ બનશે.

એક સમયે એક જણ આવીને રામને કહેવા લાગ્યો કે:-" એક મહાન રાજા તમને મળવા આવે છે. " અહીં એક જોવાની વાત છે. 'રામ'-દરેક વસ્તુમાં પ્રભુ જોતો હતો તેથી બોલી જવાયું " તેમાં 'રામ'ને શું છે ? " પેલો મનુષ્ય બોલ્યો:-" અરે એ તમારે માટે કિંમતી ભેટ લાવે છે." 'રામે' કહ્યું:-"તેમાં મ્હારે શું ? રાજા છે તેમાં મ્હારે શું ? માત્ર મ્હારે તો પરમ સત્ય જોઇએ છે. જગતની ક્ષણભંગુર, અસત્ય વસ્તુઓમા 'રામ'ને સ્વાર્થ નથી." સત્ય આનન્દરૂપ પરમાત્મા મને નિરંતર પ્રવૃત્તિમાં રાખે છે. નિરર્થક વાર્તાલાપ મ્હારે ઉપયોગનાં નથી. પરમ જ્ઞાનની દૃષ્ટિથી સર્વ જોવામાં આવે તો ધનવાન, રાજા કે પાદશાહ, કે ગમે તે પુરૂષ, શું આશ્ચર્ય ઉપજાવી શકે ? માત્ર દૃષ્ટિબિન્દુ ફરવું જોઇએ. વર્તમાનપત્રો જ્યારે આપણને રસ ઉત્પન્ન ન કરે-નીરસ લાગે-ત્યારે જગતમાં એક પગથીયું આપણે આગળ વધ્યા ને પ્રભુની પાસે આવ્યા, 'એમ જાણવું જોઈએ. આ વાતનો અનુભવ કરજો. આ પ્રમાણેનો ભોગ આપી શકશો ત્યારેજ સત્ય જીવન ઉગતું જણાશે. દૃષ્ટાન્તો આપ્યાં છે તે કાંઈ અનુકરણ કરવા નથી આપ્યાં, પણ તમે પોતે આ વાતોનો જાતે અનુભવ કરો, આત્માને ઓળખો, સાક્ષાત્કાર કરો, ને સવ ઇચ્છાઓ, લાલચો, દુઃખ, ચિંતા વગેરેની પેલી પાર જાઓ એ માટેજ આપ્યાં છે. ૐ ૐ ૐ



# ૩૩–કોઇ ખાસ સંગની જરૂર છે ?*

પ્રશ્નઃ—સ્વામિએ આપેલા ઉપદેશને માટે ખાસ મંડળી સ્થાપવાની જરૂર નથી ?

ઉત્તરઃ—'રામ'નો એક ઉદ્દેશ જ્ઞાતિને જાતિ તોડી નાંખવાનો છે. વાત સત્ય છે કે મંડળી સ્થાપવાથી સત્યને ટેકો મળે છે, પરંતુ ઘણો વખત એમ કર્યાથી લાભ કરતાં હાનિ વધારે થાય છે.

જો એકાદ મંડળી સ્થપાય તો ભલે, પરંતુ તે બીજી મંડળીઓની માફક ન હોવી જોઇએ. 'રામ'ને દાસત્વ પસંદ નથી, વેદાન્તની સાંકળથી તેને જકડવો નહિ. દરેક જણ ગમે તે સંસ્થામાં જોડાવાને છુટો રહેવો જોઇએ. બીજા ઉપદેશકો આવે તેમને અંતરાય રૂપ તે ન હોવી જોઇએ. દરેક ઉપદેશક રામ છે, કૃષ્ણ છે, મહમ્મદ છે. તેમનાં વચનામૃત સુખેથી સાંભળજો. પ્રકાશને અટકાવશો નહિ પણ સત્ય ગ્રહણ કરી લાભ મેળવજો.

હિમાલયના ઉંચામાં ઉંચા શિખર જેવું સત્ય, હજારો વર્ષો પૂર્વે પવિત્ર ગંગા નદીના તટ ઉપર ગવાએલું સત્ય, અને આજે ઇમર્સન, વ્હીટમેન ને બીજાઓ જે જાણી શક્યા છે, તે સત્ય એકજ છે. એજ સત્ય અનેકરૂપે આજકાલની મંડળીઓ, સંસ્થાઓ પ્રદર્શિત કરી રહી છે. કોઇ પૂર્ણ સત્ય દર્શાવે છે તો કોઇ સત્યનો અમુક ભાગજ માત્ર જણાવે છે. સત્ય કદિ ફર્યું નથી પણ સત્યને સુંદરતાથી 'રામે' દર્શાવ્યું છે. કેટલાકને 'રામ'નું ભાષણ ગમતું નથી, કારણ 'રામ' તેમને જે ગમે છે તે કહેતો નથી. સત્યથી 'રામ' ખસે ને લોકને ગમતી વાત કરે, તો હજારો લોકની ઠઠ સાંભળવા આવે, પરંતુ સત્યને શિખરેથી 'રામ' ઉતર્યો નથી.

ક્રાઇસ્ટે અગીઆરજ શિષ્ય કર્યા હતા, પરંતુ સમગ્ર વાતાવરણમાં તેના શબ્દો એકઠા થઈ રહ્યા હતા તેથીજ આજે કરોડો મનુષ્યો તેનું અધ્યયન કરે છે. સત્યને ચગદી નાખી પાતાળમાં દાટો તોપણ તે તો પુનરુત્થાન પામશેજ.

ઘણા જણ આવા વિચારો પ્રદર્શિત કરે છે; પરંતુ તેને 'રામ' જુદે પ્રકારે જણાવે છે. 'રામ'ની રીતિથી ઘણાને ફાયદો થવાનોજ. 'રામ' કહે છે કે જો તમે આમાં રસ લેશો, આ વાતને આગળ વધારશો, એક બીજામાં વાત કરશો, આપ લે કરશો, તો જરૂર ફાયદોજ છે. 'રામ'ના ગયા પછી મંડળી સ્થાપો તો સ્વામીના ઉપદેશો, અને ઈમર્સનનાં, વ્હીટમેનનાં, તથા સ્પેન્સરનાં પુસ્તકો બરાબર વાંચજો. મંડળી સ્થાપો પણ અમુક નામ ન આપશો ને મંડળીમાંથી કોઇ પણ જો નવું શોધી કહાડે, સત્ય જણાવવવાને નવી વાતો મદદરૂપે આણે, તો તે સુખેથી સાંભળજો, અને કોઇ બીજો ધ્યાનસ્થ સ્થિતિમાં નવીન વિચાર જણાવે તો તે પણ સાંભળજો.

---

* તા. ૨૯ મી જાન્યુઆરી સને ૧૯૦૩; સાન્ફ્રાન્સિસ્કો ગોલ્ડન ગેઇટ.

આ સીસોડી વગાડીએ છીએ તો કોયલ જેવો અવાજ નીકળે છે. તેને જ્યારે પણ વગાડીશું ત્યારે કોયલનોજ સૂર તેમાંથી આવશે, પણ એ નાદ કાંઇ સ્વાભાવિક કોયલનો **નથી.** કોયલનો ખરો સ્વર તો કોઇ પણ સમયે, જગ્યાએ કે નિયમે બંધનમાં લાવી શકાયજ નહિ. કોયલને જ્યારે ગાવું હશે ત્યારે તતો આપોઆપજ ગાશે, આપણે પાસે જઇને કહીશું કેઃ– "હે કોયલ ! તું ગા !" તે સમયે તે નહિ ગાય; **માટે અમુક વખતેજ ભાષણો કે ઉપદેશ કરવો, એમ બંધન કદિ ન રાખવું**, કારણ કે તેમાં લાભ નથી.

**અમુક કૃત્રિમ નિયમોથી બન્ધન કરવાથી કદાચ પૈસા એકઠા કરી શકાય, પણ સત્ય તેથી માર્યું જાય છે.** આમ કરવાથી સત્યરૂપી જીસસને પૈસા સાટે ક્રૉસપર ચઢાવવા જેવું થાય છે; માટે 'રામ'નું કહેવું એ છે કે જો મંડળી સ્થાપો તો પ્રકૃતિના નિયમ ઉપર સ્થાપજો, કોઇનું અનુકરણ કરશો નહિ.

ખ્રીસ્તિઓએ દેવળો બાંધીને એક મોટી ભૂલ કરી છે. આથી જો કે લાભ થયો હશે, તોપણ બાઇબલમાંજ બધું સત્ય સમાઈ ગયું છે, એવું બન્ધન મૂકયાથી હાનિ પણ અતિશય થઇ છે. તેજ પ્રમાણે બુદ્ધ, મહમ્મદ વગેરેના ધર્મોમાં પણ થયું છે. અમુક રસ્તેજ સ્વર્ગમાં જવું, એવું બન્ધન હોવુંજ ન જોઇએ.

આકાશ તરફ ગમે તે બારીએથી જૂઓ, પણ તે જણાશેજ; માટે 'રામ' ઈચ્છે છે કે મંડળી ભલે સ્થાપો, પણ તે સ્વાભાવિક નિયમોનાજ આધાર ઉપર સ્થાપજો. તે નિયમો સભાસદોને બંધનકારક હોવા ન જોઇએ. ઉપદેશ આપવાની ઈચ્છા થાય ત્યારે હરકોઈ તે ગમે તે સમયે આપે; પણ કૃત્રિમ સીસોડીઓ માફક ન વર્તશો. સત્ય કોઈ નિયમથી બંધાઇ શકેજ નહિ.

'રામે' પોતાનાં ઉત્તમ પુસ્તકો હિમાલયનાં ગાઢાં જંગલોમાં લખ્યાં છે કે જ્યાં કોઈ પણ સાંભળે એવું નહોતું. ત્યાં જંગલનાં ઝાડો મ્હારૂં ગાન સાંભળતાં હતાં. પવને એ સત્ય સાંભળ્યું ને દૂર દૂર દેશોમાં તેને લઇ ગયો–પુસ્તકો દેશદેશાન્તરમાં જવા લાગ્યાં; પરંતુ જ્યારે અમુક નિયમોના આધાર ઉપર રહી 'રામ'ને મંડળીઓ સન્મુખ બોલવું પડતું ત્યારે બીલકુલ સારો લાભ નહોતો થતો, કારણ તે કૃત્રિમ હતું ને તેનું રહસ્ય જતું રહેતું હતું. કોઈ વખત માત્ર જ્યારે એકજ જણ આપણી વાત સાંભળતો હોય છે, ત્યારે પરમ સત્ય નીકળી પડે છે. સત્યને કાંઇ સાંભળનારા થોડા છે કે ઘણા છે તેની દરકાર નથી. સત્ય વિચાર આવે કે તરતજ ગ્રહણ કરો ને ધીમે ધીમે જગત તેને અવશ્ય સાંભળશે.

અમુક મંડળીના તમે છો એમ શા માટે હોવું જોઇએ ? મંડળી તમારી છે, તમે કાંઇ મંડળીના નથી. આપણે શ્વાસ લઇએ છીએ પણ ફેફસામાં તો હવા માત્ર ઘણી થોડીજ જાય છે. અખિલ વિશ્વની હવા આપણીજ છે, આપણેજ એ હવાના ખરા ને એકલા વારસ છીએ. દેશેદેશની હવા 'રામ'ની છે ને તમે પણ 'રામ' છો. હિમાલયની સુંદર ને સુગંધીદાર હવા આપણીજ છે, કોઇનો પણ એકલાનો તેના ઉપર અધિકાર કે હક્ક નથી; તેજ પ્રમાણે કોઇ એકજ જણને સત્ય જાણવાનો અધિકાર નથી. સર્વ સત્ય, જગતના સર્વ ધર્મો આપણાજ છે. પ્રાણાયામ કરતી વખતે, શ્વાસ લેતી વખતે આટલો વિચાર કરજો કે સર્વ બ્રહ્માંડની હવા તમે શ્વાસમાં લ્યો છો. ગમે તે સ્થળેથી સત્ય ગ્રહણ કરો. ઇમર્સન, વ્હીટમેન અને બીજા ગમે તેની પાસેથી સત્ય જાણી લ્યો. ઉપનિષદ્, ગીતા, બાઇબલ, કુરાન કે બીજાં ગમે તે પુસ્તકોમાંથી સત્ય ગ્રહણ કરો, ને તે તમારાંજ છે એમ માનો.

પુસ્તક વાંચવા લ્યો ત્યારે તેનો કર્ત્તા કોણ છે તેનો વિચાર ન કરશો. ઉપનિષદોના કર્ત્તા કોણ છે તે જેમ ખબર નથી; તેજ પ્રમાણે પુસ્તકો લખાવાં જોઇએ. ઉપનિષદ્‌ના કર્ત્તાઓએ પોતે જગતને સત્ય જણાવ્યું છે તેને માટે માન લેતા નથી. હિંદુસ્તાનનાં છ પ્રકારનાં તત્ત્વજ્ઞાનનાં મહાન પુસ્તકોમાં કોઇ પણ સ્થળે તેમના કર્ત્તાનાં નામ નથી. પુસ્તક રચનાર નિષ્પક્ષપાતથી પુસ્તક રચે છે. "સર્વ હક્ક સ્વાધીન" નો જુસ્સો તેમનામાં નથી, ને તેથી કરીનેજ "હુંજ સત્ય છું" એમ તેઓ જાણી શકયા છે. **જેવી મજાહ "હું પોતે સત્ય છું" એ માનવામાં છે, તેવી મજાહ "મ્હેં સો પુસ્તકો લખ્યાં, હું લાખો રૂપૈયાનો માલિક છું" એમ ધારવામાં કયાં છે?** સત્ય સુખ "હું સર્વ છું, પરમસત્ય છું, અવિનાશી છું" એમ ધારવામાંજ રહેલું છે.

માટે શ્વાસોચ્છ્વાસ લેતાં દૃઢતાથી માનો કે જગતની સર્વ વસ્તુઓ તમારી છે. જગતની સઘળી હવા તમારી પોતાની છે, સર્વ સુંદરતા તમારી છે. જગતના સર્વ ધર્મો, સિદ્ધાન્તો, કૃષ્ણ, મહમ્મદ, રામ, જીસસ સર્વે તમારાજ છે એમ માનો.

હવે નિરાશા કેમ દૂર કરવી તે માટે બે બોલ કહીશું. ઉપાય બહુ સહેલો છે, અને તેટલા માટેજ લોકો તેની દરકાર કરતા નથી. અનુભવથી જણાયું છે કે મોટા પુરૂષો પણ જે રીતિ 'રામ' હમણાં જણાવશે તેમાં ગોથાં ખાય છે. તમે જયારે તે અજમાવી જોશો ત્યારે જે અસર થશે તેથી વિસ્મય પામશો. ઘરમાં બેઠા હો તે સમયે નિરાશા ઉત્પન્ન થાય, કે થાક જણાય, અથવા દુષ્ટ વિચાર આવે, ઇર્ષ્યા થાય, કે એવો કોઇ બીજો હલકો વિચાર આવે; ત્યારે એટલોજ વિચાર કરજો કે **તન્દુરસ્ત શરીર હોય તો આવા વિચાર આવવા ન જોઇએ; માટે સમજવું કે હોજરી તમારી જરૂર બગડી છે.**

કોઇ મનુષ્ય 'રામ'ની પાસે આવીને અઘટિત શબ્દો ઉચ્ચારે છે અથવા તો ક્રોધાયમાન થઇને બોલે છે, તો તે તેમના દોષ નથી કાઢતો; તેમજ ક્રોધાયમાન થઈ પ્રત્યુત્તર નથી આપતો. કોઈ મનુષ્ય કરડાકીમાં બોલે કે ઇર્ષ્યા કરે ત્યારે તમારે તેની સાથે તેજ પ્રકારે વર્તવું નહિ; પરંતુ તેના ઉપર દયા લાવી તેની હોજરીની અવ્યવસ્થા દૂર કરવા માટે કાંઇ ઔષધ આપવું; ને તમે પોતેજ જ્યારે એવી અવ્યવસ્થાથી હેરાન થતા હો તો શું કરવું? બાહ્ય ઔષધોપચાર બીલકુલ કરવા નહિ. બાહ્યોપચારની અસર હમ્મેશ માટે કાયમ નહિ રહે. એવે સમયે તમારે એકદમ આળસ તજી દેવું; પુસ્તક હાથમાં હોય તો તે મૂકી દેવું; બેઠા હો તો ઉભા થઈ જવું; ખુલ્લી હવામાં બહાર નીકળી પડવું ને ઝડપથી ચાલવું, એથી સ્વાભાવિક રીતેજ શ્વાસ ઉંડો લેવાશે ને તેથી કાંઇક સ્વસ્થ થશો. શીતળ વાયુ મુખ ઉપર અથડાતાંજ ચમત્કારીક અસર થશે. ઘણા મનુષ્યોને આ અનુભવ નથી થયો તેજ આશ્ચર્ય છે.

પ્રાણાયામ ઉપર લોકો અનેક ભાષણો આપે છે, પરંતુ 'રામ'ની પ્રાણાયામ કરવાની રીતિ સ્વાભાવિકજ છે. દરિયા કિનારે કે બીજે કોઈ પણ સ્થળે ચાલતાં આ રીતિ પ્રમાણે અમલ કરવાથી પ્રાણ સમતોલ રહેશે. બીજી રીતિ એ છે કે, ધારો કે તમે બહાર નીકળી પડયા પછી ઝડપથી નથી ચાલતા પણ ધીમે ધીમે ચાલો છો; કારણ કે ઝડપથી ચાલવું તમને બેઅદબી ભરેલું લાગતું હશે અને તમારા પોતાના ભલા કરતાં લોકો તમારે માટે શું કહેશે તે વિચારને તમે વધુ વજન આપતા હશો, પણ એથી શ્વાસ ઉંડો નહિ લઈ શકાય; માટે 'રામ' કહે છે કે એમ ન કરો તો એક ખૂણામાં લોક જયાં તમને દેખે નહિ ત્યાં જઇ ઉભા

રહો: પછી મ્હોં પહોળું કરી ખુબ હવા લ્યો. મ્હોંએથી ખુલ્લી, ચોખ્ખી હવા લઈ નાક વાટે ધીમે ધીમે કાઢો. આ પ્રમાણે બરાબર કરો તે પછી જુઓ કે શું અસર થાય છે.?

સ્વાભાવિક પ્રાણાયામ તમને દેખાડવામાં આવ્યો છે. ઊંડો શ્વાસ લીધાથી હોજરીનો નીચેનો ભાગ હવાથી ભરાઈ જશે, ને બધી રગોમાં ફરી વળશે. આમ કર્યાથી નિરાશા દૂર થઇ ઉત્સાહ આવશે. શ્વાસ લેતી વખતે એવો વિચાર રાખો કે અખિલ બ્રહ્માંડની હવા તમે અંદર લ્યો છો. જગતમાંની સર્વ સુંદરતા ને પ્રેમ મ્હારો છે, એમ ધારો. આવા વિચાર સાથે શ્વાસ લેવો જારી રાખો. આ રીતિ એવી તો સહેલી ને સ્વાભાવિક છે કે તેની અસર ચમત્કારી થાય છે,

લોકો એકલા ફરવા જવા કરતાં કોઇની સાથે ફરવા જવાનું વધારે પસંદ કરે છે. ને કોઇ કવિએ પણ કહ્યું છે કે:—

**"રાખો મિત્ર કરવાને વાત, ચાલતાં કરવો કોઈ સાથ."**

પરંતુ **'રામ'** કહે છે કે તમારૂં મનનું વલણ વિચારગ્રસ્ત ન હોય, મન ઉન્નત વિચારો તરફ વળી ન શકતું હોય, ધાર્મિક વલણવાળું ન હોય તો તો કોઇ સાથે હોય તો ઠીક છે. અથવા ધારો કે તમે મનના નબળા છો ને કોઇ ગુરુને સાથે લઇને ફરવા જશો તેથી તમને ફાયદો થશે; પરંતુ જે લોકો તમને ઉન્નત ન કરી શકે, તેવાં સાથે કદિ પણ ફરશો નહિ. જો તમે વિચાર કરનારા હો, ને એકલા ફરવા જતા હો તો તે સમયે કોઈ આસપાસ ન હોય ત્યારે ૐ નો ઉચ્ચાર કરતા કરતા ચાલજો. તરતજ જણાશે કે આસપાસનું વાતાવરણ ચમત્કારી વિચારો તમારામાં મૂકશે. લોકો આ રીતિનો લાભ લેતા નથી. આ સહેજ વાત લાગે છે પણ અનુભવ કરશો તો જણાશે કે તેની કેવી અસર થાય છે.

સમુદ્રમાંના દરેક બિન્દુની સત્તા મહાન મોજાના જેટલીજ છે. તેમાં ઉદ્‌ભવતા દરેક પરપોટાનું મૂળ તત્ત્વ તો મહાન સમુદ્રજ છે. તે મુજબ દૃઢ રીતે માનો ને અનુભવો કે આ શરીર, આ વિશ્વરૂપી સમુદ્રમા એક બિન્દુરૂપજ છે. ને જે સત્તા સૂર્ય, ચંદ્ર ને ગ્રહોને ધારણ કરી રહી છે, તેજ સત્તા તેને પણ ધારણ કરે છે. તમારા શરીરનો દરેક ભાગ, દરેક વાળ, રક્તનું દરેક બિન્દુ તમે પોતેજ છો. તમેજ અનન્ત, અવિનાશી છો. કાળ ને આકાશને ધારણ કરનાર તમેજ છો. તો પછી આ જડ શરીર મૃત્યુ પામે તે સાથે તમારે કાંઈ લેવા દેવા નથી. એકાન્ત સ્થળે આ વિચાર ઉપર મનન કરો; ચાલતાં ચાલતાં, ખુલ્લી હવામાં ફરતાં, ઉભા હો, બેઠા હો કે ગમે તે સ્થિતિમાં હો, તે સમયે વિચાર દૃઢ કરો. કદાપિ પ્રણવ મંત્ર ન ભણો તોપણ આ વિચાર ઉપર મનન કરતા હશો તો તે ૐ મંત્રનો ઉચ્ચાર કર્યા બરોબરજ છે.

મોટેથી બોલવા ઉપરજ કાંઇ બધો આધાર નથી, પરંતુ મનની અંદર દૃઢપણે માનવું પણ ખરૂં કે હું પોતેજ અનન્ત, અવિનાશી છું. સર્વ જગત મ્હારામાંજ સમાએલું છે. દુશ્મન કે મિત્ર બધાની ઇચ્છાઓ એ મ્હારીજ ઇચ્છાઓ છે. સર્વ ભેદ છોડી દો. તમે જેને ચહાતા હો તેને બીજો પણ ચહાય છે એમ જાણતાં ઇર્ષ્યા થાય, તો એ પ્રકારની ઇર્ષ્યાને ઉત્તેજન ન આપશો. બીજો તેમજ તમે જેને ચહાઓ છો તે પણ તમેજ છો. તેનો આનન્દ તમારોજ છે. સત્યનો સાક્ષાત્કાર કરો, ને તેમ કરવા માટે તમે પોતેજ સત્ય છો એમ માનો. જન્મ ને મરણ તો શ્વાસ લેવો ને બહાર કાઢવો તેના જેવું છે. પ્રકૃતિની બહાર જ્યાં સુધી રહો ત્યાં સુધી

તમારી કાંઇ પણ સ્થિતિ નથી. ભય ને ચિંતાની પેલે પાર ત્યારેજ જશો કે જ્યારે અભેદ-ભાવ અનુભવશો. મનુષ્ય બહારથી સુંદર ભલે ન દેખાય; પરંતુ અંતઃકરણમાં સુંદર હોય તો તે અવશ્ય બીજાને આકર્ષે છે. સૉક્રેટીસ ઘણોજ બેડોળ હતો; પરંતુ સુંદર વિચારોને લીધે અંતઃકરણ તેનું શુદ્ધ હતું.

આકાશ ને પાતાળ એક થઇ જાય, સૂર્ય પૃથ્વી ઉપર ઉતરે, ચંદ્ર પાતાળમાં ચાલ્યો જાય, તો તેમાં આપણને શું? આપણે જે અનન્ત અવિનાશી આત્મા છીએ તેને શી લેવાદેવા છે?

તમે પોતે જે સર્વવ્યાપી છો તેને કોઈ પણ કાંઈ ઇજા કરી શકનાર નથી એમ દૃઢપણે માનો. સૂર્ય, ચંદ્ર ને ગ્રહો નાશ પામશે પણ તમે તો અવિનાશીજ છો. પર્વત માફક તમે તો ચલાયમાન થયા વિના સ્થાયી રહેવાના છો. આ પ્રમાણે શ્વાસ લેતી વેળા વિચાર કરવો. એમ ધારો કે સર્વ જગત તમારામાં આવી રહ્યું છે. આમ કરવાથીજ પ્રકૃતિના નિયમને તમે અનુસરશો ને તમારૂં જીવન અખિલ બ્રહ્માંડની પ્રકૃતિ સાથે એકતાર થઇ જશે.

મગજની ગતિ એક સરખી થવા દો. એક સરખી ગતિ થશે એટલે વાતાવરણમાં, બ્રહ્માં-ડમાં, અદ્ભુત ગાન થશે. આ પ્રકારની ગતિ–પ્રકૃતિને અનુકૂળ ગતિ સંપાદન કરો ને અંતર-માંથી તમારી સુંદરતા ઝળકી નીકળશે.

તમારો ઉત્સાહ, આનન્દ, કોણ નાશ કરે છે? માત્ર માનસિક જડતાજ તેનું કારણ છે; માટે તમે પારદર્શક બનો. જડતા એટલે શું? અહંભાવ! આ મ્હારૂં, આ ત્હારૂં, એ ભેદ બુદ્ધિ તેજ જડતા છે, ને તે દૂર કરવી જોઇએ; માટે ખુલ્લી હવામાં બહાર ફરવા જાઓ તે સમયે શ્વાસોચ્છ્વાસ લેતાં દૃઢતાથી માનો કે સર્વ જગત તમારૂં છે, સર્વ જગતની ચોખ્ખી હવા તમે લ્યો છો. આમ કરવાથી તમે પારદર્શી થશો, તે સર્વ તમને વળગતા આવશે.

એક રાજા પાસે બે જણ ગયા ને ભીંત ઉપર ચીતરામણ વગેરે કાઢવાના કામ ઉપર નોકરી રહેવા વિનંતિ કરી. રાજાનો આખો મેહેલ ચિતરવા પોતાનેજ સોંપવાને તેમણે વિનંતિ કરી. હવે તેમને એ કામ સોંપતાં પહેલાં પૂર્ણ પરીક્ષા કરવાની રાજાને ઇચ્છા થઇ; તેથી એક સામાન્ય ભીંત ઉપર કામ કરવા તેમને કહ્યું. હવે સામસામી બે ભીંતો ઉપર જુદા જુદા એ બંને જણને કામ કરવા રોકયા ને તેમના ઉપર દેખરેખ રખાવી કે બન્ને જણ એકઠા મળીને કામ ન કરે. એક માસ સુધી બન્ને જણાએ એ કામ કર્યું. પછી આ કારીગરોમાંનો એક રાજા પાસે જઇ કહેવા લાગ્યો કે મ્હારૂં કામ આપ આવીને જુઓ. રાજાએ બીજા કારીગરને પૂછયું કે તમારે કામ પૂરૂં કરવાની કેટલીવાર છે? તેણે કહ્યું:–“રાજાજી મ્હેં પણ કામ પૂરૂં કર્યું છે.”

રાજાએ અમુક દિવસ તેમનું કામ જોવા જવા માટે ઠરાવ્યો, ને પોતાના નોકર–ચાકર તથા રસાલા સાથે ત્યાં ગયો. પહેલા કારીગરની ભીંત ઉપર પડદો નાખેલો હતો તે ઉપડાવી લીધો. રાજા ને તેના હજુરીઆઓ કામ જોઇ દીંગ થઇ ગયા. કામ ઘણું ઉમદા ને સુંદર છે એમ મત આપ્યો. હવે આથી વધારે સુંદર કામ હોઇ ન શકે એમ બધા કહેવા લાગ્યા ને હવે બીજા કારીગરનું કામ જોવાની જરૂર નથી, માટે મહેલનું બધું કામ આની પાસેજ કરાવવું એમ હજુરીઆએ ધાર્યું; પરંતુ રાજા હજુરીઆ કરતાં ડાહ્યો હતો, તેથી પેલા બીજા કારીગરને તેની ભીંત ઉપરથી પડદો દૂર કરવા કહ્યું. અહા! લોકો આનું કામ જોઇને વધુ અચંબો પામ્યા. મ્હોં તેમનાં પહોળાં થઈ ગયાં ને વિસ્મય પામ્યા, ને બોલાઇ જવાયું કે વાહ! આ તો વળી

ઘણુંજ ઉત્તમ ને સુંદર કામ છે! લોકોએ એમાં એવું શું જોયું? આ કારીગરે ભીંત ઉપર હજી કાંઈજ ચીતર્યું નહોતું. એક મહિના સુધી માત્ર ભીંતને ઘસી ઘસીને લીસી બનાવી પારદર્શકજ કરી હતી, તેથી સામી ભીંત ઉપર જે જે ચીતર્યું હતું તે બધું આ ભીંતમાં દેખાતું હતું. જે ભીંત ઉપર ચિત્રો કાઢેલાં હતાં તેના કરતાં આ ભીંત વધારે લીસી ને એક સરખી હતી. આ સમયમાં રાજા ને હજુરીઆઓને દર્પણ એટલે શું તેની માહિતી નહોતી તેથી તેઓ ઘણો અચંબો પામ્યા. જેમ આ કારીગરે મહેનત લઈને ભીંતને ઘસી ઘસીને પારદર્શક બનાવી તેજ પ્રમાણે 'રામ' તમને કહે છે કે જે લોકો પુસ્તકોજ માત્ર વાંચવામાં નિમગ્ન રહે છે તે ઉપરચોટીઉં જ્ઞાનજ સંપાદન કરે છે. બહારથી ચિતરવા કરતાં અંદરથી બધું પારદર્શક બને તો સર્વ જ્ઞાન આપોઆપજ અંતરમાં ઉતરે, માટે મનરૂપી કે મગજરૂપી ભીંતો પારદર્શક બને એમ વર્તો. અંતઃકરણને નિર્મળ કરો, **હૃદય ચોખ્ખાં કરો એટલે જગતનું સર્વ જ્ઞાન તમારામાં આવશે.**

જાતિ અનુભવથી 'રામ' કહે છે કે હિમાલયનાં ગાઢાં જંગલોમાં 'રામ' રહેતો હતો. ત્યાં મનની સ્થિતિ પારદર્શક બનતી ત્યારે જ્ઞાન આપોઆપોજ હૃદયમાં સ્ફુરતું હતું. અદ્‌ભૂત વિચારો, તત્ત્વજ્ઞાન ને શક્તિ મનમાં આવતાં હતાં. 'રામ' કહે છે કે બાઈબલ, ઉપનિષદો, વેદો, તેમજ મીલ્ટનનાં, ઈમર્સનનાં, ઈંગરસોલનાં અને સ્પેન્સર વગેરે હરકોઈનાં પુસ્તકો માત્ર સ્ફુરણાનાંજ પરિણામ છે. માત્ર જ્યારે મનુષ્ય પોતાની કૃતિઓમાં અહંતા દાખલ કરે છે, ત્યારેજ એમાં અપૂર્ણતા આવે છે. જગતનું કાર્ય એજ આપણું કાર્ય અને જગતનું હૃદય એજ આપણું હૃદય છે, એમ માનીએ છીએ ત્યારેજ જ્ઞાન પ્રદીપ્ત થાય છે. ગુહ્યતમ વાતને માટે તમારા હૃદયમાંજ શોધ કરો. મનમાં કોઇ પણ જાતની ઈર્ષા કે કીર્તિ ઈત્યાદિ સ્વાર્થની ઈચ્છા નહિ હોય, ત્યારેજ સુંદર કાર્ય થઈ શકશે. દુશ્મનની ઈચ્છાને તમારી ઈચ્છા કરશો ત્યારેજ પારદર્શક બની પ્રભુતા સંપાદન કરશો—પ્રભુ બનશો. જય મેળવવાની આજ ગુપ્ત કુંચી છે. એનો ઉપયોગ કરવાથી જગતના સર્વ ભંડાર તમારી સમક્ષ આવીને ખડા થશે.





# ૩૪-મનુષ્યનો ભ્રાતૃભાવ.*

આજના વિષય ઉપર વાતો કરીનેજ જો બેસી રહેવાનું હોય તો તો વખત નકામોજ વ્યતીત કર્યો કહેવાશે. આ વાતોને અનુભવથી સિદ્ધ કર્યાથીજ આમુષ્મિક સુખ પ્રાપ્ત થાય છે. જ્યારે આપણે જાણીએ છીએ ને માનીએ છીએ કે જગતનાં સર્વ મનુષ્યો આપણાં ભાંડુ છે; ધનવાન તેમજ ગરીબ, રાજા તેમજ રંક બધાંએ આપણાં પોતાનાંજ સ્વરૂપો છે; ત્યારે ઘણોજ આનન્દ થાય છે. કુદરતી રીતેજ તેનાં પરિણામો તમને જણાશે. આમ માનશો ત્યારે જેમ તમારૂં પોતાનું શરીર તમારી ઇચ્છાઓ પ્રમાણે વર્તે છે, તેજ પ્રમાણે બીજા બધા પણ તમારી ઇચ્છાને તાબે થઇ તમારા આદેશો માન્ય કરશે. આ સત્ય વાતની ખાત્રી કરવા સારૂ તેનો તમે તમારી જાતે અનુભવ કરી જુઓ. લોકો ધન ન હોવાથી દુઃખી થાય છે, તેમને બાગ-બગીચા, ધન, માલ, દોલત, ગાડી, વાડી ને લાડીનાં સુખ જોઇએ છીએ; પરંતુ બાગબગીચાઓ ઘણાએ બનેલા છે. સુખેથી તેમાં જાઓ, હરો, ફરો; તે તમારા પોતાનાજ છે એમ માનો તો તેથી જેટલો સંતોષ ધનવાનોને પોતાની સંપત્તિથી થાય છે તેટલોજ તમને પણ થશે. જે લોકો આ પોતાની માલમત્તા છે એમ માને છે તે શું ચાર આંખે જોઇ શકે છે? જે પ્રકારે તમે તેનો અનુભવ કરો છો ને તેમાં તમને જેટલો આનંદ થાય છે, તેથી શું અધિક આનન્દ તેમને થાય છે? બિલકુલ નહિ; તો પછી એવા એવા દુઃખદ વિચારો આત્માને કરી શામાટે દુભવો છો? 'રામ' કહે છે કે એવા મૂર્ખાઇ ભરેલા વિચારો છોડી દો. જગતની સર્વ દોલત, બાગબગીચા તમારા પોતાનાજ છે એમ માનો. સર્વ જગત તમે પોતેજ છો એમ નિ-શ્ચયથી માનો. આ કાંઈ પ્રકૃતિવિરુદ્ધ નથી. અભેદ ભાવથી સર્વત્ર દૃષ્ટિ નાખો ને તે પરમ સત્યનો સાક્ષાત્કાર કરો. જ્યારે જ્યારે કોઇ મહાન કીર્તિવાન પુરુષને વૈભવથી ગરકાવ થએલો દેખો ત્યારે ઇર્ષા કે અદેખાઇ કરી દુઃખી ન થશો; પરંતુ તેનો વૈભવ તે તમારોજ છે, એ પોતે તે તમેજ છો એમ જરૂર માનો. આમ કર્યાથી તમને અનુભવ થશે કે તમારી ઇચ્છા એ સર્વની ઇચ્છા છે. તર્કશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન પણ કદાચ આ વાત સાબિત ન કરે; પરંતુ અનુભવ સિદ્ધ કરે છે કે એ વાત સત્યજ છે.

ઠીક! 'રામ' આ સત્યને સાબિત કરવા કેટલાંક કારણો આપશે. તે ઉપર ખૂબ મનન કરજો. ભ્રાતૃભાવ શબ્દ બરોબર નથી. ભ્રાતૃ અથવા ભાઇ એમ કહેતાં તો સહેજ પણ ભિન્નતા આવી જાય છે. ભાઇઓ ભાઈઓમાં તો વેર વિખવાદ પણ હોય છે; માટે એકતા ને અભેદ શબ્દની રચનાજ વધારે સારી છે. તમે કહેશો કે હર વખત આત્માને વચ્ચે લાવી એની એજ વાત કર્યા કરો છો તે અમને ઠીક નથી લાગતી. ભલે આત્મા વિષે તમારે નહિ સાંભળવું હોય તો કાંઇ હરકત નથી. કારણ કે આત્મા વિષે બોલવા જઇએ તો પછી કાંઇ બોલાયજ નહિ; કારણ કે આત્મા એકજ છે તો પછી કોણ કોને કહી શકે તેમ છે?

---

* સને ૧૯૦૩ ના ફેબ્રુવારીની ૧૩ મી તારીખે આપેલું ભાષણ.

ભાષા તે વાત કહી શકે તેમજ નથી, માટે આપણે જડમાં જડ વસ્તુથીજ શરૂ કરીશું. આપણે જડ શરીરની એકતા—અભેદતાથી શરૂ કરીશું તોપણ સાબિત કરી શકીશું કે જગતનું શરીર એકજ છે. દરેક વ્યક્તિનું મન પણ એકજ છે એ વાત મન ઉપરથીજ સાબિત થાય છે. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે. કે દરેકને લાગણી એકજ જાતની છે. જો આ અભેદતાના ભાવ પ્રમાણે કોઇ ન ચાલતું હોય તો તે પરમ સત્યનો અનાદરજ કરે છે અને આપણે જાણીએ છીએ કે જે કોઇ મનુષ્ય રાજ્યના કાયદા વિરુદ્ધ કાંઇ કૃત્ય કરે છે તેને શિક્ષાજ થાય છે. એજ પ્રમાણે પોતાના જીવનમાં જે મનુષ્ય ભ્રાતૃભાવ રાખી વર્તન નથી કરતો તે પણ શિક્ષાજ ખમે છે, જગતનાં સર્વે દુઃખો, આ પવિત્ર નિયમના ઉલ્લંઘનનાંજ પરિણામો છે. હવે આપણાં જડ શરીર એક છે તો તે કેવી રીતે ? એક શરીર દૂર છે, બીજું પાસે છે, એક બેઠું છે, બીજું ઉભું છે, આ પ્રમાણે છે તો પછી તેને એકજ શી રીતે કહી શકાય ? જેમ સમુદ્રમાં એક મોજું એક ઠેકાણે જણાય ને બીજું બીજે જણાય છે, કોઇ મોટું હોય છે ને કોઈ નાનું હોય છે; પરંતુ અંતે બધાંએ એકજ પાણીનાં રૂપ છે ને એકજ સમુદ્ર જુદા જુદા રૂપોમાં જણાય છે; તેજ પ્રમાણે આપણા આ જડ શરીરનું પણ છે. જે વસ્તુનું આ શરીર બનેલું છે; તેજ વસ્તુ અમુક સમય પછી બીજાનું શરીર બનાવે છે. એ તો શું પણ એકજ જીવનમાં એક શરીરનાં તત્ત્વો બીજા શરીરમાં દાખલ થાય છે. શ્વાસ લેવાની ક્રિયા આ વાત સાબિત કરે છે. શ્વાસ લેતાં પ્રાણવાયુ અથવા તો ઑક્સીજન આપણે બહારથી અંદર લઇએ છીએ ને શ્વાસ કાઢી ઝેરી હવા અથવા કારબૉનીક ઍસીડ ગૅસ બહાર કાઢીએ છીએ; આ ઝેરી હવા ઝાડપાન પોતે ચુસી લે છે ને તે પાછાં પ્રાણવાયુ બહાર કાઢે છે તે આપણે અંદર લઇએ છીએ. આ ઉપરથીજ સાબિત થાય છે કે આપણે ભ્રાતૃભાવથી વનસ્પતિ સાથે જોડાએલા છીએ. તેમનો શ્વાસ આપણે લઇએ છીએ ને આપણો શ્વાસ એ લે છે. આથી બાગબગીચા ઝાડપાન સાથેની આપણી એકતા ખુલ્લી સાબિત થાય છે.

હવે બીજી રીતે જોઇએ. જે પ્રાણવાયુ વનસ્પતિમાંથી આપણે લઇએ છીએ તેજ બીજા મનુષ્યો પણ લે છે. આ પ્રમાણે એકજ હવા આપણે બધા શ્વાસમાં લઇએ છીએ તો પછી શ્વાસની ક્રિયામાં દરેકનાં શરીર એકજ છે. વળી એકજ પૃથ્વી ઉપર, એકજ સૂર્ય ને એકજ ચંદ્ર નીચે ને એકજ આબોહવામાં આપણે બધા રહીએ છીએ; ખોરાક પણ એકજ જાતનો લઇએ છીએ ને એકજ વસ્તુનાં આપણાં સર્વનાં શરીર બનેલાં છે; વળી જે મળ ઇત્યાદિ દૂર કરીએ છીએ તે વનસ્પતિ વગેરે લઇ લે છે. આ પ્રમાણે જે આપણે આપણા શરીરમાંથી દૂર કરીએ છીએ તે આપણા ભાઇઓજ પોતાના શરીરમાં અન્નરૂપે દાખલ કરે છે. આ પ્રમાણે જે જડ વસ્તુ એક વખત આપણી હતી તે બીજી વખત આપણા ભાઇઓની થાય છે, તેમનાં શરીરમાં જાય છે; ને જે વસ્તુ તેમની હતી તે આપણા શરીરમાં જાય છે. જો સૂક્ષ્મદર્શક યંત્રથી આપણે જોઇએ તો જણાશે કે અનેક સૂક્ષ્મ જીવજંતુઓ શરીરમાંથી બહાર આવે છે ને બહારથી શરીરમાંથી પ્રવેશ કરે છે. આમ હરદમ આપ લે થયાજ કરે છે. જે જંતુઓ આપણે કાઢતા જઇએ છીએ તે બીજાઓના શરીરમાં દાખલ થાય છે ને બીજાના શરીરમાંથી નીકળેલા જંતુઓ આપણા શરીરમાં દાખલ થાય છે. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે તમારાં સર્વનાં જડ શરીરો એકજ છે. લોકો કદાચ આ નહિ માને; એકના શરીરમાંથી નીકળેલા સૂક્ષ્મ જંતુઓ બીજાના શરીરમાં કેમ પેસે તેની તમને શંકા થતી હશે. ઠીક ! આપણે એ વિષે

વિચાર કરીએ. સુગંધી શાથી આવે છે? જે વસ્તુઓ આપણે સુંઘીએ છીએ તેમાંથી જે ઝીણાં રજકણો ઉડે છે તેથી કરીને આપણને વાસ આવે છે તે તો આપણે બધા જાણીએ છીએ. ફૂલોમાંથી આવાં રજકણો નીકળે છે તેથીજ સુગંધ આવે છે. હવે શું આપણા શરીરમાંથી વાસ નથી આવતી? કેટલાકની ઘ્રાણેન્દ્રિયની શક્તિ તીવ્ર નથી હોતી તેથી તેમને ખબર પડતી નથી; પરંતુ કૂતરાઓ શરીરની ગંધ ઉપરથીજ માણસોને શોધી કાઢે છે. જો શરીરમાંથી ગંધ વહેતો ન હોય તો આમ કેમ બને? આ ઉપરથી સાબિત થાય છે કે શરીરમાંથી ગંધ આવ્યા કરે છે.

જો શરીરમાંથી ઝીણાં રજકણો બહાર ન જતાં હોય તો ચેપી રોગો જેને આપણે કહીએ છીએ તે રોગો ઉડેજ નહિ. એકનો રોગ બીજાને ચડે છે તેનું એજ કારણ છે. આ ઉપરથી સાબિત થાય છે કે જડ શરીર બધાનાં એકજ છે. વળી આ ઉપરથી એક વિચિત્ર અનુમાન 'રામ' ને થાય છે. એક મનુષ્ય જો માંદો પડે તો તેનું મુખ્ય કારણ શું હોવું જોઇએ? તે માંદો છે ને તેને દુઃખ થાય છે એ સત્ય છે, તો તેનું કારણ શું? કારણ માત્ર અજ્ઞાનતા. એ માંદો છે તેથી દુઃખી થાય છે, પણ તેની માંદગી માટે તે સઘળા જગતનો જવાબદાર છે. મંદવાડથી અજાણમાં પણ તે પોતાના રોગનાં રજકણો બીજાઓ તરફ મોકલે છે. કોઇ મનુષ્યને માંદા પડવાનો હક્કજ નથી. પોતાને દુઃખ થાય છે તેટલા માટેજ નહિ પણ એ પોતાના રોગથી બીજા મનુષ્યને પણ તે હાનિ કરે છે. તેથી દરેક જણે ઘણી સાવચેતી રાખવી જોઇએ ને માંદા પડવું ન જોઇએ. મંદવાડ કાંઇ શારીરિક ગુન્હો નથી પણ માનસિક ગુન્હો છે. અનેક ચીજો મનુષ્ય ખાય છે પણ તે ખાતાં તેણે સંભાળ રાખવાની છે. પોતાના વાસ્તેજ નહિ પણ જગતના ભલા માટે પણ શું ખાવું ને શું નહિ ખાવું તેનો વિચાર રાખવાનો છે.

હવે જે તંદુરસ્ત છે તેમનું માંદાઓ પ્રત્યે શું કર્ત્તવ્ય છે? તેમણે માંદાની માવજત કરવાની છે. પોતે માંદા ઉપર ઉપકાર કરે છે માટે નહિ પણ જગતના ફાયદા માટે એક બીજાની માવજત કરવાની છે. સત્યની ખાતર, ભ્રાતૃભાવની ખાતર, પોતાનાજ ભલા માટે, માંદાની માવજત કરવાની છે. દરેક મનુષ્યનું સાત સાત વર્ષે આખું શરીર નવું બને છે, એ વાત ડૉકટરો સાબિત કરી આપે છે. આથી જણાય છે કે શરીરના જે તમામ અણુઓની એક બીજા શરીર સાથે અદલાબદલી થયા કરે છે તે અણુઓને આપણા પોતાનાજ કહેવાનો કોઇને હક્ક નથી. આ શરીર મ્હારૂં છે એમ કહેવાનો આપણને હક્ક નથી. આમ દર પળે શરીર બદલાતું જાય છે તો પછી તે મ્હારૂં છે ને ત્હારૂં છે એમ કહેવામાં શો અર્થ રહેલો છે? માટે જેને આ મ્હારૂં શરીર કહીએ છીએ તે મ્હારૂં નહિ પણ સર્વનું છે એવોજ વિચાર દૃઢ કરો.

આ તો જડની વાત થઈ, હવે માનસિક એકતા વિષે કહીએ. માથા ઉપર વાળ ઉગે છે, શરીરમાં લોહી વહે છે, તો વિચાર કરો કે આમ શાથી થાય છે? જે શક્તિથી તમારામાં લોહી વહે છે ને જેનાથી તમારા વાળ ઉગે છે તેજ શક્તિ બીજાનામાં નથી? અન્ન પાચન શાથી થાય છે? જે શક્તિથી એક મનુષ્ય અન્નપાચન કરે છે તેજ શક્તિથી બીજો મનુષ્ય પણ પાચન કરે છે, આ વાત ધ્યાનમાં રાખજો. જો એકજ શક્તિ દરેકમાં આ પ્રમાણે કામ કરે છે તો પછી દરેક જણ એકજ છે એમ શા માટે ન માનવું! એકજ અવિભાજ્ય, અવિ-નાશી શક્તિ દરેકમાં છે તો બધા એકજ છે; આ વાત ખુબ ધ્યાન દઈ સમજો ને અનુભવ

કરો. એકને અન્ન મળે છે ને બીજાને નથી મળતું, એક તંદુરસ્ત છે ને બીજો વ્યાધિગ્રસ્ત છે, તે સર્વ શરીરો આપણાંજ છે એમ માનવું; અને જેવી રીતે આપણા શરીરને દુઃખ થાય ને માવજત કરીએ, તેવીજ રીતે બીજા શરીર તરફ વર્તવું એજ આપણો ધર્મ છે. જે હલકા છે તેમને ઉંચા કરવામાંજ આપણો ધર્મ રહેલો છે; માટે દુઃખ, દારિદ્ર વગેરેનો બીલકુલ વિચાર ન કરો. હરદમ આનન્દ ને સુખમાં રહો, કારણ કે જગતનો આનન્દ એ તમારોજ છે. ગમે તે સ્થિતિમાં મગ્ન રહો. માથાકુટ ને અકળામણ દૂર કરો.

હવે લાગણી પણ એકજ છે તે વિષે કહીશું. એક વાજીંત્ર વગાડવા લાયકની સ્થિતિમાં તૈયાર છે, અને એક બીજું વાજીંત્ર પણ તેની સામે ગોઠવેલું છે. બન્ને વાજીંત્ર બરાબર વગાડવાની સ્થિતિમાં છે. હવે જ્યારે એ વાજીંત્રનો તાર છોડો છો કે તરતજ સામે ગોઠવેલા વાજીંત્રમાંથી પણ તેવોજ સૂર નીકળે છે, આનું કારણ શું ? કારણ એજ કે જે પવનના હલનચલનથી એક વાજીંત્રમાંથી સૂર નીકળે છે તેજ પવનની લહરીઓ બીજા વાજીંત્રની આસપાસ પણ ઉપજે છે. આપણને કાંઇ લાગણી થાય છે કે આપણી પાસે બેઠેલાને પણ તેવીજ લાગણી થાય છે. નાટકોમાં પાત્રો અનેક વેષ ભજવે છે, અને લાગણીઓ દર્શાવે છે, તે માત્ર વેષને ખાતરજ તેમ કરે છે, છતાં પણ જો સ્વાભાવિક રીતે સુંદર પાઠ ભજવે છે તો જોનારાઓ પણ એજ લાગણીને વશ થાય છે તેનું કારણ શું ? એક મનરૂપી બંસરીમાંથી નાદ નીકળતાં બીજી બંસરીઓ પણ શાથી વાગવા લાગે છે ? જો મન ભિન્ન ભિન્ન હોય તો આ પ્રમાણે થવું અશક્ય છે. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે એક વસ્તુને બીજી વસ્તુ ઉપર અસર કરવી હોય તો બન્ને વચ્ચે સંબંધ હોવો જોઈએ, તે વિના અસર બીલકુલ થઈ શકેજ નહિ. એક ટેબલ છે તેનો એક ભાગ જરા ખેંચશો તો આખું ટેબલ ખેંચાશે; તે પ્રમાણે એક મનુષ્યની લાગણી પણ બીજાને અસર કરે છે ને તેજ પ્રકારની લાગણી તેનામાં ઉત્પન્ન કરે છે. એક એકનાં હૃદય જો જોડાએલાં ન હોય તો આમ થવું અશક્ય છે. એક માણસ હસે છે તો બીજાને પણ હસવું આવે છે. એક રૂવે છે તો બીજાનાં મન પણ દ્રવીભૂત થઈ જાય છે. એક મનુષ્ય ગાયન કરે છે તો બીજાનાં મન પણ ગાન કરવા ઉત્સુક થઇ જાય છે. હવે જો મન ને લાગણી દરેકને એક સરખાં, એકજ ન હોય તો આમ બનવું અસંભવિત છે. ગુરૂ ને શિષ્ય બન્નેનાં મન એક સરખાં ન હોય તો એક શીખવે ને બીજો ભણે એમ કેવી રીતે બને ? અને આ પણ સત્યજ છે કે જો તમે ખરી રીતે તમારો મિત્ર જે હજારો માઇલ દૂર છે તેના પ્રત્યે પરોપકાર વૃત્તિ કે સારા વિચારો કરશો, તો તે પણ સ્વાભાવિક રીતેજ તમારી તરફ તેવીજ વૃત્તિ કરતો રહેશે. 'રામે' આ રીતિનો અનુભવ કર્યો છે ને હરદમ કરતો રહે છે.

ગુન્હેગારો ને હરામખોરો જગતમાં કેમ પેદા થાય છે ? એક માણસ આવીને તમારી લાગણી દુઃખાવે છે; પણ તે મનુષ્ય જબરો હોવાથી તમે તેને કાંઈ કરી ન શકતાં માત્ર તિરસ્કાર વૃત્તિજ તેના તરફ કરો છો. એ જબરો મનુષ્ય વળી બીજા નરમ સ્વભાવનાને પણ દુઃખી કરે છે ને તે બિચારો માત્ર ગુસ્સે થઈને દુષ્ટ વિચાર પેલા તરફ મોકલે છે. વળી તે ત્રીજાને પણ તેજ પ્રમાણે એ દુઃખી કરે છે. એમ અનેક જણને એ હેરાન કરે છે. અંતે એક વખત એવો આવે છે કે કોઈ તેનાથી પણ જબરાને દુભવે છે. જો કે તે તો માત્ર સહેજજ દુભવે છે, પણ તેથી પેલાને અતિશય ક્રોધ વ્યાપી જાય છે ને દુભવનારને તે એકદમ જમીનદોસ્ત કરે છે. આ પ્રમાણે જે બધાને દુભવતો હતો તે મરી જાય છે, ને પોલીસ પેલાને

પકડીને ન્યાય કોર્ટમાં ઘસડી લઈ જાય છે. કેસ ચાલતાં એક સહેજ બાબત માટે આવડો મોટો ગુન્હો કર્યાથી કોર્ટને આશ્ચર્ય ઉપજે છે. ન્યુસપેપરોવાળા આ વાત ઉપાડી લે છે ને કાગનો વાઘ કરી નાંખ્યા માટે પેલા ગુન્હેગાર ઉપર તુટી પડે છે. હવે આટલી સહેજ ઉશ્કેરણીમાંજ આવડો મોટો ગંભીર ગુન્હો કરવાનું શું કારણ? વેદાન્ત ખુલાસો કરે છે ને કહે છે કે માનસિક સૃષ્ટિમાં ભંડોળ એકઠું કરીને એક કંપની (જોઈન્ટ સ્ટૉક કંપની) ઉભી થઈ હતી. એ મંડળીમાં ધીમે ધીમે ઘણા ભાગીદારો થયા હતા. તમારા શેર બદલ ગુસ્સો ને ઈર્ષાની લાગણી પેલા મનુષ્ય તરફ તમે મોકલી હતી. હવે જ્યારે પૂરા શેર ભરાઈ ગયા એટલે કામ શરૂ થયું. બધા શેર ભરાયા એટલે પેલાનો મદ ઉતારનાર પેદા થયો, ને બધાનો ગુસ્સો એકત્ર થઈ આ એક મનુષ્યમાં ભરાયો. સહેજ ચીણગારી થતાંજ તે એકદમ ભભકી ઉઠયો. કોર્ટ માત્ર આ છેલ્લા ગુન્હેગારનેજ શિક્ષા કરશે; પરંતુ ઈશ્વરની નજરે તો બધા એક સરખી રીતે ગુન્હામાં ભાગીદાર છે. જે જે મનુષ્યોએ ઇર્ષ્યા કે તિરસ્કારની લાગણી મોકલી હતી તે બધાએ પેલાનું એકત્ર થઈનેજ ખુન કર્યું હતું; માટેજ ક્રાઈસ્ટે કહ્યું છે કે ખુન તો નજ કરવું, પણ તિરસ્કારની વૃત્તિ પણ કદિ ન કરશો. જે પોતાના પાડોશી ભણી તિરસ્કાર કરે છે તે પણ ખુનીજ છે, ઇતિહાસ પણ એજ કહે છે કે જુલમી રાજ્ય પછી એક જણ એવો પેદા થાય છે કે જે લોકોને કાબુમાં રાખી જુલમને દૂર કરે છે. જુલમ સમયે દરેક એવી ઈચ્છા કરે છે કે તોફાની લોકોને કોઇ કાબુમાં રાખે. એ રીતે દરેકની ઇચ્છા એકઠી થઇ ને તે ફ્રાન્સ દેશમાં નેપોલીઅન બોનાપાર્ટની અંદર ઠલવાઇ ગઇ; આથી ખરી અણીની વખતેજ–નેપોલીઅન મેદાનમાં જણાયો છે. હજારોનું બળ તેનામાં આવી રહ્યું હતું. વીર પુરુષોમાં, શૂરવીરોમાં લાખોનું બળ ક્યાંથી આવે છે? એક સમયે નેપોલીઅનને પકડવાને એક નાનું સરખું લશ્કર આવ્યું હતું, પણ તે એકલોજ તેમની તરફ ગયો ને "ખબરદાર" કહેતાંજ આખું લશ્કર થંભી ગયું. આવી વાતો સાંભળીને અચંબો થાય છે; પણ વેદાન્ત ખુલાસો કરે છે ને કહે છે કે આમ વાસ્તવિક રીતે હજારોનું બળ એક જણમાં આવીને એકઠું થાય છે, માટે નેપોલીઅનને કે કોઈ બીજાને આ પ્રમાણે માન ખાટવાનું કાંઇ કારણ નથી. જેનામાં સર્વનું બળ એકઠું થયું છે તે પોતે એકલો નથી પણ લાખોના બળથીજ પોતે કામ કરે છે. તેજ પ્રમાણે શેકસપીઅર પણ સમય અનુકૂળ હતો ત્યારેજ મહાન નાટકકાર તરીકે જણાયો હતો. હાલના વખતમાં શેકસપીઅર જેવાની જરૂર નથી તેથી તેવો કોઇ ઉત્પન્ન થતો નથી. લોકોની ઈચ્છાને મન રૂપે જ શેકસપીયર હતો. એવા મનુષ્ય ઉત્પન્ન થાય છે ત્યારે પોતે એકલા નથી આવતા. સાથે સાથે પોતાના જેવા બીજાને પણ તેઓ લેતા આવે છે. મારલો, બોમન્ટ, ફ્લેચર એવા એવા બીજા પ્રતિભાશક્તિવાળા પણ સાથેજ ઉત્પન્ન થયા હતા. આ ઉપરથી જણાશે કે નેપોલીઅન, શેકસપીઅર વગેરે, લોકોના પોતાનાજ ઉત્પન્ન કરેલા હતા. તમારા વિચારો ને તમારી લાગણીઓ તેમની થાય છે. આ રીતે લાગણી, મન ને જડ દેહમાં સર્વ પ્રકારે મનુષ્યની એકતા ને અભેદતાજ સાબિત થાય છે.

ક્રૂઝેડ યૂરોપમાં શાથી થઇ હતી? એક મનુષ્યને જેરૂસલમ માટે અતિશય લાગણી થઇ, તે યૂરોપમાં આવ્યો, ને લોકોને જેરૂસલમની સ્થિતિનો ખ્યાલ આપ્યો. તે એક મનુષ્યની લાગણી લોકોએ ઉપાડી લીધી, ને બધાજ તુર્કોની સામે ઉભા થયા. સ્વતંત્રતા માટેની લડાઇ (વૉર ઓફ઼ ઇન્ડીપેન્ડન્સ) કેમ થઇ હતી? એજ પ્રમાણે એક મનુષ્ય–અમેરિકાની કૉંગ્રેસનો પ્રેસીડૅન્ટ–અંગ્રેજ લોકો તેની સાથે મળતા ન થયા ત્યારે લડવા તૈયાર થયો, ને સર્વને તેના

વિચારમાં ઇંગ્લંડ સાથે લડાઇ કરવા ભળી જવું પડયું; માટે દરેક પ્રકારે મનુષ્યની એક બીજા વચ્ચે અભેદતાજ સાબિત થાય છે. આ અભેદતાનો અનુભવ કરો. હવે સુષુપ્તિ સમયમાં મનુષ્યની એકતા વિચારીએ ? નિદ્રા સર્વને સમાન સપાટી ઉપર લાવનાર છે, રાજા કે રંક સર્વ નિદ્રામાં તો સમાનજ છે. જાગૃતાવસ્થામાં પણ ઉપર જણાવ્યા પ્રમાણે તમારાં શરીર એકજ છે, અને મન તથા લાગણીઓ પણ એકજ છે. હવે આત્મા એકજ છે તે વિષે કહીશું. આ પરમ સત્ય વિષે બોલવા જતાં તો ભાષા પણ વિરમી જાય છે. આત્માને સમુદ્રનાં મોજાંઓની ઉપમા પણ આપી શકાય તેમ નથી; માટે અમુક વ્યક્તિ મ્હારી છે ને અમુક નથી, એમ ઘડીભર પણ માનશો નહિ. જેને તમે તમારા પોતાના માનો છો ને તે બીજાથી ભિન્ન છે એમ કહો છો, તે મોટી ભૂલ છે. પૂર્વ જન્મમાં તમે જેને હાલ તમારાથી જૂદા કહો છો, તેમની સાથે કેવા કેવા સંબંધથી તમે જોડાએલા હતા ? જે વ્યક્તિ આજ તમારી દુશ્મન છે એમ માનો છો તે પૂર્વ જન્મમાં તમારો કોણ જાણે શોએ સગો થતો હશે ? આજ જે પિતા કે પુત્ર છે તે પૂર્વ જન્મમાં કોણ જાણે તમારો દુશ્મન પણ હોય ને આવતા જન્મમાં તમેજ કદાપિ એના પિતા કે કોઇ બીજા સંબંધથી જન્મો. એક દેશમાં જન્મેલો મનુષ્ય ઘણી વખત બીજાજ દેશમાં જીવન ગાળે છે; માટે અભેદભાવ માત્ર જે જગતનાં સંબંધી છે તેઓમાંજ આવી જતો નથી. દરેક વ્યક્તિ તમે પોતેજ છો એમ દૃઢપણે માનો, અને અનુભવો. વિજ્ઞાનશાસ્ત્ર એજ સાબિત કરે છે.

હવે આ વાતનો અંત લાવીશું. વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે શરીરનો દરેક અવયવ જેમ એક બીજા સાથે સંબંધ ધરાવે છે, હાથ આંગળાં સાથે જોડાએલો છે, પગ પાની સાથે જોડાએલો છે; એમ આખા શરીરમાં એકજ આત્મા પ્રસરી રહેલો છે; અને એજ પ્રમાણે અખિલ બ્રહ્માંડ એકજ શક્તિની સાંકળથી જોડાએલું છે, માટે આખું જગત એક શરીરરૂપ છે ને તેમાં અંદર ને બહાર એકજ આત્મા વિચરી રહ્યો છે. એક નાનામાં નાના કીડાથી તે મહાન દેવતા સુધી એકજ આત્મા છે; ને આ પ્રમાણે અભેદ સર્વત્ર જણાય છે. હવે સત્યનો સાક્ષાત્કાર કરવા અનુભવ કેમ કરવો તે વિષે 'રામ' કહેશે. બુદ્ધિદ્વારા આ ન મનાય તો ભલે, પરંતુ નીતિના કાયદાથી તો માનવુંજ પડશે. હાથ કહે કે કામ હું કરૂં છું માટે ખોરાક મ્હારેજ ખાવો ને પેટને શા સારૂ આપું ? જો આ પ્રમાણે દલીલ કરીએ તો પરિણામ શું આવે તે વિચારી લેવાનું છે. છતાં પણ જો એ પ્રમાણે વર્તન કરીએ તો ખમવું પડે. જ્યારે સર્વ જગતની ઐક્યતા, અભેદતા ન માનીને સ્વાર્થમાં રચ્યાપચ્યા રહીશું તો પ્રકૃતિના નિયમ પ્રમાણે તેમાં પણ આપણે ખમવુંજ પડશે. જ્યારે એકતાનું પૂર્ણ ભાન થશે ત્યારેજ ઊર્ધ્વ ગતિ થશે. દુઃખ, ચિંતાથી દૂર રહેવું હોય તો અભેદનો સાક્ષાત્કાર કરો, તે પ્રમાણે જગતમાં વર્તો. આ પ્રમાણે આ વિષય ઉપર ખૂબ ધ્યાન દઈ વિચાર કરી અભેદ માર્ગના પ્રવાસી થશો, તો સર્વ જગત તમારી મદદે આવવા બંધાએલું છે. તમે જગતથી ભિન્ન નથી પણ એકજ છો.



# ३५-अरण्यनी वातो.

## (૧) ગૃહસ્થાશ્રમ.

ચશ્માથી બધું જોઈ શકાય છે; પરંતુ ચશ્મા આંખોને ભારરૂપ ન થઈ પડતાં ઉલટાં મદદગાર થઈ પડે છે. સ્ત્રી ને પુરૂષ વચ્ચેનો સંબંધ પણ એવોજ હોવો જોઇએ. એક બીજાના કાર્યમાં હરકત કર્ત્તા થઈ પડવા કરતાં એક બીજાને સહાય થાય તેમ તેમણે વર્તવું જોઇએ. આમ થવાને માત્ર જડ લગ્નજ ન હોવું જોઈએ, પણ આત્માના પણ આત્મા સાથે લગ્ન થવાં જોઇએ. બન્ને જણ એક બીજાને જડરૂપ ન ગણતાં આત્મારૂપજ દેખે, પરમ સત્યરૂપ દેખે ને સ્વાર્થરૂપી આડખીલીઓ વચ્ચે ન આણે, તોજ ખરો ગૃહસ્થાશ્રમ શોભી નીકળે.

જેમ શ્વાસ આપણી નજીકમાં નજીક છે, છતાં આપણને તેની ખબર પડતી નથી, આપણે તેને જોઇ કે સ્પર્શી શકતા નથી; તેમજ સ્ત્રી પુરૂષ એક બીજાને ભારરૂપ નથી; પરંતુ હાલ પુરુષના ઉદ્ધારના માર્ગમાં સ્ત્રી આડખીલી ગણાય છે ને સ્ત્રીને ધણી કંટક સમાન ભાસે છે.

હિંદુસ્તાનમાં સ્ત્રી ને પુરુષ આંખમાં અંજન કરે છે તેથી આંખને જરા પણ હરકત ન આવતાં ઉલટી આંખમાંની જોવાની શક્તિ વધે છે; અને જો અડચણ જણાય તો અવશ્ય કાંઇ પણ વિકૃતિજ થએલી હોય છે. પેટમાં દુઃખે ત્યારેજ ખબર પડે છે કે લીવર બગડ્યું છે; આ એક નિયમ છે. 'રામ' ની સ્ત્રીએ એક સમય 'રામ'ને પૂછ્યું કેઃ—"હું તમને યાદ આવું છું?" 'રામે' કહ્યુંઃ—"કદિ નહિ." કારણ અમુક વ્યક્તિ આપણને ત્યારેજ સાંભરે છે કે જ્યારે આપણે તેમનાથી ભિન્ન હોઇએ, ભેદવાળા હોઈએ. તમારી આંખ તમને સાંભરે છે? તમારા હાથ પગ કદિ તમને સાંભર્યા છે? કદિ નહિ. માત્ર જ્યારે કાંઇ હરકત આવે ત્યારેજ ખબર પડે છે, તે સિવાય તમારામાં ને તમારા અવયવોમાં અભેદજ છે એટલે પછી કોણ કોને સાંભરે?

એકાદ મિત્રનો કાગળ આવે છે ત્યારે કાગળ વાંચવો બહુ ગમે છે; કેમકે મિત્રને લીધે કાગળ ઉપર પ્રેમ આવે છે. તેજ પ્રમાણે સ્ત્રી પુરુષે પરમાત્મા તરફના કાગળ માફક એક બીજા તરફ વર્તવું જોઈએ. **ધણીનું અંગ એ પરમાત્મા તરફથી મળેલો કાગળ યા છબી સમજવી, ને આ છબીદ્વારા પ્રભુને જોવો જોઈએ. પુરૂષના સમાગમમાં પ્રભુનો સમાગમજ સમજવો.** આ પ્રમાણે દરેક વસ્તુને પ્રભુની છબીરૂપજ સમજવી. પોતે પ્રભુ છે, સર્વ પ્રભુ છે, તેજ હું છું ને હુંજ તે છે; આ પ્રમાણેના વર્તનથીજ પરમ સુખની પ્રાપ્તિ થશે.

## (૨) નવ્વાણુંનો ધક્કો.

લોકો કહે છે કે ભાઇ! કદિ નવ્વાણુંના ધક્કામાં પડશો નહિ! તો આનો અર્થ શો?

એક માણુસ નાના ઝુંપડામાં સુખેથી પોતાના કુટુમ્બ સાથે રહેતો હતો. આખો દિવસ મજુરી કરીને તે પેટજોગું પેદા કરતો હતો. તેને બીજી કોઈ મહત્ વાંચ્છના નહોતી, કોઈ ઉપર દ્વેષ કે ઈર્ષા નહોતી; તે પોતાનું કામ પ્રમાણિકપણે કરી દિવસ નિર્ગમન કરતો હતો. તેની પડોશમાં એક ધનાઢ્ય પુરુષ રહેતો હતો. આ ધનાઢ્ય માણુસ હરદમ ચિંતાગ્રસ્ત રહેતો હતો, ને સુખી નહોતો. કોઇ વેદાન્તી સાધુ એક સમયે આ ધનવાનને ઘેર આવી ચડયો ને તેની સ્થિતિ નિહાળીને કહ્યું કે:–“ તમારા ધનને લઇને તમે દુઃખી છો. ” ધનાઢ્યનું મન એક વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર ભટકતું હતું, વલખાં મારતું હતું; તેથી સાધુએ પેલા નિર્ધનને દેખાડીને કહ્યું કે;–“ ભાઈ ! જો આની પાસે ફુટી બદામ પણ નથી છતાં તે કેવો રાતોચોળ છે, ને શરીરે કેટલો તન્દુરસ્ત ને દૃઢ છે ? હવે આ સુખ તમારાથી શા માટે અનુભવાતું નથી ? ” પેલા ધનાઢ્યને આ વાતની ખાત્રી કરવાની ઇચ્છા થઈ કે પૈસોજ દુઃખનું કારણ કેમ છે ? તેથી સાધુએ એક રસ્તો બતાવ્યો, તે પ્રમાણે તેણે નવ્વાણું રૂપીઆની થેલી ભરીને છાનેમાને પેલા નિર્ધનના ઘરમાં મૂકી દીધી. બીજે દિવસે જોયું તો પેલા નિર્ધનના ઘરમાં દેવતાએવતા કાંઇ સળગાવેલું દીઠું નહિ ને કાંઇ રાંધ્યું કર્યું પણ જણાયું નહિ. તે દિવસે બધાં ભૂખ્યાં સૂઈ રહ્યાં. બીજે દિવસે પેલો સાધુ ધનાઢ્ય પુરુષને લઇને પેલા નિર્ધનને ઘેર ગયો, ને પૂછ્યું કે:–“ આજ કેમ કાંઈ ચૂલો સળગાવ્યો નથી ? ” સાધુને જોઇને પેલાએ સત્ય વાત કહી દીધી કે પહેલાં તો અમે દરરોજ રાંધીને જમતાં હતાં; પણ આજે નવ્વાણું રૂપીઆની થેલી મળી. ત્યારે વિચાર થયો કે સો પૂરા થવાને માત્ર એકજ રૂપીઓ ખુટે છે; માટે એકાંતરે જો અન્ન ખાઇશું તો એક રૂપીઓ બચાવાશે. ધનાઢ્ય લોકની કૃપણુતાનું આજ ગુહ્ય તત્ત્વ છે. જેમ પૈસો વધારે મળતો જાય છે તેમ તેમ લોભ વધતો જાય છે; ને ઉલટા તેઓ વધારે ને વધારે ગરીબ બનતા જાય છે. હજાર મળે તો દશ હજાર કરવા ઇચ્છા થાય છે ને દશ હજાર થાય તે અગાઉ લાખની ઇચ્છા થાય છે.

## ( ૩ ) તેને કંઇ કુહાડીની ધાર ઉતરાવવી હશે ?

બેન્જામીન ફ્રેન્કલીન પોતાના જીવન વૃત્તાંતમાં લખે છે કે જ્યારે તે નાનો હતો ત્યારે ફીલાડેલફીઆમાંની શાળામાં ભણતો હતો. એક દિવસ નિશાળે જતાં એક લુહારને તેણે કામ કરતાં દીઠો. હાલના વખત જેવી તે સમયે સાંચા કામની માહિતી નહોતી. લુહાર પોતાની દુકાનમાં બેઠો બેઠો કામ કરે જતો હતો. લુહાર જે કામ કરતો હતો તે જોવાની આતુરતાથી બેન્જામીન ત્યાં ઉભો રહ્યો. હાથમાં દફતર ને ચિત્ત પેલાને કામ કરતો જોવામાં ગએલું તેથી નિશાળ નિશાળને ઠેકાણે રહી ને ધ્યાનથી જોતો ઉભોજ રહ્યો. લુહાર પોતાનાં હથીઆરો તથા છરીઓ વગેરેને ધાર ચડાવતો હતો, તે વખતે તેનો માણુસ કામ પ્રસંગે બહાર ગયો હતો. બેન્જામીનને ધ્યાનથી જોતો જોઇને લુહારે પાસે બોલાવ્યો ને કહ્યું:–“ વાહ ! કેવો સારો ને ડાહ્યો છોકરો છે ! તું બહુ અક્કલવાળો છે ! ” આથી બેન્જામીન ફૂલાયો, એટલે લુહારે કહ્યું:–“ ભાઇ જરા ધાર ચડાવવામાં મદદ કર જોઇએ. ” તરતજ બેન્જામીન કામે વળગી ગયો. છોકરાંઓ સ્વાભાવિક રીતેજ ચંચળ હોય છે ને બેસી રહેવા કરતાં કાંઇ પણ કામમાં મન પરોવવામાં એમને ગમ્મત પડે છે. બેન્જામીન કામ કરે જતો હતો ને પેલો લુહાર તેનાં વખાણુ ઉપર વખાણુ કરે જતો હતો. થોડીવારમાં તો તેણે કેટલીએ છરીઓને ધાર ચડાવી દીધી; એટલામાં બેન્જામીનને થાક લાગ્યો ને નિશાળ પણ સાંભરી, તેથી દુકાન-

માંથી જવાનો વિચાર કર્યો પણ પેલો લુહાર પાછો ખુશામત ને વખાણ કરવા લાગ્યો કેઃ– "વાહ! ઘણોજ સારો છોકરો છે! કદિ નિશાળમાં તને શિક્ષા તો થતીજ નથી! બીજા છોકરાઓને એક પાઠ કરતાં બે ત્રણ કલાક લાગે છે ને તું તો થોડીજ વારમાં એક પાઠ તૈયાર કરી શકે છે!" થોડીવાર પાછું કામ કર્યું પણ હવે તો નિશાળે જવાને તેનું મન તલપાપડ થઇ ગયું. નિશાળનો વખત દશ વાગ્યાનો હતો પણ બેન્જામીન બાર વાગે ગયો. નિશાળમાં મોડા જવા માટે તેને શિક્ષા ખમવી પડી. વળી કામ કર્યાથી પણ તે થાકી ગયેલો હોઈ હાથ સૂઝી ગયા હતા તેથી એક અઠવાડીઆ સુધી તે માંદો રહ્યો, પણ ત્યાર પછી જ્યારે જ્યારે કોઇ તેની ખુશામત કે વખાણ કરતું ત્યારે તે કહેતો કે, "તેને કાંઈ કુહાડીની ધારબાર ઉતરાવવી હશે!" ત્યાર પછી તે કોઇ દિવસ ખુશામતમાં ફસાયો નહિ.

## (૪) ગરીબ કોણ?

એક સાધુ પાસે ત્રાંબાનાણું હતું તે કેટલાંક છોકરાંને આપી દેતો હતો. ઘણા ગરીબ ભિખારીઓ તે લેવાને આવ્યા પણ તેમને ન આપ્યું. છેવટે હાથી ઉપર બેસીને એક રાજા ત્યાં આવ્યો એટલે પેલા સાધુએ મુઠો ભરીને ત્રાંબા નાણું રાજા ઉપર ફેંક્યું. સાધુના આ વિચિત્ર વર્તનથી રાજા અચંબો પામ્યો. સાધુએ કહ્યું કેઃ–"ગરીબમાં ગરીબ માણસ માટે આ પૈસા છે." રાજાએ પૂછ્યું કેઃ–"હું ગરીબમાં ગરીબ કેવી રીતે છું?" સાધુઃ–"હે રાજા! તારા વૈભવ, તથા ધન દોલતને લઇનેજ તું ગરીબ છે. તું આટલાથી પણ ધરાતો નથી; અને એથી પણ અધિક વૈભવ, રાજ્ય વગેરે ત્હારે જોઇએ છીએ માટે તું ગરીબમાં ગરીબ છે."

સાધુઃ–હે રાજા! એક મનુષ્ય એક પેટીમાં પૈસાના ઢગલા કરે જતો હતો; ત્યાં થઇને એક સાધુ ચાલ્યો જતો હતો. સાધુને પેલાએ આમંત્રણ કરી બોલાવ્યો, એટલે તેણે પૂછ્યું કે, "ભાઇ! આમ નાણાં એકઠાં કરવાનું શું પ્રયોજન છે?" પેલા ધનાઢયે કહ્યુંઃ–"સંતજી! તમારે શી દરકાર છે? તમને તો લોકો અન્ન આપે છે તે સુખશાન્તિ છે; ને કદાચ અન્ન ન મળે તોપણ તમને તો તે બાબતની દરકાર નથી; પણ અમારા જેવાને તો આમ એકઠું કરી રાખવાની ખાસ જરૂર છે; કારણ કે કોણ જાણે ક્યારે કેવો સમય આવે." સાધુ કાંઇ બોલ્યો નહિ. બીજે દિવસે પેલો ધનાઢય, જે ઝુંપડીમાં સાધુ રહેતો હતો ત્યાં ગયો; ને જોયું તો સાધુએ પોતાની પાસે એક મોટો ખાડો ખોદ્યો હતો ને તેમાં સારા સારા ગોળ પથરા એકઠા કરી કરીને દાટતો હતો.

ધનાઢયઃ—અરે સંતજી! આ શું કરો છો?

સાધુઃ—કેવા સુંદર ને ગોળ પથરા છે! જોતો નથી? એ બધાને એકઠા કરૂં છું.

પેલો ધનવાન પુરુષ હસ્યો ને કહ્યુંઃ–"શા સારૂ આપ પથરા એકઠા કરો છો? આ આખો પર્વતનો પર્વત તો અહીં પડેલો છે."

સાધુઃ—જરૂરની વખતે કામ લાગે માટે એકઠા કરૂં છું. કદાચ આ પર્વત અહીંથી ઉખડી જાય તો કોઇક સમયને માટે આ પથરા કામ આવી જાય.

ધનાઢય પુરુષઃ—અરે સાહેબ! એમ તે બને?

સાધુઃ—આઈ! ત્હેંજ મને આમ કરવાનું શીખવ્યું છે. મૂર્ખ! તને પ્રભુ તરફથી અન્ન

નહિ મળે એવો સમય કદિ આવવાનોજ નથી, છતાં તું પૈસા સંગ્રહી રાખે છે, ને અમૂલ્ય વખત તેમાં નકામો ગાળે છે. પ્રભુએ કાંઈ આમ પૈસા એકઠા કરી રાખીને જીવન એળે કાઢવાને નથી આપ્યું. ચિંતા અને ઉપાધિમાંજ પડી રહેવાને માટે કાંઇ માનવજીવન નથી.

## (૫) કાબેલ કાજી.

એક સમયે એક કાજી બાદશાહ પાસે ગયો. બાદશાહ કાજીને ઘણું માન આપતો હતો, પણ તેની પરીક્ષા કરવાનું તેને મન થયું. બાદશાહ પોતે ઘણો વિદ્વાન નહોતો પણ તેની પાસેનો એક હજુરીઓ હતો, તેને કાજીની જગ્યા લેવી હતી તેથી તેણે કાજીને અમુક પ્રશ્નો પૂછવાનું રાજાને કહ્યું. હવે જ્યારે કાજી આવ્યા ત્યારે બાદશાહે પૂછયુંઃ—

"ઇશ્વર કયાં બેસે છે? કઈ દિશામાં મ્હોં રાખે છે? ને તે શું કરે છે?" વળી વધારામાં કહ્યું કે, જે આ પ્રશ્નના ઉત્તર આપશે તેને ઉંચી પદ્વી આપવામાં આવશે. કાજીએ જાણ્યું કે બાદશાહ સવાલ પૂછે છે માટે તે અઘરાજ હશે. સવાલ સાંભળી ઉત્તર દેવાને આઠ દિવસની મહેતલ માગી.

આઠ દિવસ સુધી કાજી સવાલ ઉપર વિચાર કર્યે ગયા; પરંતુ કાંઇ સંતોષકારક જવાબ શોધી શકયા નહિ. છેલ્લો દિવસ આવી પહોંચ્યો પણ જવાબ તૈયાર થઇ શકયા નહોતા.

વખત વધારે લેવા સારૂ કાજીએ મંદવાડનું બ્હાનું કાઢયું. કાજીની પાસે એક હુશિયાર નોકર હતો તેણે આવી પૂછયું:-"કાજીજી! શું થયું છે?"

કાજીઃ—તું ત્હારે કામે વળગ, મ્હારો જીવ ન ખાઇશ.

નોકરઃ—મહેરબાની કરીને કહો તો ખરા કે છે શું? તમને દુઃખ થતું મ્હારાથી જોઈ શકાતું નથી.

કાજીએ પોતાની મુશ્કેલીની વાત કહી. નોકર ઘણો નીચી પાયરીનો હતો, પણ વિદ્વાન હતો. નોકર આ સવાલોના જવાબ જાણતો હતો, તેથી કહ્યું:-"મને લિખિત હુકમ આપો એટલે હું જઇને બાદશાહને સંતોષકારક ઉત્તર આપું; ને જો બાદશાહને સંતોષ નહિ થાય તો તમારે બદલે હું મરવાને તૈયાર છું."

કાજી આમ કરવાને આનાકાની કરતા હતા પણ આમ વાત થતી હતી તેટલામાં બાદશાહનું તેડું આવ્યું તેથી લાચારીથી નોકરને જવા કહ્યું. નોકરે ફાટ્યાં તુટ્યાં કપડાં પહેર્યાં ને ચાલવા માંડયું. આ નોકર વેદાન્તમાં પ્રવીણ હતો. આ પંડિત નોકર બાદશાહ પાસે નિર્ભયપણે ગયો ને પૂછયું:-"આપ શા પ્રશ્ન પૂછવા માંગો છો?"

બાદશાહઃ—ત્હારા શેઠને પૂછેલા પ્રશ્નોનો જવાબ તું આપી શકીશ?

નોકરઃ—હું પ્રશ્નનો ઉત્તર આપીશ; પણ આપ જાણો છો કે જે માણસ પાસેથી આપણે કાંઇ શીખીએ છીએ તે આપણો ગુરૂ કહેવાય છે, ને આપણે તેના શિષ્ય કહેવાઇએ છીએ; માટે કાયદા મુજબ માન મરતબાવાળી જગ્યાએ મને બેસાડવો જોઇએ ને પ્રશ્ન પૂછનારે પગ આગળ બેસવું જોઇએ.

બાદશાહે તેને સુંદર કપડાં પહેરવાને આપ્યાં ને પોતાની બેસવાની જગ્યાએ તેને બેસાડયો ને પોતે સામે જઈને બેઠો; પરંતુ કહ્યું કે જો ત્હારા ઉત્તર સંતોષકારક નહિ હોય તો હું તને ગર્દન મારીશ.

નોકરે કહ્યું:—" અલબત્ત, એ તો કરારજ છે."

ત્યારે પહેલો પ્રશ્ન એ મૂકયો કેઃ–" ઈશ્વર કયાં બેસે છે ? " જો દૃષ્ટાંત વિના જવાબ દીધા હોત તો રાજા સમજી ન શકત તેથી નોકરે કહ્યું:–" એક ગાય મંગાવો." ગાય આવી એટલે પેલા નોકરે પૂછયું કેઃ–" ગાયમાં દૂધ છે ? "

રાજા:—અલબત.

નોકર:—દૂધ કઈ જગ્યાએ ભરાઇ રહ્યું છે ?

બાદશાહ:—આંચળમાં.

નોકર:—ખોટી વાત. આંચળમાં એટલું બધું દૂધ માય નહિ. દૂધ તો ગાયના બધા શરીરમાં રહેલુંજ છે. જાઓ, ગાયને લઈ જાઓ.

પછી દૂધ મંગાવ્યું ને પૂછયું:–" આમાં માંખણ કઈ જગ્યાએ છે ? "

બાદશાહ જવાબ ન આપી શકયો એટલે પેલાએ કહ્યું:–" જો કે માંખણ આ દૂધમાં કઈ જગ્યાએ છે તે ખબર પડતી નથી, છતાં બધાજ દૂધમાં માંખણ પ્રસરી રહેલું છે; તેજ પ્રમાણે પ્રભુ બ્રહ્માંડમાં સર્વત્ર બિરાજી રહેલો છે. **દૂધ મેળવવા સારૂ જેમ ગાયને દોહવી પડે છે તે પ્રમાણે ઈશ્વરને મેળવવા સારૂ મનુષ્યે પોતાનું હૃદય દોહવાનું છે.** "

અંતે નોકરે પૂછયું:–" કહો હવે તમારા પ્રશ્નનો ઉત્તર મળ્યો ? "

બાદશાહે કહ્યું:–" હા બરાબર મળ્યો." ને જે લોકોએ કહ્યું હતું કે પ્રભુ તો ઉંચે આકાશમાં સાતમા કે આઠમા સ્વર્ગ કે પાતાળમાં વસે છે, તે લોકો તેની નજરમાં તુચ્છ લાગ્યા. છેવટે " ઈશ્વર કઇ દિશા ભણી જૂએ છે " એ પ્રશ્ન આવ્યો. પ્રશ્ન વિચિત્ર હતો, કારણ કે સામાન્ય લોકો ઈશ્વરને સાકાર માનતા હતા. પેલા નોકરે આ પ્રશ્નનો જવાબ આપવા માટે કહ્યું કેઃ–" એક દીવો કરો." દીવો થયો એટલે કહ્યું કેઃ–" કહો આ દીવો કઇ દિશા ભણી મુખ કરી રહ્યો છે ? " દીવો સર્વ દિશામાં પ્રકાશ આપતો હતો, એ બતાવીને તે નોકરે કહ્યું કેઃ–" હે બાદશાહ ! ઈશ્વર સર્વ દિશામાં જૂએ છે. "

હવે છેવટે " ઈશ્વર શું કરે છે ? " એ પ્રશ્નનો ખુલાસો રહ્યો, નોકરે કહ્યું કેઃ–" જાઓ કાજીને બોલાવો " કાજી આવ્યા ને નોકરને બાદશાહની ગાદી ઉપર બેઠેલો જોઈને આશ્ચર્ય પામ્યા. પછી કાજીને બાદશાહની જગ્યાએ બેસવા કહ્યું ને બાદશાહને કાજીની જગ્યાએ બેસવા કહ્યું ને પોતે તો ગાદી ઉપર બેઠેલોજ હતો. પછી તે બોલ્યો કેઃ–" પ્રભુ આ પ્રમાણે હરદમ ઉદ્યમ કરતો રહે છે; એટલે કે રાજાનો રંક, રંકનો રાજા. હાલ બાદશાહની ગાદી ઉપર હું છું. બાદશાહની જગ્યા ઉપર કાજી છે ને કાજીની જગ્યા ઉપર બાદશાહ છે. આ પ્રમાણે જગતની ઘટમાળ ચલવવી એ ઈશ્વરનું કર્ત્તવ્ય છે." બાદશાહ સંતોષ પામ્યો ને નોકરને તે દિવસથી કાજી બનાવ્યો.



# ૩૬—પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ*

અખિલ વિશ્વના નેતાના રૂપમાં સદ્‌ગૃહસ્થો ! ને સન્નારીઓ !

આજનો વિષય "મનુષ્ય પોતાના ભવિષ્યનો કર્ત્તા પોતેજ છે" એ છે. મનુષ્યને આપણે તેના ખરા રૂપમાં આલેખતા આવ્યા છીએ. સત્ય રીતે મનુષ્ય દિવ્ય છે, પોતાના શરીરનો માલીક છે; એટલુંજ નહિ પણ આખા વિશ્વનો પણ તે માલીક છે. આજે મનુષ્યને જેમ વેદાન્તીઓ સૂક્ષ્મ શરીરના અર્થમાં ગણે છે, તેમ આપણે એને ઈચ્છાથી ભરેલો લાલસા-યુક્ત એ અર્થમાં લઈશું. આવી રીતે બન્ધનયુક્ત સ્થિતિમાં પણ મનુષ્ય પોતાના ભવિષ્યનો કર્ત્તા પોતેજ છે. આ વિષય ઘણી રીતે વર્ણવી શકાય એમ છે. દરેક રીત આજેજ વર્ણવી શકાય તેમ નથી, આપણે માત્ર ઘણાજ ઝીણામાં ઝીણા દૃષ્ટિબિન્દુ ઉપર વિવેચન કરીશું.

મનુષ્ય જન્મ્યા પછી પોતાની આસપાસના સંયોગો ફેરવી શકે છે, એ માનવા જોગ છે. અમુક સ્થિતિમાં જન્મેલો મનુષ્ય આસપાસના સંયોગો ઉપર ઘણે કે થોડે દરજ્જે પણ સ્વામિત્વ ભોગવી શકે છે; એવા સંયોગોની પેલી પાર પોતે જઈ શકે છે. અધમાઅધમ સ્થિ-તિમાંથી ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ કેળવણીના લીધે મનુષ્ય ચડી શકે છે. આ જગતમાં ગરી-બમાં ગરીબ ભિખારીઓ પણ કીર્તિ ને માનની પદ્વી મેળવી શકયા છે. ઘણીજ હલકી ને નીચ સ્થિતિમાં જન્મેલાઓ પણ ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિએ જઈ પહોંચેલા છે. નેપોલીઅન બોનાપાર્ટ કે શેકસપીઅર, લંડનના લૉર્ડ મેયર વીટીંગ્ટન કે ચીનનો એક ગરીબ ખેડુત કે જે ચીનનો મુખ્ય પ્રધાન થઈ ગયો, તેમના દાખલા લ્યો. જગતમાં જન્મ્યા પછીથી આપણી સ્થિતિ આપણે સુધારી શકીએ છીએ, એ સાબિત કરવું તે એવા દાખલા દલીલો ઉપરથી સહેલુંજ છે; પરંતુ વે-દાન્ત તો એટલે સુધી કહે છે કે, કેવી સ્થિતિમાં જન્મવું, કેવાં માબાપને પેટે જન્મવું, એ સર્વ પણ આપણીજ મુનસફી ઉપર છે. વેદાન્ત કહે છે કે ગમે તે બાજુથી આ પ્રશ્ન વિચારો તો જણાશે કે મનુષ્ય પોતાના ભવિષ્યનો કર્ત્તા પોતેજ છે. જો જન્મતાંજ અંધ જન્મ્યા હોઈએ તો આપણે આપણી ઈચ્છાથીજ એ સ્થિતિમાં જન્મ્યા છીએ. ગરીબ માતા પિતાને પેટ જન્મ લીધો હોય તો ત્યાં પણ આપણા ભવિષ્યના કર્ત્તા આપણેજ છીએ, આપણી સ્વેચ્છાથી જ એ સ્થિતિમાં આવ્યા છીએ.

હવે આ પ્રશ્ન વિચારીએ કે, "મનુષ્ય પોતાનાં માતા પિતાની પસંદગી કેવી રીતે કરે છે ?" બીજી રીતે કહીએ તો, પુનર્જન્મનો કાયદો કેવો છે તે વિષે કાંઈક વિચાર કરીશું. કેટલાક એમ માને છે કે મનુષ્ય મરી જાય છે એટલે તે હમ્મેશને માટે આ દુનિયા છોડીને જાય છે. કેટલાક આત્માના અમરત્વને લીધે પોતાનાં સગાંસંબંધીઓને મૃત્યુ પછી પણ મળવાની ઈચ્છાને લીધે, મૃત્યુ પછી એક માની લીધેલી દુનિયામાં ફરીથી મળીશું એમ

* સને ૧૯૦૩ ના જાન્યુઆરી માસની ૨૪ મી તારીખે ગોલ્ડનગેઇટ હૉલમાં આપેલું ભાષણ.

માને છે. "આ જગત ઉપર રહીને એવો કલ્પિત દુનિયાનું અસ્તિત્વ સાબિત થઇ શકે એમ નથી" આમ કેટલાક માને છે, ને તેમાં કાંઇક સત્ય પણ રહેલું છે. મૃત્યુ પછી મનુષ્ય સ્વર્ગ કે નરકમાં જાય છે એ સર્વત્ર સત્ય નથી. સ્થૂલ જીવનમાં રહીને આ બાબતોનો આપણે ખુલાસો કરવાનો છે. સ્થૂલ જગતના નિયમોની આડે આવવાની દિવ્ય દુનિયાને કંઈ જરૂર નથી. ધારો કે એક મૃત્યુ પામેલા મનુષ્યને દાટયો છે; "માટી સાથે માટી મળી ગઈ" એવું લોકો દાટતી વખતે કહે છે; પણ ખરી રીતે તેથી શરીર નાશ પામ્યું કે અસ્તિત્વમાંથી ઉડી ગયું, એમ તો નજ કહી શકાય. માત્ર તેનું રૂપાન્તરજ થાય છે. એજ શરીર જૂદા રૂપે સુંદર પુષ્પના રૂપમાં તેજ જગ્યાએ ઉગી નીકળે છે. ફળ ફૂલથીઝુકી રહેલા વૃક્ષના રૂપમાં પણ ફરીથી અસ્તિત્વમાં આવે છે; માટે શરીરનો વાસ્તવિક નાશ થયો કહીજ ન શકાય.

ત્યારે હવે આપણને શંકા શી બાબતની રહે છે? આત્મા, પરમ સત્ય, નાશ પામે છે એવી શંકા છે? બીલકુલ નહિ. આત્મા નાશવંત છેજ નહિ. ત્યારે હવે શંકા શી રહે છે? સૂક્ષ્મ શરીર–માનસિક ઇચ્છાઓ, લાગણીઓ, વાસનાઓ, એનું શું થાય છે? જડ શરીરના દટાવા સાથે આ વૃત્તિઓ પણ દટાય છે? બીલકુલ નહિ. એ દાટી શકાયજ નહિ. ત્યારે તે બધાનું શું થાય છે? ઇચ્છાઓ, વાસનાઓ વગેરેનું શું થાય છે? એજ પ્રશ્ન માત્ર રહે છે. કોઇ કહેશે કે તે તો દિવ્ય ભૂમિ ઉપર ચાલ્યાં જાય છે, તો તેમ સાબીત કરવાને કોઈ સાધન નથી એમ માનનારના દૃષ્ટિબિન્દુથી કદાચ તે વાત સંભવિત હોય; પરંતુ વિજ્ઞાનશાસ્ત્ર તે બાબતની સાબીતી જડ જગતમાંજ માગે છે.

આપણે આ નિયમ તો જાણીએજ છીએ કે જગતમાં કાંઇ નાશ પામતું નથી. માત્ર રૂપાન્તરજ થાય છે, પદાર્થના અમરત્વનો કાયદો સાબીત કરે છે કે 'નાશ' એવું કાંઇ છેજ નહિ. ઠીક, જડ શરીર નાશ નથી પામતું, આત્મા નાશ નથી પામતો, તો પછી આ ઇચ્છાઓ–વાસનાઓ નાશ પામે એમ માનવાનું શું કારણ છે?

જગતમાં શક્તિનો સંગ્રહ થઇ રહે છે, નાશ નથી થતો, એ તો હવે સર્વ કોઈ જાણે છે. ત્યારે વાસનાઓ વગેરે નાશ પામે છે એમ કહેવું વ્યાજબીજ નથી. બરોબર છે કે તે શક્તિઓ સ્થલાન્તર કરે, સ્થિતિ ફેરવે, પણ અસ્તિત્વમાં તો રહેજ. જેમ મીણબત્તી સળગાવીએ છીએ ને થોડી વારમાં બધી બળી જાય છે, પણ રસાયન શાસ્ત્ર દેખાડે છે કે કાંઇ પણ નાશ પામ્યુંજ નથી; માત્ર રૂપાન્તરજ થયું છે–તેજ પ્રમાણે જ્યારે મનુષ્ય મૃત્યુ પામે છે, ત્યારે ઉપર ઉપરથી તેની વાસનાઓ પણ ગુમ થએલી જણાય છે; પરંતુ વેદાન્ત આત્માનું રસાયનસાસ્ત્ર લઇને વ્હારે આવે છે ને જગતને પ્રયોગથી જણાવે છે કે વાસનાઓ નષ્ટ થતી નથી. હવે જ્યારે એ નષ્ટ નથી થતી તો તેનું શું થાય છે? ગણિતના દાખલા પ્રમાણેજ આપણે આ દાખલો ગણીશું. એક દાખલો લઇને પહેલો તો તે શેના ઉપર રચેલો છે તે જોઇએ છીએ; ને તે ઉપરથી શું માગ્યું છે, શું શોધી કઢવાનું છે, તે વિષે વિચાર કરીએ છીએ. કેટલીક વખત માત્ર શા ઉપર દાખલો રચાએલો છે તેજ વિષે વિચાર કરતાં આખો દાખલો ગણી શકીએ છીએ; અને કેટલીક વેળા પરિણામ જે આવ્યું હોય તે ઉપર વિચાર કરીને બન્નેનો તાળો મેળવીએ છીએ. તાળો મળે છે ત્યારે દાખલો ખરો છે એમ સાબીત થાય છે. ઠીક, હવે આપણા પ્રશ્નમાં મૂળ વાત શી છે; ને શોધી શું કહાડવું છે? જીવન ને મૃત્યુ. જીવન મૂળ પાયો છે ને મૃત્યુ પરિણામ છે, અથવા તો મૃત્યને મૂળ પાયો ગણો ને જીવનને પરિણામ ગણો, જે

ફાવે તે રસ્તો લ્યો, બન્ને એકજ છે. અસંખ્ય મનુષ્યો જન્મે છે ને અસંખ્ય મૃત્યુ પામે છે. જે લોકો મૃત્યુ પામે છે તેમની વાસનાઓ પણ મૃત્યુ પામે છે એમ ધારીએ તો તે વિજ્ઞાન-શાસ્ત્રના નિયમવિરુદ્ધ જાય છે. ત્યારે એટલું તો શરૂઆતમાં કબૂલ કરવુંજ પડશે કે અમુક પદાર્થ શૂન્યમાં પરિણમતો નથી, તેનું રૂપાન્તરજ થાય છે. પ્રથમ તો જન્મ શું છે તે વિચાર કરીએ. અસંખ્ય મનુષ્યો, અસંખ્ય જુદી જુદી શક્તિઓ સાથે જન્મે છે. દરેકની વૃત્તિઓ, દરેકના ભાવ, મુખાકૃતિ વગેરે દરેકનું જુદું જુદું હોય છે. કોઈનું મસ્તક મોટું, કોઇનું નાનું એમ વિધવિધ પ્રકારે મનુષ્ય જન્મે છે. આનું કારણ શું? એકજ માતા પિતાનાં બાળકો વિરુદ્ધ પ્રકૃતિનાં હોય છે. એકજ ઘરમાં કેટલાંએ માબાપ રાવણ ને વિભીષણ જેવી વિરુદ્ધ પ્રકૃતિનાં બાળકોને જન્મ આપે છે. એકજ પાઠશાળામાં ભણતા, એકજ કાર્ય કરતા, એકજ વર્ગમાં, એકજ જાતની વિદ્યા લેતા કેટલાએ વિદ્યાર્થીઓ ભિન્ન ભિન્ન પ્રકૃતિના હોય છે. કોઇને ઇતિહાસ ઉપર તો કોઇને ગણિત ઉપર તો કોઇને કાંઈ, એમ અનેક પ્રકારનો જુદો જુદો શોખ હોય છે. કોઇક ઘણો તેજી ને અક્કલમંદ હોય છે, તો કોઇ સુસ્ત, જડ જેવો હોય છે. તો આ બધાનું કારણ શું? તમે કહેશો કે ‘ ઈશ્વરેચ્છા. ’ એ કાર્ય ઈશ્વરનું છે! તો એ કાંઇ ખુલાસો નથી. માત્ર પ્રશ્નનો સીધો જવાબ ન આપી, ઉડાવવાનુંજ કામ એ તો છે. સંતોષકારક જવાબ તો છેજ નહિ. પ્રશ્નનો જવાબ ઉડાવવો તે તો અજ્ઞાનજ કહેવાય. શાસ્ત્રના નિયમ પ્રમાણે જ્યારે એનો ખુલાસો કરી શકાય, ત્યારેજ ખરી વાત. ઈશ્વરની ઇચ્છા, એમ કહો તો પણ શાસ્ત્રના નિયમને બાધ આવે છે; એટલે કે શૂન્યમાંથી અમુક વસ્તુ ઉદ્‌ભવે છે એમ અર્થ થાય છે, માટે તે પણ વ્યાજબી નથી. હવે ત્યારે આ મુશ્કેલી દૂર કરવા એમજ કહેવું પડશે કે બીજી દુનિયામાંથી આ ભિન્ન ભિન્ન પ્રકૃતિઓને મનુષ્ય જન્મતી વખતે સાથે લઇનેજ આવે છે. આ પ્રકારની પ્રકૃતિ કાંઈ શૂન્યમાંથી પેદા થતી નથી; પરંતુ અમુક પદાર્થમાંથીજ આવે છે કે જ્યાં તેમનું અસ્તિત્વ પહેલાં હતુંજ. બીજી રીતે કહીએ તો પૂર્વજન્મની વાસનાઓને આ જન્મમાં લઇનેજ મનુષ્ય જન્મે છે. વેદાન્ત કહે છે કે મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે જે જે વાસનાઓ ને ઇચ્છાઓ તૃપ્ત થવી બાકી રહી ગઈ હોય છે તે નષ્ટ થતી નથી; પણ બીજા જન્મમાં સાથેજ જાય છે. હવે હિન્દુઓનો કર્મના મત જો માન્ય કરીએ તો બધી મુશ્કેલી દૂર થઇ જાય છે; ને જન્મ, મરણ બધુંજ બરાબર સમજાય છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે અમે તો આ કર્મની માન્યતા માનતા નથી. અમે તો વંશ-પરંપરાથી ઉતરી આવતી ખાસીઅતોનેજ વધારે માનીએ છીએ; પરંતુ વેદાન્ત કહે છે કે, કર્મવાદ વંશપરંપરાની ખાસીઅતોની અવગણના કરતો નથી. એ એનાથી વિરૂદ્ધ નથી પણ એ મતનો પોતાનામાં સમાવેશ કરે છે. તે ઉપરાંત મૃત્યુ સમયે વાસનાનો જે લય થતો જણાય છે તે વિષે પણ વધારામાં સંતોષકારક ખુલાસો કરે છે. “ વંશપરંપરાની ખાસીઅત” એટલું કહેવાથી આ બધી બાબતોના ખુલાસો થતો નથી; માટે કર્મવાદ, તત્ત્વવેત્તા તથા વિજ્ઞાનશાસ્ત્રીઓને ખાસ મનન કરવા જેવો છે. કર્મવાદ વંશપરંપરાની ખાસીઅતને કેવા પ્રકારે સમજાવે છે? મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે એના વાસનાઓ બાહ્ય રીતે જોતાં લય થઈ ગએલી જણાય છે; પણ આ વાસનાઓ-માનસિક શક્તિઓ, જેમ દીવો બળી રહેતાં કાર્બન નામનો પદાર્થ ઑકસીજન નામના વાયુમાં આકર્ષાઇને મળી જાય છે; તેમ બધી એકત્ર સ્થિતિમાં પણ તમે હતા, બીજાં પ્રાણીઓરૂપે પણ તમે હતા તેથીજ તમને તેમાં આનંદ આવે છે. હવે બીજી દલીલોથી આપણે આ બાબત સાબીત કરીશું.

જે દલીલ અહીં આપીશું તે સૉક્રેટીસ, અથવા બરોબર કહીએ તો પ્લેટોની દલીલનું અનુકરણ છે. સ્મૃતિ એટલે શું? જે વાત હાલ આપણને યાદ આવે છે તે પહેલેથી આપણે જાણતા હોવા જોઇએ. ધારો કે આ ભાષણો સાંભળવા કેટલાક જણ હમ્મેશ સાથે આવે છે. હવે થોડાંક ભાષણોમાં બધા સાથે આવ્યા ને એકાદમાં એકાદ જણ ન આવ્યો તો યાદ કરે છે કે, ફલાણો કેમ નથી આવ્યો? આ પ્રશ્ન મૂળ સ્મૃતિ હોવાથીજ ઉદ્‌ભવે છે. બધાને હમ્મેશાં સાથે દેખીએ છીએ; બધા એકજ વ્યક્તિ જેવા આપણા મનને થઇ જાય છે ને પછી જ્યારે એમાંથી એકાદ જણ ઓછું હોય તો તરતજ વિચારોની પરંપરાના નિયમ મુજબ રહી ગએલી વ્યક્તિ યાદ આવે છે.

દરેક મનુષ્ય મરણ પામવાનો છે. "જૉન મનુષ્ય છે" એટલું કહેતાંની સાથેજ સમજી જવાય છે કે, "જૉન મરણ પામનાર છે." આમ શાથી યાદ આવે છે? કેમકે આપણે જાણીએ છીએ કે મનુષ્ય માત્ર મરણ પામનાર છે. દરેક બાળક અથવા સર્વ કોઇ જેમને મગજની શક્તિ છે તે સર્વ એ પ્રમાણે વિચાર કરી શકે છે, તે ઉપરથી સાબિત થાય છે કે પહેલાંનું જ્ઞાન, તે જ્ઞાન સાથે સંબંધ ધરાવતો વિષય નીકળે કે તુરત ઉદ્‌ભવ પામે છે. જ્ઞાન આ પ્રમાણે યાદ આવતું હોવાથી તે જ્ઞાન કોઈ સમયે મેળવેલું તો હોવુંજ જોઇએ, ને આપણને ખાત્રી છે કે તે જ્ઞાન આપણે આ જીવનમાં તો મેળવ્યું નથીજ; તો પછી એ જ્ઞાન આવ્યું ક્યાંથી? વેદાન્ત કહે છે કે તે પૂર્વ જન્મનું જ્ઞાન છે.

વળી એક બીજો પ્રશ્ન એ ઉઠે છે કે જો આપણેજ આપણા ભવિષ્યના કર્ત્તા છીએ, તો કોઈ એવો નથી કે જે ગરીબ માબાપને પેટ જન્મ લેવા ઇચ્છા કરે; તોપછી ગરીબાવસ્થામાં જન્મ કેમ થાય છે? બધાજ ધનાઢ્યને ઘેર જન્મ લેવા ઇચ્છા કરે છે, છતાં ગરીબને ત્યાં કેમ અવતરે છે? વેદાન્ત કહે છે કે દરેક વાતને તેના ખરા સ્વરૂપમાં જોવી જોઇએ. સત્ય ચારે તરફથી વિચાર કરીને શોધી કાઢવું જોઈએ, ઉપર ઉપરનું ઉપલકીઆ જ્ઞાન કામનું નથી. દરેક જણ મહાન થવા ઇચ્છે છે, ધનાઢ્ય થવા ઇચ્છે છે એ સત્ય નથી. એક મનુષ્યને પાંચ રૂપીઆ મળે છે તો તેની ઇચ્છા દસ રૂપીઆ મેળવવાની થશે પણ તેના મનમાં કરોડાધિપતિ થવાનું એકદમ કદિ નહિ આવે. એક મનુષ્ય નીચમાં નીચ હોય, તો તેના મનમાં એકદમ ઉચ્ચમાં ઉચ્ચ થઈ જાઉં એમ કદિ નહિ આવે. બીરબલનો રાજાએ દંડ કર્યો, તે વખતે ઢેડાઓ પાસે તેનો ન્યાય કરાવ્યો તેથી દંડની રકમ જુજ ઠરી. તે પ્રમાણે દરેક જણ પોતાની શક્તિ પ્રમાણેજ ઇચ્છા કરી શકે છે.

હવે બીજી બાજુથી આ વાત તપાસીએ. લોકો પોતે જે ઇચ્છાઓ કરે છે; તેની યોગ્યાયોગ્યતાનો વિચાર કરતા નથી. સંયોગોને અનુકૂળ ઇચ્છાઓ કરતા નથી, પણ ઇચ્છાઓના ગુલામ થઇને કરે છે. આમ હોવાથી પોતાની ઇચ્છાઓને લીધેજ તેઓ ચિંતા ને દુ:ખમાં આવી પડે છે. ધારો કે એક મનુષ્ય પોતાની વિષયેન્દ્રિયને તૃપ્ત કરવા માગે છે અને તેને જ્ઞાન, ધર્મ, નીતિ વગેરેની કાંઈજ દરકાર નથી. હવે આ મનુષ્ય મૃત્યુ પામે છે ( માત્ર એક દાખલા તરીકે આ વાત કરવામાં આવે છે ) તો તે કેવા પ્રકારનાં માતાપિતા પસંદ કરશે? તેની ઇચ્છાઓ એવી છે કે જેથી વિદ્વાન માતાપિતાને પેટે જન્મ ધરવાની તેને જરૂર નથી તેમજ ધનાઢ્ય માબાપની પણ તેને જરૂર નથી. વેદાન્ત કહે છે કે તેની ઇચ્છાઓ તૃપ્ત કરવાને માટે એ શ્વાન કે ડુક્કરનો જન્મ ધારણ કરશે; કારણ કે તેવું શરીર ધારણ કરવાથી તેની વિષયેન્દ્રિયને યથેચ્છ રીતે તે તૃપ્ત કરી શકશે. માટે આ પ્રમાણે પોતાનાજ ભવિષ્યનો

એ પોતેજ કર્ત્તા છે. પછી તે ગમે તો શ્વાન હો કે ડુક્કર હો, કે ગમે તે હો.

જગતમાં લોકો ઇચ્છા કરતી વખતે એ ઇચ્છાઓનું પરિણામ શું આવશે તે વિષે વિચાર કે દરકાર કરતા નથી, ને અંતે જ્યારે પરિણામ આવે છે ત્યારે નશીબને ગાળો દે છે, ગ્રહ-દશાને નિંદે છે, રૂએ છે, કકળે છે, હાથ પછાડે છે અને માથું કુટે છે; માટે ઇચ્છા ભલે કરો પણ કરતી વેળા પરિણામનો ખૂબ વિચાર કરજો. માત્ર મનુષ્ય પોતેજ પોતાનાં દુઃખ ઉત્પન્ન કરે છે.

હવે પૂર્વ હિંદુસ્તાનમાંના એક કવિની વાતનો દાખલો 'રામ' આપશે. આ કવિ મુસલ-માન હતો. ઘણો સારો, હુશિયાર ને ગમતી સ્વભાવનો હતો. રાજ્યદરબારમાં કવિનો પગ હતો ને રાજાની મહેરબાની સારી હતી. એક દિવસ રાજાએ આ કવિને પોતાને અનેક વાતો, કવિતાઓ વગેરેથી ગમ્મત કરવા આખી રાત્રિ પોતાની પાસે રાખ્યો. રાજા વાતોમાં એટલો તો મશગુલ થઇ ગયો હતો કે છેક મોડી રાત્રે સૂવાનું યાદ આવ્યું. રાણીએ મોડી રાત્રે સૂવા આવતાં પૂછયું કે, આજ કેમ આટલી બધી વાર જાગરણ કર્યું ? રાજાએ ઉત્તરમાં કવિની હકીકત નિવેદન કરી, રાણીને પણ આથી કુતૂહલ થયું ને કવિને પોતાની પાસે બોલાવવા રાજાને વિનતિ કરી. બીજેજ દિવસે રાણી પાસે કવિને લઈ જવામાં આવ્યો. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ જુદા ખંડોમાં રહે છે ને પુરુષો જુદા ખંડોમાં રહે છે; ને ખાસ કરીને મુસલમાન સ્ત્રીઓ તો ઓઝલ પડદામાંજ રહે છે. તેઓ મ્હોં ઉપર બુરખા નાખે છે ને પોતાના ધણી સિવાય બીજા કોઇને મુખ દેખાડતી નથી. હવે આ કવિએ જનાન-ખાનામાં આવીને પોતાની વાર્તાઓ ને કવિતાઓનો સ્વાદ રાણીને ચખાડયો. રાણી આ સમયે ઓઝલ પડદામાંજ બેઠેલી હતી. કવિ જો કે બધું દેખી શકતો હતો, છતાં તેણે જણાવ્યું કે મને આંખોનું દરદ છે, હું તો અંધ છું. કવિની દુષ્ટ ઇચ્છા જનાનખાનામાં રહીને રાણીનું સૌંદર્ય જોવાની હતી, તેથી આ પ્રમાણે બહાનું કાઢયું. આ ઉપરથી તેને ત્યાં રહેવા દેવામાં આવ્યો. સ્ત્રીઓ તેને અંધ જાણીને પોતાની વાતોચીતો, હરવું ફરવું સંકોચ વિના કરતી હતી; પરંતુ સત્ય કદિ છુપું રહેતું નથી.

> " કચરી દળી પાતાળે ફેંકો, તોપણ સત્ય તરંતુ પેખો;
> અનાદ્યનન્ત એ એકજ સાચું, બીજું સઘળું માનો કાચું."

સત્ય કદિ છુપું રહેતું નથી. એક દિવસ તે બહાર આવે છેજ. તેજ પ્રમાણે એક દિવસે આ કહેવાતા અંધ કવિએ એક દાસીને કાંઇ ચીજ લાવવાને કહ્યું. હવે હિંદુસ્તાનમાં ધનાઢય ને ઉમરાવ લોકો તેનેજ કહેવામાં આવે છે કે જેઓ પોતાને હાથે કાંઇ પણ કામ ન કરતા હોય. ગાડીમાં બેસવું હોય, કપડાં પહેરવાં હોય વગેરે કાંઈ પણ જુજ કામ કરવું હોય તો તે બીજાની મદદ લઇને કરે તેજ ધનાઢય કહેવાય છે; આ પ્રમાણે પરતંત્રતા એ માનની ને ધનાઢયપણાની નિશાની ગણાતી થઇ છે; ને કોઈની મદદ પોતાના કામમાં ન લેવી તેને પરતંત્રતા ને હલકું ગણવામાં આવે છે. આ કવિને રાજાના મહેલમાં આમ સુખ ને પદ્વી મળ્યાં એટલે તે પણ પોતાને હાથે કામ કરી લેવાનું હલકું ગણવા લાગ્યો; તેથી તેને એક ખુરશી બેસવાને જોઇતી હતી તેને માટે તેણે દાસીને હુકમ કર્યો. દાસીએ ઉદ્ધતાઇથી જવાબ આપ્યો કે; "હું તો ઘણા કામમાં છું, મને વખત નથી." એ દાસીના ગયા પછી બીજી દાસી આવી, તેને બોલાવી ખુરશી લાવવા કહ્યું. તે દાસીએ કહ્યું કે અહીં ખુરશી છેજ નહિ. એટલે પેલા ઢોંગી અંધ કવિએ પાણીનું વાસણ લાવવા કહ્યું તો દાસીએ કહ્યું કે; "પાણીનું

વાસણ પણ આ ખંડમાં છે નહિ, બીજેથી લાવી આપું છું." અંધ કવિ બોલ્યો:–"અરે ઓ રહ્યું પેલું! જોતી નથી? જા ઝટ લાવ." આ પ્રમાણે વાસણ લેવાની ઇન્તેજારીમાં ધીરજ રહી નહિ, ને એનું પોગળ જણાઇ આવ્યું. આ પ્રમાણે સત્ય હમ્મેશાં અસત્યવાદીઓની મશ્કરી કરે છે. પ્રકૃતિનો નિયમ છે કે જે આપણે છુપાવવા જઇએ તેજ આપોઆપ બહાર નીકળી આવે છે. દાસી આ વાત જાણતાંજ રાણી પાસે દોડી ગઈ ને સઘળી હકીકત નિવેદન કરી. કવિની વૃત્તિ દુષ્ટ જણાઇ ને આ ઢોંગીને મેહેલમાંથી તેમજ નોકરીમાંથી રાજાએ દૂર કર્યો. કાઢી મૂકયા પછી માત્ર ત્રીજેજ દિવસે આ કવિ ખરેખરો અંધ બન્યો. આનું કારણ શું? કર્મવાદ કહે છે કે એ પોતે સ્વેચ્છાથીજ અંધ બન્યો હતો. એની પોતાની ઇચ્છાએજ એને અંધ બનાવ્યો હતો. આમ છતાં પણ અંધાપો આવે છે ત્યારે મનુષ્યો કલ્પાન્ત કરે છે.

એક મનુષ્ય ભારે ભાર ઉંચકીને ચાલ્યો જતો હતો તે ઘરડો ને દુર્બળ હતો, ને તાવથી પીડાતો હતો. માથેથી ભાર ઉતારી એક વૃક્ષ તળે આસાએશ લેવા તે બેઠો ને પછી મોટેથી બોલ્યો:–"અરે ઓ મૃત્યુ! તું આવ ને મને લઈ જા." વાતમાં કહ્યું છે કે મૃત્યુ આ સાંભળી હાજર થયું. મૃત્યુને જોતાંજ પેલો ભયભીત અને ચકિત થયો, ને ધ્રુજવા લાગ્યો, ને પછી પૂછયું કે:–"ભાઇ! તું કોણ છું?"

મૃત્યુઃ—જેને ત્હેં સંભાર્યો ને બોલાવ્યો તેજ હું છું.

ઘરડો પુરુષઃ—અરે ભાઇ! મને લઇ જવા મ્હેં તને નથી બોલાવ્યો, પણ માત્ર આ મ્હારો ભાર માથે ચડાવવા બોલાવ્યો છે.

લોકો આ પ્રમાણેજ કરે છે. મનુષ્ય પોતાના દુઃખો, મુશીબતો વગેરેને પોતાની મેળેજ ઉત્પન્ન કરે છે, ને જ્યારે મુશીબતો ને દુઃખ આવી પડે છે, ત્યારે આક્રંદ કરે છે. ગાડીને જોડેલો ઘોડો ચાલવા માંડે કે તરત ગાડી પાછળ પાછળ ચાલેજ છે, તેમ એક વખતે ઇચ્છા કરી કે પરિણામ માટે તૈયાર થવુંજ જોઇએ. યુવાન અવસ્થામાં ઘણા મૃત્યુ પામે છે, તેનું કારણ શું? 'રામે' આ બાબત તપાસ કરી છે ને જણાયું છે કે ઘણાખરા પોતાના હૃદયમાં, એમજ ઇચ્છતા હતા કે, વહેલા ઉપડી જઇએ તો સારૂં.

એક અક્કલમંદ હુશિયાર વિદ્વાન હિંદુસ્તાનમાં પાઠશાળામાં નોકરી કરતો હતો. તે અમુક પંથને માટેજ કામ કરે છે, એમ ભાષણોમાં કહેતો ને પોતાનું જીવન તે માટેજ અર્પણ કર્યું છે એમ પણ કહેતો. થોડા સમય પછી પોતાનો મત એને ફેરવવો પડયો. એના વિચારો આગળ વધવા માંડયા અને મન વિસ્તૃત થયું; તેથી આ પંથમાં રહી કામ બરોબર કરી શકવા ન લાગ્યો ને તે પંથના લોકો પણ તેની સાથે સહાનુભૂતિ રાખવા ન લાગ્યા; પરંતુ જેમ તેમ એને નભાવવું પડયું. હૃદય એક કામ કરતું, ને શરીર બીજું કામ કરતું. આ પ્રમાણે લાંબો વખત ચાલે તેમ નહોતું, જેથી આ વિદ્વાન મૃત્યુ પામ્યો; કારણ કે સંયોગો કોઇ બીજા સાધનથી ફેરવાય તેમ નહોતું, માત્ર મરણજ એનો ઉપાય હતો. માટે મૃત્યુ એ કાંઈ ભય નથી. મૃત્યુમાં પણ સુખ રહેલું છે.

મનુષ્ય પોતાની સ્થિતિનો–પોતાના ભવિષ્યનો માલીક છે. આમ છે; તો પછી મનુષ્ય દરિદ્ર ને દુઃખી કેમ થાય છે? માત્ર ઇચ્છાઓના વિરૂદ્ધપણાથીજ. એક ઇચ્છા અમુક કાર્ય કરવા તરફ હોય છે ને બીજી ઇચ્છા બીજુંજ કાર્ય કરવા પ્રેરે છે. એકથી અમુક ઉન્નતિક્રમે ચઢવા મન થાય છે, જેમ કે ભાષણકર્ત્તા તરીકે, ગ્રંથકાર તરીકે, ત્યારે બીજી ઇચ્છા ઇન્દ્રિઓના ગુલામ થવા પ્રેરે છે. આ પ્રમાણે વિરૂદ્ધ ઇચ્છાઓ જુદા જુદા માર્ગ પકડાવે છે.

તેથી થાય છે શું? બન્ને તૃપ્ત તો થવીજ જોઇએ. એક ઇચ્છા તૃપ્ત થતાં બીજી અતૃપ્ત રહે છે, ને તેથી કરીને દુઃખ અનુભવાય છે. આ પ્રમાણે લોકો દુઃખ વ્હોરી લે છે. દુઃખ પણ એજ જણાવે છે કે તમે તમારા ભવિષ્યના માલીક છો. આ વિષેનો એક દાખલો આપીશું.

હિંદુસ્તાનમાં એક જણને બે સ્ત્રીઓ હતી. એક સ્ત્રી માળ ઉપર રહેતી હતી ને બીજી નીચેના ખંડમાં રહેતી હતી. એક રાત્રે ઘરમાં ચોર આવ્યો. ચોરની દાનત બધી માલમત્તા લઈ જવાની હતી પણ ઘરમાં તો બધાં જાગતાં હતાં, તેથી ચોરની ઇચ્છા પૂર્ણ ન થઈ. સવાર પડતાં ઘરનાં માણસોએ ચોરને જોયો ને તેને પકડીને ન્યાયની અદાલતમાં લઈ ગયા. કાંઇ ચોરી થઇ નહોતી પણ ઘર પ્રવેશ કર્યો માટે ગુન્હો તો થયોજ હતો. માજીસ્ટ્રેટે આ ચોરને પ્રશ્ન પૂછ્યા કે તરતજ તેણે ગુન્હો કબૂલ કર્યો. માજીસ્ટ્રેટ ચુકાદો આપવા તૈયારી કરતો હતો તેટલામાં ચોરે કહ્યું:-"મહેરબાન સાહેબ! તમારી મરજીમાં આવે તે શિક્ષા કરજો. અંધારી કોટડીમાં પૂરજો, જાનવરો પાસે ફાડી નંખાવજો, પણ માત્ર એક સજા ન કરશો."

માજીસ્ટ્રેટે અચંબો પામી પૂછ્યું:-"કઈ સજા ન કરશો એમ તું કહે છે?"

ચોરઃ—"બે સ્ત્રીનો ધણી મને ન કરશો, મને બે સ્ત્રી ન પરણાવશો."

કારણ પૂછતાં તેણે પોતે કેમ પકડાયો હતો તે કહ્યું. તે બોલ્યો કે:-"આખી રાત્રિ આ ઘરના ધણીને દાદર ઉપર ઉભા રહેવું પડયું હતું; કારણ કે એક સ્ત્રી તેને પગ પકડી નીચે ખેંચતી હતી ને બીજી તેના વાળ પકડી ઉપર ખેંચતી હતી. આખી રાત્રિ આમ ધમાચકડીમાં એ કોઇ ઉંઘ્યાં નહિ, તેથી હું પકડાઇ ગયો ને ચોરવાનો લાગ ન મળ્યો."

આ મુજબ સર્વ દુઃખ વિરૂદ્ધ જાતની ઇચ્છાઓને લીધેજ થાય છે. કાર્ય કરવાની દૃઢ ઇચ્છા, અને અમુક લક્ષ બિન્દુએ પહોંચવાની તીવ્ર ઉત્કંઠા, એટલાં વાનાં હોય તો દુઃખ આવી પડતું નથી; પરંતુ જો ઇચ્છાઓમાં વિરૂદ્ધતા આવી તો શાંતિ તૂટે છે ને દુઃખ ખમવું પડે છે. આ પ્રમાણે આપણા દુઃખના કર્ત્તા આપણે પોતેજ છીએ. મનુષ્ય માત્રને ઉચ્ચ તેમજ નીચ ઇચ્છાઓ થાય છે, બન્ને વચ્ચે યુદ્ધ થાય છે; પરંતુ ઉન્નતિક્રમના નિયમ મુજબ જે બળવત્તર હોય છે તેજ જીતે છે. પરંતુ આ બળ આવે છે કયાંથી? માત્ર સત્યને લીધેજ આ બળ આવે છે. જે ઇચ્છાઓમાં વધારે યોગ્યતા, સત્યતા, પવિત્રતા હોય છે તેજ અંતે વિજયી નીવડે છે. તરવારની ધાર ઉપર રહીને મનુષ્યને આગળ વધવાનું છે. લોભ, મોહ અને નીચ-અધમ ઇચ્છાઓમાં સડવાનું નથી. ઉન્નતિક્રમનાં પગથીઆં ધીમે ધીમે પરંતુ અવશ્ય ચડવાંજ પડશે. અહીંજ સુખ રહેલું છે, કર્મવાદમાં આ પ્રમાણે દરેકને સુખનું સાધન રહેલું છે.

ઇચ્છાઓ તૃપ્ત શા માટે કરવી? વેદાન્ત કહે છે કે મનુષ્યની ખરી પ્રકૃતિ, મનુષ્યનો આત્મા અમર છે, ને ઇચ્છાઓ વગેરે માત્ર સત્યના-અમાપ સાગરમાંનાં મોજાં છે, તેથી કરીને જેમાંથી તે ઉદ્ભવે છે તેનો ગુણ તે ગ્રહે છે. જગત એ આત્માનો, ઈશ્વરનો શ્વાસ છે. આ ઇચ્છાઓમાં અહંભાવનો ગુણ રહેલો છે. જે ઇચ્છાઓ માયાએ કરીને ઉદ્ભવે છે, તે પૂર્ણ થતાં ઢીલ થાય છે; ને ઇચ્છાઓ પૂર્ણ થવાની જે આશા રહે છે; તે આત્માની અમરતાને લીધે રહે છે. હવે પ્રશ્ન થાય છે કે ઇચ્છાઓમાં દિવ્યતા કેવી? ઇચ્છાનો અર્થ બીજો કાંઇજ નહિ પણ 'પ્રેમ' એવોજ થાય છે; ને પ્રેમ તે દિવ્યજ છે, ઈશ્વરનો એમાં અંશ છે. વળી ઇચ્છાઓ ગુરૂત્વાકર્ષણ જેવી છે. ગુરૂત્વાકર્ષણ એ શું છે? પૃથ્વી ચંદ્રને આકર્ષે છે. સૂર્ય પૃથ્વીને આકર્ષે છે. ગ્રહો એક બીજાને આકર્ષે છે. એક અણુ બીજા અણુને

આકર્ષે છે. કયા બળને લઈને આમ થાય છે ? આકર્ષણ કરવું ને ઇચ્છા કરવી એ એમાં તફાવત બીલકુલ નથી. આમ છે તેથી ઇચ્છાઓમાં જે દિવ્યતા રહી છે તે માટે તે પૂર્ણ થવા પ્રયત્ન કરે છે; પરંતુ જો સ્વાર્થી ઈચ્છાઓ કરો તો તે માયાથી વીંટાઈ જાય છે, ને તેથી કરીને તે તૃપ્ત થતાં વાર લાગે છે. ઇચ્છાઓ ત્વરાથી ને બીનમુશ્કેલીએ ફળીભૂત થવા સારૂ તેમાંથી માયા ઓછી કરવાની જરૂર છે; અને તેમ કરીને ઇચ્છાઓને દિવ્ય બનાવવી જોઈએ.

પ્રાર્થનામાં શું તત્ત્વ રહેલું છે ? પ્રાર્થના ઈશ્વર કેમ સાંભળે છે ? આ પ્રશ્ન કોઈ બીજે સમયે વિચારીશું.

એક વખત તમે પણ દૃઢપણે માનો કે તમેજ તમારા ભવિષ્યના કર્ત્તા છો; આથી તમને પોતાને સુખ ઉત્પન્ન થશે. પ્રણવમંત્રનો ઉચ્ચાર કરતાં દૃઢતાથી માનો કે **તમે પોતેજ તમારા ભવિષ્યના કર્ત્તા છો; તો પછી દુઃખ, રડવું, કકળવું વગેરે દૂર થશે. આસપાસની સ્થિતિના ગુલામ ન બનો.** ગમે તે સ્થિતિમાં હો, શરીર અનેક દુઃખ ભોગવતું હોય તો પણ એમજ ધારો કે હું પોતેજ કર્ત્તા છું, પ્રભુ છું, ઈશ્વર છું, હું શરીર નથી, **હુંજ મ્હારા ભવિષ્યનો કર્ત્તા છું.** જે સ્થિતિ આસપાસ જુઓ છો, તેમાં તમે તમારી સ્વેચ્છાથીજ આવેલા છો. **મિત્ર પણ તમે કર્યા છે ને દુશ્મન પણ તમેજ કર્યા છે.** આ વાતની ખાત્રી થયે તમને પરમાનન્દ પ્રાપ્ત થશે.





# ૩૭–સર્વ ધર્મનું સમાધાન.*

આ હૉલમાં આજ સુધી આપેલાં ભાષણો કઠિન જણાયાં હશે, વિષયો શુષ્ક લાગ્યા હશે પણ આજનો વિષય સહેલો છે.

"રામ" જ્યારે થોડા વર્ષપર પૂર્વ હિંદુસ્તાનમાં હતો, ત્યારે 'રામ'ની પાસે એક અમેરિકન પાદરી જે કોઈક પાઠશાળામાં પ્રૉફેસર હતો તેની બનાવેલી એક ચોપડી આવી. આ પુસ્તકનું નામ "મૃત્યુ પછી" એવું હતું. આ પુસ્તકમાં એક સુંદર રૂપક આપી એણે જણાવ્યું છે કે આ જગત એક સ્ટેશન જેવું છે ને બીજી દુનિયા બીજા સ્ટેશન જેવી છે. જે લોકોને પેલી દુનિયામાં, સમુદ્રની પણ પેલી પાર જવું હોય તેમણે ટીકીટ ખરીદવી પડે છે. જેમની પાસે ખરી ટીકીટ ન હોય તેમને ભર દરિયામાં ઝંપલાવી દેવામાં આવે છે, ને જેમની પાસે ટીકીટ હોય છે તેમને તેમના લક્ષ્ય સ્થળે જવા દેવામાં આવે છે. આ ટીકીટો પહેલો વર્ગ, બીજો વર્ગ, ત્રીજો વર્ગ વગેરેની હોય છે. આ ટીકીટોમાં કેટલીક બનાવટી ટીકીટો પણ હોય છે; ને તેનો રંગ ધોળો, કાળો, પીળો કે લીલો હોય છે; પણ જે ખરી ટીકીટો હોય છે અને જેથી કરીને લક્ષ્ય સ્થળે જવામાં વાંધો આવતો નથી તેનો રંગ લાલ છે. કારણ કે તે જીસસક્રાઈસ્ટના રક્તથી રંગાએલી હોય છે. જેમની પાસે આ રંગની ટીકીટો હોય છે તેજ માત્ર ફતેહ પામે છે ને બીજાને તેવો જય કદિ મળતો નથી. ધોળા ને બીજા રંગની ટીકીટો બીજા ધર્મના અનુયાયીઓ પાસે હોય છે, ને લાલ ટીકીટો માત્ર ખ્રિસ્તીઓ પાસેજ રહે છે. પુસ્તકનો વિષય આવો હતો ને ઘણી સારી રીતે તે વર્ણવ્યો હતો. તે પાદરીએ પોતાની બધી વિદ્વતા આ પુસ્તકમાં દેખાડેલી છે.

ખ્રિસ્તી ધર્મમાં એકલામાંજ નહિ, પણ બધાજ ધર્મોમાં આવી માન્યતા રહેલી છે. મુસલમાનો કહે છે કે મૃત્યુ પછી મહમ્મદ બધાનો હિસાબ ચૂકવે છે, અથવા તો ટીકીટો જુએ છે, અથવા કહો કે મોટો સ્ટેશન માસ્તર એ છે; અને જેમની પાસે મહમ્મદના નિશાનવાળી ટીકીટો નહિ હોય તે નરકમાં જશે. બીજા ધર્મો પણ આવા પ્રકારની વાતો કરે છે, ને જેટલા મૃત્યુ પામે છે–પછી તે અમેરિકામાં મરી જાય, યૂરોપમાં મરી જાય, આફ્રિકામાં, ઑસ્ટ્રેલીઆ કે એશીઆમાં મરી જાય, પણ તેમનો ન્યાય એકજ વ્યક્તિ કરશે; ને તે વ્યક્તિ ક્રાઈસ્ટ, મહમ્મદ, બુદ્ધ, ઝોરોસ્ટર, કૃષ્ણ કે એવો જે કોઈ એકજ માનેલો હોય તેજ કરે છે. બધા ધર્મો વચ્ચે આજ એક મોટા કલેશનું કારણ છે. બધાં તોફાન ને વાદવિવાદ તથા લડાઈઓનું કારણ આજ છે.

આજે વેદાન્તનું શું ધારવું છે તે કહેવામાં આવશે. વેદાન્ત આ બધા ધર્મોનો તોડ આણે છે; ને કહે છે કે બીજા ધર્મની અસત્યતા સાબિત કર્યા વિના દરેક ધર્મની માન્યતા

* સને ૧૯૦૩ ના જાન્યુઆરી માસની ૫ મી તારીખે ગોલ્ડન ગેઈટ હૉલમાં આપેલું ભાષણ.

સત્ય હોઇ શકે. તમે સાચા છો એમ જણાવવાને બીજા સાચા નથી એમ કહેવાની જરૂર નથી. વિષય ઘણો મોટો છે ને થોડા સમયમાં ઉકેલવાનો છે તેથી માત્ર મુદ્દાની વાતોજ કરીશું.

હર હમ્મેશ સુંદરતા તરફ જગત આગળ વધતું જાય છે, ઉન્નતિક્રમ અમુક સીધી લીટીમાંજ ચાલ્યો જાય છે, વિશ્વમાં સર્વ લહરીઓ એકતાર થઇને રહેલી છે. અમુક નિયમિત ક્રમ પ્રમાણેજ તે ચાલી જાય છે. દરેકને માટે ચડતી ને પડતી અમુક નિયમથી થયાજ કરે છે, દિવસ ને રાત્રિ એકજ નિયમ મુજબ થયા જાય છે. ચાલીએ છીએ ત્યારે પહેલો એક પગ ઉપાડીએ છીએ ને પછી બીજો. ઋતુઓ પણ અનુક્રમે એક પછી એક ચાલી આવે છે, ને તેની તેજ પાછી અમુક વખત ગયા પછી સમયસર આવીને ઉભી રહે છે. હર હમ્મેશ પ્રભાતમાં જાગીએ છીએ ને પાછા રાત્રિએ નિદ્રાવશ થઇએ છીએ. આ પ્રમાણે વેદાન્ત કહે છે કે જન્મ ને મરણ, મરણ ને જન્મ અમુક નિયમ પ્રમાણે એક પછી એક આવ્યાજ કરે છે. અખિલ બ્રિશ્વમાં અમુક જગ્યાએથી કે અમુક સ્થિતિમાંથી આગળ વધવાનું એકદમ બંધ થતું નથી. કાળ કદિ બંધ પડે છે? કદિ નહિ. તે ક્યારે શરૂ થયો તે કોઇ જાણે છે? આકાશ કયાં વિરમે છે એ કોઇ જાણે છે? કદિજ નહિ. તેનો અન્તજ નથી. નદી કદિ વ્હેતી બંધ થાય છે? તમે કહેશો કે ના કદિ નહિ, નદી કદિ બંધ પડતી નથી. જે નદીઓ દરિયામાં જઇને મળે છે તે પાછી વરાળરૂપે ઉંચે ચડી પર્વતો ઉપર વરસાદરૂપે પડે છે, ને પાછી વ્હેવા માંડી સમુદ્રને મળે છે. તેજ પ્રમાણે એક મીણબત્તી લ્યો; તે બળી જાય છે તેથી તેનો આપણે નાશ થયો કહીએ છીએ, પણ તે ખોટું છે. એ માત્ર રૂપાન્તરજ પામે છે. એમાંનો કેટલોક ભાગ વનસ્પતિરૂપે પાછો ઉત્પન્ન થાય છે. કાંઇજ નાશ પામતું નથી. હરદમ પ્રગતિ એક ચક્રમાં થયા કરે છે. મનુષ્ય જન્મે છે તે મૃત્યુ તો પામે છેજ પણ આ મૃત્યુની સ્થિતિ સદાકાળજ રહેવાની છે, એમ કહેવાનો કોઈને હક્ક નથી. તે પ્રકૃતિના નિયમોથી વિરૂદ્ધ છે. 'મૃત્યુ પછી ફરી જન્મ નથી' એ કહેવું તદ્દન ખોટું છે. મૃત્યુ પછી મનુષ્યનો સદાને માટે બહિષ્કાર કરવામાં આવે તો તે ઈશ્વિર ઘણો ઘાતકી કહેવાય, વેર લેનારો કહેવાય. એક મનુષ્ય સીત્તેર વર્ષ જીવન ગાળીને ગુજરી જાય છે. બિચારાને કોઇ તેવા સંયોગો નથી મળી આવ્યા કે જેથી કરીને તે કેળવણી મેળવી શકે. તેણે ગરીબાવસ્થા ગાળી હતી અને ઉન્નતિક્રમનાં પગથીઆં ચડવાનું કાંઇ સાધન નહોતું. જીસસક્રાઈસ્ટના રક્તથી રંગાએલી લાલ રંગની ટીકીટ તેની પાસે નહોતી. ત્યારે હવે તેને નરકમાંજ હમ્મેશાં પડી રહેવાનું આવ્યું ને? અરેરે! જો ઈશ્વિરનો ન્યાય આવોજ હોય તો તો તે ઘણો ક્રૂર કહેવાય. આમ કહેવાનો હક્ક કોઇને પણ નથી. વેદાન્ત પ્રમાણે તો મનુષ્ય મૃત્યુ પામે છે; તે પછી તેને તે સ્થિતિમાં તે હમ્મેશા રહેતો નથી. દરેક મરણ પછી પાછું જીવન છે, અને દરેક જીવન પછી મૃત્યુ છે. ખરી રીતે તો મૃત્યુ એ માત્ર એક નામજ છે. મૃત્યુ એટલે રૂપાન્તર, સ્થિતિમાં ફેરફાર. મૃત્યુ ધિક્કારવા જેવું કે ભયંકર નથી. જગતમાં મૃત્યુ માટે આટલો બધો ભય ને વિહ્વલતા દેખાડાય છે તે મોટી ભૂલ છે.

જ્યાં સુધી જીવીએ છીએ, ધારો કે સીત્તેર કે એંસી વર્ષ સુધી જીવીએ છીએ, ત્યાં સુધી જાગૃતાવસ્થા ભોગવીએ છીએ; ને મૃત્યુ પછી વેદાન્ત પ્રમાણે ગાઢ નિદ્રામાં પડીએ છીએ. જેમ જીવનમાં ૨૪ કલાકમાં ત્રણ કે ચાર કલાક નિદ્રા લઇને પાછા જાગીએ છીએ; તેજ પ્રમાણે મૃત્યુરૂપી વિશ્રામ લઈ, જગતમાં પાછા જન્મ લઇએ છીએ. પુનર્જન્મ એટલે ફરીથી જાગૃત થવું. વેદાન્ત પ્રમાણે મૃત્યુ પછી મનુષ્ય તરતજ જન્મ નથી લેતો. વૃક્ષ ઉપરથી બી

પડે છે કે તરતજ ફણગો ફુટી બહાર ઉગી નથી નીકળતો. કાંઈક વખત લે છે. તેજ પ્રમાણે એક ઘર છોડી મનુષ્ય બીજા ઘરમાં જવાને પણ સમય લે છે. માટે મૃત્યુ પછી તરતજ મનુષ્ય જન્મ ધારણ કરતો નથી. મૃત્યુ પછી ગાઢ નિદ્રા જેવી એક વચલી સ્થિતિમાં મનુષ્ય રહે છે. આ તે શું? મૃત્યુ અને પુનર્જન્મ વચ્ચેની સ્થિતિ કેવી હશે? આ સ્થિતિ બધી રીતે નિદ્રાને મળતી આવે છે. જાગૃતાવસ્થામાં જે જે કામો ને વિચારો આપણે ચિત્ત દઈને કરીએ છીએ તેજ વિચારો ને કામોનું સ્વપ્ન આપણને નિદ્રામાં આવે છે. આ એક નિયમજ છે. અપવાદ કેટલાક હોય છે, પરંતુ સામાન્ય રીતે નિદ્રામાં જાગૃતાવસ્થામાં જે જોઈએ છીએ તેજ જોવામાં આવે છે. જેઓ પાઠશાળામાં અભ્યાસ કરે છે તેઓ 'રામ'નું આ કહેલું તરત માન્ય કરશે, કારણ કે પરીક્ષા જ્યારે પાસે આવે છે ત્યારે વિદ્યાર્થીઓ ખૂબ મહેનત કરે છે; ને પછી નિદ્રામાં પરીક્ષાનાજ વિચારો આવે છે. પરીક્ષા થઈ રહ્યા પછી પરિણામની આતુરતાથી તેઓ રાહ જોતા હોય છે, ત્યારે સ્વપ્નમાં પણ પરિણામજ આવે છે. અમુક વસ્તુ કે અમુક વિષય જેને ઘણોજ પસંદ હોય છે તેને નિદ્રામાં પણ તે વિષેજ સ્વપ્નાં આવે છે.

'રામ' જ્યારે પાઠશાળામાં ભણતો હતો ત્યારે તેની જોડે એક બીજો વિદ્યાર્થી રહેતો હતો. આ સોબતી બહુજ રમતીઆળ હતો. પોતાનો બધો વખત ગાનતાનમાં, નાચવા કૂદવામાં ને આમતેમ હરવા ફરવામાં તે ગાળતો હતો. એક વખત એક ગૃહસ્થે તેને પૂછ્યું કેઃ- "તું કેટલો વખત અભ્યાસમાં ગાળે છે?" હસ્તે હસતે પેલાએ કહ્યું કેઃ-"૧૮ કલાક." ગૃહસ્થે કહ્યું કેઃ-"શું બકે છે? મ્હારા દેખતાં હું તને પાંચ કલાક તો રમતાં જોઉં છું ને તું આઠ નવ કલાક તો ઉંઘમાં કહાડે છે, ત્યારે માત્ર દશ કે બાર કલાક બાકી રહ્યા; છતાં તું કહે છે કે હું ૧૮ કલાક વાંચું છું."

વિદ્યાર્થીઃ—આપે ગણિતશાસ્ત્રનો અભ્યાસ નથી કર્યો. હું સાબીત કરી આપું કે હું ૧૮ કલાક વાંચું છું."

ગૃહસ્થઃ—ઠીક કહે, કેવી રીતે?

વિદ્યાર્થીઃ—હું ને 'રામ' એકજ કોટડીમાં રહીએ છીએ. ખરી રીતે તો હું ૧૨ કલાક વાંચું છું ને 'રામ' ૨૪ કલાક વાંચે છે; એટલે ૧૨+૨૪=૩૬ કલાક થયા. બન્ને એકજ કોટડીમાં રહીએ છીએ માટે સરાસરી કાઢીએ તો ૧૮ કલાક મ્હારે ભાગે આવે.

ગૃહસ્થઃ—ધારો કે તું બાર કલાક વાંચે છે, પણ 'રામ' ચોવીસ કલાક વાંચે છે તે હું માની શકતો નથી. એ બનેજ કેમ? હું જાણું છું કે 'રામ' ઘણા વિષયો માટે તૈયાર થાય છે, ઘણું સખ્ત કામ કરે છે ને બીજું અલફાઉ પણ ચારગણું કામ કરે છે, છતાં પ્રકૃતિ વિરુદ્ધ ૨૪ કલાક તો તે કરીજ ન શકે.

વિદ્યાર્થીઃ—જ્યારે 'રામ' જમવા બેસે છે ત્યારે તે વખત નકામો નથી ગાળતો. કાંઈનું કાંઈ એની પાસે હોય છેજ. કાંઈક વાંચવાનું યાતો કોઈ દાખલો કે એવું કાંઈ તે કરતોજ હોય છે. ઉંઘે છે ત્યારે પણ કોઈ દાખલાનો વિચાર કરતો સૂવે છે, ને હમ્મેશાં મન ઉપર લીધેલા વિષયનાં સ્વપ્નાં જૂએ છે. આમ ૨૪ કલાક તે અભ્યાસમાંજ રહે છે.

આ સોબતીના કહેવામાં કાંઈક સત્ય રહેલું હતું. જે માણસ પૂરા અઢાર કલાક અભ્યાસ કરે છે, તે નિદ્રામાં પણ જે જાગૃતાવસ્થામાં કરતો હોય છે તેજ કરે છે. મનુષ્ય કેટલીક વખત જાગૃતાવસ્થામાં ન જોયું હોય તેવું સ્વપ્નમાં જુએ છે. વેદાન્ત કહે છે કે એમ બનેજ નહિ.

એક જણ કહે છે કે મ્હેં સ્વપ્નમાં સિંહનું માથું, ઊંટની પીઠ, સર્પની પૂંછડી ને દેડકાના પગ, એવો એક રાક્ષસ જોયો. આવું પ્રાણી જગતમાં તો છે નહિ. વેદાન્ત કહે છે કે ભાઇ! તમે મનુષ્ય જોયો છે, સર્પ જોયો છે, ઊંટ જોયું છે, સિંહ જોયો છે ને દેડકું પણ જોયું છે; જેથી આ બધાને તમારા સ્વપ્નમાં એકઠા આણીને એક નવી આકૃતિ તમેજ પેદા કરી છે. માટે નિદ્રામાં-સ્વપ્નમાં જે જુઓ છો તે તમે ખાસ કરીને જાગૃતાવસ્થામાં જોએલુંજ છે. જે માણસ રશિયામાં કદિ ગયો નથી ને રશિયા વિષે કદિ સાંભળ્યું પણ નથી તે કદી સ્વપ્નમાં પોતાને સેંટપીટર્સબર્ગમાં ગએલો જોતો નથી.

આમ છે તેથી કરીને મૃત્યુરૂપી નિદ્રામાં શું થવું સંભવે છે?

વેદાન્ત કહે છે કે તે સમય માની લીધેલા સ્વર્ગ કે નરકમાં વ્યતીત થશે. હવે આ સ્વર્ગ-વૈકુંઠ અને નરક વગેરે શું છે? મૃત્યુ ને પુનર્જન્મ વચ્ચેની આ સ્વપ્નભૂમિ છે. એક ખ્રિસ્તી છે ને તે ઘણીજ પવિત્ર-ધાર્મિક જીંદગી ગાળે છે; દર રવિવારે (ચર્ચ) દેવળમાં જાય છે, સવાર ને સાંજ પ્રાર્થના કરે છે, જમતી વેળા પ્રભુની કૃપા માગે છે, હરદમ ક્રાઇસ્ટનો ક્રૉસ પોતાની છાતી ઉપરજ રાખે છે, અને હાલતાં ચાલતાં પણ ક્રાઇસ્ટનુંજ સ્મરણ કર્યા કરે છે. હવે આ માણસે પોતાનાં ૭૦ કે ૯૦ વર્ષ સુધી પોતાનાં સર્વ કૃત્યો ને વિચારો ક્રાઇસ્ટ સંબંધીજ કર્યાં છે, ને મૃત્યુ પછી પોતે જીસસ ક્રાઇસ્ટની પાસે ને દેવોના સહવાસમાં રહેશે એમ ઇચ્છયું છે; તો વેદાન્ત પ્રમાણે આ પ્રકારનો પવિત્ર ને ધાર્મિક ખ્રિસ્તી મૃત્યુ પછી પુનર્જન્મ પહેલાંની સ્વપ્ન ભૂમિમાં પોતાને જરૂર ક્રાઇસ્ટની પાસેજ સર્વ દેવોથી વીંટળાઇને બેઠેલો દેખાશે. આમ ન થવાનું કાંઈ પણ કારણ નથી. વેદાન્ત કહે છે કે, હે ખ્રિસ્તીઓ! જો તમે પવિત્ર હશો, તમે ખરેખરા ધાર્મિક હશો તો બાઇબલમાં જે લખ્યું છે તે પ્રમાણે તમે અનુભવશો; પરંતુ આ ઉપરથી મુસલમાન કે હિંદુ ભાઇઓના ધર્મને ખોટો ન કહેશો. જો એક મુસલમાન પોતે ખરો ધાર્મિક હશે, પોતાનું આખું જીવન તેણે મહમ્મદની શિક્ષા પ્રમાણે ગાળ્યું હશે, મહમ્મદનાજ વિચાર કર્યા હશે, પાંચ કે છ વખત નિમાજ પઢતો હશે (કારણ મુસલમાનો દિવસમાં પાંચ કે છ વખત પ્રાર્થના કરે છે), મહમ્મદમાંજ રમણ કર્યા કરતો હશે, તો તે મૃત્યુ પછી પ્રકૃતિના નિયમ પ્રમાણે-આખા જીવનમાં આતુરતાથી ઇચ્છતો હતો તેવુંજ-સ્વર્ગ પામશે. વેદાન્ત કહે છે કે પ્રકૃતિમાં એવો કોઇ બીજો નિયમ નથી કે જે આમ થતું અટકાવી શકે. પોતે જેવું ધારતો હતો તેવુંજ સ્વર્ગ તેને મળશે.

માટે વેદાન્ત કહે છે કે હે મુસલમાન ભાઇઓ! મૃત્યુ પછી આખી દુનિયાના લોકોની સ્થિતિ મહમ્મદના કહેવા પ્રમાણેજ થશે એમ કહેવાનો તમને કાંઈ પણ હક્ક નથી. ખ્રિસ્તીઓને તેમના વિચાર પ્રમાણે ચાલવા દો. તેમને બિચારાને ગમે તો તે યૂરોપ, અમેરિકા, ઇસ્ટ ઇન્ડીઆ, જાપાન કે ચીનમાં ગુજરી જાય તોપણ મહમ્મદની દયા ઉપર નાખી ન દેશો. જો તેઓ મહમ્મદમાં શ્રદ્ધા રાખતા હોય તો તો ભલે! પણ જો જીસસ ક્રાઇસ્ટનેજ માનતા હોય તો તમને એ પ્રકારે કહેવું વ્યાજબી નથી. **દરેક જણ પોતપોતાના ધર્મના વિચાર ખરા અંતઃકરણથી માનતો હોય, તો તે આખા જીવનમાં જેવું ઇચ્છે છે તેવુંજ મૃત્યુ પછી પામશે.** સત્ય રીતે સ્વર્ગ કે નરક આપણા પોતાના ઉપરજ આધાર રાખે છે. મૃત્યુ પછી આપણું સ્વર્ગ કે નરક આપણે પોતેજ ઉત્પન્ન કરીએ છીએ; માત્ર તે સ્વપ્નજ છે, ને જેમ સ્વપ્નમાં આપણને બધું સત્ય ભાસે છે, તેજ પ્રમાણે આ પણ સત્ય ભાસશે; પરંતુ ખરી રીતે તો તે કાંઇજ નથી, માત્ર સ્વપ્નુંજ છે.

લોકો કહે છે કે અમારાં શાસ્ત્રો પ્રમાણે અમને કાંતો અનંત સુખ કે અનન્ત દુઃખ

મૃત્યુ પછી મળશે; તો તે બનવા જોગ છે કે કેમ? વેદાન્ત કહે છે કે અનંતતા એટલે શું? અનંતતા એટલે માપી ન શકાય તેટલો સમય એ ખરૂં; પરંતુ જાગૃતાવસ્થાનો સમય સ્વપ્નાવસ્થાના સમય કરતાં જુદોજ છે. સ્વપ્નમાં કોઇક વખત ૫૦૦૦ વર્ષ જે વસ્તુને થયાં હોય તે વસ્તુ એકાએક જણાય છે. સ્વપ્નમાં આપણે એકદમ પર્વત ઉત્પન્ન થએલો જોઇએ છીએ, અને સ્વપ્નના સમય મુજબ આ પર્વતને ૫૦૦૦ વર્ષ થયાં હોય એમ લાગે છે. વેદાન્ત કહે છે કે સ્વપ્નમાં પણ આપણને અનન્તકાળથી સ્વપ્નમાં છીએ એમ લાગે છે, માટે સ્વપ્ન સ્થિતિમાં સ્વર્ગમાં પણ આપણે અનન્ત કાળથી છીએ તે સત્ય છે; પરંતુ જાગૃતાવસ્થાના ધોરણ મુજબ તે વાત અસત્યજ છે.

આ ઉપરથી વેદાન્ત જુદા જુદા ધર્મોનું સમાધાન કેવી રીતે કરે છે તે સહજ સમજાશે.

પરંતુ પુનર્જન્મ વિષે શું? મુક્ત પુરૂષો જે કહેવાય છે તે શું? વેદાન્ત કહે છે કે મૃત્યુ પછી દરેકે દરેક જણને સ્વર્ગ કે નરકમાં જવાનું હોતું નથી, તેમજ મૃત્યુ પછી દરેક જણ, કાંઇ પણ અપવાદ સિવાય પુનર્જન્મ લે છે એમ પણ નથી. મુક્ત પુરૂષોને પુનર્જન્મ હોતો નથી. તેમને સ્વર્ગ કે નરકમાં જકડાઇ રહેવું પડતું નથી; કારણ કે સ્વર્ગ ને નરક બધું તેમનામાંજ રહેલું છે, સર્વે દુનિયાઓ તેમનામાં રહેલી છે. આ વિષે થોડું અહીં કહીશું.

સ્વપ્નમાં બે પ્રકારની વસ્તુઓ હોય છે. એક તો કર્ત્તા ને બીજું કાર્ય અથવા ભોક્તા ને ભોગ્ય. એક તો બધો દેખાવ જોનાર પોતે ને બીજું તેનાથી ભિન્ન જે દેખાય છે તે વસ્તુઓ. વેદાન્ત કહે છે કે ભોક્તા ને ભોગ્ય બન્ને આપણે પોતેજ પેદા કરીએ છીએ. મશહુર વાર્તાલાપ કરનારો ડૉકટર જૉનસન કદિ વાદવિવાદમાં પોતાને પરાજીત થએલો જોવા માગતો નહોતો. હમ્મેશ પોતેજ જીતે એમ તેની તીવ્ર ઇચ્છા હતી, ને કદિ કોઇ પણ તેને વાદવિવાદમાં જીતી જાય તો તે આકાશ ને પાતાળ એક કરી નાખતો. એક સમયે તેને સ્વપ્નું આવ્યું કે મોટા વક્તા એડમન્ડબર્કે તેને વાદવિવાદમાં હરાવ્યો. જૉનસન જેવાને તે અસહ્ય થઈ પડયું. સ્વપ્નમાંથી એકદમ જાગી ઉઠયો, બહુ અસ્વસ્થ થયો ને ઊંઘ કેમે કરી આવી નહિ. મન હમ્મેશાં આરામ માગે છે, શાંતિ માગે છે, ને જ્યારે ખલેલ પહોંચે છે ત્યારે ગમે તે પ્રકારે શાંતિ મેળવવા તરફડે છે; આથી જૉનસનને વિચાર આવ્યો કે જો હમણાં ને હમણાં બર્કને જઇને ઉઠાડીને પૂછું કે, "ત્હેં કીયા ધોરણ ઉપર, કઈ દલીલોથી મને હરાવ્યો? તો બર્ક તેનો જવાબ આપી શકે તેમ નથી. હું પોતે તો જાણું છું કે તેણે શી દલીલો કરી ને મ્હારી દલીલો કેટલી નબળી હતી; માટે આ તો માત્ર મ્હેં પોતેજ મ્હારા મગજમાંથી દલીલો કાઢી છે ને હું પોતેજ જાનસન તેમજ એડમન્ડબર્ક બન્યો હતો."

વેદાન્ત કહે છે કે સ્વપ્નમાં મનુષ્ય પોતેજ કર્ત્તા ને કર્મ, ભોક્તા ને ભોગ્ય તરીકે બને છે. મનુષ્યનો આત્મા પોતેજ નદી, નાળાં, પર્વતો, વન, પશુ, પક્ષિ વગેરે રૂપે બને છે; પોતેજ બધું ઉત્પન્ન કરે છે ને પોતેજ બધું જુએ છે, ભોગવે છે.

આ પ્રમાણે વેદાન્તના સિદ્ધાન્તથી, મૃત્યુરૂપી ગાઢ નિદ્રામાં તમે પોતેજ સ્વર્ગ ને નરક છો, તમે પોતેજ ભોક્તા ને ભોગ છો. આમ ભોક્તા ને ભોગ એકજ છે એ જ્યારે ખુબ સમજશો, જ્યારે આ પ્રકારે સાક્ષાત્કાર થશે, ત્યારેજ મુક્ત થશો.

એક સ્ત્રી વેદાન્તનું આવું જ્ઞાન ધરાવતી હતી. ભરરસ્તે એક હાથમાં અગ્નિ ને બીજા હાથમાં પાણી લઇને તે ચાલી જતી હતી. લોકોએ આ વિચિત્ર વેષ જોઇને પૂછયું કે:—"અરે બાઈ! આ શું?" બાઇએ કહ્યું:—"આ અગ્નિથી તમારાં સ્વર્ગ ને વૈકુંઠોને બાળી નાંખવા જાઉં છું, ને આ પાણીથી બળતાં નરકો ઠંડાં પાડવા જાઉં છું." જે મનુષ્ય, સ્વર્ગ ને નરક પોતાનામાંજ છે એમ જાણે છે તેને એવા સ્વર્ગ ને નરકનો હર્ષ કે શોક હોતો નથી. તે તો

તેમની પેલી પાર છે. આ જાગૃતાવસ્થા શું છે? વેદાન્ત સાબિત કરે છે કે આ જગત, દૃશ્ય જગત પણ અસત્ય છે, માત્ર સ્વપ્નજ છે. જાગૃતાવસ્થાના આ સ્વપ્ન ને નિદ્રાના સ્વપ્નમાં માત્ર કંઈક અંશનોજ તફાવત છે. જગત ને જગતને જોનાર, એ બન્ને આત્માની પોતાનીજ કૃતિઓ છે. આત્માજ, મોટાં શહેરો, પર્વતો, વનો, નદીઓ વગેરે બને છે; ને તેમને જોનાર, તેમાં ભટકનાર પણ પોતેજ છે. તો હવે મૃત્યુનો અર્થ માત્ર કર્ત્તા ભોક્તાનું અંતર્ધ્યાન થવું એજ છે. સૂતા હોઇએ છીએ એક જગ્યાએ, ને સ્વપ્નમાં આપણે આપણને બીજેજ સ્થળે જોઇએ છીએ. કેટલીક વખત બેવડી ઊંઘ હોય છે, બેવડાં સ્વપ્ન આવે છે. સ્વપ્નમાં પણ આપણે સ્વપ્ન દેખીએ છીએ. એક સ્થળે સૂઈએ છીએ ને સ્વપ્નમાં આપણે બીજી જગ્યાએ આપણને જોઇએ છીએ, ને તે બીજી જગ્યાએ સૂઈ જઈને પાછા સ્વપ્ન દેખતા હોઇએ તેમ લાગે છે. આ પ્રમાણે બેવડાં સ્વપ્ન થાય છે; તેમાં કર્ત્તા, પોતે અંતર્ધ્યાન થાય છે ને માત્ર વસ્તુજ રહે છે. જાગૃત થતાંજ બધું ઉડી જાય છે; કર્ત્તા ને કર્મ ભોક્તા ને ભોગ બધુંજ જતું રહે છે, પણ સ્વપ્નમાં માત્ર ભોગ્ય એકલુંજ જણાય છે.

હવે વેદાન્ત પ્રમાણે આ દુનિયા જે જાગ્રતમાં દેખાય છે તે પણ એક સ્વપ્નજ છે; ને કાળ, આકાશ, શરીર, હુંપણું, વગેરે જે વસ્તુઓ દેખાય છે, એ કાર્ય છે; ભોગ્ય છે. એક સામાન્ય મનુષ્ય મૃત્યુ પામે ત્યારે શું થાય છે? માયા–અવિદ્યા એથી કાંઈ નષ્ટ થતી નથી, એ તો એવી ને એવીજ રહે છે. માત્ર કર્ત્તાજ અંતર્ધ્યાન થાય છે, ને કર્મ તો એમનું એમજ રહે છે. આમ અહીં મૃત્યુ પામતાં બીજી દુનિયામાં જાગૃત થાય છે. મૃત્યુ સમયે જે દુનિયા જોતો હતો તેવીજ દુનિયા પુનઃ જાગૃત થતાં જુએ છે. હવે અહીં પાછો ૮૦ કે ૯૦ વર્ષ જીવે છે ને પાછો મૃત્યુ પામે છે. પરિણામ એ આવે છે કે પાછો તે પુનર્જન્મ લે છે. આ પ્રમાણે મૃત્યુ ને જન્મ, જન્મ ને મૃત્યુ ચાલ્યાં જાય છે. કર્ત્તા ને કાર્ય, ભોક્તા ને ભોગ બન્ને અંતર્ધ્યાન થઇ જાય ત્યાં સુધી આમ ચાલ્યાજ કરવાનું. જ્યાં સુધી જગતને પોતાનાથી મનુષ્ય ભિન્ન લેખશે—જુદું દેખશે, ત્યાં સુધી જન્મ મરણ ચાલ્યાજ કરશે.

વેદાન્ત કહે છે કે કર્ત્તા ને કર્ત્તવ્ય, ભોક્તા ને ભોગ્ય બન્નેને જે પોતાનામાંજ જુએ છે, તેજ આ જન્મ મરણના ફેરામાંથી ઉગરી જશે. જૉનસનની માફક જાગી ઉઠતાં, સ્વપ્નના કર્ત્તા ને કર્મ, ભોક્તા ને ભોગ્ય આપણેજ છીએ એમ સમજીશું, ત્યારેજ મુક્ત થઇશું. 'જગત મ્હારૂં શરીર છે. અખિલ વિશ્વ મ્હારૂં શરીર છે' એમ જે કહી શકે તેજ મુક્ત છે.

આ મુક્ત પુરૂષ ક્યાં જતો હશે? મુક્ત પુરૂષને ક્યાંય જવાનું છેજ નહિ. એવી કોઇ પણ જગ્યા નથી કે જ્યાં તે પોતે નથી. તે પોતેજ અનાદ્યનન્ત છે તો પછી તેને જવાનું ક્યાં રહ્યું? આખું વિશ્વ એનામાં રહેલું છે. હિંદુસ્તાનમાં દરેક બાળક જન્મ્યા પછી આ મહાન ઈચ્છા રાખે છે.

મીલ્ટનના જીવનચરિત્રમાં એક સ્ત્રી વિષે સુંદર વાર્ત લખેલી છે. આ સ્ત્રીએ સ્વપ્નમાં પોતાના સ્વામીને જોયો. જોતાં વારજ તેને બહુ આહ્લાદ થયો ને પતિને ભેટી પડીને બોલી:— "હે પતિ! હું તમારીજ છું, મ્હારૂં સર્વસ્વ તમારૂંજ છે." આમ બોલતાંની સાથેજ તે જાગૃત થઇને જુએ છે તો પોતાની સાથે પથારીમાં એક કૂતરો સૂતેલો દીઠો ને તેને પોતે ભેટી પડેલી હતી. વેદાન્ત કહે છે કે, **જ્યાં સુધી આ પ્રમાણે મનુષ્ય અજ્ઞાન, અવિદ્યારૂપી શ્વાનને વળગી રહે છે, ત્યાં સુધી આવાં સ્વપ્નો આવ્યાજ કરે છે.** અને ત્યાં સુધી મનુષ્ય અસ્વસ્થજ રહેશે, તેને શાંતિ નહિ મળે, જગત દુઃખદાયકજ લાગશે. માટે માયા–અવિદ્યા તજી દો, તમે પોતેજ સ્વયંભૂ બનો! સ્વયંભૂ છો એમ ખાત્રીથી માનો! ને તે પ્રમાણે વર્ત્તો–સાક્ષાત્કાર કરો, તો પછી તમે મુક્ત પુરૂષજ થશો.



# ૩૮–પ્રશ્નોત્તરમાળા.

પ્રશ્નઃ—કોઇ પણ કાળે મનુષ્યને નિયમમાં રાખવાને એકજ ધર્મ પ્રવર્ત્તશે?

ઉત્તરઃ—હા ને ના બન્ને. ભવિષ્યમાં ધર્મના પંથો મનુષ્યને નિયમમાં રાખવા સમર્થ નહિ થાય. ભવિષ્યમાં ધર્મના પંથોથી મનુષ્ય બાધિત નહિ થાય, તેમજ **મનુષ્ય જાતિ-ધર્મને વળગી પણ નહિ રહે; પરંતુ ધર્મજ મનુષ્યને વળગ્યો આવશે.**

પ્રશ્નઃ—મનુષ્યો કોઇ એકજ ધર્મને સ્વીકારશે?

ઉત્તરઃ—ના. એક પણ ધર્મ મનુષ્યને ભવિષ્યમાં ઇષ્ટ નહિ થાય. **ધર્મ, સંસ્થા, નિયમો, કાયદા વગેરે મનુષ્યને માટે છે, મનુષ્ય તેમને માટે નથી. કાયદા કાનુનો મનુષ્ય માટે છે, મનુષ્ય કાયદા કાનુનો માટે સ્રજાએલો નથી. ભવિષ્યમાં જે ધર્મ પ્રવર્ત્તશે તે મનુષ્ય ઉપર રાજ્ય નહિ ભોગવે પણ મનુષ્ય તેના ઉપર રાજ્ય ભોગવશે;** અને એકજ ધર્મના વિષે 'રામ' કહે છે કે, 'હા' એકજ ધર્મ ઉપર મનુષ્ય રાજ્ય ચલાવશે; અને તે કીયો ધર્મ? તે ધર્મનું નામ લેતા પહેલાં 'રામ' કહે છે કે એ ધર્મ નામરહિત થશે.

નામરહિત થશે તો કેવો ધર્મ થશે? 'રામ' કહે છે કે "વેદાન્ત"–શાસ્ત્રીય ધર્મ. **વેદાન્ત અખિલ વિશ્વનો ધર્મ છે.**

વળી ધર્મ એટલે 'મત મતાન્તર' એમ તમે કહેતા હો, સમજતા હો તો 'રામ' કહે છે કે સાંભળો, જાગૃત થાઓ. ભવિષ્યમાં મત મતાન્તરના ભેદવાળો ધર્મ રહેશે નહિ. આજ પણ લોકો વિજ્ઞાનશાસ્ત્રનું અધ્યયન કરે છે ને જ્ઞાનના ભંડારમાં ઉંડે ઉતરે છે. આ પ્રકારના લોકો એવા ધર્મની પારજ છે, મત મતાન્તરથી દૂરજ છે. સત્ય ધર્મ સર્વને માટે છે. સત્ય ધર્મ આપણને મુક્ત કરવા માટે છે; નહિ કે બન્ધન કરવાને કે અંધ બનાવવાને. **ધર્મનો ઉદ્દેશ આપણને એના ગુલામ બનાવવાનો નથી, પણ સ્વતંત્ર રીતે જગતમાં રાજ્ય ભોગવવાનો છે.**

જુદા જુદા ધર્મોમાં નામના ભેદે કરીને જગતમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું છે. બુદ્ધ ને ખ્રિસ્તી ધર્મોના મતોમાં ઘણો તફાવત છે. બુદ્ધ ધર્મ પછી હિંદુસ્તાનમાં ચાર પંથો ઉદ્ભવ્યા ને ચીનમાં સાત ઉત્પન્ન થયા.

અમુક વ્યક્તિ કહેશે કે, હું હિંદુ છું ને પછી તે ખ્રિસ્તી કે મુસલમાન સાથે કલહ કરશે. શા માટે? માત્ર 'હિંદુ' એ સંજ્ઞા–એવું નામ સર્વોપરી કરવા સારૂ. જો કોઇ પણ એક હિંદુના વિચારોનું પૃથક્કરણ કરવામાં આવે તો જણાશે કે, હજારો હિંદુઓ એવા છે કે જે કહેવાતા ખ્રિસ્તીઓ કરતાં પોતાના વિચારોમાં ખ્રિસ્તી છે. જ્યારે ભવિષ્યમાં વેદાન્ત ને વિજ્ઞાનશાસ્ત્ર દરેક ગામ ને ઘરમાં પ્રવર્ત્તશે, દરેક વ્યક્તિ તેને બરોબર સમજશે, ત્યારે

તે એકજ ધર્મ સર્વને માન્ય થશે. વેદાન્ત અખિલ વિશ્વનો ધર્મ-શાસ્ત્રીય ધર્મ, પ્રવર્ત્તવાને હવે બહુ કાળ જવાનો નથી; પરંતુ એમાં પણ 'વેદાન્ત' એ શબ્દને મનુષ્યે વળગી રહેવું ન જોઇએ. 'બુદ્ધ ધર્મ' એ નામને પણ મનુષ્યે વળગી રહેવું ન જોઇએ; કોઇ પણ નામધારી ધર્મને વળગી ન રહેતાં તેની પાર જવું જોઇએ.

એક જણ અમુક મતનો હોય ને બીજો બીજા મતનો હોય તે ઉપરથી તેઓ એમજ સમજે છે કે, સ્વર્ગમાં જવાને મંદિર કે દેવળ કે મસ્જીદ વિના બીજો કોઇ રસ્તોજ નથી; પરંતુ આ પ્રમાણે એક બીજાની વચ્ચે આવવાની શી જરૂર છે? જેનો જેવો મત. એની ને એના ઈશ્વિર વચ્ચેની વાતમાં ત્રીજાને વચ્ચે પડવાની શી જરૂર છે? કોઇને પણ એવો હક્ક નથી. વેદાન્ત એમજ કહે છે કે દરેક જણે પોતપોતાના ધર્મ ને ઈશ્વિર, એ બેની વચ્ચે કોઇને આવવા દેવો નહિ. દરેક જણે જેને જે અનુકુળ હોય તે ધર્મ માનવા દેવો, એમાં વચ્ચે પડવું નહિ.

પ્રશ્નઃ—જે આપઘાત કરે છે તેના આત્માનું શું થાય છે?

ઉત્તરઃ—'રામ' કહે છે કે દરેક જણ આપઘાત કરે છે. જેટલા મૃત્યુ પામે છે તેટલા બધાજ આપઘાત કરે છે. તો તેમનું શું થાય છે? ખાસ કાંઇ થતું નથી. તેમજ જેઓએ આપઘાત કર્યો એમ કહેવાય છે તેમનું પણ કાંઇ ખાસ થતું નથી.

મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય અહીં પૂરૂં કરી રહેતો નથી, ત્યાં સુધી તે મૃત્યુ પામતો નથી. મૃત્યુ કેમ કરીને લવાય છે? લોકો પોતાની ઇચ્છાઓ ને અજ્ઞાનને લીધે એટલા તો ગુંચાઇ જાય છે કે સ્વાભાવિક રીતેજ "પોતાનો અંત આવે" એમ તેઓ ઇચ્છે છે. પોતાના અંતઃકરણમાં તેઓ મૃત્યુને ઇચ્છે છે ને મૃત્યુ પામે છે, આ એક નિયમ છે.

પોતાનીજ ઇચ્છાથી મનુષ્ય દુઃખો ઉત્પન્ન કરે છે, અને પોતાની એવી પહેલાંની ઇચ્છા ફળીભૂત થાય છે, તેથી મંદવાડની પથારીમાં પડી અન્તે મરણ શરણ થાય છે. આ પ્રમાણે મનુષ્યો પોતાનાંજ કર્મો અને ઇચ્છાઓથીજ મરતા હોવાથી બધાજ આપઘાત કરે છે.

પ્રશ્નઃ—પાછલા જન્મો યાદ આવવા શકય છે?

ઉત્તરઃ—જે મનુષ્ય પાછલા જન્મો યાદ લાવવા પ્રયત્ન કરે છે તે એક મુસાફર જેણે અમુક મહોલ્લાઓ વટાવ્યા છે ને હજી આગળ જેને બીજા વટાવવાના છે, તેના જેવો છે. જે મહોલ્લેથી ચાલવા માંડયું તેનું તથા જે મહોલ્લામાંથી તે આવ્યો તેનું નામ તે પૂછવા માંડે, તો શું આ બધી નકામી માથાકુટ નથી? મનુષ્યે આગળ-ભવિષ્યનોજ વિચાર કરવો જોઇએ; આગળજ વધે જવું જોઇએ. પાછળ જવામાં લાભ શો છે? આટલા બધા જન્મો વ્યતીત કર્યાં, તો હવે તો આગળજ જવાનું છે. જો આગળ વધશો તો તો ઠીક છે, ને જો ઉભા રહ્યા, પાછું વળીને જોવા ગયા, તો બાજી બગાડશો, માટે હરદમ આગળજ વધો.

પ્રશ્નઃ—જડ શરીરમાં રહીને સૂક્ષ્મ શરીર (માનસિક સૃષ્ટિનું શરીર) નો આવિર્ભાવ થવો શકય છે? થીઓસોફીના ગુરૂઓ તો ના કહે છે, એમ થવું શકય નથી.

ઉત્તરઃ—આ પ્રશ્નમાં અનેક વાત રહેલી છે પણ હાલ સવિસ્તર એ વિષે બોલવાનો વખત નથી. ઠીક, થીઓસોફીસ્ટોનું કહેવું સત્ય છે. જડ ને સૂક્ષ્મ (માનસિક) સ્થિતિ બંને સાથે ને સાથેજ રહે છે.

માનસિક શોધો મનથી થાય છે, પણ મન તેમજ શરીર બન્ને વડેજ જડ જગતમાં કામ

બની શકે છે. વહાણો, સ્ટીમરો, તારનાં દોરડાં વગેરે જડ જગતની વસ્તુઓ માનસિક વિચારોનાજ આવિર્ભાવો છે; છતાં સ્થૂળ શરીરવડેજ આ બધાનું જડ રૂપ પેદા કરી શકાય છે. વહાણો બનાવવાને હથીઆરો વાપરવાં પડે છે. આમાં મન તે કારીગર છે કે હથીઆર છે? મન પણ એક હથીઆરજ છે, કર્ત્તા નથી. મહાન કાર્યો, મોટાં વહાણો, મકાનો વગેરે પ્રથમ મનમાં બન્યા પછીથી શરીરવડેજ સ્થૂળરૂપે બનાવાય છે; માટે ઐકયતા, અભેદભાવ સમજવાને માટે પણ બન્નેને (મન તથા શરીરને) ઉપયોગમાં લેવાં જોઇએ.

પ્રશ્નઃ—જો ઈશ્વર સર્વ શક્તિમાન છે અને આપણે પોતેજ ઈશ્વર છીએ, તો પછી આપણે આંખથી સાંભળતા કેમ નથી, ને કાનથી જોતા કેમ નથી?

ઉત્તરઃ—તમે એમ કહો છો કે; હાથ, પગ, નાક વગેરે મારૂંજ હોય તો પછી હું કાનથી કેમ જોતો નથી ને આંખથી કેમ સાંભળતો નથી? ઉત્તર એજ કે જ્યારે ઈશ્વર એકજ છે, ને સર્વ શક્તિમાન છે તો તો પછી તેને ગમે ને ફાવે તેમ કરે.

ઈશ્વર કેટલીક જગ્યાએ મનમાંજ આવિર્ભાવ પામે છે ને કેટલીક જગ્યાએ શરીરદ્વારા પણ પ્રકાશે છે; તે તો આખા બ્રહ્માંડમાંજ ગુંથાઈ ગયો છે. જો પ્રભુ પરતંત્ર હોય તોજ તે મનુષ્યની ઈચ્છાઓ ને મનના ફાંટાઓ પૂર્ણ કરે; પરંતુ તે મનુષ્યના કાનુનો, સત્તા કે મગજના ફાંટાઓ પ્રમાણે વર્તવાને બંધાએલો નથી. એ તો તેની ઈચ્છામાં આવે તેજ પ્રમાણે કર્યે જાય છે.

'રામ' કહે છે કે મનની પણ પેલી પાર જાઓ. મનમાં તો ઈચ્છાઓ, વાસનાઓ રહેલી છે, ને તેથી મનુષ્ય પોતે કાંઈ મન નથી. જે શક્તિ વૃક્ષોને ઉગાડીને ખીલવે છે, જે શક્તિથી પક્ષિઓ આકાશમાં ઉડી રમણ કરી રહે છે, તે શક્તિ પણ તમેજ છો. પ્રભુ એ કાંઇ તમારો ગુણ નથી પણ તમે પોતેજ સ્વયંભૂ છો.

પ્રશ્નઃ—મંત્ર જંત્ર જાણવા એ સારૂં છે? જરૂરનું છે?

ઉત્તરઃ—જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાન છે, ત્યાં સુધી તેને દરેક જાતનાં રમકડાં ને મઝા જોઇએ છે. મોટી વયેજ એ બધું તે છોડી દે છે; એમ જ્યારે સત્ય જ્ઞાન આવે છે ત્યારેજ સ્થુલ અથવા સૂક્ષ્મ જગતનાં રમકડાં તે છોડી દે છે. જ્ઞાન એટલે અજ્ઞાનને બાળવું તે. અજ્ઞાન ને જ્ઞાન એ એકજ નિસરણીનાં ચડતાં ઉતરતાં પગથીઆં છે. અજ્ઞાન એટલે નિસરણીએથી ઉતરી પડવું, ને જ્ઞાન એટલે નિસરણી ઉપર ચડવું. વિજ્ઞાનશાસ્ત્ર સાબિત કરે છે કે, પ્રકાશ ને અંધકાર એ કાંઇ ભિન્ન ભિન્ન નથી પણ એકજ છે. માત્ર ફેર અંશમાં રહેલો છે.

એક અંધારી કોટડીમાં બેસો. થોડી વારમાં તમે એ અંધારામાં પણ જોઈ શકશો. તેમજ જ્ઞાન ને અજ્ઞાન બે વિરુદ્ધ પક્ષનાં નથી પણ ફેર માત્ર અંશનોજ છે. જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાન છે ત્યાં સુધી તે જ્ઞાનની નિસરણીમાં નીચેને પગથીએ છે, માટે જ્ઞાન મળેથી નીચલા પગથીઆની સર્વ વાત છોડી દેવામાં આવે છે.

પ્રશ્નઃ—"વૉઈસ ઓફ સાયલન્સ" (શાન્તિનો અવાજ) નામના પુસ્તકમાં કહ્યું છે કે, પદાર્થનો–જડ વસ્તુનો–આત્મા ને ચૈતન્યાત્મા કદિ એક બીજાને મળતા નથી. બેમાંથી એક લોપ થાય છે. વેદાન્ત આ વિષે શું કહે છે?

ઉત્તરઃ—જડ વસ્તુનો આત્મા ને ચૈતન્યાત્મા ન મળી શકે. 'રામ' ધારે છે કે એમાં જડ વસ્તુનો આત્મા ને ચૈતન્યાત્માનો અર્થ બાજે કર્યો હશે. ચૈતન્યાત્માનો સાક્ષાત્કાર થતાંજ જડાત્મા નષ્ટ થાય છે, ને તેને 'રામ' અહંભાવ કહે છે. જેમ પાણીમાં પડછાયો પડે છે તે

જડાત્મા અને જેનો પડછાયો પડે છે તે ચૈતન્યાત્મા છે; તેમ ખરૂં સ્વરૂપ સમજાતાં અહંભાવ નષ્ટ થાય છે. જે અજ્ઞાનથી "આપણે શરીર છીએ" એમ માનીએ છીએ, તે ખોટો અહંભાવ છે; ને જ્ઞાન થતાંજ ખરૂં સ્વરૂપ સમજાય છે, ત્યારે એ ખોટો અહંભાવ નષ્ટ થાય છે, તેમ એકનો સાક્ષાત્કાર થતાં બીજું નષ્ટ થવુંજ જોઇએ.

પરંતુ જો જડાત્મા ને ચૈતન્યાત્માનો અર્થ એમ કરો કે જડ ને ચૈતન્ય જુદાં જુદાં છે, તો તે ભૂલ છે. જડ ને ચૈતન્યનો આત્મા એકજ છે. આત્માનો અર્થ બરોબર લોકોમાં સમજાયો નથી. કેટલાક તત્ત્વજ્ઞાનીઓ મનને આત્મા કહે છે, પણ મન પદાર્થથી ભિન્ન નથી. સર્વ એકજ છે. ફેર માત્ર અંશમાંજ રહેલો છે. વિજ્ઞાનશાસ્ત્રે સાબીત કર્યું છે કે મન ને પદાર્થ એકજ છે. તત્ત્વજ્ઞાનીઓએ બતાવ્યું છે કે પદાર્થ ને તેમાં રહેલી શક્તિ એકજ છે.

યૂરોપમાં લીબ્નીટઝે પહેલું જણાવ્યું કે, અણુઓ માત્ર શક્તિના મધ્ય બિંદુઓ છે. આ વાત હિંદુસ્તાનમાં તો દશહજાર વર્ષ પહેલાં જણાએલી હતી. વિજ્ઞાનશાસ્ત્રે આ મત સાબિત કર્યો છે. લોર્ડ કાલ્વીને ગણિતશાસ્ત્રથી સાબિત કર્યું છે કે પદાર્થ ને તેમાં રહેલી શક્તિગતિ એકજ છે. આમ છે તોપછી ચૈતન્યને જડ ભિન્ન ક્યાંથી હોય ? પર્વતો ઉપર જાઓ. હિમાલય ઉપર અપૂર્વ સુંદર દેખાવ નજરે પડે છે. ફૂલોનો સુવાસ, પક્ષિઓનાં ગાન, નદી નાળાંનો રવ, પવનનો મધુર અવાજ, એ બધું શું છે ? એ પદાર્થ નથી ? પરંતુ એ જડ વસ્તુઓ, શક્તિ, વિચાર, આહ્લાદ વગેરેમાં ફેરવાઇ જાય છે. ઝરણોનું ગાન, પ્રભુમય બની ઉચ્ચ વિચારોનાં આન્દોલન કરાવે છે. બાહ્ય જડ વસ્તુઓ એમ વિચારમાં ફેરવાઇ જાય છે. મોટાં વહાણો, મહેલો વગેરે શું છે ? આ બધું એક સમયે વિચાર રૂપેજ હતું. શરૂઆતમાં મનમાં બધું બંધાયું ને પછીથી જડરૂપે બંધાયું. હિમાલય ઉપર જડવસ્તુઓ વિચાર રૂપે બદલાય છે; જેમ પાણીની વરાળ થાય છે ને વરાળનું પાણી થાય છે તેમ. આથી શું સાબિત થાય છે ? એજ કે બન્ને એકજ છે, ભિન્ન નથી. એ પ્રમાણે જો મન ને પદાર્થ જૂદાં હોય, તો મન પદાર્થને અસર ન કરે ને પદાર્થ મનને અસર ન કરે. પરશીયન ભાષામાં એક સુંદર કવિતા છે, એનો અર્થ એવો છે કે; "વાદળાંમાંથી આંસુ રૂપે પાણી પડયું." તે આંસુ ખરવાનું કારણ શું ? જવાબમાં કહ્યું છે કેઃ—"હું તો એક ક્ષુલ્લક પ્રાણી છું ને આ સમુદ્ર તો મહાન છે. મ્હારી લઘુતા માટે હું રૂદન કરૂં છું." પછી વાદળાંને કહેવામાં આવ્યું કેઃ–"રો નહિ, નામ ને રૂપમાં ભમ્યા ન કર, પણ અંતરમાં જો કે તું કોણ છે ? તું પણ જળ છે ને સમુદ્ર પણ જળ છે. તું પોતે આકાશને કાળથી ઘેરાએલો છે એમ ન માનીશ, ત્હારૂં ખરૂં સ્વરૂપ ઓળખ." કાળથી બન્ધન પામીનેજ દુઃખ ઉત્પન્ન કરાય છે, માટે એ બધાની પાર જાઓ. સત્ય સ્વરૂપ કાળની પણ પેલી પાર છે. સર્વ જગત તમારામાં રહેલું છે. જેમ સ્વપ્નામાં પોતાને જંગલમાં ફરતા દેખો છો, પર્વત ઉપર કે નદીમાં પોતાને જૂઓ છો, ને તમારાથી તે બહાર જુદી દેખાય છે, પણ ખરી રીતે તો તે તમારા મનમાંજ રહેલી છે; તેમ સર્વ તમારામાંજ રહેલું છે. જો એ વસ્તુઓ તમારી બહાર હોત, ભિન્ન હોત, તો તમારી પથારી પણ નદીથી તણાઈ જાત ને પર્વતથી તમે ને તમારૂં ઘર જેમાં તમે સૂતા હો છો તે ચગદાઈ જાત.

વેદાન્ત તેથીજ કહે છે કે સર્વ જગત મનુષ્યમાં રહેલું છે. આમ છતાં મનુષ્ય ઉલટો એમ સમજે છે કે પોતે જ જગતમાં છે. મ્હોંવતી કુકડો, મોર વગેરેના અનેક પ્રકારના અવાજ મનુષ્ય કરી શકે છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે જેનો અવાજ કાઢવો હોય તેનો કાઢી શકાય છે;

પરંતુ ખરેખરા કુકડા કે મોરને આપણી મરજીમાં આવે ત્યારે આપણે અવાજ કઢાવી શકતા નથી. હિમાલય ઉપર ગાનની ધૂન ચાલે છે ને તેમાંથી વિચારમાળા ઉદ્‌ભવે છે? અને તે કયાં ચાલી જાય છે તે કોઈ જાણતું નથી. શું ત્યારે આ વિચારમાળા નષ્ટ થાય છે? ના. વૃક્ષો, નદીઓ ને પૃથ્વી એ માળાને પોતાનામાં સમાવી દે છે. વાતાવરણ એ વિચારમાળાને અખિલ વિશ્વમાં લઇ જાય છે, ને અંતે જે કોઇ મનુષ્ય તે વિચારમાળાને ઉપાડી લેવા સમર્થ હોય છે તેને તે સોંપી દેવામાં આવે છે.

સર્વ વિચાર પ્રભુ તરફથીજ બહારો બહાર આવે છે, કાંઈ મનુષ્યના અહંભાવમાં તે રહેલો નથી. અહંભાવ નષ્ટ થાય છે, ત્યારેજ તે વાત સ્હમજાય છે.

'રામ'ના મત પ્રમાણે દરેક પુસ્તક પ્રેરણાવાળું છે, ઈશ્વરી પુસ્તક ફક્ત બાઇબલ એકલુંજ નહિ; પણ ઇમર્સન, ડાર્વીન, શેકસપીઅર દરેકનાં પુસ્તકો વેદોના જેટલાંજ પ્રેરણાવાળાં છે, કારણ અહંભાવ નષ્ટ થયા પછી તે લખાયાં છે.

પ્રશ્નઃ—ગૃહસ્થાશ્રમીને સાક્ષાત્કાર થઇ શકે? તે પોતાના આત્માને ઓળખી શકે?

ઉત્તરઃ—વેદાન્ત, સાધુ સંન્યાસીઓ કરતાં ગૃહસ્થાશ્રમીને માટે પહેલું છે. દરેક કુટુમ્બમાં પતિ પત્નીનું સુખ વધારવાને, ને પત્ની પતિનું સુખ વધારવાને ઉત્સુક હોય છે; પરંતુ ઉદ્દેશ આવો હોવા છતાં પરિણામ શું આવે છે? બન્ને એક બીજાનો ક્ષય કરે છે. વાંક કોનો ત્યારે? એમના ઉદ્દેશનો? નહિ; માત્ર તેમના અજ્ઞાનનોજ. કઈ દિશામાં બન્નેના સુખનો સ્વાર્થ રહ્યો છે તે તેઓ જાણતાં નથી, ને તેથી કરીને દુઃખ આવી પડે છે.

લોકો સમજે છે કે વિષયવાસના તૃપ્ત કરવાથી સુખ પ્રાપ્ત થશે, પણ આ અજ્ઞાનજ છે, ને આ પ્રકારનું અજ્ઞાન દૂર થયેજ દરેક કુટુમ્બ સુખી થશે.

એટલુંજ યાદ રાખવું જોઈએ કે ઈશ્વરમાં આપણે ફેરફાર–વિકાર કરી શકનાર નથી. મનુષ્ય કાંઇ પ્રકૃતિને ફેરવી શકે તેમ નથી. પ્રકૃતિનો હેતુ એ છે કે મનુષ્યને આત્માનું ભાન થાય. જગતની મૂર્ખતા–વ્યાવહારીક ડહાપણ દરેકને ખરે રસ્તે દોરવા મથે છે; જ્યારે પ્રકૃતિ મનુષ્યને તેનું ખરૂં સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કરે છે. તલવારની ધાર ઉપર રહીને પણ મનુષ્યને વેદાન્ત જાણવુંજ પડશે.

વેદાન્ત કાંઇ જોરજુલમથી પોતાની સત્તા જાહેર કરતું નથી. **પ્રકૃતિના નિયમો એ ઈશ્વરનું મહાન લશ્કર છે, ને તે મનુષ્યને પોતાનો આત્મા ઓળખવા માટે આગળને આગળજ ધકકેલે છે,** માટે મનુષ્યને આગળ વધ્યા વિના છુટકોજ નથી. મનુષ્ય પોતાના પાડોશીનું હિત શામાં રહેલું છે એટલુંજ જો જાણે, તો તેથી પણ પ્રકૃતિના નિયમનેજ અનુસરે છે–એથી પણ દરેક કુટુમ્બ સ્વર્ગ સમાનજ થઇ જશે. પ્રકૃતિ પ્રમાણે દરેક જણનું ભલું પોતાની ઈશ્વર સાથેની ઐકયતા–અભેદ જાણવામાં રહેલું છે. મનુષ્યે મુક્ત થવું તેજ સુખ છે; ને મુક્ત થવાને માટે પોતાનો ને ઈશ્વરનો અભેદ થવોજ જોઇએ–સાક્ષાત્કાર થવોજ જોઇએ. જેમ મનુષ્ય પોતે ફલાણાનો પુત્ર છે, એમ સમજે છે, તેજ પ્રમાણે તે ઈશ્વર સાથેની ઐકયતા સમજશે અને પોતેજ પ્રભુ છે, એમ મન, કર્મ ને વાણીથી આચરણમાં મૂકશે; ત્યારેજ તેને ખરૂં સુખ પ્રાપ્ત થશે. દુઃખ માત્ર આ પ્રકારનો અભેદ ન સમજવામાંજ રહેલું છે. આ પ્રકારનો વિચાર મનમાં દૃઢ કરો તોપછી પાપ ને પુણ્ય તમને કાંઇજ નથી. એ સર્વની પાર તમે જશો. ત ણું પરમાત્મા બની જશો.

સાક્ષાત્કાર એકદમ થઈ જતો નથી. વખતની જરૂર છે; મનુષ્યના શરીરે હાલની દશા પ્રાપ્ત કરવામાં કરોડો વર્ષ લીધાં છે. એક સમયે હાલનો મનુષ્ય છોડ–વૃક્ષની સ્થિતિમાં હતો, અમુક સમયે આફ્રિકામાં વસતા ગુલામની સ્થિતિમાં હતો; અને એમ કરતે કરતે તે હાલની સ્થિતિમાં આવ્યો છે. ઘર તોડી પાડવાને વખત લાગે છે; પરંતુ ઘર બાંધવા જેટલી તો તોડવામાં વાર લાગતીજ નથી. દારૂગોળો પુરતા જથ્થામાં જો હોય તો ઘર એકદમ ટૂટી જાય છે; પરંતુ ઘણાની પાસે પુરતો જથ્થો દારૂગોળાનો હોતો નથી. **બાળબચ્ચાં સાથે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં જો મનુષ્ય આ પ્રકારનું તત્ત્વજ્ઞાન સમજે તો તેને પુનર્જન્મ રહેતો નથી,** તે મુક્ત થાય છે, તેને મોક્ષ મળે છે. કહેવત છે કે, " સંસારમાં સરસો રહે ને મન મારી પાસ " આ પ્રમાણેનો જો ગૃહસ્થાશ્રમી મનુષ્ય બને તો મુક્તજ છે. વેદાન્તનું તત્ત્વજ્ઞાન સમજી તે પ્રમાણે આચરણ કર્યાથીજ મુક્તિ છે.

કેટલાક કહે છે કે, 'ઓલ્ડ ટેસ્ટેમેન્ટ' માં કર્મથી મુક્તિ કહી છે ને 'ન્યુ ટેસ્ટેમેન્ટ' માં ભક્તિ–શ્રદ્ધાથી મુક્તિ કહી છે; પરંતુ ખરી મુક્તિ તો જ્ઞાનથીજ મળે છે.

માત્ર કર્મથી સુખ પ્રાપ્તિ થતી નથી. શ્રદ્ધાથીજ કાંઇ પરમ સુખ મળતું નથી. મુક્તિ તો માત્ર આત્માને ઓળખવાથીજ મળે છે. જ્યાં આત્માને ચીન્યો કે તરતજ મુક્તિ સામી આવી ખડી થાય છે.

સામાન્ય ઘરસંસારમાં શું બને છે ? પતિ ને પત્ની બન્નેને એક બીજાને મુક્તિ માટે આત્માને પૂર્ણ જાણવા માટે એક બીજાને મદદ કરવી પડે છે. જો આમ મદદ કરે, શ્રદ્ધાયુક્ત કે જ્ઞાનમય જીવન ગાળવામાં એક બીજાને સહાય થાય, તો તે પત્ની પતિનો ઉદ્ધાર કરતા ક્રાઇસ્ટ કે કૃષ્ણ જે કહો તેવી તે નીવડે છે; ને પતિ પત્નીનો ઉદ્ધાર કરતા બને છે. મનુષ્યને પોતાનું અજ્ઞાનજ નીચે પાડે છે. પતિ પત્નીના સંબંધનો ગેરઉપયોગ કરવાથીજ દુઃખની પ્રાપ્તિ થાય છે. સ્ત્રી થોડાં ઘરેણાગાંઠાં સારૂ પુરૂષને દુઃખમાં દોરે છે, તેમજ પુરૂષ પણ પોતાના સ્વાર્થને માટે સ્ત્રીને દુઃખમાં નાખે છે; પરંતુ સ્ત્રીએ પુરૂષને પોતાનાથી સ્વતંત્ર બનાવવો જોઈએ; ને એમ કર્યાથી પુરૂષ પણ સ્ત્રીને સ્વતંત્ર કરશે. પતિ પત્નીને માટે એમ મનાવવા ઈચ્છે છે કે તે તેનીજ છે, ને પત્ની એમ મનાવવા ઈચ્છે છે કે પતિ તેનો છે. આ રીતે મોટી ગુંચવણ ઉભી થાય છે. એક બીજાને એકબીજાના ગુલામ બનાવવામાંજ દુઃખ ઉભું થાય છે. બળદને દોરડાથી બાંધી પકડી રાખો તો બળદ તમારાથી પકડાઇ રહેશે ને તમે બળદથી પકડાઈ રહેવાના; કારણ દોરડું તમારાથી છોડાવાનું નહિ ને છોડો તો બળદ સ્વતંત્ર થાય. આ પ્રમાણે બન્ને જણાં એક બીજાના ગુલામી બંધનમાં રહે છે.

સર્વ સંપત્તિ બંધનકારક છે. વેદાન્ત પ્રમાણે દરેક કુટુંબ સ્વર્ગ બની શકે. હરદમ સંપત્તિ વધારવાની લોલુપતામાં ન રહેતાં–દાન લેવા કરતાં દાન આપવાની નીતિ રાખે, તો સુખ અવશ્ય આવી મળે. પુરૂષ ને સ્ત્રી બન્નેએ એક બીજાનું ખરૂં સુખ અને હિત હમ્મેશાં તાકવું જોઇએ. એકબીજા પાસેથી કાંઇ માંગવું કે આશા રાખવી નહિ, ને આમ કરવામાંજ જોઈતું મળી રહેશે. સ્વર્ગીય સુખ આ પ્રકારે જીવન ગાળવામાંજ સમાએલું છે.

લોકો કહે છે કે, " અમને ફલાણું આપો. " એ તમને મળ્યું સમજો ને પછી તમારી પાસેથી તે લઈ લેવામાં આવે તો દુઃખ થાય છે. ઇચ્છા એજ અનિષ્ટ છે. તેજ બન્ધનકર્તા છે.

કાંઈ પણ બદલાની આશા સિવાય દાન કરાય તોજ સુખ મળે છે. **દાન લેવામાં સુખ**

**સમજશો નહિ.** કુટુંબમાં સુખ પ્રાપ્ત કરવું હોય તો દરેક વ્યક્તિએ દાન આપવામાંજ કુશળ રહેવું. એકબીજા પાસેથી કાંઈ લેવાની આશા ન રાખતાં આપવાની ઇચ્છાજ રાખવી. હવે દાન કયા પ્રકારનું હોવું જોઇએ? દાનમાં શું આપવું? પોતાની પાસે જે પ્રકારનું જ્ઞાન હોય તે આપવું. પતિ ને પત્ની આ પ્રમાણે જ્યારે એક બીજાનાં જીવન ઉચ્ચ બનાવે ત્યારે કર્ત્તવ્ય કર્યું કહેવાય.

પૂર્વે હિંદુસ્તાનમાં એક પ્રતાપી રાજા થઇ ગયો. તેને પ્રભુનો સાક્ષાત્કાર કરવો હતો. આ ઉપરથી તેણે સંન્યાસ લેવાનો વિચાર કર્યો. ઘરમાં સ્ત્રી જ્ઞાની હતી, તે તેને સમજાવવા લાગી પણ માન્યું નહિ, ને સંન્યાસ લીધો. સ્ત્રીએ રાજ્યતંત્ર હાથમાં લીધું. રાજા હિમાલય પર્વતમાં જઇને વર્ષ દિવસ રહ્યો.

આ દરમ્યાન રાણી પણ રાજાને ખરૂં સુખ પ્રાપ્ત કરી આપવાનો વિચાર કરીને પોતે સંન્યાસિનીનો વેષ લઇ રાજા જે સ્થળે હતો ત્યાં ગઇ. જઇને જુએ છે તો રાજા ધ્યાન ધરતો હતો. રાણી તેની પાસે જઇને ઉભી રહી, રાજા ધ્યાનથી મુક્ત થયો એટલે આ વેષધારી સંન્યાસિનીને જોઇને તે ખુબ આનન્દ પામ્યો. પાસે ફૂલ પડયાં હતાં તેવડે સંન્યાસિનીને વધાવી લીધી ને બોલ્યો:-"પ્રભુએ કૃપા કરી સંન્યાસિનીના રૂપમાં મારો ઉદ્ધાર કરવા કૃપા કરી છે એમ મને લાગે છે."

રાણી:-સત્ય છે રાજા! પરંતુ જો પરમાનન્દ પ્રાપ્ત કરવો હોય તો સર્વનો ત્યાગ કરવાની જરૂર છે.

રાજા વિસ્મય પામી બોલ્યો:-મેં રાજ્યપાટ બધું તજ્યું છે, સ્ત્રી બાળકો વગેરેને પણ તજ્યાં છે, તો પછી હવે શું તજવાનું રહ્યું?

રાણી:—રાજા! તમે કાંઈ પણ તજ્યું નથી.

રાજા:—એમ કેમ?

રાણી:—હજી તો રાજા! તમે આ પર્ણકુટી કરી રહ્યા છો, તમારી પાસે જળપાત્ર રાખ્યું છે, આ સન્યાસિનો દંડ રાખ્યો છે; તેથી તમે પૂર્ણ ત્યાગ નથી કર્યો.

આ ઉપરથી રાજાએ પર્ણકુટી, જળપાત્ર તથા દંડ વગેરે બાળી નાખ્યાં ને પછી કહ્યું:-"કેમ હવે તો ત્યાગી થયોને?"

રાણી:—હે રાજા! આ વસ્તુઓ તો બાળી, પણ હજી જે જગ્યા ઉપર તમે વસો છો, અને રાત્રે નિદ્રા લ્યો છો એટલી જગ્યા તો તમે રાખીજ રહ્યા છો, વળી હજી તો તમારૂં સાડાત્રણ હાથનું શરીર પણ તજ્યું નથી, તો પછી ત્યાગ કયાંથી થયો?

રાજા શરીરને પણ બાળી નાંખવા વિચાર કરી ચિતા સળગાવીને અંદર કુદી પડવા જતો હતો એટલામાં રાણીએ ઝાળી રાખી કહ્યું:-"અરે રાજા! શરીર બળી ગયા પછી પણ તેની રાખ રહેશે તે કોની કહેવાશે?"

રાજા:—મારી રાખ.

રાણી:—ત્યારે શરીર બાળ્યાં છતાં પણ તમે એટલું તો ત્યાગ નહિ કરો તો ત્યાગ પૂર્ણ નથી થવાનો.

રાજા:—ત્યારે શું કરૂં?

રાણી:—આ શરીર કોનું છે?

રાજા:—મારૂં.

રાણીઃ—મન કોનું છે ?

રાજાઃ—મારૂં.

રાણીઃ—ઠીક. ત્યારે એ બધુંજ ત્યાગવું પડશે; પરંતુ "શરીર હું નથી. મન પણ હું નથી" એ જ્ઞાન ખરૂં હોય તો 'મારૂં' એમ કહેનાર કોણ છે ?

રાજા ધ્યાનસ્થ થઈ ગયો ને અંતે સમજ્યો કે "હું પોતેજ પરમાત્મા છું, સર્વ વ્યાપી, સર્વેશ્વર હુંજ છું." "સત્ય છે કે દાન નજીકમાં નજીકના સંબંધીને પહેલું આપી ધીમે ધીમે આગળ વધવું જોઇએ. તેજ પ્રમાણે ત્યાગ પણ આપણું પોતાનું નજીકનું જે માનતા હોઇએ તેનોજ પહેલો કરવો જોઇએ; માટે પહેલાં તો અહંભાવનોજ ત્યાગ કરૂં, હું ફલાણું કરૂં છું, મેં ફલાણું કર્યું, એ વિચારનોજ ત્યાગ કરવો જોઈએ."

જંગલમાં જાઓ કે ઘરમાં રહો, પણ જ્યાં સુધી 'મ્હારૂં' એ વિચાર નષ્ટ થયો નથી ત્યાં સુધી ત્યાગી કોઇ થઇ શકતુંજ નથી. સંન્યાસીઓ પણ બધાએ આવા ત્યાગી હોતા નથી, ને કોઇક મોટા મહેલોમાં રહેનાર રાજા પણ વખતે આ પ્રકારના સંન્યાસી હોઈ શકે છે.

ઉપલી વાતમાં આગળ આવે છે કે આ પ્રમાણે બનાવ બન્યા પછી થોડો સમય રાણી ત્યાં રહી, ને છેવટે વેષ દૂર કરી રાજા પાસે માફી માગીને આમ છેતરવા માટે દીલગીરી જાહેર કરી. રાજા જેને હવે જ્ઞાન થયું હતું તે બોલ્યોઃ-"હે સ્રી ! આમ ક્ષમા યાચવાનું શું કામ છે ? હું હવે આ શરીરમાં મમતા રાખતો નથી, આ શરીર મ્હારૂં છે એમ માનતો નથી, હું રાજા તરીકે નથી તેમ ત્હારા પતિ તરીકે પણ નથી. હું તો સ્વયંભૂ છું. હે ! સ્રી વિચાર કર, સર્વ જગત મ્હારૂં છે, તોપછી હું કોના ઉપર ક્રોધ કરૂં ને કોનાથી હું ખુશી થાઉં ?"

આ પછી રાણી રાજ્યમેહેલમાં પાછી ગઇ ને પછી પાછી રાજા પાસે આવી કહ્યું:-"હે રાજા ! તમે ખરે ઈશ્વિર છો તો હવે તમે રાજ્યમેહેલમાં આવીને રહો તો પણ શું ? કાંઇ હિમાલય પર્વત તમારે મન વિશેષ છે ?" આ પ્રમાણે કહી રાજાને પાછો રાજ્યમેહેલમાં લઇ ગઇ. આસપાસ ઘણીજ મોજશોખ જણાતી હતી, રાજા મહાન વૈભવમાં રહેતો હતો, પણ હવે તે ઇન્દ્રિયજીત હોવાથી કોઈ વાતથી ચળતો નહોતો. આ પ્રમાણે તેણે ૨૫ વર્ષ સુધી રાજ્ય કર્યું. એ પોતે રાજા નહોતો પણ ખુદ ઈશ્વિરજ હતો. આ પ્રમાણે જીવન ગાળવું તેનેજ ત્યાગ કહે છે; નહિ કે જંગલમાં જઈ, ઇચ્છાઓથી વિંટળાઈ રહી જીવન ગાળવું, તેનું નામ ત્યાગ.

જગત માત્ર આપણા વિચારોનું પરિણામ છે. જ્ઞાનીને મન શરીર એ પોતાનું શરીર નથી. અજ્ઞાનીઓનેજ શરીર પોતાનું છે એમ સમજાય છે. જ્ઞાનીને મન તો પથ્થર ને હીરો, કાંટાની શય્યા કે સુખશય્યા, ઘર કે જંગલ સર્વ સમાનજ છે.

લોકો કહે છે કે ફલાણાને અડકશો નહિ, અભડાશો. હિંદુસ્તાનમાં લોકો માયામાં લુબ્ધ થવા ના કહે છે; એ બધું ખરૂં પણ કોઇ બાબતમાં દ્વેષ કે ઇર્ષા કરશો નહિ. કોઇ વિષયને તુચ્છકારી કાઢશો નહિ.

સંન્યસ્ત તે માત્ર સત્ય તરફ જવાની નિસરણી તરીકેજ હિંદુસ્તાનમાં ગણાય છે. વેષધારી ત્યાગ કાંઇ પણ ઉપયોગનો નથી. સ્રી પુરૂષો, જે રાણીની વાત આપણે કરી તે પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહે તો ત્વરાથી તેમને ઈશ્વિરનો સાક્ષાત્કાર થાય ને દરેક ઘર, દરેક કુટુમ્બ, સ્વર્ગ સમાન બની રહે.





# ૩૯—પુનર્જન્મ અને કુટુમ્બનાં બન્ધનો.*



મ્હારા આત્મરૂપ બાનુઓ તથા ગૃહસ્થો !

હિંદુસ્તાનમાં એક ધનાઢ્ય વ્યાપારી પોતાના ગામમાં એક મોટી ન્યાત જમાડવાનો હતો, કારણકે તેને ત્યાં શુભ પ્રસંગ આવ્યો હતો. પૂર્વકાળમાં કાંઇ સારો પ્રસંગ હોય ત્યારે ગુણકાનો નાચ પણ કરાવતા હતા, હવે જો કે એ બહુ પ્રચારમાં નથી.

એ વ્યાપારીને ત્યાં નાચ જોવાને સભા મળી હતી તેમાં એક નાચનારીએ પોતાનું ગાયન અને નાચ શરૂ કર્યાં. ગાયન ઘણું અશ્લીલ હતું ને કોઇને પણ પસંદ પડે નહિ એવું હતું, પણ આ પ્રસંગે તો તે ખાસ કરીને બધાજ સાંભળનારાઓના હૃદયમાં ઉંડું ઉતરી ગયું. હિંદુસ્તાનમાં ઘણા ખરા પંડિતો, સુશીલ લોકો, આવાં ગીત પસંદ કરતા નથી; છતાં આ સમયે તો બધા મોહિતજ થઈ ગયા ! આ બનાવને મહિના ઉપર મહિના થઇ ગયા તોપણ જેમણે આ ગાયન સાંભળ્યું હતું, તેઓ રસ્તે ચાલતાં ચાલતાં પણ તેનું ગુંજન કરી રહેતા. હવે પ્રશ્ન થાય છે કે એટલો બધો મોહ શામાં રહ્યો હતો ? જેને પૂછીએ તે એમજ કહેતું કે ગાયન ઘણુંજ સરસ છે, મોહ પમાડે એવું છે, મધુર છે, પણ ખરી રીતે આમ કાંઈ નહોતું. ગુણકાએ ગાયું તે પહેલાં એનું એજ ગાયન તુચ્છ લાગતું હતું; અને હવેજ તેમને તે ઘણું પ્રિય ને આનન્દદાયક લાગવા માંડયું. કારણ એ હતું કે ગાયનમાં મોહ નહોતો, પણ ગાનારનો કંઠ, સુર, સિકલ વગેરે મોહ ઉપજાવે તેવાં હતાં. વળી ગાયન ગાનારની ઢબમાં પણ મોહિની હતી. ખરો મોહ તો તે ગાનારમાંજ હતો, ને તેથી કરીનેજ ગાયનમાં મધુરતા, મીઠાશ આવેલી લાગતી હતી. જગતમાં આ પ્રમાણેજ બને છે. કોઇ ખુબસુરત શિક્ષક હોય, મધુર કંઠવાળો હોય, આંખોમાંથી અમી ટપકતી હોય, તેવો કોઇ પુરૂષ જે કાંઈ બોલે, હાલેચાલે, તે સર્વ લોકોને પ્રિય લાગવાનું. જગતની ભૂલ આ પ્રકારની છે. સત્ય શું છે તે જોવાની તો કોઇ દરકારજ કરતું નથી. મૂળ ગાયન કે વચનો વગેરેમાં શી સત્યતા રહેલી છે તે તપાસવાની કોઇ દરકાર કરતું નથી, પણ માત્ર એ કોણ બોલે છે, એજ વાત વિચારમાં લે છે. 'રામ' ને એક સમયે સ્વામી વિવેકાનન્દ વિષે એક મિત્રે કહ્યું કે; "સ્વામી વિવેકાનન્દના મ્હોં સામુંજ જોઇ રહેવાનું મન થાય છે. તેમની આંખો ને નાક વગેરે કેવું સુંદર છે ?"

લોકો ભાષણ સાંભળવા જાય છે, તે ભાષણ કર્ત્તાની મુખાકૃતિ જોવા જાય છે કે તેનું ભાષણ સાંભળવા જાય છે ? માટે કોઈ પણ ભાષણ કરનાર વગેરેનાં વચનોનો તોલ કરવો; નહિ કે તેની મુખાકૃતિનો વિચાર કરવો. 'રામ' કાંઇ શરીરનો વખાણનારો નથી. મ્હારૂં કહેવું કદાચ તમને કડવું લાગશે, પણ સત્ય શું છે તેજ માત્ર જોવું જોઇએ.

હવે આજનો વિષય બરાબર શરૂ કરતા પહેલાં બાઈબલ, અલકોરાન, વેદો ને ગીતા ઉપર થોડું બોલવાની જરૂર છે. લોકો આ પુસ્તકોમાં, આંખ મીંચીને, જે જે કાંઈ લખેલું

* તા. ૨૭મી ડિસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે 'એકેડેમી ઑફ સાયન્સીઝ'માં આપેલું ભાષણ.

છે તે બધું માને છે; કારણ કે તે પુસ્તકો મહાન પુરૂષોનાં લખેલાં છે, ને તેમને તેઓ પૂર્ણ રીતે ચાહે છે. હવે આપણે જેમ ઉપર કહી ગયા કે નૃત્ય કરનાર ગુણકાના મ્હોંમાંથી અશ્લીલ ગાયન નીકળ્યું પણ તે બધાને પ્રિય થઈ પડયું. એ વાતમાં જે દલીલ આપણે કરી હતી તેજ દલીલ જે લોકો અંધશ્રદ્ધા રાખી, જાતે વિચાર કર્યા વિના પવિત્ર પુસ્તકોમાં જે જે કહેલું છે તે એમને એમજ માને છે; તેમને લાગુ પડે છે. બુદ્ધનું જીવન, કૃષ્ણનું જીવન વગેરે વગેરેનાં જીવન ઉચ્ચ પ્રકારનાં હતાં તેથી શું એમનો દરેક બોધ, એમનાં દરેક પુસ્તક તેના ઉપર જાતે વિચાર કર્યા વિનાજ સત્ય છે, એમ કહેવું વ્યાજબી છે? બીલકુલ નહિ. ઘણી વખત એમ બને છે કે મનુષ્ય પોતે, પોતાના સમયમાં ઘણોજ નામાંકિત થયો હોય ને શ્રેષ્ઠ જીવન ગાળનારો થઇ ગયો હોય; પણ તેનાં વચનો, તેનું શિક્ષણ સંપૂર્ણ નથી હોતું. દુનિયા ભૂલ કરતીજ આવે છે. અમુક મનુષ્યે કહ્યું માટેજ તેને સત્ય ગણવું એજ મોટી ભૂલ છે; ને તેથી કરીને અનેક પ્રકારના બખેડા ને કડવાં વચનોની ઉત્પત્તિ થાય છે. ઑલીવર ગોલ્ડસ્મીથ વિષે ડૉકટર જૉન્સન કહે છે કે, જ્યારે તે લખવા બેસતો ત્યારે એક દેવના જેવું લખતો. હવે એ ઑલીવર ગોલ્ડસ્મીથને એવી ધૂન હતી, ને તે એટલે સુધી પકડી રહ્યો હતો કે કાંઇ વાતજ નહિ. તેનું કહેવું એવું હતું કે જ્યારે જ્યારે હું ખાઉં છું ત્યારે મ્હારૂં ઉપરનું જડબુંજ માત્ર હાલે છે; નીચેનું જડબું હાલતું જ નથી. બધાને આ તો સુવિદિત છે કે આપણે બોલીએ છીએ કે જમીએ છીએ ત્યારે હમ્મેશાં નીચલુંજ જડબું હાલે છે, ઉપરનું કદિ હાલતું જ નથી. આમ છે છતાં એવા મનુષ્યો જે જે કહે, બોલે, લખે તે હમ્મેશાંજ સત્ય નથી હોતું.

કામ કરવું તે, અને કામ કેમ કરવું તે વિષેનું તત્ત્વ પણ જાણવું જોઇએ. એ બેમાં ઘણો ફેર છે. ઘણા અંગ્રેજી ભાષા બોલી જાણે છે; પરંતુ તે ભાષાનું વ્યાકરણ જાણતા નથી. ઘણા જણ દલીલો ને વાદવિવાદ કરે છે; પરંતુ તેમાંના થોડાકજ તર્કશાસ્ત્રનું જ્ઞાન ધરાવે છે. તેજ પ્રમાણે અમુક ઉચ્ચ પ્રકારનું જીવન ગાળવું તે જુદી વાત છે; ને તેવા જીવનમાં જે તત્ત્વજ્ઞાન રહેલું છે, તે વિષે કાંઈ કહેવું એ જુદી વાત છે. જગતમાં મોટી ભૂલજ એ થાય છે કે લોકો ગુરૂના બોધ ને ગુરૂની વર્તણુક સાથે અભેદ કરે છે; ને પછી તે બોધના ગુલામ થઇ રહે છે. 'રામ'નું કહેવું એ છે કે, બંધુઓ! સાવધાન! સાવધાન! સ્વબુદ્ધિ પણ અવશ્ય ચલવો.

જીસસ ક્રાઇસ્ટનાં પુસ્તકો થોડાં છે; છતાં મહાન મહાન તત્ત્વજ્ઞાનીઓ ને વિદ્વાનો તે બોધવચનો ઉપર માથાં પટકી મરે છે. મહમ્મદ પેગમ્બરે ઘણુંજ થોડું કહ્યું છે, છતાં એ પ્રજ્ઞા–એ જ્ઞાન–એ સ્મૃતિ ક્યાંથી ઉદ્ભવી તે કોઇ જાણી શકયું નથી; પરંતુ બંધુઓ! એજ જ્ઞાન, એજ પ્રેરણા તમારા પોતાના અંતઃકરણમાં પણ મોજુદ છે. મનુ મહાત્મા પાસે કોઇ પુસ્તકો નહોતાં છતાં એણે હિંદુઓને માટે કાયદા કાનુનો ઘણાજ સુંદર ઘડી કાઢયા છે. હોમરે ઇલીઅડ અને ઑડીસ જેવાં મહાન કાવ્યો રચ્યાં તે સમયે કયાં સાધનો એની પાસે હતાં? એરીસ્ટોટલ "માસ્ટર ઓફ આર્ટસ" કે "ડૉકટર ઑફ ડીવીનીટી" નહોતો, છતાં કેટલાએ "માસ્તર ઑફ આર્ટસ ને ડૉકટર ઑફ ડીવીનીટી" તેના શિષ્યો છે? જીસસ ક્રાઇસ્ટ અને શ્રીકૃષ્ણ જેવા મહાન યોગીઓને કયાંથી પ્રેરણા થઈ હતી? માત્ર પોતાનાજ અંતઃકરણમાંથી–અંતઃકરણમાં ખોજો–ખોજો–ને ખોજો–પ્રભુ મળશે–પરમ સત્ય મળશે. અખોભક્ત એજ

કહે છે કે, "આત્માને ચીનો" તે વિના ભણ્યા પણ ગણ્યા નહિ, ને જીવતર ધૂળ છે. કબીર, કઇ પાઠશાળામાં ભણુવા ગયો હતો ? નાનક, તુકારામ, તુલસી, નરસિંહ કઇ પાઠશાળામાં ભણુવા ગયા હતા ? પરંતુ આ એમનાં પદો, એમનાં બોધવચનો વાંચતાં પાઠશાળાના મહાન વિદ્યાર્થીઓને પણ મગજ કસવું પડે છે.

આ પ્રકારે જ્યારે આવા પુરૂષો મહાન યોગીની પદ્વી પામી શકે, તો આપણે પોતે શા સારૂ તે પ્રમાણે વર્તી તેવા ન બની શકીએ ? અલબત્ત, આપણે પણ તેજ પ્રકારે કરી શકીએ. જે ચિત્ત, જે હૃદય, જે પ્રેરણા, જે જ્ઞાન, તેમને થયું હતું; તે આપણુને પણ કાંઈ દુર્લભ નથી. માત્ર પ્રયત્નનીજ જરૂર છે. અમૃતકુંડ સર્વના હૃદયમાં ભર્યો છે તે બધા પી શકે તેમ છે. માટે નિરાશા ન લાવતાં આશાયુક્ત પુરૂષાર્થ કરી અચ્યુતાનન્દનો સાક્ષાત્કાર કરો.

'રામ' કહે છે કે, બંધુઓ ! મુજ આત્મા ! એમના દિવસો એમણે નિર્ગમ્યા ને હવે તો તમારો સમય આવ્યો છે; માટે જે જે મહાત્માઓ થઈ ગયા ને તેમણે જે જે વચનો, ઉપદેશો, બોધ વગેરે કરેલા છે તે તમે જાતે અનુભવો તોજ તેમના કહેવાનો મર્મ બરાબર સમજી શકશો. ગીતા સમજવાને શ્રીકૃષ્ણ જેવા મગજની જરૂર છે, મીલ્ટન સમજવાને મીલ્ટનની જરૂર છે; પરંતુ મહમ્મદનું કુરાન સમજવા સારૂ કાંઈ અરેબીઆમાંજ જન્મ લેવાની જરૂર નથી, વેદો સમજવાને હિંદુસ્તાનમાંજ જન્મ લેવાની જરૂર નથી. ત્યારે મહમ્મદ, બુદ્ધ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, વગેરે જેવા થવાને શું કરવું જરૂરનું છે તે એક વાર્તાના ઉદાહરણથી સમજાવીએઃ—

એક જણ પ્રેમની કવિતા વાંચતો હતો. કાવ્ય ઘણું સુંદર હતું. આમાં લયલી ને મજનુનની પ્રેમકથા હતી. આ વાંચનારને મજનુનનું જીવન બહુ ગમ્યું તે એટલે સુધી કે પોતાને મજનુન થવાનું મન થયું. આ ઉપરથી કોઇના કહેવા મુજબ તેણે લયલીની છબી લીધી. પછી પોતે આ છબી ઉપર જેમ મજનુન લયલી ઉપર પ્રેમ કરતો હોય, આંસુ ઢાળતો હોય તે પ્રમાણે વર્તવા માંડયું. છબીને હમ્હમ્મેશ પોતાની છાતી સરસી રાખતો ને કદિ પણ એનાથી વિખુટો પડતો નહિ; પરંતુ કૃત્રિમ પ્રેમ ઘણો વખત ચાલે નહિ. પ્રકૃતિ મુજબ ઉપજેલા પ્રેમનું કદિ અનુકરણ કરી શકાય નહિ. છતાં આ મનુષ્ય તો આ પ્રકારના પ્રેમનું અનુકરણ કરતો હતો. હવે આ પુરૂષને એક માણુસે આવીને કહ્યુંઃ—"અરે ભાઈ! આ શું કરે છે? કાંઈ આમ મજનુન ન થવાય ! મજનુન થવાને માટે કાંઈ લયલીનીજ જરૂર નથી; પરંતુ મજનુનના જેટલો તીવ્ર પ્રેમ જોઇએ. જેના ઉપર પ્રેમ કરવાનો હોય તે પછી લયલી પોતેજ ન હોય તો ભલે, પણ મજનુનના હૃદયમાં જેટલો પ્રેમ રહેલો હતો તેટલો પ્રેમ તો ત્હારા હૃદયમાં હોવોજ જોઇએ."

તેજ પ્રમાણે 'રામ'નું કહેવું છે કે જો ક્રાઇસ્ટ, કૃષ્ણ, બુદ્ધ કે મહમ્મદ થવું હોય તો તેમણે જે જે કર્યું તે કરવાની જરૂર નથી, તેમના જીવનનું બધુંજ અનુકરણ કરવાની જરૂર નથી, તેમનાં કૃત્યોના તમારે ગુલામ થવાની જરૂર નથી, એમનાં કાર્યો કરીને તમારી સ્વતંત્રતા ખોવાની નથી; પરંતુ તમારાં પોતાનાં સ્વતંત્ર કાર્યો કર્યે જાઓ, અને તેમના હૃદયમાં જે બળ હતું, તેમના જીવનમાં જે ગહનતા હતી, તેમણે જે પ્રકારે સાક્ષાત્કાર કર્યો હતો. તેજ માત્ર તમારે પ્રાપ્ત કરવાની આવશ્યક્તા છે. જો એ પ્રાપ્ત કરી શકો એમ હો, તો તમે હાલ જે સ્થિતિમાં છો; તે સર્વે વસ્તુસ્થિતિ બદલાઈ જાય. આજ રાત્રે ક્રાઇસ્ટ જન્મે તો તે શું કરે?

ક્રાઇસ્ટ માફક હવે આજે શૂળી ઉપર ચડી આત્મભોગ આપ્યા વિના ક્રાઇસ્ટ જેવું જીવન ગાળી શકાય તેમ છે. પોતાની દઢ માન્યતા ને શ્રદ્ધાને માટે ક્રાઇસ્ટે આત્મભોગ આપ્યો હતો; ને શોપનહોરે પોતાની દઢ માન્યતા ને શ્રદ્ધાને માટે શરીર ન પાડતાં જીવવું પસંદ કર્યું હતું. **પોતાની દૃઢ માન્યતા ને શ્રદ્ધા માટે શરીરનો ભોગ આપવા કરતાં તેને ખાતર જીવવું એજ કેટલીક વખત વધારે કઠિન હોય છે.**

માટે **દરેક વાતની તેના પોતાનાજ ગુણદોષ પ્રમાણે કિંમત કરો.** એ વસ્તુ કોના તરફથી આવે છે, કોણ આપે છે, એના ઉપર આધાર ન રાખવો; કોઈ પણ પયગંબરનો બોધ એ જુદી વાત છે, ને તેના જીવનનાં કૃત્યો એ જુદી વાત છે.

હવે પહેલો પ્રશ્ન મને એ પૂછાયો છે કે, "પુનર્જન્મ જો છેજ તો તેથી કરીને શું કુટુમ્બનાં બંધનો તૂટતાં નથી? અને જેઓ અહીં એકઠા રહે છે, તેઓ શું બીજી દુનિયામાં તે પ્રમાણે નહિ રહે?" પ્રશ્ન ઉત્તમ છે ને તેને આપણે કકડે કકડે લઇશું. પહેલું જો "પુનર્જન્મ છે એ સત્ય વાત છે તો તેથી કરીને કુટુમ્બનો સંબંધ તૂટતો નથી?" તે પ્રશ્ન લઇશું.

'રામ' માત્ર એટલુંજ જાણવા માગે છે કે આ જગતમાં કોઈ પણ ઠેકાણે 'કુટુંબનો સંબંધ' એવું કાંઇ પણ છે? તમારે પોતાનેજ એવો કાંઈ સંબંધ છે? એક મનુષ્ય એક છોકરો છે; હવે આ છોકરો નાનો છે, ત્યાં સુધી પોતાના બાપના ભેગો રહે છે. પુખ્ત ઉમ્મરનો થાય છે, ભણે છે, ગણે છે ને નોકરીએ લાગે છે કે બાપ પાસેથી ચાલી જાય છે; ને પોતાનુંજ કુટુમ્બ એટલે કે પોતાની સ્ત્રી તથા છોકરાંને લઇને બીજે દેશ ફરતો ફરે છે. કુટુમ્બનો સંબંધ એકદમ પોતાના સ્વાર્થને અંગે તૂટી જાય છે. પોતાની કમાણી પોતાનાજ પિતાને ન આપતાં તે પોતાની પાસે રાખે છે; અને એવું બને છે કે પુત્ર હિંદુસ્તાનમાં ફરતો હોય છે તો પિતા જર્મની કે બીજા કોઈ દેશમાંજ ફરતો હોય છે. તો આવા સંયોગોમાં કુટુમ્બનો સંબંધ ક્યાં રહ્યો? કબૂલ કરવું પડે છે કે માત્ર કહેવાનોજ સંબંધ હોય છે; હું ફલાણો-ફલાણો, ને મ્હારા બાપનું નામ ફલાણું-ફલાણું, બસ આજ સંબંધ. હજી આપણે વધુ જોઇએ એક અમેરિકન ને બીજું જર્મન એમ બે જણાં પરણે છે. આમ થતાં કન્યાનો બીજા દેશમાંનો જૂનો કુટુમ્બ સંબંધ જતો રહે છે, ને નવો ઉત્પન્ન થાય છે. એકજ ઘરમાં ભાઈ બ્હેન હોય છે, તે જુદે જુદે સ્થળે પરણી, જુદે જુદે સ્થળે રહેવા જાય છે; પછી એમનો સંબંધ ક્યાં રહ્યો? પ્રશ્ન એ છે કે પુનર્જન્મ હોય તો તેથી કુટુમ્બનો સંબંધ તૂટે છે કે નહિ? ઉત્તર એજ કે આ જગતમાં કુટુમ્બના સંબંધ જેવું છેજ નહિ, તો પછી તૂટવાનું શું હતું? છતાં ધારો કે એવું કાંઈ છે, તોપણ પુનર્જન્મથી તે તૂટી જતો નથી. એક જણને ઘણાં છોકરાં છે ને તેમાંથી એક ગુજરી જાય છે. હવે કેટલાક એમ ધારે છે કે આ ગુજરી ગયો એટલે આ જગતમાં સંબંધજ તૂટયો, પણ આ સંબંધ પાછો, બીજી દુનિયામાં, સ્વર્ગમાં ઉભો થશે. જો આ સંબંધ સ્વર્ગમાં પાછો જોડાતો હોય, તો તે કઈ બીજી દુનિયા કે કયા સ્વર્ગમાં જોડાવાનો હતો? કોઈ પણ શાસ્ત્ર, સ્વર્ગની ભૂગોળ જણાવતું નથી, કે તેનું સરનામું પણ આપતું નથી; કે જેથી કરીને મનુષ્ય સમજે કે અમે પેલી દુનિયાનાં એક કુટુમ્બી અહીં એકઠાં થયાં છીએ. પુનર્જન્મના કાયદા મુજબ મનુષ્ય પોતાના કુટુમ્બનો સંબંધ જાળવી રાખવા માગે તો તે બને એમજ નથી, કારણ મનુષ્ય પોતાની મેળેજ પોતાના ભવિષ્યનો માલીક છે. પુરૂષાર્થજ પ્રારબ્ધ કરતાં પ્રાધાન્ય ભોગવે છે. મનુષ્ય પોતાનો સંબંધ ને પોતાનાં બંધનો પોતાની મેળેજ

ઉત્પન્ન કરે છે. મરણ સમયે તમે કોઇની સાથે સંબંધ રાખવા તીવ્ર ઇચ્છા રાખશો તો જરૂર તમે તેમ કરી શકશો; ને જો અમુક મનુષ્ય સાથે તમે કાંઇ પણ સંબંધ રાખવા નહિ માગો તો પુનર્જન્મમાં તમારે એની સાથે કાંઇ પણ લેવા દેવા નહિ રહે. એજ પ્રમાણે મરણ પછી જેનાથી તમે છુટા થવા માગો છો તેમની સાથે પણ તમારો કાંઈ પણ સંબંધ રહેવાનો નથી એ નિશ્ચય છે. વેદાન્ત ડંકો વગાડી આ બાબત કહે છે.

આ બાબતમાં ઘણી ગેરસમજુત છે. બધું એક પછી એક કહેવામાં આવશે. યૂરોપ ને અમેરિકામાં સ્વર્ગ વિષે જે માન્યતા છે, તે વિષે આપણે હમણાં કહીશું. સ્વર્ગ એટલે તેઓ એમ સમજે છે કે જ્યાં બધાં ભેગાં મળી આનંદ કરે છે તે. 'રામ' કહે છે કે જરા વિચાર કરો. સત્યની ખાતર જરા ધીરજથી વિચાર કરો. જ્યાં હદ બંધાઇ હોય ત્યાં કદિ પૂર્ણ સુખ હોઇ શકે, એ અશક્ય છે. કારણ સ્વર્ગમાં જઇને સુખ મળવાની ઈચ્છાથી તમે એમ ઇચ્છો છો કે મ્હારાથી કોઇ ચ્હડીઆતો યા બરોબરીઓ ન હોય; પરંતુ સ્વર્ગમાં તો કોઇક કોઇક ચ્હડીઆતા મળવાનાજ. બુદ્ધ ને ક્રાઇસ્ટ પણ ત્યાં મળવાના ને તેમનું સુખ જોઇ તમને અસંતોષ થવાનો. જ્યાં જ્યાં ભેદ છે ત્યાં ત્યાં સુખ કદિ રહેતુંજ નથી. તમારા સુખનો ભંગ શાથી થાય છે? ભેદથી, બીજાના ચડીઆતા સુખના દર્શનથી. બાઇબલમાં કહ્યું છે કે સ્વર્ગ કાંઇ બહાર નથી, તમારા પોતાનાજ હૃદયમાં સ્વર્ગ રહેલું છે; અને બહાર છે એમ કલ્પવું એજ દુઃખમય છે. આકાશમાં સ્વર્ગ નથી કે તારાઓમાં સ્વર્ગ નથી. સ્વર્ગ તમારા પોતાના હૃદયમાંજ છે. સુખમાં ભંગ શાથી પડે છે? બીજાનાં વધારે સુખ જોઇને, સાથેના જોડીઆઓને, બરોબરીઆઓને આપણાથી વધારે આનંદી, સુખી જોવાથી આપણા સુખનો નાશ થાય છે. દરેક જણ પોતાને અદ્વિતીય જોવાને ઇચ્છે છે. બાઇબલમાં કહ્યું છે કે, "સ્વર્ગમાં આપણે મળીએ છીએ" તો એનો અર્થ શો? પરંતુ ન્યુટેસ્ટેમેન્ટમાં પણ કહ્યું છે કે; **"સ્વર્ગનું રાજ્ય હૃદયમાં છે" "પ્રભુનું રાજ્ય હૃદયમાં છે"** માટે બહાર કોઈ સ્વર્ગ રહેલું છે, કોઈ બીજી દુનિયામાંજ સ્વર્ગ ટકી રહ્યું છે, એ કલ્પનાજ ખોટી છે. બિચારા પ્રભુ ઉપર દયા રાખો. પ્રભુ જો વાદળમાં સ્વર્ગ રાખી રહેતો હોય તો એને શરદી થઇ જાય એનો તો વિચાર કરો! પ્રભુ કહો, સ્વર્ગ કહો કે જે કહો તે સર્વ તમારા હૃદયમાંજ છે.

દિવ્યતામાં ગરક થઇ જાઓ, નિર્વાણપદ પામો, પ્રભુનો સાક્ષાત્કાર કરો તો સ્વર્ગ તમે પોતેજ થશો. તમે પોતે સ્વર્ગમાં નહિ જાઓ પણ તમે પોતેજ સ્વર્ગ બનશો. આ પ્રમાણે સર્વ સૃષ્ટિ સાથે તમે સંબંધ રાખી શકશો. મિત્રો, કુટુમ્બ વગેરેને સ્વર્ગમાં મળશો, જીવન્મુક્ત પુરૂષ હમ્મેશાં સ્વર્ગમાંજ વસે છે. તેને કશામાં ભેદબુદ્ધિ ઉપજતી નથી.

લોકોને પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાની ઘણી ઇંતેજારી હોય છે. એ ઇચ્છાને સારૂ તેઓ બહુ વળખાં મારે છે, છતાં એ વસ્તુ મળી શકતી નથી. હવે તે ન મળવાનું કારણ શું ને તે કેવી રીતે મળી શકે? લોકો હૃદયભંગ–આશાભંગ થાય છે ને અંતે દુઃખી થાય છે, તેનું કારણ શું? કારણ એ કે સ્વર્ગમાં તેઓ મળી શકતા નથી. જગતના લોકો! જો તમારી ઇચ્છા હોય કે તમારા મિત્રો તમને મળે, જગતનું બધું જર તમને મળે, જો એવી ઇચ્છાઓ રાખતા હો તો તમે તમારૂં નકામું બળ ખૂઓ છો. 'રામ'નું કહેવું મહેરબાની કરીને માનો તો એક એવી કુંચી દેખાડીશ કે જેથી સર્વ ઇચ્છિત વસ્તુ આપોઆપ આવી મળશે. સ્વર્ગમાં સર્વને મળી શકશો ને જણાશે કે સર્વ વસ્તુ તમને ખોળતી, તમારી પાસે

દોડતી દોડતી ચાલી આવે છે. **જોરજુલમથી કોઈનો પ્રેમ માગતાં, ભિખારી માફક કોઈ વસ્તુની ઇચ્છા કરતાં તે તમારાથી દૂર ને દૂરજ નાસશે.** માત્ર જ્યારે બેદરકાર બનશો ત્યારેજ તે વસ્તુ આગે ને આગે આવીને ખડી રહેશે. કહેવત છે કે:—

**"માગે તેથી આઘે, (ને) ત્યાગે તેની આગે."**

જે પળે ઇચ્છાને દૂર કરશો-ઇચ્છાની પાર જશો-તેજ પળે ઇચ્છિત વસ્તુ તમારી આગળ આવીને ઉભી રહેશે; પણ જે પળે પાછા લાલસા કરશો-ભીખ માગશો-તેજ ક્ષણે તમે તેનાથી દૂર ખસી જશો. લોકો કહે છે કે "ખોળો કે તમને જડશે; ઠોકો કે દ્વાર ખુલ્લાં થશે;" પણ આનો અર્થ લોકો બરાબર સમજતા નથી. શોધશો, ઇચ્છાથી વ્યાપ્ત થઇ અધૈર્યથીજ વસ્તુની ભીખ માગશો તો કદીજ નહિ મળે. જવું ઈશ્વરને ઘેર, ને ત્યાં ભિખારીના વેષમાં જવા માગો છો; પરંતુ મેલા મનથી, ભીખ માગવાના ઉદ્દેશથી કદિ પણ તમારે માટે ત્યાંના દ્વાર ઉઘાડાં નહિ થાય. રાજા પાસે જતી વખતે જેમ ઉત્તમ શણગાર સજવો પડે છે, મેલાં ઘેલાં કપડાં કામ ન લાગે; તે પ્રમાણે ઈશ્વર પાસે જતાં પણ ઇચ્છારૂપી મેલાં કપડાં યોગ્ય નથી. એ ઇચ્છાઓને દૂર કરીનેજ ત્યાં જઈ શકાય છે. ઈશ્વરને જોવો હોય-સ્વર્ગને હૃદયમાં ખુલ્લું કરવું હોય-તો લાલસા, ઇચ્છા, આસક્તિ વગેરે દૂર કરીનેજ જોવાશે.

કર્મનો કાયદો કહે છે કે મનુષ્ય પોતાના પ્રારબ્ધનો માલિક છે. આપણેજ આપણી આસપાસની સ્થિતિ ઉત્પન્ન કરીએ છીએ. કર્મના નિયમ મુજબ જ્યારે કોઇ વસ્તુની તમને ઇચ્છા થાય છે-તે માટે વલખાં મારો છો-ત્યારે તે મળતીજ નથી; પરંતુ આમ લાલસામાં અમુક વખત ગયા પછી નિરાશ થઇ, આશા છોડી, બેદરકાર થઈ પાછા ફરો છો; તેજ ક્ષણે તે વસ્તુ તમારી પાછળ પાછળ ચાલી આવે છે. કર્મનો આ કાયદો છે. જેમ આગળ વધવા સારૂ ચાલતાં ચાલતાં એક પગ ઉંચો કરીને પછી નીચો મૂકવો પડે છે, ને બીજો ઉંચકવો પડે છે ને તે પાછો નીચો મૂકવો પડે છે; તેજ પ્રમાણે કર્મના કાયદા મુજબ પહેલાં લાલસા થાય પણ પછી તે નીચે નાંખવી પડે છે-દૂર કરવી પડે છે. લાલસા થયા પછી એક એવો સમય આવે છે કે જે વખતે નિરાશ થઇ લાલસા-ઇચ્છાઓ જે દૂર કરવી પડે છે, માટે જો ઇચ્છાઓ તૃપ્ત કરવી હોય તો ઇચ્છાઓને પહેલી દૂર કરો. 'રામ' કહે છે કે સર્વ ઇચ્છાઓ, આસક્તિઓ પૂર્ણ થવીજ જોઇએ, તેનાં ફળ મળવાનાંજ; પણ એક શરતે, ને તે એ કે **ઇચ્છા થયા પછી તે ઇચ્છા ત્યાગે તોજ તે ઇચ્છા પરિપૂર્ણ થાય.** ઠીક, હવે ઘણા લોકોની એવી ઇચ્છા હોય છે કે પોતપોતાના આ જગતના સંબંધો જાળવી રાખવા; પરંતુ ડંકો વગાડીને કહેવા દો-દુદુંભિનાદ કરી કહેવા દો-કે એ મૂર્ખતા છે; બીલકુલ અશક્ય છે. માયાથી લપટાએલું કાંઈ પણ શાશ્વત રહી શકે તેમ નથી. એવી આશા નિરાશામાંજ ફેરવાઇ જવાની. કદિ એવી ઇચ્છા ન રાખશો. હૃદયમાંથી તેને દૂર કરજો. 'રામ' ભાર દઇને કહે છે, ફરી ફરીને કહે છે કે ભાઇઓ! **એ આશા મૃગજળવત્ છે, શાશ્વત તો માત્ર તમારી પોતાની દિવ્યતાજ છે.** તમે પોતે પ્રભુ છો તેજ શાશ્વત છે, સત્ય છે, પરમાનંદ રૂપ છે. આ ક્ષણભંગુર શરીર અને તેને લગતી બધી વસ્તુઓ કદિ પણ નિરંતર રહી શકે તેમ નથી. કરોડો વર્ષ જીવો પણ અંતે મૃત્યુ તો છેજ. સૂર્ય પણ એક દિવસ નાશ થવાનો છે, પૃથ્વી પણ નાશ પામશે, ગ્રહગણો તારામંડળ વગેરે સર્વ અશાશ્વત છે. સર્વ વસ્તુઓમાં ફેરફાર થએજ જવાનો. માત્ર એક પરમ સત્યજ શાશ્વત છે. કુટુમ્બના સંબંધોમાં પણ ફેરફાર થશે

જાય છે. શાશ્વત રહી શકતા નથી, માટે આસક્તિ એમાં જે હોય તો એકદમ તોડી નાંખો. નદીઓ અવળી વહે, વાયુ નીચે વહે, અગ્નિમાં શીતળતા આવે ને સૂર્યથી અંધકાર વ્યાપી રહે; પણ જગતની અશાશ્વતતા કદિ પણ ચળે તેમ નથી. નદીના પ્રવાહમાં જેમ અનેક વસ્તુઓ ભિન્ન ભિન્ન દિશામાંથી આવી એક જગ્યાએ મળે છે, પણ પાછી દૂર હડસેલાઈ જાય છે; તેજ પ્રમાણે એક બળવાન મોજું આવી એક બીજાને છુટાં પાડે છે. આ જગતનું બંધારણજ એ પ્રકારનું છે. કદાચ ફરીથી એકાદ વખત આ વસ્તુઓ પાછી આવી મળે તોપણ તે છુટી પડવાને માટેજ–કદિ સાથે તો રહીજ ન શકે. જેમ એક ઘરમાં મા, બાપ, ભાઈ, બ્હેન વગેરે હળે છે, મળે છે પણ પછી પોતપોતાના કામે વળગી જતાં જુદાં પડે છે; તેજ પ્રમાણે આખા જગતમાં નિરંતર, શાશ્વત કોઈ એકઠું રહી શકતું નથી. આવા **અશાશ્વત સુખ માટે વલખાં માર્યા કરતાં શાશ્વત સુખ, આનંદ જે છે તે માટે પ્રયત્ન શા માટે નથી કરતા?** પરમ સત્ય, આત્મા વિષે વિચાર કરો ને તેનો સાક્ષાત્કાર કરો.

એક કન્યા તરતની પરણેલી હતી. પોતાના સાસરીઆમાં બધા સાથે હળીમળી બેઠી હતી ને મધુર મધુર વાતચીત કરતી હતી. આ કન્યાનો ધણી બીજે દેશ દૂર હતો. નણંદ વગેરેએ આ કન્યાના ધણી વિષે–એટલે પોતાના ભાઈ વિષે કાંઈ વાત કાઢીને તેમાં તેના વિષે કાંઈક કપાતું બોલી. 'રામ' આ વખતે ત્યાં હાજર હતો. પેલી કન્યા બોલી કે, "તમે કે જે મ્હારા ધણી સાથે ઘણો થોડો સમય રહેવાનાં છો, તેમને માટે–હું મ્હારા ધણી વિષેનું અણઘટતું બોલવું સાંભળી શકીશ નહિ. મ્હારે તો જન્મારો તેમની સાથે ગાળવાનો છે." આ પ્રમાણે જગતનાં બંધનો થોડા વખતનાં છે, માટે **જે શાશ્વત છે તે વિષેજ વિચાર કરો. જગતનાં બંધનોની દરકાર કરી પ્રભુ સાથે વેર ન બાંધો.**

મહાત્મા બુદ્ધ પાસે એક જણ આવીને કહેવા લાગ્યો કે તમે તમારા પિતાના રાજ્યમાં જાઓ ને ત્યાં ભિક્ષા માગો. મહાત્મા બુદ્ધ એક રાજપુત્ર હતો ને તે તે વખતે રાજ્યપાટ છોડી વિચરતો હતો. ભિખ માગવાનો ધંધો તેનો નહોતો. એ તો એક મહા અવધૂત યોગી હતો. કાંઈ મળ્યું તોપણ ભલે ને ન મળ્યું તોપણ ભલે; એવી એની વૃત્તિ હતી. શરીરની કોઈ પણ જાતની દરકાર વિના જગતમાં તે ફરતો હતો. તેણે તો પોતાના પિતાના રાજ્યમાં પણ એવી રીતે વિચરવા માંડ્યું.

રાજાએ–તેના પિતાએ આ હકીકત જાણી એટલે તે દોડતો તેની પાસે ગયો, રોયો, આંસુ ઢાળ્યાં ને કહ્યું:–"હે પુત્ર! આપણે રાજ્યપાટના અધિકારીને આમ ઘેર ઘેર ભટકવાની જરૂર નથી. આપણને નાનમ લાગે, ખોટું કહેવાય, માટે આ છોડી દે ને આપણી બાપદાદાની આબરૂને બટ્ટો લાગે તેમ ન કર." બુદ્ધ મહાત્માએ સ્મિત કરતાં કરતાં કહ્યું:–"સાહેબ! જે કુટુમ્બનો હું છું તેતો પાછળ રહ્યું છે. મ્હારા પૂર્વ જન્મનો હું તો વિચાર કરૂં છું ને એ વિચાર કરતાં જણાય છે કે હું તો ભિક્ષાન્દેહિ કરનાર કુટુમ્બમાંનો એક છું. આપણે તો માત્ર માર્ગે જતાં વચ્ચે અથડાયા છીએ; બાકી આપણા માર્ગ ભિન્ન ભિન્ન છે. તમે તમારે રસ્તે જાઓ ને હું મ્હારે રસ્તે ચાલ્યો જઈશ."

આ પ્રમાણે છે તો પછી કુટુમ્બનાં બંધન છેજ ક્યાં? તમે કહો છો કે અમારાં બાળબચ્ચાં છે. તમે તેમને વળગો છો, વ્હાલાં છો, ચુમ્બન કરો છો અને અનેક પ્રકારનાં લાડ લડાવો છો; પણ જરા તમારા એ તત્ત્વજ્ઞાન ઉપર વિચાર કરો. એ છોકરાં તમારાં છે, એમ

જાણી એ સંબંધ અનંતકાળ સુધી જાળવી રાખવા તમે ઇચ્છો છો, પણ એક અશ્લીલ વાત કહેવી પડે છે; તમે તમારાં છોકરાં છે એમ કહો છો, તમારા લોહીથી ઉત્પન્ન થયાં છે એમ કહો છો, તમારૂં માંસ વગેરે એમનામાં છે એમ કહો છો, તો પછી તમારી લાળ, લીંટ, પીઆ વગેરે તમારાજ શરીરથી ઉદ્‌ભવેલાં છે તેનું શું? જવાબ દો, **પોતામાંથીજ જુ, માકડ, પીઆ, લાળ વગેરે વસ્તુઓનો નાશ કરવો એ કયો ન્યાય? ને પોતાનાં પેટનાં છોકરાં ઉપર ફીદા ફીદા થવું એ કયો ન્યાય?** જરા તર્કશાસ્ત્ર ઉપર વિચાર કરો. 'રામ'નું કહેવું એમ નથી કે તમારાં છોકરાં પ્રત્યે ક્રૂરપણે વર્તો; માત્ર એજ કહેવું છે કે સર્વ દુનિયાને એકજ દૃષ્ટિથી જુઓ. કુટુમ્બબંધનને તમારી પ્રગતિની આડે ન આવવા દો.

જ્યારે આ શરીરે (સ્વામી રામતીર્થે પોતે) કુટુમ્બબંધન-કહેવાતું બંધન-તોડયું, ત્યારે કેટલાક જણુ આવીને કહેવા લાગ્યા કે; "તમે તમારી સ્ત્રી, છોકરાં, સંબંધી વગેરેનો સ્વાર્થ કેમ ન જોયો?" તમારા ઉપરજ તેમનો આધાર હતો. પ્રશ્ન પૂછનાર મ્હારી સાથેનો એક પ્રોફેસરજ હતો. 'રામે' તેને કહ્યું:-"તમે પ્રોફેસર છો, પાઠશાળામાં તત્ત્વજ્ઞાન ઉપર ભાષણુ આપો છો, તો તમે મને કહેશો કે તમારા જ્ઞાનની બરોબર તમારા ઘરમાંનાં બધાં મનુષ્યો જ્ઞાન ધરાવે છે? તમારા ભાઇ ભાંડુ વગેરે તમારા જેટલું જ્ઞાન ધરાવે છે?" તેણે કહ્યું:- "ના." "ત્યારે પાઠશાળામાં આવી ભાષણુ આપો છો, તો ઘેર કેમ છોકરાં તથા સ્ત્રી વગેરેની પાસે ભાષણુ આપતા નથી? તમારા ઘરમાં નોકર ચાકર, મા, માસી વગેરેને તત્ત્વજ્ઞાન સમજાવવું મૂકી દઈ પાઠશાળામાં શા સારૂ ભાષણુ આપો છો?" પ્રોફેસરે કહ્યું:-"એ લોકો ભાષણુ સમજી શકે તેમ નથી."

પછી આ ઉપરથી એ પ્રોફેસરને કહેવામાં આવ્યું કે; જુઓ ભાઇ, એ તમારાં સગાં નથી, તમારાં પાડોશી નથી. તમે કોણુ છો? તમે કાંઇ શરીર નથી. તમે પોતે સ્વયંભૂ છો; પણુ તે તમે કબૂલ કરતા નથી. તમારૂં મન જ્યાં ભમે છે ત્યાં તમારાં સગાંવ્હાલાં વસતાં નથી. જે લોકો તમારા વિચારની પરંપરા સમજી શકે છે, તમારા જ્ઞાનમાં ભાગ લઇ શકે છે, અને તમારા મનની સાથે રહી શકે છે; તેજ તમારાં સગાં સંબંધી છે. તમારા અધ્યયન વખતે તમારાં છોકરાં છૈયાં, તમારા નોકર ચાકર વગેરે તમારી કોટડીમાં આવે છે, જાય છે; પણુ તે સમયે તમારે મન તેનું કાંઇજ નથી. જ્યારે એમજ છે, તો પછી તમે તત્ત્વજ્ઞાનના જે ઉચ્ચ શિખર ઉપર હો છો ને તમારા જે શિષ્યો તમારાં ભાષણો સાંભળે છે, તમે જે વાંચો છો, વિચારો છો તે વિષે વિચાર કરો છે, તેજ તમારા સંબંધી ને પાડોસી છે. બીજા કોઇજ નહિ. એમ તો તમે જે મકાનમાં રહો છો, ત્યાં અનેક જીવજંતુ પણુ રહે છે. ઉંદર, બિલાડી, જુ, માકડ વગેરે અનેક પ્રાણીઓ રહે છે; પણુ તે તમારાં પાડોસી નથી; પરંતુ જેઓ તમારા આત્મજ્ઞાન સાથે નિકટ સંબંધ ધરાવે છે તેજ તમારાં સંગાથી છે. વળી પ્રોફેસર સાહેબ! તમે જન્મ ક્યાં ઇચ્છો છો? ઘરમાંના ઉંદર બિલાડી ભેગા કે તમારાં અજ્ઞાન કુટુમ્બી ભેગા? પ્રેમ એટલે શું? જે લાગણી તમને થાય છે તેજ બીજાને થાય એજ એનો અર્થ. એક જણુને તમે ચ્હાઓ છો એટલે કે તેનો સ્વાર્થ-એની લાગણી વગેરે તમારાં પ્રમાણેજ છે. તમારા સ્વાર્થ વગેરેનો એના સ્વાર્થ વગેરે

સાથે અભેદ છે. કોઈ મનુષ્યને તમે ચ્હાઓ છો, તે એટલાજ પુરતો કે તમે એ મનુષ્યમાં પોતાનેજ ચ્હાઓ છો. ખરૂં જોતાં મનુષ્ય પોતે પોતાનેજ ચ્હાય છે.

આ પ્રમાણે કુટુમ્બબંધન તૂટેલાંજ છે, મૂળથીજ છેજ નહિ. આ ઉપરથી એક બીજી વાત યાદ આવે છે ને તે નિર્ભયતા વિષે છે, પણ આજે આપણે તે વિષે બધારે નહિ કહીએ. ભય શાથી ઉત્પન્ન થાય છે? લોકો કહે છે કે ભય પામશો, પણ એમ શા ઉપરથી કહે છે? ભય ન પામવાનો ઉપાય દેખાડીશું, પણ તે વિષય કોઈ બીજા સમયે લઈશું. ઉપનિષદ્માંથી કાંઇક થોડું કહી અહીંજ હાલ તો વિરમીશું.

અણુથી અણુ ને ગુરૂથીય ગુરૂ, જગમાં વિલસે કાંઇ આત્મપણું;
હૃદયસ્થ હરિ રહી વ્યાપી બધે, નિશા ઘોર મહીં લહે સુખ ઘણું.
વસી શરીરે શરીરી હીન બને, અનન્ત મહીંય અનન્ત સુએ;
પ્રસરી સઘળે રહી સર્વ મહીં, ભય દૂર કરે મન પ્રબુદ્ધ થઈ.

ૐ! ૐ!! ૐ!!!

